ॐ

# લોહાણા રત્નમાળા.

## ( પૂર્વાર્દ્ધ )

લખનાર:

નારાયણજી ગોકળદાસ ડોસાણી.

બ્હેન લક્ષ્મીબાઈ ગોકળદાસ ડોસાણી.

પ્રકાશક:

નારાયણજી ગોકળદાસ ડોસાણી.

તંત્રી. સમાજજીવન. માલિક: સેવાસમિતિ પુસ્તકાલય.

૧૨૩, ગુલાલવાડી-મુંબઈ નં. ૪.

ચરિત્ર મહિમા:

જન મહાન તણાં જીવનો પઢિને અનુસરતા મહાન તમેય થશો;
ભવ પંથ વિકટ અતિ તેહ પરે પગલાં નવલાં પણ મૂકી જશો.

પ્રથમાવૃત્તિ. ] ઈ. સ. ૧૯૨૪. [ સંવત ૧૯૮૦.

કિંમત રૂ. ૧૦-૦-૦.





  



  

શ્રી "વીર-શાસન પ્રિન્ટીંગ પ્રેસમાં" શા. કેશવલાલ હલસુખભાઇએ છાપ્યું
ઠે. કાળુપુર, ટંકશાળ—અમદાવાદ.



## અર્પણ પત્રિકા

સ્વ. પિતાશ્રી ગોકળદાસ ડોસાણી

અને

વિદ્યમાન માતુશ્રી હરકુંવરબાઈ

ને

એમના અસંખ્ય ઉપકારોના સંસ્મરણમાં

ભક્તિભાવપૂર્વક અર્પણ.



# સ્વ. પિતાશ્રી ગોકળદાસ ડોસાણી (પારાવાડા)



કુદરતે બક્ષેલ કર્તવ્યોમાં સંસારીઓને માતાપિતા પ્રતિનું કર્તવ્ય મુખ્ય છે. શાસ્ત્ર પુરાણોએ આ કર્તવ્યનો મહિમા મુક્ત કંઠે ગાયો છે. સમય બદલાયો તેમ મુખ્ય કર્તવ્યોની અને શાન્ત જીવનની ઓટ આવી અને સિદ્ધાન્ત વગરનાં ધાંધલીયાં જીવનની ભરતી આવી છે; છતાં એ દેવમૂર્તિ માતાપિતા કે જેમના મહાભારત ઉપકારોનો બદલો કોઇ રીતે વાળી શકાય તેમ નથી. એનો ટુંક પરિચય આપવો અહીં આવશ્યક માનીએ છીએ.

લોહાણા જ્ઞાતિનાં અન્ય કુટુંબોના મુકાબલે ( પશ્ચિમ ) ગણાત્રા કુટુંબ પણ ઘણું મોટું છે. આ કુટુંબ કચ્છમાંથી પ્રથમ સલાયા તરફ વળ્યું, બાદ કાઠિયાવાડના જુદા જુદા ભાગમાં વસ્યું. વખત જતાં જ્યાં જ્યાં જે જે સમૂહે વસવાટ કર્યો તે તે વિભાગ ઉપરથી તેઓ ઓળખાવા લાગ્યા. જેમકે માંઢા ગામમાં વસેલા માંઢાઇ, તેમ ભરાણા ગામમાં વસેલા ભરાણીઆ આદિ ઉપઅંવટકોએ ઓળખાવા લાગ્યા. આ રીતે મૂળ અટક ભાવી પ્રજાથી ભૂલાઇ જવાય છે. ભરાણા ગામમાં વસેલા ( પશ્ચિમ ) ગણાત્રા કુટુંબમાં મારા પિતાશ્રીનો જન્મ થયો હતો. મારા પિતામહને ૮ ભાઇઓ હતા. ૧ વાલજી, ૨ મૂલજી, ૩ આણંદજી, ૪ ડોસાભાઈ, ૫ વીરજી, ૬ કાનજી, ૭ ઓધવજી અને ૮ દયાળજી. આ કુટુંબસંસ્થા સંયુક્ત હતી: અને તેઓનું એકત્ર બળ અજીત હતું. કહેવાય છે કે ભરાણા ગામમાં પછી કાંઈ રાજદ્વારી આફત આવી પડતાં તેઓ વરતુ નદીના રમ્ય કિનારા પર આવેલા ઝારેરા ગામમાં આવીને રહ્યા. અને ત્યાં કપાસનો તથા ખેડુતોને નાણાં ધીરવાનો ધંધો કરતા હતા. આ ઝારેરા ગામમાં સંવત ૧૯૧૯ ની સાલમાં મારા પિતાશ્રીનો જન્મ થયો હતો. સંવત ૧૯૨૬ ની સાલમાં રૂના વેપારમાં આ આઠે ભાઈઓને મોટી ખોટ આવી ત્યારપછીથી ઓધવજી, દયાલજી તથા અમારા પિતામહ ડોસાભાઈ એ ત્રણે બીજા ભાઇઓથી જુદા થયા. બીજા ભાઇઓ નજીકના અડવાણા, મોરાણા વગેરે ગામમાં વસી જુદો જુદો વેપાર કરવા લાગ્યા.

કહેવાય છે કે આ કુટુંબ સલાયા રસ્તે કચ્છમાંથી ઉતરી કેટલોક સમય આમરણમાં વસેલું; કારણ કે પુત્ર જન્મે તો આમરણનાં દેવને અમારે નૈવેદ્ય આપવું પડે છે. તપાસને અંતે જણાયું છે કે ત્યાં માત્ર એક પીરની દરગાહ છે. આ કુટુંબ ક્ષેત્રપાળ, શૂરોપુરો અને રાંદલ માતાને માને છે. પણ આમરણમાં તો માત્ર એક પીરની જ દરગાહ છે તેથી કલ્પના એવી થઈ શકે છે કે કુટુંબના કોઈ વડાએ પુત્રજન્મ માટે પીરની માન્યતા કરેલ હોવી જોઇએ; અને તે શ્રદ્ધા ફળતાં આખા કુટુંબે તેનું અનુકરણ કર્યું હોય તો તેમ થવું સાવ સ્વાભાવિક છે.

મારા પિતાશ્રીને ૪ ભાઇઓ હતા. ૧ જુઠાભાઈ, ૨ અમરશીભાઈ, ૩ લીલાધર તથા સૌથી નાના પોતે. આ ચારમાં માત્ર લીલાધરભાઈ જ અત્યારે વિદ્યમાન છે. પોતે સૌથી નાના હોઇને બહુ લાડકોડમાં પોષાયા હતા. એ સમયમાં કેળવણીનાં સારાં સાધનો

નહોતાં તેથી મારા પિતાજીએ પણ એક પંડ્યાની ખાનગી નિશાળે પાટીપર ધૂળ નાખી જરૂર જેટલું ગણિત અને અક્ષરજ્ઞાન લીધું હતું. એમના અક્ષર ખોડીઆ થતા હતા. (એમનો ફોટો નહિ હોવાના કારણે માત્ર એમના હસ્તાક્ષર અત્રે આપેલા છે.) એમનું કોઠાજ્ઞાન એટલું બધું હતું કે ગમે તેવા કઠણ હિસાબ તેઓ ક્ષણવારમાં મ્હોડે કહી દેતા. કદી કદી અમને કહેતા: "તમારી ગોખણપટ્ટી ભણતર અમારા કોઠાજ્ઞાનને પહોંચે નહિ." અને એ તેની વાત સર્વથા સાચી હતી. જરૂરજોગું શીખી પછી પોતે પિતાના વ્યાપારમાં જોડાયા. સંયુક્ત કુટુંબમાં એમનું બાળજીવન સુખની સુરમ્ય ઘડીઓમાં પસાર થયું હતું. જ્યેષ્ઠભાઈ જુઠાભાઈનાં પત્ની નાનુબાઈ એમનાપર બહુ મમતા રાખતાં અને પોતે પણ એમનું બહુ માન જાળવતા. સં. ૧૯૪૦થી આ કુટુંબ વિભક્ત થયું. બે ભાઈ અમરશીભાઈ તથા લીલાધરભાઇ શણખલા ગામમાં રહ્યા. અને જુઠાભાઈ તથા મારા પિતાએ ઝારેરામાં જ રહી વ્યાપાર ચાલુ રાખ્યો. મારાં દાદીમા મીઠીબાઇ મારા પિતાજી સાથે રહ્યાં હતાં. તેઓ બહુ જ સ્નેહાળ દયાળુ અને સાચા દીલનાં હતાં. સં. ૧૯૪૯ માં મારા એક નાના ભાઇ વિઠ્ઠલદાસનો દેહાન્ત થતાં એ ભલાં દાદીમાને ભારે આઘાત થયો. પોતે અંધ હતાં, છતાં પૌત્ર વિયોગે રડી રડીને વિઠ્ઠલદાસના ગત્ થયા પછી ચોથે જ દિવસે એમનો પવિત્ર આત્મા પોતાની પાછળ લીલીવાડી મૂકી જગત્ જંજાળથી અદૃશ્ય થયો. અમને એ દાદીમાનો વિયોગ હજીય સાલે છે.

મારા પિતાજી બહુ ભોળા અને વિશ્વાસુ હતા. ભાઇઓથી વિભક્ત થયા પછી ખેડુતોની શક્તિ જોયા વગર પોતે સામટી ધીરધાર કરવા લાગ્યા. તેવામાં લગોલગ દુષ્કાળ પડયા એટલે ઉઘરાણી ખોટી થઇ જતાં આર્થિક સ્થિતિ નબળી થઈ પડવાથી ઝારેરા ગામ છોડી પોરબંદર રહ્યા. ત્યાં પણ સમયે ચાન્સ આપ્યું નહિ તેથી રાણાવાવમાં વેપાર કરવા લાગ્યા. ત્યાંથી અનુક્રમે નાગકા, હાથલા, વગેરે ગામોમાં અનુભવ લઈ પછી પારાવાડામાં ઘરનાં ઘર બનાવી કાયમને માટે રહ્યા. મારા વડીલ મામા ત્રીકમદાસ પણ પારાવાડામાં રહેતા એટલે મારા પિતાને વ્યાપારાર્થે દેશાવર એકલા જવું પડે તો પાછળથી કુંટુંબની વ્યાધી નહોતી. ત્યારપછી મેં પણ મારા પિતાશ્રી સાથે દેશ દેશાન્તર ફરી અંગ્રેજી ગુજરાતી સાથે અનુભવની કેળવણી લીધી. સ્થિતિ વિચારી આગળ અભ્યાસ નહિ કરતાં પિતાને મદદગાર થવા માટે મુંબઇ આવી માસિક આઠ રૂપીઆના પગારે નોકરી લીધી. હવા પાણી અનુકુળ નહિ આવવાથી ફરી ઘેર જઇ માતાપિતાની આજ્ઞા લઇ હું આફ્રિકા ગયો. મારા પિતાજીએ પણ મુંબઇ છોડી દઇને મારા નાનાભાઇ માધવજીને ભણાવવાની કાળજી રાખી. તેને માટે પોતે ભાણવડ, રાણાવાવ, પોરબંદર, વગેરે સ્થળે રહી તેને અંગ્રેજી, ગુજરાતી સારૂં શિક્ષણ અપાવ્યું. ત્યાં પણ મારા પુરૂષાર્થી પિતા બેસી રહેતા નહિ પણ કંઇ કંઇ સ્વતંત્ર ધંધો કરી કુટુંબપોષણ કરતા. માધુને ભણાવી લીધા પછી તો એમની બધી મુશ્કેલીઓ ટળી ગઈ હતી. કારણ કે હું આફ્રિકામાં સારી લાઇનપર લાગી ગયો હતો એટલે પછી તો પારાવાડામાં જ રહી મારા પિતા શાન્ત જીવન ગુજારતા હતા.

એમનો સ્વભાવ જેવો ઉગ્ર હતો તેવો જ દયાળુ હતો. એમને ખુશામત પ્રિય નહોતી તેમ ખુશામત કરતાં પણ આવડતી નહોતી. એમની ધીરજ અને સહનશીલતાનો નમુનો અમારા આખા કુટુંબમાં નથી. ગમે તેવા મુશ્કેલીના પ્રસંગમાં પણ એ મારા પ્રતાપી પિતાના

મુખમાંથી કદી લાચારીનો શબ્દ નીકળ્યો નહોતો. ઉગ્ર મુસ્કેલીઓમાં પણ આનંદિત રહી કોઇને કશું જણાવતા નહિ. આવી એમની માનસિક શક્તિ અતિ પ્રબળ હતી. એકવાર **અ**મદાવાદ આદિ **ગુ**જરાતનાં અન્ય ગામોમાં જઇ મોટો વ્યાપાર ઉપાડેલો પણ ભાગીદારોએ દગો દેવાથી ઉલટા ગંભીર સ્થિતિમાં મૂકાયા હતા. એ વિશ્વાસઘાતી ભાગીઆઓની કરણીનો ફેજ પણ પ્રભુએ પાછળથી આપ્યો હતો. માનસિક યંત્રણાઓ અનેક હોવા છતાં એમના હૃદય બળની ખુબી એ હતી કે તેઓ કદી નિરાશ કે નિરૂદ્યમી થયા નહોતા.

પ્રભુએ એમની ઉત્તરાવસ્થામાં સુખની છાયા વર્ષાવી હતી. આ વયમાં એમનું દીલ પ્રભુભક્તિમાં પરોવાયું હતું. તેઓ **ભા**ગવત, **રા**માયણનો અભ્યાસ કરતા. ૧૦૮ માળા ફેરવ્યા વગર કદી પણ રાત્રે સૂતા નહિ. પોતે બધી યાત્રાઓ પણ કરી હતી. રામ અને હનુમાન બજરંગ બલીનું નામ એમના મુખમાંથી ક્ષણે ક્ષણે નીકળતું. નવું નવું વાંચવાનો એમને બહુ શોખ હતો. વાંચીને તેઓ વિચારતા. આને પરિણામે એમને કોઇ સંપ્રદાયમાં પૂરાવું ઠીક ન લાગ્યું પણ સામાન્ય જે સર્વ લોકને માન્ય એવા શુદ્ધ ધર્મમાં શ્રદ્ધા ચોંટી હતી.

છેલ્લી વયમાં એમના ભોળા સ્વભાવનો લાભ એક સારસ્વત બ્રાહ્મણે લઈ એમને ભારે વિકટ સંજોગોમાં લાવી મૂકયા હતા. આ સારસ્વત મહારાજે મારા પિતાશ્રીના ભોળા, સાદા, અને વિશ્વાસુ સ્વભાવનો લાભ લીધો હતો. માત્ર પાંચ પચીસ રૂપિયાના નજીવા લાભને ખાતર મારી સુસંસ્કારી બ્હેનના જીવનનું સત્યાનાશ કાઢવા તત્પર થઇ પોતાના પુરોહિતપણાને તેણે લજાવ્યું હતું. પણ પ્રભુના સંકેત કંઇ જુદા હતા. 'નરસા માંથી પણ સારૂં જ થાય છે.' એ લોકોકિતના ઉંડાણમાં તરવરતા સત્યનો અમને અનુભવ થયો છે. કુટિલ જનોનાં કર્મફળો આપવા મારા પિતાશ્રી છેલ્લી ઘડી સુધી ઝઝુમ્યા. જ્ઞાતિ અને સમાજનાં સખ્ત બંધન હોવા છતાં એ પુરોહિત નામને લજાવનાર સ્વાર્થી સારસ્વતનું અને અન્ય કારસ્તાનીઓનું કશું ચાલવા દીધું નહિ. પણ એ એકજ ખટકામાં આરોગ્ય બહુ કથળી ગયું અને સં. ૧૯૭૨ ના શ્રાવણ વદી ૧ ના આ પવિત્ર આત્મા પોતાના જીર્ણ ખોળીયાનો ત્યાગ કરી ગયા. પુત્રીને માટે પ્રાણાર્પણ કરનારા આવા પ્રતાપી અને ટેકી પિતા જગતમાં જડવા મુસ્કેલ છે. તેમજ એ પવિત્ર પિતાનું સત્ય શ્રાદ્ધ કરવા માટે જીંદગીભરનું ઉગ્ર વ્રત લઇ દેશબ્હેનોની સેવામાં ઝુકાવનાર **લ**ક્ષ્મી જેવી પુત્રીઓ પણ ભાગ્યે જ મળશે.

મારા પિતાના સ્વર્ગગમન પછી એક જ વર્ષને અંતરે મારો તરૂણભાઈ **મા**ધવજી પણ પરલોકવાસી થતાં હું સંસાર વગડામાં એકલો અટુલો થઈ રહ્યો.

મારા પિતાનો સ્વભાવ આગ્રહી પણ બહુ હતો. જે કામ ઉપાડે તે ગમે તેવા પ્રતિકુળ સંજોગો આવે તો પણ મૂકતા નહિ. તેમ પોતે સ્પષ્ટવકતા પણ હતા, સાચી વાત સૌને મોઢે જ સંભળાવી દેતા. પૂંઠ પાછળ વાત કરવી એને પોતે બાયલાપણું સમજતા. કોઈ ગરીબ ઉપર અત્યાચાર થતો જોતા તો જીવને જોખમે તેની વહારે ચડતા. જ્યારે પોતે નિવૃત્તિ જીવન ગાળતા હતા ત્યારે એમનો વાંચવાનો શોખ બહુ વધ્યો હતો. મને એક વખત કહેલું કે "નારણ, આપણી ન્યાતમાં ઘણા સારા સારા પુરૂષો છે તેને માટે તું કંઇક કર્ય તો" અને એ પ્રેરણાનું મૂર્તિમંત સ્વરૂપ તે આ "લોહાણા રત્નમાળા" ગ્રંથ.

પોતે વધુ ભણેલા નહિ છતાં એમનું હૃદય બહુ સંસ્કારી હતું. કેળવણીનું મહત્ત્વ સમજતા તેથી ભારે મુશીબતો વેઠીને પણ સંતાનોને ભણાવી શકયા. અને એ પ્રતાપી પિતાના રૂડા પ્રતાપે જ અમે ભાઇબ્હેન આજે ફૂલ નહિ ને ફૂલની પાંખડી રૂપે એમનું સત્ય શ્રાદ્ધ કરવા સમર્થ થયાં છીએ.

મારાં ગુણમયી માતા હરકુંવરબાઈ અદ્યાપિ વિદ્યમાન છે. એ શક્તિમતિ માતાએ પણ જે જે પ્રસંગોનાં કષ્ટો–દુ:ખો સહન કર્યાં છે તે સંભારતાં એમની ધીરજ માટે હૃદય ધન્ય ધન્ય કહે છે. પોતે મમતાળુ, ભોળાં અને ધાર્મિક વૃત્તિનાં છે. ધર્મથી રંગાયલું એમનું ધર્મ-પ્રાણ હૃદય અમને ક્ષણે ક્ષણે અમૂલ્ય બોધપાઠ શીખવાડે છે. ધાર્મિકવૃત્તિ, દયા, નિડરતા, ધીરજ અને સહનશક્તિ એ એમના મુખ્ય ગુણો છે. સંતાનોને કેળવણી આપવા માટે અને સંસ્કારી બનાવવા માટે આ માતાએ જે ફાળો આપ્યો છે તેનો બદલો તો શરીરપરનું ચર્મ ઉતારી એમના પગના ઉપાન બનાવીએ તોય વળી શકે તેમ નથી. મારા પિતાની સાથે અનેક લીલી સૂકી આ માતાએ જોઇ છે; પણ એમનાં નૈતિક બળે કદીએ એમને નાહિમ્મત બનાવ્યાં નથી, હવે ઉત્તરવયમાં પોતે પ્રભુપરાયણ જીવન ગાળે છે, અને પુત્ર પૌત્રની લીલી વાડીની રક્ષા કરે છે.

અંતમાં જેમના અનન્ય સ્નેહરસથી આ દેહ ઉછેરાયો, જેમના સ્વર્ગીય અંકમાં આળોટતાં બાલ્યજીવનના અનેરા લ્હાવા લીધા. જેમના અંતરના શુભ આશિર્વાદોના પ્રતાપે દેશ પરદેશ જઇ અથાગ અનુભવો મેળવ્યા, જેમના અંતરના મુંગા ઉપદેશથી આ ક્ષણભંગુર સંસારમાં રહી સમાજ અને જ્ઞાતિસેવાના મોંઘા મંત્રોનું મને જ્ઞાન મળ્યું, જેમના તરફથી 'ન્હાવા અને સ્હેવા' અને નીતિના મોંઘા મંત્રોનું આમરણાંત અવલંબન કરવાની દીક્ષા મલી, અને જેમના અસંખ્ય ઉપકારોના ભારથી આ દેહ ભવાભવનો ઋણી બની રહ્યો, તેવા સ્વર્ગથી પણ અધિક સુખનું સ્થાન, સંસારના સુખદુ:ખના વિષમ સપાટાઓથી દગ્ધ થયેલા હૃદયને ઠરવાના ઠેકાણારૂપ પ્રાત:સ્મરણિય પિતાના અંતરના ઊંડા ખુણામાંથી 'નારણ, આપણી નાતના મોટા મોટા માણસોને માટે તું કંઇક કર્ય તો' એ થયેલી અગમ્ય પ્રેરણાએ તથા જે ભાગ્યવાન માતાની ભલી આશિષોના પ્રભાવે આજે અમે અમારી જ્ઞાતિના આ ઉપયોગી ગ્રંથરચનાના કાર્યને મૂર્ત્ત સ્વરૂપમાં મૂકવા શક્તિમાન થયા છીએ તે એ જ તીર્થરૂપ માતાપિતાને ચરણે નમ્રતાપૂર્વક અર્પણ કરી કૃતાર્થ થઇએ છીએ.

હે, પુજ્ય પિતા! હજારોવાર આપના પવિત્રાત્માને વંદન કરી આ દીન બાલુડાંઓ હૃદયના ભક્તિભાવપૂર્વક તમારી પ્રેરણાઓનું ફળ–આ ગ્રંથનો સ્વર્ગમાં પણ સ્વીકાર કરવાની વિનતિ કરે છે.

આપનો રંક પુત્ર

**નારાયણજી.**

---

**પૂજ્ય પિતાજી!**

વડીલ ભાઇ નારાયણજીએ અર્પ્યું છે તેનાથી વિશેષ હું શું અર્પું? માત્ર સ્વલ્પથી સ્વલ્પ પરંતુ કંઈક અતિશય ભાવભરી મારી આટલી જ નિવાપાંજલી આપને સમર્પી જીવનને કૃતકૃત્ય માનું છું. આશા છે તેનો સ્વર્ગમાં સ્વીકાર કરશો. હું છું

આપની નમ્ર પુત્રી

**લક્ષ્મીબાઇ.**

# પ્રસ્તાવના

એ મહાન પિતા પરમાત્માની પરમ કૃપાના પ્રભાવે અમારા ત્રણ ત્રણ વર્ષના અવિશ્રાન્ત પરિશ્રમનું આ બૃહદ્ ગ્રંથ ' લોહાણા રત્નમાળા ' નામક ફળ આજે અમારી ગૌરવપૂર્ણ જ્ઞાતિના ભાઇબ્હેનોને ચરણે ધરતાં અમારા હૈયામાં આનંદના સાગર ઉછળે છે.

કોને ખબર હતી કે ૧૦ વર્ષ પહેલાંના ' **નારણ**, આપણી રઘુવંશી નાતમાં ઘણાય મોટા મોટા માણસો છે તે નાત માટે તું કંઇક કર્ય તો '. એ સાદા, સરળ અને તદ્દન સાધારણ જણાતા મારા પિતાના શબ્દોમાં ભાવીના અગમ્ય પડદાને ભેદનારી, અંતરના ઊંડા ખૂણામાંથી નીકળેલી ગર્ભિત આજ્ઞામાં પ્રભુના પરમ સંકેત સમાયલા હતા !

પિતાના આ શબ્દોમાં અવશ્ય કંઇક ગર્ભિત ભાવભરી આજ્ઞા હતી. એ આજ્ઞાએ મને પ્રેર્યો. એ પ્રેરણા પછવાડે મને હવે લાગે છે કે કોઇ અગમ્ય ઇશ્વિરી બળ હતું; અને આજે એ પ્રેરણાના પ્રેરાયલાનો પરિશ્રમ આ દેહે કાર્યમાં પરિણમતો જોઇ આનંદ થાય એ તદ્દન સ્વાભાવિક છે.

ત્રણ વર્ષ પહેલાં એક નીરવ શાન્તિમય રાત્રિના લાંબા વખતથી હૃદયમાં રમી રહેલી ઇચ્છાને અમલમાં મૂકવાની સ્ફુરણા થઇ. પણ જીવનજંજાળમાં જકડાયલો હું આવા મહદ્ કાર્યમાટે મારી શક્તિ અને સાધનોનો વિચાર કરતો ત્યારે હૃદય પાછું હઠી જતું; છતાંય ' પ્રયત્નમા જ પ્રયત્નનું સાફલ્ય સમાયું છે ' એ શ્રદ્ધાએ ડગમગતે અંતઃકરણે આ કાર્યની શરૂઆત પ્રથમ ગુજરાતના ગામડાઓમાંથી કરી હતી. સિન્ધ અને કાઠિયાવાડના પર્યટન પછી આ કામ હું કરી શકીશ એવી કંઇક આત્મશ્રદ્ધાએ આશાનાં પૂર આણ્યાં હતાં અને ત્યારપછી જ આ બૃહદ્ કાર્યનો આરંભ જાહેર કર્યો હતો.

ત્રણ વર્ષના સતત્ પરિશ્રમમાં અનેક અગવડો, હાડમારીઓ, મુસાફરીનાં દુઃખો મને વેઠવાં પડયાં છે એટલું જ નહિ પણ જીવનની અનિયમિતતાએ બે વાર તો જીવલેણ બિમારીમાં પટકાઇ પડયો હતો અને તે મ્હોતને બિછાનેથી પણ પ્રભુએ ઉગારી લીધો ત્યારે મારી શ્રદ્ધા વધુ સબળ બની હતી. આમ કેટલીય વાર આધિભૌતિક અને આધિદૈવિક ઉપાધિઓ અને નિરાશાઓમાં હૃદય ભાંગી પડયું હતું. એ ભાંગ્યા દીલને ઉતેજનાર, મારા કર્તવ્યનું ભાન કરાવનાર બ્હેન લક્ષ્મીની સહાય મને આ કામમાં ભારે ઉપયોગી થઇ પડી છે. **સમાજજીવન**નું કામ એમના ઉપર હોવા છતાં પોતાની અસ્વસ્થ પ્રકૃતિમાં પણ આંતરિક વ્યવસ્થાનો બધો બોજો એ બ્હેનડીએ પોતાના ઉપર ઉપાડી લઇ મને તદ્દન આ માથે ઉપાડેલા કાર્ય માટે છૂટો કર્યો; એટલું જ નહિ પણ આ બૃહદ્ ગ્રંથમાંના લગભગ બધાંય ચરિત્રો પણ એ બ્હેને જ આલેખીને સ્વ. પિતાની આજ્ઞાનું પરિપાલન કરવામાં એ બ્હેને પણ અગત્યનો ફાળો આપ્યો છેઃ જે હમેશાં લોહાણા જ્ઞાતિના ઇતિહાસમાં અમર રહેશે.

સંસ્કારિતાનું મુખ્ય લક્ષણ સ્વમાન જે જાતિનો વારસો છે, ધર્મ, સંસ્કૃતિ અને સ્વમાન સાચવવા જે જાતિના પૂર્વજોએ હસ્તે મુખડે પ્રાણોનાં બળીદાન આપી આ સંસારમાં અગત્યનો ભાગ ભજવ્યો છેઃ તેવી પ્રાચીન વીર ક્ષત્રિય–લોહાણા જાતિનો ઇતિહાસ અતિ ઉજ્જવળ છે. જગત્નો વ્હેલો ઉદ્ધાર ક્ષત્રિયોએ જ કર્યો છે. ચડતીના પ્રબળ ઉછાળા **અને પડતીના ભયંકર સંકટભર્યા સમય જેણે જોયા છેઃ તે ઇતિહાસપ્રસિદ્ધ લોહાણા**

જ્ઞાતિની સંસ્કૃતિનો આત્મા શબ્દરૂપે બહાર પડે, એ સ્વપ્નાં નિરંતર સેવવામાં મને જે આકર્ષણ દેખાયું હતું તેનો ચિતાર હું આમાં યથાર્થ રીતે નહિ આપી શકું.

જેના ભાગ્યમાં અપજશની કાળી ટીલી લખાયલી હતી, એવા એક ચચ્ચને બાજુએ રાખીએ તો આપણા ઇતિહાસમાં સારસ્વત બ્રાહ્મણોએ પણ સ્વમાન રક્ષામાં ભાગ લીધો છે. તેની ઐતિહાસિક મહત્તા પણ અમાપ છે. સંસારની વ્યવસ્થા રચવાના એ શોખીન મહારાજો પણ આપણી સાથે રણક્ષેત્રમાં ઝુઝયા હતા. ઇતિહાસ એની સાક્ષી પૂરે છે. તેઓએ ભીખ માગી, વિદ્યા સંપાદન કરી, વિદ્યા, ધર્મ ને સંસ્કારને સજીવ રાખ્યા એની કોઇથી ના પાડી શકાય તેમ નથી. આજે એ જાતિએ પણ પોતાની ભૂતપૂર્વ પ્રતિભા લગભગ ગુમાવી હોવા છતાં લોહાણા જાતિએ એ પ્રાચીન પુરોહિત–યજમાનનો સંબંધ અદ્યાવધિ જાળવી રાખ્યો છે એમાં એની ઉદારતા છે–ટેક છે–મહત્તા છે–જૂની ખાનદાની છે.

બંગાલ, બિહાર, પંજાબ, સિન્ધ, આદિ પ્રદેશોના મારા પર્યટનમાં ઇતિહાસ આલેખનની દૃષ્ટિએ આપણા ભાઇઓના સ્વભાવ, ખાસીયતો, અને બીજી કેટલીક બાબતોનું નિરીક્ષણ કરવા ઉપરાંત, જેટલાં સાધનો મળી શકયાં તે સર્વનો ઉપયોગ અહીં ઇતિહાસની આછી રૂપરેખા દોરવામાં મેં કર્યો છે. તે સાથે અગાઉ એવા થયલા પ્રયાસોનો ટુંક સાર આપી તેનું બુદ્ધિપૂર્વક અવલોકન પણ કરવામાં આવ્યું છે. વાંચનાર ઇતિહાસની આ આછી રૂપરેખાથી પણ સમજી શકશે કે લોહાણા જ્ઞાતિ નહિ પણ લોહાણાપ્રજા છે અરોરા, બ્રહ્મક્ષત્રિય, ખત્રી વગેરે એ લોહાણા પ્રજાશરીરનાં અંગો છે. તેનો ભૂતકાળ ભવ્ય છે. હિન્દુસ્થાનની અન્ય જ્ઞાતિઓ કરતાં લોહાણા પ્રજાને ભારેમાં ભારે સંકટો સહન કરવાં પડયાં છે. સિન્ધની આ સમૃદ્ધ પ્રજાને આંગણે જ વિધર્મીઓએ પહેલાં નિશાન તાકયાં હતાં અને એ ધર્માન્ધોની ક્રૂરતા, જુલમો સામે પણ અડગપણે ઉભા રહી લોહાણાપ્રજાએ પોતાનો ધર્મ અને સંસ્કૃતિ સાચવ્યા હતાં. ને અતિ સંકટભર્યા સમયમાં એ ધર્મ ને ઇજ્જતનું સંરક્ષણ કરનાર ઇષ્ટદેવ શ્રી દરિયાલાલજીનાં પારણાં પણ લોહાણાના ઘરમાં જ ઝુલ્યાં હતાં. સેમણ, સુમરાનાં સડી ગયેલાં અંગોને કાપી નાખીને આ શૌર્ય અને સ્વાભિમાની પ્રજા મોટા ભાગે સિન્ધ જન્મભૂમિનો ત્યાગ કરી ગઈ હતી.

લોહાણા પ્રજાની પડતીનો પાયો રોપનાર ચચ્ચ હતો. એ અભાગ્યાના નશીબમાં છેલ્લે પણ જશ લેવાનું સરજાયલું નહોતું. લોહાણા ક્ષત્રિયોના ઇતિહાસમાં એ વિશ્વાસઘાતી ચચ્ચનું નામ કલંકિત રહ્યું છે.

કચ્છ અને કાઠિયાવાડમાં આવ્યા પછી પણ આ જાતિએ આદર્શની સિદ્ધિ માટે પ્રાણ પટકનારા સાધુઓ, સંન્યાસીઓ, ભગવદ્‌ભક્તો ને જાગતી જ્યોત જેવી સાધ્વીઓને જન્મ આપ્યો છે.

આપણો સંબંધ અગાઉના ઉત્પત્તિની કથાઓ આલેખનારાઓએ જયચંદ સાથે બતાવ્યો છે; પણ એ જયચંદ સાથેના સંબંધ કરતાં આપણો સંબંધ શીખધર્મના સ્થાપક પૂજ્ય ગુરૂ નાનક તથા વીર સામંત અજાનબાહુ સાથે વિશેષ છે.

ત્રણ વર્ષના પ્રયાસે મેળવેલા અલ્પ સ્વલ્પ સાધનોએ એક મનુષ્યની પરિમિત શક્તિ જેટલું કરી શકે તેટલું કરી અહીં આપણી ગૌરવપૂર્ણ જ્ઞાતિના ઇતિહાસની ટુંકી રૂપરેખા મેં દોરી છે. મારા જીવનના એ ધન્ય પ્રયાસમાં હું કેટલો સફળ થયો છું, એ વિચારવાનું ને કહેવાનું કામ વાંચનાર ભાઈબ્હેનોનું છે.

સાહિત્યોદ્યાનમાં જીવનચરિત્રોનું સ્થાન જેમ ઉચ્ચ છે તેમ એક જાતિના ઇતિહાસમાં પણ જીવનચરિત્રોનું સ્થાન ઇતિહાસ જેટલું જ બલ્કે તેથી પણ ઉચ્ચ પંક્તિનું છે. ઇતિહાસમાં કોઈવાર વ્યક્તિજીવનનો લોપ થઇને કેવળ સાલ વંશાવળી, વિગ્રહોની સંધી, યાદીની નામાવલી, લડાઈ થવાનાં કારણો અને કોઈ ભારે ફેરફાર કરનારા સંજોગોની જ વધુ હકીકતો હોય છે. ઇતિહાસ પ્રજામાં ભૂતકાળનું અભિમાન ઉત્પન્ન કરે છે ત્યારે આદર્શભૂત જીવન ભાવી પ્રજાના જીવનમાં નવચેતન રેડે છે. જીવનચરિત્રનો મહિમા અનેકોએ ગાયો છે. જીવનચરિત્ર અનુભવનો ખજાનો છે. ભાવી પ્રજાને પોતાનો કર્તવ્યપથ બતાવનાર આરસી . જીંદગીની સડક અને લક્ષ બિંદુની નીસરણી છે. જાગૃતિમય જીવન બનાવનાર જડી બુટ્ટી છે. ઉન્નતપથ દર્શાવનાર ઉપદેશક છે. માનવ હૃદયમાં તે ઉંડા સંસ્કારો ઉત્પન્ન કરે છે. ચરિત્રોનો મહિમા ગાતાં વિખ્યાત ડૉ. જૉનસન એકવાર બોલ્યો હતો કે: " મોહલ્લામાં ગમે ત્યાં ગમે તે મળો પણ તેનું જીવન જાણવાનું અને તેની જીંદગીનો અનુભવ, તેનાં દુઃખ, તેની વિપત્તિઓ તથા તેના કામની સિદ્ધિ અસિદ્ધિઓ જાણવાનું મને ગમે છે. " તો હવે જે પુરૂષોએ જ્ઞાતિના ઇતિહાસમાં પોતાનું નામ અમર કર્યું હોય, અને સુધારાનો મોટો વારસો જે આપણે આજ ભોગવીએ છીએ તે આપણે માટે જેઓ ઉત્પન્ન કરી ગયા હોય તેમનું જીવન જાણવું કેટલું વધારે જરૂરનું છે ? એવા મહાજનોને લગતું જે કંઈ હોય, તેમની ટેવ, તેમની રીતભાત, તેમની રહેવાની પદ્ધતિ, તેમનો અંગત ઇતિહાસ, તેમની વાતચીત, તેમનાં નીતિવચનો, તેમના સદ્‌ગુણ તેમજ તેમની મહત્તા, એ સર્વે રસભર્યાં, બોધક, ઉત્તેજક અને અનુકરણીય હોય છે.

દેશના મંદિરે આજે મંગળ ચોઘડિયાં વાગી રહ્યાં છે. એક પછી એક સૌ સંતાનો જાગે છે. સમાજશરીરના અંગરૂપ નાની નાની જ્ઞાતિઓ પણ પોતાના ઇતિહાસ સંશોધનના પ્રયાસમાં લાગી રહી છે; ત્યારે **લોહાણા** જેવી એક સમૃદ્ધ અને વિશાળ પ્રજા માટે આ વસ્તુ આજના સમયે ભારેમાં ભારે અગત્યની હતી એમ સૌને કબુલ કર્યા શિવાય ચાલે તેમ નથી. અને તે આજે સિન્ધુમાંના એક માત્રબિંદુ રૂપે જ '**પૂર્વાર્દ્ધ**' ભાગ તરિકે અહીં રજુ કરી કૃતકૃત્ય થઇએ છીએ. જીવનચરિત્રો સંબંધે વિદ્વાનોમાં બે મત છે.

એક પક્ષ એમ કહે છે કે ચરિત્રનાયકના ગુણ અને દોષ બન્નેની યથાર્થ સમાલોચના કરવી. જ્યારે બીજો પક્ષ એવો અભિપ્રાય દર્શાવે છે કે દરેક માનવ પ્રાણી નબળાઇઓનો ખજાનો છે અને તેથી તેના દોષોનું આલેખન ઇષ્ટ નથી; કારણ કે માનવ પ્રકૃતિ એક વ્યકિતના ઉત્કૃષ્ટ ગુણોનું અનુકરણ કરતાં દોષો જલદીથી ગ્રહણ કરી લે છે અને તેથી તેમાં લાભને બદલે નુકશાન વધારે છે. અમે બીજા પક્ષનો મત સ્વીકારીએ છીએ. આ ગ્રંથમાંના મહાપુરૂષોનાં ચરિત્રો આ બીજા પક્ષના વિદ્વાનોની દૃષ્ટિએ આલેખ્યાં છે. જ્યાં સામાન્ય દૃષ્ટિએ દોષરૂપ દેખાય એવા પ્રસંગો મારા જાણવામાં આવ્યા છે તેનો ઉલ્લેખ મેં ટાળ્યો પણ છે. કોઈ વ્યકિતનું ચરિત્ર જો લખવા જેવું હોય તો તે એના દોષો માટે નહિ પણ લોકોત્તર શુભ ગુણોને માટે જ. દોષો કોઇના ચીરંજીવ કરવાની આવશ્યકતા નથી. કાળ એવા દોષોનો નાશ કરી નાખે એમાં લેખક અને વાંચકનું કલ્યાણ છે. અને તેથી એ દોષોને કાળને ચોપડે ચડાવવાનું કોઈ ઇચ્છે નહિ. વ્યકિતઓના શુભ ગુણોની નોંધો વ્યકિતઓને સદાને માટે માર્ગદર્શક થાય છે અને તે જ રીતિ અખત્યાર અમે કરેલી છે. એ ગુણોનું અતિશયોકિત સ્વરૂપ આપવાનો અમે બુદ્ધિપૂર્વક દોષ નથી કર્યો.

જે જે મહાજનો અને પ્રસિદ્ધ પુરૂષોનાં જીવનચરિત્રો આ ગ્રંથમાં આપવામાં આવ્યાં છે; તે સર્વના વાંચનથી લોહાણા જ્ઞાતિમાં અનેરૂં ચેતન આવશે એની અમને ખાત્રી છે. વાંચનાર ભાઇબ્હેનો જોઇ શકશે કે આજકાલના બહુ ભણેલા પણ ધાર્મિક-શૂન્ય ભૌતિક સંસ્કૃતિમાં ઉછરેલા દમ્ભી વર્ગ કરતાં થોડું ભણેલા પણ સરળ, સાદા અને સંસ્કારી વાતાવરણમાં ઉછરી મેળવેલા હૃદયજ્ઞાનવાળા મહાપુરૂષો સાહસ, ઉમંગ અને ઉદારતાની મૂર્તિમંત પ્રતિમાઓ છે. તેમના હૈયામાં આશાના સાગર ઉછળે છે. એમનામાં વીરોની ઉદારતા અને હરિશ્ચંદ્રની ટેક નજરે પડશે. ભૂતકાળ માટે એમનાં હૃદય અનન્ય ભક્તિથી ભર્યાં છે. કાયરતાની તો એમનામાં કાંકરિય નથી. અનેક મુશ્કેલીઓમાં પણ અતુલ ધીરજ ધરી સાહસ અને બુદ્ધિચાતુર્યતાથી એઓએ અર્થ સંપાદન કરી જ્ઞાતિકલ્યાણ, લોકકલ્યાણ ને દેશકલ્યાણાર્થે તેનો ઉપયોગ કર્યો છે. જાતમહેનત અને અજબ આત્મ-શ્રદ્ધાએ એમના ઉચ્ચ આદર્શોને ઇષ્ટ સિદ્ધિને આંગણે ગોઠવ્યા છે. એઓના જીવનોમાંથી અનેકગણું શીખી શકાય છે. દુનિયાના દાતારોની નામાવળીમાં લોહાણા જ્ઞાતિના આ મહાપુરૂષોનું સ્થાન પહેલું રહેશે.

લોહાણા જ એક એવી જ્ઞાતિ છે કે જેના સંતાનો હરકોઈ હાથ ધરેલા વ્યવસાયમાં અજબ ખંત, જાતમહેનત, અને પ્રમાણિકતાથી દીપી નીકળે છે. આ જાગૃત જમાનામાં એકેય એવી લાઇન નહિ હોય કે જે લોહાણા બાળકો મનપર લેતાં તેમાં પારંગત થયા વગર રહ્યાં હોય; એ કથનની સપ્રમાણ સત્યતા આ બૃહદ્ ગ્રંથમાંનાં જીવનચરિત્રોથી વાંચનારને સમજાઇ જશે.

વાંચક ભાઇ બ્હેનોને આવો એક મોટો ગ્રંથ અવલોકવાને સરળ થાય તે માટે અમે અહીં જીવનચરિત્રોના, સ્વર્ગસ્થ નરરત્નો, વિદ્યમાન મહાપુરૂષો, ભગવદ્ભક્તો, સિન્ધી સદ્‌ગૃહસ્થો, પરિચયો, એવા વિભાગ પાડયા છે. અને તે દરેક વિભાગના આરંભમાં તેને લગતી વધુ ખુલાસારૂપ નોંધો આપવામાં આવી છે. અમે માનીએ છીએ કે વાંચનારને તે ઉપયોગી થઇ પડશે. આ પૂર્વાર્દ્ધ ભાગમાં ૧૨૦ મહાપુરૂષોના જીવનોનો સમાવેશ થયો છે. જીવનચરિત્રોનું કામ ઘણું ગંભીર અને જોખમભર્યું છે. પ્રથમ તો એક મહાનુભાવના જીવનને લગતી હકીકતો મેળવવામાં જ મોટી મુશ્કેલીઓ નડે છે. અને છુટાછવાયા સ્થળેથી મહા મહેનતે તૂટક તૂટક હકીકતો મેળવ્યા પછી પણ તેને બુદ્ધિની કસોટીએ ચડાવી ઉદ્દેશોને તારવી કાઢી નોંધ કરવાનું કામ ઘણું મુંઝવણ ભર્યું છે અને એ નોંધ ઉપરથી ચરિત્રની ગુંથણી કર્યા પછી પણ તેની યથાર્થતાની ખાત્રી કરવા તે તે પ્રદેશમાં પાછું જઇને બહુ તપાસવું પડે છે. એક જ વ્યક્તિના જીવન માટે કેટલો સમય, કેટલી જહેમત અને કેટલી બુદ્ધિને કસવી પડે છે તે અનુભવીઓ શિવાય અન્યને નહિ સમજાય. તો પણ આ રીતે આ ગ્રંથમાં પ્રગટ થયેલાં ૧૨૦ મહાપુરૂષોના જીવન મેળવવા પછવાડે કેટલો પરિશ્રમ વેઠવો પડયો હશે તેનો કંઇક આછો ખ્યાલ વાંચક ભાઇબ્હેનોને આવી શકશે. પણ આ કર્ત્તવ્ય-ધર્મ બજાવવામાં અમને પોતાને જે અનહદ જાણવાનું મળ્યું છે તે કદાચ બીજી રીતે અનેક વર્ષોસુધી પણ ન મળી શકતે. આ બધુંય છતાં અનેક મહાપુરૂષોના અંતરના ભાવભર્યા સત્કાર, અને સાચા હૃદયની લાગણીઓ આ કાર્યથી સંપાદન કરવાને હું ભાગ્યવાન થયો છું તેનું મૂલ તો મારાથી કોઇ રીતે આંકી શકાય તેમ નથી. એ ભાવભર્યા અંતઃકરણના આંદોલનોમાં ભાવીની કોઇ અકલ્પ્ય દિશાએ મને દોરવાનો ઇશ્વરી

સંકેત હોય તો પણ તે અગમ્યની ઇચ્છા માનવબાળ ઉકેલવા અસમર્થ છે.

દુનિયામાં 'નરસું' ન હોત તો 'સારા'ની કંઈ કિમ્મત નહોતી. ઘણાય આજે યંત્રો શોધાયાં છે, પણ મનુષ્યસ્વભાવ પારખવાનું યંત્ર હજી નથી શોધાયું.

આ મહદ્ કાર્યમાં જેમ અનેક મહાપુરૂષોના અંતરના સ્નેહ અને લાગણીઓ સંપાદન કરી એને મારા જીવનનો હું ધન્ય લ્હાવો સમજું છું; તેમ શુભ સંકેતે પોતાને આંગણે આવેલા એક કર્ત્તવ્યપરાયણ જ્ઞાતિબંધુને મિથ્યા લક્ષ્મીના મદમાં ક્રૂરતાભર્યા તિરસ્કાર કરી પોતાના પરમાર્થી સ્વભાવનો પરિચય કરાવનાર એકાદ મુડીવાદીનો અનુભવ મેળવવા પણ હું ભાગ્યશાળી થયો છું અને તેનેય જીવનની એક ધન્ય પળ માનું છું. કારણ કે એ અનુભવ ન મળ્યો હોત તો સાચા હૃદયના સ્નેહની મને કંઇ કિમ્મત ન થાત. આવા આવા અનુભવો પણ ગણ્યાગાંઠયા મને મળ્યા છે. તેમાં એકાદ બે જાણવા જેવા છે.

૧. આમાં પ્રગટ થયેલાં એકેએક નરરત્નોનાં જીવનોની હકીકતો મેળવવા જ્યારે અથાગ શ્રમ લેવો પડયો છે, ત્યારે વિધવા પુત્રીને પૈસે પરમાનંદ કરતા, ન્યાતના પૈસા પણ હજમ કરવાની ચાલાકી કરનાર એકાદ મુંબઇનિવાસી કારસ્તાની કાઠિયાવાડી પુતળું, કે જે હમણાં જ કીરતારના દરબારમાં પોતાના કુટીલ કાર્યોનો જવાબ આપવાને આ દુનિયામાંથી પરવારી ગયેલ છે; તેવા બાપના એકાદ બહુબોલા બેટાએ પોતે માતૃપિતૃભક્ત શ્રવણનો સાક્ષાત અવતાર છે એવું અમારી કલમથી પોતાને લોહાણાસૃષ્ટિમાં જાહેર કરવા ફરજ પાડવાની ધૃષ્ટના કરનારનો પણ અનુભવ થયો છે. પ્રભુએ એ કલંકિત કામમાંથી અમને બચાવી આ ગ્રંથને નિર્દોષ રાખ્યો છે તે બદલ એમનો અથાગ ઉપકાર માનું છું.

૨. ગુજરાતના નગરમાં એક દમ્ભી શેઠ છે. બહારથી ધર્માત્મા હોવાનો આડંબર જોનારને છક્ક કરી નાંખે એવો છે. તેનો ચેક બેન્કમાં સીકરાય છે. તેને અંતરથી ન ઓળખતા ન હોય તેમાં તેની આબરૂ બહુ લાંબી ચોડી છે. તે લોહાણા હોવા છતાં 'લોહાણા' કે 'ઠક્કર' તરિકે પોતાને ઓળખાવવામાં એમને શરમ આવે છે તેથી પોતાને 'પરિ' તરિકે પત્રાલેખનમાં, વાતચીતમાં ને સર્વવ્યવહારમાં ઓળખાવે છે. પરિ એટલે પારેખ. ગુજરાતમાં પારેખ હજામને કહે છે એ લક્ષમાં રાખવાનું છે. અને આ ડીગ્રી આનંદપૂર્વક તેણે પોતે સ્વીકારી લીધી છે. આ આડંબરી પરિ શેઠના ભાઇઓ ઘણા લાયક પુરૂષો છે, તે સગા ભાઈઓના સાચા સદ્‌ગુણોનું આલેખન અમારી કલમેથી થતાં તે પારેખના પેટમાં તેલ રેડાયું.

૩. જેનામાં જાતિનું કશું અભિમાન નથી, જેને કંઈ કરવું ન હોય, જેનામાં કંઇ કામ કરવાની શક્તિ ન હોય તેવા, પણ સાચી નિષ્ઠાથી કામ કરનારને ઉતારી પાડનારા માણસોની આ દુનિયામાં બહુ ખોટ નથી. અમને એવા અનુભવો થયા છે. પણ મહારાજા ભર્તૃહરીના કથન મુજબ આવા પુરૂષો પણ નિંદા કરી એક મિત્ર તરીકેની ગરજ સારે છે. આવા હોયછે ત્યારે જ સાચા કર્તવ્યપરાયણ પુરૂષની કદર આ જગતમાં થાય છે. જીંદગીમાં આવા અનુભવો પણ અણમોલ છે.

મારા ત્રણ વર્ષના પર્યટનમાં અનેક જનોના સહવાસે મને એ જણાયું છે કે, કચ્છી ભાઇઓએ સંસ્કૃતિને જેટલી સાચવી રાખી છે એટલી કાઠિયાવાડી ભાઇઓથી નથી સાંગોપાંગ જળવાઇ તેનાં કારણો ઐતિહાસિક છે અને ગુજરાતમાં તે સદંતર ભૂલાઈ છે. સાધારણ અપવાદ શિવાય જીવનનો આનંદ કે ઉત્સાહ ગુજરાતમાં મને જોવામાં આવ્યો

નથી. માત્ર પેટ ભરવા અને સ્વાર્થ શિવાય અન્ય તેમના જીવનના ઉદ્દેશ તેઓ મોટે ભાગે ભૂલી ગયા છે. તેઓનામાં જાતિય ભાવના જાગૃત કરવાની જરૂર છે.

આપણા બંધુઓ હિંદુસ્થાનના સર્વ પ્રદેશોમાં વિસ્તૃતપણે વસેલા છે. વિશાળ લોહાણા જ્ઞાતિનો વિચાર કરતાં આ ગ્રંથ **સિન્ધુમાંના એક બિન્દુ** સમાન છે. મલબાર કિનારા તરફ આપણા સાહસિક સદાચારી પુરૂષાર્થી પુરૂષો વર્ષો થયા વસેલા છે તથા કચ્છને કાંકરે કાંકરે **લોહાણા** ભાઇઓના સંસ્મરણો ખડાં છે. એ વીરપ્રસવિની ભૂમિમાં હું આ સમયે જઇ શકયો નથી. મારા આ પર્યટનના અનુભવે મને એ જણાયું છે કે **લોહાણા** જેવી સમર્થ અને વિશાળ જાતિ માટે આ ગ્રંથ હજી ઘણો જ અપૂર્ણ છે. ઘણાય પ્રસિદ્ધ તથા છાને ખૂણે પડેલા રત્નોનાં આદર્શ જીવનો બાકી રહી ગયાં છે. ખુદ મુંબઇમાં પણ હજી અનેક એવા આદર્શ પછવાડે મરી ફીટનાર મહાપુરૂષોનાં જીવન વિગત મેળવવાની મુશ્કેલીઓ અને સમયના અભાવે રહી ગયાં છે. તેથી ત્રણ વર્ષની લાંબી મુદતે જેટલું થઇ શકયું તેટલું ભાઇઓની વધારે ઇન્તેજારી ન ખેંચાવતાં '**પૂર્વાર્દ્ધ**' ભાગરૂપે પતિત-પાવની જ્ઞાતિગંગાને ચરણે ધરી દેવાનો નિશ્ચય કરી '**ઉત્તરાર્દ્ધ**' ભાગ માટે પુનઃ પ્રયાસ કરવા મેં સંકલ્પ કર્યો છે. પ્રભુ ઇચ્છા તો આ કાર્યમાં પડેલા શ્રમનો કાંઇક થાક ઉતર્યા પછી અમારા ઉદારચરિત જ્ઞાતિભાઇઓની સાચા હૃદયની સહાનુભુતિ હશે તો ઉત્તરાર્દ્ધ ભાગ તૈયાર કરવા બાકી રહી ગયેલા પ્રદેશોમાં જઇ છાના ખુણે પડેલા નર રત્નોને શોધી કાઢવાના મારા અભિલાષ છે. ભાવી અગમ્યને આધીન છે. પ્રભુ એ અમારા મનોરથો-ને પૂર્ણ કરે એટલું જ હાલ તો માગીએ છીએ.

જેનો ઇતિહાસ ઉજળો છે એવી સુપ્રસિદ્ધ **લોહાણા** જ્ઞાતિ માટે આજના જાગૃ યુગમાં આવા પ્રયાસની અતિ અગત્યતા હતી એમ સૌ કોઇ આ જોયા પછી કબુલ કરશે જ. અને તેને માટે અમે તો માત્ર એક નિમિત્તરૂપ છીએ પણ ખરી રીતે તો બધો યશ અમને આવા મહદ્ કાર્યમાં અમારી અનેક વિટંબણાઓને દૂર કરી જે જે મહા પુરૂષોએ તન મન અને ધનથી સહાયતા આપી છે એમને જ ઘટે છે. કસરત કરનાર કરે પણ તેના ઉપર પૌષ્ટિક ખોરાક ન હોય તો તે વ્યાયામ નકામો છે. તે જ રીતે અમારા પ્રયાસને પણ સાફલ્યતાનું સ્વરૂપ આપનાર એ ઉદારચરિત મુરબ્બીઓ આ કાર્ય માટે વધુ યશને પાત્ર છે. અમે એમના મહાન ઋણી છીએ. અને એઓની સદાય અમીભરી નજર અમારી ઉપર રહે એવું પ્રભુ પાસે અહર્નિશ માગીએ છીએ. આર્થિક શકિત હોય કે ન હોય પણ શુદ્ધ નિષ્ઠાથી આદરેલા કાર્યમાં સતત્ પુરૂષાર્થથી મચ્યો રહેનાર માનવીને પ્રભુ છોડી દેતો નથી એ અનુભવી પુરૂષોના વાકયોનો અનુભવ અમને થયો છે. મારા કાર્યને અપનાવી લઇ આર્થિક સહાય કરનારા મહાનુભાવો ઉપરાંત શરીરથી અને મનથી આ મહત્વના કાર્યમાં પોતાના કામ ધંધા છોડી મને માર્ગદર્શક ભોમિયા તરિકે થઈ પડનારા અને પોતાની શુદ્ધ સેવા અર્પનારાઃ કરાચીમાં ભાઈ **વીરજી** તુલસીદાસ પૂજારા, શેઠ **નારાયણજી** વાલજી, પોરબંદરમાં રા. **વિઠ્ઠલદાસ** મનજી ઘેલાણી, રા. **વિઠ્ઠલદાસ** પુરૂષોતમ અમલાણી, રાજકોટમાં **માસ્તર ખીમજી મનજી નથુઆણી**, કલકત્તામાં શ્રીયુત **મોરારજી રણછોડદાસ**, ભાઇ **શીવજીભાઇ ધર્મસિંહ શોઠીઆ**, ભાઇ **કેશવજી** વેલજી, તથા ભાઈ **લખમશી** મનજી, ઝરીઆમાં માસ્તર **દેવજીભાઇ** તથા ભાઈ **જાદુરાય ખંધડીઆ, મુંબઇમાં સુપ્રસિદ્ધ** સારસ્વત કુળોત્પન્ન કચ્છ-રોહાનિવાસી **પંડિત**

દયારામ રત્નસિંહ શર્મા, તથા શેઠ વલ્લભજી રામજી, ગુજરાતમાં ભાઈ હરજીવનદાસ જે. વર્મા વગેરેના પણ અમે અતિ આભારી છીએ.

જૂના સાહિત્ય સંગ્રહના શોખીન મારા એ હિતૈષી વલ્લભજીભાઇ રામજીએ ઇતિહાસ આલેખનના ઉપયોગી કાર્યમાં કેટલાંક જૂનાં પુસ્તકો શોધી આપવામાં તથા કેટલાક દુષ્પ્રાપ્ય ફોટાઓ મેળવી આપવામાં અમને જે સહાય કરી છે તેનું મૂલ મારાથી આંકી શકાય તેમ નથી. 'ઇતિહાસ અને અવલોકન' એ આ પુસ્તકોનો એક કિમ્મતી વિભાગ છે. અને તે તૈયાર કરવામાં નીચે મુજબ ગ્રંથોની અમે સહાય લીધી છે.

સારસ્વત સર્વસ્વ, ભારત કે પ્રાચીન રાજવંશ, હિન્દી રાજસ્થાન, ભારતનો પ્રાચીન ઇતિહાસ, રા. ઉદ્ધવજીકૃત લો. ઇતિહાસ, કચ્છનો ઇતિહાસ, સોરઠી તવારીખ, રાસમાળા, ભારત રાજ્ય મહામંડળ, વ્યાસ શીવજી ભાગ્યચંદ સારસ્વતોપાખ્યાન અને ક્ષત્રિયોત્પત્તિ, રાજતરંગિણી, લાહોરના શિવદત્તભટ્ટનો હસ્તલિખિત ગ્રંથ, મનુસ્મૃતિ, મત્સ્ય પુરાણ, વિષ્ણુ પુરાણ આદિ શાસ્ત્રીય ગ્રંથો, મહાભારત, રામાયણ, અમરલાલ ચરિત્ર, History of Sindh, Punjab Gazetteer, Sindh Gazetteer, Tribes and Castes of Bombay, Civilization of Ancient India, તથા ૧૯૦૧ નો સેન્સસ રિપોર્ટ-વગેરે ગ્રંથકર્ત્તાઓનો અમે આભાર માનીએ છીએ. આ ઉપરાંત આ કામમાં સિધી અને આડકતરી સહાય કરનાર ભાઇઓના પણ અમે આભારી છીએ.

આજે એક કચરા જેવી નાની નવલકથાના પણ ચાર ચાર રૂપિયા કિમ્મત રહે છે ત્યારે ત્રણ ત્રણ વર્ષની મહેનતે મહા પ્રયાસે તૈયાર કરેલા અનેક ફોટાઓ સહિતના આ ગ્રંથની કિમ્મત રૂ. ૧૦-૦-૦ ગ્રંથ પછવાડે લીધેલા પરિશ્રમ તરફ જોતાં નજીવી છે એમ વિચારકને લાગ્યા વગર રહેશે નહિ. અગાઉથી ગ્રાહક થનારને માત્ર રૂપિયા પાંચમાં આ ગ્રંથ અમે આપ્યો છે; તેનું કારણ તેના હૃદયની ઉત્તેજનવૃત્તિથી અમારાપર વિશ્વાસ રાખવાનું છે. અને આ તકે જણાવવાનું આવશ્યક માનીએ છીએ કે આવા ગ્રંથની ૨૫ થી વધુ નકલો સાર્વજનિક સંસ્થાઓને કે મહાજનોમાં પોતાને ખરચે કોઈ મહા પુરૂષ વ્હેંચાવવાની ઇચ્છા ધરાવશે તો તેને દરેક પ્રત ફક્ત સાત રૂપિયાના હિસાબે આપવાનું વચન આપીએ છીએ.

અંતમાં એક વાર ફરી એ મહાન સર્વેશ્વરનો તથા તન મન અને ધનથી આ કામમાં સાચા હૃદયની સહાયતા અર્પનાર મુરબ્બીઓનો આભાર માનીને આ પ્રાસ્તાવિક નિવેદન પૂર્ણ કરીએ તે પહેલાં અમદાવાદના વીરશાસન પ્રેસના ધર્મપ્રાણ વ્યવસ્થાપક તથા 'વીરશાસન' પત્રના સાહિત્યરસિક અધિપતિ શાહ કેશવલાલ દલસુખભાઇએ આ ગ્રંથને સુંદર સ્વરૂપે તૈયાર કરવા મને પોતે અગવડો વેઠીને પણ જે ખાસ સગવડો કરી આપી છે તે બદલ એમનો પણ ઉપકાર માનવાની મારી ફરજ વિસરી શકતો નથી.

આ ગ્રંથ વીર ક્ષત્રિય જાતિના વંશધર લોહાણા ભાઇઓની ભાવી જનતાને પોતાના પૂર્વકાળની પ્રતિભાથી જ્ઞાત કરી તેમનામાં અનન્ય જાત્યાભિમાન ઉત્પન્ન કરી જીવન સાફલ્ય કરવામાં અતિ ઉપયોગી નીવડે એ જ મહદેચ્છા સાથે વિરમુ છું.

**અમદાવાદ**
**તા. ૩ જી એપ્રીલ, સન ૧૯૨૪**

લી. જ્ઞાતિ સેવક,
**નારાયણજી ગોકલદાસ ઠાસાણી.**

# બ્હેનના બે બોલ

આમો બ્હેન–ભાઇનો સંયુક્ત પ્રયાસ આજે કાર્યમાં પરિણામે છે. આર્થિક, આધિભૌતિક અને આધિદૈવિક આદિ અનેક મુશ્કેલીઓનાં વનો વટાવી હાથ ધરેલા કાર્યનો કિનારો જોઇ અમને સ્વાભાવિક આનંદ થાય છે. સમાજસેવા સાથે જ્ઞાતિસેવા પણ અતિ જરૂરી કહેવાય; તે માટેની લાંબા વખતની અમારા પવિત્ર પિતાના શબ્દોથી પ્રેરાયલી અમારી ઇંતેજારી પ્રભુકૃપાએ પૂર્ણ થઇ છે.

કંઇ પણ સાધનો કે સહાય વગર મારા મહેનતુ અને કર્ત્તવ્યપરાયણ ભાઈ **નારાયણજીએ** ગુજરાતનાં ગામડાંઓમાંથી પ્રથમ આ કાર્યની શરૂઆત કરી હતી. કાઠિયાવાડ, સિન્ધ, બંગાળ, બિહાર, પંજાબ આદિ પ્રદેશોમાં બબ્બે ત્રણ ત્રણ વખત જઈ મુસાફરીનાં દુઃખો સહી ઘણાં અપરિચિત જ્ઞાતિરત્નોને ખોળી કાઢી કેટલીક ઉપયોગી માહિતીઓ મેળવી. આ રીતે ફરી ફરીને વિગતોનાં ટાંચણ એકઠાં કરી કાગળીયાંની પેટી ભરી. ભાઇ **નારાયણજીની** આ અનહદ પ્રવૃત્તિમાં ચરિત્રો ગુંથવાની મુશ્કેલી નડી. તેનાથી બધાં ચરિત્રો લખી શકાય તેમ નહોતું; અને આ જોખમી કામ અન્ય લેખકો પાસે કરાવાય નહિ; છતાંય ભાઇએ એવા પ્રયાસ પ્રથમ કરી જોયો હતો, પરંતુ તેમાં સફળતા ન મળવાથી તેઓ મુંઝાયા. મને એમની મુંઝવણનો પત્ર મળ્યો. વાંચ્યા પછી એકાંતમાં વિચાર કરતાં હૃદયમાં એકાએક પ્રશ્ન થયો: "શું હું લખી શકું નહિ ? શા માટે ન લખી શકું ? જરૂર લખી શકું, પ્રભુ પાસે શક્તિ માગું" આ નિર્ણય તુરત મારી નોંધપોથીમાં મેં ટપકાવી લીધો. થોડા વખતમાં ભાઈ મુસાફરીમાંથી ઘેર આવ્યા. મેં મારો નિર્ણય જણાવ્યો. કંઇક ખુશી થયા. પણ મારી તબીયત નાદુરસ્ત હોવાથી હવાફેર માટે તુરતમાં ગામડામાં જવું પડયું અને ત્યાંથી આવ્યા પછી આ કામ એકાગ્રતાથી હાથ ધરવાનો નિશ્ચય કર્યો. બે મહિના પછી પાછી મુંબઈ આવી ત્યાં વળી પાછી જીવલેણ ખાંસી મને લાગુ પડી. ડૉકટરોએ દવા અને આરામની જરૂર જણાવી. આઠ દિવસ આરામ લઇ, મારૂં બહોળું જ્ઞાન નહિ છતાં હૃદયથી ઇશ્વર પાસે સહાય માગી મેં આ ચરિત્ર આલેખનનું કામ હાથ ધર્યું. ભાઇ **નારાયણજીના** હૃદયમાં આશાનાં પૂર આવ્યાં. લખાયલાં જીવનચરિત્રોની યથાર્થતા તપાસવા તેઓ ફરીથી ગુજરાત, કાઠિયાવાડ, સિન્ધ, વગેરે ભાગોમાં ગયા અને મેં પાછળથી "સમાજજીવન"ની વ્યવસ્થા કરવા ઉપરાંત બચતા વખતમાં લખ્યા કર્યું. ભાઇ નોંધો કરી આપતા ગયા અને હું લખતી ગઇ. સ્વાશ્રય એ અમારો વારસાઈ ગુણ છે. આ મહાભારત કામમાં અમે ત્રીજું માણસ રોકયું નથી. ઑફિસની અંદરનું કામ મારૂં અને બહારનું કામ ભાઇનું. આ રીતની વહેંચણીથી જ્ઞાતિનુ આ મહાભારત જેવું કામ કરવા અમે ઈશ્વરકૃપાએ શક્તિમાન થયાં છીએ. ખાંસીની વ્યાધીને લીધે મારી તબીયત નરમ જ રહી છે, ઉપરાંત ડેંગ્યુ જેવા તાવના ઝપાટામાં પણ એક હાથે માથું દબાવી બીજે હાથે મેં લખવાનું ચાલુ રાખ્યું હતું. કર્ત્તવ્ય પૂર્ણ કરવામાં પ્રમાદ મેં સેવ્યો નથી. મારા શરીરની દરકાર કરતાં લીધેલાં કામની દરકાર મેં વધુ રાખી તેથી જ પ્રભુએ મને ન ધારેલી શક્તિ બક્ષી મારે હાથે આ ચરિત્રાલેખનનું યશસ્વી કાર્ય પૂરૂં કરાવ્યું છે. અને એટલા પૂરતો મને પણ સંતોષ થયો છે. આ ત્રણ વર્ષના પ્રયાસમાં સખ્ત મહેનતને લીધે બે ત્રણ વખત **ભાઈ** નારાયણજી પણ મ્હોતને બિછાનેથી ઉઠયા છે. અનેક નિરાશાઓમાં એમણે આ પ્રયાસ ખેડયો છે. ખાનપાન શીત તાપ કે કોઇ

ચારિત્ર્ય લેખિકા



બ્હેન લક્ષ્મીબાઈ ગોકળદાસ ડોસાણી

જાતની શરીરની દરકાર પણ ભાઇએ આ કામને લીધે કરી નથી. તેઓ એ સમજતા હતા કે આદર્શના બાળકને પરિશ્રમનું પોષણ ન હોય તો ઘણુંય કરમાઇ જાય છે. મારૂં થોડું ઉત્તેજન ખરૂં પણ સાથે એમની હિમ્મત અથાગ જોઈ મને નવાઇ લાગી છે. જેવો તેવો માણસ તો મને લાગે છે કે આટલી મુશ્કેલીઓમાં દિવાનો બની જાય. કહેતાં આનંદ થાય છે કે અમારી આર્થિક મુંઝવણો દૂર કરી, ક્ષત્રિયકુળભૂષણ ઉદારચરિત જ્ઞાતિભાઇઓએ આ કામને સફળતાથી પાર ઉતારવા અમને સહાય કરી વિટંબણાઓનાં વાદળાંઓને વિખેરી નાખ્યાં છે.

આ જીવનચરિત્રો મેં ગુણોને જ અનુલક્ષી ગુંથ્યાં છે. સૌ કોઇ ગુણાનુરાગી હોય છે અને ભાવી જનતા પણ તેની જ ભક્ત થવાની. અવગુણોની ભક્તિ જગતમાં કોઇ પણ નહિ કરે. અવગુણોને અમર કોઇ કરતું નથી. આપણે જાણીએ છીએ કે કોઈ માનવી સંપૂર્ણ નથી. મનુષ્ય એટલે પરિમિત કૃત્તિ, એમનામાં ખામીઓ હોય એ સ્વાભાવિક છે. પણ ગુણો એ જ એમની વિશેષતા છે. એ ગુણોના આદર્શથી જનતા આગળ વધે છે. ગુણોનાં યશોગાન માટે પરાપૂર્વથી જીવનચરિત્રોની પ્રથા ચાલી આવે છે. આ ગ્રંથના ઉત્તરાર્દ્ધ ભાગમાં હિન્દુસ્થાનના ઝાંપે ઝાંપો કરી વળી છાને ખુણે પણ છુપાયલા જ્ઞાતિરત્નોને શોધી કાઢી તેમના આદર્શ ભાવી પ્રજા સન્મુખ મૂકવાના ભાઇના મનોરથ છે. આ પૂર્વાર્દ્ધ ભાગ તો ઇશ્વર કૃપાએ હાલ પૂર્ણ થાય છે. આ ચરિત્ર આલેખનમાં મેં ચરિત્રની મૂળ વિગતો ઉપર જ ભાર મૂક્યો છે. શબ્દે શબ્દે વિદ્વત્તા વાપરી ખાલી લંબાણ કરવાનું મને યોગ્ય લાગ્યું નથી. વળી આ મારો પ્રથમ પ્રયાસ કહેવાય એટલે ખામીઓ હોય એ પણ સ્વાભાવિક છે. ગુણગ્રાહક જ્ઞાતિ ભાઈબ્હેનો ઉદારતાથી એ ખામીઓ બદલ ક્ષમા આપશે જ એવો મને વિશ્વાસ છે.

છેવટે હું જણાવવાની રજા લઈશ કે આ કાર્યમાં ચરિત્ર આલેખન અને બીજી ઝીણી મોટી એને લગતી વ્યવસ્થા શિવાય વધુ કર્તવ્યનો ફાળો મેં આપ્યો નથી. બધું ભાઇની જ મહેનતનું ફળ છે. ભાઇની જહેમત આગળ મારાં આટલાં કાર્યની કંઈ જ ગણત્રી નથી એમ કહું તો ચાલે.

બાળકોની સંભાળ અને ગૃહવ્યવસ્થાના કામમાંથી સમય બચાવી ભાઇ નારાયણજીનાં ધર્મપત્ની સૌ. રતનબાઇએ પણ કેટલાંક જીવનચરિત્રોની કોપીઓ ઉતારી આપવા જેટલો ફાળો આ કામમાં આપ્યો છે તે હું ભૂલી જઈ શકતી નથી અને ચી. કૃષ્ણલાલ પણ પોસ્ટ અને પ્રેસ ઈત્યાદિના કામમાં મદદગાર થયો છે.

મારે સત્ય કહેવું જોઇએ કે હું મારી ગૌરવપૂર્ણ જ્ઞાતિને માટે આ પહેલાં બહુ થોડું જ જાણતી હતી. આ જીવનચરિત્રો લખ્યા પછી મને બહુ જાણવાનું મળ્યું છે. અને આવી ઇતિહાસપ્રસિદ્ધ જ્ઞાતિમાં મારો જન્મ થવા માટે મને ભાગ્યશાળી માનું છું. આવી જ્ઞાતિના ઇતિહાસની પણ બહુ અગત્ય છે એમ પણ મને સમજાયું. વ્યાપારની કળા આપણી જ્ઞાતિમાં વિકસીત છે. ઉપરાંત અનેક દુ:ખદ સંજોગોમાં પણ સંસ્કૃતિને પ્રાણોને ભોગે એણે સાચવી છે. મને આશા છે કે આ ઉપયોગી ગ્રંથ લોહાણાજ્ઞાતિને પોતાના ભવ્ય ભૂતકાળનું ભાન કરાવી ભાવી પ્રજાને માર્ગદર્શક થઈ પડશે. અંતમાં આ કાર્યમાં આપેલો અલ્પ ફાળો મારી ગૌરવપૂર્ણ જ્ઞાતિને ચરણે ધરી હું કૃતાર્થ થાઉં છું.

બ્હેન

**મુંબઈ:** તા.-૧-૪-૧૯૨૪ લક્ષ્મીબાઈ ગોકળદાસ ડોસાણી

ઉપતંત્રી: સમાજજીવન,

ओउम.

# લોહાણા રત્નમાળા.

## વિષયાનુક્રમણિકા:

## સ્વર્ગસ્થ નરરત્નો.

## વિધમાન મહાપુરૂષો

## સાધુ સંન્યાસીઓઃ ભગવદ્‌ભકતો



## સિન્ધી સદ્‌ગૃહસ્થો

## પરિચય વિભાગ



### પ્રકીર્ણ



### ફોટાઓ

# લોહાણા રત્નમાળા.

( પૂર્વાર્દ્ધ )

## ઈતિહાસ અને અવલોકન

પ્રાચીનકાળમાં બીજી પ્રજાઓ જ્યારે જંગલીમાં જંગલી સ્થિતિ ભોગવતી હતી ત્યારે ભારતવર્ષ આચારવિચારમાં સર્વોપરી હતો. સંસારને સભ્યતાનો સંદેશો આપતો હતો, સાહિત્યનો સાગર હતો, અનેક વિદ્યાઓનું સ્થાન હતો. અન્ય દેશના માણસો કળા, સાહિત્ય અને વિદ્યોપાર્જન માટે આ ભારતવર્ષમાં આવતા. આર્ય ઋષિઓની

ઉચ્ચ ભાવનાઓ અને દૃઢ અનુભવપર સ્થપાયલી આ પૂણ્યભૂમિ ભારતની સંસ્કૃતિ સર્વદેશીય હતી; એ તેમણે લખેલા વેદ, ઉપનિષદ, દર્શન, શ્રુતિ, સ્મૃતિ, રામાયણ, મહાભારત, પુરાણ, ધર્મશાસ્ત્રો આદિ ગ્રંથોથી સિદ્ધ થાય છે. આજે કાળના વહન સાથે અનેકવાર સામાજિક, ધાર્મિક અને રાજકીય ક્રાન્તિઓ થવાથી તે જ ભારતવર્ષની પ્રાચીન કીર્તિ અને વિદ્યા સાથે તેના સાચા ઇતિહાસનો પણ લોપ થયો છે. જો તેનો ઇતિહાસ આદિથી અંત સુધી સચવાયલો હોત તો દુનિયાને આજે નવું તત્વ પૂરૂં પાડી શકતે.

પ્રાચીનકાળથી જ ભારતવર્ષની પ્રજા પ્રવૃત્તિ માર્ગ કરતાં નિવૃત્તિ માર્ગને શ્રેષ્ઠ સમજતી હોવાથી તે મનુષ્યની સાંસારિક કથાઓ આલેખવા કરતાં ધાર્મિક કથાઓ લખવી વધુ પસંદ કરતી. એટલે કે આ માયારૂપી જૂઠાસંસારની ઐહિક ખટપટો–બનાવો ને પ્રપંચોની યાદગીરી જાળવનારાં ઐતિહાસિક સાધનો સંગ્રહી રાખવા તરફ બહુ જ થોડું લક્ષ આપતી હતી.

જુદા જુદા કારણોને લઇને મહારાજાશ્રી હરિશ્ચંદ્ર, યુધિષ્ઠિર, અને ભગવાનશ્રી રામચંદ્રજીનો કીર્તિ પ્રકાશ ઘનપટલને વેંધીને આજ દિન સુધી ભારતમાં પ્રકાશી રહ્યો છે. મહાભારત કરતાંય રામાયણની વાત અધિક લોકવિખ્યાત છે. રામાયણે ભારતવર્ષના લોકો ઉપર ઉંડી અસર કરી છે. આ મહાકથાઓ ઇતિહાસરૂપે નહિ પણ તેમાંની સાદાઈ, અપૂર્વ આત્મત્યાગ, અડગ ટેક, ઉત્કૃષ્ટ કુટુમ્બભાવના, વ્યવહારિકતા અને નીતિની શિક્ષક હોવાથી તે બહુ અંશે ધાર્મિકભાવે જ જળવાઈ રહી છે.

જે જે સમયે જે જે ધ્યેયો તેના પ્રણેતાઓએ ભારતવર્ષના લોકો પાસે અંગીકાર કરાવ્યા તે તે ધ્યેયને ધર્મનું સ્વરૂપ આપીને જ કરાવ્યા છે. શ્રી કૃષ્ણે અર્જુનને યુદ્ધ કરવાનો ઉપદેશ ધર્માકારે આપ્યો હતો. ૫૦૦ વર્ષ પહેલાં ગુરૂ નાનક અને ગુરૂ ગોવિંદસિંહ ધર્મના બોધદ્વારા જ શીખ જાતિને ઉત્તમ યુદ્ધવિશારદ જાતિ બનાવી શકયા. રામદાસ સ્વામી શિવાજીને ધર્મોપદેશવડે જ હિંદુ સમ્રાટ બનાવી શકયા હતા.

ઇ. સ. ના ૪ થા સૈકામાં ચીની મુસાફર ફાહિયાન બૌદ્ધધર્મતત્વનું અધ્યયન કરવા આ દેશમાં આવેલો. તેણે લખેલા મુસાફરીના વર્ણનમાં તે સમયના પ્રતાપી રાજા ચંદ્રગુપ્ત બીજાનું નામ પણ નથી આપ્યું. એ વાત પણ ઉપર્યુક્ત માન્યતાને પુષ્ટી આપે છે કે આર્ય પ્રજા ધાર્મિક જીવનની શ્રેષ્ઠતા પ્રથમથી જ સ્વીકારતી હોવાથી આ સાંસારિક બનાવોની ઐતિહાસિક દૃષ્ટિએ બહુ અગત્યતા નહોતી માનતી.

આ રીતે ક્રમબદ્ધ ઇતિહાસ લખવાનો ચાલ ન હોવાને લઇને આજે નવી દુનિયા અને જૂની દુનિયાના બીજા ઘણા લાંબા કાળના ઇતિહાસો મળી આવે છે; ત્યારે આ પ્રાચીન આર્યાવર્તનો સપ્રમાણ ઇતિહાસ ત્રણ હજાર વર્ષનો પણ મળવો દુર્લભ થઇ પડયો છે.

પુરાણોમાં પ્રાચીન રાજાઓની વંશાવળીઓ આપવામાં આવી છે; પણ તેમાં ઐતિહાસિક અંશ કરતાં ધાર્મિક ભાવ વધુ છે. રાજાઓનાં નામો મળે તો સમય ન મળે ને જો સમય મળે તો ક્રમ યથાસ્થિત મળતો નથી.

મહાભારતની પ્રસિદ્ધ લડાઈ થયા પછી ભારતના અંધકારયુગની ખરેખરી શરૂઆત થઈ. સામાજિક અવ્યવસ્થા, અસહિષ્ણુતાની આગ, માંહોમાંહે કાપાકાપી, થોડી સત્તાનો લોભ ને સ્વાર્થની ખાતર એક બીજાની જડ ઉખેડી નાખવાની અનિષ્ઠ વૃત્તિમાં ભારતનું વાતાવરણ કંગાળ બની રહ્યું હતું. આ અરસામાં એક ભયંકર ધાર્મિક વિપ્લવ શરૂ થયો. તે બૌદ્ધનો. ને પછી શક,સિથિયન,યવન્ આદિ વિધર્મીઓના હુમલાઓ શરૂ થયા. સમયના ફેરફાર અને દૈવગતથી જૈનોએ વૈદિક ગ્રન્થોનો નાશ કીધો અને વૈદિકોએ જૈનોના ગ્રન્થોનો નાશ કર્યો.એક રાજકુળે બીજા રાજકુળના ઇતિહાસનો, અને બીજા રાજકુળે પ્રબળ થતાં તેણે પૂર્વના રાજકુળનો. આ અવ્યવસ્થાના અંધકારયુગમાં હજીય જાણે અધૂરૂં હોય તેમ વિધર્મી, અનાર્યો મુસલમાનોનાં ટોળાંઓના પ્રચંડ આક્રમણો હિન્દ ઉપર થયાં. તેઓએ ધર્માન્ધતાથી રહ્યા સહ્યા જે કંઇ ઉત્તમ ગ્રન્થો હતા તે અણુમોલ હિંદના ખજાનાને અગ્નિને હવાલે કીધો. પરશુરામે તો ક્ષત્રિયોના દેહનો નાશ કર્યો હતો પણ મુસલમાનોએ તો ધર્મદ્વેષથી ભારતવર્ષના દેહ, બળ, વિદ્યા ને કીર્ત્તિનો પણ નાશ કર્યો. અનેક ઐતિહાસિક ગ્રન્થો અગ્નિને હવાલે થયા.[1] આવા પરસ્પર લડાઈ ઝઘડાઓના અશાન્ત સમયમાં ક્રમબદ્ધ ઇતિહાસ રાખવાની શાન્તિ ન જ હોય એ પણ દેખીતું છે.

જ્યારે સમસ્ત ભારતવર્ષના ઇતિહાસની આ દશા છે ત્યારે ઉત્તમ વારસાથી સંસ્કૃત થયેલી લોહાણા જેવી સમૃદ્ધ–પ્રાચીન આર્ય ક્ષત્રિય જાતિનો ક્રમબદ્ધ–કારણકાર્ય શૃંખલાબદ્ધ ઇતિહાસ સચવાયલો ન જ રહે એ સ્વાભાવિક છે. એક પ્રજાનું જીવન તે પ્રજાનો ઇતિહાસ છે. ઇતિહાસ એક દર્શન શાસ્ત્ર છે; કે જે દષ્ટાન્તોથી આપણને શિક્ષણ આપે છે. મહાન પુરૂષોનો તે સંસર્ગ કરાવી દૂર્જનોનાં દુષ્કાર્યોનો તિરસ્કાર કરતાં શીખવે છે. તે ભવ્ય ભૂતકાળ ભાવીનો માર્ગ નિષ્કંટક કરી જીવનપ્રગતિનો પથ દર્શાવે છે. આટલું કાર્ય બજાવવા ઉપરાંત જાતિનો ઇતિહાસ આપણા પૂર્વજો સાથ પરિચય કરાવી જનતામાં ઉત્સાહ રેડી નવચેતન આણે છે. આવા જ કારણે આજે પશ્ચિમમાં બાળકોને પ્રારંભથી જ ઇતિહાસનાં પુસ્તકો અને મહાપુરૂષોનાં જીવનચરિત્રોનો અભ્યાસ કરાવવામાં આવે છે.

આ ધસમસતા યુગમાં કોળી, ભીલ આદિ શદ્ર ગણાતી જાતિઓ પણ પોતાના ઇતિહાસનું સંશોધન કરાવવા મહા પ્રયાસ કરી રહી છે; ત્યારે આખી દુનિયાને જગાડનારા સૂર્યના સંતાનો, તેના જ માનીતા પૂજારીઓ, આપણે જો સંસારની સભ્ય પ્રજાઓની હરોળમાં ઉંચું મુખ રાખી ઉભા રહેવાના ઇચ્છા ધરાવતા હોઇએ તો હવે આ દિશામાં વધુવાર ઉદાસીનતા રાખવી આપણને મુદ્દલ પરવડી શકે તેવું નથી અને તે માટે સમગ્ર જ્ઞાતિ પરિષદ તરફથી વિદ્વાનોની એક ખાસ સંસ્થા સ્થાપન કરી તે દ્વારા ઐતિહાસિક શોધખોળ કરાવવાનો સમય હવે આવી લાગ્યો છે.

જ્યાં સુધી આવો પ્રયાસ પરિષદ તરફથી હાથ ધરવાનો શુભ અવસર ન મળે ત્યાં સુધી છુટાછવાયાં, વિખરાયલાં, વેરાયલાં થોડાં પણ ઉપલબ્ધ સાધનો, આપણી માન્ય-

---

૧ ઈ. સ. ૧૨૦૨ બખ્તીયાર ખીલજીના સેનાપતિ મહમ્મદ બીન સીમે ઉદાન્તાપુરીના વિહાર મંદિરમાંથી બ્રાહ્મણ તથા બૌદ્ધોના બનાવેલા અનેક અણુમોલ ગ્રંથોને બાળી મૂક્યા. મહારાજ મહાપાલના શાસન સમયમાં ઉદાન્તાપુરી વિશ્વ વિદ્યાલયમાંના અમૂલ્ય ગ્રન્થભંડારનો નાશ કરવામાં આવ્યો. " હિંદુસ્થાન રીવ્યું " માર્ચ ૧૯૦૬.

તાઓ, રીતરિવાજો વગેરેનું પૃથ્થકરણ કરી તે ઉપરથી તૈયાર કરેલો આ અમારો કિંચિત પ્રયાસ ફુલ નહિ તો ફુલની પાંખડીરૂપે પણ કંઇક ઉપયોગી થઈ પડે તો અમોએ લીધેલો આ શ્રમ સફળ થયો સમજાશે.

## આપણી ઇતિહાસ વિષયક માન્યતા

સ્વ. જેમ્સ ટોડ કહે છે કે: કોઇપણ પ્રજાનો ઇતિહાસ લખતાં પહેલાં તે પ્રજામાં ઇતિહાસ વિષયક લોકમાન્યતાનું અવલોકન કરવું જોઇએ, અને તે ઉપરાંત સપ્રમાણ ઇતિહાસ ચાલતી આવેલી દંતકથાઓમાંથી પણ તારવી શકાય છે.

" અમે મહારાજા લવના વંશજો-રામચંદ્રજીના વંશજો-રઘુવંશી-સૂર્યવંશી છીએ. " આ ઉંડી શ્રદ્ધાપર લોહાણા કોમની ઉચ્ચ ભાવના જમાનાઓ થયા રચાઈ છે. આ ભાવના લોહાણા જ્ઞાતિનું જીવન પ્રેરી રહી છે, આ ભાવનાએ આપણા સ્ત્રીપુરૂષોના આદર્શો પ્રેરાયા છે. આ ભાવનાના પ્રબલ મૂળમાં આપણી ઐતિહાસિક મહત્તા છે. આ ભાવનાએ આપણા સંસ્કાર હજી પણ ઠીક સ્વરૂપમાં જાળવી રાખ્યા છે. યુગો આવ્યા અને ગયા, રાજ્યો સ્થપાયાં ને નષ્ટ થયાં છતાં આ ભાવના ભુંસાઇ નથી; પણ શ્વાસોચ્છ્વાસમાં અને અમારી નાડીઓના ધબકારામાં ધડકી રહી છે. અમારી સમૃદ્ધિ અને અમારા ગૌરવનું એ મૂળ છે.

અલ્પ શ્રદ્ધામાં આનંદ માનતા કેટલાકો આ ભાવનાને હસી કહાડે છે પણ પરદેશી ધોરણો આ દેશને લગાડવાની ઉતાવળમાં આમ માનનાર વર્ગ આપણો ઈતિહાસ, આપણા સંયોગો અને આપણી પરિસ્થિતિએ પેદા કરેલાં કેટલાંક સત્યો વિસારી મૂકે છે.

જેમને મન શિવાજી સાધારણ લુંટારો અને વોટરલુના મેદાનમાં ગભરાટના પરસેવાથી રેબઝેબ થઇ જતો ડયુક ઓફ વેલિંગ્ટન શૌર્યની પ્રતિમા લાગે છે. આ પરદેશી નજર ઉપર બધો મદાર બાંધીને આપણી જાતિનો ઈતિહાસ ચીતરવો તે ભારેમાં ભારે ભૂલ છે. ખરી રીતે આ પરદેશી મુસાફરોએ હિન્દુઓના મહાન પુરૂષોને વિષે ઉડતી બધી નિંદા ભેગી કરી છે.

આપણી આ ભાવનાના કાર્યકારણરૂપ અગત્યના પ્રશ્નોનો ઉકેલ કરવા માટે પ્રથમ આપણે હવે પ્રાચીન સમય તરફ નજર દોડાવીએ.

## વ્યવહાર ધર્મ—વર્ણવ્યવસ્થા

મનુષ્ય જન્મ ધારણ કરે છે તે સમયે તે તદ્દન નૈસર્ગિક અવસ્થામાં હોય છે. તે સમયે તેને બીજા કશાનું ભાન હોતું નથી, શિવાય એક પયઃપાન. પયઃપાન દ્વારા તેને પોષણની પહેલી જરૂર હોય છે. બાદ ક્રમશઃ બાળક મોટું થતાં તેને બધી ઇન્દ્રિય શક્તિઓમાં પહેલાં સ્પર્શશક્તિ અથવા પકડવાની શક્તિનું ભાન આવે છે. પોતાની નજદીક જે કાંઇ હોય તે પકડવા તે પ્રયત્ન કરે છે. આ સમયે તે કાંઇ નહિ પકડી શકાય એવી વસ્તુ પાસે પડેલી હોય તો તે ન પકડે, કે બાળક ઘોડીઆં કરતું થાય અને સહેજ આઘે હોય તો પાસે જઇ ન લે એવી સંભાળની જરૂર હોય છે. અર્થાત્ તેને બીજી જરૂરી ચીજ સંરક્ષણની છે. ત્રીજું,

બાળક જેમ જેમ વધુ મોટું થાય તેમ તેમ તેને સમજશક્તિ પ્રાપ્ત થતી જાય છે. અને એ સમજશક્તિ યોગ્ય માર્ગે દોરવાય એ માટે તેને જ્ઞાનની જરૂર પડે છે. અર્થાત્ તેને કેળવણીની અથવા બીજા શબ્દમાં કહીએ તો સંવર્ધનની જરૂર હોય છે. વસ્તુતઃ મનુષ્યને પ્રથમો પ્રથમ જરૂર પોષણ, સંરક્ષણ અને સંવર્ધનની છે. આ તો માત્ર નૈસર્ગિક નિયમની એક કૃત્તિનું દષ્ટાંત છે. નિસર્ગનો આવો જ નિયમ પ્રત્યેક ભિન્ન ભિન્ન કૃત્તિમાં માલુમ પડે છે. અન્નાદિક પકવવામાં પણ જલ સિંચનરૂપી પોષણ, તીડ કે પક્ષીગણો ખાઇ ન જાય માટે સંરક્ષણ કે વધુ પાક ઉપજે માટે ખાતરની પુરણીરૂપે સંવર્ધન વગેરેની જરૂરીઆતો હોય છે. આવો જ નૈસર્ગિક નિયમ મનુષ્યના આખા જીવન સાથે પણ ઓતપ્રોત રહેલો જણાય છે. મનુષ્યે જન્મ ધારણ કરી શક્તિને પ્રાપ્ત કરી વ્યવહારધર્મપંથે પ્રયાણ કરવાનું છે; તેમાં તેને પોષણ, સંરક્ષણ અને સંવર્ધનની ખાસ આવશ્યકતાઓ હોય છે. વ્યવહારધર્મ એટલે શું તે જ ખબર ન હોય, કાર્યાકાર્યનો ભેદ ન જાણતો હોય તો પછી યથાસ્થિત ધર્મપાલન કેવી રીતે કરી શકે? અને કાર્યાકાર્યનું જ્ઞાન હોવા છતાં પોતે અનેક બાહ્ય ઉપાધીઓના સકંજામાં ફસાય તો ધર્મનું પાલન કેવી રીતે થઇ શકે? વસ્તુતઃ મનુષ્યના જીવનને પોષણ, સંરક્ષણ અને સંવર્ધનની આવશ્યકતા છે. આ આવશ્યકતા માત્ર સિદ્ધાંતમાં જ નહિ પણ આચરણમાં પણ જણાઇ. માત્ર બુદ્ધિના ખેલનમાં નહિ પણ કર્મના માર્ગમાં પણ આવશ્યક માલુમ પડી. મનુષ્ય જે નિસર્ગભાવથી ઉદ્દભવ્યો છે તે નિસર્ગશકિતને પણ પોષણ, સંરક્ષણ અને સંવર્ધનની જરૂર હોવી જોઇએ. અને પ્રાથમિક દશામાં બંધારણ વિના મનુષ્યજાતિએ થોડો કાળ નિર્ગમન કર્યો હશે ત્યારે તેણે કેવી જાતનાં પોષણ સંરક્ષણ અને સંવર્ધનની મનુષ્યને જરૂર છે તેનો અનુભવદ્વારા ખ્યાલ આવ્યો હશે. આ પરથી વ્યવહારધર્મના યથાસ્થિત પાલન માટે પોષણ, સંરક્ષણ અને સંવર્ધનના હેતુ સાધનારા મનુષ્ય જાતિના લક્ષણોના વિભાગ પાડી જુદા જુદા લક્ષણોવાળા મનુષ્યોને એક વિભાગમાં જોડી, લક્ષણયુક્ત કર્મો નિર્માણ કરી આપી વ્યવહારધર્મનું નિરૂપણ કરવામાં આવ્યું. જે પોષણ આપી શકે એટલે ધનધાન્ય ઉગાડી વેપાર–વાણિજ્ય કરી સમસ્ત વિશ્વને જરૂરી અન્નાદિક પૂરૂં પાડી પોષણ કરે તેનો એક વિભાગ, જે બળ અને શકિતની ખીલવટવડે અન્યનું સંરક્ષણ કરી શકે તેનો એક વિભાગ, જે જ્ઞાન સમુચ્ચય કરી અન્યને જ્ઞાન આપી, પ્રગતિપથે દોરી શકે અર્થાત સંવર્ધન કરી શકે તેનો એક વિભાગ, એમ મનુષ્યજાતિના ત્રણ વિભાગો નિર્માયા. અને જે મનુષ્યો આ ત્રણેમાંનું એકેય ન કરી શકે તેનો બીજા ત્રણને મદદરૂપ રહે એવો એક વિભાગ પાડવામાં આવ્યો. આ પ્રમાણે મનુષ્યજાતિના ચાર વિભાગ પાડવામાં આવ્યા. અને એ રીતે વ્યવહારધર્મપર એટલે પરસ્પર સહકાર, સહાય અને એક બીજા સાથે સંમિલન વડે સંઘટ્ટનના ઉદ્દેશને સાધવા સમાજની ચાર વિભાગમાં રચના થઈ. જેઓ પોષણનું કામ કરે તેને વૈશ્ય, જેઓ સંરક્ષણનું કાર્ય કરે તેને ક્ષત્રિય, જેઓ સંવર્ધનનું કાર્ય કરે તેને બ્રાહ્મણ અને ચોથા વિભાગને શૂદ્રઃ એવી ઉપમાઓ આપવામાં આવી. નીતિ અને જ્ઞાન સમુચ્ચયના પ્રમાણપર બધાય માટે પરસ્પર કરવાનાં કાર્યોનાં ધોરણો બાંધી આપવામાં આવ્યાં.

એટલે કે વર્ણાશ્રમ વ્યવસ્થા પ્રચલિત થતાં કુળધર્મ, જાતિધર્મ, આચારધર્મ, મર્યાદા પણ સુદ્રઢ રીતે સ્થાપિત થયાં. શ્રૌત્ર–સ્માર્ત ધર્મ, નિત્યકર્મનું મૂળ નક્કી થયું. ભૃગુ અને મનુ એ નિયમોના પ્રવર્તક યમા–નિયમો ઘડયા.

## પુરોહિત પદવી

સમય જતાં અનાર્યોથી રક્ષણ કરવા ખાતર શાસનકર્તાની જરૂર જણાઇ. તે ધર્મદંડબળે શાસનકર્ત્તા તે ક્ષત્રિય. બ્રાહ્મણો રાજાઓ પાસે યજ્ઞ કર્મો કરાવતા તેથી બ્રાહ્મણોને પુરોહિતની પદવી પ્રાપ્ત થઇ. પુરોહિત એટલે યજમાનનો હિતૈષી. આ યજમાન પુરોહિતનો સંબંધ પ્રાચીન સમયથી હોવાનું શાસ્ત્રોથી જણાય છે. ઋગ્વેદ સંહિતામાં **अग्निमीळे पुरोहितम्** મંત્રથી પણ પુરોહિતની વિદ્યમાનતા દેખાય છે. ભાગવતના એકાદશ સ્કંધમાં યજ્ઞના પુરાણા ઇતિહાસનું વર્ણન છે. શાસ્ત્રોમાં સ્થળે સ્થળે સારસ્વતોને રાજપુરોહિત લખેલા છે. આથી ક્ષત્રિય રાજાઓ અને સારસ્વત બ્રાહ્મણોનો ગોર યજમાનનો સંબંધ ઘણો જ પ્રાચીન છે. અને ખાસ કરીને લક્ષમાં રાખવાનું છે કે આજે યુગો પસાર થયા, જીવન કલહના વિચિત્ર સંજોગોમાં અનેક સંકટો જોયાં, કચરાયા, ફેરફાર થયા છતાંય તે જ સારસ્વત બ્રાહ્મણો આપણા પુરોહિતો છે. આજે એ પવિત્ર અને પ્રાચીન જાતિની અધોગતિને માટે ગમે તે બોલાતું હોય, તેઓ વિદ્યાવિહીન થવાથી આજે યજમાનોને ભારરૂપે જણાતા હોય તથાપિ ઇતિહાસ એ સિદ્ધ કરે છે કે એ સારસ્વત બ્રાહ્મણો એ સંસ્કારી અગ્રજન્મા ઋષિઓનાં સંતાનો છે; અને લોહાણા એક પ્રાચીન પવિત્ર આર્ય ક્ષત્રિય રાજકર્ત્તા જાતિ છે તે સિદ્ધ કરવાને માટે તો આ એક જ પ્રમાણ બસ છે. પ્રાચીન ઇતિહાસનું પરિજ્ઞાન વેદની શ્રુતિ અને અન્ય ધર્મશાસ્ત્રોના ઐતિહાસક અંશથી જ થાય છે આ શિવાય અન્ય સાધનો નકામા છે. આ બાબતને કંઇક વધુ સ્પષ્ટતાથી જોવાની જરૂર છે.

## સારસ્વત પ્રદેશ અને સારસ્વતો

સર્વ બ્રાહ્મણોનું મૂળ સારસ્વત છે. સરસ્વતી નદી ઉપરથી સારસ્વત નામ પડયું; અથવા તો સારસ્વત ઋષિઓના નિવાસસ્થાન ઉપરથી નદીનું નામ સરસ્વતી પડયું હોય એ વધુ વાસ્તવિક જણાય છે. સરસ્વતીના કિનારાનો પ્રદેશ બ્રહ્માવર્ત્ત કહેવાતો. આ ભૂમિની વિશેષ પવિત્રતાના કારણે આ દેવનદીને પવિત્ર ગણી ત્યાં ઋષિઓએ નિવાસ કર્યો હતો. ઋગ્વેદ પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથ ગણાય છે; તેમાં પણ તેના છઠ્ઠા મંડલમાં સરસ્વતી નદીના કિનારાને **आयदुर्गभूमि** દુશ્મનોના આક્રમણો સામે બચાવ કરનાર એક લોહના કિલ્લાની ઉપમા આપવામાં આવી છે. આજનો આખો પંચનદ–પંજાબ પ્રાન્ત તે પ્રાચીન સમયમાં બ્રહ્માવર્ત્ત–સારસ્વત પ્રદેશના નામથી ઓળખાતો હતો. સરસ્વતી નદીની ધારાનો પ્રબળ પ્રવાહ હિમાલયથી તે સમુદ્ર સુધી અનુપમ રીતે વહેતો હતો. કાળાન્તરે આ સરસ્વતી નદી જળવિહીન બની ગઈ પણ તે ક્યારે અદર્શ થઇ તેના સમયનું ચોક્કસ અનુમાન થઈ શકતું નથી. તો પણ શાસ્ત્રકારો ૫૦૦૦ વર્ષનો સમય બતાવે છે. આ જળહીન પ્રદેશનું નામ વિન્શન પડયું. તે વર્તમાનકાળે ઉદયપુર, મેવાડ તથા રાજપુતાનાની પશ્ચિમ તરફનો રણ પ્રદેશ છે.

આ સરસ્વતી નદીની હજી પણ હિંદુઓની ધાર્મિક ક્રિયાઓમાં સ્તુતિ કરવામાં આવે છે, અને તેના સ્થાનો આજે પણ પવિત્ર તીર્થસ્થળ લખાય છે. મનુસ્મૃતિમાં: "દેવતાઓએ

બનાવેલ બ્રહ્માવર્ત્ત પ્રદેશમાં ઉત્પન્ન થયેલા અગ્રજન્મા બ્રાહ્મણો પાસથી આખી પૃથ્વીના તમામ મનુષ્યોને શિક્ષણ મળ્યું." એમ કહીને સરસ્વતી નદી તથા સારસ્વત દેશનો મહિમા વર્ણવ્યો છે. કોઈ પણ સ્મૃતિ કે પુરાણ એવું નહિ હોય કે જેમાં આ સરસ્વતી નદી તથા સારસ્વત પ્રદેશનો મહિમા ન દર્શાવ્યો હોય. આ પ્રદેશને શાસ્ત્રમાં દેવતાઓની પુરાકલ્પની યજ્ઞભૂમિ કહેલો છે.

આ ભારતવર્ષમાં અનેકવાર સામાજિક, ધાર્મિક, રાજકીય ક્રાન્તિઓ થઇ, સમય અને સંજોગોના સપાટાએ વર્ણાશ્રમ વ્યવસ્થાને નિર્જીવ બનાવી, એવા યુગો પસાર થયા છતાં પણ આજના સ્વાર્થી લેખાતા એ સારસ્વત બ્રાહ્મણોને વિદેશીય કે અનાર્યત્વનો જરા પણ સ્પર્શ થયો નથી એમ પશ્ચિમના પંડિતો પણ સ્વીકારે છે.

રેવરન્ડ મી. એમ. એ. શેરીંગ પોતાના Hindu Tribes and Casts as represented in Benares નામક ગ્રંથમાં લખે છે કેઃ—

**Saraswat**

"This is unquestionably a very ancient Brahamanical tribe which inhabits still the earliest seats of Hinduism a tract in the north-west of India beyond Delhi, once watered by the famous Saraswati river which figures so constantly in Hindu annals and mythology. The stream is now dried up but its site and extant can be traced. Its disappearance seems to have greatly excited the imagination of people in former times. Prayag or Allahabad is still spoken of by the natives generally as Triveni or the confluence not of two rivers, the Ganges and Jamuna which actually unite at that spot but of three, the Ganges, Jamuna and Saraswati."

"**સારસ્વતઃ** એ બ્રાહ્મણ પ્રજા નિઃશંસય એક ઘણી જ પ્રાચીન પ્રજા છે અને તે અદ્યાપિ પર્યંત હિંદુધર્મનાં પ્રાચીન સ્થાન ઉત્તર હિંદુસ્થાનમાં દિલ્હીની આસપાસનો પ્રદેશ, જ્યાં એકવાર સરસ્વતી નદી વહેતી હતી, જેનું નામ હિંદુ ધર્મગ્રંથોમાં વંચાય છે, તે પ્રદેશમાં રહે છે. આ નદી હમણાં સૂકાઇ ગઇ છે પણ તેનો પટ અને લંબાઇ હમણાં પણ જોઇ શકાય છે. તે નદી અદર્શ થવાથી પ્રાચીન કાળના આર્યોની માન્યતા ઉપર ઘણી અસર થઈ હતી. પ્રયાગ યાને અલ્હાબાદને આજે પણ લોકો ત્રિવેણી સંગમ—ફક્ત ગંગા યમુનાનો સંગમ નહિ, જે અત્યારે વાસ્તવિક છે—ગંગા યમુના અને સરસ્વતીનો સંગમ કહે છે."

તે સિવાય ઓકસફર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર એમ. એચ. વીલ્સન જેણે અનેક સંસ્કૃત ગ્રંથોનો અનુવાદ કર્યો છે; તે પણ સારસ્વત બ્રાહ્મણો માટે આ પ્રમાણે કહે છેઃ-

The Saraswat Brahmans are met within many parts of India and are usually fair complexed tall and handsome men...

......They are said also to be espacially the Purohits or family priests of the Kshatriyas or military caste..............

"સારસ્વત બ્રાહ્મણો હિંદુસ્થાનના ઘણા ભાગોમાં જોવામાં આવે છે અને તેઓ બહુધા સુંદર ચહેરાના, ઉંચા અને દેખાવડા હોય છે. તેઓ મુખ્યત્વે ક્ષત્રિય અથવા લડાયક જાતિના પુરોહિત કહેવાય છે."

આ સારસ્વત બ્રાહ્મણોની ઉત્પત્તિના વિષયમાં કોઈ એક પ્રતિપક્ષીને જવાબ આપતાં કાયસ્થ સર્વસ્વના કર્તા જોધપુરનિવાસી પંડિત દેવચંદ્ર સૂર્યભાનુ પોતાના સદરહુ પુસ્તકના ૫૨૮ મે પાને લખે છે કે:—

**"इसी प्रकार सारस्वत ब्राह्मणोंकी उत्पत्तिके विषय में अंड बंड मन घडत घडके लिखाहै, ध्यान रहेकि सारस्वत ब्राह्मणोंकी उत्पत्ति महाभारतके शल्य पर्वके बीच गदापर्वमें सारस्वतोपाख्यान प्रकरणमें लीखी है और यही सर्व वेद-भाष्यकर्ता श्री सायणाचायने ऋग्वेद भाष्य में लिखी है जो निर्णयसागर छापे में छापी सभाष्य ऋग्वेदकी पुस्तकमें देखो और सायणाचार्यने प्रचलित वैदिक संप्रदायको सारस्वत संप्रदाय माना है. सारस्वत संप्रदायका हेतु महाभारतके उक्त स्थलमें लिखा है कि भूतलपर वेद का प्रचार सारस्वतहीसे ब्राह्मणोंके पढके किया जबकि घोर अनावृष्टिमें वेदोंका लोप हो गयाथा, तात्पर्यकि वर्तमान सब ब्राह्मण सारस्वतका हि शिष्य है, सारस्वत ही इन सबका गुरु है. सारस्वतको नवमा ९ व्यास भी पुराणोंमें लिखा है. सारस्वतोंकी उत्पत्ति तथा महिमा आदि महाभारतमें बहुत लिखी है, उसके विरुद्ध घडंत घडने वाले ज्योतिषीका ग्रन्थ ब्राह्मणोंकी उत्पत्तिका मार्तंड है या अन्धकारका पुंज, सची उत्पत्ति छिपानेकी प्रयोजन न जाने इनोंने इह माना हो कि यदि सच्ची उत्पत्ति लिखेंगे तो हमे इनके चोटी कटे शिष्य बनना पडेगा. भेद खुल जावेगा.**

મહાભારત ગદાપર્વમાં એક એવી કથા છે કે પ્રાચીન કાળમાં એક ભયંકર દુષ્કાળ પડયો ત્યારે બ્રાહ્મણો પણ અન્નને માટે ભારે ચિંતાતુર રહેવા લાગ્યા.–પેટ ભરવાના સાંસામાં વેદાભ્યાસનું વિસ્મરણ થવા જેવા સમય જોઇ એક સારસ્વત મહર્ષિએ પોતાના આશ્રમમાં સાઠ હજાર બ્રાહ્મણો એકત્ર કરી વિદ્યાદાન આપ્યું હતું અને એ રીતે એ પુણ્યાત્માએ વેદોનો ઉદ્ધાર કર્યો હતો.

ઉપરોક્ત અભિપ્રાયોથી એ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે વેદ મંત્રોના દૃષ્ટા, સારસ્વતી–વિદ્યાના સાચા ઉપાસકો સારસ્વત બ્રાહ્મણો હતા. તેઓ રાજપુરોહિતો હતા; અને લોહાણા જાતિનો એ જ પ્રાચીન સંબંધ અત્યારે પણ ચાલુ રહેલો હોવાથી સારસ્વત બ્રાહ્મણોની પવિત્રતા, અને મહત્તા સિદ્ધ થવાની સાથે લોહાણાજ્ઞાતિ એ પ્રાચીન આર્ય ક્ષત્રિય જાતિ છે અને તે જાતિમાં પણ વિદેશીય કે અનાર્યત્વનું જરા પણ મિશ્રણ થયું નથી એ પણ વિના શકે પુરવાર કરવાને હજુ શું અધિક પ્રમાણોની આવશ્યકતા છે ખરી?

## ગોત્ર–અવટંક (અટક)

લોહાણા એ પ્રાચીન આર્ય ક્ષત્રિય જાતિ છે, એ ઉપરોક્ત પુરોહિતો અને યજમાનોનો સંબંધ નિર્વિવાદપણે સિદ્ધ કરે છે. તે ઉપરાંત એ કથનના સમર્થનમાં હવે આપણે સારસ્વત બ્રાહ્મણ તથા લોહાણા–ક્ષત્રિય, આ બન્ને જાતિના ગોત્ર, તથા અવટંક–અટક સંબંધે વિચાર કરીએ. આર્યપ્રજા પ્રથમથી જ વંશ વિશુદ્ધિ માટે બહુ ચીવટ ધરાવતી આવી છે. વર્ણવ્યવસ્થાના યુગમાં અરસપરસ સાંસારિક સંબંધ બાંધતાં પહેલાં એક બીજાનું ગોત્ર પૂછવામાં આવતું હતું. હાલમાં અસંખ્ય જ્ઞાતિઓનો ઉદ્‌ભવ થતાં આ ગોત્રનું મહત્વ ઓછું થઇ ગયું છે. અથવા કહો કે મિશ્ર જાતિઓમાં ગોત્ર–શાખાનો પતો જ લાગવો મુશ્કેલ થઇ પડે એ સ્વાભાવિક છે. આવી જ્ઞાતિઓની અટક ગામ, ધંધો, રંગ અને કંઇક રમુજ ઉપરથી પણ પડેલી છે. અગાઉના સમયમાં ગોત્રનો ઉચ્ચાર ત્રણે દ્વિજ વર્ણોમાં શુભાશુભ પ્રસંગે ધાર્મિક ક્રિયાઓમાં કરવામાં આવતો અને અત્યારે પણ તે પ્રથા સદંતર નાબુદ થઈ ગઇ નથી. છતાંય બૌદ્ધમાનીઓએ ઉત્તમોત્તમ આર્ય ગ્રંથોનો નાશ કરેલો હોવાથી આ ગોત્ર સંબંધમાં ઘણો ગુંચવાડો આજે ઉભો થયો છે. પદ્મપુરાણમાં ક્ષેત્ર અને દેવના મહાત્મ્ય શિવાય ગોત્ર કે શાખાનો વિશેષ નિર્ણય થઇ શકતો નથી. અમરકોષમાં ગોત્રના અર્થ **संतति, जननम्, कुलज, अभिजन, अन्य, वंश, अन्ववायः** અને **संतानः** એ પ્રમાણે આપ્યા છે. આ શબ્દો જોતાં જે જે નામથી વંશ ઓળખાતો હોય, જેની પરંપરામાં એ વંશ જન્મ પામ્યો અને ચાલતો આવ્યો હોય તે તે ગોત્ર ગણાય; એટલે કે વંશના મુખ્ય પુરૂષ ઉપરથી ગોત્ર ચાલતાં આવ્યાં છે. કાળાંતરે આ ગોત્રના નામોચ્ચરણમાં થોડો ફેરફાર થયો હોય એમ જણાય છે તો પણ બ્રાહ્મણ અને ક્ષત્રિયોના મૂળ પુરૂષો–વંશનાપ્રથમ પુરૂષોનાં નામોનું બહુ અંશે મળતાપણું આવે છે અને તેથી પણ એ ખુલ્લું સમજાય છે કે તેઓ એક જ કુળોત્પન્ન છે.

બૌધાયનઃ આશ્વાલાયનમાં આઠ ઋષિઓની કલ્પના કરવામાં આવી છે. આર્યોના આઠ કુળો માનવામાં આવ્યા છે; પરંતુ મહાભારતના શાન્તિપર્વમાં તેથી પણ આગળ જઈ અંગીરા, કશ્યપ, વશિષ્ઠ અને ભૃગુ એ ચાર ગોત્ર માત્ર સૂર્યવંશી આર્યોનો સમૂહ હિંદમાં આવ્યો ત્યારે હતા એમ દર્શાવ્યું છે.

અહીં હાલ લોહાણા તથા પુરોહિત–સારસ્વત બ્રાહ્મણોના ગોત્ર આલેખવાં ઉપયોગી થઇ પડશે.

### જ્ઞાતિના ગોત્ર તથા અવટંક (અટક)[1]

| અ. સં: | ગોત્રઃ | અવટંકઃ | અ. સં: | ગોત્રઃ | અવટંકઃ |
|---|---|---|---|---|---|
| ૧ | અરૂણ. | આથા. | ૭ | ઈંદ્રસેન. | અનડકાડ. |
| ૨ | અગ્નિવર્ણ. | આઇયા. | ૮ | ઉત્કલ. | ચંદેભંભોર. |
| ૩ | અતિથિ. | આસરપોત્રા. | ૯ | ઋતુપર્ણ. | છતા, છાબડા. |
| ૪ | અંબરિષ. | આદોરા. | ૧૦ | કશ્યપ. | કૌતક–કોટક. |
| ૫ | અંશુમાન. | અનડ, અઢીઆ. | ૧૧ | કુશ. | કારીઆ. |
| ૬ | ઇક્ષ્વાકુ. | 'આદઠકર, આસર. | ૧૨ | કકુસ્થ. | કાઠ. |

૧ આ અટકમાં અત્યારે સ્થાન, ધંધા, સ્વભાવ અને દાદા પરદાદા, રમુજ (મશ્કરી) ઉપરથી અનેક ઉપઅવટંકોનો પણ ઉમેરો થયો છે.

| | | |
|---|---|---|
| ૧૩ | કેવલ. | કોટેચા. |
| ૧૪ | કાપલાશ્વ. | કેસારઆ. |
| ૧૫ | કૂર્મ. | કકડ. |
| ૧૬ | કારૂષ્ય. | કાનાબાર. |
| ૧૭ | કૃતિ. | કતિરા. |
| ૧૮ | ખેમવાન. | ખખ્ખર, ખીઆ, ખોડા, ખીરસરા, ખાંટ. |
| ૧૯ | ગય. | ગંધા, ગીધા, ગાણેત્રા, ગઢીઆ. |
| ૨૦ | ચિત્રસેન. | ચંદે, ચંદન. |
| ૨૧ | જયસેન. | જોબનપોત્રા. |
| ૨૨ | દીર્ઘબાહુ. | દૈયા. |
| ૨૩ | દિલીપ | દાવડા. |
| ૨૪ | દક્ષ. | દોડીઆ. |
| ૨૫ | દ્રુતિ. | ધણુ. |
| ૨૬ | ધાષ્ટ. | ધબણુ. |
| ૨૭ | ધૃષ્ટ. | ધધુ. |
| ૨૮ | નરિષ્યંત. | નેનસોનૈયા, નેંધ. |
| ૨૯ | નંદીવર્ધન. | નરમ, નાસા. |
| ૩૦ | પુંડરિક. | પોપટ. |
| ૩૧ | પુરૂકુત્સ. | પાઅ. |
| ૩૨ | પુષ્ય. | પાંધિ. |
| ૩૩ | પુષ્કર. | પોંદા. |
| ૩૪ | પ્રતિક. | ચત્રારાણુા, ચુગ. |
| ૩૫ | પ્રદિપક. | ચંડોરા, ચોરા. |
| ૩૬ | પ્રતિકાસ્વ. | ચંદેભમર. |
| ૩૭ | પુરંજય. | પલણુ. |
| ૩૮ | પુરંજન. | પંડિત. |
| ૩૯ | પૃથુ. | પંડિતપોત્રા. |
| ૪૦ | પૃષધ. | પછમગણુાત્રા, દક્ષણુ ગણુાત્રા. |
| ૪૧ | પ્રાસુ. | પાબારી. |
| ૪૨ | પ્રહદસ્વ. | બાટ, બારૂ, બરછા, બાવડીઆ. |
| ૪૩ | ભાનુમાન. | ભલા. |
| ૪૪ | ભાનુ. | ભગદે. |
| ૪૫ | ભાગીરથ. | ભિંદે. |
| ૪૬ | ભદ્રાસ્વ. | ભજાજી. |
| ૪૭ | માંધાતા. | માણુકસમ, મશરૂ. |
| ૪૮ | મહાધૃતિ. | માણુકરાવ, મંડા. |
| ૪૯ | મુચકુંદ. | માણુક, મૈડીઆ, મસલા |
| ૫૦ | મરૂદેવ. | માઓટીઆ, માખેચા. |
| ૫૧ | મરૂ. | મંગેઆ, મુરીઆ. |
| ૫૨ | મૂલક. | મહિધર, મંડા. |
| ૫૩ | યુવનાસ્વ. | યાદુવા. |
| ૫૪ | રોહિત. | રૂપારેલ, રાછ, રાએઠઠા. |
| ૫૫ | રઘુ. | રવસિઆ, રતનધાએરા, રાયમંગેઆ. |
| ૫૬ | રથીતર. | રા, કુંડલીઆ, રા, ગંગધર, રાચના. |
| ૫૭ | વિમલ. | સોનપાર. |
| ૫૮ | વસુ. | સોનાગેલા. |
| ૫૯ | વત્સ. | સોનેતા. સોનેજા. |
| ૬૦ | વિશ્વસદ. | સોનાગલ. |
| ૬૧ | વવસ્વત. | સોમયા. |
| ૬૨ | સગર. | સાએતા. |
| ૬૩ | સુરથ. | સોતા, છાબડીઆ. |
| ૬૪ | સુકેતુ. | શિવસુધાર. |
| ૬૫ | સહદેવ. | સોમશ્વર. |
| ૬૬ | સુચી. | સચદે. |
| ૬૭ | સુદેવ. | સોમપલણુ. |
| ૬૮ | સંધી. | સેજપાર. |
| ૬૯ | સર્વકામ. | સજા. |
| ૭૦ | સત્યશ્રવા. | સાનયા. |
| ૭૧ | સેનવંત. | સોતા. |
| ૭૨ | સુમતી. | સોઢા. |
| ૭૩ | સુદર્શન. | સ્વાર. |
| ૭૪ | હર્યશ્વ. | ટાટરીઆ. ટોલા. |
| ૭૫ | હરિશ્ચંદ્ર. | હિંડોચા. |
| ૭૬ | હરિત. | હુરમતિઆ. |
| ૭૭ | હૈહય. | ઠાકરા, ઠકરાળ. |
| ૭૮ | હિરણ્યનાભ. | ઠકરેચા. |
| ૭૯ | હેમચંદ્ર. | તન્ના, થારી, ઠકરાળ. |
| ૮૦ | સુશર્મા. | ચુચક. |
| ૮૧ | લવાક્ષ. | ચંદૈયા, ચંદેબાર. |
| ૮૨ | ક્ષેમવર્મા. | ચનાભટા. |
| ૮૩ | ક્ષેમક. | ચોલેરા. |
| *૮૪ | ક્ષેમધન્વા. | ફૂલભંધુવા. |

*વ્યાસ શીવજી ભાગ્યચંદ કૃત સારસ્વતોપાખ્યાનમાંથી ઉદ્ધૃત.

૧૧૨૮૦

# સારસ્વત બ્રાહ્મણોના ગોત્ર, અવટંક, વેદ, શાખા[1]

| | ગોત્ર : | અવટંક : | | | વેદ : | શાખા : |
|---|---|---|---|---|---|---|
| ૧ | કાસ્યપ. | કૈયા | કાનજા | કાકુઆ. | યજુર્વેદ. | માધ્યંદિની. |
| ૨ | શાંડિલ્ય. | સાએલા | સોનપાર | શુપર. | યજુર્વેદ. | હિરણ્યકેષી. |
| ૩ | નૈધ્રુવ. | બાજપાર | કરડ | હર્ષણુવાપા. | યજુર્વેદ. | આપસ્તંબી. |
| ૪ | વાસિષ્ટ. | બીજલ | વાસુદેવમંદરા | વારું. | યજુર્વેદ. | તૈત્તિરીય. |
| ૫ | કૌંડિન્ય. | કુક્કા | કતીરા | કીતા. | યજુર્વેદ. | માધ્યંદિની. |
| ૬ | પારાશર. | પસા | પુરૂષોત્તમ | પુરૂખા. | યજુર્વેદ. | વાજસનેયી. |
| ૭ | લૌવાક્ષ. | ખિલણુ | જગુ | જાસ. | યજુર્વેદ. | બૌધાયની. |
| [2]૮ | ગૌતમ. | અવીર | ઉદ્દાચ | એન. | યજુર્વેદ. | માધ્યંદિની. |
| ૯ | વામદેવ. | ગાવડિઆ | યંગરા | ગુનખાસા. | યજુર્વેદ. | કાણ્વી. |
| ૧૦ | રહૂગણુ. | ભંભરા | ભટસાર | બ્રહ્મ. | યજુર્વેદ. | બહુવાયની. |
| ૧૧ | આતશ્ય. | ટિપરિઆ | ધંધજરીયા | કેશવંમ૦. | યજુર્વેદ. | સત્યાસારી. |
| ૧૨ | ભારદ્વાજ. | રાજસ્થ | રજજાણુ | રાવલીઆ. | યજુર્વેદ. | માધ્યંદિની. |
| ૧૩ | ગાર્ગ્ય. | પૃજારા | પદ્મકા | પીયરા. | યજુર્વેદ. | વાજસનેયી. |
| ૧૪ | કપિલ. | કાવડી | કુરચંદ | કરડા. | યજુર્વેદ. | કાણ્વી. |
| ૧૫ | હરીતસ. | મક્કડ | માખણુ | માંડણુ. | યજુર્વેદ. | આપસ્તંબી. |
| ૧૬ | કરાવ. | સોસભોજ | શિવ | દુલે. | યજુર્વેદ. | હિરણ્યકેષી. |
| ૧૭ | રથીતર. | વાસુદેવ. | વૃંદ | વિરીયા. | યજુર્વેદ. | તૈત્તિરીય. |
| ૧૮ | વિષ્ણુવર્ધન. | સનસ | સુવડીઆ | સુજાણુ. | યજુર્વેદ. | હિરણ્યકેષી. |
| ૧૯ | મુદ્ગલ. | માહેરા | રાડિયા | ડૂંગરા. | યજુર્વેદ. | માધ્યંદિની. |
| ૨૦ | નિત્યુંદન. | ચડમંદરા | ચાબડ | ધરદેમંદરા. | યજુર્વેદ. | તૈત્તિરીય. |
| ૨૧ | જામદગ્ન્ય. | કટિરીઆ | ખીવરા | ખાખર. | યજુર્વેદ. | બૌધાયની. |
| ૨૨ | વત્સ. | લેરૂ | લાલૌપૌત્રા | લછા. | યજુર્વેદ. | સત્યાસારી. |
| ૨૩ | વિશ્વામિત્ર. | વાગવિદાર | વ્યાસ | બાવનવીર. | યજુર્વેદ. | વાજસનેયી. |
| ૨૪ | કૌશિક. | પાંધિય | ભૂયરા | ધીકા. | યજુર્વેદ. | હિરણ્યકેષી. |
| ૨૫ | ધનંજય. | પ્રશ્નોરા | માણીક | હરીયા. | યજુર્વેદ. | સત્યાસારી. |
| ૨૬ | બાભ્રવ્ય. | ઘોલીય | નાગ | ધલધલીયા. | યજુર્વેદ. | આપસ્તંબી. |
| ૨૭ | અત્રિ. | બહુજાણુ | દયાવંત | રતેશ્વર. | યજુર્વેદ. | તૈત્તિરીય. |
| [3]૨૮ | અગસ્ત. | ભલભદ્ર | બોડા | બોધી. | યજુર્વેદ. | કાણ્વી. |

૧ લોહાણાઓની માફક સારસ્વત મહારાજોમાં પણ કેટલીક અવટંકો ગામ ધંધો કે રમુજમાં પાછળથી પડેલી હોવાનું જણાય છે.

૨ ગૌતમ ને વત્સ ગોત્ર એક જ છે.

૩ વ્યાસ શીવજી લાલચંદ કૃત સારસ્વતોપાખ્યાનમાંથી ઉધ્ધૃત.

લોહાણા તથા કચ્છ કાઠિયાવાડના સારસ્વત મહારાજોના ગોત્ર–વંશના મૂળ પુરૂષોના નામો કેટલેક અંશે મળતાં આવે છે અને એ પણ લોહાણા પ્રાચીન આર્ય ક્ષત્રિયો છે તેનું મજબુત રીતે સમર્થન કરે છે. હવે આપણે સૂર્યવંશી ક્ષત્રિયો છીએ એ ઉંડી ઐતિહાસિક માન્યતા સંબંધે વિચાર કરીએ.

## સૂર્યવંશી ક્ષત્રિયો

ક્ષત્રિયોના ચંદ્રવંશી અને સૂર્યવંશી એમ બે કુળો હતાં. અગાઉ કહેવાઇ ગયું છે તેમ અગ્રજન્મા વિદ્વાન ઋષિઓએ ત્રિગુણાત્મક પ્રકૃતિ ઉપર વર્ણવ્યવસ્થાની રચના કરી. સત્વગુણી બ્રાહ્મણો જ્ઞાન અને ધર્મપ્રચારક બન્યા. રાજસ પ્રકૃતિના શાસનકર્તા થયા. તે ક્ષત્રિયો સાથના બ્રાહ્મણોના નિકટ સંબંધથી સમય જતાં રાજ્યપુરોહિતોનાં કુળો પણ ધનવાન–સંપત્તિવાન બન્યાં. પછી કેટલાક સમયને અંતરે ક્ષત્રિયો અને બ્રાહ્મણો વચ્ચે કલહ સળગ્યો હતો. તેમાં મુખ્યત્વે પુરૂરવા ચંદ્રવંશી–હૈહયવંશી તથા તાલજંઘવંશી ક્ષત્રિયોએ પુરોહિતોપર જુલમ ગુજાર્યો હોય એમ કહેવાય છે. આથી જમદગ્ની ઋષિના પુત્ર પરશુરામે ત્રેતા દ્વાપરયુગની સંધિમાં યુદ્ધ કરી ક્ષત્રિયોનો સંહાર કરવા માડયો. કહેવાય છે કે તેણે પાંચ તળાવો કુરૂક્ષેત્રમાં ક્ષત્રિયોના લોહીથી ભર્યા હતાં.જે **समन्त पंचक तीर्थ**ના નામથી આજ પણ પ્રસિદ્ધ છે.

આ સમયે રઘુકુળતિલક સૂર્યવંશી મહારાજ શ્રી રામચંદ્રજીએ પરશુરામની શક્તિને દબાવી દીધી; ત્યારથી પાછી સુખશાન્તિ સ્થપાઇ અને સૂર્યવંશી ક્ષત્રિયો પ્રબળ થયા.

મહારાજ રામચંદ્રજીના ધર્મશાસનથી રઘુકુળ ઉજ્જિયાળું બન્યું. આ રઘુવંશી–સૂર્યવંશી હોવાની આપણી માન્યતા નીચેની પુરાણોક્ત વંશાવળી અને ઉપર આપેલ ગોત્ર–વંશના નામો ઉપરથી પણ સત્ય ઠરે છે.

## શ્રી નારાયણ ભગવાનથી મહારાજ શ્રી રામચંદ્રજી પર્યંત પુરાણોકત વંશાવળી

શ્રી નારાયણ.
બ્રહ્માજી.
મરીચી.
કશ્યપ.
વિવસ્વત.
વિવસ્વત મનુ.
૧ ઇક્ષ્વાકુ.
૨ વિકુક્ષી–શશાદ.
૩ પુરંજય.
૪ અતપૃથુ.
૫ વિશ્વગંદિ.
૬ આદ્ર.
૭ યવન.
૮ શ્રાવસ્ત.
૯ બૃહદસ્વ.
૧૦ ધુંધુમાર.
૧૧ દઢાશ્વ.
૧૨ હર્યશ્વ.
૧૩ નિકુંભ,
૧૪ બહર્ણાશ્વ.
(બહુલાશ્વ).
૧૫ સેનજીત.
૧૬ યુવનાશ્વ.
૧૭ માન્ધાતા.
૧૮ પુરૂકુત્સ.
૧૯ અરૂણ.
૨૦ ત્રિધન્વા.
૨૧ અત્રારૂણ.
૨૨ સત્યવ્રત.
૨૩ ત્રિશંકુ.
૨૪ હરિશ્ચંદ્ર.
૨૫ રોહિત.
૨૬ હરિત.
૨૭ ચમ્પ.
૨૮ વિજય.
૨૯ ભરૂક.
૩૦ વૃક.
૩૧ બાહુક.
૩૨ સાગર.
૩૩ કેશી.
૩૪ અસમંજસ.
૩૫ અંશુમાન.
૩૬ દિલીપ.
૩૭ ભગીરથ.
૩૮ શ્રતસેન.

| | | |
|---|---|---|
| ૩૯ નાભાગ. | ૪૬ સુદાર. | ૫૩ દીર્ઘબાહુ. |
| ૪૦ અંબરિષ. | ૪૭ અશ્મક. | ૫૪ દિલીપ. |
| ૪૧ સિન્ધુદ્વીપ. | ૪૮ મુલક. | ૫૫ રઘુ. |
| ૪૨ અયુતાયુ. | ૪૯ સત્યવ્રત. | ૫૬ અજ. |
| ૪૩ ઋતુપર્ણ. | ૫૦ ચંદવીડ. | ૫૭ દશરથ. |
| ૪૪ નલ. | ૫૧ વિશ્વસહ. | ×૫૮ શ્રીરામચંદ્ર. |
| ૪૫ સીરૂ ચાહ-સર્વકામ. | ૫૨ ખટવાંગ. | |

×હિંદીરાજસ્થાન-

## ભગવાનશ્રી રામચંદ્રજી પછીથી મહારાજ લવથી સુમિત્ર અને કનકસેન[1] સુધીની વંશાવળી

| | | |
|---|---|---|
| ૧ અતીન. | ૨૧ અવસ્વન. | ૪૧ ઉમીત્રજીત. |
| ૨ નિસીદ. | ૨૨ વિશ્વાસવ. | ૪૨ બ્રેહીતરાજ. |
| ૩ નલ કે નાભ. | ૨૩ પ્રિસનજીત. | ૪૩ વરીકેતુ. |
| ૪ પુંડ્રિક. | ૨૪ તથયક. | ૪૪ ક્રીતાંજય. |
| ૫ મેઘધન્વા. | ૨૫ બ્રેહીદબલ. | ૪૫ રણુવિજય, |
| ૬ બલ. | ૨૬ બ્રેહીતવીર. | ૪૬ સંજય. |
| ૭ સુલ | ૨૭ ઉરૂક્રિમ. | ૪૭ સકય. |
| ૮ વજ્રનાભ. | ૨૮ વ્રચાવૃદ્ધ | ૪૮ સુદીપ. |
| ૯ સોજીત્સ. | ૨૯ પ્રિથીત. | ૪૯ સાંગળ. |
| ૧૦ વિશીત્સવ. | ૩૦ ભાનુ. | ૫૦ અસ્મન્જીત. |
| ૧૧ વિદ્રીત. | ૩૧ સીદેવ. | ૫૧ રેનુક. |
| ૧૨ હિરૂઆભ. | ૩૨ બ્રેહીદીશ્વ. | ૫૨ સુરીત. |
| ૧૩ પુષ્પક. | ૩૩ વાહુમન. | ૫૩ સુમિત્ર. |
| ૧૪ સુદર્શન. | ૩૪ પ્રિતિકુશ્વ. | ૫૪ થી ૫૮નાં નામ નથી. |
| ૧૫ ઉગ્રવાર્ણુ. | ૩૫ સુપ્રિતિક. | ૫૯ મહારત. |
| ૧૬ સીઘ્ર. | ૩૬ મુરેદેવ. | ૬૦ અંતરીત. |
| ૧૭ મરૂ. | ૩૭ સોવીક્ષેમ. | ૬૧ અકીલેશ્વ. |
| ૧૮ પ્રીસીસુત. | ૩૮ પુષ્કર. | [1]૬૨ કનકસેન. |
| ૧૯ સેતસુન્દ. | ૩૯ રેખ. | |
| ૨૦ અમરસુંદ. | ૪૦ સુથ. | |

૧ હિંદી રાજસ્થાન.

વાંચનાર જોઇ શકશે કે ગોત્રના જે નામ અપાએલા છે તે જ નામો આ વંશાવળીઓમાં કંઇક ફેરફાર હોવા છતાં ઘણા ખરા અંશે મળતાં આવે છેઃ અને સમય

૧ શ્રી રામચંદ્રજીના સુપુત્ર લવથી કનકસેનનું નામ ૬૧ મી પેઢીએ આવે છે,તે ઇ. સ. ૧૪૪માં લાહોર તજી દક્ષિણ માર્ગે મારવાડમાં જઇ પોતાનું રાજ્ય સ્થાપ્યાનું કહેવાય છે. અને આ સૂર્યવંશી કનકસેન ? હારાજે સંવત ૨૦૦ માં વડનગર વસાવવાનો ઉલ્લેખ વડનગરા નાગરોના ઇતિહાસમાં પણ મળે છે. ( જુઓ 'ગુજરાતી' પત્રનો દિવાલી અંકઃ ૧૯૭૯ ) પુરાણોમાં રામચદ્રજીના વંશમાં ૫૩ મી પેઢીએ સુમિત્રથી આગળ વંશ ચાલ્યો નથી એમ જણાવાય છે; અને ભાટ બારોટો તે વંશાવળીને આગળ લંબાવે છે. આજે પણ સિસોદીયા. રાણા વગેરે ક્ષત્રિયો પોતાને સૂર્યવંશી ગણાવે છે. અને એમ હોયતો તે આપણા ભાઇઓ હોવાથી આપણે ખુશી થવા જેવું છે પુરાણોમાં આ વંશ કુશનો જણાવાય છે. જ્યારે ભાટ બારોટ અને ચંદકૃત પૃથુરાજ રાસામાં લવનો વંશ જણાવે છે.

જતાં નામોમાં કંઇને કંઈ ફેરફાર થતો આવે તે સ્વાભાવિક છે. પરંતુ આથી પણ લોહાણા બેશક પ્રાચીન આર્ય સૂર્યવંશી-ક્ષત્રિય હોવાનું સિદ્ધ થાય છે.

ઉપર જણાવવા મુજબ ભગવાનશ્રી નારાયણથી રામચંદ્રજી પર્યંત અને તે પછીની વંશાવળી તથા આપણા ગોત્ર-વંશના મૂળ પુરૂષોના નામોના બહુઅંશે મળતાપણાથી સૂર્યવંશી ક્ષત્રિયો હોવાનું સિદ્ધ થાય છે. હવે આ માન્યતાને પુષ્ટી આપનાર આપણી હાલની કેટલીક કુળપ્રથાઓપર પણ કંઇક ઝાંખી નજર કરીએ.

## રન્નાદેવી માતાનું સંસ્મરણ

જાતિની પ્રાચીન સંસ્કારિતા એમના કેટલાક રિતરિવાજો અને ધાર્મિક ક્રિયાઓ ઉપરથી પણ સિદ્ધ થાયછે. આપણી જ્ઞાતિમાં **માતા-રાંદલમાતા**-નું પૂજન ખાસ કરીને લગ્ન અને સીમંતોનયન સંસ્કાર વખતે પ્રથમ થાય છે. આ આપણો ચાલતો આવેલો કુળધર્મ છે. કંઇ હજારો વર્ષ વ્યતિત થયા છતાં આ કુળધર્મને લોહાણા જ્ઞાતિએ જાળવી રાખ્યો છે. એ વાત પણ આપણી જાતિને સૂર્યવંશી-ક્ષત્રિય સિદ્ધ કરે છે. શ્રીમદ્ ભાગવતમાં મહારાજશ્રી ઇક્ષ્વાકુ મનુનું વર્ણન છે. એ મહાપ્રતાપી પુરૂપ સૂર્યનો અવતાર મનાય છે. તે જ કુળના વંશજો તે સૂર્યવંશી ક્ષત્રિયો. આ મહારાજશ્રી સૂર્યદેવનાં પત્ની તે આદ્યશક્તિનો અવતાર રન્નાદેવી. વેદમાં પણ **मातृमान, पितृमान** આદિ વાકયોથી માતાનું સ્થાન પહેલું છે. આ ભગવાનશ્રી આદિત્ય દેવનાં પત્ની રન્નાદેવી આપણાં કુળદેવી છે અને એ આદ્યશક્તિ માતાનું પૂજન અદ્યાવધિ કરવામાં આપણો-સૂર્યવંશીનો કુળધર્મ સચવાયલો છે. તે પૂજનવિધિમાં પણ મહા ઉંડું રહસ્ય સમાયલ છે. આદ્યશક્તિ રન્નાદેવીએ પોતાના લગ્ન પ્રસંગે ભગવાનશ્રી સૂર્યદેવને જે વચન કહ્યાં હતાં તે ખરેખર સ્મરણીય છે અને તે આ રહ્યાં:

"પ્રાણનાથ, આપ મારો અંગીકાર કરીને મને પ્રણયદાનનું સુખ આપો. હું આપના સુખમાં વૃદ્ધિકર્ત્તા થઇ પડીશ. દેવગણમાં શ્રેષ્ઠ આપ જેવા પતિની મારા ભાગ્યોદયને લીધે મને પ્રાપ્તિ થઇ છે તેથી હું મારા જીવનની સફળતા માનું છું. હું આપની આજ્ઞાપરાયણ દાસી મન વચન અને કાયથી આપની ભક્તિમાં જ સદા સર્વદા વ્યાપ્ત રહીશ, આપના સુખદુઃખની સમભાગિની બનીશ. સકળ જગતને આપના પ્રકાશરૂપી પ્રસાદથી પોષનાર, હે સ્વામિન ! આપ જ મારા શિરચંદ્ર છો અને આપને હું વંદન કરવા યોગ્ય છું."

પતિસેવામાં પહેલેથી જ તલ્લીન પત્નીનો સ્વીકાર કરતાં આદિત્ય ભગવાનને કેટલો હર્ષ થયો હશે ? આ મહામાયા કુળદેવી રન્નાદેનું પૂજન ક્ષત્રિય તનુજાઓના અંતઃકરણમાં પણ સ્વર્ગીય પ્રેમની સ્ફુરણા ઉત્પન્ન કરાવવાના ઉત્તમોત્તમ આશયથી શરૂ થયેલું હોય એમ જણાય છે. અને તે ઉપરથી માનવાને કારણ મળે છે કે જાતિ અને સંસ્કારોની શુદ્ધિ સાચવવા આ કુળધર્મ પ્રણેતાઓએ કેટલી બધી કાળજી રાખી છે.

આ મહામાયા રન્નાદેવીના પૂજનમાં પ્રથમ માત્ર કન્યકાઓને જમાડવામાં આવતી અને હવે કન્યકાઓ સાથે સધવાઓને પણ નિમંત્રવામાં આવે છે. આજે આ કુળધર્મ પ્રચારનું ઊંડુ રહસ્ય સમજીને નહિ પણ પૂર્વજોની રીતિ છે એ રીતે રાંદલ માતાની પૂજનપ્રથા ચાલુ છે. પણ કન્યકાઓને જમવા નિમંત્રી તેમને આદ્યશક્તિ રન્નાદેવીની અપૂર્વ

પતિભક્તિથી પરિચિત કરી, એ કન્યકાઓ–ભવિષ્યની ગૃહરાણીઓ પણ એમના સદ્‌ગુણોને હૃદયમાં ધારણ કરી પોતાના સંસારને સ્વર્ગીય નંદનવન બનાવે એ મૂળ ઉમદા આશય છે. અને બીજી રીતે કુળદેવી આદ્યશક્તિ માતાનો મહદ્ સત્કાર અને બ્રહ્મચારિણી બાળાઓ–કન્યકાઓ તરફનો પૂજ્યભાવ દર્શાવે છે.

જે કન્યકાઓ તથા સધવાઓને નિમંત્રણ કરેલ હોય છે, તે જમવા આવે છે ત્યારે જે ઘરમાં માતાની પ્રતિષ્ઠા કરેલી હોય તે ગૃહની સૌભાગ્યવતી કુળવધુ–ગૃહિણી નિમંત્રેલ બ્હેનોના પગનું પાદપ્રક્ષાલન કરી ચરણામૃત લે છે. ત્યારપછી એમને જમાડવામાં આવે છે અને પછી જ પોતે જમે છે. આ પાદપ્રક્ષાલન વિધિમાં પણ આશય એ જણાય છે કે 'બ્હેનો અમારે ત્યાં આજે કુળદેવી પધાર્યાં છે અને એ કુળદેવીના સ્વરૂપ જેવી તમે બ્હેનોને હું વંદન કરૂં છું. તમે પણ આપણી આદ્યશક્તિ એ માતાના પગલે ચાલી ઉત્તમ ગૃહિણી બની તમારા સંસારને સ્વર્ગ બનાવો અને વંશવૃદ્ધિ કરો, ને તમારા અંતરની આશિષો અમને પણ ફળો.'

આવા ઉત્તમ ભાવવાળી પ્રથાના આદ્ય પ્રણેતાઓની ઉત્તમોત્તમ સંસ્કારિતા અને બુદ્ધિશક્તિ ઉપર વિચાર કરતાં આપણો ગર્વ ગળી જાય છે.

## સમુદ્ર પૂજન–દરિયાલાલ

ભૂતકાળ એ ભવિષ્યનો માર્ગ નિષ્કંટક કરનાર જ્વલંત વારસો છે. ચરિત્રાધ્યયનથી–પૂર્વજોના અનુભવોથી ભાવી પ્રજા મુશ્કેલીઓના સમયમાં માર્ગ શોધી શકે છે. વિ. સં. ૧૪૫૪ માં જ્યારે **સિં**ધનો સ્વામી થઈ પડેલો **મ**રખશાહ નામનો ધર્માન્ધ મુસલમાન સત્તાધારી બળાત્કારે **હિ**ન્દુઓને વટલાવવાનો પ્રયાસ કરતો હતો; ત્યારે પ્રતાપી પૂર્વજ મહારાજા **રા**મચંદ્રજી **સી**તાદેવીની શોધમાં જ્યારે **રા**વણની લંકા નગરીમાં જવાને દક્ષિણમાં સમુદ્ર તટે આવ્યા ત્યારે સમુદ્રપાર ઉતરવાને એઓશ્રીએ વરૂણદેવની ઉપાસના કરી હતી; તેનું જ અનુકરણ કરી આ સમયે આપણા ભાઇઓએ સિન્ધુ–દરિયા કિનારે જઇ આ દુઃખમાંથી બચાવવા અન્નજળ રહિત એકાગ્ર ચિત્તથી ઉગ્ર તપ આદર્યું હતું. ભગવાન વરૂણ દેવે સાચા હૃદયની પ્રાર્થના સાંભળી ઠક્કુર રતનરાયને ત્યાં નસરપુર ગામમાં જન્મ લઈ મદાંધ વિધર્મી સતાધારીને ઠેકાણે લાવી આપણી ઇજ્જત અને સંસ્કૃતિનું રક્ષણ કર્યું હતું. આ મહાત્માની પ્રતાપી પૂર્વજ **અ**મરલાલ યાને [1]દરિયાલાલનું પૂજન આજે ઇષ્ટદેવ તરીકે આપણે કરીએ છીએ અને **શ્રા**વણી કે એવા પર્વને દિવસે દરિયાપૂજન એ આપણામાં મહત્વનો ધર્મ ગણાય છે. એ પણ પ્રતાપી પૂર્વજ **શ્રી રા**મચંદ્રજીની રીતિનું અનુકરણ નહિ તો બીજું શું છે?

## અનન્ય ભક્તિભાવ

**ના**શિક **પં**ચવટીનું તીર્થક્ષેત્ર, એ મહારાજ શ્રી**રા**મચંદ્રજીનાં પુણ્યમય પગલાંથી બન્યું છે. પ્રતિજ્ઞાપાલનાર્થ રાજ્યપાટ તજીને પ્રથમ એ મહાપુરૂષે અહીં નિવાસ કર્યો હતો.

---

૧ ઇષ્ટદેવ શ્રી દરિયાલાલજીના વિસ્તૃત જીવન માટે જુઓ આ પુસ્તકને ૭૨મે પાને.

બાર વર્ષે આવતા **સિંહસ્થના** વર્ષમાં લાખો ભારતવાસી ભાઇબ્હેનો આપણા આ પ્રતાપી પૂર્વજની મહાકથાઓ ગાઈ પોતાના જીવનને ધન્ય કરવા અહીં ભેગાં મળે છે. અહીં વિશાળ ધર્મશાળાઓની[1] ભવ્ય ઇમારતો, સાધુ સંતોનાં **સદાવ્રતો, અન્નક્ષેત્રો** તથા બ્રહ્મપુત્રોને માટે **પાઠશાળાઓ** ખોલવામાં મોટો હિસ્સો કોનો છે? એ જ સૂર્યવંશીનાં સંતાનોનો–પ્રતાપી પૂર્વજના ગૌરવના અનન્ય ઉપાસક **લોહાણા** જ્ઞાતિના તનુજોનો.

રઘુવંશી બાળકોમાં 'અમે રઘુવંશી છીએ' એ માન્યતાનો પ્રબળ પ્રવાહ એમના જીવનમાં અવિચ્છિન્ન અખંડ અને અખુટ રહેલો છે તે શું આથી નથી સમજાતું? **લોહાણા** જ્ઞાતિ શિવાય રામના જેવી ઉદારતા અન્ય જ્ઞાતિઓમાં જોઇ શકશો કે? નહિજ.

## રામનામનો ઉચ્ચાર

**એ** અમારા જીવનનો આનંદ, ઉત્સાહ અને સૌન્દર્ય છે. રસ્તે ચાલતાં પ્રથમ વાતચિતમાં, વ્યવહારમાં, પત્રાલેખનમાં પણ અમારી એ પુરાણી પ્રથા 'રામરામ'નો સૌથી પહેલાં ઉચ્ચાર કરવાની હજીય જળવાઈ રહી છે. પૂર્વજ તરફનો અનન્ય પ્રેમ અને ભક્તિ શિવાય આમાં બીજું શું છે? કાઠિયાવાડમાં આ રામરામનું સ્થાન કેટલેક સ્થળે જયશ્રીકૃષ્ણે લીધું છે પણ તે સંજોગોને આભારી છે: સિન્ધ છોડીને કચ્છમાં આવ્યા ને કચ્છમાં પણ ઠેકાણું ન પડતાં [2]કાઠિયાવાડમાં આવ્યા ત્યારે સંસ્કૃતિ સર્જી ન શકયા પણ અન્યનું અનુકરણ કર્યું, તેનું એ કારણ છે; છતાંય જૂની ખાનદાની તદ્દન વિસરાઈ તો નથી જ.

## રામની ટેક

**પિતાના** વચનપાલન ખાતર રાજ્યપાટનો ત્યાગ કરી ત્રણ લુગડાભર કિશોરવયમાં વનવાસ ગ્રહણ કરનાર એ મહાપુરૂષની અડગ ટેકનો નમુનો દુનિયાની અન્ય પ્રજાના ઇતિહાસમાંથી કોઇએ હજી શોધી કાઢયો છે કે? નહિ જ. અને એ અદભુત ત્યાગવૃત્તિથી એમના તનુજો જ નહિ પણ ભારતની સમસ્ત પ્રજા એમને ભગવાન રૂપે ભજે છે.

ભુખે મરતા હોય છતાં અન્યની પાસે તો શું પણ સગા કુટુમ્બી પાસે પણ હાથ લાંબો કરી પોતાની અશિક્ત બતાવવા કરતાં મરી જવું બહેતર એવી ટેક તો હજી લોહાણાઓએ જ જાળવી છે!

ત્રણ દિવસના કડાકા હોવા છતાં પણ અન્યની ગુપ્ત કે પ્રસિદ્ધ મદદ નહિ સ્વીકારનારી અડગ ટેકી સ્ત્રીઓની દંતકથાઓ તો લોહાણાજ્ઞાતિમાંથી જ મળી શકે છે. આ શું એ મહારાજ **રામચંદ્રજીની** અડગ ટેકનો વારસો નથી કે? અને એ શું એમ બતાવવા માટે પૂરતું નથી કે હજીયે લોહાણા જ્ઞાતિના તનુજો અને તનુજાઓના શ્વાસોચ્છવાસમાં—રગેરગમાં એ પ્રતાપી પૂર્વજના વારસાઈ અંશના ધબકારા થઈ રહ્યા છે.

**લોહાણા** ભાઇઓના ગૃહમંદિરમાં પારણિયે પોઢેલા **બાળકને** પણ એ ગૃહદેવીઓ **રામનામનું** પયપાન કરાવે છે. અને અંત સમયે પણ 'રામરામ કરો' એ ભાવનામય વાકયોથી જ દીલસોજી અને ધૈર્યની ધારણા દેવાય છે.

---

૧ આ ધર્મશાળાઓ ઇત્યાદિ માટેનું લીસ્ટ જુઓ આ પુસ્તકના ૬૩ મા પાને.

૨ વધુ માટે વાંચો 'આવશ્યક નોંધ' શિર્ષક નીચેની નોંધ આ પુસ્તકને ૧૯૬ મે પાને.

જ્યાં જ્યાં લોહાણાઓના સમુહો હોય તે ગામડામાં ભગવાનશ્રી રામચંદ્રજીનું મંદિરપણ અવશ્ય હોય જ.

અસહ્ય દુ:ખો સહ્યાં, આપત્તિઓ વેઠી, સમૃદ્ધિ લુંટાઇ, રાજ્યસત્તાઓ ગઇ. છતાંય પોતાના પ્રતાપી પૂર્વજના સંસ્મરણ જાળવવાનો આદર્શ આટલે દરજ્જે દષ્ટિ સમીપ રાખનાર લોહાણા શિવાય અન્ય જ્ઞાતિ છે એવું કોઇ સાબીત કરી શકશે કે ? અમે દાવાથી કહીએ છીએ કે અન્ય કોઇ જ્ઞાતિ નથી. લોહાણા જ્ઞાતિનાં બાળકો એ રઘુવંશી છે એ માન્યતા નિર્વિવાદપણે આથી પણ સાચી ઠરે છે. અને એમ થતાં જ લોહાણા તનુજોના અંતરમાં અભિમાન ઉત્પન્ન કરે છે. એ માન્યતાએ જ અમારી જાતિની પવિત્રતા જાળવી છે, સંસ્કૃતિને સાચવી છે અને એ માન્યતાના મૂળમાં જ અમારૂં ગૌરવ છે, અમારા હૈયાના હુલ્લાસ છે. હવે આપણા પ્રચલિત ધાર્મિક રીતરિવાજો તરફ જોઇએ.

## લગ્ન સંબંધ

આર્ય પ્રજાની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ થાય એ દૃષ્ટિએ સમાજશાસનના આદ્ય પ્રવર્તકોએ નિયમો ઘડયા હતા. ભગવાન મનુ એ નિયમો ઘડનારાઓમાં મુખ્ય છે.

**द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम्**

તથા

**असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ।**
**साप्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥**

**મનુ अ. ३, શ્લોક ४-५**

"દ્વિજ જાતિએ સવર્ણમાં, માતાની છ પેઢીમાં ન હોય તથા પિતાના ગોત્રની ન હોય તેવી કન્યા સાથે વિવાહ કરવો જોઇએ."

આજે સમયના પરિવર્તન સાથે એ વર્ણવ્યવસ્થા રહી નથી; છતાંય લોહાણાજ્ઞાતિ જ એક એવી જાતિ છે કે જેમાં આ પ્રાચીન નિયમ અદ્યાવધિ સાંગોપાંગ જળવાઈ રહ્યો છે. માતાની છ પેઢી અને પિતાના કુળમાંની કન્યા સાથે લગ્નસંબંધ લોહાણા જ્ઞાતિમાં થતો નથી એ પણ લોહાણા પ્રાચીન આર્યજાતિ હોવાનું સમર્થન કરે છે.

## વિવાહ પ્રકાર અને વિધિ

વિવાહના આઠ પ્રકાર મનુમહારાજે બતાવ્યા છે તે આ પ્રમાણે:

**ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।**
**गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥**

**મનુ अ–३, શ્લોક २१**

[1]બ્રાહ્મ, [2]દૈવ, [3]આર્ષ, [4]પ્રાજાપત્ય, [5]અસુર, [6]ગાંધર્વ, [7]રાક્ષસ અને [8]અતિ અધમ પિશાચ. વિદ્વાન સદાચારી વરનો વસ્ત્રાભુષણાદિથી સત્કાર કરી તેને કન્યાનું દાન કરવું તે બ્રાહ્મ. યજ્ઞકાર્યમાં ઋત્વિજને અલંકાર પહેરાવી કન્યાદાન કરવું તે દૈવ. કંઇપણ નહિ લઇને વરકન્યા બન્નેની પ્રસન્નતાનુસાર લગ્ન કરવાં તે આર્ષ. વાણીથી સત્કાર કરી કન્યાનું દાન

કરવું તે **પ્રા**જાપત્ય. આ ઉપરના ચાર પ્રકારના વિવાહ દ્વિજવર્ણો માટે ઉત્તમ છે. કન્યાનું ધન લઇને વિવાહ કરવો તે **અ**સુર વિવાહ. કામવશ થઇને સ્ત્રી પુરૂષ બની જવું તે ગાંધર્વ. બળાત્કારે કોઇની કન્યાને ઉપાડી જવી તે **રા**ક્ષસ. એકાન્તમાં કેફી વસ્તુ આપીને નિશામાં બળાત્કાર કરવો તે પિશાચ વિવાહ.

આ ૫ થી ૮ પ્રકારના વિવાહનો **આર્ય** પ્રજામાં દ્વિજ જાતિ માટે નિષેધ કરેલો છે.

આપણી જ્ઞાતિમાં કન્યાવિક્રય નહિ કરવાનો અને ઉતમ પ્રકારે વરપક્ષને સત્કારી કન્યાનું દાન કરવાનો પુરાણો રિવાજ મજબુત રીતે અત્યારે પણ પ્રવર્તે છે; એટલું જ નહિ પણ કન્યાના ઘરનું પાણી સુદ્ધાં પણ લોહાણા જ્ઞાતિમાં પીવાની મનાઇ છે. એ બતાવી આપે છે કે લોહાણા જ્ઞાતિ એ પ્રાચીન પવિત્ર દ્વિજ જાતિ છે અને કાળના સપાટામાં સપડાતાં, દુ:ખો સહતાં, વ્યાપારીઓ બન્યા છતાં પણ એ ક્ષત્રિયો લોહીની પવિત્રતા અને આર્યસંસ્કૃતિની મહત્તા સાચવવા હંમેશાં કાળજીવાન રહ્યા છે.

આર્ય પ્રજાની ઉત્તમ વિવાહની પૂર્ત્તિમાં **લા**જા હોય અને **સ**પ્તપદીની ક્રિયાઓ મુખ્ય ગણાય છે. ગૃહસ્થાશ્રમની અંતિમ મજલ સુધી પહોંચવા માટે ધર્મપુર્વક પુરૂપાર્થ કરીને અન્ન, શારીરિક બળ, **જ્ઞા**ન, સુખ, સંતાન, ઋતુ અનુકુળ વર્તાવ, મિત્રતા, એ સાત સાધનોની આવશ્યકતા દર્શાવનારો ઉત્તમ ભાવ સપ્તપદીમાં રહેલો છે.

**શી**લારોહણની ક્રિયા એ પથ્થરની માફક અડગપણે ગૃહસ્થાશ્રમ ધર્મનું પાલન કરવાની પ્રતિજ્ઞાસૂચક ચિન્હ છે. **છે**ડાછેડી એ પ્રતિજ્ઞાપાલનનું વ્રત છે, ગાંઠ એ મેળાપનું ચિન્હ, પ્રેમ અને સહાનુભુતિ બોધક, મિત્રતાનું લક્ષણ છે. વરવધુપર પાણીનાં છાંટા તે ગૃહસ્થાશ્રમમાં બન્નેએ શાન્તિ અને સહનશીલતા ધારણ કરવાની સંજ્ઞા છે.

દરેક ગૃહસ્થે પોતાને આંગણે એક ગાય રાખવાની પ્રથા પહેલાં હતી: અને તેથી કન્યાની સાથે એમનાં માવિત્રો તરફથી ગાયનું પણ દાન આપવામાં આવતું હતું. આ પુરાણી આર્ય પ્રથામાં અત્યારે ફેરફાર થઈ ગયો છે એટલે ગાયને બદલે તેનું મૂલ આપવામાં આવે છે. છતાંય તે વિધિ અદ્યાપિ પર્યન્ત **લો**હાણા જ્ઞાતિમાં છે અને 'ગૌદાનનો સમય' એ એ જ છે. આ ઉત્તમ ભાવવાળી લગ્ન વિધિઓનું પ્રાચીન રહસ્ય આજે કદાચ પૂર્ણરીતે નહિ સમજાતું હોય તો પણ તે રિવાજ કે રૂઢી તરિકે પણ અદ્યાપિ પર્યન્ત ચાલુ રહેલ છે એ પણ **લો**હાણા એ પવિત્ર આર્ય પ્રજા છે અને તેમાં વિદેશીય કે અનાર્યત્વનો જરા પણ સ્પર્શ નથી થયો એ સપ્રમાણ સાબીત કરે છે.

## યજ્ઞોપવિત

**વિ**દ્યા પ્રતિનો પ્રેમ, બળપ્રાપ્તિ અને સદાચાર એ ત્રણે નિયમોનું યજ્ઞોપવિત સૂચન કરે છે.

પ્રાચીન જમાનામાં આર્ય પ્રજા વિદ્યા અને જ્ઞાનને જ મુખ્ય ધન સમજતી હતી. ધનનો વારસો આપ્યા પહેલાં તેઓ બાળકોને વિદ્યાનો વારસો આપતા હતા. બ્રહ્મચર્યવ્રત પાલનની તે પ્રતિજ્ઞા છે. ત્રણે દ્વિજવર્ણોનાં સંતાનોને ઉપનયન સાથે વેદારમ્ભ સંસ્કાર કરાવી જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ગુરૂને ઘેર મોકલવામાં આવતાં હતાં. બ્રહ્મચર્યપાલન વિના ગૃહસ્થાશ્રમ એટલે જગતના વ્યવહારક્ષેત્રમાં પગ મૂકવાનો પણ **આર્ય** સંતાનોને અધિકાર નહોતો. એક ચક્રવર્ત્તિ

રાજાનો છોકરો પણ એક ગરીબના છોકરાની સાથે એક સરખી સ્થિતિમાં ગુરૂને ઘેર રહેતો. નિરક્ષર દ્વિજને એ જમાનામાં શુદ્ર જેવો માનવામાં આવતો હતો. સંસ્કારો એ રિવાજ કે રૂઢીનું નામ નથી પણ માનસિક શુદ્ધિ તથા સ્થુળ–શરીર શુદ્ધિ માટે જે ક્રિયાઓ ઠીક પ્રકારે કરવામાં આવે તેને વિદ્વાન ઋષિઓએ સંસ્કારનું નામ આપ્યું હતું.

**શ્રાવણ** માસમાં વર્ષાઋતુનો અંત આવતો હોવાથી પ્રાચીન ઋષિમુનીઓ પર્ણ કુટીમાંથી બહાર નીકળી પ્રજા કલ્યાણાર્થે ભ્રમણ કરી ધર્મોપદેશ કરતા હતા, તે પહેલાં મોટા મોટા યજ્ઞ કરવામાં આવતા હતા. બ્રહ્મચારીઓ તે વખતે ઉપવિત બદલાવતા હતા. દરવર્ષે જનોઇ બદલાવવાનું કારણ એમણે ઉપનયન સંસ્કાર વખતે કરેલી પ્રતિજ્ઞાને વધારે ને વધારે દૃઢ બનાવી કર્તવ્ય માર્ગમાં મચ્યા રહેવાનું સ્મરણ કરાવવાનું છે. જનોઇને **વેદત્રયી** કહે છે. એ જનોઇના ત્રણ તાંતણા બ્રહ્મ, પિતૃ ને દેવઋણનું ભાન કરાવે છે. **अ, उ, म,** જીવ, બ્રહ્મ ને પ્રકૃતિ આદિ ઘણી ભાવનાઓ સૂચવે છે.

**આર્યોની**—દ્વિજજાતિની એ જમાનાજૂની પ્રથા લોહાણાજ્ઞાતિએ પ્રાણને ભોગે આજે પણ જાળવી રાખી છે. જો કે આજે નથી એ ગુરૂકુળો કે નથી થતા વેદારમ્ભ સંસ્કાર કે નથી તે સમાજવ્યવસ્થા; છતાં રૂઢી કે રિવાજ સમજીને પણ તે જનોઇને ધારણ કરી રાખી છે એ વાત પણ તેના દ્વિજ–ક્ષત્રિય જાતિ હોવાની માન્યતા વિના શંકે સિદ્ધ કરે છે.

## સૂતક

શ્રોત્ સ્માર્ત નિયમ પ્રવર્ત્તકોએ આર્ય જાતિની માનસિક, અને શારીરિક શુદ્ધતા સાચવવા માટે ઘડેલા નિયમોમાં આ સૂતક સંબંધે પણ ચારે વર્ણ માટે નિયમો યોજ્યા છે. મનુ મહારાજ નીચે મુજબ જણાવે છે.

**शुध्येद्विप्रो दशाहेन द्वादशाहेन भूमिपः ।**
**वैश्यः पञ्चदशाहेन शूद्रो मासेन शुध्यति ॥**

**मनु अ. ५ શ્લો ૮૩**

સપિંડના મરણથી બ્રાહ્મણ દશ દિવસે, ક્ષત્રિય બાર દિવસે, વૈશ્ય પંદર દિવસે અને શુદ્ર એક મહિને શુદ્ધ થાય છે.

એજ પ્રમાણે **પારાશર** સ્મૃતિ, યાજ્ઞવલ્કય સ્મૃતિ, અને **વિષ્ણુ** પુરાણમાં પણ કહેલું છે.

આ સર્વ શાસ્ત્રકારો એ ફરમાવે છે કે મરણના સૂતકમાં **બ્રાહ્મણ** દશ દિવસે, **ક્ષત્રિય બાર દિવસે**, **વૈશ્ય** પંદર દિવસે અને **શૂદ્ર** એક માસે શુદ્ધ થાય છે.

**ક્ષત્રિયોના** માટે સૂતક ૧૨ દિવસનું લખેલ છે તે મુજબ લોહાણા જ્ઞાતિમાં ૧૨ દિવસનું સૂતક આજ સુધી પળાય છે. એ પણ **લોહાણા** શુદ્ધ ક્ષત્રિય જાતિ હોવાની સપ્રમાણ સાબીતી આપે છે.

**શાસ્ત્રિય** સાધનો, પુરોહિતોનો સંબંધ, આપણી માન્યતા, ધાર્મિક ક્રિયાઓ આદિના અવલોકનથી લોહાણા એ પ્રાચીન શુદ્ધ ક્ષત્રિય જાતિ છે એ બીના નિર્વિવાદ રીતે સિદ્ધ કરી આપે છે. હવે આ માન્યતાનું સમર્થન કરતી આપણે આપણી હાલની પ્રચલિત રસમોપર પણ કંઇક વિચાર કરીએ.

## લગ્નપત્રિકા

બીજી સર્વ જ્ઞાતિઓમાં લગ્નપત્રિકા કન્યા તરફથી વરને મોકલવામાં આવે છે. તે પત્રિકાને વરવાળા વધાવી લઇ અંદર લખેલી તિથિએ લગ્ન કરવા જાય છે; પરંતુ લોહાણા એ ગાય અને બ્રાહ્મણોનું રક્ષણ કરનાર એક વખતે શાસનકર્ત્તા ક્ષત્રિયો હતા, 'ગૌબ્રાહ્મણ પ્રતિપાળ' કહેવાતા, વરરાજાને અચાનક યુદ્ધ ચડવાનો પ્રસંગ પ્રાપ્ત થતો તેથી પોતાના પુરોહિત પાસે એ લગ્નપત્રિકા લખાવી તે પત્રિકા ને તલવારની અણીએ પરોવી વરરાજા સસરાને ઘેર જતો અને જો પ્રસંગ તેવા જ બનતો તો તુરત લગ્ન થતાં યુદ્ધ ચડી જતો. અદ્યાપિ પર્યન્ત લોહાણા જ્ઞાતિમાં વરપક્ષ તરફથી જ કન્યાપક્ષને લગ્નપત્રિકા મોકલાવવામાં આવે છે. એ પણ લોહાણાને લડાયક—ક્ષત્રિય જાતિ હોવાનું સાબીત કરે છે.

## સ્ત્રી સૌભાગ્ય ખોભી

ખીલજીવંશ અને લોદીવંશના બાદશાહો ગમે તે જાતના રજપુતનું ખાંડું પરણી જતું હોય તો તેને શીરજોરીથી પોતાના જનાનામાં બોલાવી કાપડું આપતા હતા. એક વખતે મુલતાન નિવાસી ટોડરમલ નામના લોહાણાનું ખાંડું પરણીને આવતું હતું તેને બાદશાહના સ્વારોએ ઘેરી લીધું. આ બાબતની ટોડરમલને જાણ થતાં તરત જ યુક્તિ કરીને સ્ત્રીનો પોશાક પોતે ધારણ કરી પોતાની પત્નીની પાલખીમાં દાખલ થયો. પત્નીને પુરૂષનો પોશાક પહેરાવી મુલતાન મોકલાવી દીધી. પાલખી બાદશાહના જનાનામાં પહોંચી ને તેમાંથી બહાર આવી બાદશાહની છાતી ઉપર કટાર કાઢીને ટોડરમલ ચઢી બેઠો. જ્યારે બાદશાહે " હવે પછીથી કોઈ લોહાણા—ક્ષત્રિયનાં પરણી આવતાં ખાંડાને હરકત ન કરવી." એવી કુરાનના સોગદ ખાઇને પ્રતિજ્ઞા લીધી ત્યારે તેને જીવતો છોડયો. આ સમયે બાદશાહે પ્રશંસાયુક્ત ઉદ્દગારો કાઢયા હતા કે " લોહાણી 'ક્ષમણ' લેવી એ એક ગઢ લેવા જેવું છે." આમાં પણ લોહાણા પ્રજાની વીરતા અને અયોગ્ય અપમાન નહિ સહન કરવાની અડગ વૃત્તિનાં જ દર્શન થાય છે. હાલ આપણી જ્ઞાતિમાં લગ્ન વખતે વરરાજા ઘોડે ચઢે છે ત્યારે સ્ત્રીના સૌભાગ્યની ' ખોભી ' ઓઢે છે તે તે જ ટોડરમલે ઉપરોક્ત કારણસર પહેરેલા સ્ત્રીના પોશાકની નિશાની હોય એમ જણાય છે.

વળી હાલ જે સ્ત્રીની ખોભી સાથે ઘાઘરો કરવામાં આવે છે તેની કોર ઉપર ગઢરૂપે પટ્ટો મૂકી કાંગરા મૂકવામાં આવે છે અને જ્યારે લગ્નવિધિ પૂર્ણ થાય છે ત્યારે સ્ત્રીઓ મંગળ ગીત ગાય છે કે "ટોડરમલ કેસરીઓ ગઢ અમે જીત્યાં." આ દંતકથા પ્રસિદ્ધ છે.

## સાંગ.

ક્ષત્રિયોનું મુખ્ય કરીને સાંગ હથિયાર હતું અને તે હથિયાર ક્ષત્રિય બચ્ચો પોતાની પાસેથી દૂર કરતો નહિ. લગ્ન વખતે પણ તે હથિયાર તો પાસે જ રહેતું. આજે પરણતી વખતે વરકન્યા પાસે સાંબેલું રાખે છે તે એજ સાંગનું ચિન્હ અદ્યાપિ પર્યંત રહી ગયું હોય એમ માની શકાય છે અને એ પણ લોહાણા લડાયક પ્રજા હોવાનું સમર્થન કરે છે.

## છઠ્ઠી

લોહાણા જ્ઞાતિમાં બાળકના જન્મને છઠ્ઠે દિવસે એક ક્રિયા કરવામાં આવે છે તેને 'છઠ્ઠી' કહેવાય છે. તેમાં પણ 'તલવાર' કે મોટી છરી કે કટારી રાખી તેનું પૂજન કરવાની પ્રથા છે. તે પણ એ જ બાબતનું સમર્થન કરે છે કે લોહાણા જ્ઞાતિનો ક્ષત્રિય સ્વભાવ હજીય કાયમ રહેલો છે.

## દાદા જશરાજનું શોકચિન્હ

લગ્ન સમયે ગાયોને બચાવવાના ક્ષત્રિયધર્મને અનુસરી યુદ્ધમાં ચડી, પવિત્ર ફરજ બજાવતાં પ્રાણાર્પણ કરનાર દાદા જશરાજનું[1] શોકચિન્હ લોહાણા જ્ઞાતિમાં વરરાજા સફેદ કપડું લગ્ન સમયે બાંધીને ધારણ કરે છે, તેમની નામના સાચવવા પૂજા પણ કરે છે, ઘોડા ખુંદાવે છે, ચંદી આપે છે. આ ગૌરક્ષણની ક્ષત્રિયોની ફરજનું કાળાન્તરે પણ વિસ્મરણ ન થાય એવો ઉત્તમ ભાવ આમાં જણાય છે. તેથી પણ લોહાણા પ્રજા એ સમર્થ ક્ષત્રિય પ્રજા હોવાનું સિદ્ધ થાય છે.

## શરણાંગતને સહાય

લોહાણા કોમની આ વૃત્તિ એમની જૂની ખાનદાની બતાવે છે. ઈ. સ. ના સાતમા સૈકામાં પણ—રાજકીય પતિતાવસ્થાના કટોકટીના પ્રસંગમાં પણ એ વીરતા અને ઉદારતાનાં જ દર્શન થાય છે.

શાહીવંશના છેલ્લા રાજા સાહસીરાયને એક મહત્વાકાંક્ષી, ચાણાક્ય નીતિને અનુસરનારા ખટપટી બ્રાહ્મણ ચચ્ચે રાજ્યના લોભે દગાથી અંત આણ્યો; અને એ રાજ્યગાદી પચાવી. તેની સૌન્દર્યવતી રાણી સુહન્દી કે જેની વિલાસભાવના જ આ રાજ્યનો અંત આણવાને કારણભુત બની હતી તેની સાથે પુનર્લગ્ન કર્યું અને પછી પોતાની પ્રબળ સત્તા જમાવી. નાના રાજાઓને હરાવી પોતાનું વર્ચસ્વ કબુલ કરાવ્યું અને રાજ્યની હદ બાંધી છેક કાશ્મીર સુધી સત્તા જમાવી.

સિન્ધના બ્રાહ્મણાબાદમાં આ સમયે લોહાણાઓનું મુખ્ય રાજ્ય હતું. રાજા અગમસિંહ રાજ્ય કરતો હતો. ચચ્ચના આ વિશ્વાસઘાતી અને નિંદ્યકર્મને લોહાણાપ્રજા અંતરથી તિરસ્કારતી હતી અને ચચ્ચ પણ લોહાણાના બળથી જ્ઞાત હોઇ એક મહા સમર્થ અને લડાયક જાતિને છેડવાનું કરતો નહિ. અન્ય પ્રજાઓ ચચ્ચની ભાગ્યરેખા ચળકતી જોઇ તેના સામર્થ્ય આગળ નમી પડી હતી પણ લોહાણા તટસ્થ રહ્યા હતા. અને પોતાના મિત્રો—ચચ્ચના દુસ્મનોને સહાય કરવાને પણ તેઓ તૈયાર રહેતા.

સવિસ્તાનના રાજાના પત્રના જવાબમાં રાજા અગમસિંહે લખેલો નીચે મુજબનો પત્ર આ કથનની ખાત્રી આપે છે.

"I have always behaved towards you as a friend and well-wisher, and have, on no occasion; acted against you or

[1] વધુમાટે વાંચો આ પુસ્તકને પાને ૬૭ મે દાદા જશરાજનું જીવન.

quarrelled with you. I acknowledge the receipt of the letter which you sent to me by way of friendship. You honoured me therein by the assurance that, as long as our union and friendship lasts, no enemy will approach us. I am ready to do your behests, and to carry out comp'etely every one of your orders. you are a king and the son of a king. There exists perfect harmony between us and you. Misfortunes like these have befallen many persons and compelled them to seek refuge. You are at liberty to fix your residence at any town you choose in the territories dipendent on Brahmanabad down to the sea, and to Debal. And if you intend to go somewhere else, none will obstruct you or molest you. I shall be helping you till you are safely settle l somewhere. I possoss sufficient troops and followers to be able to assist you"[1]

"હું હમેશાં તમારા તરફ એક મિત્ર અને શુભચ્છક તરિકે વર્ત્યો છું. કોઇવાર પણ વિરૂદ્ધ વર્તન કર્યું નથી તેમ યુદ્ધ પ્રસંગ આવવા દીધો નથી. મિત્રતા ભરેલો તમારો પત્ર મને મળ્યો છે, તે પત્ર વાંચવાથી મને ખાત્રી થઇછે કે જ્યાંસુધી આપણામાં સંપ અને મૈત્રી છે; ત્યાંસુધી કોઇપણ શત્રુ આપણી સામે થઈ શકશે નહિ, તમારા પત્રમાં આમ લખવાથી હું મને માન મળ્યું સમજું છું. હું તમારી ઇચ્છાનુસાર તમારી દરેક ઇચ્છાઓનો સંપૂર્ણ અમલ કરવા તૈયાર છું. તમે એક રાજપુત્ર–રાજ્યના ખરા હક્કદાર છો. આપણી વચ્ચે મૈત્રીની દૃઢ ગાંઠ બંધાયલી છે. ઘણા રાજાઓ અત્યારે દુર્ભાગ્યવશ થઈ શત્રુને તાબે થાય છે.

બ્રાહ્મણાબાદ તાબે કોઈપણ ગામ કે શહેરમાં દક્ષિણે છેક દેવલ (નગરઠઠ્ઠા) સુધી કોઇ પણ સ્થળે રહેવાની તમને સંપૂર્ણ છુટ છે. તમને બીજે કયાંય જવાની ઇચ્છા હોય તો પણ તેમાં વિઘ્ન નાખનાર કે રોકનાર કોઇ નથી. જ્યાં સુધી તમે કોઇ પણ સ્થળે અહીં સલામત રહો ત્યાંસુધી તમને હરેક પ્રસંગે હું મદદ કરતો રહીશ. તમને મદદ કરવાને મારી પાસે પૂરતું લશ્કર અને વીર સૈનિકો છે."

પ્રબળ સત્તાધારી બનેલા મહત્ત્વાકાંક્ષી ચચ્ચ જેવા એક સમર્થ દુશ્મનની સામે પણ એક મિત્રની રક્ષા કરવાનું જોખમ માથે લેવું એ એક વીર અને ઉદાર આત્મા સિવાય અન્ય નમાલા કે બાયલાથી બની શકશે કે ?

સવિસ્તાનના રાજા ઉપરનો ઉપલો પત્ર લઇ અગમસિંહના માણસો જતા હતા ત્યાં સરહદ ઉપર ચચ્ચના સિપાઇઓએ તેમને રસ્તામાંથી પકડયા અને તે સવિસ્તાનના રાજા ઉપરનો પત્ર હાથ કરી ચચ્ચને હવાલે કર્યો. આ પત્ર ચચ્ચને હાથ જવાથી તેને ક્રોધ વ્યાપ્યો, અને આ પ્રજાને કોઈ પણ રીતે દબાવી દીધા શિવાય પોતાને શાન્તિ નહિ લેવા દે એવું જાણી

1 Enlgish Translation of Chach Nama By Mr. kalich Beg P.P.31.

તે લોહાણાઓ વિરૂદ્ધ ઉશ્કેરાયો અને તેણે રાણા અગમસિંહને પત્ર લખ્યો. આ પત્રથી પણ લોહાણાનો એક વીર અને ગૌરવસંપન્ન પ્રાચીન તેમજ સમર્થ પ્રજા તરીકે સ્વીકાર થાય છે.

ચચ્ચ જેવો એક મહા વિદ્વાન અને વીર જે જાતિને આ પ્રકારનું માન આપે તે પ્રજાની અનુપમ મહત્તા સિદ્ધ કરવા માટે એક દુશ્મનના પ્રમાણ શિવાય બીજા કશાની આવશ્યકતા છે ખરી? આ રહ્યો તે પત્ર:

"You Consider yourselves kings of the time, from your power and grandeur, origin and lineage. Though I have not inherited this kingdom and sovereignty, and this wealth and affluence, this power and dignity, from my father and grand father, and though this country has not been ours before, still my elevation and my improved fortunes are due to the grace of God. It was not by my army that I won them, but the One God, has given me the kingdom by the blessing of Selaij and it is from him that I receive help in every thing. I do not depend upon any other person for assistance. He is the accomplisher of my undertakings and the giver of help in all my movements.

He is the Bestower of victory and success in all contests and oppositions. We have been graciously favoured with the blessings of both the worlds. If (you think) your power and prestige are the creation of your own bravery, courage, resources, and splendour, then, without doubt, your fortunes will decay, and the vengeance of death is but the legitemate due of your soul.[1]"

"તમે તમારા દરજ્જા-ઉચ્ચ વારસાથી-ઉત્પત્તિથી-વીર્યથી અને રાજાઓમાં તમારા મોભાથી પોતાને મહારાજા માનો છો. જો કે આ રાજ્ય અને રાજ્યપદ, ધન અને મોભો, સામર્થ્ય અને સ્થિતિ મને મારા પિતા કે પિતામહ તરફથી વારસામાં નથી મળ્યાં. આ દેશનો હું હક્કદાર માલિક નથી, તથાપિ મને જે મળ્યું છે તે ઇશ્વરની કૃપાથી પ્રાપ્ત થયું છે. આ રાજ્ય મેં બુદ્ધિબળથી નથી મેળવ્યું, પણ સર્વ જગતના કર્તા-તે પરમાત્માએ જ મને મારા પિતા—સિલાએજની આશિષથી આપ્યું છે. હમણા પણ મારા સહાયક તે જ છે, હું કોઈપણ માણસ પાસેથી સહાયની આશા રાખતો નથી. પ્રભુ જ મારા હેતુઓને સફળ કરનારો છે, મારા આશયોને ઉત્તેજનારો છે, મારો સહાયકર્ત્તા અને પ્રતિકુળ સંજોગોમાં વિજયદાતા છે. તેની કૃપાથી જ ઉભય લોકના સુખ સાધનોનો ભોક્તા હું થયો છું. જો તમે એમ ધારતા હો કે તમારૂં સામર્થ્ય તથા મહત્તા તમારા પોતાના

1 English translation of Chach Nama By Mr. Kaligh Beg p.p. 32

બળ, હિમ્મત, હિકમત, અને સાધનોના પરિણામ છે તો હું માનું છું કે એ અભિમાન તમારૂં મૃત્યુ જલદી લાવશે અને તે અવસ્ય જ!"

વાંચનાર આથી જોઇ શકશે કે ચચ્ચ જેવા એક મહા ચાણાક્ષ દુશ્મન પણ આ પત્રમાં રાણા **અગમસિંહ** તરફ મહત્તાજન્ય માનની લાગણી શબ્દે શબ્દે દર્શાવે છે; અને તેથી પણ લોહાણા એ પ્રાચીન, મહાન, બળવાન પ્રજા હોવાનું સાબીત થાય છે.

રાણો **અગમસિંહ** પોતાની ફરજ સમજતો હતો. તેણે આ પત્રનો પ્રત્યુતર જ ન આપ્યો. અને તેથી ચચ્ચે ગુસ્સે થઇ લશ્કર એકઠું કરી લોહાણાઓને તાબે કરવા બ્રાહ્મણાબાદ ઉપર ચડાઇ કરી હતી.... અને ત્યારપછી આ પ્રજાને દબાવી દેવા કેટલાક અતિ અનુચિત કાયદાઓ ઘડયા હતા.

## કવિ ચંદ

ઈ. સ. ના ૧૨ મા સૈકાના અંતમાં ચહુઆણ વંશના મહા પ્રતાપી રાજા પૃથુરાજના સામંતોમાં સોરઠના એક **અજાનબાહુ લોહાણા** હતા એવું જણાય છે.

આ સામંતની વીરતાનો કવિ ચંદે કરેલો ઉલ્લેખ અજાનબાહુ કાવ્ય ખંડમાં '**अथ लोहानो आजानबाहु समय लीखते**' એ મથાળાના પ્રકરણ નીચે આ પ્રમાણે છે.[1]

**कवि चन्द किति उपम कहै लोहाणा तोंवर सुमर ।**

ભાવાર્થ:—કવિ ચંદ કહે છે કે લોહાણાની વીરતાના હું શું વખાણ કરૂં?

**लोहानां आजान बानं पथ भीम श्रुधानं आ आरुप सरुप बंकं भरं पधरं करनं ।**
**लोहानां तोंवर अभंग सुहर सब्ब सामंत साइ काज सुधार ढंढोलन गय दंत ॥**

ભાવાર્થ:—લોહાણા અજાનબાહુએ ભીમની ગતિથી બાણના માર્ગમાં ઝંપલાવ્યું. પવનના વેગથી તે પકડયું અને સર્વ સામંતો દાંતમાં આંગળી નાંખી રહ્યાઃ તેમ લોહાણાએ પોતાનું વીરત્વ દેખાડયું.

## બાંવઢાનો અર્થ

કચ્છમાં અને કાઠિયાવાડના ઉતર ભાગમાં લોહાણાઓને, અન્ય જ્ઞાતિઓ 'બાંવઢાનું ઉપનામ કોઇ કોઇવાર રમુજમાં આપે છે. આને લગતી એક દંતકથા પ્રસિદ્ધ છે. આ બાંવઢા સંબોધનમાં વિરોધીઓનો હેતુ ગમે તેવો હોય તો પણ એ દંતકથા લોહાણા જ્ઞાતિનું અદભુત જાતિઅભિમાન અને અયોગ્ય અપમાન નહિ સહન કરવાની અડગ વૃત્તિ દર્શાવે છે. આ દંતકથાનો સામાન્ય સાર આ પ્રમાણે છે.

કચ્છમાં દેવકરણ શેઠની દિવાનગીરી દરમ્યાન કોઈ ભવૈયાએ લોહાણાનો વેશ લઇ લોહાણા જેવી પ્રાચીન ગૌરવશાળી જાતિને હીણું લગાડનારો દેખાવ દીધો. આ હીનસ્પતિ ભરેલું દૃશ્ય પ્રેક્ષકોમાંના એક લોહાણાભાઇથી ન જોઇ શકાયાથી કહેવાય છે કે એમણે એ વેશધારી લોહાણાને કાપી નાખ્યો. રાવશ્રી આગળ ફરિયાદ જતાં સદરહુ ઈસમને બોલાવ્યો. કચેરીમાં રાવશ્રી સન્મુખ હાજર થતાં રાજાને નમન કરવાનો શિષ્ઠાચાર જમણે હાથે થાય

1 નાગરી પ્રચારિણી સભાની ગ્રંથમાળા નં ૪. પ્રથમ ભાગ, પૃષ્ઠ ૧૭૫ થી ૧૮૦.

એ સભ્યતાસૂચક છે તેને બદલે ડાબો પગ આગળ જવાથી તેણે પોતાના ડાબા હાથને જુદો કર્યો. આ પ્રકારના બનાવથી રાવશ્રી વિસ્મય થયા. મૂળ ફરિયાદની બાબત ગૌણ થઈ અને આમ કરવાનું કારણ પૂછ્યું. તેનો જવાબ આવો હતો કે: પોતાનાથી ઉમ્મરમાં, જ્ઞાનમાં મોટા અને દેવાંશી દેશાધિપતિને નમન કરવાનો શિષ્ઠાચાર જમણે હાથે થવો જોઇએ ત્યારે મારા આ ડાબા હાથે અવિનય કર્યો હોવાથી તેને જુદો કર્યો; કારણ કે એ અયોગ્ય અપમાન મારાથી સહન ન થઇ શકયું. આ ખુલાસો સાંભળી રાવશ્રી મનમાં તેની વીરતા, હિમ્મત, અને હાજરજવાબીથી ખુશી થયા; પરતું પ્રત્યક્ષ ન બતાવતાં પૂછ્યું કે: 'તમારા ઉપર એક ભવૈયાને મારી નાખવાની ફરિયાદ છે તે સંબંધે તમારો શો ખુલાસો છે ?" આનો જવાબ તે ભાઇએ એવો આપ્યો કે: 'મેં કોઇ ઇતર મનુષ્યનું નહિ પણ અમારા કુળને એબ લગાડનારૂં, અમારી જ્ઞાતિના ગૌરવને ન છાજતું હલકું કામ કરનાર, આચારવિચારહીન મારા ભાઇને મારી નાખ્યો છે અને એવા કુલાંગાર ભાઇને મારી નાખવામાં મેં કંઈ અનુચિત કર્યું હોય એમ હું માનતો નથી' આ ખુલાસાથી રાવશ્રીએ તેને છોડી મૂક્યો અને પછી' તે લોહાણા ભાઇએ સદરહુ ભવૈયાની પોતાના ભાઈની માફક ઉત્તરક્રિયા કરી અને તેનાં સ્ત્રીપુત્રને પણ પોષણનું સાધન કરી આપ્યું. ત્યારથી આજદિન પર્યંત ભવૈયાઓ લોહાણાઓનો વેશ કાઢતા નથી.

આ એ દંતકથાનો મૂળ સારાંશ છે; અને જો તે સત્ય હોય અને તેનાપર વિચાર કરવામાં આવે તો એમાં પણ લોહાણા જ્ઞાતિની વીરતા, અદ્દભુત જ્ઞાત્યાભિમાન, બુદ્ધિચાતુર્યતા અને અસીમ ઉદારતા જ દૃષ્ટિગોચર થાય છે. અને એ વીરતાસુચક ઉપનામથી પણ લોહાણા જ્ઞાતિનું ગૌરવ વધે છે. એ સમયનો વિચાર, એ રાજાઓની ન્યાયતુલનાનો વિચાર આજના કાયદાઓની દૃષ્ટિએ કરવાનો નથી.

## ઠક્કુર, ઠક્કર, ઠાકોર

ખરો શબ્દ ' ઠક્કુર ' છે અને ઠક્કર એ 'ઠક્કુર' શબ્દનો અપભ્રંશ છે. કોષમાં 'ઠક્કુર'-નો અર્થ Devine પવિત્ર એવો આપેલો છે. કાવ્યપ્રદિપના કર્તા મ. ગોવિન્દ ઠક્કુર સંસ્કૃત ડીક્ષનેરીમાં 'ઠક્કુર' નો અર્થ આ પ્રમાણે આપેલો છે.

ઠક્કુર: 1 An idol, a deity 2 Honorific title added to the name of a distinguished person etc. ૧, વિદ્વાન, દેવ, ૨. પ્રતિષ્ઠિત પુરૂષોના નામ પછવાડે લગાડાતો ટાઇટલ. આથી ' ઠક્કુર ' એ પ્રથમ ક્ષત્રિય રાજાઓના તથા સામંતોના નામની પાછળ લગાડાતો ટાઇટલ હોય એવું જણાય છે.

ચચ્ચનામા-સિન્ધના ઇતિહાસમાં આ 'ઠક્કુરો'ની શૂરવીરતા અને એકનિષ્ઠાપણાનું વર્ણન ઘણે સ્થળે કરેલું છે. ઠક્કુરનો અર્થ ચચ્ચનામાનું અંગ્રેજીમાં ટ્રાન્સલેશન કરનાર મી. કાલીચબેગે A Rajput Chief રજપુત સરદાર કરેલો છે. (જુઓ ચચ્ચનામા ભા. ૧ પાના ૨૯.)

**When the fort of Multan was taken, Chach appointed a Thakur as his lieuftenant there.**

ઠક્કુરોના પરાક્રમોની ઘણી પ્રશંસા ચચ્ચનામામાં ઠેકઠેકાણે કરવામાં આવી છે. રાજતરંગિણીમાં ૨૪૩મે પાને આ ઠક્કુરો સંબંધે ઉલ્લેખ છે. મહમ્મદ કાસીમ જેવા મુસલમાન સરદારે પણ ઠક્કુરોના પરાક્રમો અને બહાદુરીનાં ઘણાં વખાણ કરેલાં છે.[1]

લોહાણા ભાઇઓ પહેલાં ઠક્કુર શબ્દને પોતાના નામની આગળ પાછળ લગાડે છે. તેના બોલવામાં, લખવામાં, વ્યવહારના સંબોધનમાં પણ ઠક્કુર તરિકે સંબોધાય છે. આ ઠક્કુર ટાઇટલમાં પણ લોહાણા જ્ઞાતિની વિદ્વતા મહત્તા અને પ્રતિષ્ઠિત વીર અને ગૌરવસંપન્ન પ્રજા તરિકે ગણના થઇ શકે છે. આજના રજપુત રાજ્યકર્ત્તાઓ ઠાકોર કહેવાય છે તે પણ ઠક્કુર[2] શબ્દનો વર્તમાનકાળે થયેલો અપભ્રંશ શબ્દ જણાય છે. લોહાણાઓ વ્યાપારીઓ બન્યા પછી જ 'શ્રેષ્ઠ' નો અપભ્રંશ 'શેઠ' તરિકે લખવાની પ્રથા પડી છે.

## મૂળ સ્વભાવ

લોહાણા–ક્ષત્રિયજાતિએ સંજોગોબળે વૈશ્યવૃત્તિ સ્વીકાર્યા પછી પણ જ્યાં જ્યાં સંજોગો પ્રાપ્ત થયા હશે ત્યાં ત્યાં અનુપમ દઢતા, બુદ્ધિચાતુર્ય ને શૌર્ય બતાવ્યાં છે.

પુંજાશેઠની દઢતા અને બુદ્ધિબળ, દેવકરણ શેઠની રાજકાર્યકુશળતા, દીર્ઘદષ્ટી તથા મેઘજી શેઠની ધર્મસંરક્ષકવૃત્તિ અને શૂરવીરતા, તથા ૩૦ વર્ષ પહેલાં જ શેઠ ખટાઉ મકનજીનું બાહુબળ પ્રસિદ્ધ છે. અને હજીયે જ્યાં જ્યાં પ્રસંગ મળે ત્યાં ત્યાં લોહાણાઓમાં પોતાનો મૂળ જુસ્સો ઉભરાઇ આવે છે. એ બતાવે છે કે સંજોગો અને વસ્તુસ્થિતિનું પરિવર્તન ગમે તેટલું થયું હોય તથાપિ જાતિનો મૂળ સ્વભાવ પ્રધાનપણે નહિ તો ગૌણ સ્વરૂપે પણ જળવાઇ રહે છે. તેનો સદંતર અલોપ તો થતો નથી જ.

જ્યાં વીરતા છે–શક્તિ છે ત્યાં જ ઉદારતા છે. પૂર્વના ક્ષત્રિયો પ્રાણના જોખમે પણ શરણાંગત ને આશ્રય આપ્યા વિના રહેતા નહિ. ગમે તેવો પ્રબળ દુસ્મન લાખો મનુષ્યોનો લડાઇમાં સંહાર થયા પછી પણ શરણે આવે તો તેને ક્ષત્રિયોએ છોડી દીધાનાં દષ્ટાન્તો હિન્દના ઇતિહાસમાં અનેક મળે છે.

લોહાણાજ્ઞાતિ સમૃદ્ધ વ્યાપારી પ્રજા બન્યા પછી પણ તેની શકિત અને ઉદારતાનાં સંસ્મરણો ભારતના યાત્રાના સ્થળોમાં, તીર્થક્ષેત્રોમાં, ધર્મશાળાઓ, અન્નક્ષેત્રો, પાઠશાળાઓ, મંદિરો, પાંજરાપોળો આદિ તેના પ્રતાપી પૂર્વજોનાં કીર્ત્તિ સ્થંભોરૂપે ઉભાં છે.

ભારતની કોઇપણ સાર્વજનિક વિદ્યાવર્ધક સંસ્થા કે પરોપકારી હીલચાલ એવી નહિ હોય કે જેમાં આ પ્રભાવશાળી કોમે પોતાનો હિસ્સો ઉદાર ભાવે નહિ આપ્યો હોય. ખુદ આ ગૌરવસંપન્ન વીર પ્રજાના પૈસે જ અત્યારે ૪૧ વિદ્યાવર્ધક સંસ્થાઓ[3] જ્ઞાતિના બાળકો માટે હસ્તિ ધરાવે છે.

દુઃખીઓનાં દુઃખ નિવારવામાં, પ્રજાને જ્ઞાન દાન આપવામાં, મુંગાં પ્રાણીઓને બચાવવામાં, અને પ્રજાહિતનાં કોઇપણ કામોમાં હિન્દની અન્ય જ્ઞાતિઓના કરતાં લોહાણા

---

૧ જુઓ ચચ્ચનામાનું અંગ્રેજી ભાષાંતર ભા-૧, પા. ૧૦૮.

૨ ઠક્કુરનો અર્થ The Tribes and castes of Bombay ના કર્તા મી. આર. ઇ. એન્થોવન 'Lord રાજા–જમીનદાર' એવો કરે છે. જુઓ વોલ્યુ ૨.

૩ આ સંસ્થાઓનું લીસ્ટ જુઓ આ પુસ્તકના પાને ૬૨ મે.

જ્ઞાતિએ પોતાના ઉદારચરિત હૃદય અને પ્રાચીન ખાનદાનીનો વધુ પરિચય કરાવ્યો છે, એની ના કોણ કહી શકશે? અને આ બાબતો પણ તેનું ક્ષાત્રત્વ જ સિદ્ધ કરે છે.

અત્યારે પણ કોઈ ભાઈ બ્હેન ઉપર જુલમ થતો હોય તો લોહાણા જ્ઞાતિનો નર તે જોઇ શકશે નહિ; એક બીજાથી અધિક સરસ થવાની ભાવના, વીરોચિત ઉદારતા, ધર્મ પ્રત્યેની આસ્થા આ બધું ક્ષત્રિયત્વ બતાવે છે. આ પુસ્તકમાં પ્રગટ થયેલાં સ્વર્ગસ્થ તથા વિદ્યમાન મહાપુરૂષોનાં જીવન જ એ વાતની શુદ્ધ અને પ્રમાણિક ખાત્રી આપવાને બસ છે,

લોહાણાઓનાં શારીરિક સામર્થ્ય, નિડરતા, સાહસ, શરીરનું બંધારણ, સ્વભાવ, બુદ્ધિવિષયક તુલનાઓ, અને કેટલાક વિશિષ્ઠ ગુણોમાં આજે પણ નર્યું ક્ષાત્રત્વ જ તરવરે છે.

વાંચનાર, ઐતિહાસિક અંશવાળાં ધર્મશાસ્ત્રો, વર્ણવ્યવસ્થા યુગનું રેખાચિત્ર, આપણી ધાર્મિક ક્રિયાઓ, આપણી પ્રાચીન માન્યતાઓ, અને તેનું સમર્થન કરતી કેટલીક હકીકતો, આપણા રીતરિવાજો, ખાસીયતો, સ્વભાવ આદિના ઉપરોક્ત સામાન્ય અવલોકનથી એ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે લોહાણા પ્રજા એ વિદેશીય નહિ પણ સુદ્ધ આર્ય ક્ષત્રિય પ્રજા છે.

લોહાણા પ્રાચીન આર્ય ક્ષત્રિય પ્રજા છે. એ ઉપરોક્ત બાબતોથી સિદ્ધ થયા પછી હવે આવી એક મહાન પ્રજા કે જેનાં સ્મૃતિ સંસ્થાનો આજે સિન્ધમાં અને ભારતના અન્ય ભાગોમાં ખડાં છે, તેણે વૈશ્યવૃત્તિ કયારે અને કેવા સંજોગોમાં સ્વીકારી, ભારતનો અવનતિકાળ કયારે શરૂ થયો, લોહાણા નામ કેમ પડયું? જ્ઞાતિ સંસ્થાઓનો ઉદ્‌ભવ, સંજોગો આદિ સંબંધમાં અન્ય લેખકોએ કરેલા પ્રયાસો વગેરે ઉપર આપણે હવે યથાશકય વિચાર કરીએ.

## ભારતમાં અવ્યવસ્થાનો આરંભકાળ

જ્યાં સુધી જનતાનો મોટો ભાગ ઉચ્ચ સંસ્કારોથી વિભુષિત થયેલો હોય, તેમના જીવનમાં નૈતિક તેમજ ધાર્મિક ઉંચા વિચારો તરવરી રહ્યા હોય ત્યાંસુધી તે દેશ સુધારણામાં સર્વોપરી રહે છે.

મહાભારતના સમય સુધી આ દેશ સુખ સમૃદ્ધિવાન હતો. વિદ્વાનોનો આદર થતો હતો. વિદ્યાર્થીઓને બાળપણથી ગુરૂકુળમાં વિદ્યાભ્યાસ માટે મોકલવામાં આવતા હતા. ત્યાં તેઓ બ્રહ્મચર્યનું પાલન કરી વિદ્યાભ્યાસ કરતા હતા. યુવાવસ્થામાં ગુરૂની આજ્ઞા પ્રાપ્ત કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવિષ્ટ થતા હતા. સ્ત્રીઓને પણ વિદ્યાગ્રહણ કરવાની મનાઈ નહોતી. લોક વિદુષી સ્ત્રીઓ તરફ ભારે માનની દૃષ્ટિથી જોતા હતા. વિવાહમાં કન્યાની સંમતિ લેવાનાં પણ અનેક ઉદાહરણો મળી શકે છે. બાળલગ્ન અને પરદાનો રિવાજ ન હતો. પ્રજા રાજાનું બહુ માન રાખતી હતી અને રાજાઓ પણ પ્રજાકલ્યાણમાં જ પોતાની ફરજ સમજતા હતા. મોટા મોટા વિદ્વાનો અને યોદ્ધાઓની રાજ્યસભાઓ હતી. રાજ્યશાસન ધર્મશાસ્ત્રાનુસાર પંચાયતો મારફત થતું હતું. આ પ્રમાણે હોવા છતાં પણ વર્ણાશ્રમ ધર્મના પાયા આ સમયે ઢીલા પડવા માંડયા હતા. શ્રીમંત વર્ગ અને રાજાઓ એકથી અધિક સ્ત્રીઓ કરતા. રાજનીતિ–કૂટનીતિ અને જુગાર ખેલવા વગેરેનાં દ્રષ્ટાન્તો પણ જ્યાં ત્યાં મળી શકે છે.

ઐતરેય બ્રાહ્મણ ગ્રંથથી જણાય છે કે કુરૂ લોક પહેલાં હિમાલયની ઉત્તર તરફ (કદાચ કાશ્મીરમાં) રહેતા હતા. મહાભારતમાં પણ કુરૂ દેશ હિમાલયથી ઉત્તરમાં હોવાની વાત છે.

નકુળ અને સહદેવની માતાનું નામ માદ્રી હતું. એ મદ્ર દેશના રાજાની કન્યા હતી. એ મદ્ર દેશ પણ ઐતરેય બ્રાહ્મણમાં ઉત્તરમાં હોવાનું લખ્યું છે. આથી એવું અનુમાન થઇ શકે કે કુરૂ અને મદ્ર દેશના લોકો હિમાલયના ઉત્તર ભાગમાંથી આવીને અહીં વસ્યા હોય.

પુરાણોથી જણાય છે કે મહાભારત યુદ્ધ પહેલાં સૂર્યવંશમાં ૯૩ અને ચંદ્રવંશમાં ૪૫ રાજા થયા હતા. તથા કોશલ, વિદેહ, કાશી વગેરે નગરોના રાજા પ્રતાપી હતા. મહાભારત સમયે કુરૂ લોકની રાજધાની હસ્તિનાપુરમાં હતી. એ હસ્તિનાપુર દિલ્લીની પાસે ૬૫ માઇલ દૂર ઉત્તર પૂર્વે આવેલ હતું.

ત્યાંના વૃદ્ધ રાજા શાન્તનુને સત્યવતીથી ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામે બે પુત્રો થયા. ચિત્રાંગદ યુદ્ધમાં મરાયા પછી વિચિત્રવીર્ય રાજ્યનો સ્વામી થયો. ભીષ્મપિતાએ કાશીરાજની કન્યાઓ, અંબિકા અને અમ્બાલિકાનું સ્વયંવરમાંથી હરણ કરીને તેના વિચિત્રવીર્ય સાથે વિવાહ કર્યા. વિચિત્રવીર્યના મૃત્યુબાદ નિયોગથી અંબિકાથી ધૃતરાષ્ટ્રનો અને અમ્બાલિકાથી પાંડુ તથા એક દાસીથી વિદુરનો જન્મ થયો હતો. ધૃતરાષ્ટ્ર અંધ હોવાના કારણે નાનો ભાઈ પાંડુ રાજ્યનો સ્વામી થયો. તેની પહેલી સ્ત્રી કુન્તીથી યુધિષ્ઠિર, ભીમ અને અર્જુનનો તથા બીજી સ્ત્રી માદ્રીથી નકુલ અને સહદેવનો જન્મ થયો. એ પ્રમાણે ધૃતરાષ્ટ્રની સ્ત્રીઓથી દુર્યોધન, દુઃશાસન આદિ ૧૦૦ પુત્રો થયા. પાંડુના પુત્રો પાંડવ કહેવાય.

આ પાંડવો તથા કૌરવોની શિક્ષાનો ભાર દ્રોણાચાર્ય નામક ગુરૂને સોંપવામાં આવ્યો હતો. દ્રોણાચાર્ય પરશુરામના શિષ્ય અને શસ્ત્રવિદ્યામાં મહા નિપુણ હતા. વિદ્યાર્થી અવસ્થામાં જ આ પાંડવો તથા કૌરવોમાં પરસ્પર ઇર્ષાથી દ્વેષાગ્નિ સળગી હતી. ને પાંડવોનું કાસળ કાઢી નાખવા માટે દુર્યોધનના પક્ષે કેટલાંક કારસ્તાનો કર્યાં હતાં. પાંડવોને એકવાર બાળી નાંખવાનો પ્રયાસ કર્યો હતો તેમાંથી વિદુરની ચેતવણીથી પાંડવો બચી ગયા હતા. પાંડવોનો પ્રભાવ વધતો જતો હતો. અને દુર્યોધનથી તે દેખી શકાતું નહોતું. જુગાર રમાડીને તેમાં હરાવી પાંડવોને વનવાસ કાઢયા. વનવાસ પૂરો થયા પછી પાંડવોએ રાજ્યમાં હિસ્સો આપવાનું કહેવા કૌરવોની પાસે દૂત મોકલ્યો; પરંતુ તેનું ફળ કશું ન આવ્યું. પછી શ્રીકૃષ્ણ દુર્યોધનને સમજાવવા ગયા. તેને પણ દુર્યોધને કેદ કરવાની કોશેશ કરી. આખર દુર્યોધને જરા પણ હિસ્સો આપવા ના પાડી તેનું પરિણામ તે ભારતનું એ જગત્પ્રસિદ્ધ યુદ્ધ ! આ યુદ્ધ દિલ્હીની ઉત્તરે કુરૂક્ષેત્રમાં ૧૮ દિવસ સુધી ચાલુ રહ્યું હતું. આ યુદ્ધ વારાહી સંહિતા પ્રમાણે કળિયુગના આરંભમાં ૬૫૩ વર્ષ પછી થયું હતું. કળિયુગનો પ્રારંભ ઈ. સ. પૂર્વે ૩૧૦૨ વર્ષની ૧૮ મી ફેબ્રુઆરીથી માનવામાં આવે છે.

કલ્હણરચિત રાજતરંગિણીમાં પણ કલિયુગનાં ૬૫૩ વર્ષ વિત્યા પછી કૌરવ અને પાંડવ થયા હતા. એ વરાહમિહિરના લેખને પુષ્ટિ આપે છે. આ કૌરવ પાંડવ યુદ્ધમાં

૧૮ અક્ષૌહિણી સેનાદળ હતું. જેની સંખ્યા ૨,૩૦,૨૯,૧૧૦. યોદ્ધાઓની થાય છે. તે ઉપરાંત ૧૭,૭૧,૪૭૦ હાથીઓ તથા મહાવતો અને ૧૭,૭૧,૪૭૦ રથોના સારથીઓ એ જુદા. ૧૮ દિવસના (માગસર સુદ ૧ થી માગસર વદ ૩ સુધી[1]) આ યુદ્ધમાં પાંડવોએ વિજયી બનીને રાજ્યપર અધિકાર મેળવ્યો અને હસ્તિનાપુરમાં યુધિષ્ટિર ગાદીએ બેઠા. લગભગ ૫૧ વર્ષ રાજ્યસુખ ભોગવી પાંડવો અર્જુનના પૌત્ર પરિક્ષિતને રાજ્ય સોંપી આ અસાર સંસારને છોડી હિમાલય તરફ ચાલ્યા ગયા હતા. અને ત્યાર પછી લગભગ ૨૫૦૦ વર્ષનો ઇતિહાસ મળી શકતો નથી.

પુરાણોમાં ઇ. સ. પૂર્વ ૬૪૨ શિશુનાગ વંશથી કંઇક ઐતિહાસિક અંશ મળે છે, અને તે પણ બહુ થોડો.

આ મહાભારતના યુદ્ધ પછી આર્યોની સંસ્કૃતિ અને ક્ષત્રિયતાનો અવનતિ કાળ શરૂ થયો હતો. એ યુદ્ધમાં થયેલા વિદ્વાન, બળવાન નરરત્નોના સંહારની ખોટ પાછળથી પૂરાઇ જ નથી અને ક્ષત્રિયોનો સૌભાગ્યસૂર્ય પણ તે જ કાળથી અસ્ત થવા લાગ્યો હતો. ત્યારપછી સેંકડો વર્ષ પર્યન્ત વારંવાર આપસઆપસમાં કુસંપ અને દ્વેષતાથી યુદ્ધો થતાં હતાં અને તેમાં ઉત્તરોત્તર આ દેશની પાયમાલી થતી ગઇ. યુદ્ધથી કંટાળો ખાતી અને પાછી હઠતી પ્રજા સ્વતંત્રતાનો ઉપભોગ કરવા નાલાયક બની જાય છે, એ વાકયની યથાર્થતા સમજી શકાય તેમ છે.

વર્ણવ્યવસ્થાની સુંદર રચનાના પાયામાં પણ મજબુત રીતે સડો આ સમયથી જ પેઠો હતો. જાતિની શ્રેષ્ઠતા ગુણુ કર્મ ને બદલે પછી કાળ જતાં આ પ્રમાણે જન્મથી મનાવા લાગી. વર્ણવ્યવસ્થા તૂટતી જોઈ બ્રાહ્મણોએ સખ્ત બંધનો બાંધ્યાં. ચોતરફ અવ્યવસ્થા થઇ રહી હતી.

હવે આપણે હાલની અસંખ્ય જ્ઞાતિઓ કેવા સંજોગોમાં કેવી રીતે ઉદ્‌ભવી તેનો વિચાર ઐતિહાસિક દૃષ્ટિએ કરીએ.

## જ્ઞાતિઓનો ઉદ્‌ભવ

આર્યો આ દેશમાં આવ્યા. તે સંસ્કારી હતા. તેમની સંસ્કૃતિ આધ્યાત્મિક નિયમો પર યોજાયલી હતી. આર્યોએ અહીંના અનાર્યોને જીત્યા તેને દસ્યુ કહેતા. શરૂઆતમાં તેનાથી અલગ રહ્યા તે જીતનારની મગરૂરી તરિકે નહિ પણ આત્મસંરક્ષણની પ્રેરણાથી જ. અસલ વતનીઓથી અલગ રહેવાની આ યોજના તેનો જાથુકને માટે બહિષ્કાર કરવાની નહોતી. આ અનાર્યોમાંથી જેમ જેમ આર્યોની રીતભાત અને ભાષાનું અનુકરણ કરવા લાગ્યા તેમ તેમ તેને સુધારાનો અને ધર્મોનો લાભ મળ્યો અને તેમાંથી શદ્ર વર્ગ થયો.

જે અનાર્યોએ આર્યસુધારાને અનુસરવા ના પાડી ને લડાઇ ચાલુ રાખી, નીતિભ્રષ્ટ જીંદગી ગુજારવી ચાલુ રાખી તેઓને દસ્યુ ગણતા અને વેદોમાં જે તિરસ્કાર દસ્યુ પર બતાવવામાં આવ્યો છે તેવો શૂદ્રો તરફ કદી બતાવવામાં આવ્યો નથી.

આપરથી એટલું સિદ્ધ થાય છે કે આર્યોએ દસ્યુને તિરસ્કાર્યા હતા તે તેઓની જાતિને લીધે નહિ પરંતુ તેના અધર્મીપણાને લીધે જ; અર્થાત એક વ્યક્તિનાં સારાં નરસાં કર્મો અનુસાર તેને સમાજમાં ઉત્તમ અને નીચું સ્થાન મળતું. એટલે કે અગાઉ કહેવાઈ ગયું

---

૧ જુઓ भारत के प्राचीन राजवंश भा. २. ૫૧–૧૯.

તેમ વિદ્વતા અને ગુણનો પ્રથમ દરજ્જો, બળ અને શક્તિનો બીજો, લક્ષ્મીનો ત્રીજો દરજ્જો; અને આખા સમાજ શરીરને વ્યવસ્થિત રાખતા પગરૂપ શૂદ્રનો ચોથો દરજ્જો.

મનુષ્યમાં જ્ઞાન અને વિદ્યા, ડહાપણ અને પવિત્રતા લક્ષ્મીથી જ નહિ પરંતુ બળથી પણ ચઢીઆતાં છે તે વર્ગણી કરતાં કોઈ ધર્મ અથવા પ્રજા મનુષ્ય જાતની વધારે સારી વર્ગણી હોવાનો દાવો કરી શકે છે ?

હિંદુસ્થાનમાં વર્ણવ્યવસ્થા જન્મ ઉપર સ્થાપવામાં નહોતી આવી તે બતાવવાને પૂરતાં પ્રમાણો મળી શકે છે.

ઐતરેય બ્રાહ્મણમાં કવષની એવી વાત લખેલી છે.

ઐતરેય બ્રાહ્મણ અને ઐતરેય ઉપનિષદ બનાવનાર તે તેના નામ પ્રમાણે 'ઇતરા' અથવા શૂદ્ર સ્ત્રીનો દીકરો હતો. તેનું આખું નામ મહિદાસ ઐતરેય હતું.

[1]મહાભારતનો પ્રખ્યાત કર્ત્તા વ્યાસ પરાશરનો પુત્ર ખલાસી જાતિ ( કૈવર્ત ) સ્ત્રીથી ઉત્પન્ન થયો હતો; જ્યારે તેનો બાપ પરાશર પોતે ચાંડાલીનો દીકરો હતો.

આ પ્રમાણે ઘણાયે પહેલાં દ્વિજ નહોતા તે દ્વિજ થયાના દાખલાઓ વેદ, ઉપનિષદ, બ્રાહ્મણ ગ્રંથો તથા અન્ય ગ્રંથોમાંથી મળી શકે છે. એટલે ચડતીનો રસ્તો તેમના ગુણ કર્મ પ્રમાણે સર્વને માટે ખુલ્લો હતો. દ્વિજ વર્ણોમાં અરસ્પરસ ભોજનવ્યવહાર અને કન્યાવ્યવહાર પણ હતો. પરદેશગમનની છૂટ હતી. આથી એ નિશ્ચય થાય છે કે મહાભારતના સમય વખતે વંશપરંપરાથી આવેલી જ્ઞાતિ જેવી કોઇ સંસ્થા નહોતી.

આર્યો પ્રાણથી પણ ધર્મને અધિક માનનારા હતા. લોહીની પવિત્રતા જાળવવા અને જાતિને સુરક્ષિત રાખવા માટે ધર્મભ્રષ્ટ, આચારવિચારહીન માણસના સંસર્ગથી સમાજને હાની થતી જોતા હતા. છેલ્લામાં છેલ્લે ૧૬ વર્ષનો બ્રાહ્મણ, ૨૨ વર્ષનો ક્ષત્રિય, અને ૨૪ વર્ષના વૈસ્ય કુમારને યજ્ઞોપવિત ધારણ કરાવી ધર્માભ્યાસ કરાવવામાં અધર્મ અને અનાચારને વશ થઇ પ્રમાદ સેવતા તેમને વ્રાત્ય કહેતા.

સમય જતાં પછી લગ્નમાં પણ વિશેષ છૂટ અપાઈ હતી. પ્રેમ અને સાંસારિક દરજ્જા અનુસાર ઉત્પત્તિની યોજના થતી તો પણ એ પ્રીતિ ઉચ્છૃંખલતાનું રૂપ ધારણ કરતાં તેમાંથી પણ અનિષ્ઠ પરિણામો આવવાથી અનુલોમ, પ્રતિલોમ લગ્નપ્રણાલિ શરૂ થઈ હતી.

સવર્ણા લગ્ન સૌથી ઉત્તમ મનાતું. તો પણ પ્રસંગે ઉચ્ચ વર્ણનો પુરૂષ નીચ વર્ણની કન્યા લે તો તેમાં અધમતા મનાતી નહોતી. આવાં લગ્નો તે અનુલોમ લગ્નો કહેવાતાં. અને હલકી વર્ણનો પુરૂષ પોતાનાથી ઉચ્ચ વર્ણની કન્યા પરણે તો એ પ્રતિલોમ લગ્ન કહેવાતાં. અને આવાં પ્રતિલોમ લગ્નથી ઉત્પન્ન થનારી સંતતિ વર્ણસંકર મનાતી.

મહાભારતના યુદ્ધ પછી આ પ્રતિલોમ લગ્નો વિશેષ પ્રમાણમાં થતાં હોવાની કેટલાક વિદ્વાનોની માન્યતા છે. પાછલા સમયમાં આ અનુલોમ, પ્રતિલોમ લગ્નોથી ઉત્પન્ન થયેલી સંતતિને નવું નામ મળતું. ઉપર દર્શાવેલી રીતોથી મહાભારતના યુદ્ધ પછી કેટલાક કાળે આ 'જ્ઞાતિ' નામની બંધનમૂલક સંસ્થાનો જન્મ થયો હતો અને પૌરાણિક કાળનો

---

૧ મહાભારત વનપર્વ.

ઇતિહાસ જોતાં જણાય છે કે તે વખતે જ્ઞાતિબંધારણ પૂરજોસમાં હતું. મનુસ્મૃતિના દશમા અધ્યાયમાં એ પતિત જ્ઞાતિઓના નામ તથા તેમનાં કર્મોનો ઉલ્લેખ કરવામાં આવેલો છે.

વિદ્વાનોનું એવું માનવું છે કે મનુસ્મૃતિ પ્રથમ સૂત્રોમાં રચેલી હતી, શ્લોકમાં નહિ. અને તેનું હાલનું સ્વરૂપ એ બહુ પ્રાચીન કાળનું નથી.

આ વ્રાત્ય અને પતિતોની બંધાતી નવી નવી જ્ઞાતિઓથી પછી વર્ણવ્યવસ્થા છિન્નભિન્ન થતી જતી હતી. તો પણ આ બધીમાં જ્યાં સુધી એક પ્રજા તરિકેનું સંગઠન હતું ત્યાંસુધી તો કશું વધુ નુકશાન નહોતું; પણ જ્યારે બહુ જ અંધાધુંધી અને સ્વચ્છંદતાનું સામ્રાજ્ય પ્રવર્ત્યું ત્યારે બ્રાહ્મણોએ સંસ્કૃતિ સાચવવા ભારે સખ્તમાં સખ્ત અંકુશો મૂકયા. વંશપરંપરાના ગુણોએ જાતિ જન્મથી ગણાવા લાગી. ઉંચ પંક્તિમાં જન્મેલા માણસોએ આ પ્રમાણે પોતાને જન્મથી મળતા મોટાઈ મેળવવાના પ્રસંગોનો લાભ લીધો. મૂળ જ્ઞાતિઓ ઉપર સખ્ત અંકુશો મૂકાયા. બીજી જ્ઞાતિઓ સાથે લગ્નવ્યવહારનો પ્રતિબંધ મૂકાયો.

બ્રાહ્મણોની સત્તા વૃદ્ધિ પામતી હતી અને આવાં જ્ઞાતિ બંધારણોથી પતિત જાતિઓ ચગદાતી હતી–વધારે પતિત થતી જતી હતી. નીચ જ્ઞાતિમાં જન્મેલ ગમે તેવો સદ્‌ગુણી બુદ્ધિમાન હોય તો પણ જનસમાજમાં તે વખતે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકતો નહિ. હિન્દુસ્થાનમાં છેલ્લાં ૨૦૦૦ વર્ષમાં ઉત્પન્ન થએલ ઘણાખરા મહાન પુરૂષો બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગમાં થવાનું મુખ્ય આ જ કારણ છે.

પૌરાણિક કાળમાં જ્ઞાતિબંધારણ પૂરજોસમાં હતું. નાતોમાં ધર્મના જેવી પવિત્રતા અને કાયદાના જેવો અમલ હોય એમ મનાતું. શૂદ્રોને નીચા રાખવા માટે તેમણે ઘણા અન્યાયી ધારા ઘડયા હતા. દરેક જ્ઞાતિને માટે કાયદો જુદો હતો. કાયદામાં બ્રાહ્મણો તરફ ઘણો જ પક્ષપાત અને શૂદ્રો તરફ ગેરવ્યાજબી સખ્તાઈ બતાવવામાં આવતી. "જો કોઈ માણસ પોતાથી ઉચ્ચ જ્ઞાતિના માણસને મારે તો તેના હાથ પગ કાપી નાખવામાં આવતા. જો ઉચ્ચ જ્ઞાતિના માણસને કોઈ ઉપદેશ કરવાનો ડોળ ઘાલે તો એના મોઢામાં ગરમ તેલ રેડવામાં આવતું." (વિશ્નુસ્મૃતિ ૫, ૧૯, ૨૩, ૨૪) 'જેનો સ્પર્શ ન કરાય એવો માણસ દ્વિજને અડીને તેને ભ્રષ્ટ કરે તો તેને મારી નાખવો જોઇએ.'

જો કોઇ માણસ બ્રાહ્મણને કાપી નાખે તો તેને મોતની શિક્ષા કરી તેની મિલ્કત લઈ લેવામાં આવતી. જો કોઇ માણસ પોતાની સરખી જાતના અથવા નીચ માણસને મારી નાખે તો તેને પ્રમાણમાં હલકી અને બીજી જાતની શિક્ષા કરવામાં આવતી. ક્ષત્રિયને મારી નાખનારને ૧૦૦૦, વૈશ્યને મારનારનો ૧૦૦, અને શૂદ્રને મારનારનો ૧૦ સિક્કા દંડ કરવામાં આવતો, (મિ. દત્તના ઉતારાનું પાનું ૨૪૮, બૌધ્યાધ્યયન ૧, ૧૦, ૧૮, ૧૯) વ્યભિચારને માટે પણ જે જાતની સ્ત્રીઓથી વ્યભિચાર કર્યો હોય તેના પ્રમાણમા શિક્ષા કરવામાં આવતી. યાજ્ઞવલ્કયની સ્મૃતિમાં તો કહેવામાં આવ્યું છે કે નીચ જ્ઞાતિની સ્ત્રી સાથેનો વ્યભિચાર શિક્ષા કરવાને યોગ્ય નથી (૨–૨૯૧, મિ. દત્તના ઉતારાનું પાનું ૧૯૭) આધ્યાત્મિક નિવૃત્તિ અને ધાર્મિક આશ્વાસન શૂદ્રોને ભોગવવા દેવામાં ન આવતું. તેઓનાથી વેદોનો અભ્યાસ થઈ શકતો નહિ. જનસમાજમાં શૂદ્રો આ પ્રમાણે ધિઃકારાતા હોવાથી તેમની ઉન્નતિમાં આડે આવતા ધર્મનો ત્યાગ કરવાને તેઓ હંમેશ તત્પર રહે એ સ્વાભાવિક છે, જ્યારે આ દેશમાં નવો ધર્મ ઉપસ્થિત થાય છે અથવા વિદેશી ધર્મ દાખલ થાય છે

ત્યારે તેઓ ધર્મનો ફેરફાર કરીને પોતાની સ્થિતિ સુધારવાની ને લાંબા કાળ સુધી તેમના સંકુચિત મનવાળા સહધર્મીઓએ જે બંધનમાં તેમને રાખ્યા છે તેમાંથી મુક્ત થવાનો યોગ તેઓ ખુશીથી સાધે છે.

મિ રમેશચંદ્ર દત્ત હિન્દુસ્થાન જેવા ચાલતી રૂઢીને વળગી રહેનાર દેશમાં બૌદ્ધ મતનો પ્રચાર એટલો જલદીથી કેમ થયો તે સંબંધમાં કહે છે કે: 'ઉપાલી અને સોનીતા બન્ને શુદ્ર હતા. પહેલો જાતે હજામ ને બીજો ઝાડુ કાઢનાર હતો. તેઓ ગમે તેવા ગુણસંપન્ન, સદ્‌ગુણી અથવા વિદ્વાન હોત તો પણ હિંદુ ધર્મમાં તેમને ઉચ્ચ પદ સંપાદન કરવાનો અધિકાર જ નહતો. ઉપાલી અને સોનીતાએ બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો અને તેઓ માનમરતબો મેળવીને ધર્માચાર્યની પદવી સુધી ચઢી શકયા. હિંદુધર્મની આ ખામી છે અને આ ખામી ઐતિહાસિક કારણોને લઇને તેને વારસામાં મળી છે અને જેને લીધે વખતો વખત તેને ઘણું ખમવું પડયું છે'[1]

આગળ ચાલતાં મી. દત્ત હિંદુ જ્ઞાતિઓની આવી બીજાઓથી અલગ અલગ રહેવાની રીત સંબંધે જણાવે છે કે: "પ્રાચીન વર્ણવ્યવસ્થા હાલના વંશપરંપરાના જ્ઞાતિ બંધારણ કરતાં તદન જુદી જ હતી. તેથી ઘણાક શૂદ્રો એટલે કે અનાર્યો ફક્ત બ્રાહ્મણ જ નહિ પણ ઋષિ ધરાધરી થયા એવું આપણે અગાડી જોઇ ગયા છીએ. આખરે જ્ઞાતિબંધારણ વંશપરંપરાનું થઈ પડયું. અને શૂદ્રોનો ખરેખરા હિંદુસમાજની મર્યાદામાંથી બહિષ્કાર કરવામાં આવ્યો.........તેઓએ શૂદ્રોને સઘળા ધાર્મિક જ્ઞાન અને ક્રિયાનો પ્રતિબંધ કર્યો. તેમને માટે ગેરવ્યાજબી અને ઘાતકી દિવાની ફોજદારી કાયદાઓ ઘડયા.

આવા જુલમ જ્યારે અનહદ વધી પડયો ત્યારે આખરે એવો પણ સમય આવ્યો હતો કે જ્યારે એક કીર્તિવાન ક્ષત્રિય કુળના વંશજે પોતાનું ઉચ્ચ કુળ તજ્યું અને જાહેર કર્યું કે જ્ઞાતિથી નહિ પણ સદ્‌ગુણથી ખરૂં માન મળે છે. આ રાજપુત્ર બીજો કોઈ નહિ પણ ગૌતમબુદ્ધ.

"આ રાજપુત્ર ગૌતમબુદ્ધને હજારો માણસો તરત જ આવી મળ્યા અને બૌદ્ધ મતનો હિન્દુસ્થાનમાં જલદી ફેલાવો થયો. બુદ્ધના થયા પછી બસેં વર્ષે ઉતર હિંદુસ્થાનમાં મૌર્યવંશનું રાજ થયું. તેઓ ક્ષત્રિય નહોતા અને તેથી જ્ઞાતિના અનુયાયીઓ તેઓના તરફ તિરસ્કાર ભરી નજરથી જોતા. મહાન અશોકે જ્ઞાતિબંધારણનો જડમૂળથી નાશ કર્યો અને તેને બદલે સદ્‌ગુણ અને કીર્તિવંત કામોને માન આપે તેવા બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો." (એજ)

આ પ્રમાણે બૌદ્ધધર્મ દેશના એક છેડાથી બીજા છેડા સુધી પ્રસર્યો. નીતિશાસ્ત્રની નજરે બૌદ્ધધર્મ ગમે તેટલો શ્રેષ્ઠ હતો પણ ધર્મ તરિકે એમાં ખામી હતી. આથી હિંદુસ્થાનમાંથી તેની પડતી થઇ. પ્રથમતો, તેમાં હિંદુસમાજના જ્ઞાતિ અને હાનિકારક રિવાજોમાં જણાતા દ્વેષજનક ભેદ વિરૂદ્ધ સહેજ આગળ પડતો નિષેધ માત્ર જ હતો. આમ હોવાથી સઘળા સમજુ માણસોને એ ધર્મ રૂચ્યો અને સહેલાઇથી તે ધર્મમાં ઘણા ભળ્યા. પણ

1 સિવિલાઈઝેશન ઈન એનશ્યંટ ઈન્ડિયા વો. ૨, પાનું ૩૦૪

પછીથી તેણે જુદો જ ધર્મ હોય એવું રૂપ ધારણ કર્યું. આ ધર્મ કેવળ નાસ્તિક અને અધર્મનું શિક્ષણ આપતો જણાવાથી હિંદુઓ જેવા ઘણા ધાર્મિક લોકોને ચિત્તાકર્ષક થઈ પડે એમ જ નહોતું. તેથી કરીને તેને ફેલાતાં જેટલો વખત લાગ્યો તેના કરતાં વધારે ઝડપથી બૌદ્ધધર્મનો લોપ થયો અને તેની જગા "પૌરાણિક અથવા અર્વાચીન હિંદુધર્મે" લીધી. તેમાં અનાર્યોની અંધભક્તિ, બુદ્ધોની મૂર્તિપુજા અને વૈદિક સેળભેળ થઇ ગયો. જો કે ઘણા ફેરફાર થઇને હિંદુધર્મનો પુનરોદ્ધાર થયો તો પણ જ્ઞાતિભેદનો લોપ થયો નહિ. ત્યાર પછી વૈશ્ય જાતિના ધંધાદારી નાતોના પણ વિભાગ પડયા.

મી. દત્ત જણાવે છે કે: હિન્દુસ્થાનના જ્ઞાતિબંધારણને લીધે તેનું ખરાબ અને શોકજનક પરિણામ તો એ આવ્યું કે જ્યાં એકત્રતા અને એક સંપ હોવો જોઇએ ત્યાં વિરોધ અને કુસંપ ઉત્પન્ન થયો.

આ રીતે ધધા રોજગારના ભેદ, સ્થાનભેદ, રીતરિવાજના તફાવત, ધાર્મિક માન્યતાઓના ભેદને લઇને અનેક જ્ઞાતિઓ આ દેશમાં જન્મ પામી. એ ઉપરની હકીકતોથી જણાઈ આવે છે. બૌદ્ધધર્મના પ્રભાવને લઇને હિન્દુસ્થાનના બૌદ્ધ ઉપદેશકોદ્વારા મળેલા જ્ઞાનના પરિણામે અનેક વિદેશી ક્ષત્રિય કે વૈશ્ય પ્રજાઓ શક, યવન, ગ્રીક, હૂણ, બાકટ્રિયન, જીટ, ક્ષત્રપ, આન્ધ્ર, પહ્લવ આદિ પોતાના રાજ્ય સ્થાપવા અને આર્ય પ્રજાને લૂંટવા માટે આવી હોય એમ જણાય છે. આ ગ્રીક, બાક્ટ્રીયન અને પાર્થીયન પૈકી થોડા જ લોકો તેના સ્વદેશમાં પાછા ગયા હતા. બાકીના જુદે જુદે સ્થળે પોતાનાં મથકો કરી અહીંના જ નિવાસી થઇ રહ્યા હતા. તેની પણ ન્યાતો બંધાઈ હતી અને તેઓએ બૌદ્ધધર્મ સ્વીકારી સમાજમાં સ્થાન મેળવ્યું હતું. નવીન જાતિઓ અનેક દિશાઓમાં આગળ વધી પોતાની સત્તા સ્થાપતી હતી: અને આ અનાર્ય જાતોએ સામાજિક ઉચ્ચ સ્થિતિની કુદરતી ઇચ્છાએ પોતાની ઉત્પત્તિ પણ કલ્પિત રીતે ઉપજાવી કાઢી. તે સંબંધમાં સન ૧૯૦૧ના સેન્સસ કમિશનર સર હર્બર્ટ રિસ્લી આ પ્રમાણે વર્ણન કરે છે: "મૂળ જાતના (અનાર્યો) મુખ્ય માણસો દુનિયાદારીમાં કોઇ રીતે આમ સ્વતંત્ર જમીનદાર થયા બાદ વધારે આગળ પડતી જ્ઞાતિઓમાં દાખલ થવાના પ્રયત્ન કરે છે. તેઓ ઘણુંખરૂં પોતાને રજપુત તરિકે ગણાવે છે; અને તેટલા માટે તેઓ કોઇ બ્રાહ્મણ ધર્માચાર્યને ઉભો કરે છે; તે કલ્પિત પૂર્વજ ઉપસ્થિત કરી જે સ્થાનકમાં તે જાત વસતી હોય તેને લગતી કંઇ અદ્ભુત વાત જોડી કાઢે છે. અને અદ્યાપિ સુધી સાંભળવામાં આવી ન હોય એવી મહાન રજપુત જાતિના તેઓ હોય એમ પ્રતિપાદન કરે છે" ( પીપલ ઓફ ઇન્ડિયા. પાનું ૭૧ ) આ રીતે શૂદ્રમાં જન્મેલાઓને હાલના હિંદુ રીતરિવાજો જે સામાજિક ઉચ્ચ પંક્તિમાં નથી મૂકતા તેમાં મૂકાવાનો છે.

સર હર્બર્ટ રિસ્લીના આ અભિપ્રાયપર ખાસ કરીને વાંચનારનું લક્ષ ખેંચીએ છીએ. શૂદ્ર–મૌર્યવંશની સ્થાપનાથી ઈ. સ. ના ૫ મા સૈકા સુધી જે શક, યવન, આદિ લડાયક પ્રજાઓએ આ દેશમાં આવી રાજ્ય મેળવ્યું હતું. તે પ્રજાઓના પ્રબળથી શુદ્ધ આર્ય ક્ષત્રિયો અનેક રીતે નિર્બળ થયા હતા. વિષ્ણુ, મત્સ્ય, વગેરે પુરાણોમાં આ મલેચ્છ જાતિઓના આગમન સંબંધે હકીકતો મળે છે.

અતિ પ્રાચીન પુરાણોના સમયમાં જે સમય નંદવંશના સમયથી અર્વાચીન ન હોવો જોઇએ (ઈ. સ. પૂ. ૩૫૬) તે સમયથી ક્ષત્રિયોની રાજ્યલક્ષ્મીનું તેજ કયાંક કયાંક ઝાંખા કીરણો રૂપે પ્રકાશતું હતું અને વિદેશીઓની સત્તા જામતી જતી હતી.

અહીં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે સર હર્બર્ટ રિસ્લી કહે છે તેવો રજપુત શબ્દ ઈ. સ. ના ૭ મા સૈકા સુધી પ્રચલિત નહોતો. અલબત ક્ષત્રિયોની શાખાઓ, પેટા શાખાઓ હતી. જો કે ક્ષત્રિયોએ આ સમયમાં પોતાનો વ્યવસાય બદલ્યો હોય-વૈશ્ય-વૃત્તિ ધારણ કરી હોય પણ તેના મૂળનો નાશ થયો હોય એવો એક પણ દાખલો ઇતિહાસમાંથી મળી શકે તેમ નથી.

બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાં આ સંબંધે શ્લોકો છે તેનું ભાષાંતર ડૉ. જે. વીલ્સન એફ. આર. એસ. આ પ્રમાણે કરે છે:

| માતા: | પિતા: | જાતિ: | કર્મ: |
|---|---|---|---|
| શૂદ્ર. | વૈશ્ય. | કરણ. | કાયસ્થ. |
| ર1 પુત્ર. | ક્ષત્રિય. | ભવાર. | માછી. |
| કર | ક્ષત્રિય. | રાજપુત્ર. | |
| રાજપુત્ર. | કરણ. | અગારી. | મીઠું પકવનાર. |

આમાં **રાજપુત્ર** અને **ક્ષત્રિય** એ બે શબ્દોનો જુદી જાતિવાચક શબ્દ તરિકે પ્રયોગ કરવામાં આવ્યો છે એ ધ્યાનમાં રાખવાનું છે.

**तथा वृत्या सजीवे घो शुद्र धर्मा प्रजायते ।**
**रजपुत इतिख्यातो युद्ध कर्म विशारदः ॥**

શૂદ્ર જેવી વૃત્તિવાળી પણ યુદ્ધ કર્મમાં પ્રવીણ જાતિ રજપુતને નામે પ્રસિદ્ધ છે.

એક પ્રસિદ્ધ મુસલમાન ઇતિહાસકાર ફિરેશતાનો અભિપ્રાય એ છે કે: હિન્દુ રાજાઓ રાય કહેવાતા અને તેઓ પરણેતર રાણીઓ શિવાય કેટલીક હલકી જાતિની દાસીઓ-રખાયતો રાખતા. આમાંથી થતી પ્રજા-પુત્રપ્રજાને ખરા રાજપુત્રનો હક્ક મળતો નહોતો. તેમજ તે રાજપુત્ર કહેવાતા પણ નહિ. લાડમાં તેમને તેમની દાસી માતાઓ રાયપુત કહેતી. રાયનો રાજ થાય એ સ્વાભાવિક છે અને એ રીતે દાસીપુત્રો તે પાછળથી રાજપુત્રો કહેવાયા.

હિન્દુધર્મના પુનરોદ્ધારના સમયે ઈ. સ. ના આઠમા સૈકા પછી જ એ રજપુત નામ પ્રસિદ્ધ થયું છે.

જ્યાં બાર ઘરની જાતિઓ મનાતી હોય ત્યાં જુદે જુદે નામે પ્રજા રચાય એ અસંભવિત નથી. આ પ્રમાણે અને પુરાણોના અભિપ્રાય પ્રમાણે પણ રજપુતો શુદ્ધ આર્ય ક્ષત્રિયો નથી એમ માનવાને કારણો મળે છે.

ધર્માન્ધ મુસલમાનોનાં આક્રમણોનો ઇ. સ. ના ૭ મા સૈકા પછીનો સમય ભારતવર્ષને શાપસમાન હતો. તેઓ બળાત્કારે હિંદુઓને વટલાવતા હતા. અને તેનું આવાગમન પણ

પ્રથમ સિન્ધમાં થયું. સિન્ધ, અને પંજાબ તે વખતે એક જ ગણાતા. વિધર્મીઓની ધર્માન્ધતાના કારણે અન્ય પ્રાંતના બ્રાહ્મણોએ અટકની પેલીપાર ન જવાના નિયમો આ વખતે ઘડયા. દરેક નિયમોમાં ધાર્મિક તત્વ હોય તો જ પ્રજાને માન્ય થતું, તેથી ત્યાં જવામાં મોટું પાપ ઠરાવ્યું. આમ કન્યાવ્યવહાર તથા ભોજનવ્યવહાર સંકુચિત થયો. અને બ્રાહ્મણો તથા ક્ષત્રિયો, અને વૈશ્યોમાં હજારો જ્ઞાતિઓ થઈ ગઈ. જેમાં પણ અરસપરસ ભોજન તથા કન્યાવ્યવહારનો પ્રતિબંધ થયો.

ઉપરોક્ત સર્વ એક પછી એક આવેલા સંજોગોનો વિચાર કરતાં એટલું તો સમજાઇ જાય છે કે જ્ઞાતિ સંસ્થાને ઉત્પન્ન કરનાર, તેનું પોષણ કરનાર, તેને બંધનનું સ્વરૂપ આપનાર એ બધા ઉપસ્થિત સંજોગોમાં કંઈક ઈશ્વરી સંકેત હતો, ભલે તેને માટે અજ્ઞાનતા કે પ્રમાદવૃત્તિ કે શ્રેષ્ઠ મનાવાની ભાવના કે ગમે તે હોય પણ તેમાં અવશ્ય ઈશ્વરી કોઇ મહાન સંકેત હતો એ ચોખ્ખું છે. વર્ણોએ જેમ એ યુગમાં પોતાનું કર્તવ્ય પાળ્યું તેમ જ્ઞાતિઓએ પણ આ સંજોગોમાં પોતાપણું દેખાડયું છે. મુસલમાનોના જોહુકમીના સમયમાં જ્ઞાતિ ન હોત, તેનો અંકુશ ન હોત તો આપણે હિંદુ રહી શકત–આપણું આત્મસંરક્ષણ થઇ શકત તેને માટે શંકા છે. દુઃખદ સ્થિતિમાં પણ ગરીબોનું રક્ષણ જ્ઞાતિથી જ થયું. આ સંબંધે સ્વામી વિવેકાનંદ કહે છે કેઃ

"આપણે જ ફક્ત સ્થાયી જ્ઞાતિબંધારણ બાંધવા શક્તિમાન થયા છીએ. બીજી પ્રજાઓ એ પ્રયત્નમાં નિષ્ફળ થઈ છે. આ જ્ઞાતિના પ્રતાપે જ આજ ૧૦ કરોડ ભારતવાસીઓ રોટલીનો કકડો પ્રાપ્ત કરી શકે છે. અલબત તે એક સદોષ સંસ્થા છે તથાપિ જ્ઞાતિ ન હોત તો સંસ્કૃત ધર્મશાસ્ત્રોની હસ્તિ પણ રહી શકતે કે નહિ એ એક પ્રશ્ન છે. આ જ્ઞાતિની મજબુત દિવાલો સામે અનેક હુમલાઓ થવા છતાં પણ તેમાં ભંગાણ કરી શકાયું નથી. જ્ઞાતિની જરૂરિયાત હજી ગઇ નથી તેથી તે જીવે છે."

આ જ્ઞાતિઓના ઉદ્‌ભવનો વિચાર કરતાં એટલાં બધાં ઉલટાં સુલટાં કારણો મળે છે કે જેમાંથી ઘડીભર બુદ્ધિ ગુંચવણમાં પડી જાય છે. છતાં આપણી લોહાણા જ્ઞાતિ માટે સર હર્બર્ટ રિસ્લી બીજી અનાર્ય જાતિઓ માટે કહે છે તેમ રજપુતમાંથી ઉદ્‌ભવ્યાની કલ્પિત કથા જોડાઇ નથી. આપણા ભાટો આપણને લવવંશી કહે છે. પ્રાચીન ઇતિહાસ તથા આપણા હાલના રિતરિવાજો આપણે શુદ્ધ આર્ય ક્ષત્રિયો છીએ એ વાતની સાબીતી આપે છે. વિદેશીઓના વારંવારના આક્રમણોએ ક્ષત્રિય પ્રજા જ્યારે નબળી બનતી જતી હતી અને શૂદ્રો તથા વિદેશીઓના હાથમાં રાજ્યસત્તા આવી ત્યારથી જ આ મહાન પ્રજા વૈશ્યવૃત્તિને ધારણ કરતી આવી હોય એમ જણાય છે. મુસલમાનોના હુમલાઓ અને ધર્મમાં હાથ ઘાલી વટલાવવાની આપખુદી ભરેલી તે ધર્માન્ધોની વલણથી તે સમયમાં (૮ મા સૈકાથી) લોહાણા 'જ્ઞાતિ' તરીકનાં બંધારણો સખ્ત થયાં હોય એમ માની શકાય છે.

લોહાણાઓની ઉત્પત્તિ સંબંધે કોઈ ખાસ પ્રાચીન ગ્રંથ નથી. લોહાણા પ્રજા એક વિશાળ પ્રજા છે. ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, મારવાડ, સિંધ અને ઉત્તરમાં છેક પંજાબ, કાશ્મીર, બલુચિસ્તાન, અફગાનિસ્તાન, અને તુર્કસ્થાન સુધી લોહાણાઓ વસે છે. તેમની ઉત્પત્તિ બાબત સામાન્ય અંશે એક જ માન્યતા છે. તેના સંબંધમાં બે ત્રણ પુસ્તકો અગાઉ બહાર પડયાં હતાં. છેલ્લે રા. ઉદ્ધવજી તુલસીદાસ કૃત

'લો. જ્ઞાતિની ઉત્પત્તિ અને તેનો ઇતિહાસ' એ નામે એક પુસ્તક બહાર પડયું છે. રા. ઉદ્ધવજીકૃત પુસ્તકમાં અનેક વિદ્વાનો તથા ગ્રંથોમાંથી ઉપયોગી બાબતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે; પણ તેઓ પોતે જ્ઞાતિ બંધારણ સંબંધે ચોક્કસ નિર્ણયપર આવી શકયા નથી. તો પણ તેમાંનો સંગ્રહ અન્ય સંશોધકને બહુ ઉપયોગી થઇ પડયા વગર રહેતો નથી. હવે જ્ઞાતિ ઉત્પત્તિના સંબંધમાં એ અગાઉના ગ્રંથકર્તાઓના અભિપ્રાયો આપણે જોઇએ.

## 'સારસ્વતોપાખ્યાન અને ક્ષત્રિયોત્પત્તિ'

સ્વ. શીવજી ભાગ્યચંદ તરફથી આ પુસ્તક ૨૦ વર્ષ પહેલાં પ્રસિદ્ધ થયું હતું. વ્યાસજી સુતપુરાણીદ્વારા લોહાણાઓની ઉત્પત્તિ કહેવરાવી સુમિત્રથી તેની વંશાવળી આપે છે. અને તે કનોજના રાયઠોર સુધી લઈ જાય છે. અને રાયઠોર ઉપરથી પછી રાઠોડ નામે પ્રસિદ્ધ થયાનું જણાવે છે ને પછી કનોજના રાજા વિજયપાળના પુત્ર જયચંદની હકીકત આપે છે. તેનો ટુંક સાર આ પ્રમાણેઃ

"જયચન્દની માતા કમલાદેવીએ 'પરલોકનું સાધન' મેળવવા સવા લક્ષ બ્રાહ્મણોને એક પંક્તિમાં ભોજન કરાવી પ્રત્યેકને દક્ષિણા તથા એકેક 'ગાયનું દાન' આપવાનો સંકલ્પ કર્યો. એક વર્ષમાં ગાયોનું દાન પૂર્ણ કર્યું; પરંતુ બ્રાહ્મણભોજન કાંઇ બાકી રહ્યું અને મરણ સમય આવ્યો. સંકલ્પગત્ વાસનાને લઈ કમલાદેવીનો જીવ ન ગયો. જયચન્દ વારંવાર આજીજી કરી તેને પૂછવા લાગ્યો. માતાએ સંકલ્પનું સ્મરણ કરાવ્યું. જયચન્દે પુનઃ સંકલ્પ કર્યો, અને બારમાને દિવસે સવા લક્ષ બ્રાહ્મણોને જમાડવા તથા ગાયોનું દાન ફરી આપવાનું પણ લીધું.

સંકલ્પજળ મુખમાં મૂકાયું કે કમલાદેવી દેહમુક્ત થયાં. પછી જયચન્દે તાબે રહેલા ચોર્યાસી રાજાઓને બ્રાહ્મણો સહિત અગીયારમાને દિવસે આવે એ પ્રમાણે પત્રો લખ્યા. પત્રોના પ્રત્યુત્તર ન આવ્યા. ત્યારે જયચન્દે બ્રાહ્મણોની સલાહ લીધી. તેમણે તેના ભાયાત ક્ષત્રિયોને ભોજન કરાવી દક્ષિણા આપવાની સલાહ આપી. જયચન્દે એ પ્રમાણે પોતાના ભાયાતોને વિનંતિ કરી. તેમણે દક્ષિણા લેવાનો અને બ્રાહ્મણો સાથે બ્રાહ્મણોની પેઠે જમવાની આજ્ઞાનો અનાદર કર્યો. જયચન્દને ક્રોધ ચડયો અને તેમનાં રાજ્ય લુંટી લેવાનો હુકમ કર્યો.

વસિષ્ઠ ગોત્રમાં ઉત્પન્ન થયેલ સારસ્વત બ્રાહ્મણ નીલકંઠના સમજાવવાથી રાજાનો ક્રોધ શાંત થયો તથાપિ પોતાનાં વચનને તે વળગી રહ્યો અને ભાયાતોને સ્પષ્ટ કહી દીધું કે: '૭ માસની અંદર જરૂર તમારો નાશ કરીશ.' આ ચોર્યાસી ભાયાતો ભય પામી ગયા અને બ્રાહ્મણ નીલકંઠ જેને તેઓ પ્રાણદાતા માનતા હતા તેને બોલાવી રાજાની સાથે સલાહ કરવાનો વિચાર કર્યો.

ચાર ઘડી રાત ગયા પછી નીલકંઠ મુનિરાજ ભાયાતોની સભામાં ગયા, જ્યાં તેમનો યોગ્ય સત્કાર કરવામાં આવ્યો. ગુરૂ નીલકંઠને તેઓ કહેવા લાગ્યા કે, અમને બચાવો અને અમારૂં રાજ્ય પાછું અપાવો!

ચોર્યાસી ભાયાતોને પંડિતજીએ વચન આપ્યું અને તેણે રાજા જયચન્દની સભામાં

જઇ તેમનાં રાજ્ય પાછાં અપાવવા તથા તેમનો નાશ કરવાની પ્રતિજ્ઞાનો અમલ ન કરવા માટે વિનંતિ કરી. જયચન્દ ક્રોધથી સભા તજી ચાલ્યો ગયો. નીલકંઠ ગુરૂને ચોર્યાસી 'રાઠોડો' મળ્યા અને કહ્યું કે તમે જે કાંઇ દુઃખ વેઠો છો તે કેવળ અમારા સારૂ છે, માટે આજથી તમને હંમેશાંદી પદ આપ્યું છે અને તમારે અમારા શિવાય કોઇની યાચના કરવી નહિ.

નીલકંઠ મહારાજ પ્રસન્ન થયા અને કહ્યું કે જયચન્દની દિવાનગીરી તથા ગુરૂપદવી છોડી દઈશ. રાઠોડોએ એમને તથા એમના વંશજોને માન આપવાનું વચન આપ્યું અને નીલકંઠ મહારાજે તેમની સાથે આવવાનું કબુલ કર્યું. સારસ્વતો અને રાઠોડોનું આવું ઐક્ય જોઇ જયચન્દ વધારે ક્રોધાતુર થયો અને એ સર્વ દુશ્મનોનાં ઘર પોતાને સ્વાધીન કરી લઇ તેઓની સર્વ સંપત્તિ લૂંટી લીધી.

ક્ષત્રિયો પુનઃ ગભરાયા અને ત્રણ દિવસ ભય પામતાં સલાહની વાટ જોઈ ત્યાં જ રહ્યા; પણ જયચન્દે તેમની જરા પણ દરકાર ન કરી. તેમ અન્યની મદદ પણ ન મળી ત્યારે તેઓ સિંધુ દેશ તરફ નાઠા. બ્રાહ્મણોએ વરૂણ દેવની પ્રાર્થના કરવાની સલાહ આપી.

રાઠોડો અને બ્રાહ્મણો વરૂણ દેવની સ્તુતિ કરવા લાગ્યા. વરૂણ દેવનાં દર્શન ન થાય ત્યાં સુધી અન્ન કે જળ ન લેવાનો સંકલ્પ કર્યો. ચોથે દિવસે વરૂણ ભગવાનનાં દર્શન થયાં, દેવે તેના સંકટનું કારણ પૂછ્યું: અને તેઓને સવા કોશ ઉપર લોહાનો કિલ્લો દેખાડી દીધો અને તેમાં પ્રવેશ કરવાથી જય થશે એમ કહ્યું. લોખંડના શહેરનું નામ લાહોર પડયું અને આ ચોર્યાસી રાઠોડ કુટુમ્બો લોહાણાને નામે પ્રસિદ્ધ થયાં. એકવીશ દિવસ પછી કિલ્લો અદશ્ય થયો.

જયચન્દ રાજા એક મ્હોટું સૈન્ય લઇ ચડી આવ્યો, પણ તે હાર ખાઇ નાઠો. લોહાણાઓએ લાહોર શહેર વસાવ્યું. ચોર્યાસી અવંટકો કરી તેમાં લગ્નાદિક ક્રિયાઓ પણ ચાલુ કરી બ્રાહ્મણોને યજમાનોની વ્હેંચણી કરી આપી. વગેરે, વગેરે."

## 'ગાંગજી બારોટનો અભિપ્રાય'

ફતેહગઢ નિવાસી બારોટ ગાંગજીએ લોહાણા ઉત્પત્તિની હકીકત પોતાના ચોપડામાં લખી છે. તે નીચેના ભાવની છે અને કંઇક રમુજી પણ છે.[1]

"દશમા સૈકામાં કાબુલ કે ઇરાન તરફથી કોઇ મુસલમાન બાદશાહે કાશી ઉપર ચડાઇ કરી કાશીરાજાને શરણે થવા કહ્યું; પણ કાશીરાજ તાબે ન થયો અને એ ઇરાન કે કાબુલના બાદશાહના આવવાના માર્ગપર સામે જઈ અધવચ્ચે જ એ મુસલમાન બાદશાહ સાથે લડાઈ કરી. જેમાં એ બાદશાહ માર્યો ગયો અને તેની સાથે આવેલી હુરમોમાં એક ઘણી જ ખુબસુરત હુરમ હતી તેનાપર કાશીરાજ મોહી પડયો.

કાશીરાજે આ ખુબસુરત હુરમને પોતાની રાણી બનાવી અને એકાદ વર્ષ તેને સાથે પણ રાખી; પરન્તુ પાછળથી એ મુસલમાન બાદશાહના વારસો રૂમ, સુમ કે બીજી

---

૧ ગાંગજી બારોટે દર્શાવેલા સમય દરમ્યાન બંગાળામા સેનવંશી રાજાઓનું રાજ્ય હતું. તે બ્રહ્મ-ક્ષત્રિયો હોવાનો બારમી શતાબ્દિના રાજા વિજયસેનનો લેખ દેવપર (બંગાળામાં) થી મળ્યો છે. આ સેનવંશનો અંત પણ મુસલમાનોથી થયાનું ઇતિહાસ જણાવે છે.

કોઇ સલ્તનત્ પાસેથી એક લાખ માણસનું સૈન્ય લઈ ફરી ઓચિન્તી કાશીપર ચઢાઇ કરી અને હુરમને પાછી લઈ ગયા. પણ કાશીરાજાએ અમુક મુદત સુધી મુસલમાન હુરમને ઘરમાં રાખેલ, જેને માટે જ્ઞાતિબહાર થયેલ હશે.

તે ફરી જ્ઞાતિમાં આવવા માટે દેહશુદ્ધિ કરવા અથવા સંવત ૧૦૦૦ ના અરસામાં કાશીના રાજા રણસિંહનું મૃત્યુ થયા પછી તેના પુત્ર ગુણસિંહ રાઠોડને પોતાના પિતાના યુદ્ધમાં થયેલા મૃત્યુને લીધે તેની સદ્‌ગતિ બાબત મોટા પંડિતોની સલાહ લેતાં તેણે અશ્વમેધ યજ્ઞ કરવો અથવા તે ન બની શકે તો તેને બદલે એક લાખ બ્રાહ્મણ જમાડવાની સલાહ આપી. વગેરે.

રાજાએ બ્રાહ્મણો એકઠા કરવા માંડયા તો ૮૫૦૦૦ બહુ જ શ્રમથી મળ્યા. ફરી ઋષિઓની સલાહ લીધી તો તેણે લોહાણાઓને જમાડવાનું કહ્યું, કારણ કે તેઓ સર્વ કર્મ બ્રાહ્મણનાં જ કરતા હતા. તેઓ શ્રાદ્ધાદિકનું જમતા નહોતા પણ બ્રાહ્મણોએ રાજાને સલાહ આપી કે જો દબાણથી તેમને જમાડી દક્ષિણા આપવામાં આવે તો ઉલટું એકને જમાડતાં દશ બ્રાહ્મણોને જમાડવા જેટલું ફળ ગણાશે.

બ્રાહ્મણોની સાથે અને તેમની માફક જમવાની લોહાણાઓએ સાફ ના કહી દીધી અને તકરાર વધતાં તેમણે એમ પણ જણાવ્યું કે, પ્રેતભોજન જમવું એ મહા પાપ છે.

ક્ષત્રિયોના ઇન્કારથી રાજા તરત ગુસ્સે થઇ ગયો અને આવેશમાં જ લોહાણાઓને સાથે જમવાની અગર તો યુદ્ધ કરવાની માગણી કરી. આવા કારણથી યુદ્ધ કરવું અયોગ્ય ધારી સંવત ૧૦૦૧ ના આસો વદી ૧ ને દિવસે એક લાખ અને નવ બ્રહ્મક્ષત્રિયોએ અને સાથે સંખ્યાબંધ ભાટોએ આપણી મૂળ ભૂમિનો ત્યાગ કરી લાહોર તરફ પ્રયાણ કર્યું. કાશીરાજાનો ક્રોધ તેથી વધારે ઉશ્કેરાયો અને તેથી તેણે એ નાશી જતા બ્રહ્મક્ષત્રિયોની પુંઠે એક મોટું લશ્કર મોકલ્યું. બન્ને લશ્કરનો મેળાપ થતાં મોટી લડાઈ થઈ, જેમાં કાશીરાજાના એક લાખ ત્રેસઠ હજાર માણસો તથા બ્યાસી હજાર નવસો ને સાઠ બ્રહ્મક્ષત્રિયો રણક્ષેત્રમાં પડયા. બ્રહ્મક્ષત્રિયો ગભરાયા અને દરિયાલાલની સ્તુતિ કરવા લાગ્યા. ત્રણ દિવસ સુધી બહુ બહુ પ્રાર્થના કરી ત્યારે એક જણને વાંસો આવ્યો અને ધુણવા લાગ્યો. તેને પૂછ્યું, ત્યારે સામે આંગળી કરી અને લોઢાનો ગઢ બતાવ્યો અને ખૂબ ભલામણ કરીને કહ્યું કે: "તમે સૌ એક સંપ કરીને રહેજો." પણ ત્યાં સંપથી રહી શકયા નહિ, ને પોતપોતામાં લડવા લાગ્યા. કાશીરાજાને લાગ મળ્યો. તેણે હજારો બ્રહ્મક્ષત્રિયોને મારી નાંખ્યા. આમ જયારે હાર થઇ ત્યારે જ દરિયાલાલનાં "સંપ રાખજો" એ વચનોનું સ્મરણ થયું. પુનઃ સંપ કર્યો અને કાશી રાજાના લશ્કર ઉપર જય મેળવ્યો.

આ બ્રહ્મક્ષત્રિયો જે લોહગઢમાં આવ્યા પછી લોહાણા કહેવાતા હતા; તેઓએ એકસો ને આઠ નુખ પાડી તથા નવી પરણેલી અનેક વિધવાઓ થઇ હોવાથી સર્વેએ મળી પુનર્લગ્નનો રિવાજ પસંદ કર્યો. તે વખતથી જ આપણે વ્યાપારીનું કામ કરવા લાગ્યા.

એ પછી તરત સિંધમાં મુસલમાન લોકો આપણા ઉપર જુલમ કરવા લાગ્યા અને લોહાણાઓને મુસલમાન ધર્મમાં વટલાવવા અસહ્ય સંકટો આપવા લાગ્યા. પુનઃ દરિયાલાલની પ્રાર્થના કરવામાં આવી જેથી સંવત ૧૦૦૭ માં ઉદેરાલાલનો જન્મ નસરપુરમાં રતનરાય

નામના લોહાણાને ત્યાં થયો. દરિયાલાલે અનેક ચમત્કારો કર્યા, જેથી મુસલમાનો ઠંડા પડયા અને લોહાણાઓની લાજ રહી. તે વખત પછી લોહાણા દરિયાલાલના ખરા ઉપાસક બન્યા છે" વગેરે.

## 'લોહાણા ક્ષત્રિયોનો ઇતિહાસ'

ત્રીજી એવા જ પ્રકારની પણ કંઇક ઐતિહાસિક અંશવાળી કથા મુંબઇનિવાસી કવિરાજ પ્રાગજી બલિભદ્ર તરફથી " લોહાણા ક્ષત્રિયોનો ઇતિહાસ " એ નામે પુસ્તકમાં આપવામાં આવી છે. આ ઇતિહાસ યદ્યપિ હિંગુલાદ્રિ પુરાણને આધારે યોજવામાં આવ્યો છે તથાપિ તે વિચારપૂર્વક અને વિસ્તારથી યોજવામાં આવ્યો છે.

પ્રારંભમાં દધિચી મુનિ અને પરશુરામથી ક્ષત્રિય બાળકોના રક્ષણની કથા કહેવામાં આવી છે. આ ઇતિહાસ પ્રમાણે જયચન્દના કાળમાં તમામ ક્ષત્રિય પ્રજાનાં અડતાળીશ રાજ્ય-કુટુમ્બો હતાં અને તેઓ નિરનિરાળા પ્રદેશોપર રાજ્યસત્તા ભોગવતા હતા. છત્રીશ રાજ્ય કુટુમ્બો હિન્દના જૂદા જૂદા ભાગોમાં રાજ્ય કરતાં હતાં, જ્યારે બાર ફક્ત ઉત્તર પ્રદેશમાં રાજ્ય કરતાં હતાં. આ બાર રાજ્યકુટુમ્બો કવિરાજ નીચે પ્રમાણે જણાવે છે.

૧ લોહર. ( લોહાણા ) ૨ ક્ષત્રિય, ( પંજાબના ખત્રી ) ૩ ભાણુસર, ( ભણશાલી કે ભાનુશાલી ) ૪ સોનર, ( સોની ) ૫ કાયસ્થ, ૬ ભટ્ટી, ( ભાટીઆ ) ૭ દેપાલ, ૮ અરોડ, ૯ બાવ, ૧૦ ધૂળધવ, ૧૧ ગિરાણ, અને ૧૨ સાવર.

મધ્ય હિન્દનાં પવિત્ર તીર્થાલય પ્રયાગરાજને વિષે વેદપારંગત મહાત્મા સારસ્વત ઋષિ નીલગુરૂએ યજ્ઞ મંડપ રચ્યો હતો. યજ્ઞનારાયણનાં દર્શનાર્થે આવવા તમામ ક્ષત્રિય રાજાઓને આમંત્રણ કરવામાં આવ્યું હતું. ઉપરોક્ત બાર રાજ્યકુટુમ્બોના રાણાઓ જાતે જ યજ્ઞદર્શનને માટે ગયા હતા, અને છત્રીશ રાજ્ય કુટુમ્બોએ ભેટ વગેરે પોતાના સેવકો કે પ્રતિનિધિઓદ્વારા મોકલી વિવેક દર્શાવ્યો. આથી મહાત્મા નીલગુરૂ ગુસ્સે થયા, અને એ છત્રીશ રાજ્યકુટુમ્બોને યજમાનના લીસ્ટમાંથી બાતલ કર્યા.

ક્ષત્રિયકુળભૂષણ લોહર જશરાજ એક દેવાંશી અને પ્રતિષ્ઠિત રાજ્યપતિ, કનોજાધિશ જયચન્દ રાઠોડનો સમકાલિન હતો અને ઉપરોક્ત બાર કુટુમ્બમાંથી લોહરો ઠક્કાના તખ્ત ઉપર રાણાના ઇલ્કાબથી રાજ્ય કરતા હતા. જયચન્દની માતાની ઉત્તરક્રિયા નિમિત્ત થયેલા ભોજન પ્રસંગે તેના ભાયાતો જમવા તો ગયેલા પણ ભોજનપાત્રમાં જમવાને બદલે પ્રેતભોજનનું પ્રાયશ્ચિત્ત ન લાગે એવા કોઇ કારણથી એકેક વસુમુદ્રા મૂકી ગયેલા. આથી જયચન્દ ક્રોધાયમાન થયો. જયચન્દના ભાયાતો સિંધના રાણાના શરણમાં આવ્યા અને લોહર જશરાજે તેમને પોતાના શરણમાં રાખ્યા.

જયચન્દ અને જશરાજ વચ્ચે તૂમુલ યુદ્ધ થયું અને પુરોહિત સિંધુશર્મા અને જશરાજે મળી પોતાનાં બહુબળ અને ચાતુર્યથી જયચન્દને હરાવ્યો તથા જયચન્દની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો. પછી જ જશરાજ ( જેના હાથમાં લક્ષ્મ સમર્યનુ રક્ષાકંકણ હતું ) તથા સિંધુશર્માએ પણ પોતાનાં દેહ અર્પણ કર્યા.

આ યુદ્ધમાં હજારો વીર પુરૂષો કામ આવી ગયા હતા; એટલે એમની સદ્‌ગતિ નિમિત્તે સોમયજ્ઞ કરવાનો વિચાર કર્યો. પરમહંસ પરિવ્રાજકાચાર્ય જગતગુરૂ શંકરાચાર્ય અને ઋષિ-મંડલ અને હિંદના રાજા–રાણાઓના ગંજાવર સમુદાય વચ્ચે સોમયજ્ઞની પૂર્ણાહુતિ કરવામાં આવી. યુદ્ધમાં પડેલા વીરોની અનેક વિધવાઓ થઇ હોવાથી એ સવાલ ઉપર શાસ્ત્રાર્થ કરવામાં આવ્યો અને શ્રીમાન શંકરાચાર્યની સંમતિથી અક્ષતયોનિ વિધવાઓ માટે પુનર્લગ્ન શાસ્ત્ર સંમત ઠર્યું. વગેરે.

## 'હિંગુલાદ્રિ ખંડ'

આ શિવાય હિંગુલાદ્રિ પુરાણના ૨૯૧મે પાને લોહાણાની ઉત્પત્તિનો ભાગ છે; તેની પણ અત્રે ટુંક નોંધ લઇએ. "જ્યારે જયચન્દ રાજા કનોજમાં રાજ્ય કરતો હતો ત્યારે રાઠોડ વંશના એના ચોર્યાશી સરદારો જેઓ રાજ્યકારભારની વ્યવસ્થા કરતા હતા; તેઓએ રાજ્ય સંબંધી કેટલાક પૈસા પચાવી પાડયા. જયચન્દ આથી ઘણો ગુસ્સે થયો અને આ સરદારોને મારી નાંખવાનો નિશ્ચય કર્યો. પણ દુર્ગાદત્ત નામના બ્રાહ્મણના વચ્ચે પડવાથી એઓને છ માસની મુદત આપી..........." એ પછીની કથા ઉપર જણાવેલી વ્યાસ શીવજી ભાગ્યચંદની કથા પ્રમાણે છે.

## 'લ. ક્ષત્રિયોની ઉત્પત્તિ અને ઇતિહાસ'

આ ઉપરાંત દ્વારકાના વકીલ મી. દ્વારકાદાસે પણ "લવાણા ક્ષત્રિયોની ઉત્પત્તિ અને ઇતિહાસ" નામે એક પુસ્તક રચ્યું છે, આ પુસ્તકમાં કંઇક ઇતિહાસનો વિચાર થયો છે અને લખનારે તેમાં કંઇક બુદ્ધિપૂર્વક પ્રયાસ કર્યો છે; પણ એમનો સિદ્ધાંત એકદેશીય થયો છે. રા. વકીલે કાશ્મીરના ઇતિહાસને આધારે કવિરાજ બળભદ્રની પેઠે **લો**હર ઉપરથી **લો**હરો થવાનું માની લીધું છે અને કાશ્મીરના ઇતિહાસમાં **લો**હરો તે જ **લો**હાણા છે એમ સ્વીકારી લીધું છે. પ્રમાણમાં એ જ ઇતિહાસ ( સ્વ. ઇચ્છારામ સૂર્યરામ કૃત ભાષાંતર પૃષ્ટ ૧૪ )માં રાજા લવે લોલુર વસાવ્યું તે જ લોહર છે અને આથી લવના લોહાણા કહેવાય છે, એ વાતનું પણ સમર્થન કર્યું છે.

## 'લોહાણા ક્ષત્રિયોની ઉત્પત્તિ'

એ શિવાય શ્રીમન્ નથુરામ શર્માના શિષ્યોમાં પ્રસિદ્ધ બ્રહ્મચારી શ્રી નૃસિંહ શર્મા તથા ગોવિન્દ વર્મા તરફથી "લવાણા ક્ષત્રિયોની ઉત્પત્તિ" નામનું એક પુસ્તક પ્રગટ થયું છે. અમારે કહેવું જોઇએ કે કાઠિયાવાડમાં કેટલીક સમાન હિંદુજાતિઓ તરફથી લોહાણાને યજ્ઞોપવિતનો અધિકાર પણ નથી એમ કહેવામાં આવતું હતું; તે વખતે શ્રીમન્ નથુરામ શર્મા અને એમના વિદ્વાન શિષ્યવર્ગે આવું એક પુસ્તક પ્રગટ કરી તેમજ ઉપદેશદ્વારા લોકની એ માન્યતા દૂર કરી હતી અને તેમ કરી કાઠિયાવાડમાં તેમજ દેશાવરમાં લોહાણાઓ ઉપર એમણે મોટો ઉપકાર કર્યો છે. આપણે તેટલા માટે એમના ઋણી છીએ તથાપિ ઇતિહાસ તરીકે એમની માન્યતા વજનદાર માનવાને કારણો નથી.

## 'સદ્ગુણી વીર શ્રુતસેન'

લોહાણાની ઉત્પત્તિ સંબંધી કંઈક વિસ્તારપૂર્વક વાર્તારૂપે શાસ્ત્રી નર્મદાશંકર દામોદર યાજ્ઞિક તથા અંબાશંકર પરમાનંદ જોશીએ "સદ્ગુણી વીર શ્રુતસેન અથવા એક ધાર્મિક પુરૂષનું ચરિત્ર" નામે પુસ્તકમાં કહેલું છે. આ પુસ્તકમાં જે કથા અને વંશાવળી આપેલી છે, તે વ્યાસ શીવજી ભાગ્યચંદની વંશાવળી અને કથા સાથે મોટે ભાગે મળતી આવે છે.

## વાસ્તવિકતા

આ બધા પ્રયાસો ઉપરથી વાંચનાર જાણી શકશે કે એકની એક જ વાત દંતકથા રૂપે કેમ અને કેવી રીતે પરિવર્તન પામે છે? આવી જનમાન્યતા આજની પ્રજાની બુદ્ધિને સંતુષ્ટ કરી શકતી નથી અને અતિશયોક્તિવાળી લાગતી હકીકત બાદ કરીએ છતાંય આમાંથી એક સબળ હકીકત મુખ્ય સારરૂપે એ મળે છે કે આપણે **રાઠોડ** છીએ.

**ખોજાઓ** કે જેમાંથી કેટલોક ભાગ મૂળ **લોહાણા** હતાઃ તેમના ઉત્પત્તિગ્રંથોમાં પણ એવી માન્યતા છે કે **લોહાણાનો** મૂળ સંબંધ **જયચંદની** સાથે છે. અને તેમાં એ વાત આપણી આ માન્યતાને આધારે જ જણાવી હોય એમ લાગે છે. **મેમણો** પણ મૂળ **લોહા-ણાઓ** છે, તેમનામાં પણ એવી માન્યતા છે. **બ્રહ્મક્ષત્રિયો** કે કચ્છના ક્ષત્રિયોના ભાટોના ચોપડામાં પણ **જયચંદની** એજ વાત આવે છે.

હવે આપણે જોઇએ કે કનોજનો **રાજા** જયચંદ અને દિલ્હીનો રાજા **પૃથુરાજ** સમકાલિન હતા. **પૃથુરાજ** લગભગ ઈ. સ. ૧૧૮૨ માં થયો. તે **ભારતનો** છેલ્લો રાજા હતો. તેણે કનોજના રાજા **જયચંદની** કન્યા **સંયોગતાનું** હરણ કરવાથી **જયચંદે** દ્વેષ અને ઇર્ષાથી વિધર્મી શાહબુદ્દિન ગોરીને મળીને દિલ્હીપર ચઢાઇ કરાવી હતી. ગુજરાતના **સોલંકીઓ** પણ આ દેશદ્રોહી કામમાં સામેલ હોઈ કાળાં કલંકના ભાગી થયા હતા. આ હકીકત ઇતિહાસમાં મળે છે. અને ત્યારથી જ **ભારતમાં** પ્રબળ **હિંદુરાજ્યનો** અંત આવી ગયો. દેશદ્રોહી **જયચંદના** પણ પછીથી એ જ **મુસલમાન** સત્તાધિકારીએ બૂરા હાલ કર્યા હતા અને તે સમયે રાઠોડો ત્યાંથી ભાગીને **જોધપુર** તરફ આવ્યા અને ત્યાં સતા જમાવ્યાનું જણાય છે. જે કંઇ ઇતિહાસ મળે છે તેમાં આવી હકીકત છે. પરંતુ ૮૪ ભાયાતો કે સરદારો સાથે કે સિન્ધના **જશરાજ** સાથે પોતાની માતાની ઉત્તરક્રિયામાં જમવાનો અને દક્ષિણા લેવાનો અસ્વીકાર કરવા ખાતર પોતાના ભાઇઓ કે સરદારો સાથે લડાઇ થઇ હોય એવું ક્યાંય ઇતિહાસમાં જોવામાં આવતું નથી. સારસ્વતો અને ક્ષત્રિયોનો યજમાન પુરોહિતનો સંબંધ પણ ઘણો પ્રાચીન છે તે આપણે અગાઉ જોઇ ગયા છીએ.

**The Tribes and Castes of Bombay Vol. I By R. E. Enthoven** જે હમણાં બહાર પડેલ છે તેમાં **લોહાણા** જ્ઞાતિ માટે નીચે મુજબ લખે છે:

**After the defeat of Jaichand the Rathors built a tower on the site of the Battlefield and called it Lohgarh (Lahore) and the Rathors who lived there became known as Lohanas belonging to the Iron fort.**

**Afterwards about the 13th century they migrated to Cut**

આ પણ લગભગ ઉપરની પ્રચલિત માન્યતા ઉપરથી ફેરફારવાળો કરેલો ઉલ્લેખ

અને આવી ઉત્પત્તિનું મૂળ **હિં**ગુલાદ્રિપુરાણ કે જે બહુ અર્વાચીન ગણાય છે તેમ **કથા ઉપરથી** છે. અને તે કથા ઉપરથી જુદા જુદા લખનારાઓએ કંઇક ફેરફાર સાથે વાતો કરેલી છે. દરેક નાતજાતની ઉત્પત્તિનો આવી રીતે અને એને જ લગતી ચમત્કારિક રીતે લખવ તે વખતે ચાલુ હશે એમ જણાય છે. **પરમાર, સોલંકી, ચૌહાણ** અને **પડિહાર** વંશે ઉત્પત્તિ પણ આ પ્રમાણે ચમત્કારિક રીતે છે કે: મલેચ્છોનો ઉપદ્રવ વધવાથી **આબુ** પર્વત **બ્રાહ્મણો**એ યજ્ઞ કરી મંત્રબળથી અગ્નિકુંડમાંથી ચાર **ક્ષત્રિયો**ના વંશ પેદા કર્યા. અને આ વાતને એક બીજે ઠેકાણે છેક વેદના વારા સુધી લંબાવી છે, પણ મૂળ એક છે. આ ઉત્પત્તિ સંબંધે **જયચંદ**ની માતાની ઉત્તરક્રિયાનું અન્ન અને દક્ષિણા ન સ્વીકારવ **જયચંદ** ક્રોધે ભરાતાં સરદારો કે ભાયાતોને મારી નાખવા તૈયાર થાય અને સરદારો તે ભાયાતો નાસવા માંડે, **ગોર** મહારાજ વરૂણ દેવની ઉપાસના કરવા કહે, વરૂણ પ્રસન્ન થાય ને તે લોહકોટ ઉપરથી લોહાણા નામ પડે એ વાત માન્ય ઠરતી ન કારણ કે **જયચંદ** ઇ. સ. ના ૧૨ મા સૈકાની આખેરીએ થયો છે; જ્યારે ચ નામા—સિંધનો ઇતિહાસ એ સ્પષ્ટ કરે છે કે ઇ. સ. ના ૭ મા સૈકામાં **લોહા** **સિન્ધ**માં રાજ કરતા હતા.

આટલું છતાં પણ **જયચંદ** સાથેના સંબંધની આવી રોચક કથાઓને વિના કા ઉપજાવી કાઢી હોય એમ પણ અમને નથી લાગતું. તે વાતમાં કંઈપણ સત્ય અંશ હોય તો તે એ જ હોવો જોઇએ કે **જયચંદ**ની માતાની ઉત્તરક્રિયામાં જમવાને દક્ષિણા લેવાના અસ્વીકાર માટે નહિ પણ એક ક્ષત્રિય બચ્ચાને ન છાજે તેવું હીચ કાર્ય **જયચંદ**ને હાથે થતાં આ ભારતવર્ષ સદાને માટે પરાધીન થયો, એમની **સં**યોગતાનું દિલ્લીના પૃથુરાજે કરેલા હરણથી પોતાનો અંગત દ્વેષ અને ઇર્ષાની આગ બુઝાવ એક વિધર્મી—મુસલમાન બાદશાહ **શાહબુદ્દિન**ને ઉશ્કેરી દિલ્લીના પ્રતાપી રાજા **પૃથુરાજ** ઉ ચઢાઈ કરાવી આ દેશને હંમેશને માટે પરાધીનતામાં નાખ્યો. **જયચંદ** ઉપર આ દેશદ્રો કલંક કોઈ રીતે દૂર થાય તેમ નથી. **જયચંદ**ના આવા દેશદ્રોહી હીચકારા કામ કનોજ તાબેના ભાયાતી સરદારો કે ખંડીઆ રાજાઓએ તિરસ્કાર દર્શાવ્યો હોય એ સંભવીત છે. અને તેથી તેઓ સર્વેએ માંહોમાંહે સંપ કરી **જયચંદ** સામે માથું ઉચ હોય એ વાત બુદ્ધિમાં ઉતરી શકે એમ છે.

આ **શાહબુદ્દિને** આખરે **જયચંદ**ના પણ બૂરા હાલ કર્યા હતા. અને રાઠોડોએ પ ત્યાંથી ભાગી **જોધપુર** તરફ આવીને સત્તા જમાવી એમ માલુમ પડે છે. પણ 'લોહાણા' ન ઈ. સ. ના ૧૨ મા સૈકામાં પડયું આ હકીકત તો તેથી તદન નિર્મૂળ ઠરે છે.

**લોહાણા** વિસ્તૃત પ્રજા દક્ષિણ પંજાબમાં હતી. વિદેશીઓના અવારનવારના હુમ ઓથી વ્યાપતી અરાજકતાના સમયમાં **ક્ષત્રિય** રાજકુળોની દુર્દશા થતી હતી. સારસ બ્રાહ્મણો પણ ક્ષત્રિયોની પાછળ ઘસડાયા હતા. અને કેટલાક વીરત્વવાળા બ્રાહ્મણો લડાઇઓમાં પણ ભાગ લીધો હતો. બ્રાહ્મણોએ લડતાં લડતાં **અફગાનિસ્તાન**

પોતાની સત્તા જમાવી હતી. રાજા **બ**નાર તે માંહેનો એક હતો. તેના નામપરથી તે પ્રાન્તનું નામ **બ**ન:ર પડયું અને **અ**ફગાનિસ્તાનમાં અત્યારે પણ **લો**હાણાઓ છે એમ જે કહેવામાં આવે છે તે ખરૂં લાગે છે. 'અફગાન લોહાણાઓ ઉપર ઇસમાઇલીયા ધર્મના ઉપદેશકોએ ફતેહ મેળવી મુસલમાન બનાવ્યા હતા' એ મી. **આર**. ઇ. એન્થોવનના કથનને આથી ટેકો મળે છે. અને હાલ જે 'લોહાની' પ્રજા અફગાનિસ્તાનમાં હોવાનું પશ્ચિમી ઇતિહાસકારો જણાવે છે તે એ જ ઇ. સ. ના ૧૦-૧૧ મા સૈકા પછી હિન્દુ રાજ્યનો અંત આવ્યા બાદ મુસલમાન બનેલા લોહાણાઓનો એક વર્ગ હશે એમ માની શકાય છે.

## વિશેષ વિચાર

**આ**ર્યોનું મૂળ સ્થાન **સિ**ન્ધ અને **પં**જાબ પ્રદેશમાં હતું. ત્યાંથી પછી ધીમે ધીમે આગળ વધ્યા હતા. સિન્ધના ઇતિહાસપરથી પણ એ ચોક્કસ થાય છે કે લોહાણા પ્રજા એ પ્રાચીન ક્ષત્રિય જાતિ હતી. **ચ**ચ્ચના **અ**ગમસિંહ ઉપરના પત્રથી પણ એ સિદ્ધ થાય છે કે **સિ**ન્ધની તે પ્રાચીન પ્રજા છે.

**મ**હાભારતના કાળમાં સિન્ધમાં **જ**યદ્રથ રાજા રાજ્ય કરતો હતો. તે દુર્યોધનની બેન દુશાલાને પરણ્યો હતો. યુદ્ધમાં **અ**ર્જુનને હાથે તે મરાયો. તે આર્ય હતો તેથી પણ એટલું તો જણાય છે કે સિન્ધની તે વખતની પ્રજા આર્ય હતી.

**અ**લેકઝાન્ડર ધી ગ્રેટ-**સિ**કંદરે ઇ. સ. પૂર્વે ૩૨૭ માં આ દેશ ઉપર ચડાઇ કરી હતી. તેની સાથના વિદ્વાનોએ તે વખતનું વ્યવહારિક તેમજ ઐતિહાસિક ચિત્ર આલેખ્યું છે. તેમાં સિન્ધના ત્રણ વિભાગ: ૧ ઉત્તરમાં **અ**લોર-અરોર. ૨ દક્ષિણમાં **સ**માનગર ૩ પશ્ચિમમાં **બ્ર**હ્મસ્થળ: એ ત્રણ રાજધાનીનાં શહેર બતાવ્યાં છે. **અ**લોરમાં સોઢા, **સ**માનગરમાં સમા અને પશ્ચિમમાં પણ સમા રાજકર્તા હતા.

**બ્ર**હ્મસ્થળનો રાજા ત્યાંના બ્રાહ્મણોની ઉશ્કેરણીથી **સિ**કંદરની સામે થયો હતો. આ હકીકત લખેલી છે અને તેના ઉપરથી પણ માનવાને કારણ મળે છે કે ઇ. સ. પૂર્વ ૩૨૭ માં પણ **લો**હાણાઓ **સિ**ન્ધમાં સત્તાધીશ હતા.

ચચ્ચનામા ઉપરથી પણ એ જણાય છે કે **લા**ખા, **સ**મા, અને **સા**તાનો લોહાણાઓની લડાયક પેટા જાતિઓમાં સમાવેશ થતો હતો. ઇ. સ. ના ૭ મા સૈકામાં લોહાણાઓનું મુખ્ય રાજ્ય બ્રાહ્મણાબાદમાં હતું.

ઇ. સ. ના ૧૧ મા સૈકામાં જૂનાગઢના રા. **નો**'ઘણે સિન્ધના **હ**મીર સુમરા ઉપર **જા**સલને છોડાવવા ચડાઇ કરી હતી. અને તે **હ**મીર **સુ**મરાને હરાવી પાછા ફરવા વખતે રા. **નો**'ઘણ પોતાની સાથે ત્યાંની પ્રજા **લો**હાણા, **ભા**ટીઆ અને **સા**રસ્વતોને કાઠિયાવાડમાં લઇ જઇ **જૂ**નાગઢની આસપાસ પ્રદેશમાં વસાવ્યા હતા. જે સમૃહો રા. **નો**'ઘણ સાથે ગયેલા તેમાંથી જ અજાનબાહુ નામક વીર દિલ્હીના **પૃ**થુરાજનો સામંત થઇ રહ્યો હશે. આથી એ પણ બતાવવાને પૂરતું છે કે **લો**હાણા પ્રજા એ સિન્ધમાં ભારે સમૃદ્ધ અને લડાયક પ્રજા હતી. અને તે પ્રજાએ રા. **નો**'ઘણને મદદ પણ કરેલી હોવી જોઇએ.

આ મળી આવતા છૂટાછવાયા ઉલ્લેખોથી એટલું સમજાય છે કે લોહાણા પ્રજાએ ઈ. સ. ના ત્રીજા સૈકાની પૂર્વે રાજ્યસત્તાના થાણાં સિન્ધમાં જમાવ્યાં હતાં. તે બહાદુર લડવૈયા હતા અને સિન્ધ દેશને ભારે ઉન્નત દશામાં મૂક્યો હતો. ચચ્ચના સમય સુધી પણ સિન્ધની જાહોજલાલી ભારે હતી. લોહાણાઓની ખરેખરી પડતીનો પ્રારંભ ઈ. સ. ના ૭ મા સૈકા પછી જ થયો. એટલું પણ ચચ્ચનામા ઉપરથી જાણવાનું મળે છે, અને તેનું કારણ પણ ચચ્ચ છે. ચચ્ચે આ બહાદુર પ્રજાને દબાવી દેવા ને અપમાન પહોંચાડવા, તલવાર ન ઉપાડવાના, રેશમી વસ્ત્રો ન પહેરવાના, રાજ્યની તાબેદારી કરવા, એવા અનેક અનુચિત કાયદાઓ ઘડયા હતા. ને ત્યાર પછી ૧૦૦–૨૦૦ વર્ષમાં મોહમેદન કાળમાં આપણી જ્ઞાતિની ભારે અધોગતિ થઈ પડી હતી. લોહાણા પ્રજામાંથી 'લોહાણા જ્ઞાતિ'નું બંધારણ પણ ધર્મસંરક્ષણ તથા આત્મસંરક્ષણ માટે સખ્ત રીતે તો તે જ વખતથી અમલમાં આવ્યું હોય એમ સંજોગો આપણને માનવાને કારણ આપે છે. અને સિન્ધની આ પ્રજાએ એ રાજકીય પતિતાવસ્થા પછી વૈસ્યવૃત્તિ ધારણ કરી હોય એ વાત પણ આથી સિદ્ધ થાય છે.

## વ્યાપાર તરફ વલણ

ઉપરની હકીકતોથી એ વિના શકે ચોખ્ખું પુરવાર થાય છે કે લોહાણા એ શુદ્ધ આર્ય ક્ષત્રિય પ્રજા છે. તેઓનો લડાયક જુસ્સો અત્યારે પણ તેમના સ્વભાવમાં, રીતભાતમાં અને બીજા પ્રસંગોએ પણ અવલોકનકારને દીસી આવ્યા વગર રહેતો નથી. આ પ્રજા વ્યાપારીપ્રજા બની–વૈસ્યવૃત્તિ ક્યારે સ્વીકારી તેનું બુદ્ધિપૂર્વક અનુમાન કેપ્ટન કનીંગહામના નીચે મુજબના અભિપ્રાય ઉપરથી તો એ જ થઈ શકે છે કે લોહાણા પ્રજાની રાજકીય પતિતાવસ્થા થઇ ત્યાર પછી તેણે વ્યાપાર તરફ વૃત્તિ દોડાવી અને તેમાં તેઓ ફતેહમંદ થયા. દુનિયાની અન્ય પરાજય પામેલી પ્રજાઓએ પણ એમજ કર્યું છે. મનુસ્મૃતિ, નારદસ્મૃતિ વગેરે સ્મૃતિશાસ્ત્રોમાં બ્રાહ્મણ ક્ષત્રિય દ્વિજવર્ણોએ પોતાની વૃત્તિથી જીવિકા ચલાવવાનો અસંભવ હોય ત્યારે વૈશ્યનાં કર્મ કરવાની આજ્ઞા છે. એ જ પ્રમાણે લોહાણા પણ ઇ. સ. ના ૭ મા સૈકાથી કે જે સમય ભારે દુઃખદ અને શાપ સમાન હતો, આપસઆપસની ફૂટથી અપદશા બેસી ચૂકી હતી, ત્યારથી વ્યાપાર તરફ વળ્યા હોવાનું બુદ્ધિ સ્વીકારે છે અને આ નીચેનો અભિપ્રાય પણ એ જ માન્યતાને પુષ્ટિ આપે છે.

"The declension of the kshatriyas from soldiers and sovereigns into traders and shopkeepers has a parallel in the history of the Jews. Men of active minds will always find employment for themsleves and this we know that Greeks became under the victorious Romans and what they are under the ruling Turks. We likewise know that the vanquished Moors were the most industrious of the subjacts of Mediœval Spain, that the Moguls of British India are generally applying themselves to the business of exchange."

(Captain C. D. Cunningham.)

"ક્ષત્રિયો લડવૈયા અને રાજકર્ત્તાઓમાંથી વ્યાપારી કેમ થયા તેના મળતા દાખલાઓ ઈસરાયેલ લોકોના ઇતિહાસમાં પણ મળે છે. તેજસ્વી બુદ્ધિના માણસો ગમે તેવા સંજોગોમાં પણ પોતાને માટે ઉદ્યોગ શોધી લે છે. વિજયી રોમનોના સમયમાં ગ્રીકોએ એમ જ કર્યું હતું; અને હમણા ટરકીના વિજયકાળમાં પણ તેઓ એમ જ કરે છે. એ જ પ્રમાણે આપણે જાણીએ છીએ કે સ્પેનના ઐતિહાસિક સમયમાં મૂર લોકો સૌથી વધારે ઉદ્યોગી હતા. હમણા પણ બ્રીટિશ હિન્દુસ્થાનમાં જીતાયલી મોગલ પ્રજા વ્યાપાર તરફ ઢળતી જણાય છે."

ઉપરનો અભિપ્રાય એ દર્શાવે છે કે અન્ય પ્રજાઓએ પણ રાજ્યપદથી ચ્યુત થયા પછી આપત્તિકાળે વૈશ્યવૃત્તિ ધારણ કરી છે.

અમારું એવું માનવું છે કે વર્ણ અને આશ્રમવ્યવસ્થા તૂટતાં, જન્મથી જાતિને શ્રેષ્ઠપણું પ્રાપ્ત થતાં એક જ જાતિના માણસો ભિન્ન ભિન્ન વ્યવસાય કરતા હતા. લોહાણાઓ રાજકર્ત્તા હોય ત્યારે તે જ રાજ્યમાં લોહાણા સરદારો, જમીનદારો, મુત્સદ્દીઓ, અને આજની બ્રીટિશ, ફ્રેન્ચ અને પશ્ચિમની બીજી પ્રજાઓની માફક લોહાણા વ્યાપારીઓ પણ હોય. અને રાજકર્ત્તા જાતિના તે હોવાને લઇને તેમને વ્યાપાર તથા અન્ય ધંધાઓમાં ઠીક અનુકુળતા મળે એ પણ તેટલું જ સત્ય છે. આજે પણ લોહાણાઓમાં મજુરો છે, ડૉક્ટરો છે, મુત્સદ્દીઓ છે, અને મોટો ભાગ વ્યાપારીઓ છે. તે પ્રમાણે આગાઉ મોટો ભાગ શાસનકર્ત્તાઓનો હશે અને જ્યારે એ રાજ્યગાદી તજી દેવાનો પ્રસંગ આવ્યો, અને ત્યારપછી પણ ક્ષત્રિક કર્મને અવકાસ રહ્યો નહિ હોય ત્યારે તે ભૂમિનો ત્યાગ કરી અન્ય પ્રદેશમાં જઇ કેપ્ટન કનીંગહામના અભિપ્રાય પ્રમાણે લોહાણાઓના મોટા ભાગે વ્યાપાર પ્રવૃત્તિ આદરી જીવિકાનું સાધન મેળવી લીધું હોય એ વાત બુદ્ધિમાં ઉતરી શકે છે. આ વ્યાપારપ્રવૃત્તિમાં પણ લોહાણાઓની સાહસિકતા, બુદ્ધિબળ અને ઉદારતાથી તેમનું ક્ષાત્રત્વ જ ઝળકી ઉઠે છે. તેઓ દૂરદૂરના દેશોમાં જઈ જંગલી અનાર્ય જાતો સાથે નિડરતાથી વ્યાપાર કરતા હતા, અને આજે પણ કચ્છમાં કે કાઠિયાવાડના ઉત્તર ભાગ ઓખામંડળ કે બર્ડા પ્રાન્તમાં મેર, વાઘેર જેવી લડાયક જાતિઓમાં માત્ર લોહાણાઓ જ નિડરતાથી વેપાર કરનારાઓ છે. ઘોડેસ્વારી કરવી, હુક્કા-પીવા, દાયરા જમાવવા આ બધી અસલની ખાસીયતો હજીય તેમનામાં જોવાય છે. આ વૈશ્યવૃત્તિમાં પણ લોહાણા જ્ઞાતિએ પોતાના પ્રાચીન ખમીરને દીપાવ્યું છે. તેના સમર્થનમાં એકાદ બે પાશ્ચાત્ય ઇતિહાસકાર વિદ્વાનોના અભિપ્રાયો અહીં ઉતારી લેવા યોગ્ય છે.

" Lohana is the designation of a powerful tribe which at that period ( period of Chach ) under an apparent confusion of terms is said to have included both the Samma and Lakha clans. It can mean that they were in a position of comparative subordination. Under all the vicissitudes the Lohanas have undergone, they still retain their credit as well as their religion and constitute the most influential tribe in Sindh whether regarded as merchants or officials. But not confined within

the narrow province they have spread thier ramifications beyond the western borders of India and are found dispersed throughout Afghanistan Baluchistan and Arabia exposed to inconveniences insults and dangers of inordinary kind in persuit of their daring object of wealth and finally return to their native land to enjoy the fruit of their industry. "

*( Sir. H. Eliot's History of India Vol. V. pp. 362. )*

"લોહાણા એક સમર્થ પ્રજાનું નામ છે જેમાં તે વખતે (ચચ્ચના સમયમાં)—નામાભિધાનની ગુંચવણના કારણથી સમા અને લાખા જાતિઓનો સમાવેશ થતો હતો એમ કહેવાય છે. એનો અર્થ એ જ થાય કે તેની સ્થિતિ કંઈક તાબેદારીની હતી. આટલાં બધાં સંકટો સહન કર્યા છતાં આ પ્રજાએ પોતાનો મોભો અને ધર્મ વ્યાપારીઓ કે મુત્સદ્દીઓ તરિકે જાળવ્યો છે. સિંધના નાના પ્રાંતમાં જ ફક્ત ન રહેતાં તેઓ હિંદુસ્થાનની પશ્ચિમ સરહદની દૂર અફગાનિસ્તાન, બલુચીસ્તાન અને અરબસ્તાનમાં પણ વેરાયલા છે; જ્યાં તેમને અનેક પ્રકારની અગવડો અપમાન અને અસાધારણ સંકટોમાં પોતાનું જીવન પસાર કરવું પડે છે. છતાં ધન પ્રાપ્ત કરવામાં તેઓ અડગ રહે છે અને હિમ્મતથી તે મેળવે છે તથા પછી જ પોતાની જન્મભૂમિમાં આવી પોતાના પરિશ્રમના મીઠાં ફળ ભોગવે છે."

મી. **આર. એફ. બર્ટ**નનો અભિપ્રાય પણ વાંચવા જેવો છે.

" Moreover the Lohanas are found dispersed throughout Baluchistan Afghanistan and the eastern parts of Central Asia. They have traded for years on the neighbouring coasts of Arabia amongst a barbarous and hostile people enduring all kinds of hardships and braving as no little danger in persuit of wealth. This race is an enterprising one as showing the way in which during ancient times the Hindu colonized distant countries and propagated the tenets of their now exclusive faith."

*( " Sind and the races that inhabit the valley of the Indus." pp.314. )*

"વિશેષમાં લોહાણા બલુચીસ્તાન અફગાનિસ્તાન અને મધ્ય એશિયાના પૂર્વ ભાગોમાં વેરાયલા જણાય છે. અરબસ્તાનના કિનારાપર તેમણે સેંકડો વર્ષો પર્યન્ત જંગલી અને ક્રૂર લોકોની વચ્ચે રહી વ્યાપાર કર્યો છે અને ધનની પ્રાપ્તિ અર્થે જરા પણ ભય ન ધરતાં દરેક પ્રકારનાં સંકટો સહન કરે છે. આ પ્રજા એક સાહસિક પ્રજા છે અને તેને જોવાથી આપણે પ્રાચીન કાળમાં હિન્દુઓ પરદેશગમન કરી વિદેશોમાં પોતાની સત્તા તથા હમણા તેમનો ખાસ દેખાતા ધર્મનો ફેલાવો કરતા."

આ બન્ને પાશ્ચાત્ય વિદ્વાનોએ લોહાણાઓને સાહસિક અને વ્યાપારને માટે-પોતાનો હેતુ સિદ્ધ કરવા ગમે તેવા સંકટો સહન કરનારી-ગમે તેવા દૂરના અને જંગલી દેશોમાં જનારી સાહસિક પ્રજા માની છે.

## કચ્છમાં પ્રવેશ

ઇ. સ. ના આઠમા સૈકાથી **સિન્ધ** મુસલમાનોની સત્તા તળે આવ્યું. વખત જતાં તે મુસલમાન સત્તાધારીઓના હિંદુઓને બળાત્કારે પોતાના **ધર્મ**માં વટલાવવાના અનિચ્છનીય પ્રયાસોથી ધર્મ અને સંસ્કૃતિના સંરક્ષણ માટે સિન્ધ તજીને ઇ. સ. ના ચૌદમા સૈકાથી લોહાણાના સમૂહો એક પછી એક કચ્છમાં ઉતર્યા હોય એમ માનવાને કારણો મળે છે. ચૌદમી સદી પહેલાં કચ્છમાં કોઇ રાજ્ય જેવી વ્યવસ્થા નહોતી એમ કહેવાય છે. રાવ **લ**ખપતજીના સમય સુધી કચ્છમાં બહુ વસ્તી પણ ન હતી.

બેર ભૂંગર ને ઝાંખરી, ફુલ, કંઢાને કખ;
**હો**થલ હલ ઉન કચ્છડે જિડાં માડૂં સવા લખ.

**હો**થલ અને **પદ્મ**ણીની રસિક પ્રેમકથા આજે પણ રસપૂર્વક **ભાટ બા**રોટો કહે છે. તેનો આ દૂહો પણ એ દર્શાવે છે કે તે પ્રેમીઓના સમય સુધી આખા કચ્છમાં સવા લાખ માણસોથી વધુ વસ્તી નહોતી.

કચ્છમાં આવ્યા પછી કેટલાક સમયને અંતરે **લો**હાણાઓ પોતાની બુદ્ધિચાતુર્યતાથી રાજ્યના અમાત્યો બન્યા હતા. તેનો જ્વલંત ઇતિહાસ ત્યાંથી પાછો શરૂ થાય છે.

## કાઠિયાવાડ ગુજરાતમાં પ્રવેશ

**સો**રઠી તવારીખ ઉપરથી જણાય છે કે ઈ. સ. ની ૧૧ મી સદીમાં **સો**રઠના રાજા રા. **નો**'ઘણે સિન્ધ ઉપર ચડાઇ કરેલી ત્યાંથી વિજેતા થઇ પાછા વળતાં ત્યાંના હિંદુઓમાંથી **ભા**ટીઆ, **લો**હાણા અને **સા**રસ્વત બ્રાહ્મણોને પોતા સાથે તેડી આવી **જૂ**નાગઢ આસપાસના પ્રદેશમાં વસાવ્યા હતા. આ હકીકત સર્વ રીતે વિશ્વસનીય લાગે છે. આથી એવું જણાય છે કે **સો**રઠ પ્રદેશમાં લોહાણાઓ સિન્ધમાંથી પરભારા ૧૧ મી સદીમાં આવીને વસ્યાછે. અને કાઠિયાવાડના **જા**મનગર તથા **ઓ**ખામંડળ, અને **બ**ર્ડા આદિ વિભાગના **લો**હાણાભાઇઓ લગભગ ત્રણ-ચાર સૈકા પહેલાં કચ્છમાંથી ઉતરી આવ્યા જણાય છે. કચ્છમાં વસ્યા પછી પડોશી પ્રદેશ **કા**ઠિયાવાડ સાથે વ્યાપારી સંબંધ બંધાયો. વળી **મો**રબીનું રાજ્ય કચ્છને તાબે હતું, તેમજ **જા**મનગર સાથ પણ. રાજ્યસંબંધ હોવાના કારણે **લો**હાણા ભાઇઓના સમૂહો એક પછી એક ઈ. સ. ની ૧૭ મી સદીથી **કા**ઠિયાવાડના જામનગર, મોરબી અને દ્વારકા રસ્તે આવતા ગયા એવું જણાય છે. વ્યાપારી બન્યા છતાં તેમનો લડાયક જુસ્સો કાયમ હતો. કાઠિયાવાડમાં **જા**મનગર, **સ**લાયા, **મો**રબી, દ્વારકા તરફ વૈષ્ણવ સંપ્રદાયનું ભારે જોર હતું. અને તેથી તે સંપ્રદાયીઓ સાથેના સહકાર,

અને સહવાસથી કાઠિયાવાડના લોહાણાઓમાંથી મોટો ભાગ વૈષ્ણવ સંપ્રદાયી બન્યો હોય એમ જણાય છે. **મોરબી, દ્વારકા, સલાયા** રસ્તે **કાઠિયાવાડમાં પ્રવેશ** કરી તે **સમૂહો** પછી અનુકુળતાએ આગળ વધ્યા અને **ઓખામંડળ** તથા **બર્ડામાં** પણ ત્યાંની મેર **વાઘેર** જેવી લડાયક જાતિ વચ્ચે રહીને નિર્ભયપણે વ્યાપાર કરવા લાગ્યા.

અગીઆરમી સદીમાં રા. નો'ઘણ સાથે **સિન્ધમાંથી** પરભારા આવેલા સમૂહોમાંથી કેટલોક ભાગ વખત જતાં રાજ્યસત્તાઓની ઉથલપાથલથી કાઠિયાવાડના દક્ષિણ ભાગ તરફ પ્રસર્યો. અને ત્યાર પછી કેટલોક ભાગ ગુજરાતમાં **સુરત ભરૂચ** તરફ જઇ વસ્યો; કારણ કે તે વખતે **જૂનાગઢ** મોહમેદન સતા તળે હતું અને **ભરૂચ સુરત** ઉપર પણ તે જ વિધર્મીઓની સત્તા હતી. તે એક જ રાજ્યસત્તાના કારણે તેઓને **ગુજરાત**માં વસવાની અનુકુળતા થઇ હોય. સોરઠમાંથી ગુજરાતમાં આવી વસનાર **લોહાણાઓના** સમૂહો કેટલોક સમય જતાં પોતાપણું વિસર્યા હોય એમ તેઓ પોતાને લોહાણા તરિકે નહિ પણ **ભાટીઆ** તરિકે ઓળખાવતા હતા તેથી જણાય છે અને હજીય ત્યાંની બીજી પ્રજા તેઓને **ભાટીઆ** તરિકે જ સંબોધે છે. લાંબા સમયની પરાધીનતાની પરાકાષ્ઠાએ તેઓમાંથી જાતિય જુસ્સો નરમ પડી ગયો છે.

**કાઠિયાવાડના** ઓખામંડળ, **બર્ડા તથા** હાલાર વિભાગના લોહાણાભાઇઓમાં જાતિય જુસ્સો પ્રસંગ મળે હજીય તરવરી આવે છે. સોરઠનિવાસીઓમાં તેથી થોડો અને દક્ષિણ કાઠિયાવાડમાં તેથીય થોડે અંશે અને **ગુજરાતના** લોહાણાઓમાં એ જુસ્સાનો અંશ નથી દેખાતો તેનાં કારણો પણ અમને જુદી જુદી **રાજ્યસત્તા**, ધર્મના ભેદ, પરાધીનતા, અને અરસપરસનો ઓછો સંસર્ગ હોવાનાં સાફ જણાઇ આવે છે. અને **હાલાઈ, ઘોઘારીના**, વિભાગોનું પણ એ જ કારણ સમજી શકાશે.

બ્રીટિશ સત્તા તળે **સિન્ધ** તથા **મુંબઇ** ઇલાકો તથા હિન્દુસ્થાનનો મોટો ભાગ આવ્યા પછી આપણા સાહસિક **કચ્છીભાઇઓએ** વ્યાપારાર્થે મલબાર, બંગાળ, બિહાર, **બ્રહ્મદેશ**, મુંબઈ, કરાચી આદિ **પ્રદેશોમાં** જઇ ત્યાં થાણાં જમાવ્યાં. **કાઠિયાવાડના** લોહાણાઓ થોડા મુંબઈ તરફ અને બીજા લગભગ ૫૦ વર્ષના સમયથી આફ્રિકા જેવા સ્થળે જવા લાગ્યા. આ રીતે હાલ લોહાણા ભાઇઓ હિન્દુસ્થાન તથા આફ્રિકાના દરેક ભાગમાં વિસ્તૃત પણે પથરાયલા છે. એ તેમની સાહસિકતા, બુદ્ધિચાતુર્યતા, સંકટો સહન કરવાની શક્તિથી તેમને એક સમર્થ પ્રાચીન પ્રજા પૂરવાર કરે છે.

## ઉત્પત્તિસ્થાન—નામાભિધાન

આપણા પ્રચલિત રીતરિવાજો, ગુણ, કર્મ, સ્વભાવ, ધાર્મિક માન્યતાઓ, **અને કેટલાંક ઉપલબ્ધ શાસ્ત્રીય ગ્રંથોનાં** સાધનોથી આગળ આપણે જોઈ ગયા કે **લોહાણા** એ **શુદ્ધ આર્ય ક્ષત્રિય દ્વિજ પ્રજા છે.** તેમાં વિદેશીય કે અનાર્યત્વનો સ્પર્શ **સરખો થયો નથી. તેની કેટલીક કુળપ્રથાઓ તથા પુરોહિત, યજમાનનો સંબંધ,** ગોત્ર—શાખા **અને વંશાવ-**

ળીના નામો ઉપરથી તે સૂર્યવંશી ક્ષત્રિયો છે એ માન્યતાના મૂળમાં પણ સત્યતા તરવરે છે. હવે આપણે એ વિચાર કરવાનો છે કે 'લોહાણા' નામ આ પ્રજાને ક્યારથી મળ્યું. તે નામ ગુણ, કર્મ, સ્વભાવ ઉપરથી પડયું કે સ્થળ ઉપરથી પડયું? આ પ્રશ્ન ઉપરોક્ત બાબત સિદ્ધ થયા પછી બહુ અગત્યનો રહેતો નથી; અને તે પ્રશ્નના નિર્ણય ઉપર જાતિની મહત્વતાનો આધાર પણ રહેતો નથી. છતાંય કેટલાક લેખકોના અભિપ્રાયો તથા આ સંબંધે પણ આપણી જમાનાજૂની માન્યતાનું અવલોકન અહીં કરીશું.

'લોહાણા' નામ તે પ્રજાના ગુણ, કર્મ, સ્વભાવ ઉપરથી પડયું હોય તો પ્રાચીન સંસ્કૃત ભાષાના કોષમાં તે શબ્દ હોવો જોઇએ. પણ તે નથી. 'લોહાણા' નામનો ચચ્ચ-નામામાં ઉપયોગ થયો છે. અહીં લક્ષમાં રાખવાનું છે કે તે સમયે જ્ઞાતિબંધારણો સખ્ત થતાં જતાં હતાં. ચંદ બારોટે લોહાણા શબ્દનો પ્રયોગ અજાનબાહુ સામંતને સંબોધીને કર્યો છે તે પણ તેના ગુણ, કર્મ, સ્વભાવથી નહિ પણ જાતિ તરિકે જ વાપર્યો છે. આજ સુધી જે જે લેખકોએ આ સંબંધે અભિપ્રાય આપ્યા છે તેઓનું અનુમાન પણ એ જ છે કે લોહાણા શબ્દ એ સ્થળવાચક છે.

આપણા ભાટો આપણું મૂળ સ્થળ લાહોર જણાવે છે. આપણા પુરોહિતોની પણ પૌરાણિક માન્યતા લોહાણા લવના વંશના હોવાની છે. કોઈ લેખક કાશ્મીરના લોહર ઉપરથી લોહાણા નામ પડયાનું જણાવે છે. જ્યારે પશ્ચિમના ઇતિહાસકારો મુલતાનના લોહાનપુર-ને ઉત્પત્તિ સ્થાન ગણાવે છે. કેટલાક અફગાનિસ્તાનના લામગામના વતની હોવાનું અનુ-માન કરે છે. મુસલમાનોમાં મેમણ નામક એક વ્યાપારી જાતિ છે. આ જાતિના પૂર્વજો ઈ. સ. ની ૧૪ મી સદીમાં લોહાણામાંથી વટલ્યા છે. (તે આપણે હવે પછી જોઇશું,) એમની માન્યતા લોહાણપુરમાંથી લોહાણા સિન્ધમાં ઉતર્યાની છે. ત્યારે કેટલાક ભાઈ-ઓનું એ અનુમાન છે કે સિન્ધમાં લોહાણા દરિયો, લોહકોટ, અને લોહાણા પ્રદેશ એ નામ હોવાથી તે તે સ્થળો ઉપરથી લોહાણા નામ પ્રાપ્ત થયું છે. આ બધા અભિપ્રાયો-ના મૂળમાં સત્યતા ક્યાં છે તે આપણે અહીં બુદ્ધિપૂર્વક જોવાનું રહ્યું.

ઇતિહાસના અભ્યાસીઓ એ સારી પેઠે જાણે છે કે કાળના વહન સાથે રાજવંશી જાતિઓની શાખા-પ્રશાખાઓ ઉદ્ભવે છે અને સમય જતાં તે મૂળ જાતિના નામને બદલે શાખા, ઉપશાખાઓથી વધુ ઓળખાય છે. આનાં ઉદાહરણો ઇતિહાસમાં અનેક મળી શકે છે. આ શાખા, પ્રશાખાઓના નામો વંશના કોઈ પ્રતાપી પુરૂષ ઉપરથી, કોઇ સ્થળ ઉપરથી, કોઇ ધંધા ઉપરથી મળેલાં હોય છે. ૧૧ મા-૧૨ મા સૈકામાં ચહુઆણોનું પ્રબળ થતાં તેની સાંભર, સોનગરા, દેવડા આદિ શાખાઓ ફૂટી હતી. તેમ એક વખત હૈહયવંશી-ચંદ્રવંશી ક્ષત્રિય રાજાઓનું ભારે પ્રબળ આ દેશમાં હતું. તેનું અધ:પતન થતાં રાજકુટુંબી માણસોએ દારૂનો વ્યાપાર કર્યો અને જમાના જતાં તે પાછા સત્તા ઉપર આવતાં તે 'કલ્ચુરી' કહેવાયા. સંસ્કૃતમાં દારૂને 'કલ્પ' અને 'ચુરી' એટલે બનાવવાવાળો થાય છે.

આ રીતે લોહાણા–પ્રજાએ પંજાબમાંથી સિન્ધમાં આવી ફરી રાજ્યસત્તાનાં થાણાં જમાવ્યા પછી તેની પણ **સમા**, **લાખા**, અને **સાતા**, એ ત્રણ શાખાઓ ઉદ્‌ભવી હતી એમ કેટલાક ઇતિહાસકારોના ઉલ્લેખોથી જણાઈ આવે છે. પંજાબનો ઈ. સ. ના ૭ મા સૈકા સુધી સિન્ધમાં જ સમાવેશ થતો હતો. મહાન **સિકંદરે** ઇ. સ. પૂર્વે ૩૨૭ માં આ દેશ ઉપર ચડાઈ કરી હતી. ત્યારે સિન્ધ–બ્રાહ્મણાબાદમાં સમા જાતિનો રાજા રાજ કરતો હતો અને તે એમની સામે થયો હોવાનો ઉલ્લેખ છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે **લોહાણા** પ્રજા ઇ. સ. ના ૪ થા સૈકા પહેલાંની સિન્ધમાં આવી હતી. **સિકંદરના** સમયમાં સિન્ધનાં ચાર રાજ્યોમાં એકનું **લોહાના** નામ લખેલું છે. **ચચ્ચનો** પ્રધાન **બુદ્ધિમાન** પણ ( ઇ. સ. ૬૪૧ ) **ચચ્ચને** કહે છે કે પૂર્વે પણ સિન્ધનું રાજ્ય ચાર વિભાગમાં વ્હેંચાયલું હતું. **ચચ્ચ** એક મહા વિદ્વાન પુરૂષ હતો. તેણે **અગમસિંહ** ઉપર લખેલા પત્ર ઉપરથી પણ એ વાતનો સપ્રમાણ નિર્ણય થાય છે કે **લોહાણા** એ સિન્ધની એક પ્રાચીન પ્રજા હતી. તે સિન્ધમાં કયારે આવી તે સમયનો હિન્દનો ઇતિહાસ અંધારામાં છે. તો પણ ઉપરોક્ત **સિકંદરની** હિંદની મુસાફરીના વર્ણન ઉપરથી એ નિર્વિવાદપણે સમજી શકાય છે કે ઇ. સ. ના ૪ થા સૈકા પહેલાં **લોહાણા** પ્રજા સિન્ધમાં આવી હતી અને ચચ્ચના સમય સુધી ( ઈ. સ. ના ૭ મા સૈકા સુધી ) તે રાજકર્ત્તા પ્રજા હતી. અને એ નિર્ણયને આધારે સિન્ધના **લોહકોટ**, **લોહાણા** દરિયા કે **લોહાણા** પ્રાંત ઉપરથી '**લોહાણા**' નામ પડયું એ માન્યતા સર્વથા ભ્રમમૂલક ઠરે છે. કારણ કે ઉપરોકત હકીકત એ નિઃશંસયપણે સાબીત કરે છે કે **લોહાણા** એક ઘણી જ પ્રાચીન જાતિ છે અને તે પ્રજાની '**લોહાણા**' ઉપાધિ પણ તેટલી જ પ્રાચીન છે. **સિકંદરના** સમય સુધી આ પ્રજાને કોઈપણ વિજાતિય તત્ત્વ નો સ્પર્શ સરખો પણ નહોતો થયો એ વાત નિર્વિવાદ છે. આ પણ લોહાણા પ્રજા શુદ્ધ **ક્ષ**ત્રિય દ્વિજ જાતિ હોવાનું એક સબળ પ્રમાણ છે.

ઇ. સ. પૂર્વના ૪ થા સૈકામાં–**સિકંદરના** સમયમાં **લોહાણા** પ્રજા હતી; અને તેમ હોવાથી તેનાથી પણ પહેલાં એ નામ પ્રાપ્ત થયું હતું એ માની શકાય છે. પૂર્વકાળમાં સ્થાન ઉપરથી પ્રજાનાં અને પ્રજાને લઇને સ્થાનનાં નામો પડયાનાં અનેક દ્રષ્ટાન્તો મળી શકે છે. તો મુલતાનના લોહાનપુર કે અફગાનિસ્તાનના લામગામ, કે કાશ્મીરના લોહર ઉપરથી 'લોહાણા' નામ મળ્યું એમ માનવા કરતાં **લોહાણા** પ્રજાના વસવાટથી તે તે શહેર કે ગામને તેને મળતું નામ પડયું તેમ માનવું વધુ વજનદાર થઈ શકે છે. **અફગાનિસ્તાન** સાથે આપણા પૂર્વજોને સંબંધ હતો. ૧૦ મા સૈકા સુધી ત્યાં હિંદુ રાજ્ય હતું અને તે ઉત્તર **હિંદુસ્થાનમા** જ ગણાતું હતું. ત્યાં પણ **લોહાણા** પ્રજા વ્યાપાર અર્થે યા બીજા કોઈ આશયે જઇને વસી હોય અને પછી મોહમેદન સત્તા પ્રબળ થયા કેડે તેમાંથી કેટલોક ભાગ ઇસ્લામ ધર્મ અંગીકાર કરીને ત્યાં જ રહ્યો હોય અને તે 'લોહાની' જાત કહેવાઈ હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશુંય નથી.

**આ પ્રમાણે હોવાથી 'લોહાણા' નામનું મૂળ શોધવા માટે તો આપણી પ્રબળ સર્વદેશીય અને પ્રાચીન માન્યતા તરફ જ આપણને વિચાર કરવા પ્રેરે છે.**

પંજાબનું **લાહોર**–ભગવાનશ્રી **રામચંદ્રજી**ના પુત્ર **લવે** વસાવ્યાનું અનેક જનમાન્યતા કહે છે. સુપ્રસિદ્ધ **સિસોદીયા** રજપુત પોતાને **સૂર્ય**વંશી કહે છે તે પોતાના મૂળ પુરૂષ તરિકે **કનકસેન**ને અને મૂળ સ્થાન તરિકે **લાહોર**ને સ્વીકારે છે.

રાજપુત શાખાઓની માન્યતા એમ છે કે **લાહોર લવ**નું વસાવેલું છે. બીજી પણ જનમાન્યતાઓ આ વાતને ટેકો આપે છે. પશ્ચિમના ઇતિહાસકારો પણ આ અનુમાન ઉપર આવતા જાય છે. **સિકંદર**ના ઇતિહાસકારોએ તેનું વર્ણન લખ્યું છે એટલે તે વખતે પણ તે હતું એમ નક્કી થાય છે. અને તે નામમાં એટલું બધું મળતાપણું છે કે **લવ**ની સાથે એ શહેરનો સંબંધ હોવાની માન્યતા તરફ વિચારકને ઘસડી જાય છે.

**અબુ રીહાની** નામનો ઇતિહાસકાર પણ **લાહોર** ને **લોહાવર** કહી તે શ્રી રામના પુત્ર લવે વસાવ્યાની માન્યતાને ટેકો આપે છે. **લાહોર** નામ તો હમણાના મુસલમાનોએ આપેલું છે. **ગ્રીક ટોલેમી**એ તેને લેબોલાકા=લવ–અક્ષકા=લવાલકા એટલે લવનું વસાવેલ-લવની નગરી હોય એમ કહ્યું છે. કેપ્ટન **કનીંગહામ** તથા મી. **થોમ્પટન** તેનું પ્રાચીન નામ **લોહાવર** જણાવે છે તથાપિ લોહાવરણ વિશેષ પરિચિત છે. ( જુઓ Imperial Gazetteer of India, Punjab. vol IV P. P. 31. )

રા. ઉદ્ધવજી પણ આ અને એવી જ બીજી હકીકતો ઉપરથી કંઇક એવા અનુમાન ઉપર આવ્યા છે કે **લોહાણા**નું મૂળ સ્થળ **લાહોર** છે અને **લાહોર** બેશક **લવ**નું વસાવેલું છે.

**લાહોર** મહારાજશ્રી **લવ**નું વસાવેલું હોય **એ** તદ્દન બનવા જોગ છે. પરંતુ તે **લાહોર** કે **લોહાવર** માત્ર એક શહેર ઉપરથી જ આવી વિસ્તૃત જાતિનું નામ પડે એ ઓછું સંભવીત લાગે છે. અમારી માન્યતાં અમને તેથી પણ આગળ લઇ જાય છે અને તે આ પ્રમાણેઃ

આગળ **સારસ્વત** પ્રદેશ અને **સારસ્વત** બ્રાહ્મણોની પ્રાચીનતાના ઉલ્લેખમાં પંજાબ–પંચનંદ પાંચાલ–બ્રહ્માવર્ત–**સારસ્વત** પ્રદેશમાં એક ભારે મોટી અતિ વેગવાળી અનુપમ નદી સરસ્વતી વહેતી હતી અને તે સર્વોત્તમ હતી, એમ જણાવાઇ ગયેલ છે. એ નદીની ધારાનો પ્રબળવેગ હિમાલયથી તે સમુદ્ર સુધી અનુપમ હતો. સ્થળ વિશેષના પવિત્ર અને અદ્ભુત જળના કારણસર તીર્થની પવિત્રતા મનાય છે. વાસ્તવિક રીતે તીર્થ નામ જ જળવિશેષનું છે.

આ મહા વેગવાળી **સરસ્વતી**ના કિનારાના રમણિય પ્રદેશ ઉપર મહા ધર્મધ્યાની **ઋષિ**ઓનો નિવાસ હતો. અનાર્યોથી આ **બ્રહ્મ**પુત્રોનું રક્ષણ કરવા માટે **ક્ષ**ત્રિયોનાં રાજ્ય પણ પ્રથમ ત્યાં જ સ્થપાયાં હતાં. **ઋગ્**વેદમાં આ **સરસ્વતી** નદીનું ઐતિહાસિક વર્ણન છે; એ નદી જળ-વગરની થતાં પહેલાં એની ધારાનો પ્રબલ વેગ હિમાલયથી તે સમુદ્ર સુધી અનુપમ હતો. એ કારણસર એની ઉત્પાદિકા શકિત તથા અદ્વિતિય ધારાના પ્રબળ પ્રવાહનું વર્ણન કરતાં દુશ્મનોના આક્રમણો સામે બચાવ કરનાર એક લોહના કિલ્લાની તેને ઉપમા આપવામાં આવી

છે. બીજે ઠેકાણે આ કિનારાના પ્રદેશને **સવદ્ધ પૂર્ણ ભૂમિ** કહી છે. આ ઉપરથી સંસ્કૃતમાં આ પ્રદેશને લોહ+આવરણ જેને લોખંડનાં આવરણ વાળો યાને લોહના કિલ્લા જેવો પ્રદેશ કહેવામાં આવતો અને તેથી આ પ્રદેશમાં વસ્તા ક્ષત્રિયોને લોહાવરણા ઉપાધી મળી હોય તે સર્વથા વાસ્તવિક લાગે છે. લાહોરનું વિશેષ પરિચિત લોહાવર નામ પણ ઉપર દર્શાવ્યા મુજબ સરસ્વતી નદીના કિનારાના લોહાવરણ પ્રદેશ ઉપરથી પડયું હોય એ માન્યતા વધુ વજનદાર લાગે છે. કારણ કે 'લવ' શબ્દ બહુ સરળ છે અને એ 'લવ' ઉપરથી 'લોહ' બનતું અશકય છે. 'લોહ' ઉપરથી સરળ 'લવ' બની શકે એ ખુલ્લું છે, અને તેથી લાહોરનું પ્રાચીન નામ 'લોહાવર' કે 'લોહાવરણ' હોય તો તે લવ મહારાજ ઉપરથી નહિ પણ ઉપર જણાવવા પ્રમાણે લોહાવરણ પ્રદેશ ઉપરથી પડયું હોય એ વધુ માનવા લાયક છે.

આ પ્રમાણે પ્રદેશના નામ ઉપરથી જાતિવાચક નામો બનેલાના દાખલાઓ પણ અનેક છે. મહાભારતના કાળમાં તો આવી જ પ્રથા પડી હતી. સંસ્કૃત શબ્દોમાંથી પ્રાકૃત સ્વરૂપમાં 'ર' ઉડી જાય છે. અને કાળ જતાં ઉચ્ચારની કે સરળતાની ખાતર બાર ગાઉએ બોલી બદલાય એ નિયમાનુસાર વચમાંથી 'વ' ઉડી જઇ 'લોહાવરણા' માંથી 'લોહાણા' શબ્દ વ્યવહારમાં વધુ પરિચિત થયો હોય એ સમજાય તેમ છે. કેટલાક મૂળ શબ્દોના થયેલાં અપભ્રંશ સ્વરૂપો જેમણે વાંચ્યાં કે વિચાર્યાં હશે તે જાણી શકશે કે આપણે જે ભાષા બોલીએ છીએ તેમાં કેટલાક શબ્દો એવા સ્વરૂપમાં બોલાય છે કે તે કેવી રીતે બદલ્યા હશે તેનો વિચાર પણ ન થઇ શકે. આ નિયમને અનુસરીને શુદ્ધ 'લોહાવરણા' માંથી 'લોહાણા' શબ્દની ઉત્પત્તિ થઇ છે એમ નિઃશંસયપણે બુદ્ધિ માન્ય કરી શકે છે.

આ લોહાવરણ પ્રદેશ ઉપરથી ત્યાંની ક્ષત્રિય પ્રજાને 'લોહાણા' ઉપાધિ મળી એ વાત વધારે વજનદાર છે. અને તે પ્રમાણે હોવા છતાં મહારાજશ્રી લવના વંશજો હોવાની આપણી મૂળ માન્યતા અસત્ય ઠરતી નથી. કારણકે આ લોહાવરણ પ્રદેશનિવાસી ક્ષત્રિયો સૂર્યવંશી હતા એવાં પ્રમાણો તો દરેક પ્રાચીન ગ્રંથોમાં છે. અને મહારાજ રામચંદ્રજીના સુપુત્ર મહારાજ લવ પણ એજ સૂર્યવંશી હોવાથી આપણી માન્યતા ઊલટી વધુ પ્રમાણભૂત કરે છે.

વળી એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે આ ક્ષત્રિયોના સમૂહો જેમ જેમ આગળ વધતા ગયા. તેમ તેમ તેની સાથે પુરોહિતકુળો પણ ગયાં અને કાળાન્તરે એ સરસ્વતીના પુત્રોએ આ પ્રાચીન ક્ષત્રિય પ્રજાને તેમના મૂળ નિવાસસ્થાન ઉપરથી 'લોહાણા' ઉપાધિથી સંબોધવાનું ચાલુ રાખ્યું હોય એમાં જરાય શંકાને સ્થાન નથી.

## લોહાણા, અરોરા અને ખત્રીઓ[1]

સિન્ધના લોહાણા, દક્ષિણ પંજાબના અરોરા અને ઉત્તર પંજાબના ખત્રીઓ એ

[1] આ ત્રણે જાતિઓની સમાનતાના વિસ્તૃત અવલોકન માટે જુઓ શા. ઉદ્ધવજી કૃત ઇતિહાસ પ્રકરણ ૪ થું પાને ૭૨ થી.

ત્રણે મૂળ એક જ પ્રજા છે. ત્રણેના ગોર **સારસ્વત** બ્રાહ્મણો છે. **અ**રોરા મૂળ સિન્ધના ઉત્તર વિભાગમાં ઉંચ પાસે રહેતા હતા. **દે**પાળ **એ અ**રોરાની પેટા શાખા હોય. **અ**લોર ઇ. સ. ના આઠમા સૈકા સુધી **સિન્ધ**ની રાજધાનીનું શહેર હતું. અને **અ**લોર ઉપરથી અરોરા નામ પડયું છે. આર્યોનું મૂળ સ્થાન પંજાબ અને પછી સિન્ધ હતું. મહાભારતના સમય સુધી તેઓ આખા ઉત્તર હિંદુસ્થાનના સ્વામી થયા હતા.

પશ્ચિમી ઇતિહાસકારો પણ આ જાતિને પ્રાચીન આર્ય દ્વિજ–**ક્ષ**ત્રિય જાતિ માને છે. **અ**રોરાને **ખ**ત્રીની પેટાજાતિ માને છે. આ **અ**રોરા **ક્ષ**ત્રિયો તથા **ખ**ત્રીઓ આજે વ્યાપારીઓ છે. સેંકડો વર્ષ થયા છૂટા પડયા છતાં હજુય આપણા ને તેના સાંસારિક વ્યવહારિક રિવાજોમાં બહુ અંશે સમાનતા છે.

**સિન્ધ**ના **લો**હાણાઓ પોતાને **ખ**ત્રી લખાવે છે. હરિદ્વારના યાત્રાગોરોના ચોપડામાં યાત્રાળુઓની નામાવળીમાં **અ**રોરાના પૂર્વજોને **લો**હાણા લખવામાં આવ્યા છે. **અ**લોરનો નાશ ઇ. સ. ૧૧ મા સૈકામાં થયા પછી તે **અ**લોરનિવાસી **લો**હાણા **પં**જાબમાં જઇ વસવાથી **અ**રોરા કહેવાયા. સિન્ધના **લો**હાણાની કેટલીક નુખો પણ **અ**રોરા ખત્રીઓને મળતી આવે છે. ગુજરાત **કા**ઠિયાવાડના બ્રહ્મક્ષત્રિયો મૂળ **પં**જાબના ખત્રીઓ છે અને તેની ટંડન, ખખ્ખર વગેરે નુખો આપણામાં પણ છે. કચ્છમાં **લો**હાણાઓનો **બ્ર**હ્મક્ષત્રિયો **દે**પાળા સોની સાથે ભોજનવ્યવહાર પણ છે. **અ**રોરા, **ખ**ત્રી, **લો**હાણા, **બ્ર**હ્મક્ષત્રિય, **ભ**ણુશાળી, **ખ**ત્રી એ સર્વ **લો**હાણા પ્રજાની શાખાઓ છે. તેના ગુણ, કર્મ, સ્વભાવ, રીતરિવાજોની સમાનતા, ધંધાની પણ સમાનતા અને **ઐ**તિહાસિક સંજોગો જોતાં પણ તેઓ એક જ હોવાનું સિદ્ધ થાય છે.

**શી**ખ ધર્મના સ્થાપક પુજ્યશ્રી **ગુરૂ** નાનક પણ આ **ખ**ત્રી કુટુંબમાં જન્મ્યા હતા. ઇ. સ. (૧૪૬૯) શીખધર્મને વ્યવસ્થિત સ્વરૂપમાં મૂકનાર અને **ગ્રંથ** સાહેબ જેવા સર્વમાન્ય તાત્વિક ગ્રંથના રચનાર ગુરૂ **અ**રજુન, (૧૫૮૧) અને શીખ નેશનના ઘડનાર ગુરૂ **ગો**વિંદસિંહ પણ **ખ**ત્રી જાતિના હતા. (ઇ. સ. ૧૬૬૬.) આપણા લોહાણા ભાઇઓ સિન્ધમાં તથા પંજાબમાં વિશેષે કરીને ગુરૂ નાનકના અનુયાયીઓ છે. હાલ વૈશ્યવૃત્તિ પર અવલંબિત **ક્ષ**ત્રિય જાતિઓ ઉત્તર હિંદુસ્થાનના દરેક ભાગમાં છે. **દ**ક્ષિણ હિંદુસ્થાનમાં નથી. જનસ્વભાવ એ જાતિનિર્ણયનું એક સાધન ગણાય છે અને તે રીતે જોતાં પણ બેશક **ખ**ત્રી, **અ**રોરા, **લો**હાણા, **બ્ર**હ્મક્ષત્રિય, **દે**પાળ અને **ભ**ણુશાળી મૂળમાં એક જ પ્રજા છે એમાં જરાય શંસયને સ્થાન નથી.

એક એવો વખત આવે કે આ રાષ્ટ્રિય ચેતનાના યુગમાં લોહાણા સમાજશરીરનાં આ છૂટા પડેલાં અંગોનું પુનઃ એક શરીર–સંગઠ્ઠન થાય અને ભારતના ભાગ્યોદય કાર્યમાં સુંદર ફાળો આપી લોહાણા પ્રજાની ભૂતપૂર્વ કિર્ત્તિનાં કીરણો દિગંતમાં પ્રસારે !

# મેમણ

**મેમણ** કોમ સાહસિક વ્યાપારી, સ્વતંત્રતાને ચાહનાર અને પરતંત્રતાની ભાવનાને તિરસ્કારનાર છે. મેમણો લોહાણામાંથી થયા છે તેને માટે ઘણા સારા પ્રમાણો મળી આવે છે, તેમજ શ્રી દરિયાલાલની ઉત્પત્તિની વાર્તા પણ મેમણો સાથે જોડાયલી છે. આપણે પ્રથમ મેમણોની જનમાન્યતા તપાસીશું.

મેમણોની ઉત્પત્તિ સંબંધમાં મુંબઈ ઇલાકાના કેમ્પબેલ સાહેબના ગેઝીટીયરના ૯ મા ભાગમાં પૃષ્ટ ૫૦–૫૧ માં લખવામાં આવ્યું છે. ગેઝીટીયરકાર જણાવે છે કે તે વૃત્તાંન્ત એમણે સૈયદ અમીરૂદીનકૃત્ત ઉરદુ ગ્રંથ નિઝહત–ઉલ–અખબારમાંથી લીધો છે, જે ઈ. સ. ૧૮૭૩ માં કચ્છ મુંદ્રાના મેમણ જાતિના પીર પીર બુઝરગઅલીની ઇચ્છા અને આશ્રયમાં લખવામાં આવ્યો હતો. પુનઃ ગેઝીટીયર જણાવે છે કે આ વૃતાન્ત ત્રણ સાચા હવાલાને આધારે લખવામાં આવ્યો છે.

(૧) સૈયદ બુઝરગઅલી–મેમણોના પીરના વંશાવળી (૨) મેમણો વટલ્યા ત્યારે માણેકજી નામના પ્રથમ ઇસ્લામ ધર્મ સ્વીકારનારને જ્ઞાતિનો શેઠ–પદવીની જે સનદ આપવામાં આવી તે માણેકજીના વંશજ ભૂજના શેઠ સાહેબદીના પાસે છે. (૩) લોહાણા મેમણ થયા ત્યારે તેમના જ્ઞાતિના ગોર હંસરાજ રામાણીના વંશજ જોશી ભોજરાજ પાસેથી પણ સનદો મળી છે. આનાથી વધારે સત્ય પ્રમાણો બીજાં શુ હોઇ શકે ? ઉપરોક્ત સત્ય પ્રમાણોને આધારે લખાયલી મેમણોની ઉત્પત્તિની બાબતમાં જણાવવામાં આવે છે કેઃ—

"ઇ. સ. ૧૧૬૮ માં ઔલાના પીર અબ્દુલકાદર મહજદીન બગદાદમાં સ્વર્ગવાસ પામ્યા. મરણ સમયે પોતાના પુત્ર પૈકી એકને હિન્દુસ્થાનમાં રહેવા અને ત્યાંના લોકોને ઇસ્લામની ખુબી સમજાવવાની આજ્ઞા કરી. ઇ. સ. ૧૪૨૧ માં એમનાથી પાંચમી પેઢીએ પીર યુસુફુદીનને એક આશ્ચર્યકારક સ્વપ્નમાં–તરત સિન્ધમાં જવાની અને ત્યાંના લોકોને ઇસ્લામનો ખરો માર્ગ બોધવાની આજ્ઞા થઇ. જ્યારે સૈયદ યુસુફુદીન સિન્ધમાં દાખલ થયા ત્યારે તેની રાજધાનીનું શેહેર નગરઠઠ્ઠા હતું અને રાજ્યકર્ત્તા સમા વંશનો[1] (ઇ. સ. ૧૪૫૧ થી ૧૫૨૦) રાજા, જેનું ઉપનામ મકરબખાન–મૂળનામ ઘણુંકરી રાય રાયધણ (ઇ. સ. ૧૪૫૪) હતો. જેણે સૈયદનો સત્કાર કર્યો અને પોતાના મેમાન તરીકે સ્વાગતા કરી. આ વખતે માણેકજી નામે લોહાણો જે જ્ઞાતિમાં–૮૪ નુખોમાં મુખી હતો તેનું મકરબખાનના દરબારમાં સારૂં માન હતું. મકરબખાન સૈયદનો મુરીદ થયો અને માણેકજી, તેના બે પુત્રો તથા અન્ય ૭૦૦ લોહાણા કુટુમ્બોએ પોતાના રાજ્યકર્ત્તાનું અનુકરણ કર્યું; અર્થાત તેઓએ ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો. માણેકજીના મુસલમાન થયેલા બે પુત્રો પૈકી રવજીને આહમદનુ નામ આપવામાં આવ્યું તથા રવજીના પુત્રો સુંદરજી અને હંસરાજને આદમ અને તાજમ-

---

૧ મકરબખાન એ સમાવંશનો રાયધણ હતો એ ઉપજાવી કાઢેલી કલ્પિત વાત છે. તેને કશો ઇતિહાસનો આધાર નથી.

હામદના નામો આપ્યાં. તેમના ઈસ્લામ ધર્મ સ્વીકાર્યા પછી પીર યુસુફદીને જાતિનું નામ પણ લોહાણા બદલાવી મોઅમીન-અર્થાત-માનનારા (belivers) એવું નામ આપ્યું. અને આદમને એક માનદર્શક પોશાક આપી નવીન જ્ઞાતિનો વંશપરંપરા મુખી ઠરાવ્યો. તેઓએ નગરઠઠ્ઠાની પાસે વાડા ગામમાં મુખ્ય સ્થાન કર્યું."

આ પ્રમાણે ગેઝેટીયરકારે ઉપરોક્ત નિઝહત-ઉલ-અખબારને આધારે મેમણોની ઉત્પત્તિ દર્શાવી છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે જે પ્રમાણોને આધારે એ ઉત્પત્તિનો વૃતાન્ત લખવામાં આવ્યો છે તે સબળ અને વિશ્વસનીય લાગે છે. મેમણોની ખુબો, તેમના રીતરિવાજ, તેમની વ્યાપારીસાહસિકતા વગેરેથી મેમણોનો મોટો ભાગ લોહાણામાંથી થયો છે એ વાતને અનુમોદન મળે છે. મેમણો ઈ. સ. ના પંદરમા સૈકામાં આશરે ૧૪૨૫ થી ૫૦ વર્ષ પર્યન્ત વટલ્યા હશે એમ સમજાય છે. એમનો વિશેષ ભાગ લોહાણામાંથી વટલ્યો હશે. પરંતુ દંતકથા એમ પણ કહે છે કે તેમની જ્ઞાતિ-મોટા અને લોહાણા, જેમાં મોટા શબ્દ પણ જ્ઞાતિને માટે વપરાયો છે. લોહાણાને માટે મોટા શબ્દ પ્રચલિત હોય અગર મોટા એ લોહાણાનો કોઈ ભાગ પણ હોય એમ પ્રસિદ્ધ નથી. પરંતુ ભાટીઆઓનો કોઈ વંશ મોટા નામથી પ્રસિદ્ધ હશે. ભાટીઆ અને લોહાણામાં સોરઠમાં આવ્યા પછી-ભાટીઆઓએ વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યા પછી આજના જેવા અંતર ઉદ્દભવ્યો છે તે પહેલાં અંતર નહિ હતો. બન્ને પ્રજાઓ ઉત્તર પ્રદેશમાંથી આવી છે અને અનેક કટોકટીના સમયમાં સાથે રહી દુશ્મનોની સામે પોતાના ધર્મનું રક્ષણ કર્યું છે; કારણ કે ઉભયને વિધર્મીઓનાં હલ્લા સામે ટકી રહેવાની જરૂર હતી. આવા સંજોગોમાં તેમને અનેક પ્રસંગોમાં સાથે જોડાવાની જરૂર પડી છે. નગરઠઠ્ઠા લોહાણાઓનું મુખ્ય સ્થાન છે તેમજ સિન્ધમાં અદ્યાપિ પર્યન્ત ભાટીઆઓનું મૂખ્ય સ્થાન પણ એ જ છે. આ પ્રમાણે મેમણોમાં અમુક થોડો ભાગ ભાટીઆઓનો પણ હોય એ બનવાજોગ છે.

ગેઝેટીયરકાર મેમણોના ઇતિહાસમાં વધુ જણાવે છે કે: " ધર્મભ્રષ્ટ થયેલા લોહાણાના સંબંધીઓએ આ સંકટના વખતમાં સહાય કરવા—પીરને દૂર કરવા-માટે દરિયાપીરની પ્રાર્થના કરવા તેમના ધર્મગુરૂઓને બોલાવ્યા સિન્ધુ-સાગર દેવે એમની પ્રાર્થના સાંભળી.

યુસુફુદીન દરિયા માર્ગે ઈરાક તરફ ગયો. હિન્દનો ત્યાગ કર્યા પહેલાં પીરે પોતાના આશ્રિતોને આશિષ આપ્યા, જે આશિષથી મેમણો માને છે કે તેમની વ્યાપારમાં ઉન્નતિ થવા પામી છે. (Bombay, Gazetteer vol IX P. P. 50, 51.)

આ માન્યતામાં ઉડેરાલાલના જન્મનો ગૌણપણે સ્વીકાર થયો છે. લોહાણાઓએ દરિયાની સ્તુતિ કરી-એ સ્તુતિ કરનારા બ્રાહ્મણોના નામ પણ મેમણોની માન્યતામાં આપેલાં છે.

The Lohana priests who prayed to the Indus were Tokmal, Adhanmal, Nandmal and Malmal.

અર્થ—લોહાણાના ધર્મગુરૂઓ જેમણે સિન્ધુની એ વખતે ઉપાસના કરી હતી તેમનાં નામ ટોકમલ, અધનમલ, નન્દમલ અને મલમલ છે.

મેમણો જણાવે છે કે આ બ્રાહ્મણોની પ્રાર્થનાથી દરિયાપીર પ્રસન્ન થયા હતા અને સૈયદ યુસુફુદીનને સિન્ધ છોડી દરિયા માર્ગે ઇરાક જવું પડયું હતું.

## ખોજાઓ

નિઝારી સંપ્રદાયના પીર સદરદીને કેટલાક લોહાણાઓને વટલાવી ખોજા બનાવ્યા છે. તેમના એક ભજનમાં એક ઠેકાણે એવો ઉલ્લેખ છે કેઃ—

પીર સદરદીન પંથજ કીયા જાહેર ખાનાં મકાન;
પહેલો ખાનો આવી કર્યો કોટડા ગામ નિધાન.

પીર સદરદીન જાહેર થયા હિન્દુ કર્યાં મુસલમાનઃ
લોવાણા ફેરી ખોજા કર્યા, તેને આપ્યો સાચો ઇમાન.

ખોજે ગુલામશા અલીનો કહીએ તે મુરીદ અલિનો જાણ;
ત્યાં પથ સમારીને ખાનાં કરીઆં તેને પીરે બોધ્યા પ્રમાણ.

આગળ ખાનુ સુરજા રાણીનું કહીએ તે તો ગુપ્ત પિછાણ;
સતગુરૂ સદરદીન જ્ઞાન સુણાવ્યા તે કોટડા ગામમાં જાણ.

એજી કોટડા ગામમાં કહીએ, ત્રીકમ રહે તેણે ઠામ;
તે જાહેર છે ઇમામ લાવેઓ અને ખોજા ધરાવ્યો નામ.

એવા દીન આવેલા શ્રી ઇસલામ શા નીવાર;
આજ ઉંચ મૂલક જે કહીએ ત્યાં અમારો ઠાર.

તે ઉપરાંત અમદાવાદ પાસે આવેલા પીરાણા ગામમાં પીરાણા સંપ્રદાયના સ્થાપક હજરત ઇમામશાહ બાવાએ લોહાણા તથા બ્રાહ્મણોને વટલાવી મુસલમાન કીધા અને ખોજા નામ આપ્યાનું એ સંપ્રદાયના " શ્રી ઇમામશાહ બાવાના પ્રછા ' નામના પુસ્તકમાં જણાવેલું છેઃ તે નીચે મુજબઃ

રહેવાશી લોહગર શેહેરના, લવાણા બ્રાહ્મણનો સાથજી,
તેના ગોરે કામ કેવાં કર્યાં, સુણો સુમન તેની વાતજી;
પ્રગટ પ્રછો રે ગોર ઇમામનો. ૮૩

પ્રબોધ દીધો પ્રેમથી, જનોઈ ઉતારી છે ત્યાંયજી,
નામરૂપી જનોઇ પેહેરીએ, એવું બોલ્યા સૌ ત્યાંયજી;
પ્રગટ પ્રછો રે ગોર ઇમામનો, ૮૪

સર્વે જનોઇયું ઉતારીયું, ઉતારા મણુ તે સવાએજી,
ત્યાંથી સૌએ ગોર થાપીઆ, સેવક બન્યા સૌ ત્યાંયજી;
પ્રગટ પ્રછો રે ગોર ઇમામનો. ૯૫

ગોરે સૌ સંવક તણા, ખોજા ઠક્કર ધરાવ્યા નામજી,
જગત તારણ છે રે જાગતો, ધણી મારો કેવાં કરે કામજી:
પ્રગટ પ્રછો રે ગોર ઇમામનો. ૯૬

પન્જો ગોરનો જાહેર છે, નાના રોજાની માંહેજી,
હાલ જનોઈ છે કાયમ તહીં, જુઓ સૌ વારંવારજી;
પ્રગટ પ્રછો રે ગોર ઇમામનો. ૯૭

## વિભાગ

મુસલમાનોના હુમલાઓનો સમય સિંધની હિંદુ પ્રજાને ભારે શાપ સમાન હતો. તેમાંય સૌથી વધુમાં વધુ ભોગ લોહાણા પ્રજાને આપવો પડયો છે. મુસલમાનોનાં આક્રમણો પ્રથમ સિન્ધમાં થયા અને સિન્ધમાં મુખ્યત્વે કરીને વિશેષ પ્રમાણમાં લોહાણા પ્રજા હતી. ધર્માન્ધ મુસલમાનોથી પછી હિંદુઓનાં ધન અને સ્વતંત્રતા નષ્ટ થવા લાગી હતી. સમય કટોકટીનો હતો. સામાજિક સ્વચ્છંદતા ફેલાવા લાગી હતી. પરસંસ્કારનું વિષ પોતાની રગોમાં ન પરોવાય તે માટે શાસ્ત્રીઓને શાશ્વત નિયમોનાં સ્વરૂપ આ વખતે અપાયાં અને લોહાણા પ્રજામાંથી 'લોહાણા જ્ઞાતિ' ઉદ્ભવ સખ્ત અંકુશો સાથે એ ઇસ્લામી કાળમાં જ થયો હોય એમ જણાય છે. આ પહેલાં અપયશના ભાગી થયેલા ચચ્ચ બ્રાહ્મણે ઘડેલા અમાનુષિ કાયદાઓથી લોહાણાઓની દશા ભારે હીનસ્પતિ ભરેલી થઇ પડી હતી.

લોહાણા પ્રજાનો કેટલોક ભાગ આ સમય પછી આ ભૂમિનો ત્યાગ પણ કરી ગયો હશે અને રાજકીય પડતી થયા પછી ક્ષત્રિક કમને અવકાશ ન મળતાં વૈશ્યવૃત્તિ ધારણ કરી. સિન્ધની એ વૈશ્યવૃત્તિ સ્વીકારનારી લોહાણા પ્રજાનું જ 'લોહાણા જ્ઞાતિ' રૂપે પરિવર્ત્તન થયું. રાજકર્ત્તા ક્ષત્રિયોનું નાહ. કારણ કે આ અરસામાં બિહારમાં પાલવંશી તરિકે ઓળખાતા સૂર્યવંશી ક્ષત્રિયોનું રાજ્ય હતું. તે ક્ષત્રિયોને 'જ્ઞાતિ'નું સ્વરૂપ પ્રાપ્ત થયું નહોતું. અને અત્યારે પણ સિસોદિયા, રાણા અને નેપાળમાં સૂર્યવંશી ક્ષત્રિયો રાજ્ય કર્ત્તા છે.

ધર્મ ઉપર આક્રમણ, બળાત્કારે વટલાવવાના ધર્માન્ધ વિધર્મીઓ તરફથી હિંદુઓ પર થતા જુલમો જેવા કટોકટીના સમયે 'જ્ઞાતિ' જેવી એક સંરક્ષક સંસ્થાનો અભેદ કિલ્લો ન સરજાયો હોત તો જાતિનું લોહી અને પ્રાચીનતમ સંસ્કૃતિ સુરક્ષિત રહેતે જ નહિ એ સહજ સમજી શકાય એવી વાત છે.

ઇ. સ. ના તેરમા, ચૌદમા સૈકામાં રાજકીય દુઃખોના પરિણામે લોહાણાઓના સમૂહો કચ્છમાં ઉતર્યા અને ત્યાંથી પાછો તેનો જ્વલંત ઇતિહાસ શરૂ થાય છે એ આગળ કહેવાઇ ગયું છે.

અપમાન સહન કરી સિન્ધમાં જ પડી રહેનાર લોહાણાઓ સૈકાઓ થયા દબાયલા રહેવાથી તેઓ ભારે નરમ પ્રકૃતિના બની ગયા અને તેથી જ પશ્ચિમી ઇતિહાસકારો સિન્ધના લોહાણાઓને વાણિયા કહે છે. તેઓએ પણ પછી પ્રસંગ આવતાં રાજ્યોમાં પ્રવેશ કર્યો,

હતો ને મોટા હોદ્દાઓ મેળવ્યા હતા. કચ્છના લોહાણાઓ તથા સિન્ધમાં રહેલા ભાઇઓનો સંસર્ગ ઓછો થતાં કાળે કરીને તેઓના 'સિન્ધી' અને 'કચ્છી' એવા વિભાગ થયા અને શાસનકર્તા વિધર્મીઓના વરસોના સહવાસે સિન્ધી લોહાણાઓના ડ્રેસમાં તથા બાહ્ય આચાર વિચારોમાં પણ અનાયાસે તે વિધર્મી રાજ્યકર્તાઓનું અનુકરણ થવાથી તેમની સાથેનો વ્યવહાર પણ કચ્છી લોહાણા ભાઇઓએ બંધ કર્યો હશે.

એ જ પ્રમાણે સિન્ધમાંથી કાઠિયાવાડમાં પરભારા જનાર લોહાણાઓના સમૂહો તથા કચ્છમાંથી પછી કાઠિયાવાડમાં જઈ વસનાર લોહાણા ભાઇઓનું પણ એક સંગઠ્ઠન હમણાં પ્રથમ લોહાણા પરિષદથી જ રચ્યું છે. આજે એ ધર્મની બાબતમાં બળાત્કારે કોઈ હાથ ઘાલી શકતું નથી અને તેથી ભોજન વ્યવહાર નહિ તો આ રાષ્ટ્રીય એકતાના યુગમાં એક જાતિનું સંગઠ્ઠન કરવા માટે પણ આપણા સિન્ધી ભાઇઓને આપણે હવે દૂર રાખવા પરવડે તેમ નથી. આ પ્રશ્ન માટે જ્ઞાતિના દીર્ઘદર્શી મહાપુરૂષો જરૂર વિચાર કરશે એમ અમે માનીએ છીએ.

## સારભૂત મુદ્દાઓ

ઇતિહાસની આ ટુંક રૂપરેખામાં નીચે પ્રમાણેના સારભૂત મુદ્દાઓ તરવરી આવે છે.

૧. લોહાણા પ્રાચીન આર્ય ક્ષત્રિય જાતિ છે.

૨. લોહાણા સૂર્યવંશી ક્ષત્રિયો છે.

૩. 'લોહાણા' નામાભિધાન લવ મહારાજ ઉપરથી કે તેમની વસાવેલ લવાલકા ઉપરથી નહિ પણ સરસ્વતીના કિનારા ઉપરના લોહાવર્ણ પ્રદેશ ઉપરથી પડયું હોય એ વધુ સુસંગત લાગે છે.

૪. લોહાણા જાતિને અનાર્યનો કે વિદેશીય તત્ત્વનો જરાય સ્પર્શ થયો નથી.

૫. લોહાણાઓનું લોહી સુરક્ષિત રહ્યું છે.

૬. ઉત્તર હિંદુસ્થાનમાં શુદ્ર અને વિજાતિય લોકોની સત્તા પ્રબળ થવા પછીથી લોહાવરણા ક્ષત્રિયોએ સિંધ તરફ આવીને પુનઃ રાજ્યસત્તાઓ જમાવી અને કેટલાકે અફ-ગાનિસ્તાન આદિ પ્રદેશોમાં જઈ તે સમયથી વૈસ્યવૃત્તિ સ્વીકારી હોય એમ જણાય છે.

૭. ચચ્ચના સમયમાં (ઇ. સ. ૬૩૦) લોહાણાની સત્તા છિન્નભિન્ન થઇ ગઈ હતી, તથાપિ ક્ષત્રિયતાનું તેજ દેખાતું હતું અને શત્રુઓને ભય થતો હતો. આ વખતે ઉત્તર હિન્દુસ્થાનના બીજા ભાગો કરતાં સિન્ધમાં લોહાણા પ્રજા વિશેષ અને સબળ હતી. પ્રથમ ચચ્ચને તાબે ન થવાથી તેમજ સત્યાગ્રહને લીધે અન્યાયી અધર્મી ચચ્ચને નમી ન દેવાથી, લોહાણા જ્ઞાતિની ક્ષત્રિયતાનો સૂર્ય અસ્તાચળમાં ગયો. ચચ્ચ પોતાના સામર્થ્ય માટે આગ્રહ રાખનાર અને સ્વાર્થને માટે ગમે તેવું સાહસ કરી શકે તેવો પુરૂષ હતો. તેણે લોહાણાઓને હરાવ્યા અને તેમને પજવવા જેટલા સાધ્ય પ્રયત્નો જણાયા તે સર્વનો તેણે ઉપયોગ કર્યો. જે કાયદાઓ જાટોને લાગુ પડે તે જ લોહાણાને લાગુ પાડયા. (જુઓ ચચ્ચનામા પૃષ્ટ ૧૭૦) આવા અસહ્ય ત્રાસથી કેટલાક લોહાણાઓ સિન્ધ તજી જઇ હિન્દુસ્થાનના જૂદા જૂદા દેશોમાં વસવા લાગ્યા.

૮. ઇ. સ. ના તેરમા, ચૌદમા સૈકામાં રાજકીય દુઃખથી લોહાણાઓ સિન્ધમાંથી કચ્છમાં આવ્યા હતા. સિન્ધમાં મુસલમાનો આઠમા સૈકાના આરંભમાં આવ્યા હતા. ઇસ્લામનું બળ દિન પ્રતિદિન વૃદ્ધિ પામતું જતું હતું અને હિન્દુઓની અવનતિના પ્રયત્નો પણ નવા નવા થતા હતા. આ અરસામાં સિન્ધમાં એક ધાર્મિક વિપ્લવ થવા પામ્યો હતો જેને પરિણામે લોહાણાની શ્રદ્ધા કાયમ અને અડગ થઇ હતી. પૂજ્ય સાગરદેવનો લાલઉડેરા રૂપે અવતાર થયો. તેમણે લોહાણા જાતિની ઇજ્જત અને સંસ્કૃતિ સુરક્ષિત રાખી. અદ્યાપિ પર્યન્ત એ મહાપુરૂષની જ્યોતિ રૂપે લોહાણાની વસ્તીવાળા દરેક શહેર કે નાના ગામડામાં પૂજા થાય છે.

લોહાણાની ઇજ્જત, શ્રી અને વીર્યનું રક્ષણ થવા પામ્યું હતું; પણ વારંવારના હુમલાઓથી તેના નિર્બળ અંગો વધારે નિર્બળ થયાં અને પરિણામે કેટલાક વર્ગને તે ભૂમિનો ત્યાગ કરવાની જરૂર પડી.

૯. કચ્છમાં આવ્યા પછી પાછો લોહાણાપ્રજાનો ઇતિહાસ જ્વલંત છે.

૧૦. લોહાણા પ્રજાનું 'લોહાણા જ્ઞાતિ'માં પરિવર્ત્તન તથા તે જ્ઞાતિબંધારણો મુસલમાનોની સત્તા સિન્ધમાં થયા પછી જ સખ્ત થયા હતાં.

૧૧. અરોરા, ખત્રી, બ્રહ્મક્ષત્રિય, ઠેપાળ, ભણશાળી, આ બધી લોહાણા પ્રજાની સંજોગો અને કાળબળે ઉદ્‌ભવેલી શીખાઓ છે.

૧૨ મેમણ અને ખોજાઓનો કેટલોક ભાગ લોહાણાઓમાંથી વટલીને બન્યો છે.

૧૩ લોહાણાની પેટા જાતિ સમા વટલીને સુમરા થયા અને કેટલાક તે ભૂમિનો ત્યાગ કરી કાઠિયાવાડના ચુડા ગામમાં પ્રથમ આવ્યા તે ચુડાસમા કહેવાયા.

૧૪ લોહાણા જ્ઞાતિ નહિ પણ 'લોહાણા પ્રજા' છે. લોહાણા ક્ષત્રિયોનો સંબંધ જયદ્રથ સાથે હોય તેના કરતાં ગુરૂવર્યશ્રી નાનક તથા વીર ટોડરમલ સાથેનો વિશેષ નજીક છે.

## ઉપસંહાર.

ચડતી પડતીના ચમત્કારો જોઈ અનેક આપત્તિઓમાં નિડરપણે અડગ રહી ધર્મ અને સંસ્કૃતિને સાચવનાર લોહાણા પ્રજાનો ઇતિહાસ ભારતવર્ષના સુપ્રસિદ્ધ ઇતિહાસમાં ગૌરવ યુક્ત છે. સિન્ધમાં સ્થળે સ્થળે આજે એમના પ્રતાપી પૂર્વજોનાં સંસ્મરણો ખડાં છે. સમય અને સંજોગોવશ થઇ વ્યાપારી વૃત્તિને ધારણ કર્યા પછી પણ લોહાણાજ્ઞાતિની શક્તિ હિંદની બીજી હરકોઇ જ્ઞાતિ કરતાં વધુ ચઢીઆતી છે તેમાં કંઇ જ શક નથી. ઐતિહાસિક મૂર્તિઓ પ્રજા જીવન ઘડે છે એ લક્ષમાં રાખી જ્ઞાતિના ઇતિહાસપ્રસિદ્ધ થઈ ગયેલા મહાપુરૂષો તથા વિદ્યમાન નરરત્નોના જીવનચરિત્રો પછીના વિભાગોમાં આપવામાં આવ્યાં છે. તે વાંચવાથી પણ જોઇ શકાશે કે ઓછું ભણેલા પણ ધાર્મિક ગૃહ વાતાવરણમાં ઉછરેલા સંસ્કારી હૃદયના પુરૂષોએ માત્ર જ્ઞાતિહિતનાં જ નહિ પણ જગતની પ્રજાને હેરત પમાડે તેવાં સમસ્ત જનહિત માટેનાં કાર્યો કર્યા છે. એના હૈયામાં પતિતો અને દુઃખીઓના ઉદ્ધાર માટે ધબકારા વાગી રહ્યા છે. ત્યાગ અને આત્મસમર્પણની એ સજીવ પ્રતિમાઓમાં વીરોની નિડરતા અને

રામની ટેક હજીય મૂર્તિમંત છે. આશાના કિરણના તેજ એની આંખોમાં પ્રકાશે છે. ગુરૂ નાનક, ગુરૂ ગોવિંદસિંહ અને ઇષ્ટદેવ શ્રી દરિયાલાલનાં પારણાં પણ આ પ્રજાની માતાઓને ઘરે બંધાયાં હતાં.

સદાચાર, શૌર્ય અને સ્વદેશાભિમાનની ભાવનાઓ એના હૃદયમાં ભરેલી છે. આટલું છતાંય છેલ્લા ૧૫૦ વર્ષનો પશ્ચિમનો સહવાસ આપણા જીવન ઉપર કંઇક હરે અસર કરતો જોવાય છે. એ પરદેશી સંસ્કારો આપણા યુવાનોના હૃદયમાંથી સામાજિક ભાવના વીસરાવે છે, મર્યાદાની ભાવના તોડી સ્વચ્છંદ શીખવે છે, આપણો ધર્મ, અને જાત્યાભિમાનની ભાવનાઓને હણી નાખે છે. એ માટે જરૂર એનાથી ચેતતું રહેવાની જરૂર છે. મુસલમાન સંસ્કૃતિના ત્રાસને વિદારનાર પ્રજા આ પરદેશીઓના જાદુમાં ન ફસાઈ જાય એ લક્ષમાં રાખવાનું છે. નહિ તો જાતિનું ચેતન હણાઈ જશે. અત્યારે કેટલાક વ્યવહાર પણ મનસ્વીપણે ચલાવાય છે. દ્વિજ જાતિને માટે નિષેધ કરેલા અસુરવિવાહ—કન્યાવિક્રય જેવાં અનુચિત કામો લોહાણા જેવી પવિત્રતમ ક્ષત્રિય જાતિમાં કયાંક કયાંક છાની રીતે પણ થતાં જોવાય છે. આવાં હીનમ્પતે ભરેલાં કાર્યો કરનાર અને કરાવનાર બન્ને માટે પ્રતિબંધ મૂકાવો જોઇએ.

ઇન્દ્રિય લાલસાને લીધે કેટલાક એક ઉપર બીજી સ્ત્રી કરે છે તથા કોઈ વૃદ્ધ શ્રીમંતો પિતૃકુળનો ઉદ્ધાર કરવાને બહાને પોતાની લક્ષ્મીના જોરે બાર તેર વર્ષની કુમારી બાળકીને પરણી તેના માલિક બની બેસે છે અને ઉભય કર્તવ્યભ્રષ્ટ બને છે. આવાં દૃશ્યો જ્ઞાતિને કલંક લગાડનારાં છે. આ વૃદ્ધલગ્ન અને બાળલગ્નની પ્રથા આજના ચેતનમય યુગમાં મુદ્દલ હિતકારી નથી. લગ્નની પદ્ધતિ પણ હાલની બહુ જ ખામીભરી છે. શારીરિક અને માનસિક કજોડાંથી લોહાણાઓના સંસાર સ્વર્ગરૂપ બનવા કરતાં સંતાપરૂપ વધુ બને છે તેમાં પણ સુધારો કરવાનો વખત હવે આવી લાગ્યો છે.

આજે લોહાણાઓમાં વિધવાવિવાહની છૂટ છે. ક્ષત્રિયોમાં વિધવાવિવાહની પહેલાં સર્વથા છૂટ નહોતી. પ્રસંગે વિધવાનું લગ્ન પણ થતું અને પ્રસંગે તે સતી પણ થતી. સ્મૃતિકાર મનુ મહારાજે શૂદ્ર તથા વૈશ્યોને માટે વિધવાવિવાહ ધર્મ્ય છે એમ જણાવ્યું છે. લોહાણાઓએ વૈશ્યવૃત્તિ ધારણ કરવા પછી કોઇ મહાન આપત્તિ સામે ટકી રહેવા કદાચ વિધવાવિવાહ આપદ્ ધર્મ તરિકે યોગ્ય માન્યો હોય એવું સમજાય છે. આપણામાં સતીઓ પણ થઇ છે જે સતીઓનાં સ્થાનો કાઠિયાવાડમાં ઘણાં સ્થળોએ તથા કચ્છમાં પણ છે અને લોકો તેની માનતા કરે છે.

પુનર્લગ્ન કરનાર સ્ત્રીનું પ્રથમ મોઢું પણ સધવા સ્ત્રીઓ જોતી નથી; અને પુનર્લગ્ન કરનાર સ્ત્રીપુરૂષ રાતના જ ગામમાં આવે, દિવસના ન આવી શકે, એવી કંઇક પ્રથા છે. આથી પણ એ સાર નીકળે છે કે પુનર્લગ્નને લોહાણા સારૂં કાર્ય નહિ માનતા હોય. આજે પુનર્લગ્નની કંઈ ક્રિયા ન થતાં નાતરાં જ થાય છે એ સ્થિતિમાં પણ આવશ્યક ફેરફાર થવાની આવશ્યકતા છે.

શ્રેષ્ઠ પ્રજા ઉત્પન્ન થાય તેમાટે ગર્ભાધાન તથા વિવાહ સંસ્કાર: બાળકો સુખથી

બાળપણુ વ્યતિત કરે અને તેનામાં શારીરિક, માનસિક ઉન્નતિના બીજો અંકિત કરવા માટે પુંસવન, સીમંતોનયન, જાતકર્મ, નામકરણુ, નિષ્ક્રમણુ, કર્ણુવેધ સંસ્કારોઃ વિદ્યાનુરાગી બનાવવા માટે યજ્ઞોપવિત, બ્રહ્મચર્યવ્રત ધારણ્ કરી બળવાન બનવા સાથે માનવજાતિનો પ્રેમી બને તે માટે વેદારમ્ભ, ગૃહસ્થ જીવન માટે તૈયાર કરવા સમાવર્તન, નિષ્કામ સેવા કરવા માટે વાનપ્રસ્થ અને છેલ્લે રોગોથી બચવા માટે અંત્યષ્ઠિ સંસ્કારો કરવાની પ્રથા વર્ણુવ્યવસ્થા યુગમાં બરાબર અમલમાં હતી. આજે આ સંસ્કારોની પ્રથાનો લોપ થયો છે ને માત્ર બહારની ક્રિયાઓને સસ્કાર માનવામાં આવે છે. જાતિની શ્રેષ્ઠતા સાચવવાની હોય તો આ પુરાણી પ્રથાને પણ્ નવા જમાના અનુસાર નવી દીક્ષા આપી ઠીક સ્વરૂપમાં યોજવી જોઈએ. કારણુ કે સૂર્યનાં કીરણો મલીન પથ્થરપર નથી ચળકતાં. શારીરિક, માનસિક શુદ્ધિ માટે આ ઋષિમુની પ્રણિત પ્રથાઓ આવશ્યક છે.

જ્ઞાતિની ૪૧ વિદ્યાવર્ધક સંસ્થાઓ છે. તેમાં એના સ્થાપકો કે દાનદાત્તાઓનો ઉત્તમ આશય ઠીક પ્રમાણમાં ફળિભુત નથી થયો અને તેથી તેમાં કાંઇક ઠેકાણે પણ્ ખામી છે. આ ખામીનું મૂળ શોધી તેની વ્યવસ્થા ઠીક પ્રકારે થાય અને પ્રતિભાસંપન્ન વીરો તેમાંથી બહાર પડે તેમ કરવાનો વખત હવે આવી લાગ્યો છે.

લોહાણા જેવી ઇતિહાસપ્રસિદ્ધ જાતિની હિન્દુસ્થાનની સરકારની વસ્તી ગણનામાં જુદી ગણત્રી થવાને બદલે બીજી જાતના હિંદુઓમાં તેનો સમાવેશ કરવામાં આવે છે અને તેટલા માટે લોહાણા સમાજની સાંસારિક સ્થિતિમાં થયેલા ફેરફાર કે એવી જ બીજી હકીકતો તારવી શકાતી નથી માટે તે બાબતને અતિ અગત્યની સમજી બ્રીટિશ ગવર્નમેન્ટ તરફથી થતી વસ્તીગણુનામાં હવેથી લોહાણાઓની જુદી ગણુના કરવામાં આવે તે માટે વ્યવસ્થિતરીતે કાયદાપૂર્વકની હીલચાલ આજથી શરૂ કરવાની અતિ આવશ્યકતા છે.

ગુજરાતનાં કેટલાંક ગામડાઓમા વસ્તા જ્ઞાતિભાઇઓ સાથે વર્ષો થયા ઓછા સંસર્ગના પરિણામે તેઓ આચારવિચારહીન થતા જતા જોવામાં આવે છે. સમાજશરીરના આવાં અંગો તરફ પણુ દૂર્લક્ષ હવે રાખવું ચાલી શકે એમ નથી.

અમારો આ નિર્જીવ પ્રયાસ પણ્ અમારા ધીર, વીર, અને ગૌરવપૂર્ણ જ્ઞાતિના ભાઇબ્હેનોને પોતાના ભવ્ય ભૂતકાળનું ભાન કરાવી કર્તવ્યમાર્ગપર આરૂઢ રહેવાની પ્રેરણા કરશે તો અમારો શ્રમ કિંચિત અંશે પણ્ ફળિભુત થયાના સંતોષ અમારા હૈડાંઓમાં હર્ષની છોળો ઉછાળશે.

પ્રભુ ! અમારી ગૌરવપૂર્ણ જ્ઞાતિને વધુ ને વધુ ઉન્નત પથપર લઇ જઈ વધુ ને વધુ શક્તિમાન બનાવો એજ આ દીન હૃદયની અભ્યર્થના.



# સ્વજ્ઞાતિની વિદ્યાવર્ધક સંસ્થાઓ

૧ શેઠ. ના. ઇ. ભૂ. મે. હા. લો. બો. મુંબઈ.
૨ શ્રી રણછોડદાસ ચ. ક. લો. ઓર્ફેનેજ ,,
૩ બનાતવાળા અને સુ. ઓર્ફેનેજ. ,,
૪ હાલાઈ લોહાણા બાળાશ્રમ. ,,
૫ કાનબાઇ કન્યાશાળા. ,,
૬ પેરાજ પદમશી કન્યાશાળા. ,,
૭ મહીરેવા લો. બોર્ડીંગ. વડોદરા.
૮ લોહાણા બોર્ડીંગ. દ્વારકા.
૯ લોહાણા બોર્ડીંગ. અમરેલી.
૧૦ શ્રી દા. હે. લો. બોર્ડીંગ. ભાવનગર.
૧૧ શ્રી લોહાણા બોર્ડીંગ. રાજકોટ.
૧૨ શ્રી લોહાણા બોર્ડીંગ. જામનગર.
૧૩ શ્રી લોહાણા બોર્ડીંગ. જોડીઆ.
૧૪ શ્રી લોહાણા બોર્ડીંગ. સલાયા.
૧૫ શ્રી લોહાણા બોર્ડીંગ. ખંભાલીઆ.
૧૬ શ્રી લોહાણા બોર્ડીંગ. પોરબંદર.
૧૭ શ્રી લોહાણા બોર્ડીંગ. ધોલેરા.
૧૮ શ્રી લોહાણા બોર્ડીંગ. કચ્છમાંડવી.
૧૯ શ્રી લોહાણા બોર્ડીંગ. અંજાર.
૨૦ શ્રી લોહાણા બોર્ડીંગ. લખપત.
૨૧ શ્રી લોહાણા બોર્ડીંગ વેરાવલ.
૨૨ શ્રી લો. બોર્ડીંગ માધવપુર.
૨૩ શ્રી લક્ષ્મીબાઇ ઓર્ફેનેજ કરાચી.
૨૪ શ્રી જશરાજ વાલજી બોર્ડીંગ ,,
૨૫ શ્રી દેવધર પ્રાગજી લો. બોર્ડીંગ ,,
૨૬ શ્રી ડોસા કલ્યાણ કન્યાશાળા. ,,
૨૭ શ્રી જમનાબાઇ સ્ત્રી શિક્ષણશાળા અમરેલી.
૬૮ શેઠ કેશવજી દામજી કન્યાશાળા ગુંદીઆલી.
૨૯ શ્રી કોટડી કન્યાશાળા. કોટડી.
૩૦ શ્રી કચ્છરોહા કન્યાશાળા કચ્છરોહા.
૩૧ શ્રી મસકા કન્યાશાળા અને સ્કૂલ કચ્છ મસકા.
૩૨ શ્રી ગઢસીસા કન્યાશાળા ગઢસીસા.
૩૩ શ્રી વીરાણી કન્યાશાળા. વીરાણી.
૩૪ શ્રી સરસ્વતી કન્યાશાળા. ભૂજ.
૩૫ શ્રી નખત્રાણા કન્યાશાળા. નખત્રાણા.
૩૬ શ્રી લોહાણા બોર્ડીંગ. જૂનાગઢ.
૩૭ શ્રી લોડી નોર્થકોટ ઓર્ફેનેજ. મુંબઇ.
૩૮ શેઠ કું. ખી. લોહાણાશાળા. કરાચી.
૩૯ શેઠ ના. તુ. કચ્છી લો. સ્કૂલ. ,,
૪૦ ,, નેણશી ગોપાલ કન્યાશાળા ,,
૪૧ શ્રી રતનશી ભોજા અને મેઘજી મનજી લો. બોર્ડીંગ. કચ્છ ભૂજ.

# પવિત્ર તીર્થક્ષેત્ર શ્રી નાશિક–ત્રંબકેશ્વર*
## માં
## લોહાણા ભાઇઓનાં પવિત્ર સંસ્મરણો.

મર્યાદા પુરૂષોત્તમ ભગવાન શ્રી રામચંદ્રજી જ્યારથી નાશિક પંચવટી તપોવનમાં બિરાજમાન થયા ત્યારથી આ ક્ષેત્ર પરમ પવિત્ર યાત્રાસ્થળ ગણાયું છે સૂર્યનાં સંતાનો–લોહાણા ક્ષત્રિયો માટે તો તે પરમ પવિત્ર પૂર્વજનું ધામ છે. દરેક બાર વર્ષે સિંહસ્થના વર્ષમાં અહીં લાખો ભારતવાસીઓ ભગવાનશ્રી રામચંદ્રજીનાં દર્શનાર્થે ભેગા થઇ પિતૃતર્પણાદિની ક્રિયાઓ કરી પવિત્ર થાય છે. આવા પવિત્ર ક્ષેત્રમાં આપણા ધર્મપ્રાણ જ્ઞાતિ ભાઇઓ તરફથી ધર્મશાળા તથા અન્નક્ષેત્ર ઉઘાડવામાં આવ્યાં છે તેની યાદી નીચે મુજબ.

૧ સ્વ. શેઠ નારાયણજી તુલસીદાસની ધર્મશાળા તથા સાથે સાધુસંતો માટે અન્નક્ષેત્રઃ (હંમેશ ૨૫ મૂર્તિઓને ભોજનની વ્યવસ્થા) બ્રાહ્મણ બાળકોને બોર્ડીંગ લોજીંગ સહિત સંસ્કૃત પાઠશાળા (ધર્મશાળા લોહાણા તથા સારસ્વતો માટે ખુલ્લી.)

૨ શેઠ ધર્મસિંહ ભવાનભાઈની વિશાળ ધર્મશાળાઃ લોહાણા તથા સારસ્વતો માટે.

૩ શેઠ દેવજી પ્રેમજીની ધર્મશાળા; તથા સાધુઓને સદાવ્રત.

૪ સ્વ. શેઠ કુંવરજી મોરારજીની ધર્મશાળા તેમાં નારાયણ પુસ્તકાલય તથા સંસ્કૃત પાઠશાળા. ધર્મશાળા લોહાણા તથા સારસ્વતો માટે. લાયબ્રેરી સાર્વજનિક.

૫ સ્વ. શેઠ ધારશી નાનજીની ધર્મશાળા લોહાણા સાસ્વતો માટે અને સાથે સાધુઓને સદાવ્રત.

૬ સ્વ. શેઠ લીલાધર ખેપારની ધર્મશાળા તથા સદાવ્રત.

૭ શેઠ દેવજી કાનજી લોખંડવાળાની ધર્મશાળા.

૮ ઠા. ગોપાલજી મોરારજીની ધર્મશાળા.

૯ સ્વ. શેઠ હરદાશ પ્રેમજીની ધર્મશાળા.

૧૦ શેઠ રામજી શીવજીની ધર્મશાળા.

૧૧ ઠા. ગીગા નથુની ધર્મશાળા અને અન્નક્ષેત્ર.

૧૨ ઠા ખીમજી ભગવાન ધર્મશાળા અને અન્નક્ષેત્ર.

૧૩ સ્વ. શેઠ ડુંગરસિંહ નાગજી તરફથી બંધાવેલ તપોવનમાં એક રામમંદિર તથા સદાવ્રત.

૧૪ સ્વ. શેઠ જાદવજી જેરામની નાની ધર્મશાળા. તપોવનમાં.

૧૫ શ્રી ત્રંબકેશ્વરમાં શેઠ જેઠાભાઈ ધનજીની વિશાળ ધર્મશાળા સાથે સદાવ્રત.

તદુપરાંત તપોવનમાં ઠા. ખેરાજ લાલજીનું મંદિર તથા ભકત મૂળજીનું મંદિર છે.

કોઠારી લાડક કાનજી નખત્રાણાવાળાનું સદાવ્રત તથા હાલાઇ બાઇ ઝવેરબાઇ તરફથી ૫૦ વિદ્યાર્થીઓને માટે અન્નક્ષેત્ર છે. શેઠ નથુભાઇ ગોવિંદજી તરફથી સદાવ્રત.

ઉપર્યુક્ત સંસ્થાઓ પૈકી ૨ નં. ૧૧–૧૨ની હાલાઇ લોહાણા ગૃહસ્થો તરફથી છે.

કચ્છી તથા હાલાઇ ભાઈઓનાં લગભગ ૧૨૫ ઘર અહીં છે. અહીં ઇષ્ટદેવ શ્રીદરિયાલાલ જ્યોતિ સ્વરૂપના સ્થાનની પરમ આવશ્યકતા છે.

ગંગાદ્વાર ઉપર ચડતાં ૭૦૦ પગથીઆં સ્વ. શેઠ હંશરાજ (કરમશી જે. પી. એ રૂ. ૩૦૦૦૦) ના ખરચે બંધાવ્યાં છે.

---

* કચ્છ રોહાવાળા પંડિત દયારામ રત્નસિંહ શર્મા તરફથી આ યાદી અમને મળેલી છે જે માટે અમે એમના આભારી છીએ.

# ભૂલ સુધાર

**જા**તે હાજર રહીને આ બૃહદ્ ગ્રંથ છપાવવાની કાળજી રાખેલી છતાંય દૃષ્ટિ દોષથી અક્ષમ્ય ભૂલો ક્વાંક રહી ગઈ છે. જે નીચે પ્રમાણે સુધારીને વાંચવા સર્વને અમારી વિનતિ છે.

**પાનું. ૭.** દશમી લાઈનમાં Hindu Tribes and Casts ને બદલે Hindu Tribes and **Castes** સમજવું.

**પાનું ૯૦.** શેઠ હંસરાજ કરમશી જે. પી. નું જીવન. ૧૯ મી લાઈનમાં 'ભલેને એક પોઢીઓ ઉપાડનાર' ને બદલે 'ભલેને એક **મોટીઆં** ઉપાડનાર' વાંચવું.

**પાનું ૧૫૩.** શેઠ દામજી ભાઇ દેવજી ગણાત્રાનાં જીવનચરિત્રમાં ૨૬ મી લાઇનઃ શેઠ દામજીભાઈના ૬ પુત્રોના નામમાં ૨ જા પુત્રનું નામ 'જીવણદાસ' ને બદલે '**ખેરાજ ભાઇ**' સમજવું.

પાનું **૧૯૭.** અમારી આવશ્યક નોંધમાં **૫** મી લાઈનમાં સત્તાલોભી બ્રાહ્મણ **ચચ્ચે**, '**દાહીર** રાજાની વિલાસી રાણી સુહન્દી' ને બદલે '**સાહસીરાય**ની વિલાસી રાણી **સુહન્દી**' વાંચવું.

પાનું **૩૭૬.** શ્રીયુત રામજી જેરામ ખાંટના પરિચયમાં પહેલી લાઇન 'નાગ્રેચાના તાલુકાદાર રાજા **ચાંદાજી**' ને બદલે '**નાગ્રેચાના જમીનદાર** રાજા ચાંદાજી' સમજવું.

પાનું **૩૭૨.** ડૉ રતનજી પોપટ રત્નાકરના જીવન પરિચયમાં **ડી. ઓ.** ડીગ્રી **( ઓકસફ્ડ )** ની છે છતાં દૃષ્ટિ દોષથી ( એક્ષર્ડ ) છપાયું છે તે સુધારી **, ઓકસફર્ડ '** વાંચવા વિનતિં છે.

**પાનું ૩૮૩.** ડૉ. ગોપાળજી પ્રયાગજી કોઠારીના જીવન પરિચયમાં ૮ મી લાઇનમાં 'વડીલો જમીનદાર અને આબરૂદાર હતા' તેને બદલે 'વડીલો જમીનદાર અને આબરૂદાર **છે**' એમ વાંચવું.

**પાનું ૧૭૬ B.** શેઠ નારણદાસ કાનજી એલચીવાળાના જીવન વૃત્તાંતમાં ૩૨ મી લાઈનમાં 'જેનાં લગ્ન ચત્રભુજ દેવકરણના ચી. પુરૂષોત્તમ' ને બદલે 'જેનાં લગ્ન શેઠ ચત્રભુજ દેવકરણના ચી. ભાઇ પુરૂષોત્તમ' એમ વાંચવું.

**કર્તા:**

# જાણવા જોગ.

જાતિ અને સંસ્કારની શુદ્ધિ સાચવવા મહા પ્રતાપી નરરત્નો લોહાણા જ્ઞાતિએ ઉત્પન્ન કર્યાં છે. એની ઐતિહાસિક મહત્તા મપાય એમ નથી. ઐતિહાસિક મૂર્તિઓ પ્રજાજીવન ઘડે છે, અને જૂનો ઇતિહાસ નવું લોહી આપે છે એ નિર્વિવાદ છે અને તેથી વીખરાયેલા, ખોવાયેલા અને છૂટાછવાયાં પડેલાં જે કંઈ સાધનો અમને મળી શક્યાં તથા દેશના જુદા જુદા વિભાગોમાં રખડી રઝડીને જે કંઈ માહિતીઓ મળી શકી તે ઉપરથી આ સ્વર્ગસ્થ નરરત્નોના જીવનવૃતાન્તો તૈયાર કરી અહીં રજુ કરતાં અમને આત્મસંતોષ થાય છે.

૧૨ મી થી ૧૪ મી શતાબ્દિના સમયનાં માત્ર દાદા જશરાજ તથા લાલ ઉડેરાનાં જ ચરિત્રો તે જમાનાની લોકવૃત્તિને અનુકુળ થોડાં સંગ્રહેલાં મળી શક્યાં છે. ભવ્ય ભૂતકાળથી શોભતી, ઉત્સાહી વર્તમાનમાં રાચતી અને તેજસ્વી ભાવીની રાહ જોતી લોહાણા-ક્ષત્રિય જાતિમાં આ પહેલાં અને આ પછી અનેક વીર પુરૂષોએ જન્મ લઈ પોતાની અદ્ભુત શક્તિઓને બતાવી હશે એમાં કંઇ સંશયજ નથી; પરંતુ ૧૨ મી સદી પહેલાનો તથા ૧૪ મી સદી પછી ચાર સદીઓનો ઇતિહાસ તદ્દન અંધારામાં રહ્યો છે તેનું કારણ વિદેશીઓના જુલમથી જ્ઞાતિની થઈ પડેલી છિન્નભિન્ન સ્થિતિનું પણ હોય જેમ અત્યારે વિદ્વતા, લક્ષ્મી અને બુદ્ધિ પૂજાય છે તેમ તે સમયમાં ચમત્કારપૂર્ણ વૈરાગ્ય પૂજાતો હશે. વીરતા તો તે વખતે સાધારણ વાત હતી એક માતા વીર પુરૂષને જન્મ તો આપતી જ પણ તે વીરત્વ સાથે અદ્ભુત આત્મભોગ આપવાનું ચાન્સ મેળવવા જે પુરૂષ ભાગ્યવંત થતો તેવાના જ સંસ્મરણો કાળને ચોપડે લખાતા. એટલે કદાચ વીરોની કથાઓ નહિ જળવાઈ હોય અને એમ થવું સ્વાભાવિક છે. ત્યાર પછી ૧૮ મી સદીમા જ્ઞાતિની ઝળહળતી કારકિર્દી કચ્છમાથી શરૂ થાય છે અને તે કચ્છના તથા કાઠિયાવાડના દિવાનોનાં જીવનચરિત્રોથી જાણી શકાશે.

આ દિવાનોનાં તે સમયને અનુરૂપ અદ્ભુત પરાક્રમો, બુદ્ધિચાતુર્યતા અને રાજદ્વારી કુનેહ લોહાણા જ્ઞાતિના ગૌરવમાં વધારો કરે છે. આ સિવાય ઓખામંડળ પ્રદેશમાં પણ લોહાણાઓએ દિવાન જેવા ઉચ્ચ અધિકાર ભોગવ્યા છે પરંતુ તેને લગતી માહિતીઓ મેળવવાનો સુયોગ અમને આ વખતે મળી શકયો નથી.

જુનાગઢમાં કલ્યાણજીશેઠ કરીને દિવાન થયાનું જણાય છે પરંતુ ઈ. સ. ૧૭૯૯ માં બળવો કરી એમણે કુતિયાણા ગામને તાબે કર્યા સિવાય બીજી કશી માહિતી એમના જીવનને લગતી વધુ મળી શકતી નથી.

ત્યાર પછી વિશેષે કરીને વ્યાપારીયુગ શરૂ થાય છે. અને તેમાં પણ લોહાણા જ્ઞાતિના રત્નોએ પોતાની અજબ પ્રકારની સાહસિકતા, સત્યનિષ્ઠતા, તથા ધાર્મિકતાથી આશ્ચર્યકારક પ્રગતિ કરી કુટુમ્બકલ્યાણ, જ્ઞાતિકલ્યાણ, લોકકલ્યાણ તથા ધર્મમાર્ગમાં પોતાના ધનના અમોઘ ધોધ વહેવરાવ્યા છે તે પણ આ વિભાગમાં પ્રગટ થયેલાં અન્ય રત્નોનાં જીવનવૃતાન્તોથી જાણી શકાશે

ભૂજબળનો જમાનો જતો રહ્યો આજે તેનું સ્થાન બુદ્ધિએ લીધું છે; છતાંય જો ઝીણવટથી જોવામાં આવે તો શૌર્ય, પ્રતિજ્ઞા, ઉદારતા, અને ટેક તો આ મહાપુરૂષોના સ્વભાવમાં અને લોહીના ટીપેટીપામાં ઓતપ્રોત થઈ રહેલાં દેખાશે અને તે લોહાણા જનતાને ઉત્સાહપ્રેરક બનશે, ભાવીપ્રજામાં નવચેતન આણશે એમાં કંઇ સંશય નથી.

શકય પ્રયત્નોથી પ્રાપ્ત થઈ શકયા તે મહાપુષોના ફોટાઓ પણ આમાં આપવામાં આવ્યા છે.

લાલ ઉડેરાનું જીવનચરિત્ર રા. ઠકકુર અનુવાદિત 'શ્રી અમરલાલ ચરિત્ર' તથા રા. ઉદ્ધવજીકૃત ઇતિહાસ ઉપરથી આલેખ્યું છે. દાદા જશરાજ તથા દિવાનોનાં જીવનચરિત્રોમાં મેળવેલી હકીકતો ઉપરાંત રા. ઉદ્ધવજીકૃત ઇતિહાસનો આશ્રય લીધો છે. જે બદલ અમે તે બન્ને ગ્રંથકર્તાઓના આભારી છીએ.

# વીર દાદા જશરાજ (સિન્ધ)



દરેક જ્ઞાતિ, સમાજ અને દેશમાં વીરપૂજાની પ્રથા પરા પૂર્વથી પ્રચલીત છે. વીરોનું સ્મરણ અને વીરપૂજા પ્રજામાં નવો પ્રાણ અને નવું શૂરાતન ભરે છે, એ ભાવના યુક્ત છે. શૂરવીરોના શૂરાતનના પ્રસંગો જોવા માટે ઇતિહાસો આરસીરૂપ હોવા જોઇએ પરંતુ દુર્ભાગ્યવશાત્ જૂનાં ઐતિહાસિક સાધનો નાબુદ થયેલાં હોવાથી આવા પુરૂષોનો ઇતિહાસ પ્રમાણભૂત અને શૃંખલાબદ્ધ ન મળી શકે એ દેખીતી વાત છે છતાંય આજદિન પર્યંત લોહાણા જ્ઞાતિના વીર **જશરાજ**ના સંબધમાં જે જે **મળી** શકયું છે તેનો સંક્ષિપ્ત સાર અત્રે આપવાની અમે અમારી ફરજ વિચારીએ છીએ.

દાદો **જશરાજ** એ અદ્વિત્તિય વીરનર હતા. આશરે ૧૨ મા સૈકામાં **સિન્ધ**દેશમાં **લો**હાણા–ક્ષત્રિય જ્ઞાતિમાં તેમની ઉત્પત્તિ થયેલી છે. રા. ઉદ્ધવજી તુલસીદાસ, દાદા **જશ**રાજ લોહાણા હતા કે નહિ તે પ્રશ્ન સંદિગ્ધ રાખે છે; પરંતુ તેઓ ખાસ લોહાણા જ હતા તે કેટલાંક પ્રમાણોથી સિદ્ધ થાય છે. જો તેમ ન હોય તો આપણી જ્ઞાતિ લગ્ન જેવા મંગળ પ્રસંગે તેનું સ્મરણ ન જ રાખે. અદ્યાપિ આપણી વિવાહવિધિમાં વીર જશરાજના ઘોડાની પૂજા થાય છે, લગ્નક્રિયા કરાવનાર ગોર દાદા જશરાજના છંદ બોલે છે, હસ્તમેળાપ વેળા વરરાજા ધોળી પાઘડી પહેરે છે તે પાઘડીમાંના ખૂંપમાં કુંકુમના ચાંદલા કરેલા હોય છે. કન્યા શ્વેત પાનેતર પહેરે છે. આ રિવાજ ખાસ ક્ષત્રિઓ તેમજ મુસલમાન ક્ષત્રિયોમાં પણ જોવામાં આવે છે. જો તેઓ લોહાણા ન હોય તો લગ્ન જેવા શુભ પ્રસગે આવાં શોકચિન્હો ધારણ કરવાનું કશું કારણ ન હોય. આ સ્મરણ શાથી રાખવામાં આવ્યું તે જરા જોઇ લઇએ. વીર **જશ**રાજ પરણવા ગયા અને હસ્તમેળાપનો સમય થયો ત્યારે ખબર પડી કે કોઈ વિધર્મી લૂટારાઓ ગાયોનું હરણ કરી જાય છે. આથી તેમનાં રોમાંચ ખડાં થઇ જાય છે, અને એ લગ્નક્રિયા પડતી મૂકી મંડપમાંથી ઉઠી પોતે ગાયોની વહારે દોડયા. દુશ્મનો સામે દારૂણ યુદ્ધ થયું તેમાં **જશ**રાજ ઘવાયા. ધડથી મસ્તક જુદું થયું ત્યારે પાસે ઉભેલા એક વીરે માથાંને ધડ ઉપર મૂકતાં તે આ પ્રમાણે બોલ્યું: 'મારા કુટુંબે પરણતી વખતે શોક પાળવો. ધોળાં વસ્ત્રો પહેરવાં. ઘોડાને મગનું જોગાણ દેવું અને રણરૂપ મંડપમાં ઘોડો કુદાવવો.' **જશ**રાજ સાથેના વીરોએ આ વચન પાળવા પ્રતિજ્ઞા કરી કે તુરત **જશરાજ** શબવત્ થઈ ભૂમિપર પડયા. **લો**હાણા જ્ઞાતિમાં આ વીરનું સ્મરણ દરેક લગ્નક્રિયા વખતે જળવાય છે તેથી માનવાને કારણ મળે છે કે તે આ જ્ઞાતિનો ઐતિહાસિક વીર હતો. કચ્છમાં ગઢસીસા, વડાલા વગેરે સ્થળોએ દાદા જશરાજની જગ્યાઓ છે અને તેમની પૂજા બ્રાહ્મણો કરે છે. આથી કેટલાક કહે છે કે જો જશરાજ **લો**હાણા–ક્ષત્રિય હોય તો તેની પૂજા બ્રાહ્મણો કેમ કરે ? આ શંકાનું સમાધાન શકય છે અને તે આ રીતે છે. દાદા જશરાજની પૂજા ત્યાં વીર તરિકે નહિ પણ સાધુ તરિકે થાય છે. લગ્ન વખતે પણ બ્રાહ્મણો એ વીરનું સ્મરણ સન્માનથી સાચવે છે. વળી વીર જશરાજે બ્રાહ્મણોની વિશેષ રક્ષા કરી હતી. ગૌબ્રાહ્મણના તેઓ ખરા રક્ષક હતા. તેથી એવા એક આદર્શવીરનું સ્મરણ બ્રાહ્મણો સન્માનથી જાળવે એ તો સ્વાભાવિક છે.

લગ્નની પ્રિય ઘડીને છોડી ગૌબ્રાહ્મણની વહારે દોડવું એ ખરા **શૂ**રવીરથી જ બની શકે છે. **સિન્ધ**નો ઇતિહાસ-ચચ્ચનામામાં **દાદા** જશરાજનું નામ કયાંય જડતું નથી. "લોહાણા જ્ઞાતિ હિતવર્ધક" પુસ્તક ત્રીજાના પૃષ્ટ ૧૧૩ માં રા. **હું**સરાજ **મો**રારજીએ પ્રગટ કરેલી હકીકત પણ ઉપરોકત વાતને મળતી છે. તેમાં વિશેષ એ છે કે **દાદો** **સિન્ધ**માં ૧૧-૧૨ મા સૈકામાં થયેલા. તેઓ **લો**હાણા હતા અને ગાયોનું હરણ કરનાર **જાટ** લોકો હતા. તેમજ **ચ**ંગાપીર અને **મ**ંગાપીરના નામે પણ દાદો **જ**શરાજ જ હતા.

હવે આ **ચ**ંગાપીર-**મ**ંગાપીરનું સ્થાન કરાંચીથી દશ માઇલ દૂર આવેલું છે. ત્યાં ગરમ પાણીના ઝરા છે. તેમાં ન્હાવાથી રકતપિતિયાં અને કોઢીયાં મનુષ્યો સારાં થાય છે. આવાં દર્દીઓ માટે અત્રે એક સંસ્થા પણ ખોલેલી છે. ઘણા દાનવીરોએ ધર્મશાળાઓ, ન્હાવાના કુંડો વગેરે બંધાવેલાં છે. ત્યાં વસ્તી **જાટ** લોકોની છે. આ સ્થળ ખરેખરૂં જોવા લાયક છે. થોડે દૂર તળાવમાં મગરો છે તેઓમાં **લાલુ** અને **જ**શરાજ નામના બે મગરો સરદારરૂપ છે. લોકો તેની માનતા માને છે. **ચ**ંગાપીરના મુજાવર (પૂજારી) હિન્દુ મુસલમાન બન્ને છે. **બર્ટ**ન સાહેબ પોતાના Sind Revisited P. P. 93 માં લખે છે કે:-"**ચ**ંગાપીર ઈ. સ. ના તેરમા સૈકાની મધ્યમાં થયા છે અને તેના પ્રતાપે ગરમ પાણીના ઝરા પ્રગટ થયા છે એમ મુસલમાનો માને છે. વધુમાં જણાવે છે કે "આ સ્થાન હિન્દુઓનું પ્રાચીન યાત્રાનું ધામ છે કારણકે હિન્દુઓ અદ્યાપિ દાદા **જ**શરાજની પૂજા કરે છે." આપણે તેમને વીર તરીકે પૂજીએ છીએ અને અહીં સૌ સાધુ તરીકે પૂજે છે. વિવાહ પ્રસંગના છંદોમાંથી જાણી શકાય છે કે **જ**શરાજ એક વીરનર હતો. તેણે વિધર્મીઓ સામે લડી હિન્દુધર્મની રક્ષા કરી હતી. એમના પિતાનું નામ દામાવંત હતું. માંડવા વખતે બોલાતા છંદમાં **જ**શરાજનાં વીરત્વનું વર્ણન છે. તેના શત્રુઓ બલુચી વગેરે **બે**લા-સિન્ધના ઉતર ભાગમાં રહેનારા લોકો છે. આથી માલુમ પડે છે કે **જ**શરાજનું રાજ્ય સિન્ધમાં હતું. એમનાં પરાક્રમો અદભૂત હતાં. એમણે ગાયો વારી હતી એ વાત કેટલીક કવિતામાં છે પણ કયારે, તે જણાતું નથી. કવિતનો થોડો ભાગ અત્રે આપવો આવશ્યક લાગે છે.

"જસોડ તબ સમરિયે, જબે દેસાવર ચલ્લે;"
"જસોડ તબ સમરિયે, દેહે દુ:ખ થાય દલ્લે;"
"જસોડ તબ સમરિયે, જબે અરિ વાટ વિરૂધ્ધે;"
"જસોડ તબ સમરિયે, જબે દાણીગણ લધ્ધે."
"જસોડ રાણ તબ સમરિયે, જબ કુંકુમ કરવ ધરે;"
"હાથાં ત્રીસુલ ઝલહલ સદા, સમરતાં સંકટ હરે."

... ... ... ... ... ...

"તાસ વિરૂદ્ધી નામે જે જપે જસરાય,

... ... ... ... ... ...

"દીલ દયાવંત હીંગોરલા કરી સાર સેવક તણી"
"નવનિધ સંપન સેવિયા વીર જસા **બેલે** ધણી."

* **બેલે** ધણી એટલે **બે**લાનો રાજા.

"બરડે **મીર બલોચ** ભડ, મન અણખ્યો અસુરાણ,"
"સહે રાજા સંતોપિયા, દેશ ધણી દિવાણ."
"જીત જીત જુદ્ધ જોરા કીયા, નવખંડ મારી નરેશ;"
"લડ અસુરાં મારે જસા, કિયા ફતે ગણ દેશ."
"દામાવંત દેવકુ ગમે આખર એ અણ ભગ."

આ પછીની કવિતાનો સાર એવો છે કે જશરાજ મુસલમાનોના પ્રચંડ શત્રુ હતા અને એમની સાથે સપ્ત યુદ્ધ કર્યાં હતાં.

"છત્ર સીંગાસન સોહિયે, સહસ્ત્ર જેમ કંડ કટારો"
"ગાયો વારી ઘેર આવીયો, સારંગ વિપ્રસુ ઉચરે"
"દાનવંતો દયા કરે, જશરાજ વીર રક્ષા કરે."

આ પરથી એક મુદ્દો સમજાય છે કે જશરાજ ક્ષત્રિય હતા. અને તેથી ચોકસ થાય છે કે. ઈ. સ. ના તેરમા સૈકામાં **ન**ગરઠઠ્ઠામાં **દા**માજી પરમારનું રાજ્ય હતું. તેને **જ**શરાજ નામે પુત્ર હતો. તેણે મુસલમાનો સાથે ભારે યુદ્ધ કર્યાં હતાં. **જ**શરાજના વંશજોનું રાજ્ય **દાં**તાસ્ટેટમાં અદ્યાપિપર્યંત છે. **દાં**તા રાજ્યના ભાટોના ચોપડામાં જશરાજની વીરતાનાં કવિતો છે. જે આપણા કવિતાની સમાનતાયુક્ત છે. આ અને એવાં બીજાં કારણોથી પણ સમજાય છે કે જે વીર **જ**શરાજને આપણે લગ્ન સમયે પૂજીએ છીએ તે એ જ છે.

"લીધે નામ **જ**શરાજ દર્દીનર મરદ મનાએ"
લીધે નામ **જ**શરાજ આળસુ ઉદ્યમી થાએ
લીધે નામ **જ**શરાજ કેદીની બેડી ત્રૂટે
લીધે નામ **જ**શરાજ દેહથી કર્મ વછૂટે
સ્વારી જાતાં સ્હામી મળે કાર્ય સિદ્ધ તો થાય છે,
**જ**શરાજ નામ લીધા થકી ભૂખ્યાની ભાવટ જાય છે.

નીચેના છપ્પા ઉપરથી બારમા સૈકાના પ્રારંભમાં દિલ્હીરાજ અનંગપાળના સમયમાં મુસલમાનો સાથે **જ**શરાજ લડયા એવું સમજાય છે.

જન્મ થતાં **જ**શરાજ થરક લાગે સહ થાણે
તરકાણે તરફડે અસુર ગજ હાલાણે
દિલ્હીરાજ નુઅર **અ**નંગ દીલ બહુ શંકા આણે
સોમેશ્વર સાંભરે ચંદક જીવ જક આંણે
વહે તો રાજવી ઘણા ડરે ખાગ સોડ લીગે ખડે
**જ**શરાજ બહાર ચડે જરૂર સવા ક્રોડ દલ સાથે ચડે.
(ભારતરાજ્યમહામંડળ પૃષ્ટ ૪૭)

હવે ભારતરાજ્યમહામંડળમાંથી **જ**શરાજની થોડી હકીકત અહીં આપીએ છીએ. રાજા **વી**જભાણ પછી **હ**ંસરાજ નામે રાજા થયા, તેમના પછી **રૂ**વલાલજી નામે રાજા

**વિક્ર**માદિત્યથી ૪૪ મી પેઢીએ **થયા**. તે દ્વારિકાંથી યાત્રાએ **જઈ કચ્છ** ગયા. એમને એવી બાધા હતી કે અંબાજીનું પૂજન કર્યા વિના કંઈ ખાવું નહિ. કહેવાય છે કે આથી અંબાજી પ્રસન્ન થયાં અને દર્શન દઈ વરદાન માગવા કહ્યું. ત્યારે એવું માગ્યું કે **ન**ગર-ઠઠ્ઠામાં રાજ્યધાની કરી **સિન્ધ** ઉપર રાજ્ય કરું. માતાજીએ કહ્યું "તથાસ્તુ." પછી તેમણે **ન**ગરઠઠ્ઠા, **બા**મનવા, અને **બે**લા એ ત્રણ સ્થળે રાજ્ય સ્થાપ્યું ( આપણા લગ્નના છંદમાં **બેલેધણી**–બેલેના રાજા એવો શબ્દપ્રયોગ લક્ષમાં રાખવાનો છે. ) એમના પછી નગરાજ નામે રાજા થયા, તેઓ ભૂજના **ચૂ**ડામમી **ફ**તેહ કુંવરબા સાથે પરણ્યા. તેમના પછી **અં**બરાજ નામે રાજા ચાર રાણી પરણ્યા. તેમાં એક **ક**નોજના જનકકુંવર રાઠોડજી અને બીજાં ઉદયપૂરના **ઉ**દયકુંવરી સિસોદીયાણી રાણી હતાં. ત્યાર પછીના **વિ**જયરાજજી નામે રાજા ચાર રાણીઓ પરણ્યા તેઓમાં **બું**દીના **હા**ડીજી ઉર્ફે **કું**વરબા પટરાણી હતાં. તે પછી **બા**ગરાજ, **બ**રીઅચરાય અને **ભા**ણ એ પ્રમાણે રાજાઓ થયા.

**રૂ**વપાળજીથી કેટલીક પેઢીએ **દા**માજી થયા તેને કુંવર ન હોવાથી તેમાંના કોઇએ અંબાજીની બાધા રાખી. કહેવાય છે કે તેથી માતાજીએ આંગળીમાંથી લોહી કાઢી પોતાના શરીરના મેલ સાથે મેળવી પુત્ર ઉત્પન્ન કર્યો. અને તેનું "**જ**શરાજ" એવું નામ પાડવાની આજ્ઞા આપી. વળી માતાએ કહ્યું કે હાલ જે જગ્યાએ મારૂં સ્થાપન છે અને જ્યાં મારી પૂજા થાય છે તે સ્થળનું રક્ષણ કરવા માટે મેં એને પેદા કર્યો છે. એ મહા શૂરવીર થશે. **દા**માજીના વખતમાં મુસલમાનોએ નવ વર્ષ લડાઇ ચલાવી તે નગર લીધું અને રાજા **દા**માજીને મારી નાખ્યા. **દા**માજીના મરણ પછી તેમના કુંવર જશરાજને ગાદી મળી. તેમણે મુસલમાનો સાથે લડી નગર પાછું લીધું. એમને બે રાણીઓ હતી ( ૧ ) **ચી**તોડનાં સીસોદણી **ફુ**લકુંવરબા અને ( ૨ ) **બું**દીનાં રાણી હરકુવરબા. **જ**શરાજજીને **કે**દારસિંહ યાને કેશરીસિંહ અને **વી**રસેન નામે બે કુંવરો હતા. ( **જ**શરાજના ) રાજ્યપર મુસલમાનો બીજીવાર ચઢી આવ્યા વગેરે.

**જ**શરાજ એ એક અદ્વિતિય વીરપુરૂષ હતા અને હિન્દુધર્મ તથા હિન્દુપ્રજા ઉપર એમને એટલો બધો પ્રેમ હતો કે, ગાયોને છોડાવવા પોતે લગ્નમંડપમાંથી દોડયા હોય તો તેમાં શંકા જેવું કશું નથી. લગ્ન વેળા આપણે એમની પૂજા કરીએ છીએ તેનું એ જ મુખ્ય કારણ હશે.

**જ**શરાજ પરમાર રજપૂત હતા એમ આ ઉલ્લેખપરથી જણાય છે. દાદા **જશરાજ** અમરલાલ યાને દરિયાદેવની પહેલાં થયેલા જણાય છે. વળી કવિરાજ પ્રાગજી ધનજી બલી-ભદ્ર કૃત "લોહાણા ક્ષત્રિઓનો ઇતિહાસ અને સારસ્વતોની યજમાનવૃત્તિ" નામક 'પુસ્તકની પ્રસ્તાવનામાં દાદા **જ**શરાજ વિષે આ પ્રમાણે કહે છે "ઉત્તર હિન્દના મહીપતિ બાર ક્ષાત્રકુળનો સમૂહ. જેમાં લોહર, ખત્રી, ભાણુસર, સોનર, કાયસ્થ, ભટ્ટી, દેપાળ, અરોડ, બાવ, ધૂળધવ, ગિરાણ અને સાવરનાં સામ્રાજ્ય કાશ્મીર, પંજાબ, સિન્ધ અને વાયવ્ય પ્રાંતો વગેરે નિરનિરાળા પ્રદેશપર સ્થપાયાં હતાં. "સિન્ધ–ઠઠ્ઠાપતિ ક્ષત્રિકુલભૂષણ "લોહર" **જ**શરાજ એક દેવાંશી રાજપતિ કનોજના **જ**યચંદ્ર રાઠોડનો સમકાલીન હતો. સિન્ધ દેશના રાજકર્ત્તાઓ બાર રાજકુટુંબ પૈકી **ન**ગરઠઠ્ઠાના તખ્તપર "રાણા"નો ઇલ્કાબ

ધારણ કરી લોહર ક્ષત્રિય કુટુંબના આગેવાનો રાજ કરતા હતા. અને બાકીના ૧૧ ભાયાતો સિન્ધના જુદા જુદા પ્રાન્તોમાં "રાજાનો" ઇલ્કાબ ધારણ કરી રાજ કરતા હતા. બારે કુટુંબના અગ્રેસર રાજવીરો પ્રતિષ્ઠિત હતા. જયચંદ્ર રાઠોડની સ્વ. માતાની ઉતરક્રિયાના ભોજનવેળા જયચંદ્રના પ્રત્યેક ભાયાતો ભોજનપાત્રમાં વસુમુદ્રા મૂકી ગયા, તેથી જયચંદ્ર ગુસ્સે થયો. જયચંદ્ર અને સિન્ધદેશના રાજા રાણાઓ વચ્ચેના તુમુલ યુદ્ધથી સિન્ધભૂમિ રક્ત પ્રવાહથી તરબોળ થઇ રહી. પણ વીર જશરાજ અને રૂદ્રરૂપ સિંધુશર્માએ જયચંદ્રને શેહ આપી. તેની પ્રતિજ્ઞાનો ભંગ કર્યા પછી જ હાથે મીંઢળ બાંધેલા સંગ્રામપ્રિય જશરાજે અને પુરોહિત સિંધુશર્માએ પોતાના દેહ છોડયા.

વીર જશરાજ પડવાથી સિન્ધ સરદારો નિરાશ થયા તેમના બારે કુટુંબના વંશજો લગ્ન સમયે શૂરવીર જશરાજનું ગુણગાન કરી યાદગીરી રૂપે તેની કીર્તિનું સ્મરણ કરે છે. અને વરરાજા સ્વ. જશરાજના સૈનિક પોશાકને છાજતી નિશાનીઓ ધારણ કરે છે. આ સમયથી અદ્યાપિ બારે કુટુંબના વંશજો એ યાદગીરી ઉત્સાહથી પાળે છે."

કવિશ્રી પ્રાગજીભાઇએ આ હકીકત કયા પ્રમાણભૂત ગ્રંથમાંથી મેળવી છે તે કંઇ જણાવ્યું નથી. જયચંદ્ર તો પૃથુરાજ ચૌહાણનો સમકાલીન હતો અને તે અરસામાં-ઇ. સ. ૧૩ મા સૈકામાં દાદો જશરાજ થયા અને જયચંદ્ર સાથેની લડાઇમાં તેમનો કાળ થયો એવું માનવાથી જશરાજ સંબંધે પ્રથમ જણાવેલી બધી વિગતો કલ્પનારૂપ ઠરે છે. સંયુક્તાનું પૃથુરાજે હરણ કરેલું તે ચીડમાં શાહબુદ્દિન ઘોરીની કુમકથી જયચંદ્રે દીલ્હીપર ચઢાઇ કરી એવું ઇતિહાસમાં છે. પણ આ રીતે સિન્ધદેશમાં લોહી વહેવડાવવાનું ભરતખંડના ઇતિહાસમાં જોવામાં આવતું નથી.

સંક્ષેપમાં એ વાત નિર્વિવાદ છે કે દાદા જશરાજ એક પ્રબળ ઐતિહાસિક વીર છે. અને એ ધર્મરક્ષકનો જન્મ લોહાણા-ક્ષત્રિય જ્ઞાતિમાં જ છે. લગ્ન જેવા માંગલિક પ્રસંગને તરછોડી ગોધનની વહારે ચડી પ્રાણાર્પણ કરનાર એ મહાવીર પૂર્વજનું સ્મરણ તેથી જ અદ્યાપિ લોહાણા જ્ઞાતિ જાળવી રહી છે અને જાળવવાનીજ. આવી ગૌરવપૂર્ણ જ્ઞાતિ વિરોચીત ગુણો ધારણ કરી પોતાનું ખોયેલું પ્રાચીન ક્ષાત્રતેજ ફરી પ્રગટાવવા સમર્થ થાય એજ પ્રભુ પ્રત્યે અંતિમ પ્રાર્થના.



# શ્રી અમરલાલ યાને ઉડેરા અર્થાત્ દરિયાદેવ (સિન્ધ)



"જગતમાં જ્યારે ધર્મનો ક્ષય થાય છે ત્યારે કોઇ ઇશ્વરી વિભૂતી અવતરી ફરી ધર્મની સ્થાપના કરે છે" એ ગીતાવાક્ય સત્ય ઠરતું આવ્યું છે. આ ચમત્કારિક વૃતાન્તો કદાચ હાલનું જડ વાતાવરણ માને પણ નહિ છતાં તેનું અસ્તિત્વ તો જરૂર સત્યતા દર્શાવી રહ્યું છે. અમે આજે એવા એક ચમત્કારિક લોહાણારત્નનું ટુંક જીવન અત્રે આલેખવા પ્રેરાઇએ છીએ. માનો ન માનો પણ આ જીવનની ચમત્કૃતિઓ આશ્ચર્યમાં મુગ્ધ કર્યા વગર તો રહેશે જ નહિ. આ દેવાંશી પુરૂષનો જન્મ ધર્માંધ મુસ્લીમ રાજાઓના ત્રાસમાંથી હિન્દુઓનો ઉદ્ધાર કરવા અર્થે થયો હોય એમ માનવાને કારણ છે. સિન્ધ, કચ્છ અને કાઠિયાવાડના પશ્ચિમ કિનારા ઉપર રહેતી લોહાણા જ્ઞાતિમાં દરિયાલાલની કીર્તિનાં-ચરિત્રનાં વિવિધ ભજનો ગવાય છે અને પૂજન થાય છે. તેમ તે સંબંધે અનેક દંતકથાઓ પણ ચાલે છે. દરિયાલાલ એ ખાસ લોહાણા જ્ઞાતિના ઇષ્ટદેવ મનાય છે. એમનું જીવન અદ્દભૂત લીલાઓથી ભરપુર છે. તેમણે સગુણ નિર્ગુણ ઉપાસનાના ભેદો હિન્દુ મુસલમાનને સમજાવી પોતાના સેવકો બનાવ્યા છે.

પશ્ચિમ આર્યાવર્તના સિન્ધ પ્રાન્તમાં નસરપુર ગામમાં આશરે વિ. સં. ૧૪૫૪ માં આ દેવાંશી દેવ પ્રગટ થયા હતા. એમણે પિતા રતનરાય તથા માતા દેવકીજીની કૂખ શોભાવી અમર કર્યાં છે. ઇ. સ. ના ૭ મા સૈકા સુધી સિન્ધમાં હિન્દુ રાજ્ય હતું. ઇ. સ. ના ૮ મા સૈકાથી મુસલમાનો સિન્ધમાં દાખલ થયા ત્યારથી હિન્દુઓનું બળ નરમ પડવા લાગ્યું. આ રીતે આ દેવના જન્મ સમયની ધાર્મિક અને રાજકિય દશાનો થોડો ખ્યાલ અત્રે આપવો જરૂરનો છે.

ઇ. સ. ૧૩૯૪ માં સાદતખાનનો પ્રપંચથી વધ કરાવી મરખખાન પોતે સિન્ધ દેશનો સ્વામી થયો. મુસ્લીમ રાજાઓના નિયમ પ્રમાણે રાજ્યારોહણ પ્રસંગે પોતે મરખશાહ નામ ધારણ કર્યું હતું. રાજધાનીનું શહેર 'નગરસમૈ' જે હાલ નગરઠઠ્ઠા નામે પ્રસિદ્ધ છે તે હતું. આ મરખશાહ ઘણો ધર્માંધ, વિલાસી અને કપટી હતો. હિન્દુઓને બળાત્કારે વટલાવી મુસલમાન બનાવવાનો તેણે પેચ રચ્યો હતો. આથી હિન્દુઓમાં મોટો ખળભળાટ મચી રહ્યો. બાદશાહે મોટેરા હિન્દુઓને બોલાવી કહ્યુંઃ "કાં તો હુકમને તાબે થઇ પાક ઇસ્લામધર્મ સ્વીકારો અને કાં તો તમારા પ્રભુનો અમને સાક્ષાત્કાર કરાવો, જો તેમ નહિ કરો તો સત્તાબળે અમે તમને વટલાવીશું." આથી હિન્દુઓએ પરધર્મ

અંગીકાર કરતાં મરી જવું બહેતર ધાર્યું. પણ સંકટમાં સહાય મેળવવા એકવાર તેઓએ સિન્ધુસાગરને તીરે જઇ વરૂણદેવની ઉપાસના કરવા માંડી. ખરા હૃદયની પ્રાર્થના જરૂર પ્રભુ સાંભળે છે. ત્રણ દિવસ સુધીની અન્નજળ રહિત–ઉપાસના સાંભળી વરૂણદેવે પ્રસન્ન થઇ જળવાણી સુણાવી. તેમાં એવું કહ્યું કે:–"તમે ડરો નહિ. આજથી આઠમે દિવસે નસરપુરમાં ઠક્કુર રતનરાયને ઘેર માતા દેવકીજીને પેટે હું જન્મ લઇશ ને તમારાં સંકટો નિવારીશ." આ દૈવી વાણીથી સંતોષાઇ હિન્દુઓ જળદેવને વંદન કરી ગામમાં આવ્યા. અને આ હકીકત બાદશાહના આહા નામના વઝીરને કહી સંભળાવી. આથી શાહે વઝીરને નસરપુર મોકલ્યો. તપાસ કરતાં ઠક્કુર રતનરાયને ત્યાં પુત્રજન્મના સમાચાર મળ્યા. એટલે તુરત તે બાળકને લઇ પોતે બાદશાહ પાસે આવ્યો. બાળકને કેદ કરવાનો પ્રયાસ કર્યો પણ ચમત્કારબળે તે સર્વ પ્રયાસો નિષ્ફળ ગયા. શરત એવી થઇ કે ઉડેરાલાલ તથા શાહના પીર અથવા વઝીરે સાગરપર પાથરેલી ચાદર ઉપર બેસવું. જે ડૂબી જાય તે અસત્ય અને તરશે તે સત્ય. બન્ને ચાદર પર બેઠા. જરા આગળ વધતાં ચાદરના છેડા પાણીમાં ભીંજાયા અને મુસ્લીમ વઝીર ગભરાયો. પણ ઉડેરાલાલે તેને બચાવી લીધો. કહેવાય છે કે ત્યારથી જ મુસલમાનો ચાદરના છેડામાં રંગનો ઝુમખો પૂરે છે. આ પરચો જોઇ બાદશાહે સોગન લીધા અને હિન્દુઓને નહિ સતાવવાનું વચન આપ્યું. મુસ્લીમો આ વાત માને નહિ એ સ્વાભાવિક છે, પાશ્ચાત્ય દેશ નિવાસી બર્ટને પણ સત્યવાત વ્યક્ત કરેલી છે. ત્યાર પછી બાદશાહને જીવ–ઇશ્વરનો ઉપદેશ આપી હિન્દુઓને આ દેવ નિર્ભય કરે છે! આવા અનેક ચમત્કારો ઉડેરાલાલે બતાવેલા કહેવાય છે.

મહાપુરૂષોનાં જીવનની ખુબીઓ માનવીભેજું ભાગ્યે જ સમજી શકે છે ઉડેરાલાલનું ઉજ્વળ બાલજીવન ચંદ્રની કળા સમ ખીલતું ગયું. પાંચ વર્ષની વયે ગુરૂ પાસે વિદ્યાભ્યાસ કરવા બેઠા. અલ્પકાળમાં તો સુક્ષ્મ તત્વયુક્ત સર્વ વિદ્યામાં પારાંગત થઇ ગયા. "આ કોઇ દેવ વિભૂતિ છે" એવું ગુરૂજીએ પણ માની લીધું. સાતમે વર્ષે વિદ્યા ભણી પોતે ઘેર આવ્યા. એટલે માબાપનો કુહર (બાફેલી દાળ) વેચવાનો ધંધો પણ એમને શીખવવામાં આવ્યો. નાનપણથી જ એમને દરિયાકિનારે જઇ કલાકોના કલાકો સુધી સ્તુતિ કરવાની ટેવ હતી. બીજા છોકરાઓ જોડે પોતે કુહર (બાફેલી દાળ) વેચવા નીકળતા, પણ તેઓનાથી છાની રીતે છૂટા પડી સંધ્યાકાળે દરિયાકિનારે આવી દાળની ટોપલી દરિયામાં પધરાવી દેતા. અને તેમાંથી ધનની–મધની એવી કોઇ સુન્દર વસ્તુની ટોપલી મળતી તે લઇને ઘેર પહોંચતા. આથી માબાપ વિસ્મય પામતાં. જોવા માટે છાની રીતે એક દિવસ પિતા રતનરાય એમની પાછળ ગયા. છોકરાને ટોપલી પધરાવતાં જોયો કે તુરત એક આકૃતિ તેને અંદર ખેંચી જતી જોઇ. આથી પિતા ગભરાયા. પણ ક્ષણવારમાં પાછો અમરલાલને એક ટોપલી હાથમાં લઇ આવતો જોઇ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા!

આમ એમના બાલજીવનના પણ અનેક ચમત્કારો થયેલા સંભળાય છે. એમને **સોમો** અને **ભેદો** નામે બીજા બે ભાઇ હતા. તેઓ બન્ને ગુજરાન માટે જુદો જુદો ધંધો કરતા હતા. શ્રી **અમરલાલ** પોતે આજન્મ બ્રહ્મચારી રહ્યા હતા. એક વેળા પોતાના બન્ને ભાઇઓ તથા સંતપુગર નામે શ્રદ્ધાળુ ભક્તને પોતાની પાસે બોલાવી **અ**મરલાલે તત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો. તેની અસર બે ભાઇઓને ન થઇ પણ તે **પુ**ગરસંતનું હૈયું ઉઘડયું. આ સમયથી **પુ**ગરસંત અમરલાલ સાથે જ ફરતા. આ સંતની શ્રદ્ધા વધુ દૃઢ કરવા માટે એક વખત તેમને સાગરના ગર્ભમાં—**વ**રૂણપુરીમાં લઇ જઇ પોતે અનેક રિદ્ધિ સિદ્ધિ બતાવી. સત્ય શ્રદ્ધાએ સંતનાં હૃદયને વિંધ્યું. એટલે **અ**મરલાલે તેમને ૭ અમૂલ્ય વસ્તુઓ આપી (૧) ત્રિમૌલિ ઝારી, (૨) અગ્નિની જ્યોતિ, (૩) કંથા, (૪) વેઢ, (૫) ઢકલા, (૬) તેગ (અસિ) (૭) દેગ. પછીથી પુગરસંતને સાથે રાખી પોતે ધર્મોપદેશ કરવા લાગ્યા. દરમ્યાન નસરપુરમાં એક મંદિર બંધાવી ૭ દૈવી વસ્તુઓમાંથી **ઝા**રીને સિંહાસનપર પધરાવી અને **જ્યો**તિને પૂજવા માટે **સં**તને પૂજારા તરિકે નીમ્યા. ઉપરાંત જનતાને ધર્મોપદેશ સુણાવવા લાગ્યા. **અહીંથી** **પુ**ગરસંતે આ ધર્મનો બહુ પ્રચાર કર્યો. ભક્તનાં બધાં લક્ષણ એનામાં હતાં. શ્રી **અ**મરલાલના કુળના વંશજો અદ્યાપિ **ક**ચ્છ તથા **સિ**ન્ધમાં પૂજ્ય મનાય છે. સિન્ધમાં આ કુળના વંશજો ઠકકુરને નામે ઓળખાય છે. તેમ **ક**ચ્છમાં ' પૂજારા ' કહેવાય છે. પ્રત્યેક પૂજારા અને ઠકકુરના ઘરમાં અષ્ટપ્રહર સમુદ્રદેવની અખંડ જ્યોતિ હોવી જોઇએ એવો નિયમ છે. જ્યોતિની પૂજાનો અધિકાર માત્ર ઠકકુર, પૂજારા અને **ત**ન્નાને જ છે. તેઓ આ નિયમને ભુલી ગયા છે એ શોકની વાત છે. **પુ**ગરસંત ઉપરાંત અસંખ્ય ભાવિકોને પોતે સાત્વિક બનાવ્યા હતા. ત્યારબાદ **જહેજા** નામક સંસ્થાનમાં આવી અશ્વસહિત પોતે પૃથ્વીમાં વિલીન થઈ ગયા ! આ સ્થાનમાં બાદશાહે એક કુબો બનાવ્યો છે અને તેમાં શ્રી **અ**મરલાલજીની તુરબત પણ બનાવી છે. આ સ્થાનમાં અદ્યાપિ અખંડ જ્યોતિ બળે છે. ત્યાં આગળ હિન્દુ પૂજારા તથા મુસલમાન મુજાવર બન્નેનો નિવાસ હોય છે .પછીથી એક વખત એ અદ્દભૂત દેવ **સ**ખર, **અ**ખર, પાસે પ્રગટ થયા હતા તેથી ત્યાં **સિ**ન્ધુના મધ્યમાં એક સ્થાન નિર્માણ કરેલુ છે જેનું નામ 'જિન્દપીર' રાખવામાં આવ્યું છે. *

---

* સમ્પ્રદાયોમાં જે સ્થાન **આ**ચાર્યનું હોય તે જ સ્થાન **લોહાણા** જ્ઞાતિમાં શ્રી **અમરલાલ** યાને દરિયાપીરનું હોય. પોતાના અદ્દભુત વ્યક્તિત્વ—ચરિત્ર અને જ્ઞાનથી પરધર્મીઓના હલ્લાઓને હઠાવી હિન્દુઓનું રક્ષણ કરનાર આ મહાન વિભૂતીની પૂજા **લોહાણા**જ્ઞાતિમાં એક **વીર** તરિકે થવી જોઈએ.

દૂર્ભાગ્યની વાત એટલી જ છે કે જે સમયની આ વાત છે તે કાળ આ દેશનો રાજ્યદ્વારી, સામાજિક અને ધાર્મિક બાબતોમાં ક્રાન્તિકાળ હતો. અંધકાર યુગ હતો. વિધર્મીઓના પીરો અને સૈયદો ની માફક હિન્દુઓમાં પણ મહાત્મા કે સાધુના શિષ્યો તરફથી તેના ચમત્કારો દેખાડવાનો પ્રયત્ન ન થાય ત્યાં સુધી

શ્રી **અ**મરલાલના જન્મ દિવસે—ચૈત્ર શુદ ૩ ને દહાડે અદ્યાપિ **જ**હેજામાં પ્રચંડ મેળો ભરાય છે અને **ન**સરપુરમાં પણ તે દિવસ ઉત્સવ તરિકે પળાય છે. તે દિવસે યાત્રાળુઓ **દ**રિયાસ્થાનમાં જ્યોતિનાં દર્શન કરે છે. સિન્ધ દેશમાં શ્રી **અ**મરલાલનો પ્રભાવ અતૂલ છે. જેમ સત્યનારાયણનો પ્રસાદ દૂધિયો શીરો, ગુરૂ નાનકનો પ્રસાદ 'કડહા' પ્રસાદ છે તેમ અમરલાલનો પ્રસાદ મીઠો ભાત છે. જેઓ **લા**લસાંઈની માનતા માને છે તેઓ મીઠો ભાત જ રાંધે છે. **જિ**ન્દપીર અને **અ**મરલાલ એ **ઉ**ડેરાલાલનાં જ જુદાં જુદાં નામો છે. **પુ**ગરસંતે આ મતનો ભારે પ્રચાર કરી ઠામ ઠામ દરિયાસ્થાનો બંધાવ્યાં છે. શ્રી અમરલાલે પુગરસંતને આપેલી, અલૌકિક વસ્તુઓમાં તેના ભાઈઓ સોમા તથા ભેદાએ પોતાનો ભાગ છે એવું ઠરાવવા પાછળથી પ્રયાસ કર્યો હતો ત્યારે શ્રી **અ**મરલાલે પ્રગટ થઇ બન્ને ભાઇઓના ક્રોધનું શાન્તવન કર્યું કહેવાય છે. **પુ**ગરસંતને વૃદ્ધાવસ્થામાં એક પુત્ર થયેલો તેનું નામ **બુ**ઠ્ઠા રાખવામાં આવેલું હતું. તે પણ **પુ**ગરસંતના જેવો જ ગુણી હોવાથી ગાદી ચલાવવા સમર્થ થયો હતો. આ **બુ**ઠ્ઠા ઠકકુરના વંશજો તે બુઠ્ઠાઈ ઠકકુરના નામથી ઓળખાય છે. શ્રી **અ**મરલાલના ભાઈ **સો**માના વંશજો થયા તે **સો**માઇ કહેવાયા. મહાપુરૂષોની વિભૂતિઓ અલૌકિક હોય છે. એમનો સંપૂર્ણ પાર પામવો એ અલ્પજ્ઞ મનુષ્યની ગુંજાશ નથી.



---

તેના ગૌરવમાં ન્યૂનતા હોય એમ મનાતું. જે ચમત્કાર કરી શકે એવી વ્યક્તિ તે જ મહાત્મા. લોકવૃત્તિ જ્યાં ત્યાં ચમત્કારોને જ શોધતી હતી. આવા સમયમાં જે મહાપુરૂષનું જીવન આલેખાય તે એવું લોકવૃત્તિને પોષનારૂં હોય એટલે એમનું યથાર્થ જીવન ન મેળવી શકાય છતાંય એમાંથી પણ આપણે આ પ્રતાપી પુરૂષના જીવનના ગુઢ રહસ્યોના ઉકેલ આજની દષ્ટિએ કરી શકીએ.

લોહાણા ઇતિહાસમાં આ ચરિત્રનાયકની કથા એ એક ભારે મહત્વનો ભાગ છે. સિન્ધ, કચ્છ, અને કાઠિયાવાડમાં નિવાસ કરતા લોહાણાબંધુઓ શ્રી અમરલાલને પોતાના ઈષ્ટદેવ માની તેમની પૂજા કરે છે. દરિયાલાલનું મંદિર લોહાણાઓના નિવાસસ્થાનમાં હોય જ.

આવા મહાજ્ઞાની, નૈષ્ઠિક બ્રહ્મચારી અને હિન્દુધર્મના મહાન રક્ષક મહાપુરૂષનાં સ્મરણો લોહાણાજ્ઞાતિના હૃદયપટપર તાજાં જ રહ્યાં છે અને હમેશ પર્યંત રહેશે જ એ નિઃસંશય છે.

# દિવાન દેવકરણ શેઠ (કચ્છ-ભૂજ)



શૂરવીરોનું શૂરાતન છુપું રહેતું નથી. માત્ર તેને પ્રસંગોની જ જરૂર છે. આ વાક્યની સત્યતા દેવકરણ શેઠનું જીવન દર્શાવે છે.

કચ્છમાં પ્રથમ દિવાન જેવા જોખમી હોદ્દાપર આવી અપ્રતિમ બુદ્ધિચાતુર્ય અને રાજ્યનીતિ બતાવનાર દેવકરણ શેઠનું નામ લોહાણા જ્ઞાતિના ઇતિહાસમાં ગૌરવપૂર્ણ રહેશે.

કચ્છના મહારાવ શ્રી દેશળજી પહેલા સં. ૧૭૭૫ ના માગસર વદ ૮ ના તખ્ત-નશીન થયા ત્યારે ચરિત્રનાયક પટરાણીશ્રી રાજબા વાઘેલીના કારભારી હતા. આ સમયે એમની ઉમર ૨૫ વર્ષની હોય તો દેવકરણ શેઠનો જન્મ સં. ૧૭૫૦ માં થયો ધારી શકાય. ઈ. સ. ૧૫૩૮ થી ૧૭૧૮ સુધી કચ્છ મોગલરાજ્યના અંગરૂપ ગણાતું, અને બાદશાહ જહાંગીર સાથેના કરાર પ્રમાણે કચ્છમાંથી હજ જતા હાજીઓ પાસેથી રાવશ્રી કર લેતા નહિ અને તેના બદલામાં મોગલો એમની પાસેથી ખંડણી લેતા નહિ. આ શરત અંતસુધી મોગલોએ પાળી નહિ પણ અમદાવાદના નવાબે માફ કરેલી ખંડણી પાછી લેવા માટે એક મોઆઝીમબેગ પઠાણને ભારી લશ્કર સાથે કચ્છ પ્રતિ મોકલાવ્યો. રાવશ્રીએ તેનો સામનો કરવા પોતાનું લશ્કર ગોઠવ્યું. અને દિલ્હીના પાદશાહને જહાંગીરના સમયના કરારનામાનું સ્મરણ દેવરાવ્યું. આથી લશ્કર પાછું ફર્યું. પરંતુ મોગલોને નાણાંની જરૂર હતી એટલે કરાર પાળી શક્યા નહિ. બીજી વાર હુમલો કર્યો પણ ફાવ્યા નહિ. રાવશ્રી દેશળજીના વખતમાં દેશ શાંત હતો. ફક્ત મોરબીનો કાંઇઓજી પ્રતિકૂળ હતો. "કચ્છપર મારો હક્ક છે" એવુ તે માનતો હતો. તેથી તે અમદાવાદના સુબા શેરબુલંદખાનને મળ્યો અને પોતે કચ્છાધિપતિ થાય તો મોટી ખંડણી આપવાની લાલચ આપી. આથી ૫૦૦૦૦ જેટલા જબરા લશ્કર સાથે ત્રીજીવાર કચ્છ ઉપર ચડાઈ કરી. આ જંગી લશ્કર સામે લડવાની રાવશ્રીની તૈયારી નહોતી. તેમજ સાધનો અને માણસો રોકવા જેટલું ધન પણ નહોતું. પટરાણી રાજબાને આ બધી ખબર પડતાં પોતાનો જમા કરેલો ખજાનો રાવશ્રીને સંકટના સમયમાં ખાલી કરી આપ્યો. દેવકરણ શેઠની ભાગ્યરેખા અહીંથી જ ઝળકી. તેણે રાજ્યને સંકટમુક્ત કરવાનું માથે લીધું, પોતે પોતાની ચાણાક્યબુદ્ધિથી જ્ઞાતિભાઇઓમાં વગ લગાડી ધન ભેગું કર્યું અને કેટલાક ભાયાતોને બોલાવી કસુંબો ચાલુ કરી નવું ચેતન રેડયું. પછી લશ્કરના બે ભાગ પાડયા, એક ભાગ ભૂજના રક્ષણ માટે અને બીજો ભાગ શત્રુઓને મહાત કરવા ભૂજના કિલ્લામાં ગોઠવ્યો. બીજે દિવસે સુબાના લશ્કરે ભૂજીયા ઉપર મારો ચલાવી ભૂંડાગરો તથા બીજો કોઠો હાથ કર્યો પણ વળતે દિવસે દેવકરણ શેઠની સરદારી નીચેના લશ્કરે શત્રુઓપર જબરો ધસારો કરી ઘણા મુસલમાનોની કતલ કરી, ગુમાવેલા બન્ને કોઠા પાછા જીતી લીધા. તેમાં સુબાનો ભત્રીજો પણ માર્યો ગયો. આથી રાવશ્રી પ્રસન્ન થયા. જીત થવાથી લશ્કરમાં ડબલ જોર આવ્યું ને શત્રુપર તૂટી પડયા અને ભારે હાર ખવડાવી. શત્રુની ફોજે પાછા હઠતાં લાખો પાસે મેલાણ કીધું. પણ રાવના મિયાણા સરદારોએ પૂઠ પકડી

તેઓનો ઘાણ કાઢી નાખી છાવણી લુંટી લીધી. સુબો ગભરાયો, અને મોરબીનો કાંઇઓજી નાશી ગયો. પછી સુબા સાહેબ વીલે મોઢે અમદાવાદ પહોંચ્યા. દેવકરણ શેઠની આ વીરતાએ રાવશ્રીના હૃદયને જીતી લીધું. આથી તેમને દિવાનપદ આપી રાજ્યનો કુલ વહીવટ સોંપી દીધો. આવી પદવી મળતાં દેવકરણ શેઠ ગર્વિષ્ટ ન થયા પણ વફાદારીથી લાખો કોરીની ઉપજ રાજ્યને વધારી આપી. વ્યાપારને ઉત્તેજન આપ્યું, મહેસુલના ચોપડા રાખ્યા, ખેડુતોને નાણાં ધીરવાની વ્યવસ્થા કરી, આ જાતના ઘણા સુધારા કરવાથી ૧૮ લાખ કોરીની ઉપજ રાજ્યને થઈ. ભૂજ પ્રાન્ત પણ વધુ સમૃદ્ધ થયો. કહેવાય છે કે ખુદ દેવ-કરણ શેઠને દશ લાખ કોરીની ખાનગી પેદાશ હતી. ઉપલી વ્યવસ્થા ઉપરાંત દેશના રક્ષણ માટે પોતે ભારે ઇલાજો લીધા હતા. ભૂજના કિલ્લાને મજબૂત કરી પરદેશી હુમલા સામે અચળ બનાવ્યો. રાજધાનીની આસપાસનો કોટ મજબુત કર્યો, અંજાર, મુંદ્રા, રાપર, વગેરે સ્થળે કિલ્લાઓ બાંધ્યા; અને દરેક કિલ્લામાં ચોક્સ લશ્કર રાખ્યું. આ રીતે રાજ્યમાં લશ્કરી વિભાગ જુદો કર્યો.

પારકરના સોઢાઓ કચ્છની સરહદપર લૂટફાટ કરતા તેઓને પણ મહાત કર્યા અને વીરાવાવમાં થાણાં બેસાડયાં. ઓખામંડળના વાંચીવાઓ માંડવીના વ્યાપારને નુકશાન કરતા, તેઓને શીક્ષાબળે અંકૃશમાં રાખી વહાણોનાં રક્ષણ માટે "કચ્છી ગઢ" નામે કિલ્લો બંધાવ્યો. ઉપરાંત રાજદ્રોહી કાંઇઆજીની હદમાંથી કેટલાંક ગામડાં જીતી લીધાં. દેવકરણ શેઠની શૂરવીરતા જોઈ સિન્ધના જાડેજા મુસલમાન રઈઆ નામના લોકોએ તેમને મદદ માટે બોલાવ્યા. દેવકરણ શેઠે ત્યાં જઇ તેઓનું રક્ષણ કર્યું. અને કેટલીક જમીન જીતી લઇ 'રાયયાબજાર' આગળ કિલ્લો બાંધ્યો. હાલના સમયમાં જો દેવકરણ શેઠ હોત અને રાજ્યની આટલી સેવા બજાવી હોત તો જરૂર એમની ચતુરાઈની શાખ અંકાત. પોતે જમીનદારો, રાજ્યના ભાયાતો અને સાધારણ જનોનાં સુખનાં સાધનો વધાર્યા તેથી બધા રાવશ્રી ને માનની નજરથી જોતા. રાવશ્રી દેશળજીના પુત્ર લાખાજીનો સ્વભાવ વિચિત્ર હતો. તે બહુ ઉડાઉ અને અલ્પમતિનો હોવાથી ઘણા સ્વાર્થીઓ એના સંગમાં ભળ્યા હતા. તેઓએ દેવકરણ શેઠને દૂર કરવા કાવતરૂં રચ્યું. એક પરદેશી સિપાઇને ઉભો કર્યો. તેણે શેઠના ઘર પાસે જઈ તોફાન મચાવ્યું. આ ટંટો પતાવવા દિવાન બહાર આવ્યા કે તુરતજ સિપાઇએ તેમને કતલ કરી નાંખ્યા! આ રીતે કચ્છના કાર્યદક્ષ દિવાન અને લોહાણાજ્ઞાતિના પ્રકાશમાન પુરૂષના જીવનનો એકાએક અંત આવ્યો. દેવકરણ શેઠ માટે કચ્છ વૃતાન્તમાં લખ્યું છે કે:—

"દેવ પ્રભુત્રણ સુચવે, અંશ અર્થ આ ઠામ;"
"દેવાંશી નર તું હતો, દર્શાવે તુજ નામ"



# દિવાન શેઠ પૂંજાભાઈ દેવકરણ (કચ્છ)



મનુષ્યનું જીવન પરિમિત હોવા છતાં, જીંદગી ટૂંકી હોવા છતાં એમની મહત્વાકાંક્ષાઓનો પાર નથી હોતો. તેમાં પણ રાજ્યતંત્રો તો કેવળ પ્રપંચજાળ છે એમ કહેવામાં અમને વાંધો લાગતો નથી. એ જાળમાં ફસાઇ જતાં લોકો સદવૃત્તિ તો કેળવી શકતા નથી પણ પોતાનું મ્હોત મુદ્ધાં સુધારી શકતા નથી. વળી જે સમયમાં સભ્યતા કે કેળવણી નહોતી તે સમયનાં રાજ્યો એટલે કાવાદાવાની કલઓ. રાજ્યતંત્રના સંચાલકો પોતાની ફરજ કે જોખમદારી ભાગ્યે જ સમજી શકતા. લોહાણા–ક્ષત્રિય જ્ઞાતિમાંથી પણ એ સમયમાં કેટલાક રાજ્યદ્વારી પુરૂષો થઇ ગયા છે. તેમાંના દિવાન પૂંજાશેઠના જીવન વિષે અત્રે કંઇક જણાવવું ઉચીત લાગે છે.

ઇ. સ. ૧૭૪૧ માં કચ્છના રાવ લાખાજીએ પોતાના પિતા રાવ શ્રી દેશળજીને કેદ કરી રાજસત્તા પોતાના હાથમાં લીધી, અને પૂંજાશેઠને પ્રધાનપદ આપ્યું. પૂંજાશેઠનો સ્વભાવ બહુ આગ્રહી હતો. સાંભળવા પ્રમાણે એક વખત કોઇ દુશ્મને એમના ભાઇને મારી નાંખ્યો. તુરત પૂંજાશેઠને જાણ થઇ પણ પોતે ભાઇની મરણપોક મૂકી નહિ. અને તે જ વખતે સંકલ્પ કર્યો કે મારા ભાઇને મારનારને મારી નાખ્યા પછી જ તે દુશ્મનના શબ ઉપર ઉભી મારા ભાઇની મરણપોક મૂકીશ, અને જરૂર બીજે દિવસે એમણે એ સંકલ્પ સિદ્ધ કર્યો!

રાવ લાખાજી એવા ઉડાઉ હતા કે પાંચ વર્ષમા પિતાનો ખજાનો ખાલી કરી નાખ્યો. તેનાં આવાં દેવાળીઆં ખર્ચનું દિવાન પૂંજા શેઠથી પુરૂં થયું નહિ તેથી કરકસરની શીખામણ આપી. ત્યાં તો રાવને ઉલટી અસર થઇ અને પૂંજા શેઠને રજા આપી દીધી: એટલું જ નહિ પણ તેમનો વીસ લાખ કોરી દંડ કરી રૂપજીશાહને દિવાનની પાઘડી પહેરાવી. દંડ આપવા પૂંજાશેઠે ના કહી. એટલે એમનાં બહોળાં કુટુંબને કેદ કરી, તેમાંનાં ૬૫ જણને રીબાવી રીબાવીને મારી નાખ્યાં અને પૂંજા શેઠને કેદ કર્યા. ઉપરાંત ત્રીસ લાખ કોરી તેનાં કુટુંબીજનો પાસેથી કઢાવી! એ સમયમાં કચ્છ દરબારમાં જાણે એવો નિયમ જ થઇ ગયેલો કે જે પ્રધાન ઉપજ વધારી આપે તે કાબેલ. અને કારણવશાત્ તેને રજા આપવી પડે તો તેનો દંડ લેવો. પૂંજાશેઠ એ નિયમના ભોગ થયા હતા. પરંતુ ચાર વર્ષમાં રૂપસિંહ દિવાન પર રાવની ખફા દૃષ્ટિ થઇ એટલે પૂંજાશેઠને ફરી દિવાન તરિકે પસંદ કર્યા. આથી પૂંજાશેઠને વૈર લેવાનો લાગ મળ્યો. રૂપસિંહનાં બધાં સગાંઓની કતલ કરાવી અને તેને રીબાવવા માટે કેદ કર્યો. બાદ પૂંજાશેઠને રાવશ્રી સાથે વધુ વખત બન્યું નહિ. તેથી તેમને રજા આપી ગોવર્ધન મહેતા નામના ગૃહસ્થને દિવાનપદ આપવામાં આવ્યું. પૂંજાશેઠ આથી પ્રજળ્યા! અને રાવશ્રી લખપતજીના પાટવીપુત્ર ગોડજી સાથે મળી તેને તેના પિતા વિરૂદ્ધ ઉશ્કેર્યો. તેથી ગોડજીએ પોતાના પિતા પાસેથી હક્ક માગ્યા. પણ રાવશ્રીએ તેની માગણીને ધુતકારી કાઢી. તેથી રાવશ્રી સામે ખુલ્લો વિરોધ કરવા પૂંજા શેઠે ગોડજીને ઉશ્કેર્યો. પછી ગોડજી પોતાને મળેલ મુંદ્રા ગામમાં પોતાની માતાની સંમતિથી રહેવા લાગ્યો. ભૂજ છોડી મુંદ્રા જતાં પૂંજા શેઠે એક યુક્તિ કરી. દિવાન ગોવ-

ર્ધનને ઘણા લોકો જોઇ શકે તેવા સમયે મળ્યા અને બે કલાક ગામગપાટા માર્યા. આમ કરવાનું કારણ એ હતું કે આથી રાવને શંકા ઉત્પન્ન થાય. અને થયું પણ તેમજ. રાવને બાતમી મળી કે પૂંજો શેઠ કુંવરને તથા રાણીને નસાડી ગયા છે અને જતા પહેલાં પ્રધાનને મળ્યા હતા. આથી રાવે સત્ય જાણવાની તસ્દી ન લેતાં તત્કાળ ગોવર્ધનને દેહાંત દંડની શીક્ષા ફરમાવી! અને રૂપસિંહને કેદમુક્ત કરી ફરી પ્રધાન બનાવ્યો. ગોડજી મુંદ્રામાં રહી પૂંજા શેઠની તથા મિરઝા અમીરબેગ નામે જમાદારની સલાહ પ્રમાણે વર્તતા હતો. ગોડજીને પૈસાની તંગી પડવાથી જમાદારની સલાહબળે એવું કર્યું કે ત્યાંના મદનજીશાહની ઉતરક્રિયા વખતે મોટા મોટા શેઠીઆઓ આવ્યા હતા તેઓને કેદ કરી મોટી મોટી રકમો છોડાવી! પુત્રનાં આવાં વર્તનથી રાવશ્રીને બહુ ખરાબ લાગ્યું. અને મુંદ્રાપ્રતિ એક લશ્કર મોકલ્યું અને કહેવડાવ્યું કે "મિરઝાઅલીને કાઢી મૂકો" ગોડજીએ તેનો ઇન્કાર કર્યો, અને મોરબીથી લશ્કર લાવી મુંદ્રાને ઘેરાથી મુક્ત કર્યું. આ વખતે વળી રાવ લખપતજીએ દિવાન તુલસીદાસને દૂર કરી દેવજીશેઠને દિવાનપદ આપ્યું અને લશ્કર સાથે તેમને મુંદ્રા ઉપર મોકલ્યા. થોડી કતલ ચાલ્યા પછી સલાહ એ થઇ કે પૂંજાશેઠને દૂર કરી ગોડજી મુંદ્રા સાંચવે. ત્યાંથી પૂંજાશેઠ મોથાળે ગયા. તેને ગોડજી માસિક એક હજાર કોરી પેન્સન આપતા હતા. ઇ. સ. ૧૭૬૧ માં રાવ લખપતજીનો દેહાન્ત થતાં ગોડજી ગાદીપતિ થયા. આ વેળા ચરિત્રનાયક જૂનાગઢમાં હતા તે દિવાનગીરીની આશામાં કચ્છ પ્રતિ વળ્યા. દરમ્યાન ગોડજીએ જીવણશેઠ નામે લોહાણાને દિવાન નીમ્યા. આ માણસ પ્રથમ પૂંજાશેઠનો નોકર હતો. તે દિવાન થયો તે પૂંજાશેઠને ગમ્યું નહિ. જીવણને પણ ખાત્રી હતી કે પૂંજો આવશે તો જરૂર કંઇ નવાજૂની થશે. તેથી એવા પેચ રચ્યો કે તે ભૂજમાં આવી જ ન શકે. પછી પૂંજોશેઠ કંથકોટ ગયા પણ રાવશ્રીની બીકથી ત્યાના મુખીએ તેમનો સત્કાર કર્યો નહિ. ત્યાંથી નાગપાળા ગયા ત્યાં તેમને પકડવા માટે જીવણે ૨૦૦ ઘોડેસ્વારોને દોડાવ્યા! પણ ત્યાંનો ઠાકોર પૂંજાશેઠનો સ્નેહી હોવાથી છાની રીતે તેમને નસાડી મૂકયા. ત્યાંથી પોતે વીરાવાવ ગયા ત્યાં સત્કાર થયો. પૂંજાશેઠને ખબર હતી કે ભૂજમાં નહિ પેસવા દેનાર પેલો જીવણ જ છે તેથી તેને મારી નાખવાની પ્રતિજ્ઞા કરી. આ વખતે સિન્ધમાં ગુલામશાહ કલોરા રાજ્ય કરતો હતો. કચ્છને મહાન કરવાની લાંબા વખતની તેની ઇચ્છા હતી. અને તે પુંજોશેઠ જાણતા હોવાથી તેની સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો. વળી તેના પ્રધાન "ગીડુમલે" પૂંજાશેઠની ભારે પ્રસંશા કરી એટલે શાહે તેમને તેડવા એક પાલખી, ૧૦૦૦) સોના મહોરો તથા ૧૦૦) માણસો મોકલ્યાં. આથી શેઠ શાહના દરબારમાં હૈદરાબાદ ગયા. શાહે તેમને કચ્છ જીતવાનો અને કચ્છની કન્યા પરણવાનો પોતાનો વિચાર જણાવ્યો. પૂંજાશેઠે જીત વિષે કંઇ નહિ કહેતાં લગ્ન વિષે કહ્યું કે એ કામ તો ભૂજના દરવાજા પાસે પહોંચતાં થશે. પછી પૂંજાશેઠે રાવ ગોડજીને કહેણ મોકલ્યું કે "જીવણ પ્રધાનને અમારી સામે લડવા મોકલજો." આથી રાવે તાબાના સર્વ ગરાશીઆને ભેગા કર્યા, અને જીવણશેઠની સરદારી નીચે મોટું લશ્કર સિન્ધી લશ્કર સામે લડવા ગયું અને નવાનગરથી ૧૦૦૦) અશ્વદળ મંગાવ્યું તે ભૂજનું રક્ષણ કરવા રહ્યું. ગુલામશાહ ૭૦૦૦૦ સૈનિકો લઇ નરા પાસે આવી પહોંચ્યો. જીવણશેઠે એ બાજુના કૂવાઓ પૂરાવી નાખ્યા એટલે શાહનાં સૈન્યને પાણીનો ત્રાસ પડયો. કહેવાય છે કે રૂપિયે ૧ લોટો પાણી મળવું પણ મુસ્કેલ થઇ પડયું હતું.પછી જીવણશેઠ દુશ્મન સૈન્યપર

તૂટી પડયા હોત તો જરૂર વિજયી થાત પણ બળને બદલે તેણે કળ વાપરી. ઝારાની ટેકરી ઉપર છાવણી નાખી પડી રહ્યા. ત્યાં સિન્ધી લશ્કર આવ્યું ને દારૂણયુદ્ધ થયું. પ્રારંભમાં જ ટેકરીના રક્ષણ માટે મુકેલી તોપ ફૂટી એટલે અરાજકતા થઇ રહી. સિન્ધીઓ વિકરાળ થઇ તૂટી પડયા. ઝારાની લડાઇ કચ્છના જાડેજા ઇતિહાસમાં યાદગાર ગણાઇ છે. આવી લડાઇ પૂર્વે કદિ થઇ નહોતી. ઝાકળનું અંધારૂં હોવાથી સ્વપરને કોઇ જોઇ શકતું નહોતું. આ યુદ્ધમાં કચ્છ નરાના ઠાકોર ભીમજીએ ભારે શૂર બતાવેલું છે. અદ્યાપિ કચ્છી સ્ત્રીઓ ઝારાના યુદ્ધમાં રંગ રાખનાર ભીમજીના વીરત્વનો રાસડો ગાય છે. આ યુદ્ધમાં બન્ને તરફના એક લાખ શૂરાઓની કતલ થઇ અને કહેવાય છે કે લોહીની નીકો એવી ચાલી કે સવાશેરના પથ્થર તણાયા! આથી કચ્છમાં ત્રાસ વરતાયો. અને જીવણશેઠ માર્યા ગયા. પછી શાહે કચ્છમાં દાખલ થઇ ગામડાં લૂંટયાં, બાળ્યા અને ખંડણી લીધી. આથી રાવ ગભરાયો અને પૂંજો જે શરતો કરે તે કબુલ રાખી તેને દિવાનપદ આપી સલાહ કરવાનું સુચવ્યું. પૂંજાશેઠને તો એ જ ભાવતું હતું. પણ શાહને રીઝવી પાછો વાળવાનું મુસ્કેલ હતું. ભુજના માર્ગના કૂવાઓમાં ઝેર નાખ્યું હતું તેથી શાહે બીજો રસ્તો લીધો. કેટલાક ઠાકોરો પાસેથી દંડ લીધા પણ સાંધાણના ઠાકોરે ટક્કર ઝીલી. આથી શાહ ડર્યો, એટલે પૂંજાશેઠે પ્રપંચ કરી તેને ભારે બીક બતાવી જણાવ્યુ કે એ રસ્તે ૩૬૦ કિલ્લા છે અને રાવની કુમક નવાનગરનું અને રાયધનપૂરનું લશ્કર હાજર છે. આપણે વિજયી થયા છીએ માટે જો હવે આપ જાઓ તો હું ભૂજમાં જઇ તમારા લગ્નનો પ્રબંધ કરૂં. શાહને ગળે એ વાત ઉતરી એટલે પોતે પૂંજાશેઠના પુત્ર દેવજીને જામીનગીરી તરિકે સાથે લઇ સિન્ધ ગયો. ભૂજમાં પૂંજોશેઠ માન પામ્યા અને પ્રધાનપદ પાછું લીધું. બાદ કેટલાક કાળપછી શાહની સાથે રાવની બ્હેનનાં લગ્નની વાત કાઢી. રાવે ઇન્કાર કર્યો એટલું જ નહિ પણ પૂંજાના પ્રયત્નથી ભૂજને જે નુકશાન થયું છે તે વિચારી લશ્કરી પ્રબંધ પૂરતો કરી ઇ. સ. ૧૭૬૫ ની સાલમાં પૂંજાશેઠને પકડી ૧૦ દિવસ કેદમાં રાખી રાવ ગોડજીએ પોતે પોતાને હાથે જ પૂંજાશેઠને ઝેરનો જામ પાયો !

પૂંજાશેઠના દુરાગ્રહની અનેક દંતકથાઓ ચાલે છે. સારસ્વતોએ એમની માતાનાં કારજ પ્રસંગે વાંધો નાખ્યો હતો. તેથી જમણને બહાને ભૂજની સમસ્ત સારસ્વત જ્ઞાતિને ડેલામાં બોલાવી પુષ્કળ ઘી પાઇ પાણી આપવાનું બંધ કર્યું! અને દરવાજા પણ બંધ કર્યા. છેવટે તેઓએ માફી માગી અને કેટલાક લાગાઓ બંધ કર્યા ત્યારે તેઓને છોડયા.

પૂંજાશેઠને તેના ગોરો સાથે ગોરની કન્યાના લગ્ન પ્રસંગે ખરડામાં કોરી ભરવા માટે વાંધો પડયો હતો. જ્યારે પૂંજાશેઠનો યજમાનહક્ક પાવૈઆને કોરી ૨૦૦૦૦)માં વેચી નાખ્યો—કચ્છ રાજ્યરીતે પાવૈઆનો કર હોય છે! તેમણે પૂંજાશેઠના ઘર પાસે તકાદો કર્યો. પૂંજાશેઠે કોરી ૨૦૦૦૦) આપી તે હક્ક લઇ લીધો હતો. પોતાના જ્ઞાતિભાઇના વૈરને લીધે સિન્ધના શાહને યુક્તિથી કચ્છમાં તેડી લાવી કચ્છીપ્રજાને ત્રાસ આપવાનું પૂંજાશેઠનું કામ કોઇપણ રીતે સ્તુતિપાત્ર ન કહેવાય છતાં એમનું જીવન આગ્રહ અને સાહસ માટે સદ્‌બોધ આપે છે. અને બીજી બાજુએ વિચાર કરતાં કચ્છરાજ્ય તરફથી પણ પૂંજાશેઠને અન્યાય થોડો નહિ થયો હતો. અને એવા સંજોગોમાં આવેશથી પૂંજાશેઠે શાહને મળી વૈર વાળવાનો પ્રયત્ન કર્યો હોય તો તે માનુષી દૃષ્ટિએ અક્ષમ્ય તો ન જ કહેવાય.

# દિવાન દેવજી શેઠ પૂંજાભાઈ (કચ્છ)



પૂંજા શેઠના પુત્ર આ **દેવજી** શેઠનો સ્વભાવ તેના પિતાના સ્વભાવથી જુદો પડે છે. પોતે સત્તાના લોભમાં જોખમ સમજતા હતા. એમનુ જીવન ટુંક મુદતમાં આટોપાયું. **પૂંજા** શેઠના ખૂનના ખબર જાણી ગુલામ શાહ ૫૦૦૦૦) જેટલું સૈન્ય લઇ ફરી ચડી આવ્યો. **ન**રાનો પ્રદેશ તો ઉજ્જડ હતો. **મુ**રના કિલ્લામાં ૮૦ રજપૂતોને મારી **શાહે** તુરત જ **રાવ**ની બ્હેનનું માગું કરવા દિવાન **ગી**ડુમલને તથા અન્ય સંભાવિત પુરૂષોને ભૂજમાં મોકલ્યા. **રાવે** કમને એમનો સત્કાર કર્યો. અને ભૂજમાં જેટલી તોપો હતી તે રાતને વખતે બધી છોડવાની આજ્ઞા કરી. આથી **શાહ**નાં માણસો ગભરાયાં અને કચ્છના બળ વિષે તેઓએ **શાહ** પાસે અતિશયોક્તિયુક્ત વર્ણન કર્યું. તેથી **શાહે** યુદ્ધનો વિચાર મોકુફ રાખ્યો, અને સલાહની વાતપર ધ્યાન આપ્યું. પછી **રાવ**ની બ્હેનને બદલે તેના દૂરના સંબંધી ખાખર ઠાકોરની પુત્રી **શાહ**ને આપી. બાદ કેટલોક વખત તે **કચ્છ**માં પડી રહ્યો પણ પછી **લ**ખપત પાસે ૫૦૦) માણસનું એક થાણું બેસાડી **સિન્ધ** ગયો. ઇ. સ. ૧૭૭૨ માં તેનો દેહાન્ત થતાં તેનો પુત્ર **સરફ**રાજ ગાદીપતિ થયો. તેણે કેટલાક આંતરિક કજીઆ પતાવવાના કારણે કચ્છમાંથી થાણું ઉઠાવી લીધું અને **દેવજી** શેઠને પણ રજા આપી. **ભૂજ**માં આવતાં **રાવે** **દેવજી** શેઠનો સારો સત્કાર કર્યો અને પ્રધાનપદ સ્વીકારવાની માગણી કરી; પરંતુ **દેવજી** શેઠે પોતાના પિતા અને પિતામહની સ્થિતિ જોઇ હતી એટલે રાજ્યપ્રપંચથી દૂર રહેવાનું ઇચ્છયું. અને લખપત બંદર પુનઃ વસાવવા દેવાની **રાવ** પાસે માગણી કરી. રાવે અનુમતિ આપી. **દેવજી** શેઠે **લ**ખપત બંદરને થોડા સમયમાં એવી સરસ દશામાં લાવી મૂક્યું કે તેથી **રાવ** મુગ્ધ થયા. અને **દેવજી**શેઠને દિવાનપદ લેવા ભૂજ બોલાવ્યા. પરંતુ ભુજ જતાં માર્ગમાં જ પાસવાનોએ દગાથી ઝેર દઇ એમનો જીવ લીધો. કુદરતની અઘટીત ઘટના !

# દિવાન દેવચંદ શેઠ કલ્યાણજી પીપરાણી (કચ્છ)



"દિવાનપદ એ માથે લટકતી તિક્ષ્ણ તલવાર જેવું છે. તે ક્યારે તુટશે અને ક્યારે ગરદન કાપી નાખશે તેની કંઇ ખાતરી હોતી નથી." દેવચંદ શેઠનું દિવાનપદ આ રીતનું કહી શકાય. કચ્છના રાવશ્રી ગોડજી પછી ઇ. સ. ૧૭૭૮ માં રાવ રાયધણજી ૧૪ વર્ષની વયે ગાદીપતિ થયા. આ વખતે દેશમાં અંધાધુંધીનો પાર નહોતો. તે દરમ્યાન દેવચંદ શેઠને દિવાનપદ મળ્યું. કારણકે રાજ્યકારભારના તેઓ ભારે અનુભવી હતા. એમની પ્રમાણિકતા અનુકરણીય મનાય છે. રાવશ્રીનાં કોઇપણ ખોટાં કામમાં તેઓ કદી જોડાતા નહિ. સત્ય વાત સ્પષ્ટ મોઢે જ કહી દેતા. દેવચંદ શેઠની પ્રમાણિકતાને રાજ્યમાતાનો સારો ટેકો મળતો, પણ તે વધુ ટક્યો નહિ. રાજ્યનીતિનિપૂણતાયુક્ત થોડો વખત પોતે તે તંત્ર ચલાવ્યું પરંતુ કોઇની પ્રગતિ કેટલાક દુષ્ટો જોઇ શકતા નથી, તેથી તેવાઓએ અનેક પ્રપંચો રચી રાવને ભંભેર્યા અને એક વેળા ઓચિંતા દિવાન દેવચંદ શેઠને પકડી મંગાવી પ્રાણરહિત કર્યા ! એટલું જ નહિ પણ એમનાં મોટા મોટા ૬૦ સંબંધીઓને પકડી ઠાર કર્યા અને કેટલાકને ભારે દંડ લઇ જતા કર્યા. દેવચંદ શેઠના સહોદર ગોકળશેઠ અંજાર ને વાગડ તાલુકો ભોગવતા હતા, તેમને પણ પકડવા સ્વારો દોડયા. આ ખબર સાંભળતાં તુરત જ રેશમની દોરી ગળામાં પહેરી ગોકળ શેઠે દેહ તજ્યો ! તેથી હજુ પણ તેમના વંશજો કોઇ પણ રેશમની દોરી બાંધતા નથી. કેટલાક કહે છે કે રાવશ્રીની જાણ વગર દુશ્મનોએ તેમનો જાન લીધો હતો. અને બીજી અનેક લોકવાયકાઓ તે સબંધી સંભળાય છે. ગમે તેમ પણ દિવાનને જે અન્યાય મળ્યો છે તે તો ભૂલ્યો ભૂલાય તેવો નથી.

# દિવાન મેઘજી શેઠ (કચ્છ)



કચ્છના બધાય દિવાનોમા મેઘજીશેઠની શૂરવીરતા ચડે છે. તેઓ દિવાન દેવચંદ શેઠના વિવાઇ થતા હતા. આ રાજ્યરત્ન મેઘજીશેઠ ઇ. સ. ૧૭૭૯ થી ૧૮૧૪ ના અરસામાં રાવશ્રી રાયધણના સમયમાં થઇ ગયા છે. એમનો જન્મ નખત્રાણા પાસેના રેનળીઆ ગામમાં થયો હતો. પોતે ઘણા બહાદુર અને વગવસીલા હતા. બુદ્ધિબળથી પોતે અંજાર, લખપત અને મુંદ્રાના ધણી થઇ પડયા હતા. રાવશ્રી ગોડજીના વખતમાં પોતે કારભારીના હોદ્દાપર હતા. દંતકથા કહે છે કે રાવ રાયધણજીના કરતાં તેના મોટાભાઇ બાવાભાની વધુ સત્તા હતી તેમને જ રાજ્ય અપાવવા મેઘજી શેઠે વચન આપેલું પણ એમણે અનિચ્છા દર્શાવી હતી. રાવ રાયધણને નાણાંની ભૂખ હતી, વળી મગજની સ્થિતિ સારી ન હોવાથી મહમદ પના નામના મુસ્લીમ સૈયદે એમને મુસલમાન બનાવ્યા હતા. તેથી પ્રજાને પણ જોરજુલમથી તે મુસલમાન બનાવવા મંડયો. એક રાજગોર બ્રાહ્મણને પણ પકડયો ત્યારે એમના જ્ઞાતિબન્ધુઓએ અન્નજળનો ત્યાગ કર્યો. પણ રાવને કંઇ અસર થઇ નહિ ઉલટા તેઓને મારવાનો અને ઘરબાર લૂંટી લેવાનો હુકમ કર્યો. આથી રાવશ્રીને કેદ કરવા અંજારથી પ્રધાન વાઘજીનો ભાઇ કોરજી આવ્યો. રાવે તેનાં ૪૦૦ માણસોને પણ કતલ કરાવ્યાં, અને બધાને મારીને મુસલમાન કરવા મંડયો. માંડવી પર હુમલો કરી શીરોમણીનું મંદિર તોડવા બેઠા ત્યાં લોકો સામે થઇ રાવનાં થોડાં માણસોને મારી નાંખ્યાં. છતાં રાવનો ત્રાસ વધ્યો અને લોકોએ ત્રાસ પામી મેઘજી શેઠને બોલાવ્યા. મેઘજી શેઠે આવી ભુજના દરવાજાનો કબજો લીધો. આથી રાવ અને રાણીઓ મહેલમાં ભરાઇ ગયાં. મેઘજીશેઠે ત્રણ દિવસ ઘેરો ઘાલી પઠાણોને તથા રાવને કેદ પકડયા. પછી રાવના મોટાભાઇ ભાઇજીબાવાને ગાદીપર બેસાડી રાવની આણ માની કામ ચલાવવા લાગ્યા. મેઘજીશેઠના મદદગારોને બાર ભાઇની મંડળી કહેવામાં આવતી. તેઓ રાજ્ય ચલાવવા લાગ્યા. મેઘજીશેઠ પાસે ખાસ સામંતો રજપૂતો, મારવાડીઓ તથા સીદીઓ પણ હતા. તેઓ હંમેશાં બખ્તર પહેરી રાખતા. એમના ડરથી મોટા મોટા રજપૂતો પણ ખંડણી આપતા. મુસલમાની ત્રાસમાંથી લોકોને મુક્ત કરવા માટે મેઘજીશેઠના પ્રતાપને વખાણતી કેટલીક કવિતાઓ પણ જોવામાં આવી છે. એમના જીવનનો છેલ્લો બનાવ અત્રે ટાંકવા જેવો છે.

ભાઇજીબાવાની માતા આઇબાઇની કોઇ સંબંધી સ્ત્રી રોહાના ઠાકોરની પત્ની

થતી હતી. એ બન્ને પતિપત્ની વચ્ચે અણબનાવ હોવાથી **આઈબાઈએ** **રોહાના** ઠાકોર સામે લડવા **મેઘજી** શેઠને મોકલ્યા. ઠાકોર ગભરાયો અને એ બાઈને માસિક પગાર આપવા કબુલ થયો. પણ આથી બારભાઈની કંપનીમાં કુસંપ પેઠો. એટલું જ નહિ પણ બીજબાનીની કોઈ વસ્તુમાં ઝેર ભેળવવાનો આરોપ **મેઘજી** શેઠપર આવ્યો. આથી કંટાળી પોતે અંજાર આવ્યા. કહેવાય છે કે **લીં**બડીના ઠાકોરે એમને પ્રધાન બનાવ્યા હતા. દંતકથા કહે છે કે **ભા**ઈજીબાવાના મૃત્યુ ખબર સાંભળી **મેઘ**જીશેઠ ભુજમાં કાણે આવ્યા, અને દરવાજેથી માથે ફાળીયું ઓઢયું. આ લાગ જોઈ કોઈ દગાખોરે એકાએક તલવારના ઘાથી **મેઘ**જીશેઠને મારી નાંખ્યા. એમનો સ્મરણસ્તંભ **ભૂ**જમાં **વા**ણીઆના નાકા પાસે છે. આ માન્યતાનો ઉલ્લેખ ઇતિહાસનાં અન્ય સ્થળે નથી. મેઘજીશેઠના હાથ ઘુંટણસુધી પહોંચે એટલા લાંબા હતા. રાજ્યખટપટોમાં આવાં કેટલાંયે અકસ્માત ખૂન થતાં હશે ! !



# દિવાન પ્રેમજીશેઠ (પોરબંદર)



લોહાણાજ્ઞાતિના આ ધિમાન રાજ્યરત્ન પ્રેમજીશેઠનાં જીવનની ટુંક ઘટના અત્રે આલેખવી આવશ્યક છે.

ઇ. સ. ૧૭૭૮ માં કાઠિયાવાડના **પો**રબંદર સંસ્થાનના તેઓ રાજ્ય-મંત્રી હતા. એમની કાર્યદક્ષતા વખણાય છે. **પો**રબંદર રાજ્ય **પ્રથમ** વિશાળ હતું પણ પછી **જા**મનગરની સત્તા તેનો ઘણો ભાગ ખાઇ ગઇ છે. **પ્રે**મજી શેઠના વખતમાં રાવલ ગામ પાસે કેટલીક જમીન માટે **જામ** અને **રા**ણા સાહેબ વચ્ચે વાંધો ઉઠયો હતો. આ સમયે **રા**ણાશ્રીના હકનું રક્ષણ કરવા **પ્રે**મજી શેઠે અજબ ચતુરાઇ બતાવી હતી. એમનામાં સમયસુચકતા પણ જબરી હતી. તે માટેની એક ઘટના જોવા જેવી છે.

કહેવાય છે કે કોઇ મંગળ સમયે **દિ**લ્હીના બાદશાહને ઘણા દેશોના પ્રધાનો નજ-રાણા દેવા ગયા હતા. **પ્રે**મજી શેઠ નજરાણામાં એક અત્તરની શીશી લઇ ગયા હતા. રસ્તામાં કોઇ અદેખા પાસવાને અત્તર કાઢી લઇ શીશીમાં રાખ ભરી દીધી ! આ વાત નજરાણું આપતી વખતે જ જણાઇ. બાદશાહ પણ જોઇ રહ્યો. ત્યારે **પ્રે**મજી શેઠે યુક્તિપૂર્વક ખુલાસો કર્યો કે ' **જુ**મીયલશાહ નામનો પીર મુસલમાનોના ઓલીયા તરીકે પ્રસિદ્ધ છે. તેની આ ભભૂતિ મહા મુશીબતે મેળવી છે ! ' આથી શાહનો સંશય ટળ્યો અને સાથે એક હિન્દુની ઇસ્લામ તરફ શ્રદ્ધા જોઇ સંતોષ થયો. અણીને વખતે આ કાવત્રું જોઇ ગભરાઇ નહિ જતાં સમયસુચકતા વાપરી, **શા**હને પણ મુગ્ધ કર્યા એ **પ્રે**મજીશેઠની બુદ્ધિચાતુર્યતા જેવી તેવી કહેવાય નહિ.

સંસારસુધારાને લગતી એમના જીવનની એક બીજી ઘટના પણ અત્રે ટાંકવી આવશ્યક છે.

પોતાની પાસે એક બ્રાહ્મણ નોકર હતો તેનાં લગ્ન નક્કી થયાં પણ જ્ઞાતિમાં કન્યાવિક્રયનો રિવાજ એવો હતો કે જે ઝાઝાં નાણાં આપે તે જ પરણી જાય. **એકી સાથે લગ્ન ઘણાં થતાં હોવાથી એક પ્રકારનાં લીલાંઉં જેવો દેખાવ થઇ રહ્યો હતો. આ જોઇ પ્રેમજી શેઠે દરેક કન્યાપર એવા ચડાવા કર્યા–એટલી મોટી કીમત દર્શાવી કે કોઇ પરણી જ ન શકે. પરિણામ એ આવ્યું કે બ્રાહ્મણ જ્ઞાતિમાંથી એ રિવાજ નાબુદ થયો. એમનું જીવન આવી જ સરસ ઘટનાઓથી ભરપુર છે. કપટ કે કારસ્તાનના કરતાં બુદ્ધિબળથી–સદ્‌વૃત્તિ જાળવીને પોતે મોટાં કાર્યો પાર પાડતા અને તેથી જ રાજ્યમાં પણ એમનો મોભો જળવાતો હતો. એમનાં સુકૃત્યોનાં સંભારણાં અદ્યાપિ ભૂલાયાં નથી.**

# શેઠ કલ્યાણજી કમલાણી (કચ્છ)



કચ્છીલોહાણા જગતમાં કમલાણીનું નામ ઘરગથ્થુ છે. એમની વીરતાથી સૌ પરિચિત છે. આ કુટુંબના મૂળ વડા પુરૂષનું નામ કરમશી કોઠારી હતું. રાવશ્રી લખપતજીના વખતમાં કમલાણીનું રાજદરબારમાં સારૂં માન હતું. આપણે જોયું છે કે કુમાર ગોડજી બહુ મનસ્વી માણસ હોઇને તેના પિતાથી જુદા થયા હતા. કલ્યાણજી શેઠ સભામાં આવી ગોડજીને સલામ કરતા નહિ તેથી ગોડજી અંતરથી બળી જતો. આ અરસામાં કલ્યાણજી શેઠના બે પુત્રોનાં લગ્ન નકી થયાં તેથી દરબારગઢમાંથી પોતે ત્રાંબા નાણું લીધું. જવાબમાં જણાવ્યું કે ખારેકને બદલે અમે ત્રાંબાનાણાની લ્હાણ વ્હેંચીશું. આથી કુમાર વધુ ચીડાયો અને લગ્નમાં વિઘ્ન નાંખવા નાગડો રચ્યો. એક સીદી જમાદારને ભોળવ્યો પણ તે શેઠનો ઋણી હોવાથી સાફ ના પાડી. તેથી તેના પુત્રને ઉશ્કેરી શેઠના ઘરને ઘેરી લીધુ. આથી પાંચ કમલાણી ભાઇઓએ બહાર આવી સવા પ્રહર દિવસ ચડયો ત્યાં સુધી યુદ્ધ કર્યું. તેમાં કમલાણીઓ ગત થયા અને બન્ને પુત્રોને નસાડી મૂકવામાં આવ્યા. પછી એક ભલા મિત્ર એમને પરણાવી દીધા. પછી તે બહાદુરના બેટાઓ નિડર થઈ કરી ભૂજમાં આવ્યા. પણ ગોડજીએ બહુ સતાવ્યા એટલે પછી ભૂજ છોડી બહારવટું લીધું. અને એમની લૂંટથી પ્રજામાં ત્રાસ વ્યાપ્યો. કહેવાય છે કે દરરોજ ભૂજમાં આવવાનું એઓએ પણ લીધું હતું. ગોડજી હવે ગાદિપતિ હોવાથી તેઓને મારી નંખાવવા ખાઈ ખોદાવી. મોટો ભાઇ તો બહાદુર અશ્વ સાથે ખાઈ કૂદી ગયો પણ નાનો ભાઈ ખાઈમાં પડયો. તેણે મોટાને ધીરજ આપી પોતાને જ હાથે શરીરથી પોતાનો આત્મા જુદો કર્યો પછી મોટા ભાઇ કચ્છ છોડી જૂનાગઢ આવ્યા. કહેવાય છે કે વખત જતાં રાવ ગોડજીને કેટલાક દસ્તાવેજોની જરૂર પડી. જે દસ્તાવેજો કમલાણીઓ પાસે હતા તેથી મોટા ભાઇને ભૂજ બોલાવ્યો. પણ એમણે ઇન્કાર કર્યો એટલે રાવે સંભાવિત પુરૂષોને મોકલ્યા તેથી તે આવ્યો. તેનો સત્કાર કર્યો અને દિવાનપદ લેવા વિનવ્યા પણ કમલાણીએ તેનો માનપૂર્વક અનાદર કર્યો. બહાદુર બાપના બેટાઓની શૂરવીરતાની એ ખુબી છે. મોટા મોટા ક્ષત્રિયોચિત ગુણો ૧૮ મી સદીમાં પણ લોહાણા પુરૂષોમાં જોઈ શકાય છે. એમનાં રાજદ્વારી જીવન બહુ નિડરતા બતાવે છે—શીખવે છે.

# શેઠ મેઘજી રૂપા ભેંડા (કાઠિયાવાડ)




ઠ મેઘજી રૂપા કાઠીઆવાડના રહીશ હતા અને શિવાજીના સમયમાં થયા હતા. એમને ન્હાનપણથી જ ઘોડેસ્વાર થઈ ફરવાનો, શિકાર કરવાનો અને પ્રસંગ હોય તો કાઠી લોકો સાથે-એમના શત્રુઓ સાથે લડવાનો શોખ હતો. એઓશ્રી કેટલાક પોતાના મિત્રો સહિત સુરતમાં આવ્યા. કાઠીઆવાડી રૂવાબ છૂપી શકયો નહિ. સુરતના નવાબે એમને બોલાવ્યા અને ત્યાં કેટલીક ઘોડદોડની, નિશાન ટાંકવાની કરાવી, જેમાં મેઘજી શેઠે નવાબનું મન હરી લીધું. એમને પોતાની નોકરીમાં રાખવા નવાબે ઇચ્છા દર્શાવી. મેઘજી શેઠ પોતાના પિતાને પૂછ્યા વિના કશું કરતા નહિ તેથી પાછા કાઠીઆવાડ આવ્યા. પ્રથમ તેમને જમાદારની જગ્યા અપવામાં આવી. નવાબને એક ખરી આફતમાંથી પોતાની બહાદુરીથી બચાવ્યો, તેથી એમને નાયબ દિવાન બનાવવામાં આવ્યા. આ પ્રસંગે નવાબે એમનાં ખૂબ વખાણ કરી પોતાના ગળામાંથી એક મોતીની માળા કહાડી આપી. કહેવાય છે કે ઇ. સ. ૧૬૬૨ માં જ્યારે શિવાજી મહારાજ સુરત લૂંટવા આવ્યા ત્યારે નવાબ તરફથી સેનાની મેઘજી શેઠ હતા. ત્યાર પછી નવાબના સાળા સાથે ખટપટ થવાથી એમણે સુરત છોડયું અને જામસાહેબના ચેલા-ચંગા નામના ગામમાં આવી રહ્યા. વૃદ્ધાવસ્થા શાન્તિમાં ગુજારતા હતા પણ ગામમાં એકવાર લૂંટારા આવ્યા. મેઘજી શેઠનું લોહી ઉકળી આવ્યું; તેમને ઘાયલ કર્યા અને પોતે પણ ઘાયલ થયા.

# શેઠ પંજુ ચન્દ્રિઆણી (જામનગર)



જુમલ એમનું ખરૂં નામ છે અને ભાટોના ચોપડા પ્રમાણે એમનો જન્મ સિન્ધમાં થયો હતો. જામગનરમાં દિવાન પદવી જામરાવળના પૌત્રના સમયમાં પ્રાપ્ત કરી હતી. એમણે લોહાણાઓમાં અભક્ષ્ય આહારનો ત્યાગ કરાવ્યો હતો અને બદલામાં વાણીઆએ લોહાણાઓને વાણીઅ ગાઈ ઉંચી પાઘડી બાંધવાની પરવાનગી આપી હતી. એમના જીવનમાં, વીરતાનાં સ્મરણો નાં ધર્મનાં સ્મરણો સવિશેષ પ્રસિદ્ધ છે.

પ જુમલ......ચંદ્રિયા સુતનને
સએ કામ ઉત્તમ કીયે, કાશી પિતા ચલાએ,
જાત્રતા સફળ ફેલાઈ કૃષ્ણ ક્ષેત્ર ( દ્વારકાં )
ગોમતીમાં તુલા તુલાઇ.
મહાજન કે શિરો મોડ દીએ જીએ છાડીએ દાન,
કોએ હરખાને બાંજીએ માત્રયુક્ત કીયે સુજશ લીએ.
કરે વિવાહ પકવાન મોટાં કરે ભુવન સુભાગ
ભંડાર રકીઆં ભરે...........
એમ મનમાં ધરે આજ સૌ લોહાણા કિંધ જન ઉજળાં
પંજુપર ખડપર વાત પરવરી તે દી
છાડીઆં (બકરી)
ગળે હુંટ રાખી છરી.



સ્વ. શેઠ હંસરાજ કરમસી જે. પી



સ્વ. શેઠ ગોકળદાસ હંસરાજ કરમસી

# શેઠ હંસરાજ કરમશી જે. પી. (મુંબઈ)



નાશવંત જગતમાં માત્ર મનુષ્યોનાં શ્રેષ્ટ કાર્યોની જ અમરતા અવશેષ રહે છે. લોહાણા જ્ઞાતિના પ્રાતઃસ્મરણીય શેઠ હંસરાજભાઇ જેવા રાજવંશી આત્માઓ જગતે બહુ થોડા જ જોયા હશે. એમનાં ઉત્કૃષ્ટ કાર્યોનાં સ્મરણ કરી આજે પણ અનેક જનો વિયોગનાં આંસુ સારે છે. આ પુણ્યપુરૂષનો જન્મ સં. ૧૮૯૯ ના માગશર શુદ ૪ ને બુધવારના થયો હતો. અને હંસની પેઠે સાર ગ્રહી સં. ૧૯૨૭ ના અસાડ વદ પાંચમે એ હંસ અદર્શ થયો હતો. સ્મરણમાં માત્ર એમનાં અમર કાર્યો જ આજે મૃત્યુલોકમાં રહ્યાં છે. માત્ર ૨૮ વર્ષની ટુંકી જીવનયાત્રામાં એમણે કરેલાં મહાભારત કાર્યો જનતાને આશ્ચર્યમાં મુગ્ધ કરે છે.

કચ્છી લોહાણાઓમાં મુંબઈમાં પ્રથમ પગ મૂકનાર તરીકે તથા **જે. પી.** ની માનવંતી પદવી મેળવનાર, અનેક દુઃખી હૃદયના મુંગા આશિર્વાદ લેનાર, સાહિત્યસેવકોના આશ્રયદાતા અને કર્મવીર તરીકે શેઠ હંસરાજભાઇનું નામ જ્ઞાતિના અમર ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત રહેશે.

એમના પિતા કરમશી શેઠ પણ કોઇ રાજા મહારાજા જેવા હતા. એઓશ્રીના જીવનની એક જ ઘટના અત્રે ટાંકવાથી એમના આખા જીવનનો સાર સમજી લેવાય છે. કહેવાય છે કે એક વખત એક અનાથ બાઇ પોતાની પુત્રીનાં લગ્ન માટે દ્રવ્યની મદદ લેવા કરમશી શેઠ પાસે આવી. આ વખતે પોતે હુક્કો પીતા બેઠા હતા. બાઇનું કહેવું સાંભળી તુરત હુકમ કર્યો. " મહેતાજી ! આ બાઇને ૫૦ ) રૂપીઆ આપો " આ વેળા એમનાં માતુશ્રી પેઢીમાંથી ઉપલે માળ જતાં હતાં. તેણે કહ્યું: " કમુ ! કંઇ પૂછ તો ખરો કે શા માટે જોઇએ છીએ ? તે કોણ છે એવું જાણ્યા વગર માત્ર મહેતાજીને આપવાનું જ કહે છે ? " માતાને જવાબ આપવાને બદલે બીજો હુકમ કર્યો " મહેતાજી, એમને ૨૦૦) રૂપીઆ આપો " માતાએ વધુ ચીડાઇ ફરી કરડાકીમાં કહ્યું પણ તેનો ઉત્તર આપવાને બદલે કરમશી શેઠ તો રકમને બેવડાવતા જ ગયા. તેથી માતાજી કંટાળી ઉપર ચાલ્યાં ગયાં અને બાઇને રૂ. ૨૦૦ ) ને બદલે ૧૬૦૦ ) રૂપીઆ આપી વિદાય કરી. આવા પ્રતાપી પિતાના સુપુત્ર થવાનું માન હંસરાજભાઇને મળેલું એટલે એ પણ એમની પ્રતિકૃતિ થાય એમાં શું નવાઇ ! હંસરાજભાઇની ઉદારતાએ હદ કરી છે. ઉદારતાનો વહેતો ધોધ એમનાં ટુંકા જીવનમાં લોહાણા જગત્ જોઇ શકયું છે. કોઇપણ અર્થી માણસ એમની પાસેથી નિરાશ થઇને જાય તો તેને પોતે મોટી નામોશી સમજતા. પોતે લોહાણા જ્ઞાતિના તો અગ્રેસર હતા પણ ઇતર સર્વજાતિમાં પણ ભારે પ્રતિષ્ટિત હતા. ગુજરાતી અંગ્રેજી અને મરાઠી ભાષાનો પોતે સારો અભ્યાસ કર્યો હતો.

" નિઘંટ રત્નાકર " નામે પ્રાચીન વૈદક ગ્રંથનું સંશોધન કરાવી પોતે પ્રસિદ્ધ કર્યો હતો. લોહાણા જ્ઞાતિમાં સ્રીશિક્ષણને પ્રથમ ઉત્તેજન આપવાનું માન એમને જ ઘટે છે.

પોતે કન્યાશાળા ખોલવાની પ્રથમ પહેલ કરી હતી. ચરિત્રનાયકના પિતા કરમશીભાઇ એક વખત ત્ર્યંબકેશ્વરની યાત્રાએ ગયા હતા. એમને ચઢાણ ચડતાં શ્રમ પડવાથી બધાંની એ મુશ્કેલી ટાળવા રૂા. એક લાખ ખરચી અંગાદ્વારના શિખર ઉપર જવા માટે ૭૦૦ પગથીયાં બંધાવી આપી યાત્રાળુઓને સુખ કરી આપ્યું છે. એવી જ રીતે મોટા ખરચે ધારાપુરીમાં પણ ૫૦૦ પગથીયાં બંધાવી આપ્યાં હતાં. પનવેલમાં તળાવની ચોમેર પાળ બંધાવી બંગલાના આકારની એક ભવ્ય ધર્મશાળા પણ બંધાવી આપી હતી. કલ્યાણીમાં વિઠોબાના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી, અંધેરીમાં શ્રી મારૂતીનું મંદિર અને ધર્મશાળા બંધાવી આપ્યાં હતાં. તેવી જ રીતે ભાયખલામાં મહાદેવજીનાં મંદિરની બન્ને બાજુ બંગલા બંધાવી મઝગામમાં માનકેશ્વરનાં પગથીઆં, સુંદર ધર્મશાળા તથા હવાડો વગેરે બંધાવી આપ્યાં હતાં. વાલકેશ્વરમાં પણ પગથીઆં બંધાવી આપી દ્વારકામાં ધર્મશાળા બંધાવી હતી. કચ્છ મસ્કામાં સેલોરવાવ અને સદાવ્રત ચાલુ કર્યું હતું. કોટ (મુંબઇ)માં પોતે કેટલાએ કૂવા ખોદાવ્યા હતા. દર શ્રાવણ માસે તેઓ માનકેશ્વર મહાદેવનો અભિષેક કરતા અને બ્રાહ્મણોને ખુબ દાન આપતા. પોતે અનન્ય શંકર ભક્ત હતા. કહેવાય છે કે કેટલીક વાર એમને સાક્ષાત શંકર ભગવાનનાં દર્શન થયાં હતાં. ભાયખલા શંકર મંદિરમાં દર વર્ષે મહા મહીનામાં પોતે મોટો મેળો ભરતા. અને તે અદ્યાપિ પણ ભરાય છે. એમનું જ્ઞાત્યાભિમાન અપાર હતું. તે વખતે સ્ટીમરો હતી નહિ માત્ર વહાણ વાટે સર્વ દરિયાપારનો વ્યવહાર ચાલતો. હંસરાજ શેઠના માણસો દરેક વહાણોપર જઇ મુંબઈ આવનાર લોહાણા ભાઇઓને કચ્છમાંથી તેડી લાવતા. તેઓનો ભાંડરૂના જેવો સત્કાર કરી ધંધે લગાડી દેતા. આ રીતે અસંખ્ય જ્ઞાતિભાઇઓને પોતે પગભર કર્યા હતા. ભલેને એક પોઠીઓ ઉપાડનાર મજુર હોય પણ તે જ્ઞાતિભાઈ છે એવું માલુમ પડતાં તુરત તેને પોતાની પાસે બેસાડી જમાડતા હતા. આવા અનેક પરોપકારી કાર્યોથી આકર્ષાઈ સરકારે તેમને Justice of the peace ની માનવંતી ઉપાધી આપી નવાજ્યા હતા. એમની સાદાઇ અલૌકિક હતી, જે એમનો ફોટો જોવાથી જાણી લેવાય છે. પોતે વિદ્યાવ્યાસંગી હોઇને વિદ્વાનોનો સહવાસ પ્રિય હતો. સંગીતના પોતે શોખીન હતા. કાવ્યો પણ પોતે બનાવી શકતા હતા. એ દરિયાવ દીલનો વીરનર મહાજનનો શીરોમણી હતો. એમનાં અવસાન બાદ કચ્છી લોહાણા મહાજને એ પૂણ્યમૂર્તિની ગાદી કેટલાક સમયસુધી ખાલી રાખી હતી. કાર્ય પ્રસંગે એમની પ્રતિમા પધરાવી મહાજન કામકાજ કરતું હતું. કચ્છ—કરાંચી, ગુજરાત, મલબાર અને મસ્કત આદિ સ્થળોમાં એમની ખ્યાતિનો જોટો જડવો મુશ્કેલ છે.

પોતે બે વખત લગ્ન કરેલું. બીજીવારનાં પત્નીથી એક પુત્રનું સુખ મળ્યું. પુત્ર-જન્મ વખતે પોતે સાતતડાં અને માસ્તાન કર્યા. છપનભોગમાં વાણીઆ ભાટીઆ વગેરે સર્વને ધૃત પકવાનનું ભોજન આપ્યું. ૧૦૮ પારાયણોબેસાડી દરેક વ્યાસને સારી દક્ષિણાઓ આપી ખુશ કર્યા. આ ઉપરાંત અપાર દાનધર્મ કરી પુત્ર રણછોડદાસને માત્ર ૬ માસનો છોડી પોતે ઇંદ્રાસનના અધિકારી થઇ સ્વર્ગે સંચર્યા.

પોતે કુબેર ભંડારી જેવા ધનીક અને કરણ દાનેશ્વરી જેવા દાનવીર હતા. પુત્ર રણછોડદાસ એમની કીર્તિપર કળશ ચડાવશે એવી સૌને આશા હતી. પણ તે ફલિત થઈ

નહિ. શેઠ રણછોડદાસ પોતે વિદ્યાવિલાસી ન્યાયપ્રિય અને અગ્રેસર થવાને બદલે એક વિલાસી પુરૂષ થયા હતા અને યુવાનીના વસંત કાળમાં જ એમના જીવનસૂર્યનો અસ્ત સં. ૧૯૪૯ ફાગણ સુદ ૧૩ ને ગુરૂવારના થયો હતો. પ્રાતઃસ્મરણિય હંસરાજ કરમશીના વંશનો પણ તેથી અંત–અસ્ત થઈ ગયો છે. આ શોક કચ્છી લોહાણા કોમને સાલે એ પણ સ્વાભાવિક છે. હંસરાજ શેઠે "પાંડવ પ્રસ્થાન" નામે સરસ કાવ્ય લખ્યું હતું. તેને છપાવી પ્રસિદ્ધ કરવાનો બારોટ લાધારામનો વિચાર હતો પણ છપાયું હોય એમ લાગતું નથી. હંસરાજ શેઠના દેહવિલય પછી અંજારના બારોટ લાધારામે "હંસવિરહ" નામે કાવ્ય લખ્યું હતું. કવિ દલપતરામે "હંસ કાવ્ય શતક" નામે પુસ્તક લખી તેમને અર્પણ કર્યું હતું. કવિશ્રી અને હંસરાજ શેઠ બન્ને મિત્રો હતા. કવિને અનેક મોટા પુરૂષો જોડે પોતે ઓળખાણ કરાવી આપી હતી. બારોટ લાધારામ "હંસવિરહમાં" પ્રથમ કહે છે કેઃ–

"થયો નહિ હંસ જેવો રે, દેહધારી માનવી એવો."

કવિ દલપતરામ "હંસ કાવ્ય શતકમાં" એક જગ્યાએ કહે છે કેઃ–

"પ્રેમાબાઇનો પુત્ર, છે કર્મસિંહ કુળ ભાણ,
"હંસરાજ હોંસી ભલો, લાયક જાત લુવાણ"
"લાયક લવાણા જાત, કરમસી રણમલ"
"મુંબઇના મહાજન, કૈલાસ મુકામ છે"
"સુત તેનો હંસરાજ, હોંસીલો હરેક વાતે"
"સદ્‌વિદ્યા શીખી, તત્વ ગ્રાહક તમામ છે"

× × × × × ×

"વાગ્દેવી આપનાં વદનમાં વિશેષ વસો"
"હંસ તણા તનપર, તે વસે છે તેટલી."

એમની પ્રીતિનું વર્ણન કવિ દલપતરામ આ પ્રમાણે કરે છે.

"અંતર હેત તણા રસ આગળ, ખાંડ ખજુર તણી ખુબી ખોટી,"
"અંતર હેતની કીંમત આગળ, માણેક મોતી મતા નથી મોટી."
"અંતર હેતતણા ધન આગળ, કોણ ગણે ધન લાખ કે કોટી,"
"હંસ સુણો દલપત કહે, દીલ હેતની નિર્મળ નેણ કસોટી."

મહાપુરૂષોના જીવનની વિશેષ ખુબી આપણે અલ્પજ્ઞો વધુ શું વર્ણવી શકીએ? પ્રભુ! એવા લાખોના પાળનારને અમારી જ્ઞાતિમાં અધિક સંખ્યામાં મોકલો અને જ્ઞાતિને ગૌરવશાળી બનાવો.



# શેઠ ખટાઉ ભાઈ રવજી (મુંબઈ)



આજકાલ ઘણા જણે ક્ષમાની વ્યાખ્યા કરી રહ્યા છે પરંતુ ક્ષમા તો વીર પુરૂષોમાં જ હોય, બાયલાઓમાં નહિ. જેનામાં વીરતા નથી તેનામાં ક્ષમા પણ નથી. આજે એક વીર પુરૂષનો અત્રે પરિચય આપવા અમે યોગ્ય ધારીએ છીએ. મુંબઇ કચ્છી લોહાણા જ્ઞાતિના સાત વિભાગ પૈકીના એક વિભાગના શેઠ ખટાઉ રવજી યાને ખટાઉ મકાઇનું જીવન એક વીર પુરૂષ તરિકે પ્રસિદ્ધ છે.

આ બળવાન પુરૂષનો જન્મ કચ્છમાં આશાપુરા માતાના મઠ મધ્યે ઇ. સ. ૧૮૨૭ માં થયો હતો. પિતા રવજીભાઇએ તથા માતા ઇશ્વિરાબાઇએ બાળવયમાંથી જ બાળક ખટાઉને ધર્માનુરાગી તથા નિડર બનાવ્યો હતો. અને તે જ વયમાં એમનું બહાદુરપણું જણાઇ આવતું હતું.

લાયક ઉમરે પોતે વ્યાપારાર્થે મુંબઇમાં પગ મૂક્યો હતો. અને બુદ્ધિચાતુર્યથી સરસ ચાન્સ મેળવી ધનનો પરોપકારર્થે જ વ્યય કરવા લાગ્યા. એમનાં શૂરવીરપણાની વાતો અદ્યાપિ ઘણાં માણસોને યાદ છે. પોતાને મિથ્યાભિમાન પ્રિય નહોતું. કોઇ માણસ તેની પાસે ખોટો ગર્વ કરતો આવે તો તુરત જ તેનો ગર્વ પોતે ગાળી નાખતા. પોતે અધર્મ યુદ્ધ કદી કરતા નહિ. કોઇ ગુન્હેગાર હોય તેને સમજાવવા પોતે ખુબ મહેનત કરતા અને જો તે ન જ સમજે તો પછી પોતાનાં પરાક્રમથી તેની ખોડ મોડી નાખતા. કોઇ ગરીબ ઉપર કે બાઇ માણસ ઉપર જુલમ ગુજારે કે કોઇ જ્ઞાતિમાં અનીતિ ફેલાવે તો તેને તુરત શીક્ષા કરી પાંચ કોરી ધર્માદામાં નાંખતા. એક વખત ખોજા મહોલ્લામાંની કચ્છી જૈન વાણીઆની વાડીમાં કેટલાક ખોજાઓ વાણીઆની સ્ત્રીઓની મશ્કરી કરતા હતા. આ ખબર ખટાઉ શેઠને પડતાં પોતે જ્ઞાતિભાઇઓની એક ટોળી લઇ ખોજા મહોલ્લામાં દાખલ થયા અને ખોજાઓને ખુબ ઠમઠોર્યા. આથી એક દિવસ ખોજા મહોલ્લાનો સર્વ વ્યવહાર બંધ રહ્યો હતો. રવજી નામે એમના કોઈ મિત્રે એક લોહાણાબાઇની મશ્કરી કરેલી તે જાણવામાં આવતાં એ બળવાન પુરૂષ સાથે પોતે ત્રણ કલાક સુધી યુદ્ધ કર્યું. આ દ્વંદ યુદ્ધ જોવા સેંકડોની સંખ્યા એકઠી થઇ હતી. બ્રાહ્મણોપર પોતે ભગવાનના જેવો ભાવ રાખતા. એમનાં મુખમાંથી "ધર્મનો જય અને પાપનો ક્ષય" એ વાક્યો ઘણીવાર નીકળતાં. એમની આકૃતિ જ અધર્મીઓને મૂંઝાવે એવી હતી. પોતે સત્યપ્રિય અને નીતિનિપૂણ સજ્જન હતા. મુંબઇ લોહાણા જ્ઞાતિનું ભવ્ય દરિયાસ્થાન એ ખટાઉ શેઠનાં પ્રાણનું પ્રતિબિંબ છે. મુંબઇમાં હાલ વડગાદીનો લત્તો છે ત્યાં એ વખતમાં

ઇસ્રિરાયલ લોકોનો વધુ ભાગ હતો. દરિયાસ્થાનની જમીન પણ એમના વાંધા નીચે હતી. પોતાનાં બાહુબળથી એક રાત્રિમાં આ જમીન ખટાઉ શેઠે સ્વાધીન કરી લીધી હતી. અને પ્રતિપક્ષીઓનું કશું વળ્યું નહિ. ઘણા વર્ષો પહેલાં મુંબઇમાં લોહાણાની વસ્તી નહોતી ત્યારે શેઠ દેવજી પેરાજે આ દરિયાસ્થાન બંધાવેલું તે બહુ જીર્ણ થઇ ગયું હતું. તેથી ખટાઉ શેઠે ખરડા કરાવી એવું મજબુત દરિયાસ્થાન બંધાવ્યું કે સેંકડો વર્ષો વિતશે પણ જીર્ણ થશે નહિ. તેમાં શ્રી અમરલાલની જ્યોતિ માટે શિખરબંધ દેવાલય, પાણીનું ભવ્ય ટાંકુ, અને બીજાં સાધનો પણ પોતે બનાવ્યાં છે. આ કામમાં પોતે રાતદિવસ ત્યાં જ પડ્યા રહેતા. હાલ મુંબઇમાં આ દરિયાસ્થાન જેવી કોઇ મહાજનવાડી બીજી જોવામાં નથી. કચ્છી જ્ઞાતિના આ વીર નરનો સ્થૂલ દેહ અત્યારે આપણી સમક્ષ નથી માત્ર એમનાં અમર કાર્યોનાં જ સંભારણાં રહી ગયાં છે. પ્રસિદ્ધ દાનને પોતે દંભ સમજતા એટલે પોતે ગુપ્તદાનમાં જ આનંદ માનતા હતા. પ્રભુ એમના અમર આત્માને શાંતિ બક્ષો.



# શેઠ ખટાઉ ભાઈ રવજી (મુંબઈ)



આજકાલ ઘણું જણો ક્ષમાની વ્યાખ્યા કરી રહ્યા છે પરંતુ ક્ષમા તો વીર પુરૂષોમાં જ હોય, બાયલાઓમાં નહિ. જેનામાં વીરતા નથી તેનામાં ક્ષમા પણ નથી. આજે એક વીર પુરૂષનો અત્રે પરિચય આપવો અમે યોગ્ય ધારીએ છીએ. મુંબઇ કચ્છી લોહાણા જ્ઞાતિના સાત વિભાગ પૈકીના એક વિભાગના શેઠ ખટાઉ રવજી યાને ખટાઉ મડાઇનું જીવન એક વીર પુરૂષ તરિકે પ્રસિદ્ધ છે.

આ બળવાન પુરૂષનો જન્મ કચ્છમાં આશાપુરા માતાના મઠ મધ્યે ઇ. સ. ૧૮૨૭ માં થયો હતો. પિતા રવજીભાઇએ તથા માતા ઇશ્વિરાબાઇએ બાળવયમાંથી જ બાળક ખટાઉને ધર્માનુરાગી તથા નિડર બનાવ્યો હતો. અને તે જ વયમાં એમનું બહાદુરપણું જણાઇ આવતું હતું.

લાયક ઉમરે પોતે વ્યાપારાર્થે મુંબઇમાં પગ મૂક્યો હતો. અને બુદ્ધિચાતુર્યથી સરસ ચાન્સ મેળવી ધનનો પરોપકારર્થે જ વ્યય કરવા લાગ્યા. એમનાં શૂરવીરપણાની વાતો અદ્યાપિ ઘણાં માણસોને યાદ છે. પોતાને મિથ્યાભિમાન પ્રિય નહોતું. કોઇ માણસ તેની પાસે ખોટો ગર્વ કરતો આવે તો તુરત જ તેનો ગર્વ પોતે ગાળી નાખતા. પોતે અધર્મ યુદ્ધ કદી કરતા નહિ. કોઇ ગુન્હેગાર હોય તેને સમજાવવા પોતે ખુબ મહેનત કરતા અને જો તે ન જ સમજે તો પછી પોતાનાં પરાક્રમથી તેની ખોડ મોડી નાખતા. કોઇ ગરીબ ઉપર કે બાઇ માણસ ઉપર જુલમ ગુજારે કે કોઇ જ્ઞાતિમાં અનીતિ ફેલાવે તો તેને તુરત શીક્ષા કરી પાંચ કોરી ધર્માદામાં નાંખતા. એક વખત ખોજા મહોલ્લામાંની કચ્છી જૈન વાણીઆની વાડીમાં કેટલાક ખોજાઓ વાણીઆની સ્ત્રીઓની મશ્કરી કરતા હતા. આ ખબર ખટાઉ શેઠને પડતાં પોતે જ્ઞાતિભાઇઓની એક ટોળી લઇ ખોજા મહોલ્લામાં દાખલ થયા અને ખોજાઓને ખુબ ઠમઠોર્યા. આથી એક દિવસ ખોજા મહોલ્લાનો સર્વ વ્યવહાર બંધ રહ્યો હતો. રવજી નામે એમના કોઈ મિત્રે એક લોહાણાભાઇની મશ્કરી કરેલી તે જાણવામાં આવતાં એ બળવાન પુરૂષ સાથે પોતે ત્રણ કલાક સુધી યુદ્ધ કર્યું. આ દ્વંદ યુદ્ધ જોવા સેંકડોની સંખ્યા એકઠી થઇ હતી. બ્રાહ્મણોપર પોતે ભગવાનના જેવો ભાવ રાખતા. એમનાં મુખમાંથી "ધર્મનો જય અને પાપનો ક્ષય" એ વાક્યો ઘણીવાર નીકળતાં. એમની આકૃતિ જ અધર્મીઓને ધ્રૂજાવે એવી હતી. પોતે સત્યપ્રિય અને નીતિનિપૂણ સજ્જન હતા. મુંબઇ લોહાણા જ્ઞાતિનું ભવ્ય દરિયાસ્થાન એ ખટાઉ શેઠનાં પ્રાણનું પ્રતિબિંબ છે. મુંબઇમાં હાલ વડગાદીનો લત્તો છે ત્યાં એ વખતમાં

ઇસિરાયલ લોકોનો વધુ ભાગ હતો. દરિયાસ્થાનની જમીન પણ એમના વાંધા નીચે હતી. પોતાનાં બાહુબળથી એક રાત્રિમાં આ જમીન ખટાઉ શેઠે સ્વાધીન કરી લીધી હતી. અને પ્રતિપક્ષીઓનું કશું વળ્યું નહિ. ઘણા વર્ષો પહેલાં મુંબઇમાં લોહાણાની વસ્તી નહોતી ત્યારે શેઠ દેવજી પેરાજે આ દરિયાસ્થાન બંધાવેલું તે બહુ જીર્ણ થઇ ગયું હતું. તેથી ખટાઉ શેઠે ખરડા કરાવી એવું મજબુત દરિયાસ્થાન બંધાવ્યું કે સેંકડો વર્ષો વિતશે પણ જીર્ણ થશે નહિ. તેમાં શ્રી અમરલાલની જ્યોતિ માટે શિખરબંધ દેવાલય, પાણીનું ભવ્ય ટાંકુ, અને બીજાં સાધનો પણ પોતે બનાવ્યાં છે. આ કામમાં પોતે રાતદિવસ ત્યાં જ પડ્યા રહેતા. હાલ મુંબઇમાં આ દરિયાસ્થાન જેવી કોઇ મહાજનવાડી બીજી જોવામાં નથી. કચ્છી જ્ઞાતિના આ વીર નરનો સ્થૂલ દેહ અત્યારે આપણી સમક્ષ નથી માત્ર એમનાં અમર કાર્યોનાં જ સંભારણાં રહી ગયાં છે. પ્રસિદ્ધ દાનને પોતે દંભ સમજતા એટલે પોતે ગુપ્તદાનમાં જ આનંદ માનતા હતા. પ્રભુ એમના અમર આત્માને શાંતિ બક્ષો.



# શેઠ કુંવરજી પ્રાગજી (મુંબઈ)



એક શિષ્ટ જને કહ્યું છે કે " માણસમાં કોઇપણ જાતનો આગ્રહ જરૂરનો છે. આગ્રહથી તેનામાં દઢતા અને વટ આવે છે અને એ ટેકથી નિર્ભયતા આવે છે." આવા એક ટેકી પુરૂષનાં જીવનની થોડી ઘટનાઓ અત્રે આલેખવાનું મન થાય છે.

આ અડગ ટેકી નરરત્ન શેઠ કુંવરજીભાઇ, શેઠ હંસરાજભાઇ કરમશી જે. પી. ના સમકાલિન હતા. એમનો ખાસ ગુણ એ હતો કે પોતે જે વાત મનપર લેતા તે પ્રાણાન્તે પણ પાર પાડયા વગર મૂકતા જ નહિ. એ વખતે કચ્છી ભાઇઓનાં સાત તડ બંધાતાં હતાં. તેમાંનું એક તડ બાંધવાનો કુંવરજી શેઠે આગ્રહ કર્યો. આ બાબતમાં હંસરાજ શેઠ જોડે કંઈ વાંધો પડયો. આ વાંધો પતાવવા હંસરાજ શેઠનાં માતુશ્રીએ વચમાં પડી એવો તોડ કાઢયો કે " તમે અને હંસરાજ અનુક્રમે જ્ઞાતિભોજન કરો તેમાં જે હારે તેની હાર થઇ સમજવી. " બન્નેએ કબુલ કરી ત્રીસ ત્રીસ વખત સાતતડાં કર્યાં, પણ કોઇએ હઠી માર્ગ દીધો નહિ. પરંતુ આખરે કુંવરજી શેઠની ઇચ્છાનો અમલ થયો. આવા જ આગ્રહવાળી એમની બીજી જીવન ઘટના ટાંકીએ. પારસીઓના દોખમાં ( સ્મશાનભૂમિ ) ઉપર કુંવરજી શેઠની જમીન હતી. પારસીઓએ તે જમીન લેવા ધારી, પરતુ શેઠની ઇચ્છા તે આપવાની નહોતી એટલે તકરાર કોર્ટે ગઇ. છેવટે આ આગ્રહી આત્માની જ જીત થઇ. આવી તો અનેક ઘટનાઓથી એમનું જીવન ભરપુર છે. અત્યારે તેઓ આ સંસારમાં નથી પરંતુ તેનાં ઉમદા સદ્દગુણો વિસરાય નહિ તેવા છે. ગુપ્તદાન, જ્ઞાતિપ્રેમ અને જનસેવાની લાગણી એમનામાં ઓતપ્રોત હતી. પોતાને પ્રપંચ કે જૂઠાણું જરાય પ્રિય નહોતું. પ્રભુમાં પૂર્ણ શ્રદ્ધાળુ હતા. પ્રભુ એમને અમર શાંતિ બક્ષો.



સ્વ. શેઠ ખીમજીભાઇ દયાળ વાઘાણી

# શેઠ ખીમજીભાઈ દયાળ વાઘાણી (મુંબઇ)

**उदारस्य तृणं वित्तं शूरस्य मरणं तृणम् ।**
**विरक्तस्य तृणं भार्या निःस्पृहस्य तृणं जगत् ॥**



માણસ કેળવણીથી મહાન થાય છે તેના કરતાં સંસ્કારથી વધુ મહાન થઇ શકે છે. કારણ કે પૂર્વસંચિત પૂણ્ય અને, પડેલા ઉત્તમ સંસ્કારો, જરા જેટલી અનુકુળતા મળતાં તુરત ખીલી નીકળે છે. જે જે મહાન પુરૂષો થઇ ગયા તેઓમાંનો મોટો ભાગ, ગરીબીમાંથી ઉંચે સ્વપ્રયાસે ચડી અમર થયો છે. 'ઉંચી કેળવણી લીધા વગર કે ડીગ્રીઓ મેળવ્યા વગર લાયકાત કે માણસાઇ આવતી નથી' આવું માની બેઠેલી દુનિયાએ શેઠ **ખી**મજીભાઈનાં જીવનચરિત્રનું મનન કરવું જોઇએ. જીવનસંગ્રામમાં વિજય મેળવવા માટે ઉદ્યમ અને જાતમહેનતની જરૂર છે. પુરૂષાર્થ વગર પ્રારબ્ધ લુલું છે. આ નિયમ આપણે **ખી**મજી-ભાઇનાં ઉજવળ જીવનમાં જોઇ શકીએ છીએ.

શેઠ **ખી**મજીભાઇનો જન્મ જામનગર તાબે જોડીઆ બંદરમાં સં ૧૯૦૯ ના વૈશાખ માસમાં થયો હતો. મહાપુરૂષોનો જન્મ પણ મૃત્યુલોકમાં આનંદ પ્રસરાવી મૂકે છે. જન-મ્યા પછી તુરત કોઇ ન્હોતું જાણતું કે આ બાળક તે **લો**હાણા જ્ઞાતિનું નાક થશે. મૂળથી આ કુટુંબ **વા**ઘાણી અથવા **વા**ઘજી **વા**લજીનાં કુટુંબ નામે મશહુર હતું અને ત્યાર પછી **ખી**મજીભાઇએ તેને વધારે પ્રખ્યાત કર્યું છે. જોડીઆવાળા **લો**હાણા કુટુંબો **ક**ચ્છની સાથે સંબંધ ધરાવતાં હોવાથી તેઓ **ક**ચ્છી ગણાય છે. છતાં ગુજરાતને માટે એઓની મમતા અવર્ણનીય કહી શકાય. આ વખતે ૧૮૫૭ નો બળવો સળગ્યાથી આખા દેશની સાથે **કા**ઠિયાવાડને પણ કડવો અનુભવ મળ્યો હતો. સામ્રાજ્યમાં અશાંતિનાં વાદળ છવાયાં હોય ત્યાં પ્રજામાં કેળવણીનો પ્રચાર કયાંથી હોય ?

આ વખતે પંડયાઓની થોડી ઘણી નિશાળો હતી. તેમાં **ખી**મજીભાઇએ નજીવું શિક્ષણ મેળવ્યું–સાધારણ વાંચવા લખવા ઉપરાંત નામું ઠામું જરૂર જેટલું શીખી લીધું. અત્યારના " એટીકેટ "ના જમાનામાં આટલું શિક્ષણ કંઇ હિસાબમાં લેખાતું નથી. પણ **ખી**મજી-ભાઇ આટલાં શિક્ષણમાં જ અમર થયા છે. અને ડીગ્રીઓનાં જોતરાંવાળા પુરૂષોના પણ પોતે સલાહકાર થઇ ગયા છે. આ તેમનાં જીવનની ભારેમાં ભારે ખુબી કહી શકાય. મહા-ન પુરૂષોની માફક **ખી**મજીભાઇ નાનપણથી જ મોટા થવાની ઇચ્છાઓ અને વાતો કરતા. અને મહાન થવા માટે સ્વાશ્રય, પુરૂષાર્થ અને પ્રવૃત્તિ એ ગુણો ખાસ પોતાના કરી લીધા હતા. બાળવયમાં ભાઇબંધ દોસ્તદારો સાથે રમતમાં પણ પોતે સ્વાશ્રયનો સૌને પરિચય કરાવતા હતા. સ્વાશ્રય સાથે નીતિની પણ અગત્ય હોઇ પોતે સાધુ બ્રાહ્મણો પાસે તેમની પાસે રામ, કૃષ્ણ, ભરત, ધ્રુવ વગેરેની વાતો કહેવડાવતા અને તેમાંથી

નૈતિકબોધ પોતે પોતાનો કરી લેતા હતા. કુટુંબમાં વૈષ્ણવ ધર્મ હોવાથી કૌટુમ્બિક સ્ત્રીઓ-દ્વારા પણ ધાર્મિક કેળવણી તેમને ગળથુથીમાંથી જ મળી હતી. અને એ રીતે માનસિક ધોરણ ઘડાઈ ગયું. જન્મથી જ સ્વાવલંબી સ્વભાવ હોવાને લીધે સોળ વર્ષની વયે જન્મ-ભૂમિનો ત્યાગ કરી પોતે મુંબાઇમાં આવ્યા. વિદ્વાનો જે અવસ્થાને આત્મમંથનનો કાળ કહે છે તે અવસ્થામાં પોતે મોટી આશાઓ સાથે મુંબઈમાં પગ મૂક્યો. જોડીઆથી માત્ર પોતે ૨૫-૩૦ રૂા. લઇને નીકળેલા, તેમાંથી રસ્તામાં એક ગરીબ બાઇને તથા બે ત્રણ અનાથ બાળકોને આપતાં પોતાની પાસે જુજ સીલ્લક રહી હતી. આવી નજીવી રકમવડે મુંબઇ જેવા અજાણ્યા ખરચાળ શહેરમાં શરૂઆતના દિવસો નિભાવવા એ ભારે કઠીન વાત છે. એ મુશ્કેલીઓ જેને વીતિ હોય તે જ બરાબર જાણી શકે. **ખીમજી** ભાઇનાં માતાપિતાની સ્થિતિ બહુ ગરીબ હતી. દયાળશેઠ નામ પ્રમાણે જ દયાળુ અને સુદામાની માફક પ્રભુભક્ત હતા. આથી બાળપણથી જ દીનતાના કડવા અનુભવો મેળવી **ખીમ**જીભાઇ કરકસર કરી દુ:ખ વેઠવાને ટેવાઇ ગયા હતા. જીવનની શરૂઆત કંગાલ દશામાંથી જ થઇ. મુંબઇમાં ત્રણ ચાર જણા સાથે પોતે એક ખોલીમાં રહી વારાફરતી રસોઇ કરી વાસણ પણ હાથે માંજી લઇ કામ ઉપર જતા. પ્રારંભમાં પોતે એક ભાટીઆ ગૃહસ્થને ત્યાં બીયાંની દુકાનમાં માસિક રૂા. ૧૨) ના પગારે નોકરી રહ્યા. જેનામાં નીતિયુક્ત પ્રવૃત્તિ છે તે માણસ ગમે તે લાઇનમાં પણ ઝળકી ઉઠે છે. ચરિત્રનાયક અનેક લીલી સુકી જોતા જોતા ઉત્કર્ષ સાધતા ગયા. પ્રામાણિકતાથી અને કુશલતાથી કાર્ય કરવાના પરિણામે એ જ દુકાનમાં **ખીમ**જીભાઇને ભાગીદાર તરીકે જોડવામાં આવ્યા. પોતે તેમાં ભાગ તો મેળવ્યો પણ થોડી મુદતે કોઈ કારણસર એ કંપની તૂટી ગઇ. આ વખતે હિન્દના મોટા ભાગને આટો પૂરો પાડનારી મેસર્સ વોલેસની એક કંપની હતી જેની વ્યવસ્થા **રા. બ. વ**સનજી **ખીમ**જી કરતા હતા. **ખીમ**જી ભાઇને તેમની સાથે સંબંધ થયો અને તરત ભાગમાં જોડાયા. ધીમે ધીમે મુંબઇના અન્ય ધંધાઓનું નિરિક્ષણ કરવા માંડ્યું. અને અનેક વિટંબનાઓ વેઠયા પછી રૂની દલાલીનો ધંધો હાથ ધર્યો. અને ૧૯૪૧-૪૨માં **ખીમ**જી **વ**શરામને નામે પોતે એક પેઢી ખોલી. એટલે ઉદ્યોગતત્પરતાના યોગે થોડા સમયમાં વ્યાપારીવર્ગમાં તેમનું નામ આગળ આવ્યું. જ્યાં ગરીબાઈની છાયા હતી ત્યાં નાણાંનાં પુર આવ્યાં. પોતે જેટલા ઉદ્યોગી હતા તેટલા જ પ્રમાણિક સાચા અને સદાચારી હતા. એટલે જ પગલે પગલે તેમને ફત્તેહ મળતી ગઇ. **ખીમ**જીભાઇમાં નીતિવિષયક બળ બહુ ભારે હતું. એમનો ઉદ્યોગ વખાણવા લાયક હતો. પોતે જરા પણ નવરા રહેતા નહિ. આળસ જેવી ચીજ એમની છેવાટે પણ ચડી શકતી નહિ. પોતે કહેતા કે: "જમાનો બદલાયો છે. કલિયુગ એ લોખંડનો યુગ છે. આવા જમાનામાં આપણે આંખો મીંચી બેદરકારીથી બેસી રહેવું ન જોઇએ." એમનાં જીવનનો ખરો ખોરાક ઉદ્યોગ જ હતો. એમની કાર્યદક્ષતા એવી હતી કે નાના મોટા બધા એમની સલાહ લેવાનું ઉચિત ગણતા. **ખીમ**જીભાઇમાં નિયમિતતાનો અદ્દભુત ગુણ હતો. એમની નિયમિતતા એટલી પ્રશંસાપાત્ર હતી કે કેટલાક તેમને ઘડિયાળની ઉપમાથી નવાજતા. સમય સાચવવાની તેમની ખંત જબરી હતી. વ્યાપારમાં સમયનો સદુપયોગ એ ખાસ લક્ષમાં રાખવા જેવી બાબત છે. કોઈવાર એવો અનુકુળ સમય આવે છે કે તેનો યોગ્ય

ઉપયોગ કરવાથી માણસનું નશીબ ખીલે છે. ખીમજીભાઈ પોતાના જીવનસંગ્રામમાં જે વિજય મેળવી શકયા છે તે તેમની નિયમિત કામ કરવાની પદ્ધતિને લીધે જ. અને આથી જ પોતે વ્યાપારી આલમમાં વિશ્વાસપાત્ર થઈ શકયા. ડેંસા મૂલજીની બીયાંની પેઢીમાંથી વોલેસની કંપનીમાં જોડાવું અને અંતપર્યંત તે નિભાવી રાખવા સાથે રૂના ધંધામાં પડવું એ ખીમજીભાઇના આત્મમંથનનું પરિણામ હતું. અને તેથી એમનાં સદ્દગુણી અંતઃકરણ ઉપર અનુભવની છાપ પડી. સાથે વર્તન પણ ઉંચા પ્રકારનું બન્યું. સારૂં વર્તન એ મનુષ્યજીવનનો મહિમા છે. બુદ્ધિ હોય પણ સારાં આચરણ ન હોય તો તેનો કંઇ અર્થ કે મહત્તા નથી. રૂડી રિતી અને રૂડી નીતિ એ મનુષ્યજીંદગીનું નૂર છે. આ પ્રભાવની અસર પોતે ઘણા ભાઇઓપર પાડી શકયા હતા. પોતે માત્ર સ્વાર્થને ખાતર જ ઉદ્યોગ કરી બેસી રહ્યા નહિ. સ્વજ્ઞાતિને માટે પોતે મહાભારત શ્રમ લીધો છે. પહેલી લોહાણા પરિષદ ખીમજીભાઇની મહેનતથી ભરાઇ હતી. કચ્છીઓમાં પોતે આગેવાન હતા. તેમનું વચન કોઇ ઉથાપી શકતા નહિ. પ્રથમ અધિવેશનમાં ખીમજી ભાઇની મહાન સેવા જોઇ રાજકોટમાં ભરાયલી બીજીવારની પરિષદમાં એમને પ્રમુખપદ આપવામાં આવ્યું. એ પદેથી પોતે ઘણું અસરકારક ભાષણ કરતાં જણાવ્યું હતું કેઃ "જ્ઞાતિ એ ગંગાનો પ્રવાહ છે. જ્ઞાતિથી મરવું ને જ્ઞાતિથી તરવું એ આપણી જૂની કહેવત છે......જ્ઞાતિની આજ્ઞા એ બ્રહ્માના લેખ છે. જ્ઞાતિનો ચુકાદો એ ઇશ્વરી જજમેન્ટ છે.........જ્ઞાતિ એ નાના પાયાપર સ્વરાજ્ય છે." જ્ઞાતિનો મહિમા જેને આવો અનુપમ સમજાયો હોય તેની જ્ઞાતિસેવાનું વર્ણન શી રીતે થઇ શકે? ખીમજીભાઈ ખરા જ્ઞાતિઅભિમાની હતા. "જ્ઞાતિબન્ધુઓનાં દર્શનથી હું મને પાવન થયો સમજું છું." એ શબ્દો અધિવેશનમાં પોતે મમતાથી ઉચાર્યા હતા. ભ્રાતૃભાવ અને એકસંપના પોતે જબરા હિમાયતી હતા. કોન્ફરન્સદ્વારા વિચારોની આપલે કરવાથી ઘણાં સારાં કામ થઈ શકશે એમ પોતે માનતા હતા. ભાવનગરની કોન્ફરન્સ વખતે એમની તબીયત અસ્વસ્થ હતી પણ કેટલાક બન્ધુઓએ કહ્યું કે "તમે આવશો ત્યારે જ કામ થશે.".આ ઉપરથી પોતે જવાબ આપ્યો હતો કે "મારી તબીયત વધારે નાદુરસ્ત હોય તો મને ખાટલામાં નાખીને લઇ જવાની પણ તમને છૂટ છે." અસાધારણ મમતા વિના આવી પ્રીતિ દેખાડી શકાતી નથી. પોતે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે "હાથથી હાથ મેળવી, હૃદયથી હૃદય મેળવી, વિચારો આચારોની એકતા કરી કચ્છી હાલાઇ તમજ ઘોઘારી એ ત્રણ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ જેવી પ્રબળ શકિતઓની એક જ બળવાન ત્રિપુટી બનાવો." આ સુવર્ણમય બોધ કરનાર પુરૂષ આ દુનિયાનો ત્યાગ કરી અમરધામમાં ગયેલ છે. પણ તેમનાં કાર્યનો મહિમા અહિં અવિચલ રહ્યો છે. એમનાં અવસાનથી ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છના વ્યાપારીવર્ગના ઇતિહાસનું પ્રકરણ પૂરૂં થયું છે. કારણકે એમના જેવા આદર્શ સખી ગૃહસ્થ સંસારમાં બહુ થોડા હોય છે. કોઈપણ મહાપુરૂષના જીવનની કસોટી કરતાં તેમણે કેવી રીતે પૈસા પેદા કર્યા અને કેવીરીતે વાપર્યા એ જાણવું જરૂરનું છે. ઉદારતા એ ઉમદા રીતિ છે અને મોટું મન એ માનવીનો મહિમા છે. દ્રવ્ય દુઃખનું મૂળ નથી પણ દ્રવ્ય ઉપરની પ્રીતિ એ દુઃખનું મૂળ છે. "સખી માણસો પૈસો ખરચી નાખી પૈસાદાર બને છે અને કૃપણ જનો પૈસા સંઘરી રાખી ગરીબ

થાય છે." **ખીમજીભાઈ**માં **શ્રીમંતાઇ** અને **ઉદારતા** બન્ને સાથે પ્રવેશ્યાં હતાં. એમની સખાવતો કોઇ રાજા મહારાજાને શોભે એવી હતી. સં. ૧૯૫૩માં તેમણે જન્મભૂમિ **જોડીઆ**માં **દરિયાસ્થાન** તથા વડીલોએ બંધાવેલાં **રામચંદ્રજી**નાં મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. **જામનગર**ના મહંતશ્રી **રામપ્રસાદજી**ના ગુરૂ **આણંદાબાવા**ના નામથી ત્યાંના અનાથાશ્રમને છપ્પનીઆ દુકાળમાં પોતે **રા. બ. શેઠ વસનજી ખીમજી**ની મદદથી મોટું ફંડ કરાવી આપી તેમાં પોતાના તરફથી સારી રકમ ભરી આપી હતી. **આણંદાબાવા**ના નામથી જામનગરમાં જે સદાવ્રત ચાલે છે. તેમાં પોતે વારંવાર છૂટે હાથે મદદ આપતા. સં. ૧૯૫૬ માં **જોડીઆ**ની પાંજરાપોળની સ્થિતિ સુધારવા પોતે મોટી રકમ આપી હતી. હાલ તેમાં ૩૦૦ જાનવરો રહી શકે એવી સગવડ થયેલી છે. આ દેશની અનાથ મુંગાં પ્રાણીઓની કોઈપણ એવી સંસ્થા નહિ હોય કે જેમાં **ખીમજીભાઇ**ની મદદ ન ગઇ હોય. નાત જાતના ભેદ વગર પછી તો પોતે સેવા કરવા ઝુકાવ્યું. હિન્દના કોઈ ભાગમાં દુકાળ કે એવી આફત સાંભળતાં તુરત જ પોતે બનતી મદદ ત્યાં પહોંચાડતા. છપ્પનીઆ દુકાળમાં ગંજાવર ફંડ ઉભું કરી દુકાળવાળા તમામ ભાગોને તેમણે રાહત આપી, અને તેવી જ રીતે ૧૯૬૮માં કાઠિયાવાડમાં દુકાળ પડયો ત્યારે માણસોને માટે અન્ન વસ્ત્રોનો અને ઢોરોને ઘાસચારાનો બંદોબસ્ત મોટું ફંડ ભેગુ કરી, તેમાં પોતે મોટો ફાળો ભરી કરી આપ્યો હતો. પોતે પોતાના બધાં ધનને પરહિત કાજે વાપર્યું છે. એમની ઉદારતા સંકુચિત નહોતી, પોતાની જ્ઞાતિને જ મદદ આપીને પોતે જંપ્યા નથી. **જોડીઆ**માં પોતાના બન્ધુ **રતનશીભાઈ**ની યાદગીરી માટે રૂ. ૫૦૦૦૦) ખર્ચી એક "**રામરક્ષા** હોસ્પીટાલ" બંધાવી છે કે જેનો લાભ ન્યાતજાતના તફાવત વગર સૌ કોઈ લઈ શકે છે. પોતાના સગત્ બન્ધુ **પ્રયાગજીભાઈ**ના સ્મરણાર્થે એ જ ગામની કન્યાશાળામાં એક ચેરીટી ફંડ ખોલી તેમાંથી દરવર્ષે કન્યાઓને ઈનામો આપવાની ગોઠવણ કરી હતી. **રાજકોટ** લોહાણા **બોર્ડીંગ**નું મકાન તેમના ભાઈ **રતનશી**ની અનુમતિથી તેમની હયાતીમાં રૂ. ૨૫૦૦૦)ના ખરચે બંધાવી આપ્યું હતું, અને તેના નિભાવ માટે પાછળથી તેટલી જ રકમ ભેટ આપી હતી. નિરાધાર વિધવાઓ અને અનાથોને માસિક જે રકમો અપાતી તે તો અસંખ્ય હતી. પોતે ઓછું ભણ્યા છતાં વિદ્યાપ્રતિનો એમનો અનુરાગ બહુ ભારે હતો. સાધન વિનાના કોઈપણ વિદ્યાર્થીને જોતા કે તુરત જ તેને ભણવાનાં સાધનો, પુસ્તકો, ફી તથા સ્કોલરશીપનો બંદોબસ્ત કરી આપતા. **મુંબઈ**ની ઉંચી કેળવણીની **લોહાણા બોર્ડીંગ**માં પોતે રૂ. ૨૫૦૦) આપ્યા હતા. **કરાંચી ઉદ્યોગ**-શાળાને રૂ. ૨૦૦૦) આપ્યા હતા. મુંબઈમાં **કચ્છી લોહાણા** બન્ધુઓએ સસ્તા ભાડાની ચાલીઓની યોજના કરી તેમાં પોતે રૂ. ૧૦૦૦૦) આપ્યા હતા. બીજી પણ તમામ બોર્ડીંગોને નાની મોટી રકમો આપી, વિદ્યાર્થીઓને વરસમાં કેટલીક વખત જમણ પણ આપતા. વ્યાપારી આલમમાં પોતે એવા વિશ્વાસપાત્ર થઇ પડયા હતા કે કેટલીક વિધવા બાઇઓ પણ તેમને ત્યાં થાપણ મૂકી જતી. અને કેટલાંક ટ્રસ્ટફંડના તેઓ ટ્રસ્ટી નિમાતા. કચ્છ **મસ્કા**વાળા શેઠ **નારણજી વીરજી**ની મિલ્કતના તેઓ એ રીતે ટ્રસ્ટી નિમાયા હતા. એ નાણું શરૂઆતમાં સાધારણ હતું, પણ પછી વ્યાપારમાં રોકી પોતે ઘણું વધારી દીધું હતું. અત્યારે **તેમાંથી મસ્કામાં ધર્મશાળા ચલાવી સદાવ્રત અપાય છે.**

અને નાસિક ક્ષેત્રના એક રામમંદિરની વ્યવસ્થા કરાય છે. પાલીતાણામાં તથા મહુવામાં થોડાં વર્ષો પૂર્વે પાણીની જબરી રેલ આવેલી તે વખતે સંકટમાં પડેલાં માણસોને અન્ન વસ્ત્રાદિની મદદ પોતે પહોંચાડી હતી. આ રીતે પોતાના દેશબન્ધુઓનાં દર્દ દૂર કરવા પોતે કાયમ જહેમત ઉઠાવી હતી. બસ, દાન આપવાનું પોતાને ગમતું. મનુષ્યમાં સદ્વૃત્તિ હોય તો જ ઉદારતા આવે અને ઉદારતા આવ્યા પછી કુદરતી રીતે જ સ્વાર્પણનો ગુણ આવે છે. ખીમજીભાઇની ધર્મભાવના અને સદ્વૃત્તિ ઉંચા પ્રકારની હતી. પોતાને અઢળક સંપત્તિ હોવા છતાં ધર્મભાવનાને શિથીલ થવા દેતા નહિ. અભિમાન દર્પ કે દંભ તેમનાથી લાખો ગાઉ દૂર હતાં. સાધુ સંતો પાસે એમની મતિ ભારે નમ્ર રહેતી. પ્રવૃત્તિમાં પણ હૃદયની નિર્મળ નિવૃત્તિ અનુભવતા હતા. ખીમજીભાઇનો ગૃહસ્થાશ્રમ પણ આદર્શ હતો. એમનાં પત્ની જાનબાઇ એક સદ્ગુણી આર્યા હોઇ ખીમજીભાઇએ પોતાનું જીવન સુખમાં વિતાવ્યું હતું. પોતાને કંઇ સંતાન નહોતું. પણ તેથી પોતે કદિ પણ બળાપો કર્યો નથી. બોર્ડીંગના વિદ્યાર્થીઓને પોતે પોતાના પુત્રો સમાન લેખતા. ખીમજીભાઇ લોહાણા બોર્ડીંગોના પિતા સમાન મનાય છે. ખીમજીભાઇના અંગત મિત્રો વિષે બે શબ્દો લખવા પણ જરૂરના છે. માણસનું વાંચન અને મિત્રવર્ગ ઉપરથી પણ તે માણસ કેવા પ્રકારનો છે તેનું અનુમાન થઇ શકે છે. સહવાસની અસર માણસના જીવન ઉપર બહુ થાય છે. ખીમજીભાઇના મિત્રવર્ગમાં જામનગરના આણંદાબાવાના નામથી પ્રસિદ્ધ મઠની ગાદી ઉપર હાલમાં બીરાજતા મહંતશ્રી રામપ્રસાદજી મુખ્ય છે. એઓ જન્મથી નૈષ્ઠિક બ્રહ્મચારી છે. પોતે મહા વિદ્વાન હોવા સાથે વિદ્વાનોની કીંમત આંકનારા છે. ખીમજીભાઇમાં જનહિતની લાગણી પ્રેરનાર રા. બ. શેઠ વીસનજી ખીમજી છે. અને વધુ પ્રેરનાર મહંતજી પોતે છે. દેશહિતના કામમાં મહંતજી અવિશ્રાંત શ્રમ લેછે. શેઠ ખીમજીભાઇના દેહાન્ત પછી દુષ્કાળમાં હાલાર પ્રાંતના સંકટ નિવારણ કાર્યમાં વિસનજીભાઇએ ગંજાવર રકમની મદદ કરી છે. અને તેની વ્યવસ્થાનો બોજો તો મહંતશ્રીએ જ ઉપાડયો હતો. ખીમજીભાઇ એમને ગુરૂ માનતા હતા. એમનો બોલ કદિ ઉથાપતા નહિ. મહંતશ્રીનું અનાથાલય જે હાલ સારી સ્થિતિમાં છે તેનું માન ખીમજીભાઇ ને જ ઘટે છે. જગતમાં આવા સખી ગ્રહસ્થોની અને નિષ્કામ સાધુ કર્મયોગીઓની પણ બહુ જરૂર છે.

ખીમજીભાઇ કોઇ રાજા નહોતા, પંડિત નહોતા, ગ્રંથકાર નહોતા તેમ સી. એસ. આઇ.ની કોઈ પદવીવાળા પણ નહોતા. છતાં જેવા તેઓ હતા તેવા બીજા થોડા હોય છે. આપણો દેશ, આપણાં જીવન અને સમુદાયમાં તેઓ શ્રેષ્ટ હતા. તેણે ગાળ્યું તેવું જીવન બહુ દુર્લભ છે. એક હાથે કમાવું અને બીજે હાથે દાન કરવું એ જેવાં તેવાં માનવીથી બને તેવું નથી. પોતે સંપને બહુ જ ચહાતા. ઘણાખરાના કજીઆ ઘરમેળે પતાવતા. કોઇને કોર્ટે જવા દેતા નહિ. કેટલાક લોકો તેમને લવાદ બનાવી તેમણે આપેલા ફેંસલાથી સંતોષ માનતા. અવસાન પહેલાં ત્રણ દિવસ ઉપર એક મોટી ધીક્તી પેઢીના ભાગીદારોને કોર્ટે જતા અટકાવી સર્વને સંતોષ થાય એવો નિર્ણય પોતે ઉતાર્યો હતો. તે પછી કચ્છમાં લોહાણા કોન્ફરન્સ ભરાયલી જોવાનું એમનું મન હતું. એમનો જાહેર જુસ્સો વખાણવા લાયક હતો. દેશના આશાવંત યુવાનોને પોતે વારંવાર પ્રોત્સાહન

આપતા. એમની ગુપ્ત સખાવતો ઘણી મોટી છે. પોતે બહુ વિચારક હતા. સહસા વાતમાં અનુમાન બાંધી બેસતા નહિ. સદ્‌ગુણોએ જ એમનું જીવન ઉજ્વળ બનાવ્યું હતું. આખરે જીવન પ્રદીપ નિર્વાણ પામવાનો વખત પાસે આવ્યો. ખીમજીભાઈ પણ ઉત્તરાવસ્થા બેઠા પછી મહાપ્રયાણની તૈયારી કરતા હોય એમ દીસતા હતા. આખરે એ નક્કી કરેલો દિવસ આવ્યો. ડૉકટરોએ ઉપચાર કરવામાં મણા રાખી નહિ. અંતકાળ નજીક સમજીને શ્રી. વીસનજીભાઇને પાસે બોલાવી છેલ્લી વાતો કરી લીધી. પાછળ રડવા કૂટવાની મના કરી, અને પ્રભુમાં એકાગ્ર થઇ જવા લાગ્યા. આસપાસ સંબંધીઓ ચિન્તા કરતાં બેઠેલાં હતાં. રાજકોટના દિવાનસાહેબ તથા વીસનજીભાઇ બિછાના પાસે બેઠા હતા. એકાએક ખીમજીભાઇના મુખમાંથી શબ્દો નીકળ્યા. "મારા દીકરાઓ વાસ્તે હજુ બરાબર મૂડી થઇ નથી" રા. વીસનજીભાઇ એ સાંભળી અજાયબ થયા. અને કહ્યું "બાપા અમારા માટે તો તમે એવા સરલ રસ્તા કરી આપ્યા છે કે તેમાંથી લાખો ને કરોડો નાણાં મળી શકે એમ છે." ખીમજીભાઇ નિરાશ થઇ બોલ્યા. "ભાઇ, તારી વાત હું કરતો નથી. રાજકોટ બોર્ડીંગના દીકરાઓ નિર્ધન છે." મતલબ કે રાજકોટમાં બધા ફ્રીબોર્ડરો રહી શકે એવું જોવા પોતે ઉત્સુક હતા. તા. ૨૮-૨-૧૮નો દિવસ હતો. બપોરના બારનો અમલ થયો. ઘાટકોપરના ભવ્યબંગલામાં રહેવાની હવે થોડી જ ક્ષણો બાકી હતી. એકાએક પ્રભુસ્તવન કરવા માંડયું. સંસારપરની વાસનાને સંકેલી એકવાર ચારે તરફ નયનો ફેરવી કાયમને માટે બંધ કરી દીધાં. અવિનાશી વસ્તુ અદૃશ્ય થઇ ગઇ!

સંબંધી જનો દુઃખી થયાં. શોકના સમાચાર ફેલાતાં મુંબઇમાં અને દેશાવરમાં હડતાળો પડી, વર્તમાનપત્રો અને માસિકોએ એ બનાવ સખેદ છાપ્યો. ખીમજીભાઈ સંસારમાં કીર્તિશેષ થઇ ગયા. સદ્‌ગતનું સ્મારક રાખવા ના. ૧૪-૩-૧૮ના રોજ મુંબઇમાં શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસનાં પ્રમુખપણા નીચે ગંજાવર સભા થઇ. વ્યાપારી આલમમાં પડેલી ખોટ માટે વિવેચનો થયા બાદ સ્મારકને માટે હીલચાલો થઇ. જોતજોતામાં ત્યાં જ રૂા. ૬૮૦૦૦) ભરાઇ ગયા હતા. પાછળથી વધીને રૂા. ૯૮૦૦૦) અને આજે વ્યાજસહિત રકમ રૂા. ૧) લાખની થવા જાય છે. આ નાદર રકમમાથી રૂા. ૨૦૦૦૦) રાજકોટ લોહાણા બોર્ડીંગને, રૂા. ૭૦૦૦૦) મુંબઇ કોમરશીયલ કૉલેજમાં, એ રકમના વ્યાજમાંથી અર્ધી સ્કોલરશીપ ખાસ લોહાણા વિદ્યાર્થીઓને તથા બીજી અર્ધી અન્ય કોઇ જ્ઞાતિના વિદ્યાર્થીઓને મર્હૂમ ખીમજીશેઠના નામે મળે. અને રૂા. ૧૦૦૦૦) કોમરશીયલ કૉલેજમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ માટે જીમખાનું બાંધવું. એ પ્રમાણે વ્યવસ્થા કરવાનું શેઠ ખીમજીભાઇના વારસ શેઠ વીસનજીભાઇએ વ્યવસ્થાપક કમિટિને સુચવ્યું. (આ સ્મારકમાં રૂા. ૨૫૦૦૦) ની રકમ શેઠ વીસનજીભાઇએ પણ ભરી હતી.) મુંબઈ ઈલાકાની વ્યાપારી આલમમાં કોઇપણ નરરત્નના સ્મારક માટે આટલી મોટી રકમ થવાનો આ પહેલો જ દાખલો છે. 'કચ્છી, હાલાઇ, અને ઘોઘારી એ ત્રણ શિવ, બ્રહ્મા અને વિષ્ણુ દૈવીશકિતઓની એક જ બળવાન ત્રિપુટી છે' એમ સદ્‌ગત માનતા હતા તેથી શ્રીયુત વીસનજીભાઇએ મુંબઈમાં એમની ઉત્તરક્રિયામાં કચ્છી હાલાઇ અને ઘોઘારી એ ત્રણે સમુહને જમણ આપ્યું હતું. ગરીબોને દાન આપ્યાં. અને જન્મભૂમિ જોડીઆમાં પણ એમની ઉત્તરક્રિયા કરી હતી. તેમજ મરનારની ઇચ્છા મુજબ ગરીબોને અન્ન વસ્ત્રથી નવાજ્યાં હતાં. ખીમજીભાઈના વારસ એમના ભત્રીજા વીસનજીભાઈ પણ સદ્‌ગતને પગલે ચાલી તેમની કીર્તિને અધિક ઉજવળ કરે તેવા છે.

પ્રભુ સદ્‌ગતના આત્માને શાશ્વત શાન્તિ સમર્પો અને એના જેવી જનસેવા કરવાની આંતરવૃત્તિ અમારા હૃદયમાં સ્ફુરો એજ પ્રાર્થના!



સ્વ. શેઠ ચત્રભુજ પેરાજ.　　　　સ્વ. શેઠ ચન્નાભાઇ પેરાજ.

# શેઠ ચન્નાભાઈ પેરાજ (મુંબઈ)

---

**आत्मार्थं जीवलोकेऽस्मिन् को न जीवति मानवः ।**
**परं परोपकारार्थं यो जीवति स जीवति ॥**



આ સંસારમાં પોતાને માટે તો સૌ જીવે છે. પરંતુ પારકાના ઉપકાર માટે જે જીવે છે તેજ ખરી રીતે જીવી જાણે છે. **લો**હાણા કોમના આવા એક પરમાર્થી નરરત્ન શેઠ **ચન્નાભાઈ પેરાજ** કે જેણે પોતાની સંપત્તિનો ઉપયોગ પરહિતાર્થેજ કરવામાં જીવનસાર્થક માન્યું છે. તેવા પરોપકારી પુરૂષનું નામ **લો**હાણા જ્ઞાતિના અમર ઇતિહાસમાં સદાય જીવત રહેશે અને ભવિષ્યની જનતાને ઉમદા બોધ આપશે.

આ મહાપુરૂષનો જન્મ સંવત ૧૯૧૧માં કચ્છ **માં**ડવી પાસે **મ**સ્કા ગામમાં થયો હતો. એમના પિતાશ્રી કઠોળ વેચવાનો ધંધો કરતા હતા. અને તેના નફામાંથી પોતે બહોળા કુટુંબનું ખર્ચ નિભાવતા હતા. પોતે ધર્મિષ્ટ હતા. હંમેશાં રાત્રિના ૩ વાગે ઉઠી આસપાસ ગામડામાંથી કઠોળ ખરીદ કરવા જતા અને ત્યાંથી આઠ વાગે પગે ચાલીને **મ**સ્કા આવતા. ત્યારપછી ૧ કલાક વેદાન્તશાસ્ત્રનું અધ્યયન કરતા. તેમનું હૃદય જ્ઞાનપિપાસુ હતું. પોતે બહુ ભોળા અને સરલ હૃદયના હતા. આજકાલનું ધર્મહીન જીવન જોઈ પોતે ખેદ પામતા. ઉત્તરાવસ્થામાં પોતે સુખરૂપ જીવન ગાળ્યું હતું. ઈશ્વરી નિયમ સર્વત્ર સરખો જ હોઈ આ પુણ્યશાળી આત્મા પણ સંવત ૧૯૬૨ની સાલમાં તે નિયમનુસાર પ્રભુના અમર ધામમાં પહોંચી ગયા. પોતાના ઉત્તમ ગુણોની પ્રતિમારૂપ ૮ પુત્રોને કીશોરવયના છોડી તેઓને ઉમદા શિખામણો આપી પોતે આ માયાવી જગતનો ત્યાગ કરી ગયા.

ચરિત્રનાયકના માતુશ્રી **લક્ષ્**મીબાઈ પણ ગુણમૂર્તિ હતાં. પોતાના પુત્રોને સેવાના સન્માર્ગ બતાવનાર એ માતા જ હતી, દયાની મૂર્તિ સમી, બહોળા કુટુંબમાં પોતાના ઉચ્ચ સદ્‌ગુણો વડે ચંદ્રની માફક શોભતી એ વાત્સલ્યભાવથી ભરપુર હૃદયની માતાનો પવિત્ર આત્મા પણ સ્થૂલ શરીરને છોડી અમરશાંતિમાં વિલિન થઇ ગયો—યાત્રાના પવિત્ર સ્થળમાં દેહાન્ત થયો. કુટુંબીજનો સાથે પોતાના નાના પુત્ર **વી**રજીભાઇને સાથે લઇ યાત્રા જતાં **સિ**દ્ધપુરમાંથી તબીયત લથડી, અને જાણે પોતે પરલોકમાં જવાનું સમજી ગયાં હોય તેમ સૌને યાત્રા અધુરી નહિ રાખવાની ભલામણ કરી, ન્હાના પુત્ર **વી**રજીભાઇને આશિષ આપી સંવત ૧૯૪૩માં પ્રભુભજન ગાતાં ગાતાં પ્રભુના સ્વરૂપમાં અદૃશ્ય થઇ ગયાં. આ આઠ પુત્રોની **અ**ખોવન માનવંત માતા દયાળુ હૃદયનાં હતાં. ગામની નવવધુઓ **સીમં**ત સમયે ખોળો ભરાવવા આ અખોવન માતા પાસે આવતી ત્યારે પ્રથમ તેમને જમાડી કાપડું આપીને પછી આશિષ દઇ વિદાય કરતાં.

આપણા ચરિત્રનાયક ૭ ભાઇના ભ્રાતા હતા. તેમાં એક **શામ**જીભાઇ જન્મથી જ

મૌનવ્રતધારી હતા. બાકી ૭ ભાઇઓમાં આપણે પ્રથમ ચરિત્રનાયકના ભાઇઓની કારકીર્દી તપાસીએ. આ સાતે ભાઇઓ બહુ ભણ્યા નહોતા. માંડવીમાં એક દરબારી શાળા હતી તે શાળામાં મસ્કા ગામથી ભાથું બાંધી બધા ભાઇઓ ભણવા જતા. ખપ જોગું ગુજરાતી જ્ઞાન આ રીતે મેળવી લીધું. મનુષ્યજીવનની પ્રગતિ કંઇ અક્ષરજ્ઞાનથી જ થતી નથી પણ માના પિતા તરફથી મળેલા સંસ્કૃત ગુણોના વારસાથી, કેટલી હદ સુધી પ્રગતિનાં ઉચ્ચ શિખરપર ચડાય છે એ નીચેની બીનાથી માલુમ પડશે.

આ સમયે વ્યાપાર માટે મુંબઇનું ક્ષેત્ર સારૂં જણાયાથી કચ્છમાંથી ઘણા લોહાણા ભાટીઆઓનો પ્રવાહ આ બાજુ વળ્યો. જાતમહેનત અને સાહસિકતાના ગુણો તો કચ્છી પ્રજામાં જન્મથી જ હોય છે. આ સમયે ચન્નાભાઇના મોટાભાઇ પ્રાગજીભાઇ પણ મુંબઇ આવ્યા ને પોતાના મામા સાથે ખાઇ પીઇને ધંધો શીખ્યા. પરંતુ સ્વતંત્રતાના ચાહક આત્માને સ્વતંત્ર ધંધાની જ લગની લાગી. એટલે મામા પાસેથી રૂા. ૫૦) લઇ પ્રથમ છુટક બારદાન ખરીદી, બજારમાં વેચતા. એક વખત એવું બન્યું કે માહીમમાં બારદાન લેવા જતાં ત્યાં ઠા. હીરજી આસુ પણ તે જ ધંધો કરતા મળ્યા. ત્યારે તેમણે વિચાર્યું કે આમ છુટક છુટક ધંધો કરતાં તો હરિફાઇ થાય માટે સાથે મળીને ભાગમાં આ કામ કરવું ઇષ્ટ છે. આ વિચાર તેણે પ્રાગજીભાઇ પાસે વ્યક્ત કર્યો. કોને ખબર હતી કે આ નજીવાં સહકારીપણામાં ઇશ્વરનું ગુઢ રહસ્ય છુપાયલું હશે? પ્રાગજીભાઇ સંમત થયા ને સંયુક્ત ધંધો શરૂ કર્યો. એક વર્ષ પછી ૧૦ રૂપિયાના ભાડાની એક દુકાન લીધી. કામ પુષ્કળ ચાલ્યું ને બે વર્ષમાં ૫૦૦૦) નો નફો જણાયો. એટલે પછી પ્રાગજી હીરજીની કું. ના નામે જબરો વેપાર શરૂ કર્યો. અને ઉત્તરોત્તર આ કંપની બારદાનના વ્યાપારી તરીકે મોટી યુરોપિયન ફર્મોની હરીફાઇમાં પણ પહેલે નંબરે આવી. કાર્યદક્ષતા, સતત્ પરિશ્રમ, અને ઉદ્યોગશીલતાથી માનવપ્રાણી કયા ધ્યેયને નથી પહોચી શકતો ?

ધંધામાં જામ્યા પછી પ્રાગજીભાઇએ ચન્નાભાઇને મુંબઇ તેડાવ્યા. ચન્નાભાઇ મુંબઇમાં સાધારણ અંગ્રેજી શીખ્યા પણ જમાનો કેળવણી કરતાં ધંધાને વધુ અનુકુળ હતો તેથી ચન્નાભાઇને પણ મેસર્સ પ્રાગજી હીરજીની કુ. માં ગોઠવી દીધા.

ત્યાર પછી અનુક્રમે બધા ભાઇઓ મુંબઇમાં આવી વ્યાપારી લાઇનમાં લાગી ગયા. તેમાંના એક મૂળજીભાઇ બહુ ચાલાક હતા, તેથી તેમને કલકત્તા મોકલ્યા. અને ત્યાં પ્રાગજી હીરજીની કું. ની ફર્મ ખોલાઇ. આ ફર્મમાં થોડો જ સમય બુદ્ધિપૂર્વક કામ કરી મૂળજીભાઇએ લાખોનો નફો કરી આપ્યો. મોટી મોટી મીલોના કોન્ટ્રાકટ લેવા લાગ્યા. ને બારદાનના મોટા વ્યાપારી તરીકે આ ફર્મની ત્યાં ગણના થવા લાગી. પણ પ્રભુનું પ્લાન કંઇ જુદું જ હશે. આ પેઢીને અનુપમ રીતે જમાવનાર મૂળજીભાઇ ૨૧ વર્ષની જુવાન વયે સ્વર્ગવાસી થયા.

એક ભાઇ કલ્યાણજીભાઇ પોતે દેશમાં રહી સાધારણ ધંધો કરતા હતા તે પણ ઇશ્વરી ઘટનાનુસાર સંવત ૧૯૬૯ માં સ્વર્ગવાસી થયા. તેમના બે પુત્રો હાલ મુંબઇમાં બારદાન અને કંતાનનો ધંધો કરે છે.

મોટાભાઇ પ્રાગજીભાઇ પણ પોતાની " પ્રાગજી હીરજી કું. " ને સદ્ધર સ્થિતિમાં મૂકી સંવત ૧૯૪૪ માં પરલોકવાસી થયા. ત્યારપછી આપણા ચરિત્રનાયકે આ કુંપનીનું કામ પોતાને માથે ઉપાડી લઇ તેનું બીઝનેસ અચ્છીરીતે ખીલવ્યું. ૩૦ વર્ષ સુધી આ



સ્વ. શેઠ મૂળજીભાઈ પેરાજ



સ્વ. ભાઈ રણછોડદાસ ચત્રભૂજ પેરાજ



સ્વ. ભાઈ ગોકળદાસ વીરજીભાઈ પેરાજ

કુંપનીનું કામ ચાલ્યું. અને તેમાં સારો લાભ થયો હતો.

**ચન્નાભાઇના સહોદર ચત્રભુજ** ભાઇ, પછી નાના ભાઇ **વીર**જીભાઇએ **મું**બઇમાં આવી **ચત્રભુજ પેરાજને** નામે પેઢી ખોલી તે દ્વારા, **ચન્નાભાઇ, ચત્રભુજ**ભાઇ તથા **વીર**જીભાઇ આ ત્રણે ભાઇઓ યુરોપ સાથે બહોળો વ્યાપાર કરવા લાગ્યા. અને તેમાં પણ શ્રમ સફળ થયો. પણ વળી પ્રભુનો ગેબી સંદેશો સુણી પોતાનું કર્તવ્યઆટોપી, ૧ પુત્રરત્ન મૂકી **ચત્ર**ભુજભાઇ પ્રભુના અનંત ધામમાં સીધાવ્યા. તેમનું પુત્રરત્ન **પુ**રૂષોતમ અત્યારે વિદ્યાભ્યાસ કરે છે. તેમનાં શુભલગ્ન શેઠ રાઘવજી પુરૂષોતમની પુત્રી બાઇ મણી સાથે થયાં છે.

ધન સંપાદન કર્યા પછી આ સંસ્કારી આત્માનું હૃદય લોભી કે સ્વાર્થી બન્યું નથી. પણ પ્રભુપ્રિત્યર્થે તેનો ઉપયોગ કરી પોતાનું જીવન ધન્ય કર્યું છે. **લો**હાણા જ્ઞાતિની **કે**ળવણીની સંસ્થાઓના પોતે પિતા ગણાય છે. તેમણે વહાવેલા દાનના પ્રવાહ–સખાવતોના બેસુમાર ધોધનું સંપૂર્ણ વિવેચન કરવું તે અમારી શક્તિની બહારની વાત છે. માત્ર અત્રે તેની આછી રૂપરેખા દોરી બતાવી કૃતકૃત્ય થઇએ છીએ.

આ પવિત્ર આત્માને નાનપણથી જ કેળવણીની ધૂન લાગેલી હતી. પોતાના વ્યાપારમાં પણ પલે પલે થતા અનુભવી પુરૂષોના સહવાસે તેમના હૃદયમાં એવો નિશ્ચય થયો હતો કે કોઇપણ જ્ઞાતિ કે સમાજની પ્રગતિનો આધાર કેળવણી ઉપર જ છે. પ્રગતિના યુગમાં પાછળ રહેવું પરવડી શકે તેમ નથી. આ વિચારથી તેમનું પ્રથમ લક્ષ **વિ**દ્યાવર્ધક સંસ્થાઓ પ્રતિ ગયું. આકાશમાંના એક બે તારલીઆની માફક આ વખતે સ્વજ્ઞાતિની એક બે સંસ્થાઓ હતી. અંધકારના યુગમાં મહાપુરૂષોનો જન્મ થાય છે અને એ વિભૂતિઓનાં જીવનસર્વસ્વ જ્ઞાતિ–સમાજના હિતમાં જ અર્પાય છે. **લો**હાણા જ્ઞાતિમાં શેઠ **ખી**મજીભાઇ **દ**યાળ તથા ચન્નાભાઇ **પે**રાજના જીવનનું રહસ્ય એ જ સમજાય છે. આ દાનની વિભૂતિઓએ પોતાના ઉદાર હૃદયસાગરમાંથી દાનની સરિતાઓ ન વહેવડાવી હોત તો આજની સંખ્યાબંધ વિદ્યાસંસ્થાઓ આપણી જ્ઞાતિમાં હોત કે નહિ તે પ્રશ્ન જ છે.

શરૂઆતમાં એઓશ્રીએ પોતાના ગામ **મ**સ્કામા એક **શા**ળા સ્થાપી હતી. કેમકે શાળાના અભાવે ખાવાનું બાંધી પોતાને રોજ **માં**ડવી ભણવા જવું પડતું હતુ તે મુશ્કેલી અન્યને ન થાય એવું પોતે ત્યાં કરી આપ્યું. ત્યાર પછી કચ્છ માંડવીમાં બાળાશ્રમ સ્થાપવા માટે પોતે રૂા. ૨૦૦૦૦)ની રકમ કાઢી આપી. તેમ જ **દ્વા**રકામાં સ્વજ્ઞાતિનાં બાળકો માટે બોર્ડીંગની જરૂર જણાવાથી ત્યાં રૂા. ૮૦૦૦)આપી બોર્ડીંગ ખોલી અને **મ**હીરેવા બોર્ડીંગને વધુ સુદૃઢ કરવા માટે પોતાના સ્વ. **જ**માઇ કુ**વ**રજી પ્રેમજીના સ્મરણાર્થે રૂા. ૮૦૦૦) આપી તેમનું નામ જોડયું હતું. તે સિવાય **અ**મરેલી બોર્ડીંગને પણ દીર્ઘાયુષી કરવા માટે પોતે રૂા. ૪૦૦૦) આપ્યા. કરાંચીમાં રૂા. ૨૦૦૦૦)ની રકમ આપી પોતાની સ્વ. પત્ની લક્ષ્મીબાઇના સ્મરણાર્થે **ઓ**ર્ફનેજ ખોલી જેમાં અત્યારે ૨૫ વિદ્યાર્થીઓ કાયમનો અભ્યાસ કરી રહ્યા છે! **સ્ત્રી**કેળવણીના પણ પોતે હીમાયતી હતા. છોકરાઓને વિદ્યાજ્ઞાનની જેટલી જરૂર છે તેટલી જ છોકરીઓને પણ જરૂર છે એમ પોતે સ્વમુખથી કહેતા. પોતે જે કહેતા તે જ કરી બતાવતા હતા. આ વિચારના બળે પોતાના પિતાની યાદગીરીમાં રૂા. ૧૩૦૦૦) કાઢી મુંબઇના માંડવી લત્તામાં "ઠા. પેરાજ પદમશી

કન્યાશાળા" ચાલુ કરી. વડીલ ભાઇ ચત્રભુજના એક પુત્ર રણછોડદાસના સ્વર્ગગમન પછી તેમનું નામ કાયમ રાખવા માટે રૂા. ૧૫૦૦૦) ચત્રભુજ ભાઇ પાસેથી લઇ તેમાં પોતે મોટી રકમનો ઉમેરો કરી "શ્રી રણછોડદાસ ચત્રભુજ કચ્છી લોહાણા ઓર્ફનેજ" મુંબઇમાં સ્થાપી. આ સિવાય લોહાણા જ્ઞાતિની દરેક સંસ્થાઓને દીર્ઘાયુષી બનાવવા પોતે અપાર દ્રવ્યની મદદ આપી હતી. અંજારમાં ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો વગેરે પોતે મફત પૂરાં પાડતા. મોટાભાઇ ચત્રભુજના સ્મરણાર્થે રાજકોટ બોર્ડીંગમાં એક સુંદર કુવો પોતે બંધાવી આપ્યો હતો. જ્ઞાતિની ગરીબ સ્ત્રીઓ–વિધવાઓ હુન્નર ઉદ્યોગ શીખી નીતિથી ગુજરાન ચલાવી શકે તે માટે પોતે સન ૧૯૧૩માં સ્વજ્ઞાતિપરિષદના પ્રમુખસ્થાનેથી રૂા. ૧૨૫૦૦)ની રકમ આપી હતી. તેમ જ અમરેલીમાં બન્ધુ વીરજીભાઇનાં પત્ની જમનાબાઇને નામે ચાલતી સ્ત્રીહુન્નરઉદ્યોગશાળામાં પોતે રૂા. ૫૦૦૦)ની રકમ આપી ચૂકયા છે. આ ઉપરાંત આ પરમાર્થી પુરૂષના ઉપકારી કૃત્યોનો પ્રવાહ આગળ ચાલ્યો છે. કચ્છમાં દવાખાનાની સગવડ નહિ હોવાથી ઘણાંયે ગરીબ ભાઇ બ્હેનો અકાળે કાળનો ગ્રાસ થઇ પડતા હતા, તે આ દયાળુ દેવતાએ જાણ્યું. એટલે તુરત જ પોતાના ભાઇ મુળજી પેરાજના સ્મરણાર્થે રૂા. ૭૦૦૦) આપી કચ્છ–ગઢસીસામાં સાર્વજનિક દવાખાનું ખોલ્યું, એટલું જ નહિ પણ પોતાનાં સ્વ. માતુશ્રીનાં સ્મરણાર્થે રૂા. ૨૦૦૦૦ ની રકમ પોતે કાઢી તથા તેટલીજ રકમ પોતાના મામાના સુપુત્ર કેશવજીભાઇ દામજી પાસેથી કઢાવી, "માતુશ્રી લક્ષ્મીબાઇ લોહાણા સ્ત્રીહોસ્પીટલ તથા સુવાવડખાનું" મુંબઇમાં વડગાદીપર ખોલ્યું જેનો લાભ ઘણી બાઇઓ લેછે. વ્યવસ્થા ઠીક પ્રકારની છે. આ પ્રસંગ ઉપસ્થિત થવાની વાત જાણવાજેવી છે. શેઠ ચન્નાભાઇના પડોશમાં જ્ઞાતિભાઇનું એક સંયુકત કુટુંબ એક જ ખોલીમાં રહેતું હતું. તેમાં એક બાઇને સુવાવડ આવવાની હોવાથી થોડા દહાડા એક ઓરડી આપવાનું તેણે વીરજીભાઇને કહ્યું. આ વખતે શેઠ ચન્નાભાઇ જમવા બેઠા હતા. તેને આ બાઇની સ્થિતિ અને ગરીબાઇનો વિચાર આવતાં હૃદયમાં લાગણી થઇ. તેનો આત્મા કકળી ઉઠયો. તે બાઇને કંઇ મદદ આપી તુરત પોતે કેશવજીભાઇ દામજી પાસે ગયા, ને તાબડતોબ ઉપરોકત રકમ કઢાવી બન્નેની માતુશ્રીનું નામ રાખવા સુવાવડખાનું ખોલ્યું. સાધારણ પ્રસંગ પણ મહાપુરૂષોનાં હૃદયને કેવો હચમચાવી મૂકે છે તે આપણે જોયું.

આરંભ કર્યા પછી મસ્કામાં પિતા ઠક્કરનો ધંધો કરતા ત્યારે ગાડાં છોડવાની તથા બળદોને પાણી પાવાની ભારે અગવડ હતી. તે દૂર કરવા માટે પોતાના સ્વ. પુત્ર શીવજીના સ્મરણાર્થે મોટી રકમ કાઢી ૫૦ ગાડાં છુટી શકે તેટલી વિશાળ જગ્યામાં ધર્મશાળા તથા અવેડો બંધાવી આપી સુખ કરી આપ્યું. તેમ જ પોતાના સ્વ. ભાઇ મુળજી ભાઇના સ્મરણાર્થે મસ્કામાં મહાજનવાડી બંધાવી આપી સાધુ બ્રાહ્મણોને સદાવ્રત આપવાનું ચાલું કર્યું જે હજુ ચાલુ છે. છપ્પનીઆ દુષ્કાળમાં સેંકડો વહાણો ભરીને અનાજ તથા ઘાસ કચ્છમાં મોકલ્યાં હતાં. આ પૂણ્યપુરૂષનો જન્મ જાણે પરહિત કાજે જ થયો હોય એમ તેનાં આવાં કામોથી દીસી આવે છે. તેમને જનસેવાની જ લગની હતી. પછી તો પોતે વ્યાપારમાં પણ ધ્યાન ન આપતા. પોતાની ઉત્તમ વિચારશકિત અને ઉદાર સખાવતોથી પોતે સર્વના હૃદયમાં વસી રહ્યા છે. સ્થૂળ દેહ અદ્રશ્ય થતાં કૃતિરૂપે તે



સ્વ. શેઠ પેરાજભાઇ પદમશી

સદાય જીવંત જ છે. પિતાની માફક પોતે પણ વેદાન્તી હતા. તેમનું હૃદય ધર્મભૂખ્યું હતું, સત્ય–અવિનાશી આત્મદર્શન માટે તેમનો આત્મા તલસી રહ્યો હતો. પોતે મસ્કામાં તેમ જ નાસિક, સિદ્ધપુર વગેરે પવિત્ર સ્થળોએ અષ્ટોત્તર પારાયણો બેસાડી હતી અને પુરેપુરી યાત્રા પણ કરી હતી. મીરત પાસેના વડોત ગામમાં સ્વામી નિર્ભયાનંદને પોતે ગુરૂ માનતા ને તેમના આશ્રમમાં પોતે ઘણી આર્થીક મદદ આપતા. પ્રભુએ શેઠ ચન્નાભાઇને પુત્રસુખ આપ્યું નહોતું. તેમનાં પ્રથમ પત્નીનો સ્વર્ગવાસ થતાં ફરી લગ્ન કર્યું, તે પણ સ્વર્ગવાસી થયા પછી પુત્રાર્થે ફરી તેમને ત્રીજું લગ્ન કરવાનો આગ્રહ થયો પણ પોતે સાફ ના કહી દીધી. આજકાલ ૬૦ વર્ષની વયે પણ વરઘોડે ચડવાના રસીઆ અને બાર વર્ષની બાળાના માલિક થવાના હોંસીલા વિષયી પુરૂષો આ મહાપુરૂષના અડગ નિશ્ચયમાંથી કંઇ શીખશે કે? પુત્રસુખ માટે કદિપણ પોતે બળાપો કર્યો નથી. બોર્ડીંગમાં કેળવણી લેતા બાળકોને તે વ્હાલથી પોતાનાં બાળકો સમાન લેખતા. પોતે ઉદારચરિતપુરૂષ થઇ ગયા છે.

સાચું જીવન અને ઉચ્ચ વિચારો એ ઋષિપ્રણિત સિદ્ધાંતને પોતે જીવનમાં વણી લીધો હતો. પોતાના મોજશોખમાં પોતે જરાય પૈસા વાપરતા નહિ. પણ અન્યનાં દુઃખોને ફેડવા માટે તેનો છૂટથી ઉપયોગ કરતા. પોતે જ્ઞાતિપરિષદનું પ્રમુખસ્થાન શોભાવવા માટે કરાંચી જતા હતા ત્યારે નાના વીરજીભાઇ વેનીશનના બે ઓવરકોટ શીવડાવી લાવ્યાઃ તે જોઇ ચન્નાભાઇએ કહ્યું "શા માટે આ કોટનું ખર્ચ કર્યું? આમાં નાણાં નાખીએ તેના કરતાં સારા કામમાં તેને વાપરીએ!" આ તેની પરદુઃખભંજનતાની પરિસીમા જ કહેવાય.

એમની યાદશકિત એવી તીવ્ર હતી કે ૨૦ વર્ષ અગાઉની વાત કે હિસાબ પોતે મોઢેથી કહી દેતા. તેમનું હૃદય બાળકના જેવું નમ્ર અને વાત્સલ્યભાવથી ભરપુર હતુ.

કોઇપણ સહાયની આશાએ આવેલા માણસને પોતે નિરાશ કરતા નહિ. વિદ્વાનોને અને સાહિત્યસેવકોને પોતે સારો આશ્રય અને ઉત્તેજન આપતા. દુઃખી જનોને જોઇ તેમનું હૃદય રોઇ પડતું, અને તેને દુઃખમુકત કરવા માટે પોતે બનતું કરી છૂટતા. અહા! પણ આખરે! આખરે માયાવી જગતનો પડદો પડયો. આ અનિત્ય સંસારમાં મૃત્યુએ રાજા મહારાજાઓને પણ નથી છોડયા. એ અટલ નિયમમાંથી રાય કે રંક, ગરીબ કે તવગર કોઇપણ મુકત થયું નથી અને મુકત થવાનો ઇલાજ સારી આલમમાં કોઇ જ શોધી શકયું નથી. ગરીબોના બેલી, લોહાણા જ્ઞાતિના આ દાનેશ્વરી હીરલાની પણ આખરે સંસારયાત્રા પૂરી થઇ. સવત ૧૯૭૧ના કારતક સુદિ ૧૩ના પોતાને અશકિત જણાઇ. પોતે પોતાના અવસાનની ઘડી જાણી લીધી હોય તેમ નાના વીરજીભાઇને પાસે બોલાવી જે ભલામણ દેવાની હતી તે દઇ દીધી. પછી પોતે પૂછ્યુંઃ "કેટલા વાગ્યા છે"? બાદ ગુલાબી પુષ્પના જેવો પ્રતિભાયુકત ચહેરો વધુ વિકસ્યો, હસ્યા, પછી થોડી જ પળમાં અનંત શાંતિમાં સુઇ ગયા. ધર્મના સ્તંભ! વિદ્યાર્થીઓના વાલી! સંબંધીઓના શીરછત્ર! ગરીબોના બેલી! વીર પુરૂષ તને વંદન હો. અનંત શાંતિ હો. મીઠી સુગંધ પ્રસરાવી મૃત્યુલોક કરતાં સ્વર્ગલોકને વહાલું ગણનાર મહાવિભૂતિ! અમ સ્વાર્થી સંસારીઓને તારો વિયોગ સાલે છે! સ્થૂળરૂપે તું અદશ્ય થયો પણ તારાં પરોપકારી કામોથી આકાશ સમી ઉજ્જવલ, સૂર્યસમાન તેજસ્વી, તારી કીર્તિની પ્રસરેલી મીઠી સુગંધનો લ્હાવો ભાવિ જગત લેઇ કૃતકૃત્ય થશે.

આ પૂણ્યપુરૂષના નાનાભાઇ **વીરજીભાઇ** પણ મોટાભાઇને પગલે ચાલી જ્ઞાતિનાં ગૌરવને દીપાવી રહ્યા છે. તેમનો શાન્ત ગંભીર અને પ્રતાપી ચહેરો જાણે ભવ્ય સત્યની પ્રતિમા હોય તેવો જોનારને ભાસ કરાવે છે. પોતે કેવળ નિરાભિમાની આત્મા છે, બાળકની સાથે પણ હસીને વાત કરવાની તેમને ટેવ છે. ૮ ભાઇઓમાં હવે આ એક જ ભાઇ વિદ્યમાન છે. વેદાન્તધર્મ વિષયક તેમનું જ્ઞાન ઉંડું છે, વાંચન વિશાળ છે. પોતે શ્રીમંત થયા છતાં ધનના ઘેનમાં પડયા નથી, તેમ પ્રભુને ભૂલ્યા નથી. દૈવીસંપત્તિને જ પોતે ખરી સંપત્તિ ગણે છે. સાધુ સંન્યાસી પાસે જઇ ઉપદેશ સાંભળવા અને ધર્મનું તત્વ જાણવાના પોતે ભારે જીજ્ઞાસુ છે. તેમના સાંસારિક વિચારો અનુભવની એરણપર ટીપાઇ કસાયલા હોઇ બહુ જાણવા જેવા છે. આર્યસંસ્કૃતિને પોતે ચાહે છે, તેમનો સહવાસ આનંદજનક છે. દેશકાળને અનુસરી જીવનમાં કંઇક ફેરફાર કરવાનું પોતે જરૂરી માને છે, સાહિત્યસેવકોની કદર બુઝી ઉત્તેજવાને પોતે સદાય ઉત્સુક છે. શ્રી રણછોડદાસ ચત્રભુજ કચ્છી લોહાણા ઓર્ફનેજના મુખ્ય ઉત્પાદક **વીરજીભાઇ** જ છે. પ્રથમ ૧૦ બોર્ડરોથી ઘાટકોપરની ચાલીમાં પોતે શરૂઆત કરી. બીજે વરસે દરેક ભાઇ પાસેથી રૂ ૨૦૦ ) લઇ ખર્ચ ચલાવ્યું. આ સંસ્થાને સુંદર બનાવવા માટે પોતે પોતાની બધી શક્તિ વાપરી છે. મોટાભાઇ ચત્રભુજના ચીરંજીવીનું નામ કાયમ કરવા માટે તેમની પાસેથી સારી રકમ કઢાવી અને બીજા બધા ભાઇઓ પાસેથી પણ સારી રકમો લઇ ૨૦-૨૧ વર્ષ પહેલાં આ સંસ્થાનું " શ્રી રણછોડદાસ ચત્રભુજ કચ્છી લો. ઓર્ફનેજ " એ નામ રાખ્યું. કેટલીય વાર જગ્યાની ફેરબદલ કરવી પડતી. આજે મુંબઇમાં આ સંસ્થા આદર્શ ગણાય છે. લગભગ ૧૦૦ વિદ્યાર્થીઓ તેમાં અભ્યાસ કરે છે. રૂ. ચાર લાખ જેટલુ સ્થાયીફંડ તથા આલીશાન મકાનની આ સંસ્થા અત્યારે માલિકી ધરાવે છે. આટલી પ્રગતિ ભાઇ **વીરજીભાઇ**ને આભારી છે. પોતાની સ્વ. પત્ની જમનાંબાઇના સ્મરણાર્થ અમરેલીમાં પોતે મોટી રકમ આપી " શ્રી જમનાબાઇ હિન્દુ સ્ત્રી હુન્નર ઉદ્યોગશાળા " સ્થાપી છે. જે અત્યારે સુંદર કામ કરી રહી છે. મોટાભાઇએ સ્થાપેલાં પરોપકારી ખાતાંની વ્યવસ્થા પોતે આનંદથી કરી રહ્યા છે. ધાર્મિક આત્માઓની પ્રભુ સખ્તમાં સખ્ત કસોટી કરે છે. એ કથન સત્ય હોય એમ જણાય છે. સન ૧૯૨૨ માં શેઠ વીરજીભાઇ જેવા પુણ્યમય પુરૂષના એકના એક લાયક પુત્ર ગોકળદાસનો ૧૮ વર્ષની વયે સ્વર્ગવાસ થતાં આ પરોપકારી સજ્જનને વજ્રાઘાત થયો છે! આ સુપુત્ર ગોકળદાસ કે જેમને એક વર્ષ પહેલાં જ જ્ઞાતિના અગ્રગણ્ય શેઠ **વીસનજી** જીવણદાસની સુશીલ પુત્રી જોડે પરણાવવામાં આવેલ, તે આશા આપનાર જામાત્રના અકાળાવસાનના યોગે તેઓને પણ શોકની સીમા રહી નથી. પ્રભુ! તું આવા પરોપકારી આત્માઓને દુ:ખના અનુભવ શામાટે કરાવે છે? ઓ કુદરત! તારા ગહન ભેદોને કોણ ઉકેલી શક્યુ છે? પણ ખરે, આવા ફટકાઓથી તું અમને જાગ્રત કરી જણાવે છે કે સંસાર આવો જ ક્ષણભંગુર છે, નાશવંત છે, માનવપ્રાણી આવું નમળીઉં જ ઝાડ છે, ગર્વ નકામો છે, સાધવાનું છે તે સાધી લેવાની તક ગુમાવો માં. આ તારો ગેબી સંદેશો, આ તારો નરસાંમાથી સારૂ શીખવવાનો સ્વભાવ સંસ્કારી આત્માઓ સિવાય બીજું આ પ્રપંચી જગતમાં કોણ સમજી શકે? પણ પ્રભુ! હવે અમારા આ સહૃદયી શેઠ **વીરજીભાઇ** પર ઉત્તરવયે પડેલા આ આધિદૈવિક ઘાને સહન કરવાની શક્તિ આપી દે, અને હજુ તેમના હાથે અનેક મંગળકાર્યો કરવાની પ્રેરણા કર, અને તેમને અખંડારોગ્ય બક્ષી તારી ભક્તિમાં એકાગ્ર કર!

# રા. બ. શેઠ કરમશી દામજી જે. પી. (મુંબઈ)



ચાલુ જમાનાની કેળવણીમાં કાંઈક એવી ખામી છે કે જે કેળવાયલી દુનિયાની દૃષ્ટિમર્યાદા વિશાળ બનાવવાને બદલે સ્વાર્થી એકલપેટી–સંકુચિતવૃત્તિને વધુ પોષે છે. તેઓ શબ્દોની લડતમાં જેટલો સમય ગુમાવે છે, તેટલો પારકાનું ભલું કરવામાં નથી ગાળતા. આવી આલમને સન્માર્ગે પ્રેરવામાટે પરોપકારી જીવોમાં ઉત્કૃષ્ટ જીવનના આદર્શો તેઓ સન્મુખ ધરવાની ખાસ જરૂર છે. પરમ ઉદ્યોગશીલ વ્યાપારી જગતમાં અને ખાસ કરીને પરંપરાથી ચાલી આવેલી દાનપ્રણાલિમાં મશહુર થયેલી લોહાણા જ્ઞાતિના પરદુઃખભંજન શેઠ કરમશીભાઈ દામજીનું જીવનચરિત્ર ઉગતી પ્રજાએ મનન કરવા જેવું છે અને જાહેરપ્રજાએ અનુકરણ કરવા જેવું છે.

શેઠ કરમશીભાઈનો જન્મ કચ્છ અંજારમાં સં. ૧૯૦૦ ની સાલમાં થયો હતો. એમનાં ધર્મપ્રાણ વડીલોએ નાનપણથી જ ચરિત્રનાયકને ધર્મજીજ્ઞાસુ બનાવ્યા હતા. ચરિત્રનાયકનાં માતુશ્રીએ સ્વામીનારાયણનો ધર્મ કુટુંબમાં દાખલ કર્યો હતો. શેઠ કરમશીભાઈ અને એમના બીજા બે સહોદરોને નાના નાના લઈ પિતાશ્રી દામજીભાઈ વ્યાપારાર્થે સહકુટુંબ મુંબઈમાં આવેલા. આ અરસામાં મુંબઈમાં સ્વામીનારાયણ સંપ્રદાયના સિદ્ધપુરૂષ મહાત્માનંદ આવી રહ્યા હતા. એઓશ્રી હમેશા બ્રાહ્મમુહૂર્તમાં દરિયે સ્નાન કરી આવતા. તેઓ આવતા કે તુરત જ દાદીમાએ તૈયાર કરી રાખેલું સીધું બાળક કરમશીભાઈ ભક્તિભાવપૂર્વક મહાત્માને અર્પણ કરી આવતા. ધીમે ધીમે આ બાળકની ધર્મપ્રતિ પ્રીતિ જોઈ નંદ સાધુ પ્રસન્ન થયા અને પોતે આશીર્વાદ આપ્યો. આ ઘડીથી ચરિત્રનાયકની ભાગ્યરેખાઓ ચમકતી ચાલી. પાછળથી પોતે એ ધર્મપંથનાં મંદિરો માટે. સદાવ્રતો માટે અને અન્ય ધાર્મિક કામો માટે છૂટે હાથે દાન આપ્યાં હતાં. મુંબઈમાં, વડતાલમાં, ગઢડામાં અને અમદાવાદમાં તેમ જ અન્યસ્થળોએ તેમની એ સંબંધી સખાવતો સૌ કોઈ જાણે છે. સંપ્રદાયની મિલ્કત સાર્વજનિક ગણાય કે ખાનગી ગણાય એ બાબત ઉભા થયેલા ઝઘડામાં શેઠજીને લવાદ નિમવામાં આવ્યા હતા પણ અસ્વસ્થ પ્રકૃતિને લીધે તેમાં પોતે સંતોષકારક કામ કરી શક્યા નહોતા.

પિતાશ્રી દામજીભાઈ મુંબઈમાં આવ્યા તે વખતે આર્થિક સ્થિતિ તંગ હાલતમાં હતી. પોતે શરૂઆતમાં કામાઠીપુરામાં દાણાની દુકાન નાખી, કુટુંબપોષણ જેટલું મેળવતા હતા. અને પોતાના ત્રણે પુત્રોને અભ્યાસ કરાવતા હતા. આ વખતે જનરલ એસેમ્બલી સ્કૂલને નામે ઓળખાતી હતી તે હાલમાં શેઠ ગોકલદાસ તેજપાલ હાઈસ્કૂલને નામે ઓળખાય છે. આ શાળામાં ચરિત્રનાયકે ગુજરાતી સાથે અંગ્રેજી ચાર ધોરણ સુધીનો અભ્યાસ કર્યો. તેરમે વરસે ભણવાનું છોડી વ્યાપારમાં લાગ્યા. આ વેળા

એમના સસરા **પી. એન્ડ ઓ.** કંપનીનું કામકાજ કરતા હતા. તેમની સાથે પોતે પણ જોડાયા. આ કંપનીમાં ચરિત્રનાયક પોતાની બુદ્ધિચાતુર્ય અને દક્ષતાથી એવું કામ બજાવ્યું કે જેથી **ઓન. નારાયણ વાસુદેવ દાભોલકર** અને એ કંપનીના સુપ્રિન્ટેન્ડેન્ટ મી. **એફ. ડી. પારકરની** પોતે પ્રીતિ સંપાદન કરી. એમનાં દરેક કામથી સુપ્રિન્ટેન્ડેન્ટ સંતોષ પામતો હતો. આ કંપની સાથેનો સંબંધ ૬૦ વર્ષ થયાં છતાં હજુ ચાલુ છે. એક વિદેશી કંપની હિન્દીવેપારી સાથે આટલો સમય ચાલુ સંબંધ રાખે એ જ કરમશીભાઈની કાર્યદક્ષતાની સાબિતી છે. આ સમયે **ગ્રીવ્સ કોટન** કંપનીની નવી ઓફીસ મુંબઈમાં ખોલવામાં આવેલી તેનું કામ પણ શરૂઆતથી જ કરમશીભાઈને સોંપવામાં આવ્યું હતું. મીલોમાંથી એ કંપની માટે રૂ ખરીદવાની સ્વતંત્ર સત્તા એમને આપવામાં આવી હતી. અને આ કંપનીનું મુકાદમીનું કામ પણ આજે ૫૦ વર્ષ થયાં ચાલુ છે. પોતાના કામથી સૌને સંતોષ આપી ખુદ સર જ્યોર્જ કોટનની પણ પોતે મમતા મેળવી હતી. આ બે ગંજાવર યુરોપીયન પેઢીઓ ઉપરાંત બીજી ઘણી પેઢીઓ જોડે એમને લાંબો સંબંધ હતો. આ પેઢીઓમાં મુંબઈ બેંક, ફ્રેન્ચ બેંક, ચાર્ટર્ડ બેંક, બ્રીટિશ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કંપની, અને એક જાપાનીઝ પેઢી, યોકોહામાં કીટો કેશા વગેરે પેઢીઓ મુખ્ય છે. દરેક કંપનીને પોતાનાં કાર્યથી કેટલો સંતોષ આપી શકયા હશે એ માટે કંપનીઓનો ચાલુ સંબંધ એ જ પુરાવો બસ છે. આ પેઢીઓ ઉપરથી શેઠજીને મુંબઈના પોર્ટટ્રસ્ટનું જોખમી કામ પણ સોંપવામાં આવ્યું. પ્રિન્સેસડૉક અને વિકટોરિયાડૉકનું સ્ટીમરોમાં વહાણોમાંથી માલ ચઢાવવા ઉતારવાનું કોન્ટ્રાકટનું કામ પણ એમને સોંપાયું. આ કામ ૩૦ વર્ષ સુધી અચ્છી રીતે કર્યાપછી તે પોતે છોડી દીધું. દરમ્યાન સર વૉલ્ટર હ્યુજની, સેક્રેટરી સર ફ્રેડરિક ડયુમેનની અને પોર્ટટ્રસ્ટના ટ્રસ્ટીઓની ખુબ મમતા પ્રાપ્ત કરી હતી. એમનાં ઉમદા કાર્ય બદલ ટ્રસ્ટ તરફથી ઇનામ અને શાબાશી મળ્યાં હતાં. તેમ જ ટ્રસ્ટીઓનાં બોર્ડે ચરિત્રનાયકનો આભાર માનીને બોનસ તરીકે સારી રકમ એનાયત કરી હતી. કાર્યથી કંટાળતા અને હાથ પગ હલાવ્યા વગર પગાર મેળવવાની ટેવવાળા તરૂણોએ આ ચરિત્રનાયકના જીવનમાંથી જાતમહેનત અને પ્રમાણિકતા ખાસ શીખવાં જોઇએ. આત્મમંથનકાળમાં ચરિત્રનાયકે ભારે જહેમત ઉઠાવી દરિદ્રતાની સુસ્તી ઉડાડી મૂકી અને તેને સ્થાને લક્ષ્મીની રેલો ચલાવી. પણ આમ કરીને પોતે કૃપણ જીવન જીવ્યા નથી. પછી તો પોતે પરોપકાર તરફ વળ્યા. જનસમાજમાં પોતે એક પ્રતિષ્ઠિત વ્યક્તિની ગણનામાં મૂકાયા અને સૌના વિશ્વાસપાત્ર તેમ જ સલાહકાર થઇ પડયા. મુંબઇમાં સં ૧૮૯૩ની સાલમાં હિન્દુ મુસ્લીમ હુલ્લડ થયું, ત્યારે તેઓ વચ્ચે સલાહ સંપ જાળવવા માટે શેઠ કરમશીભાઇએ ભારે મહેનત કરી હતી. મુસ્લીમ કોમના અગ્રેસર સરદાર કાસમ મીઠા અને ઉમર જમાલ સાથે મળી બન્ને કોમો વચ્ચે સલાહ સંપ કરાવવા માટે સૌથી પહેલી સભા બોલાવનાર શેઠ કરમશીભાઈ જ હતા. એમની આ

અપ્રતિમ સેવાની કદર બુઝી સરકારે **જે. પી.** નો માનવંતો ઇલકાબ આપી તેમને નવાજ્યા હતા. તેમ જ સન ૧૮૯૮માં મુંબઇમાં પ્લેગનો ઉપદ્રવ જબરો થયો. આ વખતે આ ઉદારચરિત પુરૂષે જાહેરપ્રજાને બહુ મદદ કરી હતી. એ સમયે ખાસ કરીને ઇન્સ્પેકશનની હાડમારીઓ ઉપસ્થિત થઇ હતી. જેથી પ્રજાએ હડતાલ પાડી હતી. આવા બારીક સમયમાં સર **જ્યોર્જ કોટન** સાથે મળીને રાજા પ્રજા વચ્ચે પોતે સમાધાની કરાવી હડતાલ ઉઘડાવી હતી. આ સેવાના બદલામાં સરકારે " રાવ બહાદૂર " નો ઇલ્કાબ ચરિત્રનાયકને એનાયત કર્યો હતો. ઉપર દર્શાવેલા બે ઉપરાંત ત્રીજો પ્રસંગ કે જ્યારે **તી**લક મહારાજને જેલ મળી ત્યારે લોકલાગણી ભારે ઉશ્કેરાયલી હતી તે વખતે પણ સૌને શાંત રાખી મહાન સેવા બજાવી હતી. પોતાનાં સાત્વિક ધનનો પણ પોતે સદુપયોગ કર્યો છે. ગુપ્ત સખાવતો બાદ કરતાં એમની જાહેર સખાવતો પણ જબરી અને યોગ્ય સ્થાને વપરાયલી જોઇ શકાય છે.

**મ**થુરાંજી અને **અ**યોધ્યાજીમાં સગવડવાળી ધર્મશાળાઓ યાત્રાળુઓના લાભાર્થે બંધાવી આપી છે. તેમજ **ના**શિકમાં પોતાના સ્વ. નાના જમાઇ શેઠ **સુ**રજી **વી**રજીના સ્મરણાર્થે સ્મશાનભૂમીમાં છાયા માટે છાપરાં બંધાવી આપ્યાં છે. **ક**ચ્છ **વા**ઘોડામાં દુષ્કાળ વેળા એકલે હાથે પોતે ઘણી મદદ કરેલીછે. અને એક સદાવ્રત તો હંમેશનું ત્યાં ચાલુ જ છે. અહીં પોતે એક ધર્મશાળા પણ બંધાવેલી છે. આ ઉપરાંત પ્લેગ વેળા મુંબઇમાં **હિ**ન્દુઓ માટે પોતે દરિયાસ્થાનમા એક હોસ્પીટલ ઉઘાડી હતી. જ્યાં પોતે જાતે દેખરેખ રાખતા હતા. સ્વજ્ઞાતિ ભાઇઓને તેમ જ કચ્છથી આવતા અન્ય ઉતારૂઓને **ક**વોરન્ટાઇનના સમયમાં રાહત આપવા માટે **ન** રેલવાડી કેમ્પ બંધાવી ત્યાં ખાવા પીવાની ઉત્તમ સગવડ પોતે કરી આપી હતી. આ સિવાય જ્ઞાતિની અનેક વિધવા બાઇઓને પોષણ માટે પોતે મદદ આપી છે અને અનેક વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપી વિદ્યાના ઉપાસક બનાવ્યા છે. કરાંચીમાં ત્રીજી પરિષદ વેળા એઓશ્રીને પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવેલા હતા પણ તબીયત બહુ લથડી જવાથી પોતે એ જગ્યાને શોભાવવા જઇ શકયા નહોતા. છેલ્લી મોટી સખાવત એ છે કે મુંબઇમાં ચોપાટીપર **બાબુલનાથના** મંદિર પાસે રૂા. ચાર લાખના ગંજાવર ખર્ચે એક સગવડવાળું સેનિટેરિયમ બંધાવ્યું છે. આ મકાન પોતે પોતાને હાથે જાહેર પ્રજાને અર્પણ કરવાના હતા પણ તે પૂરૂં થતાં પહેલાં તો મૃત્યુની મહેમાની પોતે સ્વીકારી. આ " **શેઠ કરમશી દામજી** સેનીટેરિયમ " નો લાભ અત્યારે લોહાણા ઉપરાંત અન્ય સંભાવિત કુટુંબો પણ લઇ રહ્યાં છે. આ મકાન જાહેરપ્રજાને એક આશીર્વાદ સમાન થઇ પડયું છે.

પોતે ઘણા જ દયાળુ અને માયાળુ સ્વભાવના હતા. ગરીબ માબાપના પુત્ર પોતે શ્રીમંત થયા છતાં ગરીબીનું દુઃખ ભૂલ્યા નહોતા. ગરીબોનું દુઃખ જોઇને બહુ દુઃખી થતા. કાળની ગતિ વિચિત્ર છે. આખરે નાશવંત જીંદગાનીની છેવટ દશા આવી. છેલ્લાં બે વર્ષ થયાં શેઠજીએ વ્યવસ્થામાંથી નિવૃત્ત થઇ પ્રભુભજન કરવા માંડયું હતું. સર્વ કાર્ય પો-

તાના મોટા પુત્ર શેઠ વિસનજીભાઇને તથા મોટા જમાઇ શેઠ લવજીભાઇને સોંપી દીધું હતું. દીવાળીના તહેવાર દરમ્યાન શેઠજીને તાવ આવ્યો, બાદ ત્રીજે દિવસે સંવત ૧૯૭૫ ના કાર્તિક સુદ ૪ ને દિને બ્રાહ્મમુહૂર્તમાં આ યશસ્વી પુરૂષે સ્વર્ગગમન કર્યું. પોતે પોતાની પાછળ બે પુત્ર એક વિધવા પુત્રી અને એક સહૃદયી વિધવાને મૂકી ગયા છે. સાથે અઢળક ધન સંપત્તિ પણ છોડી ગયા છે. ગરીબોના બેલી, લોહાણા જ્ઞાતિનો હીરો અને વ્યાપારી આલમનો આદર્શનર સૌને શોકસાગરમાં ગરકાવ કરી ૭૫ વર્ષની વયે પ્રયાણ કરી ગયો. શેઠ કરમશીભાઇનાં વ્યક્તિગત તેમ જ જાહેરજીવન ઉપર જે કંઇ કહેવામાં આવ્યું છે તે માત્ર સમુદ્રમાં એક બિન્દુસમાન છે. એઓશ્રીની કૃતજ્ઞતા, પ્રમાણિકતા અને ઉદ્યોગશીલતા સૌ કોઇએ જીવનમાં ઉતારી સાથે ધર્મનો રંગ લગાડવો શ્રેયસ્કર છે.

શેઠજી ગમે તેવા વ્યવસાયમાં હોવા છતાં નિત્યકર્મ—જપધ્યાન, પૂજાપાઠ કર્યા વગર રહેતા નહિ. એમને સંગિત પણ બહુ પ્રિય હતું. એમના કુળદીપક બન્ને પુત્રો વિસનજીભાઇ તથા કલ્યાણજીભાઇ બહુ જ મમતાળુ અને નિરાભિમાની નરરત્નો છે. અભ્યાસ જમાનાને અનુસરતો કર્યો છે. કલ્યાણજીભાઇ ઇન્ટર પાસ કરી બી. એ. સુધી ચડ્યા, પણ તબીયત નાદુરસ્ત થતાં બી. એ. ની પરિક્ષા આપી શકયા નથી. વિસનજીભાઇ અંગ્રેજી પાંચ ધોરણ તથા ગુજરાતી પુરૂં શીખી પિતાની લાઇનમાં લાગ્યા હતા. વિસનજીભાઇને બે પુત્રરત્ન છે. નામ મથુરાંદાસ તથા કુંવરજી. તેઓ સર્વ વડિલોને પૂનિત પગલે ચાલી તેમનું સતશ્રાદ્ધ કરી અધિક યશસ્વી બને એવી પ્રભુપ્રતિ પ્રાર્થના છે.

# શેઠ રતનશી કરમશી જે. પી. (મુંબઇ)





માનવજાતિના ભિન્ન ભિન્ન પ્રસંગોના અનુભવથી વિદ્વાન્ પુરુષોએ એટલું તો હવે નિર્વિવાદ સિદ્ધ કર્યું છે કે કોઇપણ જાતની ફતેહ પ્રમાણિક ઉદ્યોગ વગર મેળવી શકાતી નથી. જે માણસોએ પોતાનું જીવન પોતાને હાથે ઘડયું છે, જેમને નિરાશાજનક વાતોનો વિચારમાત્ર ત્રાસજનક થઇ પડયો છે, અને જેઓ અવિરત ઉદ્યોગથી, ઉત્કૃષ્ટ ચારિત્ર્યથી અને અજબ કર્તવ્યપરાયણતાથી જીવનસંગ્રામમાં આગળ વધ્યા છે, તેઓનાં જીવન અન્યને ઉત્તેજન મેળવવા યોગ્ય થઇ પડે છે. નિરાશામાં ડૂબતા અનેક મનુષ્યો એવાં પ્રેરક જીવનચરિત્રોના વાચનથી પ્રેરણા પામી સચેતન થાય છે, અને પોતાના કર્તવ્યમાં આગળ વધે છે. સ્વ. શેઠ રતનશી કરમસીનું ચરિત્ર એવું ઉદ્યોગશીલ, દાનશીલ અને ધર્મશીલ છે કે તેમાંથી આપણને ઘણું નવું જાણવાનું મળી શકે છે. જ્ઞાતિસેવા, સમાજ-સેવા, દેશસેવા કેવી રીતે કરવી, સંપત્તિ વિપત્તિમાં શી રીતે વર્તવું, ધનનો અને ધર્મનો શી રીતે સદ્વ્યય કરવો, વગેરે અનેક બાબતો તેમના અનુકરણીય જીવનમાંથી આ ભવસાગરના અસંખ્ય પ્રવાસીઓને ઉપલબ્ધ થઇ શકે તેમ છે.

રતનશી શેઠના વડિલો અસલ ભાવનગરમાં રહેતા હતા અને અનાજ તથા ઘી વગેરેનો વેપાર કરતા હતા. આ કુટુંબનો જૂનો ઇતિહાસ કાંઇક રહસ્યમય છે. શેઠ રતનશીના પિતામહ ગોપાળદાસને બે પુત્રો હતા. મોટા પુત્ર લાલજી બહુ બાહોશ અને કાર્યદક્ષ હતા. એ વખતે મુંબઇ બહુ દૂરનો પ્રદેશ ગણાતો હતો. ઘોઘાથી વહાણમાં બેસી સુરત જવાતું અને ત્યાંથી ગાડાં રસ્તે મુંબઇ પહોંચાતું. મુંબઇ એ સમયે પોર્ટુ-ગીઝની સત્તા નીચે હતું. શેઠ લાલજીભાઇ પ્રથમ સાહસ ખેડી મુંબઇ આવ્યા અને વહા-ણના સઢ, કટપીસ વગેરેની દુકાન માંડી. એમનામાં સાહસ ઉપરાંત સમય જોઇને શ્રમ કરવાની સુંદર ટેવ હતી. આકસ્મિક સંયોગોનો લાભ લેવાનું તેમને કુદરતી શિક્ષણ મળેલું હતું. તેમણે ધીમે ધીમે એ શિક્ષણના પ્રતાપે પોતાની દુકાન ખીલવવા માંડી. પોતાના પિતા ગોપાળદાસની હયાતીસુધી પોતે એકલા મુંબઇ રહ્યા; પણ પિતાના મૃત્યુ પછી તેમણે પોતાના નાના ભાઇ કરમસીને મુંબઇ તેડાવી લીધો, અને બીજી દુકાન કરી આપી. આ દુકાન બહુ થોડો વખત તેમણે ચલાવી; કારણ કે મુંબઇનું જીવન તેમને માફક નહિ આવવાથી તેઓ પાછા ભાવનગર જતા રહ્યા; અને ત્યાં મૂળનો અનાજ વગેરેનો વેપાર કરવા લાગ્યા. લાલજી શેઠને કાંઇ સંતાન હતું નહિ. કરમસી શેઠને બે પુત્રો હતા. અને તેમના ઉપર જ લાલજી શેઠ પુત્રના જેવો સ્નેહ રાખતા હતા. આ બે પુત્રો પૈકી આપણા ચરિત્રનાયક શેઠ રતનશીનો જન્મ મુંબઇ શહેરમાં સંવત ૧૮૯૭ના વૈશાખ સુદ ૧૫ પૂર્ણિમા અને મંગળવારે થયો હતો. તેઓ બાલ્યાવસ્થામાં બહુ ચંચળ અને હાજરજવાબી હતા.

ગુણ ગ્રહણ કરવાની તેમની શકિત એવી અનુપમ હતી કે તેઓ જે જે સારૂં જોતા તે તે પકડી લેતા હતા. તેમનું નિર્મળ અંતઃકરણ મહત્તા મેળવવાને તલસતું હતું. તેમની બુદ્ધિ ઘણી તીવ્ર હતી. શરૂઆતમાં તેમના પિતાએ તેમને ગામઠી નિશાળમાં બેસાડયા હતા. ગામડી નિશાળ એટલે અત્યારના જેવું યાંત્રિક શિક્ષણ નહિ; પણ આંક તથા નામાડામાનું સંગીન જ્ઞાન. શેઠ રતનશીભાઇએ એવું જ્ઞાન પોતાની અગીઆર વર્ષની ઉમ્મર સુધી મેળવ્યું હતું. પછી તેમને પદ્ધતિસરની ગુજરાતી નિશાળમાં બેસાડયા હતા અને ત્યાં તેમણે છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. સમાજ વ્યવહારને ઉપયોગી ગુજરાતી જ્ઞાન તેમને એ રીતે મળ્યું; પણ એ વખતે મુંબઇમાં અંગ્રેજીનો પ્રચાર વધતો જતો હતો તેથી એ ભાષાનું જ્ઞાન અપાવવા તેમને બંદર ઉપર આવેલી મર્હૂમ શેઠ ગોકળદાસ તેજપાળની અંગ્રેજી સ્કૂલમાં દાખલ કર્યા. આ વખતે તેમની ઉમ્મર પંદર વર્ષની હતી.

બાલ્યાવસ્થાની ચંચળતા અને જ્ઞાનપિપાસા એ ભાવી જીવનની એક અતકર્ય આગાહી છે. રતનસી શેઠની જ્ઞાનલાલસા તથા વિદ્યાભિરુચિ બહુ તીવ્ર હતી; પરંતુ તેમના પિતા જૂના વિચારને અનુસરનારા હોવાથી તેઓને અંગ્રેજીનો વધારે અભ્યાસ પસંદ નહોતો. આથી તેમને નિશાળેથી ઉઠાડી લીધા. આજ્ઞાધારક પુત્રને અભ્યાસ કરવાની ઘણી ખંત હતી; પણ પિતાની આજ્ઞા ન હોવાને લીધે તેમને નિરૂપાયે અભ્યાસ છોડવો પડયો. તેઓ પાછા ભાવનગર આવ્યા અને પિતાની સાથે વ્યાપારમાં જોડાયા. બાલ્યજીવન ઉપર મુંબઇના ઉત્સાહજનક પ્રવૃત્તિમય વાતાવરણની છાપ પડેલી હોવાથી તેમનું મન નિરંતર નવાં નવાં સાહસ ખેડવા માટે તલસતું હતું; પણ તેઓ આંતરિક વિચારો બહાર વ્યકત કરી શકતા નહોતા. આખરે એ વિચારો પ્રકટ કરવાનો પણ એક દિવસ આવ્યો. પ્રથમ તેમણે પોતાના બન્ધુ મોતીલાલ સાથે ખાનગીમાં વિચારોની એકત્રતા કરી. પછી બન્ને ભાઇઓએ પિતાની પાસે જઇ ધંધો કરવા સારૂ અમુક રૂપીઆની માગણી કરી. કરમસી શેઠે તેમના હિંમતભરેલા વિચારોનાં અને સાહસિકવૃત્તિનાં વખાણ કર્યાં; પણ રૂપિયા આપવાની ના કહી અને શિખામણ આપી કે "બાપકમાઇના દ્રવ્યબળે પૈસા પેદા કરવામાં ખરો પુરૂષાર્થ નથી. સાચો પુરૂષાર્થ તો જાતમહેનતથી પૈસા કમાવામાં છે." પિતાનાં આ વચનોની અસર બન્ને ભાઇઓના હૃદય ઉપર બહુ અજબ રીતે થઇ. તેમણે તત્કાળ એ શિખામણ અંતરમાં ઉતારી લીધી, અને એ તો ખરૂં છે કે જેને આપણે દશા ફરવાનો સમય કહીએ છીએ, તે કોઇપણ ખાસ પ્રસંગ, અથવા કોઇ ખાસ તક હોય છે. રતનશી શેઠને એવી તક મળી ગઇ. તેઓ બન્ને તત્કાળ ખાલી હાથે મુંબઇ આવ્યા, અને પોતાના કાકાને ત્યાં પરાયા માણસની પેઠે નોકર રહ્યા.

કોઇપણ ફતેહમંદ માણસના જીવનમાં જે રીતે ઉદ્યોગપ્રિયતા અને સાચવટ જોવાય છે તેવી જ ઉદ્યોગપ્રિયતા અને સાચવટ રતનશી શેઠમાં દાખલ થયેલાં હતાં. તેઓ કદિ આળસુ રહેતા નહિ કે અસત્ય બોલતા નહિ. તેઓ પોતાના આ બે ગુણોથી તેમના કાકા લાલજી શેઠનો સંપૂર્ણ પ્રેમ મેળવી શકયા. લાલજી શેઠની મુંબઇ શહેરમાં એ વખતે કાપડની દુકાન ચાલતી હતી. છ માસ સુધી તેમણે એ ધંધાની તાલીમ લીધી, અને એટલા વખતમાં તો તેમનામાં વ્યાપારકળાનાં બીજ એવાં રોપાયાં કે જે પાછળથી

તેમની ઉન્નતિ અને પ્રૌઢતાના કારણરૂપ થઇ પડયાં. અસાધારણ પ્રસંગ આવે ત્યાંસુધી બેસી રહેવા કરતાં સાધારણ પ્રસંગનો પણ લાભ લેવાથી કેટલો ફાયદો થાય છે, તે રતનશી શેઠના જીવનચરિત્ર ઉપરથી સમજી શકાય છે. લાલજીશેઠ તેઓની અસાધારણ ચાલાકી, ઉત્તમ કર્તવ્યપરાયણતા, તથા કુનેહભરી આવડત જોઈ ઘણા ખુશી થયા. તેમણે એ વખતથી જ રતનશી શેઠનું ઉત્તમ ભાવી આંકી આપ્યું, અને પોતાની દુકાનમાં પગાર કરી આપ્યો. શરૂઆતમાં એ પગારનો આંકડો બહુ ઓછો હતો; પરંતુ બીજે વર્ષે તેમાં સારો વધારો કરી આપ્યો, અને પછી ઉત્તરોત્તર તેમની હોંશિયારીના પ્રમાણમાં તેઓ પગાર વધારતા ગયા. જ્યારે તેઓ કાપડના વ્યાપારમાં બરાબર પૂર્ણ પ્રવીણ થયા, ત્યારે કાકાની દુકાન છોડી પોતાના ભાઇની ગરમ કાપડની દુકાને એક ભાગીદાર તરિકે દાખલ થયા. જે મનુષ્ય પોતાના અંતઃકરણમાં ઉચ્ચ આદર્શ ધારણ કરે છે, તે મનુષ્ય કોઇ દિવસ તેની અવશ્ય પ્રાપ્તિ કરી લે છે. સંજોગો ગમે તેટલા પ્રતિકુળ હોય; પણ જો આદર્શને લક્ષ્યમાં રાખી ત્યાં પહોંચવાને મથન કરવામાં આવે તો તે લાંબો વખત પ્રતિકૂળ રહેતા નથી. ગમે તે જાતની સિદ્ધિ એ મનુષ્યના પોતાના યત્નનું ઉમદા ઇનામ છે. જેના યત્નમાં મંદતા, નિર્બળતા અને આત્મવંચના હોય તે દરિદ્રતાને દૂર કરી શકતા નથી. રતનશી શેઠમાં ઉત્સાહ અને ઉદ્યમપરાયણતાનું એવું અજબ સંમિશ્રણ થએલું હતું કે જેને લીધે તેઓ જે કાર્ય હાથમાં લેતા તેમાં તદ્રૂપ બની જતા. તેમના આદર્શો અને વિચારોમાંથી એક પ્રકારની સુયોગ્ય પરિસ્થિતિ ઉત્પન્ન થતી, અને તેમાં જ નિમગ્ન રહેવાથી પોતાની ભાવી દુનિયા બંધાતી જતી.

આ જગત્માં પુરુષાર્થી મનુષ્ય તરફ સઘળા પ્રેમ દૃષ્ટિથી જુએ છે. ચારિત્ર્યનું નિશ્ચલ સમતોલપણું કે જેને ડાહ્યા લોકો સ્થિતપ્રજ્ઞાવસ્થા કહે છે, તે આત્મવિકાસનું છેલ્લામાં છેલ્લું ફળ છે. આ ફળ પ્રારબ્ધવાદિને કદી મળતું નથી; પણ જેઓ પુરુષાર્થને પ્રાધાન્ય આપે છે, તેમને જ મળે છે. રતનશી શેઠનું જીવન પુરુષાર્થથી ભરેલું છે. તેઓ પોતાના ભાઇની દુકાને ભાગીદારીમાં બે વર્ષ રહ્યા; અને એટલા સમયમાં તો તેમણે ઉત્તમ કાપડીઆ તરિકે સારી પ્રખ્યાતિ તથા નામના મેળવી. કાપડના વ્યાપાર તરફ પ્રતિદિન તેમની મનોવૃત્તિનો પ્રવાહ વેગથી ચાલતો હતો. નવીન અભિલાષાઓ અને આકાંક્ષાઓ તેમના હૃદયમાં અસ્ખલિત વહી રહી હતી. તેમણે તત્કાળ ભાઇથી છૂટા પડી સ્વતંત્ર દુકાન ખોલી, તેમાં ઉંચી જાતનો ગરમ કાપડનો જથ્થો રાખી લીધો. પ્રમાણિક ઉદ્યોગી સ્વભાવથી, અને જાતમહેનત વડે કામ કરવાની આદતથી તેમણે પોતાનો સ્વતંત્ર વ્યાપાર એટલો બધો વધાર્યો કે મુંબઇની બજારમાં તેમનું નામ સર્વત્ર પ્રખ્યાતિ પામી ગયું. વ્યાપારમાં પ્રમાણિકતા, સાચવટ અને કુનેહ વધતાં મુંબઇના પ્રતિષ્ઠિત પુરુષો સાથે તેમનો સંબંધ બંધાયો. જેમ જેમ તેઓ સાહસ ખેડતા ગયા, તેમ તેમ તેમની હિમ્મત વધવા લાગી અને તે સાથે લક્ષ્મીદેવીએ પણ પોતાની કૃપા તેમના ઉપર વરસાવવા માંડી. મોટાં મોટાં સરકારી ખાતાંઓમાં સઘળી જાતનું કાપડ પુરૂં પાડવાના કોન્ટ્રાકટ તેઓ લેવા લાગ્યા. પ્રથમ તેઓ મુંબઇના કોમીસરીએટ ખાતાનો કોન્ટ્રાકટ લઇ તે પરિપૂર્ણ કરવા ફતેહમંદ થયા હતા. તે પછી પોલિસખાતામાં, કસ્ટમખાતામાં, અને જંગલખાતામાં કોન્ટ્રાકટથી પ્રવેશ કરી વ્યાપારકળાની નિપુણતા બતાવી હતી. તેમનું નામ હવે વ્યાપારવર્ગ ઉપરાંત સરકારી

પ્રતિષ્ઠિત અમલદાર વર્ગમાં પણ જાણીતું થવા લાગ્યું હતું. તેમને દેશી, પરદેશી નામાંકિત પુરૂષો સાથે એથી સારો પરિચય થયો હતો, અને પોતાના સાહસિક, ઉદ્યમપ્રિય, સદ્‌ગુણી સ્વભાવથી બિઝનેસની ઉન્નતિ થતાં તેઓ કેટલાંક રજવાડાંઓમાં પણ ઘણી સારી રીતે જાણીતા થયા હતા. મુંબઈ અને બાહેરગામ તેમની પ્રતિષ્ઠા ખૂબ જામવા માંડી હતી. તેમણે પોતાના નામને જનમંડળમાં ઘણું દીપાવ્યું હતું, અને સાથે સાથે માનવીકર્તવ્યની ઉમદા શિક્ષા પણ તેમણે અંતરમાં ઉતારી લીધી હતી. એક તરફ તેમનો આર્થિક ઉત્કર્ષ વધતો જતો હતો અને બીજી તરફ એ ઇશ્વરદત્ત ઉત્કર્ષનો સદુપયોગ પણ તેઓ કરતા જતા હતા.

જાહેરસેવાનાં કાર્યોમાં રતનશી શેઠ હંમેશ આગળ પડતો ભાગ લેતા હતા. તેમનો સ્વભાવ ઉદાર અને પરોપકારી હતો. મુંબઇમાં ચાલતા પ્લેગના સમયમાં તેમણે પોતાનાં તન, મન, ધનથી જનસેવા બજાવી હતી. છપ્પનીઆ દુષ્કાળમાં તેમણે ગુજરાત–કાઠીઆવાડનાં અનેક અનાથ–નિરાધાર ભીખારીઓને છૂટે હાથે અનાજ વગેરેનું દાન આપ્યું હતું; અને અવારનવાર ગરીબ જનોનાં અંતરને ઠારવાં એ તો એમનો સ્વભાવ જ હતો. જૂના અને નવા વિચારોના અદ્‌ભુત મિશ્રણના પરિણામે કેટલાક દુષ્પ્રાપ્ય ગુણો જેવા કે ઠરેલપણું, દીર્ઘદૃષ્ટિ, કડવું પણ શોભે તેવું હિતકર સ્પષ્ટ ભાષણ, હૃદયની દૃઢતા, હિંમત અને સાહસ તેમનામાં સારી રીતે વિકાસ પામ્યા હતા. ઘોઘારી લોહાણા ભાઇઓમાં તેમનો પ્રભાવ એટલો પડતો હતો કે તેમનો બોલ ઉથાપવાની હિંમત કોઈ કરી શકતું નહિ. જ્ઞાતિના ઘણા વાંધાઓ તેઓ પતાવતા, અને બન્ને પક્ષને સંતોષ થાય એવી રીતનું સમાધાન લાવતા. શેઠ દામોદરદાસ સુખડવાળા તેમના સ્નેહિ તથા સંબંધી હતા. તેમના ધાર્મિક વિચારોમાં મોટો તફાવત હતો, છતાં કેટલાક ગુણોમાં બન્ને અજબ સામ્ય ધરાવતા હતા. જ્ઞાતિહિતનાં કાર્યોમાં તેઓ પરમ ઉત્સાહી હતા. સ્વજ્ઞાતિના અનાથ બાળકોને માટે એમણે તથા સુખડવાળાએ મળીને જે બાળાશ્રમ મુંબઇમાં ઉઘાડેલ છે તે અત્યારે બહુ સારી સંસ્થા પુરવાર થઈ છે. એ ઓર્ફનેજના નિભાવ માટે શેઠ રતનશીભાઇએ સારામાં સારી રકમ ભરીને ફંડની શરૂઆત કરી હતી. રાજકોટની લોહાણા બોર્ડીંગ સ્કૂલમાં, મુંબઇ ઘોઘારી લોહાણા મિત્રમંડળ તથા હાલાઈ લોહાણા વિદ્યોત્તેજક ફંડમાં સ્વર્ગસ્થ રતનશી શેઠે સારી રકમ ભરી હતી. તેઓ સ્વજ્ઞાતિ તરફ, તેમજ સમાજસેવા તરફ સારી લાગણી ધરાવતા હતા. પોતાના પુરોહિત–ગોરવર્ગમાં સુધારણા જોવા તેઓ સદા આતુર રહેતા હતા. ધાર્મિક ક્રિયાઓમાં તેમનું હૃદય શ્રદ્ધાળુ હોવાથી સારસ્વત બ્રાહ્મણનાં બાળકો વૈદિક ક્રિયામાં નિપુણ થાય એ હેતુ લક્ષ્યમાં લઇ ભાવનગરમાં, ગોર પરભુરામ ભીણાભાઇની સલાહથી એક પાઠશાળા સ્થાપન કરી હતી.

શેઠ રતનશીભાઇની જાહેર સખાવતો અને ખાનગી સખાવતો વિસ્તૃત છે, પણ તે સહુમાં ઓરફનેજ સંસ્થાએ તેમનું નામ અમર કર્યું છે. કેટલીક વખત કેટલાક શ્રીમંતો જાહેર ફંડોમાં મોટી રકમ કીર્તિની ખાતર ભરે છે અને પાછળથી તે રકમ કાઢી આપતાં તેમનો જીવ ચાલતો નથી. પરંતુ રતનશી શેઠે એ ફંડમાં રૂ. ૪૦ હજારનો ચેક મોકલી આપ્યા પછી જ એ વાત જાહેરમાં આવવા દીધી હતી. તેમના બંધુ મોતીભાઈ સંવત ૧૯૭૯માં ગુજરી ગયા હતા. તેમના ટ્રસ્ટની રકમ રૂ. ૩૩૦૫૦ હતી, તે પણ એ ઓરફનેજ



શેઠ દામોદરદાસ રતનશી કરમશી.

ખોલવામાં આપી દીધી હતી, રા. બ. કરમશી દામજીના પ્રમુખપણા નીચે જ્યારે એ સંસ્થા ખોલવા માટે મેળાવડો કરવામાં આવ્યો હતો; ત્યારે લોહાણા જ્ઞાતિના મુંબઈમાં વસતા આગેવાન ગૃહસ્થોએ આપણા ચરિત્રનાયકની ઉદારતા અને જ્ઞાતિસેવાનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં. લક્ષ્મીની પૂર્ણ કૃપા હોવા છતાં તેઓ બિલકુલ અભિમાની નહોતા. ધનને તેઓ ધર્મસંચયના સાધન તરીકે ગણતા હતા, અને હરકોઈ સાર્વજનિક લાભની બાબતમાં કે ધર્માદા ફંડમાં ઉદાર હાથે મદદ આપતા હતા.

ગૃહસ્થાશ્રમની બાબતમાં રતનશી શેઠ સુખી હતા. તેમનાં પ્રથમનાં પત્ની પાર્વતીને બે પુત્ર તથા એક પુત્રી થયાં હતાં, પણ તે બાળકો ન્હાની ઉમ્મરમાં જ સ્વર્ગવાસી થઈ ગયાં હતાં. અને તેમની પાછળ થોડે દિવસે એ બાઈ પણ પરલોક ચાલ્યાં ગયાં હતાં; આથી શેઠશ્રીએ બીજીવાર લગ્ન કર્યું હતું, એ બીજીવારનાં પત્નીને ૨૦ વર્ષ ઘરસંસાર ચાલ્યાં છતાં જ્યારે કાંઇ સંતાન થયું નહિ, ત્યારે ત્રીજી વખત હલિયાદ (કાઠીઆવાડમાં કુંકાવાવ પાસે) ગામના પ્રતિષ્ઠિત ઠા. પુરૂષોત્તમદાસ ધર્મશીનાં પુત્રી ગુલાબબાઈ સાથે લગ્ન કર્યું. ઇશ્વરકૃપાથી એ બાઈને એક પુત્ર થયો. હાલ તેઓ હયાત છે અને તેમનું નામ દામોદરદાસ છે.

આ દામોદરદાસને ઉછેરવામાં, કેળવવામાં તથા સુયોગ્ય બનાવવામાં તેમનાં માતુશ્રી ગુલાબબ્હેને ભારી શ્રમ લીધો છે. તેમના હૃદયમાં ઉદાર પતિના સહવાસબળે ઉદારતા, દયાળુતા અને નિખાલસતા સંપૂર્ણ ભરેલાં હતાં. રતનશી શેઠને પ્રાણીરક્ષાના કાર્ય તરફ ભારી અનુકંપા હતી. જીવદયા અને જનસેવાના કાર્યમાં તેમણે કદી પાછી પાની કરી નહોતી. જ્ઞાતિમાં, વ્યાપારીઓમાં અને સમાજમાં તેમનું જેટલું માન હતું; તેટલું જ સરકારમાં પણ તેમનું ગૌરવ હતું. તેમની ઉદાર સખાવતો તથા બ્રિટિશ તાજ પ્રત્યેની વફાદારીથી નામદાર મુંબઈ સરકારે તેમને સને ૧૮૯૮માં સુલેહના અમલદાર (**જે. પી.**) બનાવ્યા હતા. તેમની દઢતા અને સહનશીલતા ગુલાબબ્હેને પોતાના ટુંકા પણ અણમોલ ગૃહસ્થાશ્રમમાં ગ્રહણ કરી લીધાં હતાં. કારણકે સંવત ૧૯૬૧ ના શ્રાવણ વદી ૧૧ ના દિવસે જ્યારે રતનશી શેઠ અર્ધાંગવાયુના વ્યાધિથી સ્વર્ગવાસી થઇ ગયા, ત્યારે બાળક દામોદરદાસની ઉમ્મર ફક્ત ૩ા વર્ષની હતી અને તેમને કેળવવાનો બધો ભાર માતા ગુલાબબ્હેન ઉપર આવ્યો હતો. વળી પતિવિયોગનું અસહ્ય દુઃખ પણ તેમને એ ન્હાની ઉમ્મરમાં સાંપડયું હતું; છતાં તેમણે હિંમતથી તે ઉપાડી લઇ પોતાની અજબ સહનશીલતાનો પરિચય સર્વ કોઇને કરાવી દીધો હતો. એ બાઇએ પોતાના વૈધવ્યને દીપાવવા ઉપરાંત પુત્રને કેળવવામાં પોતાની કાર્યકુશળતા તથા વ્યવહારદક્ષતા દેખાડી આપી હતી. દામોદરદાસને અંગ્રેજી ૭ ધોરણસુધી તેમણે અભ્યાસ કરાવ્યો, અને થોડા વખતમાં તેમનાં લગ્ન પણ કરી આપવાનાં હતાં; પરંતુ એ લ્હાવો લેવાનું તેમના ભાગ્યમાં નિર્માણ નહિ થએલું હોવાથી ક્ષયની જીવલેણ બિમારીમાં સંવત ૧૯૭૪ ના કારતક સુદી ૧ ના રોજ તેઓ આ ફાની દુનિયા છોડી ગયાં. તેમનો સ્વભાવ જેવો માયાળુ અને સ્નેહવત્સલ હતો, તેવો જ સ્વભાવ તેમના સુપુત્ર ચિ. દામોદરભાઇને તેઓ વારસામાં સોંપતાં ગયાં છે.

શેઠ શ્રી રતનશીભાઇએ પોતાના મૃત્યુ અગાઉ એક વીલ કર્યું હતું. અને તેમાં પોતાની મિલ્કતના ચાર ટ્રસ્ટીઓ ઠરાવ્યા હતા (૧) શેઠ વીરજી પેરાજ, (૨) શેઠ દામોદર-

દાસ ગોરધનદાસ સુખડવાળા, (૩) શેઠ દામોદર ભગવાન, અને (૪) શેઠ ગોરધનદાસ ગોવિંદજી ભાણુજી. આ ચારેય ટ્રસ્ટીઓએ તેમની મિલ્કતનો બહુ સારો વહિવટ કર્યો હતો. વીલમાં ભાઈ દામોદરદાસ ૨૧ વર્ષના થાય, ત્યારે સઘળી મિલ્કતની જોખમદારી તેમને સોંપવાનું રતનશી શેઠ લખી ગયા છે; છતાં ભાઇ દામોદરદાસે પોતાની યોગ્યતા બાલ્યાવસ્થામાંથી જ સિદ્ધ કરી આપી કે જેને પરિણામે એ ટ્રસ્ટીઓએ તેમની ૧૮ વર્ષની ઉમ્મર થતાં જ સઘળી મિલ્કત તેમને સોંપી દીધી. ચારિત્ર્યનું બંધારણ આટલી ન્હાની ઉમ્મરમાંથી બાંધતાં શીખવું, અને ટ્રસ્ટીઓનો અજબ વિશ્વાસ મેળવવો, એ વાત નાની-સુની નથી. દામોદરદાસ એક ગર્ભશ્રીમંત હોવા છતાં, અને શ્રીમંતાઈની રેલછેલમાં ઉછર્યા છતાં તેમનામાં બદફેલી, દુરાચરણ કે અનીતિના અંશો બિલકુલ દાખલ થયા નથી. તેમના પીતાશ્રિ જે રીતે વૈષ્ણવધર્મ પાળતા અને હંમેશ નિયમિત રીતે દેવસેવા કરતા, તે જ રીતે દામોદરદાસ પણ ઘરમાં ઠાકોરસેવા રાખે છે, અને પૂર્ણ આસ્થાથી પિતાને ધાર્મિક પગલે ચાલે છે.

ટ્રસ્ટીઓ પાસેથી મિલ્કતનો કબજો સંભાળી લીધા પછી દામોદરદાસે એક પારશી શેઠની ભાગીદારીમાં 'રતનશી કરમશી બનાતવાલા કુંપની' ને નામે ગરમ કાપડની એક દુકાન ખોલી છે, કે જે અત્યારે સારી રીતે ચાલે છે. વ્યાપારમાં તેમની નજર સારી પહોંચે છે, એટલે આશા બંધાય છે કે તેઓ પણ તેમના પિતાશ્રીની પેઠે વ્યાપારી આલમમાં સારી નામના મેળવશે.

જ્ઞાતિસેવાનો મહામંત્ર તેમને ગલથુથીમાંથી મળ્યો હોય, તેમ તેઓ બાલ્યાવસ્થાથી જ એ વિષયમાં રસ લેતા જણાયા છે. જ્ઞાતિના કોઇપણ પ્રકરણમાં તેઓ માર્મિક રીતે ઉંડા ઉતરે છે, અને લોહાણા જ્ઞાતિની બદીઓ તરફ તેઓ ઘણો તિરસ્કાર ધરાવે છે. હાલમાં તેઓ શ્રી લોહાણા કૉન્ફરન્સ મુંબઈ વૉલોન્ટીયર ટીમના સેક્રેટરી છે, અને તે કામ ઘણી બાહોશીથી બજાવે છે. તેમને શ્રીમંતાઇનો અહંકાર કે ઉન્માદ બિલકુલ નથી. તેમનાં લગ્ન ૨૬-૫-૨૦ ના રોજ એક પ્રતિષ્ઠિત કુટુંબની કન્યા સાથે થયાં છે. તેમનાં પત્ની સુઘડ અને કેળવાયેલાં છે. વાલકેશ્વરના પોતાના બંગલામાં આ દંપતી સુખપૂર્વક રહે છે.

આદર્શ ગૃહસ્થનાં લક્ષણ ગણાવતી વખતે વિદ્વાન પુરુષોએ ચારિત્ર્યને પ્રથમ પદ આપેલું છે; પણ મનુષ્યના ચારિત્ર્યની પેઠે તેની રીતભાતની પણ જગતમાં હંમેશ તપાસ થતી રહે છે. સારી રીતભાત એ મનુષ્યનું મુખ્ય આભૂષણ છે. અને અંતઃકરણનું સાચાપણું એ સારી રીતભાતનો ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ગુણ છે. શ્રીયુત દામોદરદાસભાઇનું અંતઃકરણ નિર્મળ હોવા સાથે સત્ય તરફ અભિરૂચીવાળું છે. વળી તેઓ શિષ્ટાચારના નિયમોનું પાલન કરે છે; છતાં તેઓ સાદાઇને વધારે ચાહે છે. હાલની ચળવળમાંથી તેમણે ખાદીપ્રચારની યોજનાને ખાસ પસંદ કરી છે. તેઓ પોતે ખાદીમાં ખાનદાની સમજે છે અને અન્યને સમજાવે છે. વૈભવી જીંદગી ભોગવવાનાં સર્વ સાધનો ઉપલબ્ધ હોવા છતાં તેઓ સાદા જીવનને ખાસ મહત્ત્વ આપે છે. સાહિત્યનો તેમને સારો શોખ છે અને હરકોઇ સાહિત્યવિલાસીને તેઓ બનતી મદદ આપે છે. અમે એમના એવા સારા ગુણોને અભિનન્દીએ છીએ અને ઇશ્વર પાસે તેમનું દીર્ઘાયુષ્ય માગીએ છીએ.



# શેઠ ગિરધરદાસ જેઠાભાઈ જે. પી. (મુંબઈ)

---



ઠ ગિરધરદાસ જેઠાભાઇ જે. પી. નો જન્મ સંવત ૧૯૧૪ ના શ્રાવણ માસના શુક્લપક્ષમાં દ્વારકાની નજીકના વરવાડા ગામમાં થયો હતો. તેમણે પોતાની નાની વયમાં જ ગુજરાતી અને થોડોએક અંગ્રેજીનો અભ્યાસ કર્યો હતો અને નોકરીએ વળગ્યા હતા. તેમાં તેમણે બાહોશી બતાવી હતી. સંવત ૧૯૩૫ માં શેઠ કાલીદાસ જુઠાની દુકાનમાં તેમની પ્રીતિ મેળવી તે ભાગીદાર થયા હતા. દિનપ્રતિદિન તેમની નજર ધંધામાં વધારે ખુંચતી ગઇ અને ઇશ્વરકૃપાથી સારો નફો મેળવતા ગયા અને ધીમે ધીમે સારી સ્થિતિએ પહોંચી ગયા.

તેઓ પોતાની અસલ સ્થિતિ યાદ લાવી પોતાના ગરીબ બંધુઓને કેળવણી લેવા માટે વધારેને વધારે ઉત્તેજિત કરતા અને તેમને જોઇતી સહાય આપતા. ખાસ કરીને જ્ઞાતિબંધુઓને ધંધે લગાડવાને તે પોતાની પ્રથમ ફરજ સમજતા હતા. કેળવણીનો પ્રચાર કરવાની પોતાની ઉત્કટ ઇચ્છાનું સંક્ષિપ્ત પરિણામ દ્વારકામાં એક લોહાણા બોર્ડીંગની સ્થાપનામાં આવ્યું. એ બોર્ડીંગમાં તેમણે એક મોટી રકમ આપી હતી.

સંવત ૧૯૫૬ ના ભીષણ દુકાળમાં એ પરોપકારી પુરૂષે દુષ્કાળથી બળુંબળું થઇ રહેલા માણસોને રૂા. ૩૦૦૦ ની મદદ કરી હતી અને ઘાસ ચારા વિના મરતાં ઢોરોને માટે રૂા. ૧૫૦૦ આપ્યા હતા. ભરૂચ અને સુરતથી ઘાસ મંગાવીને પાંજરાપોળોને પૂરૂં પાડયું હતું. સંવત ૧૯૬૦ ની સાલમાં ગાયકવાડ સરકારના નામથી બે સ્કોલરશીપો સ્થાપી હતી.

સંવત ૧૯૬૪ ની સાલમાં પોતાની જન્મભૂમિ વરવાડામાં ગયા હતા, ત્યાં તેમને માનપત્ર આપવામાં આવ્યું, તે વખતે તે વિદ્યાપ્રિય પુરૂષે પાંચ સ્કોલરશીપો–છાત્રવૃત્તિઓ સ્થાપી હતી.

તેમનામાં ધર્મપરાયણતા એટલી બધી દ્રઢ હતી કે તેમને શ્રીમદ્ શંકરાચાર્યે 'સુનીતિ ભાસ્કર' એવું પદ આપેલું હતું, તેને માટે તેઓ ખરેખર લાયક હતા. તેઓ ધર્માત્મા માતુશ્રી કાનબાઇના એક યોગ્ય ઉત્તમ સલાહકારક હતા. દેશી કાપડ વેપારી મંડળના ઓ. સેક્રેટરી તરીકે તેમણે પાંચ વર્ષ સુધી કામ કર્યું હતું.

તેમનાં પહેલાં લગ્ન દાત્રણામાં થયાં હતાં. અને તેમને એક પુત્રરત્ન પ્રાપ્ત થયું હતું, પરંતુ દુર્ભાગ્યે તેનો અકાળ સ્વર્ગવાસ માતપિતાની હયાતિમાં થયો, ત્યાર પછી સંવત ૧૯૪૯ માં તેમણે બીજીવાર લગ્ન કર્યાં, અને તે ધર્મપત્નીથી તેમને ત્રણ પુત્રીઓ

થઇ હતી. એમનો સ્વર્ગવાસ મલાડ ખાતેના પોતાના બંગલામાં તા. ૯ મી એપ્રીલ ૧૯૧૩ ને રોજ થયો હતો.

મરતી વખતે પણ કેટલીક મોટી સખાવતો કરવાનું તે પોતાના મૃત્યુપત્ર-વીલમાં દર્શાવી ગયા છે. તેમાં મુંબઈ અગર મલાડમાં સેનિટેરીયમ બાંધવાને રૂા. ૨૫૦૦૦ ની રકમ આપવાનું ફરમાવી ગયા છે. તેનો લાભ લેવા માટે જ્ઞાતિબંધુઓને પ્રથમ હકકદાર ગણ્યા છે.

દ્વારકામાં પોતાના નામનું અન્નક્ષેત્ર જે રકમના વ્યાજમાંથી ચાલે છે તેમાં રૂા. ૧૦૦૦૦) ની મોટી રકમનો ઉમેરો કરી તે રકમના વ્યાજમાંથી કબુતર માટે ચણ તેમ જ ગાયો માટે ઘાસ અને બાકીની રકમ અન્નક્ષેત્રમાં ઉમેરવાને ફરમાવેલ છે.

રૂા. ૬૦૦૦) ની રકમમાંથી હાલાઇ લોહાણા વિદ્યોતેજક મંડળના વિદ્યાર્થીઓને જોઇતાં પુસ્તકો તથા દર વર્ષે ચોખાની બે ગુણી આપવાનું ફરમાવેલું છે.

રૂા. ૫૦૦૦)ની રકમમાંથી કોઇપણ હાલાઇ લોહાણા વિદ્યાર્થી સેકંડ લેંગ્વેજમાં યુનિવર્સીટીની પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થાય તેને એ રકમના વ્યાજમાંથી સ્કોલરશીપ-છાત્રવૃત્તિ આપવાને ફરમાવેલ છે.

રૂા. ૧૫૦૦) દ્વારકામાં ગાયકવાડ સ્કોલરશીપમાં ઉમેરો કરવાને માટે આપેલા છે.

રૂા. ૧૦૦૦) જે કોઇ હાલાઇ સારસ્વત બ્રાહ્મણ સંસ્કૃતમાં પાસ થાય તેને તેના વ્યાજમાંથી સ્કોલરશીપ આપવી એમ ફરમાવેલ છે.

એ વીના બીજી અનેક સખાવતો તેમણે જ્ઞાતિહિતાર્થે અને જનહિતાર્થે કરી છે. પ્રભુ એમના આત્માને શાંતિ આપો.



# શેઠ જેઠાભાઈ ધનજી (મુંબઈ)



પરોપજીવી વાદળાંઓ સ્વપ્રયત્ને જલસંચય કરી વર્ષાઋતુમાં જનતાને છૂટથી આપે છે તેથી એમની સ્થિતિ–સ્થાન ઉપર છે; અને સમુદ્ર માત્ર સ્વઅર્થે જ જલસંચય કરી રાખે છે–આપતો નથી–તે માટે એમનું સ્થાન–સ્થિતિ નીચે છે. સંસ્કૃત કવિની આ કલ્પનાને અનુરૂપ એક પ્રાતઃસ્મરણીય શુદ્ધ સજ્જનનું જીવનવ્રત અત્રે આલેખી અમે ધન્ય થઇએ છીએ. અહીં અમારી વધુ પ્રસ્તાવના આપવા કરતાં એમનું ધન્ય જીવન જ જનતાને વધુ ઉપયોગી થઈ પડશે.

આ નરરત્ન શેઠ જેઠાભાઇનો જન્મ સં. ૧૮૯૮ માં વડીલોના મૂળ વતન કચ્છ લખપતમાં થયો હતો. કચ્છના લોહાણા બંધુઓની સાહસિકતા, ઉદ્યોગપરાયણતા, અને પરોપકારિતા અત્યારે જગમશહૂર છે. પણ તેમાંના આ ચરિત્રનાયકે તો ખરે જ લોહાણા જ્ઞાતિને હંમેશને માટે ગૌરવશાળી બનાવી છે. અત્યારે આ રત્ન મૃત્યુલોકથી પર છે છતાં એમનાં અમર કાર્યો અદ્યાપિ અનેકનું કલ્યાણ કરી રહેલ છે. અને સદ્દગતના પુણ્ય–ભંડારો ભરી રહેલ છે. ચરિત્રનાયકને નાની વયના છોડી પિતા ધનજીભાઇ સ્વર્ગે સંચરેલા, અને ઘરમાં ગરીબીનો પાર નહિ તેથી એમનાં હિંમતવાન માતા બાળક જેઠાભાઇને લઇ પોતાના ભાઇના આશ્રયે મુંબઇમાં આવી રહ્યાં. અહીં માતાના સહવાસમાં મામાને ઘરે ચરિત્રનાયકનું માનસિક ધોરણ ઘડાયું. જરૂરજોગું ભણી લઇ સમય વિચારી પ્રથમ પોતે સાધારણ પગારે શેઠ અબ્દુલા નૂરમામદને ત્યાં નોકરી લીધી. આ ફર્મ બધી જાતનો વ્યાપાર કરતી. દેશવિદેશથી મોટી રકમનો માલ આવતો તેના કસ્ટમપાસ લખવાનું કામ ચરિત્રનાયકને સોંપાયલું હતું. પોતે અંગ્રેજી જાણતા નહિ છતા એમની ગ્રાહકશક્તિ એવી હતી કે એક વાર જોયેલું ફરી ભુલતા નહિ. શેઠ કુંવરજી મોરારજી પાસેથી પોતે કસ્ટમપાસ લખતાં શીખેલા અને પોતાના મીઠા સ્વભાવથી સૌના માનીતા થઇ પડયા હતા. કેટલાક વર્ષ સુધી આમાં અનુભવ લઇ સં. ૧૯૩૫ માં શેઠ નારણજી ઇભજી ( જેનું જીવન પાછળ અપાયલું છે ) ના ટાઉનડયુટીવાળાં બીઝનેસમાં ભાગીદાર થયા. અને ત્યારથી એ ફર્મ "નારાયણજી જેઠા" ના નામે કામ કરતી. પ્રભુકૃપાએ ચાન્સ પણ સારૂં મળી ગયું. દરિદ્રતાના દિવસો વિતાવી પુત્રની પૂર્ણ ઉન્નતિ જોઇ ભલી માતા ગંગાબાઇ સં. ૧૯૩૮ માં સ્વર્ગવાસી થયાં હતાં. ચરિત્રનાયકનું લગ્ન કચ્છ–કોટેશ્વરમાં થયું હતું. એમની સદ્ગુણશીલા પત્નીથી ૬ સંતાનો થયલાં તેઓ બધાં અનુક્રમે પ્રભુધામ પહોંચ્યાં એટલું જ નહિ પણ એ ગુણમયી ભાર્યા પણ સં. ૧૯૫૨માં સંસારથી અદર્શ થયાં ત્યારે જેઠાભાઇનો સંસારી પડદો સંકેલાયો અને વૈરાગ્ય રવિનો અંતરાકાશમાં ઉદય, થયો. પોતાના એક

રંગી જીવનને જ્ઞાનમાર્ગે વહાવી ફરી લગ્ન કરવાનો વિચાર માંડી વાળ્યો. સંસારપરથી તેમ સંપત્તિપરથી પણ એમની મમતા ઉઠી ગઇ હતી. તેથી સં. ૧૯૬૨ માં ભાગીદારી પણ છોડી નિવૃત્તિથી એકાંત જીવન ગાળવા લાગ્યા. અને પછી વાદળાંઓની પેઠે સંઘરેલાં ધનવારિનો કેવો ઉદારતાથી ઉપયોગ કર્યો તે આપણે જોઇએ.

સં. ૧૯૫૬ ના ભીષણ દુષ્કાળ વેળા કચ્છ લખપતમાં રૂા. ાા લાખ પોતે એવી રીતે ખરચ્યા કે, પાંજરાપોળો ખોલી હજારો ગાયોને પાળી, તળાવો ખોદાવી ગરીબોને કામે લગાડી અન્ન વસ્ત્રો અર્પ્યાં. સંત સાધુઓને રામચંદ્રજીનું મંદિર બંધાવી આપ્યું. આ રીતે ગરીબોના બેલી થઇ લખપતવાસીઓને દુષ્કાળની ભયંકરતા જણાવા દીધી નહિ. દુષ્કાળ વિત્યા પછી બધી ગાયો નળીઆની પાંજરાપોળને સોંપી તેને માસિક મદદ રૂા. ૫૦ ) પોતે જીવ્યા ત્યાં સુધી આપી અને પાછળથી એકીસાથે રૂા. ૪૦૦૦] ગૌચર જમીન લેવા માટે આપવાનું પોતાના વીલમાં લખી ગયા છે. આ ઉપરાંત બોરીવલી પાંજરાપોળમાં રૂા. ૩૦૦૦ ) તથા નાશિકમાં રૂા. ૧૦૦૦ ) આપી પોતે જગ્યા બંધાવી આપેલ છે.

માનકેશ્વર મહાદેવમાં દર શ્રાવણીને દિને પોતે બ્રહ્મભોજન કરાવતા અને પૂજા માટે માસિક રૂા. ૮ ) આપતા જે અદ્યાપિ એમના સહૃદયી ટ્રસ્ટીઓએ ચાલુ રાખેલ છે. પોતે ધર્મપ્રાણ હતા એ એમની સાત્વિક દાનપ્રણાલિપરથી સાફ દીસી આવે છે. સં. ૧૯૫૮ માં મુંબઇમાં મહારૂદ્ર, વિષ્ણુયાગ તથા ગાયત્રી પુરશ્ચરણ, એમ ત્રણ યજ્ઞો કરી માધવબાગમાં શ્રીનાથજીની ધ્વજા ચડાવી જ્ઞાતિભોજન કર્યું હતું. આમાં આશરે રૂા. ૨૫૦૦૦ ) ખરચ્યા હતા. ત્ર્યંબક તીર્થસ્થાનમાં સાર્વજનિક ધર્મશાળા રૂા ૮૦૦૦૦ ) ના ખરચે પોતે બંધાવેલી તેમાં ૫૦૦ માણસ સુખપૂર્વક રહી શકે એવી સવડ માટે વાસણ બિછાના વગેરે સર્વ વસ્તુનો પ્રબંધ કરેલો છે. એ જ રીતે કાશીક્ષેત્રમાં રૂા. ૨૦૦૦૦ ) ના ખરચે ધર્મશાળા બંધાવી, કોઇ પણ વિદ્યાર્થીઓ કાશીમાં ભણવા આવે તેઓની ખોરાકી માટે અન્નક્ષેત્ર ઉઘાડી પૂરતો પ્રબંધ કર્યો છે; ઉપરાંત ગરીબ ગુરબાંઓને ચણા વગેરે આપવાનું ચાલુ કર્યું છે. અહીં એક દંડી સ્વામીને એકાદશીના ફળાહાર માટે માસિક રૂા. ૧૦ ) આપવાનુ પણ પોતે ચાલુ કર્યુ અને પોતાના દેહાન્ત બાદ અન્નક્ષેત્રને માસિક રૂા. ૧૦૦ ) તથા ગરીબોને માસિક રૂા. ૩૦ ) આપવાનું પોતાના વીલમાં લખી ગયા છે, તે પ્રમાણે ટ્રસ્ટીઓ સુંદર વ્યવસ્થા કરી રહ્યા છે. વિદેશી દવાઓના કરતાં દેશી વૈદાંના પોતે ચાહક હતા. તેથી લોહાણા તથા સારસ્વત ભાઇઓને મફત દેશી દવા આપવા માટે સં. ૧૯૬૦માં દરિયા-સ્થાનગલીમાંના પોતાના માળામાં દવાખાનું ખોલી ગયેલા, જે અદ્યાપિ ચાલુ છે. અનેકનાં દુઃખ નિર્વાણાર્થે ધનવર્ષા કરી આ પ્રભાવશળી પુરૂષનો અમરઆત્મા સં. ૧૯૬૬નો ભા-

દરવા શુદ ૧૨ના પ્રભુના પૂણ્યધામમાં પ્રયાણ કરી ગયો. અને જતાં જતાં પણ પૂણ્યવર્ષા ચાલુ રાખી ગયો છે. મૃત્યુની આગાહી થતાં પોતે વીલ કરી લીધું. જેમાં લોહાણા વિદ્યાર્થીઓને કાલેજમાં ભણવા માટે દર માસે રૂા. ૧૫) ની બે સ્કાલરશીપ આપવાનું લખી ગયા. લખપત અને મુંબઇમાં લોહાણાઓની ન્યાત તથા સારસ્વતોનાં ત્રણ માસ્તાન જમાડી દરેકને રૂા. ૧।=) દક્ષિણા આપવાનું લખી ગયા અને પોતાનાં કરીરોડ પરનાં તથા દરિયાસ્થાનગલીમાં આવેલાં મકાનોનાં ભાડાંનો વધારો થાય તો ગૌમાતાને મદદ આપવાનું ફરમાવી ગયા. દર બાર વર્ષે કુંભનો મેળો ભરાય ત્યારે ત્ર્યંબકમાં રૂા. ૩૦૦૦), પ્રયાગરાજમાં રૂા. ૩૦૦૦) તથા હરિદ્વારમાં રૂા. ૨૦૦૦) ખરચી સંતસાધુઓને દાળરોટી આપવાનું પણ વીલમાં જણાવી ગયા છે તે મુજબ ટ્રસ્ટીઓ વ્યવસ્થા કરી રહ્યા છે. દરિયાસ્થાન ગલીમાંના પોતાના મકાનમાં પહેલો માળ દવાખાના માટે અને ચોથામાળનું દીવાનખાનું પોતાના એક કુટુંબીને જીવનપર્યંત વગર ભાડે રહેવા પોતે આપી ગયા છે. ટ્રસ્ટીઓમાં શેઠ વલ્લભજીભાઈ રામજી મુંબઇમાં સ્વર્ગસ્થની મિલ્કતની કાળજીથી વ્યવસ્થા કરે છે, અને ભગત શ્યામજીભાઈ ઉમરશી (જેનો પરિચય ભક્તવિભાગમાં આપવામાં આવેલ છે) ત્ર્યંબક, કાશી તથા અન્યસ્થળે સ્વર્ગસ્થની ઇચ્છા મુજબની સુંદર વ્યવસ્થા કરે છે. આવા સત્યનિષ્ઠ ટ્રસ્ટીઓ પણ ખરા ધન્યવાદને પાત્ર લેખાય. ચરિત્રનાયકનું અસિમ ઉદારતાયુક્ત જીવન યથામતી વર્ણવ્યું. એમનો સ્વભાવ ઘણો જ માયાળુ, દયાળુ અને નમ્ર હતો. એમને ધર્મથી અધિક કંઇ જ વહાલું નહોતું. ધનનો સદ્વ્યય કરી એમણે જીવન ધન્ય કર્યું છે. પ્રભુ એમના પુણ્યાત્માને પરમ શાંતિ બક્ષે એ જ ખરા હૃદયની અભ્યર્થના !



# શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા (મુંબઈ)



શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા જે. પી. નો જન્મ કાઠિયાવાડના આટકોટ ગામમાં સંવત ૧૯૦૩ના શ્રાવણ શુદ ૩ ને દિવસે થયો હતો. એમના વડીલો સુખડનો વ્યાપાર કરતા હોવાથી તેમને સુખડવાળા તરીકે ઓળખવામાં આવે છે. તેમના બાપદાદા જૂની પદ્ધતિના વ્યાપારી હતા, તે વખતે સામાન્ય રીતે વ્યાપાર તરફ બહુધા લક્ષ અપાતું, અને પાશ્ચાત્ય વિદ્યા તરફ વધારે અભિરૂચી દર્શાવવામાં આવતી ન હતી, તો પણ શેઠ દામોદરદાસે ગુજરાતીનું સારૂં જ્ઞાન સંપાદન કર્યા ઉપરાંત અંગ્રેજી ભાષાનો પણ ઠીક અભ્યાસ કર્યો હતો, અને પાછળથી પોતાના યુરોપ તરફના પ્રવાસથી તેઓ અંગ્રેજી ભાષાપર સારો કાબુ મેળવી શક્યા હતા.



શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા.

શરૂઆતમાં તેમણે પોતાના બાપદાદાની માફક સુખડનો વ્યાપાર કરવા શરૂ કર્યો, પરંતુ પાછળથી રૂની દલાલી તરફ મન વળતાં તે ધંધાની શરૂઆત કરી હતી. અને તેમાં તેઓ આપબળથી વધીને લક્ષાધિપતિ થયા હતા, અને ખાનગી અને જાહેર મોટી મોટી ઉદાર સખાવતોથી એક મહાન પરગજુ પુરૂષ તરીકે આપણી તેમજ અન્ય જ્ઞાતિઓમાં પ્રસિદ્ધ થયા હતા. અનેક પેઢીઓમાં દલાલ તરીકે તેમણે વરસો સુધી કામ કર્યું હતું એટલુંજ નહિ પરંતુ કેટલીક જબરી પેઢીઓનું કામ પોતે એકલે હાથે કરતા હતા. અને તેથી એક ઉત્તમ ધંધાદારી માણસ તરીકે પણ એમણે સારી નામના મેળવી હતી. આહયાં લાખો રૂપીયાનો રૂનો વેપાર ચલાવતી જાપાની પેઢી મેસર્સ મીતસુઇ બુશાન

કયસા લીમીટેડ, મેસર્સ બ્રેડબરી બ્રેડીની કંપની વગેરે આગેવાન પેઢીઓ અને સંખ્યાબંધ મીલોના તે એકલા દલાલ હતા અને બહોળો ધંધો ચલાવતા હતા તે વ્યાપારીવર્ગે તે-ઓને કોલાબાની કૉટન એક્સચેંજની કંપનીના એક ડાયરેકટર નીમ્યા હતા. તેઓ સખ્ત મહેનત કરીને પૈસો પેદા કરતા હતા. પુષ્કળ ધન પ્રાપ્ત કરતા હતા પરંતુ જાણે તે બી-જાઓ માટે જ હોય એટલા બધા ઉદાર હાથે કોઇ પણ લોકહિતના કાર્યમાં દાન કરી દેતા. એ રીતે તેમણે લાખો રૂપીયાનાં દાનો કરેલાં છે. કેટલાંક કેળવણીખાતાં. પુસ્તકા-લયો તેઓએ સ્થાપેલાં છે અને ઘણાય વિદ્યાર્થીઓને કેળવણી લેવા માટે પુરતી મદદ આપી છે. મુંબઇમાં 'ધી પીપલ્સ ફ્રી રીડીંગરૂમ એન્ડ લાયબ્રેરી' એ એનો અતિ પ્રસિદ્ધ નમુનો છે. આ પુસ્તકાલય હંમેશને માટે આબાદ અને સંગીન સ્થિતિમાં ટકી શકે તેટલા માટે ચાર લાખ રૂપિયા જેટલી શાહી રકમ તેને માટે જૂદી કાઢી હતી. એ ઉપ-રાંત બ્રહ્મોસમાજને તેમણે લગભગ એક લાખ રૂપિયાની મદદ કરી છે. તેમ જ તારદેવ, મું-બઇ ખાતે આવેલી ધી દાદાભાઈ નવરોજી પ્રુઅર બોયઝ સેમીનરી એન્ડ લાયબ્રેરી; ડૉકટર ભંડારકર લાયબ્રેરી, માથેરાન ધી કરસનદાસ મુળજી લાયબ્રેરી, કરાંચી ધી જ્યોર્જ ક્લાર્ક રીડીંગ રૂમ, ભરૂચ લાયબ્રેરી, ભૂલેશ્વર ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક લાય-બ્રેરી વગેરે વગેરે ઘણાંએક ખાતાં મોટે ભાગે તેમને આભારી છે. માથેરાનમાં આગગાડી નહોતી ત્યારે મોટે ખરચે જાનવરો તથા રાહદારીઓને આગગાડી થયા પહેલાંના દિવસોમાં ચઢાણ પર ચઢતાં પડતી હાડમારીઓ દૂર કરવા આરામ લેવાનાં સ્થળો બંધાવ્યાં હતાં. વળી માથેરાનમાં તેમ જ મુંબઇ દરિયા કીનારે ઘણી જગ્યાએ તેમણે જાહેરપ્રજા માટે મોટા બાંકડા મૂકાવી આપ્યા હતા. મુંબઈમાં રાજા રામમોહનરાયના આશ્ર-મનું મકાન પ્રાર્થનાસમાજ મંદિર સાથે છે, તે તેમણે બંધાવી આપ્યું હતું, તથા બ્રીસ્ટલ ખાતે તે મહાપુરૂષની સમાધી પણ તેમણે બંધાવી હતી. કામા ઓરીયન્ટલ ઇન્સ્ટીટ્યુટને પણ તેઓએ પોતાની લાયબ્રેરીના નવા મકાનનો એક આખો માળ અને વીશ હજારની રકમ રોકડ આપ્યાં હતાં.

એમને પોતાને નામે તથા તેમના એક મિત્રને નામે મુંબઇમાં ધી બનાતવાળા અને સુખડવાળા લોહાણા ઓર્ફનેજ છે, તે ઉભી કરવાની હીલચાલ પ્રથમ તેમણે કરી હતી, અને તે કાર્ય સિદ્ધ કર્યાનું માન પણ તેમને જ છે. સ્વર્ગસ્થ શેઠ રતનશી કરમશી બનાતવાળા જે. પી. ના આગ્રહથી તેમણે તેમના નામની સાથે પોતાનું નામ જોડવા દી-ધું હતું; તે ઉપરાંત એ સંસ્થાને વધારે સંગીન પાયા ઉપર મૂકવાને સ્વ. શેઠ રતનશી ક-રમશીના સ્વ. ભાઈ મોતી કરમશીના મુંબઇમાં કુવા, તળાવ અથવા ધર્મશાળા બાંધવાને રૂા. ૩૫,૦૦૦) જૂદા કાઢેલા હતા, તે હાલના સમયમાં એવાં કામ પાછળ નાખવા બરોબર ઉપકારક નહિ જણાવાથી મુંબઈની હાઈકોર્ટમાં એ સંબંધે હીલચાલ કરી છેવટે તેઓ એ રકમ તે ઓર્ફનેજને અપાવવામાં સફળ થયા હતા. તે ઉપરાંત શેઠ નારાયણજી ઇભજી તથા મૂલચંદ મેઘજી લોહાણા હાયર એજ્યુકેશન બોર્ડીંગને પહેલી લોહાણા પરિષદ્ પ્ર-સંગે તેમણે રૂા. ૧૦૦૦૦ ) આપ્યા હતા. એ ઉપરાંત બીજા પણ તેમણે અનેક સાર્વ-જનિક કે ખાનગી પરોપકારનાં કાર્યો કરેલાં છે. તેમનાં આ કાર્યોની યાદી જોઇને તેઓને

માટે કોઈપણ લોહાણા બંધુ કે કોઈપણ હિંદી મગરૂર થયા વિના નહિ રહે.

તેઓ જેટલા સખાવતી હતા તેટલા જ જબરા સુધારક હતા. તેમણે બે વાર યુરોપ, અમેરીકા, ચીન, જાપાન વગેરે વગેરે પરદેશોમાં પ્રવાસ કર્યો હતો અને તે દ્વારા બહોળું જ્ઞાન સંપાદન કર્યું હતું, દક્ષિણ આફ્રિકાની લડાઈ વેળા તેમણે પોતાના તરફથી એક મેડીકલ મીશન રવાના કર્યું હતું. છેલ્લી બાલ્કનની લડાઇ વેળાએ તેમણે રેડ ક્રેસંટ મીશનની હીલચાલમાં આગેવાની ભર્યો ભાગ લઇ કેટલીક મદદ આપી હતી. અસ્પર્શ્ય વર્ગોના ઉદ્ધાર માટે મી. સીન્ડે વગેરે જે હીલચાલ કરતા હતા તેમાં તેમને તેમણે મોટી મોટી રકમો દાન આપી હતી. મુંબઈમાં પ્લેગના જબ્બર ફેલાવાના વખતમાં તેમની સેવા કોટ લત્તામાં એટલી બધી અમૂલ્ય ગણાઈ હતી કે અદ્યાપિ તેમના ઉપકાર તળે આવેલા તેમને વીસરી શક્યા નથી.

નામદાર સરકારે તેમને **જે. પી.** અને ઓનરરી મેજીસ્ટ્રેટ નીમ્યા હતા; તથા સખાવતી સેવાઓની તારીફ કરનારી સનંદ પણ અર્પણ કરી હતી. ઉપરાંત તેઓએ કેટલીક મોટી દેશસેવાઓ કરેલી તેની કદર બુજવાની સરકારે ઇચ્છા દર્શાવી પરંતુ સાદાઈને વધારે માન આપનાર તેમણે તે સ્વીકારવાની ઉપકાર સાથે ના પાડી.

તેમની પાછળ કાંઈ સંતતિ રહી નથી એ શોકની વાત છે, તેમને એક પુત્રી હતાં તે તેમની હયાતીમાં જ ગુજરી ગયાં છે; તેમનાં ધર્મપત્ની પણ કેટલાંક વર્ષોથી ગુજરી ગયેલા હોવા છતાં તેમણે ફરીથી લગ્ન કર્યું નહિ. ધન્ય છે એમની દૃઢ નિશ્ચયતાને !

હિંદના દાદા ડો. દાદાભાઈ નવરોજી, મરહુમ મી. કામા, મરહુમ મી. મલબારી તેમ જ વીલ્સન કોલેજના પ્રીન્સીપાલ ડો. મેકીકન વગેરે તેમના અંગત મિત્રો હતા.

મુંબઈમાં ભરાયલી પ્રથમ લોહાણા પરિષદ્‌ની સન્માનકારિણી સભાના તેઓ પ્રમુખ હતા. તેઓનું અવસાન ઇ. સ. ૧૯૧૩માં થયું હતું. પરમ કૃપાળુ પરમાત્મા તેમના આત્માને સદૈવ શાંતિ આપો.



સ્વ. શેઠ દામોદરદાસ હેમજી મજીઠીઆ



ગં. સ્વ. કાશીબ્હેન દામોદરદાસ હેમજી

# શેઠ દામોદરદાસ હેમજી મજીઠીઆ (ભાવનગર)



જેમ તલવારની કિમ્મત તેના મ્યાનથી નહિ પણ ધારથી થાય છે તેમ મનુષ્યની કિમ્મત તેણે કેટલું ધન મેળવ્યું તેના ઉપરથી નહિ પણ તેણે કેટલાં સારાં કામ કર્યાં તેના ઉપરથી અંકાય છે. લોહાણા જ્ઞાતિમાં સ્વજ્ઞાતિના ઉત્કર્ષ માટે જ જીવનને ઝુકાવનારા અનેક વીરલાઓની હરોળમાં શેઠ દામોદરદાસનું નામ પણ જીવત રહેશે.

સદ્દગત્ શેઠ દામોદરદાસનો જન્મ સંવત ૧૯૨૦ ની સાલમાં મુંબઇમાં થયો હતો. શેઠ દામોદરદાસનાં જીવનમાં જે જે ઉમદા ગુણો ખીલી નીકળ્યા હતા તે તેમનાં ગુણ-મૂર્તિરૂપ માતા પિતાનાં જીવનમાંથી મળેલો વારસો હતો. એમના પિતા હેમજીભાઇ ઝીણા મુંબઇમાં પ્રથમ વહાણોની દલાલી કરતા. વખત જતાં તેમણે એ ધંધાની ભારે ખીલવટ કરી અને સાત સાત વહાણોના પોતે માલિક બન્યા. થોડું ભણ્યા છતાં વ્યાપારમા એકાગ્ર બુદ્ધિ રાખવાથી ખરેખર માણસ બહુ લાભ મેળવી શકે છે. આપણા ચરિત્રનાયક પણ થોડું ગુજરાતી અને અંગ્રેજી ભણ્યા હતા. અને પછી પિતાના ધંધામાં મન પરોવી મંડયા હતા. એ રીતે બધું કામ પોતાને માથે ઉપાડી લઈ પિતાને શીરેથી બોજો હલકો કર્યો હતો. પોતાના ધધામાં પુત્રને પાવરધો કર્યા પછી હેમજીભાઈ સ્વર્ગવાસી થયા. એટલે હવે અનુભવી પિતાની સલાહ મળતી બધ થઈ. છતાં સાહસિક પિતાના આ બાહોશ પુત્રે હીમત નહિ હારતાં પોતાની બધીએ શકિતઓ એ ધંધામાં વાપરી.

"સતત્ ઉદ્યોગ એ સદ્દભાગ્યની ચાવી છે" એ સુત્રાનુસાર પિતાના મરણ પછી દામોદરદાસ આ ઉદ્યોગમાં ઘણો સુંદર લાભ મેળવી શકયા. ત્યાર પછી તેમનાં ગુણમયી માતાનો પણ સ્વર્ગવાસ થયો. એટલે દામોદરભાઇ સંસારભવાટવીમાં માબાપ વિહોણા થઇ ગયા.

પિતાનું સર્વ બીઝનેસ હાથ કર્યા પછી યોગ્ય ઉમરે તેમનાં લગ્ન થયાં હતાં. પણ થોડાં જ વર્ષ બાદ તેમની પત્નીનો પણ સ્વર્ગવાસ થવાથી તેમણે લાખણકા ગામમાં શેઠ નથુ ભાવજીની સુશિક્ષિત પુત્રી કાશીબાઇ વેરે પુનર્લગ્ન કર્યું.

ઘણીવાર પોતે સ્વમુખેથી કહેતા કે "સ્ત્રી યા પુરૂષને પરણવાનો અધિકાર તો એક વખત જ છે. વિધુર પુરૂષે વિધવા સાથે પુનર્લગ્ન કરવાથી જ સામાજિક પવિત્રતા જળવાય છે," પોતે જે પ્રમાણે બોલતા તે પ્રમાણે વર્તી પણ શકતા હતા. દામોદરદાસભાઇ શ્રીમંત તેમ જ યુવાન હતા, એટલે જો ધારત તો બાર તેર વર્ષની કન્યાસાથે લગ્ન કરી શકત, પણ નહિ; આવા પુરૂષો પોતાની તરંગી લાલસાઓ અને કાલ્પનિક સુખની ભ્રમણાઓમાં પોતાના આદર્શને અળગો કરતા નથી. એટલે આ વિધવાબાઈ સાથેનાં પુનર્લગ્નથી પણ તેમનો સંસાર સુખરૂપ નીવડયો. શેઠ દામોદરભાઈના નશીબમાં સંતાનનું સુખ નહોતું. તેમનાં પત્ની કાશીબાઈ સાધારણ ગુજરાતી જાણતાં હતાં, પણ સુધારક પતિના સહવાસે તે આગળ શીખી શકયાં હતાં. કેળવણીના ફાયદા બન્ને જાણતાં હતાં એટલે જ્ઞાતિનાં બાળકોને વિદ્યાદાન મળે તેવા પ્રયાસો કરવા પોતે સદાય ઉત્સુક રહેતાં. તેમનો જ્ઞાતિપ્રેમ અજબ હતો. ઘોઘારી લોહાણા મિત્ર મંડળના મૂળ સ્થાપક તેઓ હતા. તેમની સંસ્કારી સલાહ

સામાના હૃદયમાં સચોટ અસર કરતી હતી. ધોઘારી જ્ઞાતિના કુલ વહીવટનો હિસાબ ચરિત્રનાયકના હાથમાં હતો. જ્ઞાતિના ગમે તેવા કામમાં પણ પોતે કદાપિ કંટાળો દર્શાવતા નહિ. આજે તે પ્રમાણિકતાની પ્રતિમા આપણી વચ્ચેથી અદૃશ્ય થઈ છે છતાં સદાય જીવંત જ છે. પોતે વૈષ્ણવ ધર્મના ચુસ્ત અનુયાયી હતા. તેમનું વાંચન વિશાળ હતું. ભાવનગરમાં લાયબ્રેરી સ્થાપવા પોતે ઘણાં પુસ્તકો આપી તે ચાલુ કરાવી હતી. સાધુ સંતોમાં તેમને બહુ પ્રીતિ હતી. કાશીક્ષેત્રમાં રૂા. ૪૦૦૦) ખરચીને સંન્યાસીઓને ભણવા માટે પાઠશાળા બંધાવી આપી હતી. પોતાનો વહાણનો ધંધો હતો એટલે ખારવાઓની માગણીથી બીલીમોરા પાસે તેમનાં ગામ મટવાડમાં તેમનાં ધર્મમંદિરનો જીર્ણોદ્ધાર કરાવવા તથા મંદિર બંધાવવા રૂા. ૧૨૦૦) તેઓશ્રીએ આપી પોતાની સર્વ ધર્મ પ્રતિની સમાન વૃતિની ખાત્રી કરી આપી હતી.

પહેલાંના માણસો જાહેર સખાવત કરતાં ગુપ્તદાન વધુ કરતાં હતાં તેથી તેની સંપૂર્ણ હકીકત તો મેળવી ન શકાય પણ જે મળે તેમાં જ સંતોષ માનવો રહ્યો.

ભાવનગરમાં હેમા ઝીણાના ડેલાનું ભાડું આવતું તેમાંથી સાધુ સંતોને સદાવ્રત આપવામાં આવતું હતું. તેમની સ્વાર્થ રહિત જ્ઞાતિસેવા ઘોઘારીઓના હૃદયમાંથી કદાપિ ભુંસાશે નહિ. પોતે ઘણીવાર કહેતા કે "સખાવત વગરની સંપત્તિ તે ચૈતન્ય વગરના દેહ જેવી નિર્માલ્ય છે" આ રીતે પોતાના જીવનથી અનેકને લાભ આપી પોતાનું કર્તવ્ય સંકેલી આ નિરાભિમાની મૂર્તિએ મૃત્યુલોકમાંથી પ્રયાણ કર્યું. પોતે પોતાના વ્યાપાર ધંધાની પ્રવૃત્તિ છોડી જ્ઞાતિસેવામાં જીવન વિતાવવા માટે ભાવનગરમાં આવી રહ્યા, તેવામાં ત્યાં અચાનક પક્ષાઘાતના રોગથી ત્રણ દિવસની બીમારી ભોગવી આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા. ને માત્ર પોતાના ગુણોની સુવાસ અવશેષમાં રાખી ગયા, અને ગરીબડાં કાશીબેનને ગંગાસ્વરૂપ બનાવી ગયા. ચાર વર્ષ જેટલા ટુંક અરસાની પતિની સહચરી બની રહેલાં બેન કાશીબાઇ પર વૈધવ્યનો આ અસહ્ય ઘા પડ્યો. પણ દરેક સમયમાં પ્રભુ તે તે જીવોને ખમવાની શક્તિ આપે છે, એ નિયમે બેન કાશીબાઇ પણ આંસુ ઢાળીને બેસી નહિ રહેતાં પતિની ઇચ્છાને અનુસરી તેનું સત્ય શ્રાદ્ધ કરવામાં જ રક્ત રહ્યાં છે. કેળવણી તરફ પતિની અનહદ અભિરૂચી તેમણે જોઇ હતી. એટલે તેમનું નામ સદાય અમ્મર કરવા માટે રૂા. ૧૦૦૦૦) ની રકમ કાઢી આપી પતિના નામે ભાવનગરમાં બોર્ડીંગની સ્થાપના કરી, જે અત્યારે "સ્વ. દામોદર હેમજી બોર્ડીંગ" ના નામે સુંદર રીતે ચાલે છે. રૂા. ૧૦૫૦) રોકડા આપીને પ્રથમ તેની શરૂઆત કરેલી પછી હેમા ઝીણાના વિશાળ ડેલામાંથી સાત મકાનો તેને અર્પણ કર્યાં. પતિને માટે તેના પછવાડે પોતાનું સર્વસ્વ અર્પણ કરનારી સ્ત્રીઓમાં બેન કાશીબાઈનું નામ અને કામ પણ સદાય જીવંત રહેવાનું. પોતે ઘણાં ઉદાર હૃદયનાં છે, એમના ભત્રિજા રતીલાલભાઇ હંમેશાં શેઠ દામોદરદાસને પિતા તરીકે સત્કારતા હતા; અને હજુપણ કાકીની સારી સેવા કરી રહ્યા છે. આવા ભત્રિજાઓ પણ દેવદુર્લભ હોય છે. છેવટે આપણે પ્રભુ પાસે એટલું જ માગીએ કે તેઓ બેન કાશીબાઈને વધુને વધુ સદ્‌ગુણો આપે અને જ્ઞાતિની બહેનોની સ્થિતિ સુધારવાનું પણ અમોઘ બળ આપે.



પૃષ્ઠ ૧૨૭ સામે



સ્વ. શેઠ અમરશીભાઇ કાનજી સામાણી.

# શેઠ અમરશીભાઈ કાનજી સામાણી (મુંબઈ)



તાત્વિક દૃષ્ટિએ જોનારો વર્ગ કહે છે કે જીંદગી એટલે આત્મદર્શનનું સાધન. જ્યારે સર્વમાન્ય દૃષ્ટિએ જોનારાઓ કહે છે કે જીંદગી એટલે ઉત્તમ મધ્યમ અને કનિષ્ટ ઘટનાઓની હારમાળા. હવે જેઓનાં જીવનમાં પહેલી બે ઘટનાઓની વિશેષતા હોય તે જીવન જનસમાજની ભાવિપ્રજાને ઉજ્વળ દિશા બતાવવાને લાયક ઠરે છે. આવી જ કેટલીક સુંદર ઘટનાઓથી અલંકૃત થયેલું શેઠ અમરશીભાઈનું જીવન જનતામાં અવનવી દઢતા પ્રેરશે

શેઠ અમરશીભાઈનો જન્મ સંવત ૧૯૨૬ ની સાલમાં ભીમડીમાં થયો હતો. એમના વડીલો મૂળ કલ્યાણપરના વતની હતા. પણ લાંબા વખતથી બે ત્રણ પેઢી પહેલાં તેઓ ભીમડી-કલ્યાણીમાં આવી વસ્યા હતા. ચરિત્રનાયકના જન્મ વખતે વડીલો ભીમડી કલ્યાણીના ઉપરનાં ગામમાં સાધારણ કાપડનું બીઝનેસ કરતા.

ચરિત્રનાયકનાં માતુશ્રી ભાણીબાઈ બહુ જ મહેનતુ, નિખાલસ હૃદયનાં, દયાળુ અને ધાર્મિકવૃત્તિનાં હતાં. એટલે એ સંસ્કારો પોતે પોતાના બાળકોમાં પણ ઉતાર્યા હતા. આ મમતાળુ માતા શેઠ અમરશીભાઈને ૧૨ વર્ષના મૂકી દેવ થયાં હતાં. એ વખતના જમાના અનુસાર આ ચરિત્રનાયક જરૂરજોગું ગુજરાતી શીખી પિતાના વ્યાપારની લાઈનમાં જોડાયા. એમના નાનાભાઈ મોરારજીભાઈ પણ મામાને ત્યાં ચાર ચોપડી ભણી ઉપરોક્ત લાઇનમાં લાગ્યા. માતાના દેહાવસાન વેળાએ મોરારજીભાઈ માત્ર ૪ વર્ષના જ હતા. છતાં કાળજીવાન પિતાએ માતાની ખોટ વધુ જણાવા દીધી નહોતી. તેઓ ભીમડી કલ્યાણીના ઉપર ગામડાંઓમાં ખેતિ ઉપરાંત કાપડનો વેપાર કરતા. અને સુખપૂર્વક બન્ને પુત્રોનુ પાલનપોષણ કરી પોતાની લાઈનમાં પ્રવિણ બનાવતા હતા. ઠીક ઠીક અનુભવ લીધા પછી બન્ને ભાઈઓ સં. ૧૯૪૯ માં મુંબઈ આવ્યા. થોડા સમય શેઠ કાલીદાસભાઈ જુડાને ત્યાં નોકરીમાં ખુબ અનુભવ લઈ પછી સ્વતંત્ર ધંધાની શરૂઆત કરી. સતત ઉદ્યોગ અને પ્રમાણિકતા એ સદ્‌ભાગ્યની ચાવી છે એ સુત્રને અનુસરી રામ લક્ષ્મણની જોડી સમા આ બન્ને ભાઈઓએ એકાગ્રતાથી-ખંતથી આ ઉદ્યોગમાં એટલી હદ સુધી સફળતા મેળવી કે મૂળજી જેઠા કાપડ મારકેટમાં અમરશી શેઠ 'ફેન્સી ચેક'ના રાજા ગણાવા લાગ્યા ! અને સારામાં સારા વ્યાપારીની કક્ષામાં પોતે આવી શકયા. તેમ જ આમ જનોમાં પણ પ્રતિષ્ઠા વધી. ભાગ્યરેખા વધુ ઝળકતાં સં. ૧૯૬૩ ની સાલમાં એમને અલ્બીન્સ્ટન મીલના કાપડની એજન્સી પણ મળી. આ રીતે બન્ને પુત્રો વ્યાપારીકળામાં પાવરધા થઈ ગયા ત્યાર પછી એમના ભાગ્યવાન પિતા કાનજીભાઈએ સ્વર્ગગમન કર્યું. પુત્રોને પોતપોતાના પગપર ઉભા રહેવા માટે લાયક બનાવી સં ૧૯૬૪ ની સાલમાં મૃત્યુની ગાઢ નિદ્રામાં હંમેશને માટે પોઢયા. શેઠ કાનજીભાઈ પોતે અડગ નિશ્ચયી અને મમતાળુ સ્વભાવના સજ્જન પુરૂષ હતા. બન્ને પુત્રોમાં જે જે ઉમદા ગુણો ખીલ્યા તે બધો પિતા તરફથી મળેલો ગુણ વારસો જ સમજવો. આજે

આપણે જે ચરિત્રનાયકની જીવનમાળા ગુંથીએ છીએ તે પણ અત્યારે આપણી સમક્ષ નથી. છતાં પોતાનાં ઉમદા કામોથી તેઓ અમ્મર રહ્યા છે અને સૌને અનુકરણીય થઇ ગયા છે. ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ સંતોષભર્યો હતો. પ્રથમ પત્નીથી સંતાન પ્રાપ્તિ નહિ થતાં બીજી પત્ની કરવા માટે ઘણાં કુટુંબી જનોએ દબાણ કરવા માંડયું. પરંતુ "પૂ" નામનાં નરકમાંથી પુત્ર વગર કોઈ તારી શકે નહિ એવી માન્યતાવાળાઓ પ્રતિ શેઠ અમરશીભાઇનો આ જ જવાબ હતો કે "મને પુત્ર આપવો હોય તો પ્રભુ આ પત્નીથી જ આપે. એકપર બીજી સ્ત્રી કરવાની મારી ઇચ્છા નથી તેથી હું કબુલાત આપી શકું જ નહિ." અહીં ચરિત્રનાયકની દૃઢતા અને સંયમની શાખ દિસી આવે છે. આજકાલનો શ્રીમન્ત વર્ગ એકને બદલે પાંચ પાંચ સ્ત્રીઓ કરનારો છે તેઓ બધા આવા સંયમી પુરૂષોનાં જીવનમાંથી શીખે તો સારૂં.

ચરિત્રનાયક પોતે શ્રીમંતાઇને વર્યા છતાં એ ધનના ગુલામ પોતે બન્યા નહિ. પણ તેનો સરસમાં સરસ ઉપયોગ કરી બતાવ્યો છે. એમની ગુપ્ત સખાવતોનો સરવાળો મળી શકયો નથી, માત્ર જાહેર થયેલી સખાવતોની જ અત્રે નોંધ લઈ સંતોષ માનવો પડે છે. સહાયની આશાએ આવેલો કોઈ પણ વિદ્યાર્થી અથવા તો કોઈ ગરીબ માણસ પણ એમની પાસેથી નિરાશ થઇને કદિ જવા પામતો નહિ. પોતે વધુ ભણેલા નહિ છતાં વિદ્યાપ્રતિ એમનો ભાવ જબરો હતો. જ્ઞાતિના વિદ્વાનો અને વિદ્યાર્થીઓને પોતે ઉલટથી આર્થિક સહાય આપી ઉત્તેજતા. એટલેથી જ નહિ વિરમતાં હાલમાં "હાલાઇ લોહાણા બાળાશ્રમની" જે સુન્દર સંસ્થા ચાલતી જોઇએ છીએ એ એમની વિદ્યા પ્રતિની અભિરૂચીનો સંપૂર્ણ દાખલો છે. પોતે તેમાં રૂા. ૨૧૦૦૦) જેવડી નાદર રકમ આપી પોતાનું નામ જોડયું છે. અને પછી ફંડને આગળ વધારી પોણા લાખ જેટલી રકમ એકઠી કરી સંસ્થાને દીર્ઘાયુષી બનાવી છે. અત્યારે કાળજીવાન સંચાલકોને હાથે સુંદર વ્યવસ્થા થાય છે અને ૭૫) જ્ઞાતિ બાળકો તેમાં અભ્યાસ કરે છે.

સાત્વિક વૃત્તિના દાનવીર પુરૂષોને કયાં તેની જરૂર છે એ સાધારણ પ્રસંગથી સમજાઇ જાય છે. આવી ઘટના આપણે અહીં પણ જોઇ શકીશું. પંઢરપુરમાં દર વર્ષે વિઠ્ઠલનાથજીની મોટી યાત્રા ભરાય છે. ત્યાં એક વખત અમરશીભાઇ પણ ગયેલા. અને વિશ્રામસ્થાન વગર યાત્રાળુઓને હાડમારી પડતી પોતે નજરે જોઈ તુરત જ મનમાં સંકલ્પ કરી ૧૨૦૦ વાર જેટલી વિશાળ જગ્યા લઇ રૂા. ૬૦૦૦૦)નાં ખરચે ભવ્ય મકાન બંધાવી, "વિશ્રામસ્થાન" તરીકે ખુલ્લું મૂકયું. સં ૧૯૭૬ માં તેનું વાસ્તુ સરસ સમારંભથી પોતે પોતાને હાથે કર્યું હતું. અને આ મકાનની વ્યવસ્થા એવી કરી કે તેનો એક ભાગ ઉચ્ચ વર્ણનાં હિન્દુઓ માટે આપી ચીઠ્ઠી લેવાની, અને બીજો ભાગ જાતિભેદ વગર સર્વને વાપરવા માટે આપવો. આ વર્ગ કંઇપણ પ્રત્યવાય વગર તેનો લાભ લેછે. ચંદ્ર અને પૃથ્વી પણ ગતિમાન છે. રાત્રિ પડે છે અને દિવસ આવે છે. એ પ્રમાણે સંસાર ચક્રની ઘટમાળમાં પણ આવાગમનનો નિયમ ચાલુ છે. આ નિયમને સ્વિકારી સં ૧૯૭૭ ની સાલમાં આપણા ચરિત્રનાયકે પણ મૃત્યુલોકમાંથી પ્રયાણ કરી પોતાના ઉજ્વળ કૃત્યોના પ્રતાપથી સ્વર્ગનું સુખ લેવાનું પસંદ કર્યું. લોહાણા જ્ઞાતિનો આ સખાવતી સ્થંભ તૂટયો ! એટલે સ્વાભાવિક રીતે જ આશ્રિતોને રડાવ્યાં, પણ પોતાની કૃત્તિઓથી

સદાય જીવંત રહી ગયા ! પોતે પુત્રસુખથી વંચિત હતા તે માટે કદી પણ ગ્લાની કરી નહિ પણ પોતે સ્થાપેલાં 'બાળાશ્રમ' નાં બાળકોપ્રતિ પિતાતુલ્ય વહાલ રાખતા. એમની દીર્ઘદૃષ્ટિ વિચારવા જેવી છે. **સામાણી** કુટુંબના ગરીબ ભાઈઓને મદદ આપવા માટે પોતે અમુક રકમ જુદી કાઢી ગયા છે એવું જાણવામાં આવ્યું છે. કુટુંબસેવાનો આ અચ્છો નમુનો ! કાપડ મારકેટમાં નોકરોને પગારથી પણ દોઢગણાં બોનસ જો કોઈએ આપ્યાં હોય તો તે **અ**મરશીભાઈએ જ ! પોતે પોતાના હાથ નીચેનાં માણસોની સ્થિતિ સુધારવાની ખુબ કાળજી રાખતા. એટલું જ નહિ પણ પોતાના પુત્રવત્ તેઓને પોતે ચહાતા. ચાલુ-યુગના શ્રીમંતો પોતાના નોકરીઆત માણસને તુચ્છ ગણી ધુતકારે છે તેઓએ પણ **અ**-મરશીભાઇના જીવનમાંથી શીખવાનું છે. જ્ઞાતિનું ગૌરવ એમનામાં મહાન હતું. પોતે સાદા અને ઓછી જરૂરિયાતવાળા સરળહૃદયી પુરૂષ હતા. ચરિત્રનાયકનાં સુન્દર કાર્યોમાં ઉમેરો કરવા એમના નાનાભાઈ **મો**રારજીભાઇ હાલ વિદ્યમાન છે. એ પણ **અમ**રશીભાઇના જેવા જ લાગણીવાળા સજ્જન પુરૂષ છે. વડીલભાઇના પોતે પુરેપુરા ભક્ત છે, એમને પણ હજુ કંઈ સંતાન નથી છતાંય બીજી ત્રીજી સ્ત્રી કરવાનાં વલખાં નહિ મારતાં "પ્રભુનો નિયમ પ્રભુ જ જાણે" એવા નિશ્ચય કરી કુટુંબનાં બાળકો પ્રતિ પોતે વાત્સલ્યભાવ દર્શાવે છે.

એમનો ગૃહસ્થાશ્રમ પણ સુખી છે. **મો**રારજીભાઇ વધુ ભણ્યા નથી છતાં વિદ્યાવૃદ્ધિનાં કાર્યોમાં યોગ્ય મદદ આપવાનું ચુકતા નથી. સાહિત્યસેવકોને યોગ્ય સહાય આપી એમનાં કાર્યોને અધિક ખીલવવા વેગ આપે છે.

પ્રભુ એમને દીર્ઘાયુષી કરે અને અનેક ઉમદા કામો એમના હાથે કરાવે એવું ઇચ્છીશું.



# શેઠ મેઘજીભાઇ મનજી દામજી (કલકત્તા)



પ્રભુની લીલાભૂમીરૂપ આ જગતવાડીમાં માનવી-કુસુમો ઋણાનુબંધે કુટુંબ કિલ્લાઓ બાંધી રહેલાં દૃશ્ય આંખે જોઇ શકાય છે. સૌ કોઇ સુખને ચાહે છે, દુઃખને પરહરે છે. પરંતુ દુઃખ એ કેવી ઉપયોગી વસ્તુ છે, અને તેથી નીતિ, ચારિત્ર્ય, અને મનોબળ કેટલું બધું કેળવાય છે તેનો વિચાર બહુ ઓછા માણસો કરે છે. ભણેલી દુનિયાનો મોટો ભાગ એવો છે કે જેઓ આધિભૌતિક, આધિદૈવીક દુઃખોમાં પણ ગભરાઇ વખતે જીંદગીથી કંટાળી આત્મઘાત સુદ્ધાં કરી બેસે છે. આવાઓ કરતાં ઓછો ભણેલો ભાગ દુઃખો ખમવામાં અને ચારિત્ર્ય કેળવવામાં વધુ મનોબળ ધરાવે છે એવું બહુ સ્થળોએ જોવામાં આવે છે. અહીં અમે એવી કુટુંબ સંસ્થાના એક નબીરાની અત્રે સંક્ષેપ જીવન-રેખા દોરીએ છીએ. એમનું જીવનવ્રત નબળાને બળ, દુઃખીને ધીરજ અને અશ્રદ્ધાળુને સન્માર્ગે દોરે એવું છે.

આ ચરિત્રનાયક શેઠ મેઘજી ભાઇનો જન્મ વડીલોના મૂળ વતન કચ્છ-ભુજમાં સંવત ૧૯૪૧ ની સાલમાં થયો હતો. પ્રથમ વડીલોની આર્થિક દશા સારી હતી, તેઓ અનાજનો બહોળો વેપાર ખેડતા હતા. બચરવાલ થયા પછી મેઘજીભાઇના પિતા મનજી-ભાઇ પોતાના ચાર ભાઇઓથી વિભકત થયા હતા અને સ્વતંત્ર ધંધે લાગવાની શરૂઆત કરી હતી. તે સમયે ત્યાં કેમ્પમાં બ્રીટિશ લશ્કર રહેતું. તેમને ધીરધારનો ધંધો ચાર વર્ષ મનજીભાઇએ ચલાવ્યો પરંતુ રેસીડેન્સી ઉપડી જતાં ૧૧૦૦૦) કોરી પલટન વાળાઓ પાસે લહેણી રહી ગઇ જેથી આર્થિક સ્થિતિ તંગ થઇ ગઈ. પ્રભુઇચ્છા સમજી નવો પુરૂષાર્થ શોધવા પ્રયાસ કર્યો. સં ૧૯૪૯ માં ૧૩ વર્ષના પુત્ર હંસરાજને સાથે લઇ પિતા મનજીભાઇ કચ્છ છોડી કટક આવ્યા; પણ અહીંથી પૈસા ખૂટતાં રૂ. ૨૫) એક મિસ્ત્રી પાસેથી અંગ ઉધાર લઇ બન્ને ઝરીઆ આવ્યા. અહીં એક મિસ્ત્રી પાસેથી રૂ. ૨૦૦) ની મદદ લઇ તેના કામદારવર્ગને અનાજ વગેરે ઉપયોગી વસ્તુઓ પૂરી પાડવા માટે દુકાન ખોલી, તેમાં કરકસરથી ૭ માસમાં રૂ. ૭૦૦) બચાવી કુટુંબને પોતા પાસે બોલાવી લીધું. આ વખતે આપણા ચરિત્રનાયક મેઘજીભાઈ ૮-૯ વર્ષના હતા. ઘરમાં ગરીબી અને ૭ સાત માણસનું પોષણ કરવાનું એટલે સ્કૂલમાં ભણવાનો અવકાશ તેમને મળ્યો નહોતો. માત્ર અનુભવથી પોતે અંગ્રેજી ગુજરાતી વગેરે સારૂં શીખી ગયા હતા અને ઉપયોગી લેખો પણ લખી શકતા હતા. સહનશીલ, ટેકી અને એકવચની માબાપની છાંયા નીચે ઉછરી પોતે આ ત્રણ ગુણો પોતાના કરી લીધા હતા. અહીં મિસ્ત્રીનું કામ બંધ થતાં તેના કામદારોની ઘરાકી ગઈ તેથી સં. ૧૯૫૦ માં પ્રધાનખુટા આવ્યા. ત્યાં પણ એ જ રીતે કામ પૂરૂં થતાં કુસુન્ડામાં આવ્યા. અહીં પણ ઝરીઆની જેમ મિસ્ત્રીનાં માણસોને રાશન આપવા દુકાન કરી અને ઘાસનાં ઝુંપડાં બાંધી રહ્યા, પણ વિધિનું

ખફાખંજર અહીં પણ આગળને આગળ જ હતું. મિસ્ત્રીલેનમાં આગ લાગી એટલે ઝુંપડા વગેરે બધું બળીને ખાખ થઈ ગયું. પિતા મનજીભાઇ પ્રભુ કૃપાએ એક ચોપડો અને બાલબચ્ચાંને સંભાળી બહાર નીકળ્યા. મોટો પુત્ર હંસરાજ રાણીગંજ માલ ભરવા ગયેલો તેમણે પણ કોઇ કુદરતી સંકેતથી ચેતી વધુ માલ નહિ લેતા માત્ર અનાજ વગેરે થોડું ખરીદ્યું. આવીને જુએ છે તો માતાપિતા અને ભાંડરૂઓ ઝાડને આશ્રયે રહ્યાં છે ! અહીંથી પાછાં પ્રારબ્ધને સાથે લઈ શીયાગુજરીમાં આવ્યા. અહીં રૂા. ૨૦) ના માસિક પગારે મનજીભાઇએ નોકરી લીધી. હવા ખરાબ હોવાથી ઘરનાં બધાં બીમાર પડયા છતાં રૂા. ૨૦) માં ૭ માણસનું ગુજરાન આ કુટુંબ ચલાવી લેતું હતું. એ તેઓની ધીરજની અવધિ બતાવે છે. સમયની બારીકી જોઇ વડા પુત્ર હંસરાજ ભાઇએ ઝરીઆના પાસે એક કોલસાની ખાણમાં રૂા. ૧૦) ના પગારે નોકરી લીધી. આમ પિતાપુત્રના મળી રૂા. ૩૦–૩૫ આવવા લાગ્યા. બે વર્ષ આમ અસહ્ય લીલી સૂકી જોયા પછી સં. ૧૯૫૧માં કલકત્તા આવ્યા. કંઈ દાગીના હતા તે ગીરો મૂકી ગાડીનો નૂર આપ્યો. અહીં આવી સહનશીલતાની સાક્ષાત પ્રતિમારૂપ આપણા ચારિત્રનાયક મેઘજીભાઈને એક વેપારી પેઢીપર કામ કરવા - શીખવા માટે ગોઠવ્યા. તે વખતે તેમની ઉમ્મર માત્ર ૧૦ વર્ષની હતી.

નશીબ કોઇ રીતે ચાનસ આપે તો આ સુદામાની સ્થિતિ દૂર થાય એવું વિચારી પિતા મનજીભાઇએ વરસાદનો સટ્ટો કર્યો. એટલે ઉલટું જે કંઇ પાંચ પચીસનો માલ હતો તે પણ ગયો ! જ્યારે સંકટ આવે છે ત્યારે સામટું આવે છે. હવે દરદાગીનો પણ ન રહ્યો, વળી ૭ માણસનું ગુજરાન કરવું રહ્યું, એટલે વળી એક બ્હોરાની નોકરી સ્વીકારી. બ્હોરો શેઠ પણ એવો મળ્યો કે એક દિવસ ગેરહાજર રહે તો પગાર કાપી લે ! ઘણી જ કરકસરથી રહેવા છતાં પણ મહીનામાં ૪–૬ દિવસ તો આ કુટુંબને ચણા મમરા ખાઈને રહેવું પડતું હતું. ત્યાર પછી બાળક મેઘજીભાઈને માસિક રૂા. ૮) ના પગારે એક કાપડની દુકાને રાખ્યા અને પિતાએ રૂા. ૩૦) ની બીજી નોકરી લીધી. હંસરાજભાઇ પરચુરણ માલની ફેરીમાંથી દરરોજ ૧૨ આના પેદા કરવા લાગ્યા. આ વખતે એક ભાટીઆ ગૃહસ્થે આ કુટુંબની ગરીબી જોઈ આપણા ચરિત્રનાયકને પોતા પાસે રાખી લેવાની માગણી કરી, પરંતુ અડગ ટેકી મનજીભાઇએ નમ્રતાપૂર્વક તે વાતનો અસ્વીકાર કર્યો અને વાર્ષિક રૂા. ૬૦ ના પગારે ચરિત્રનાયકને કલીકટ મોકલ્યા. અહીં એક વર્ષ અનુભવ લઈ મુસ્કેલીઓમાં રીઢા થઈ પોતે પાછા કલકત્તામાં આવી ચોખાની દલાલી કરવા લાગ્યા. અને તેમાં રૂા. ૪૦–૪૫ પેદા કરતા હતા. એમ બધા મળી રૂા. ૧૦૦) ની માસિક આવક થઈ પરંતુ પોતાને નાનપણથી જ ગરીબીમાં ખોરાક પૂરતો નહિ મળવાથી શરીરને ઘસારો પહોંચ્યો અને પરિણામે ક્ષય રોગના અસર લાગુ થઇ. આથી હવાફેર માટે પોતે જન્મભૂમિમાં એકલા આવ્યા.

જન્મભૂમિ કચ્છમાં પણ પોતે નવરા બેસી નહિ રહેતાં ૭ા કોરીના માસિક પગારે શિક્ષકનો ધંધો સ્વીકાર્યો, પણ તેથી કંઇ વળ્યું નહિ એટલે વળી ચણા મમરાની ફેરી કરી માસિક ૩૦–૪૦ કોરી પેદા કરવા લાગ્યા. જન્મથી જ તેમનું શરીર તો નબળું હતું. છતાં હૃદયબળથી સ્વાવલંબન છોડતા નહિ. પિતાજીની એવી પ્રતિજ્ઞા હતી કે દેશનું બધું કરજ નહિ ભરાય ત્યાં સુધી દેશમાં જવું નહિ. કેટલાક સમય પછી મોટા ભાઇ હંસરાજભાઇએ કલકત્તામાં

હેરીસન રોડ ઉપર નાને પાયે દુકાન કરી, ધીમે ધીમે સારો વકરો થતો ગયો. અને મેઘજી-ભાઈએ પણ દેશમાંથી પાછા ત્યાં જઇને દલાલીનો ધંધો લીધો. તેમાં પોતે આવડત બળે સારૂં ચાન્સ મેળવ્યું. અને પિતાને જોઇતું ધન આપી કરજમુક્ત થવા માટે દેશમાં મોકલ્યા. હાથ પગ જોડીને જેઓ બેસે છે તેને પ્રારબ્ધ ચાન્સ નથી આપતું પણ પુરૂષાર્થમાં રત્ત રહે તો જરૂર તેનો બદલો મેળવી લેવાય છે. એ દાખલો આ ઉપરથી પુરવાર થાય છે. પ્રભુની કૃપા ઉતરતાં પિતા મનજીભાઇએ દેશમાં આવી ૪–૫ હજાર કોરીનું કરજ લેણદારોને ઘેરે જઇને ભરપાઈ કરી આપ્યું. નિષ્કપટી અને નીતિમાન સજ્જનોના સ્વભાવની આ ખુબી કહેવાય. પછીથી આ વૃદ્ધ પિતાને વિશ્રાન્તીનો સમય પ્રભુએ આપ્યો હતો. બે વર્ષ પ્રભુભજન કીર્તનમાં ગાળી ચરિત્રનાયકના એ પુરૂપાર્થી પિતાએ સં. ૧૯૬૧માં સ્વર્ગ-ગમન કર્યું હતું.

પિતાની ટેક, પિતાની હિંમત અને પિતાનો પ્રેમ હજુ વિસરાયો નહોતો તેટલામાં બે વર્ષમાં તો મોટાભાઇ હંસરાજભાઇએ પણ પિતાનો પંથ લીધો. પાછળ એક પુત્રી અને પોતાની વિધવાને છોડી સં. ૧૯૬૩માં પરલોકવાસી થયા! અનુક્રમે આવા કારી ઘા પડવાથી ચરિત્રનાયકનું હૃદય ઘણું નરમ બની ગયું હતું. પછી તો માત્ર કનિષ્ટ બન્ધુ લખમશીભાઇના સામું જ જોવાનું હતું. “વહાલાંઓનો વિયોગ ત્રણ ભુવનનું રાજ્ય મળવા છતાં પણ શમતો નથી” એવું અર્જુન જેવા બાણાવળીને પણ થઇ ગયું હતું તો સામાન્ય મનુષ્યને કેમ ન થાય? પિતા અને મોટાભાઇના અવસાન પછી આ બન્ને ભાઇઓ એક દી-લથી પુરૂષાર્થમાં લાગી રહેતા. પ્રથમ વયમાં દુઃખો જોયેલાં એટલે પૈસાની કિમ્મત પણ બહુ સમજતા હતા, વગર જોઇતો ખરચ કે મોજશોખમાં મહાલવામાં પોતાના સાત્વિક ધનનો ઉપયોગ કરતા નહિ. ધીમે ધીમે વ્યાપારમાં એટલો લાભ થયો કે એક વખતના ગરીબ સ્થિતિના મેઘજીભાઇ લાખોપતિ થઈ ગયા. ભાવિનો પલટો કેવો છે! રાય અને રંક પણ સમય જ બનાવે છે. એમની પ્રમાણિકતા અને નિસ્પૃહતા સૌ કોઇને ગ્રહણ કરવા જેવી છે. મોટાભાઈ હંસરાજભાઈની મિલ્કત બધીએ ધમાદામાં આપી દઇ ભાભીને તથા ભાઇની પુત્રીને પોતે પોતાના રક્ષણે રાખ્યાં. તેઓનું પોષણ વગેરે ખર્ચ પોતે નિભાવતા હતા. મેઘજીભાઇએ ભણવામાં વર્ષો વિતાવ્યાં નહોતાં છતાં હિસાબ કિતાબમાં પોતે એક્કા હતા. અને નાના ભાઇ લખમશીભાઇને પણ પાવરધા કર્યા હતા. બન્ને ભાઇઓ એક બીજા પર અથાગ મમતા રાખતા હતા.

છેલ્લીવાર ચરિત્રનાયકની તબીયત લથડતાં પોતે પાછા દેશમાં આવ્યા. દરમ્યાન દેશમાં દૈવ પ્રકોપથી ઈન્ફ્લ્યુએંઝા ફાટી નીકળ્યો. આ વેળા આ ગરીબ પિતાના શ્રીમંત પુત્રે જે સેવા બજાવી હતી તેની નોંધ પ્રભુના દરબારમાં અને મૃત્યુલોકમાંની લોહાણા કોમના અમ્મર ઇતિહાસમાં સોનેરી અક્ષરે અંકિત રહેશે. ગરીબગુરબાંઓની વહારે આ માંદો માટી ચડયો. અને સેવાના જોમમાં તબીયત પણ સુધરી ગઈ! ચાહનો ઉકળતો દેગડો લઈ ઘેર ઘેર આ દયાળુ નરરત્ન પહોંચ્યો અને પોતાની જાતની દરકાર નહિ કરતાં તનતોડ શ્રમ ઉઠાવી માંદાઓની માવજત કરી હતી. ઉપરાંત રૂ૭૦૦–૮૦૦ પોતે ઈન્ફ્લ્યુ-એન્ઝાના ખરડામાં પણ ભરી ચૂકયા! અવિશ્રાન્ત શ્રમ ઉઠાવી નિરાધાર લોકોના આ-શીર્વાદ લેતો આ પરોપકારી નર સેવામેદાને ઘુમતો હતો તેવામાં એ જ ઇન્ફ્લ્યુએન્ઝાએ

તેમનાપર કોપ કર્યો! અને સંવત ૧૯૭૪માં જન્મભૂમીમાં જ તેમને નિષ્પ્રાણ કર્યા! જો પ્રારબ્ધ વધુ લંબાયું હોત તો કદાચ આ આત્મા વધુ કર્તવ્યનો ફાળો આપી જાત પણ દૈવને જુદું જ રૂચ્યું! પોતાની પાછળ કંઈ સંતતિ નથી.

જગતરૂપી વિકટ અરણ્યમાં બંધુ રૂપી બેલ જતાં કનિષ્ટ બંધુ લખમશીભાઇની ભુજાઓનું જોર ગયું! શું થાય? સંસારમાં ઋણાનુબંધ હોય છે ત્યાં સુધી જ સંબંધ રહે છે. પણ વડીલ બંધુનું સત્ય શ્રાદ્ધ કરવામાં લખમશીભાઇએ સુંદર આદર્શ જનતાને બતાવ્યો છે. ભાઈ ભાઇઓનું પડાવી લેવા ચાહતી પ્રપંચી દુનિયાને રામ લક્ષ્મણના જેવો બન્ધુપ્રેમ લખમશીભાઇએ બતાવી આપ્યો છે. વડીલ ભાઈ રૂા. ૧૦૦૦૦ ) ધરમાદા ખાતે કાઢી ગયેલા તેના કરતાં ત્રણ ગણી રકમ લખમશીભાઈએ વડીલ ભાઈના સ્મરણાર્થે દાનમાં આપી છે. રૂા. ૧૩૦૦ ) જુદી જુદી કેળવણીની સંસ્થાઓમાં, રૂા. ૧૦૦૧) ભૂજની સ્મશાનભૂમિ, તથા બીજા ફંડોમાં, મળી રૂા. ૨૫૦૪) ની સખાવત કરી છે. ઉપરાંત ભાઈનું સ્મારક રાખવા માટે રૂા. ૨૧૦૦૦ ) કાઢી કચ્છ–ભૂજમાં લોહાણા બોર્ડીંગ ખોલવાની યોજના કરી તેનું ટ્રસ્ટડીડ કર્યું છે. આ પુસ્તક બહાર પડશે તે દરમ્યાન તો તે બોર્ડીંગ ચાલુ પણ થઈ ગઈ હશે.

પોતે ભાભીઓ વગેરેને સાથે સંભાળી સંયુક્ત કુટુંબસંસ્થા સાચવી રહ્યા છે. વૃદ્ધ માતા જીવાંબા હજુ વિદ્યમાન છે. એમનું જીવન હવે ગરીબોની સેવામાં જાય છે. " જન–સેવા એ જ પ્રભુસેવા " એમ માની આ દયાની દેવી સેંકડો નિરાધારોના આશીર્વાદ લે છે. કુટુંબપ્રેમ અને ખાસ કરીને બન્ધુપ્રેમ ભાઈ લખમશીભાઇના જેવો આ જમાનામાં કોઇક જ સાચવી શકશે. પોતે સ્વભાવના શાન્ત અને સહનશીલ છે, સાદાઇની સાક્ષાત પ્રતિમા છે, નમ્રતાનો નમુનો છે. પોતે જૂનું અને નવું કંઈ કંઈ વાંચતા રહે છે. પિતાશ્રી જ્યારે માનભૂમિમાં રહેતા ત્યારનું કંઈ કરજ મૂકી ગયેલા તે પણ પોતે ચુકતે કરી આપ્યું છે. ૨૫ વર્ષનું જૂનું કરજ પણ આર્ય પુત્રો ભરી આપે એ જ આર્યાવર્તની અત્યુતમ નીતિના આદર્શ આજ સુધી કાયમ છે.

તેઓ નીતિને વળગી રહ્યા છે, પ્રમાણિકતાને પ્રિય ગણી છે તેથી જ આજે આ યુવકરત્ન ઉપર પ્રભુની કૃપાનો વરસાદ વરસે છે. સાહિત્યસેવકોને પોતે ઉત્તેજન આપે છે અને જ્ઞાતિ–હિતનાં દરેક કામમાં પણ આગળ પડતો ભાગ લે છે. એમનું હૃદય ધર્મના રંગે રંગાયું છે, શ્રીમંત થયા છતાં એમને ધનનું ઘેન ચડયું નથી, પોતે વધુ નમ્ર અને નિખાલસ બન્યા છે. પ્રભુ એમને દીર્ઘાયુષી બનાવે અને અનેક ઉજ્જવળ કાર્યો એમને હાથે કરાવી અમ્મર બનાવે એવું ઇચ્છીશું.



# શેઠ દેવરામભાઈ અખાઇ વાઘજી (ખંભાળીઆ)



મા નવી સંસારમાં અનેક મનુષ્યો જન્મે છે અને મરે છે. પણ ભવિષ્યની જનતાને માર્ગદર્શક થાય એવાં થોડાં જ જીવન હોય છે. અને આવો આદર્શ શ્રીમંતોના મહેલોમાંથી નહિ પણ ગરીબોની ઝુંપડીમાંથી મળી આવે છે. સામાન્ય રીતે ધનવાનોના ધનની ત્રણ ગતિ હોય છે, ભોગ, દાન, અને નાશ. પરંતુ આવો ખ્યાલ ઓછાને હોઈ પોતાના ધનનો શ્રેષ્ટ ઉપયોગ કરી શકતા નથી. ગરીબીનાં દુ:ખ સહન કરવાની શક્તિ, સ્વાશ્રયથી પોતાની એ દશા પલટાવવાની મહેનત, તેમજ ધન સંપાદન કર્યા પછી તેનો સારામાં સારો ઉપયોગ કેવી રીતે કરવો આવી અનેક બાબતો આપણે શેઠ દેવરામભાઈના જીવનમાંથી શીખી શકીએ છીએ.

શેઠ દેવરામભાઇનો જન્મ સંવત ૧૮૮૭ માં જામ ખંભાળીઆમાં થયો હતો. માબાપની હુંફાળી ગોદમાં તેઓ થોડાં જ વર્ષ રમ્યા; પછી તેમને માત્ર ૧૦ વર્ષના મૂકી તેમનાં ધર્મજીજ્ઞાસુ માતાપિતા પરલોકવાસી થયાં એટલે માબાપવિહોણા દેવરામભાઇ સંસાર અરણ્યમાં એકલા અટુલા પડયા. પિતાની પૂંજી કંઇ પણ નહોતી. માબાપ મરતાં ૧૦ વર્ષનો બાળક શું કરી શકે ? ભણવા ગણવાનું પણ તે વખતે સાધન નહિ એટલે પંડયાની નિશાળે પોતે સાધારણ કક્કા શીખ્યા. અને પછી ૧૪ વર્ષની વયે ભાગ્ય અજમાવવા પોતે મુંબઇ આવ્યા. અને તે સ્વાવલંબી આત્માએ કપડાંના કકડા વેચવાનું શરૂ કર્યું. આમાં તેમની મહેનતના પ્રતાપે સારો આર્થીક લાભ થયો. તેમ લાગવગ પણ સારી થઇ. ત્યાર પછી સંવત ૧૯૫૧ માં મંગલદાસ મારકેટમાં ગામઠી કાપડની મોટા પાયાપર દુકાન કરી જે અદ્યાપિ ચાલુ છે.

ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ ખાસ નોંધ લેવા લાયક નહોતો. તેમને બે પુત્ર રત્ન પ્રાપ્ત થયેલાં તેમાં મોટા પુત્ર પુરૂષોતમને પરણાવ્યા પછી યુવાન વયમાં તેમનો સ્વર્ગવાસ થયો. અને નાના પુત્ર નારાયણદાસભાઇ હાલ પિતાને પગલે ચાલીને પિતાનું સત્ય શ્રાદ્ધ કરી રહ્યા છે.

શેઠ દેવરામભાઈ વૈષ્ણવ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હતા. ધાર્મિક શ્રદ્ધાએ તેમના હૃદયમાં ઉંડો વાસ કર્યો હતો. સંવત ૧૯૬૦ ની સાલમાં પોતે ચારે ધામની યાત્રા કરી. પોતે ગરીબ માબાપના પુત્ર છતાં તેમનામાં ઉદારતા અજબ હતી. " દેવું ને મરવું એ બન્ને બરાબર છે " આ સાધારણ જનકહેતી દેવરામભાઇના જીવનમાં ખોટી પડે છે. પોતે



સ્વ. શેઠ દેવરામભાઈ અખાઈ વાઘજી.

આપવામાં તો એક્કા હતા. દાનનાં એમને હાથે પુર વહ્યાં હતાં. " દાન એ જ ધનનું ભૂષણ છે " એમ પોતે સમજતા હોય એમ જણાય છે. રૂ. ૧૦૦૦૦) ખરચી કાશી વિશ્વનાથનાં મંદિરનાં ચાંદીનાં દ્વાર પોતે કરાવી આપ્યાં હતાં. તેમ જ મુંબઇમાં મોટી હવેલીમાં ઠાકોર-જીને બિરાજવા માટેના ચાંદીના બંગલા પેટે પોતે રૂ. ૧૦૦૦૦) આપ્યા હતા. પોતે સાધારણ ભણેલા છતાં કેળવણીનું મહત્વ ઘણી સારી રીતે સમજતા હતા. એટલે ધર્મ મંદિરોમાં જ દાનની મોટી રકમો આપીને બેસી રહ્યા નહિ પણ જ્ઞાતિનાં બાળકો કેળવાય તે માટે પણ પોતાના સાત્વિક ધનનો ઉપયોગ કર્યો હતો.

આ અરસામાં તેમના એક કુટુંબી મદનજી કેશવજીનો દેહાંત થયો. તે પોતાના વીલમાં જૂના સાધારણ વિચાર પ્રમાણે સદાવ્રત આપવાનું લખી ગયેલા. પણ ટ્રસ્ટીઓએ તેની સારી વ્યવસ્થા કરી નહિ એટલે દેવરામભાઇ તેના ધનનો સદુપયોગ કરવા માટે હાઇકાર્ટ સુધી પગલાં લઈ રૂા. ૪૦૦૦૦) ની રકમ લોહાણા જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે બોર્ડીંગ ખોલવા વાસ્તે મેળવી શકયા. તેમાં રૂા. ૧૦૦૦૦) પોતાના નાખી રૂા. ૫૦૦૦૦)થી ખંભાળીઆમાં બોર્ડીંગની સ્થાપના કરી. સંવત ૧૯૬૩ માં તે " મદનજી કેશવજી તથા દેવરામ અખાઈ લોહાણા બોર્ડીંગ " નામે ચાલુ થઈ. તેમાં આજે લોહાણા જ્ઞાતિના બાળકો અભ્યાસ કરી અંતરના આશીર્વાદ આપી રહ્યા છે.

પાછળથી આ બોર્ડીંગનું મકાન રૂા. ૭૦૦૦) ના ખરચે પોતે બંધાવી આપ્યું. વ્યાજની રકમ રૂા. ૧૨૦) આવતી તે ઉપરાંત પોતે નિરંતર મદદ આપી બોર્ડીંગનું ખર્ચ નિભાવતા હતા. બોર્ડીંગ ખુલ્લું મુકાયા પછી ઓર્ફનેજનાં બાળકોને દર વર્ષે યજ્ઞોપવિત પોતાને ખરચે અપાવતા. તેમજ ગામના અન્ય વિદ્યાર્થીઓની ઇચ્છા હોય તો તેઓ પણ દેવરામભાઇના ખરચે યજ્ઞોપવિત લઇ શકતા હતા. પોતે પોતાની પાછળ રૂા. ૧૦૦૦) કાઢી તેના વ્યાજમાંથી ઉક્ત પ્રણાલિ ચાલુ રાખવા પોતાના સુપુત્ર નારાયણદાસને સુચવી ગયા છે.

આ ઉપરાંત હુન્નરઉદ્યોગનું શિક્ષણ જ્ઞાતિના બાળકોને મળે તો ઠીક એમ વિચારી બોર્ડીંગમાં હુન્નર ઉદ્યોગશાળા ખોલવા માટે, વણાટ કામ માટે શાળા વગેરે પૂરી પાડવા ઉપરાંત મકાનમાં ગેલેરીઓ વગેરે પોતે બંધાવી આપી હતી. પોતાના મૃત્યુ પછી મૃત્યુ-તિથિને દિવસે દરેક વરસે બોર્ડીંગનાં બાળકોને જમણ મળે તે માટે રૂા. ૫૦૦) ની રકમ ઇલાયદી પોતે કાઢી ગયા છે. આ રીતે બોર્ડીંગનાં બાળકોપ્રતિ પુત્રવત્ ભાવ રાખી ચરિત્રનાયકે ભારે ભોગ આપ્યો હતો. જ્ઞાતિની દરેક સંસ્થાઓ પ્રતિ તેમનો દાનપ્રિય હાથ જરૂર લંબાતો. હાયર એજ્યુકેશન લોહાણા બોર્ડીંગની વ્યવસ્થાપક કમિટીના પોતે મેમ્બર હતા. પોતાનો સ્વભાવ જરા કડક પણ હૃદય ભોળું અને નિષ્કપટી હતું. પોતે

કડવું પણ સાચું કહી દેવામાં એક્કા હતા. ખુશામતનો ગુણ તેમનામાં નહોતો. જાતમહેનતના બળે પોતે શ્રીમંત થયા હતા છતાં ધનનો નિશો તેમને ચડયો નહોતો. પોતાની વ્યાપારી લાઇનમાં પણ લોહાણાભાઇઓને ધંધે લગાડી પોતે સુખી થતા. આજે કેટલાયે ભાઇઓ તેમની પાસેથી શીખીને દુકાનદારો થયા છે. આગળ જણાવ્યા પ્રમાણે કાશી વિશ્વનાથનાં ચાંદીના બારણાં ચરિત્રનાયકે કરાવ્યા પછી પૂજારીની બદદાનતે એવું કર્યું કે તે બારણા ઉતારી અન્ય ચડાવી દીધાં. આ વાતની દેવરામભાઇને ખબર પડતાં પોતે અલાહાબાદ હાઇકોર્ટ મારફત તે પાછાં મેળવ્યાં. જેમાં રૂા. ૪૦૦૦) નું ખર્ચ થયું પણ તે ચાંદીના દરવાજા હવે કાયમના ચડેલા રહે છે.

પોતે પોતાના ધનનું દાન કરી જાણતા હતા. આજકાલના શ્રીમંતોની માફક ખોટી જરૂરીયાતોના પોતે ગુલામ નહોતા. તેમનું શરીર કસાયલું અને નિરોગી રહેતું. પોતાની જીંદગીમાં કોઈ દિવસ પણ પોતે બીમાર પડયા નહોતા એમ પોતે સ્વમુખેથી કહેતા. સંવત ૧૯૭૮ માં ૯૧ વર્ષની વયે બે દિવસ માત્ર માંદગી ભોગવી પોતે સંસારયાત્રા પૂરી કરી સ્વધામ સિધાવ્યા. તેમના સુપુત્રે તેમની પાછળ લોહાણા મહાજન જમાડયું. અને દરેક રીતે મૃતપિતાના આત્માને શાંતિ થાય એવું કરી ચૂકયા.

દેવરામભાઇના આદર્શ ગુણોની પ્રતિમારૂપ તેમના પુત્રરત્ન નારાયણદાસભાઇ પણ નિરાભિમાની અને મમતાળુ સ્વભાવના છે. પિતાના દરેક ગુણોના પોતે ગ્રાહક છે. ઇશ્વર તેમને દીર્ઘાયુષી બનાવે અને જ્ઞાતિ, સમાજ, તેમજ દેશહિતનાં અનેક સુકૃત્યો તેમના મુબારક હાથે કરાવે એવું આપણે ઇચ્છીશું.



# શેઠ મોરારજીભાઇ અમરશી (કરાચી)



સર્વ પ્રાણીઓની પેઠે જન્મવું અને મરવું એ મનુષ્યપ્રાણીનો પણ સ્વભાવ છે. જગતભરના લોકો પોતપોતાનું જીવન વિતાવી રહ્યા છે અને પ્રારબ્ધ કર્મોનાં ભાથાં ખાઈ રહ્યા છે. પરંતુ તેમાં નોંધ લેવા જેવાં જીવન તો ઘણાં ઓછાનાં જ હશે. નવાયુગની આપમતલબી કેળવણી સંયુક્ત કુટુંબ પ્રથાનું ગૌરવ હણી નાખે છે. અને માત્ર જીવનમાં દંભ અને મિથ્યાભિમાન ભરી દે છે. આવી રીતે અર્ધ જંગલી જેવી દીસતી મનુષ્ય સમાજમાં સહનશીલ, ઉદાર, સત્યપ્રિય તેમજ બહોળાં કુટુંબ સામ્રાજ્યની વ્યવસ્થા કરી રહેલી ઠરેલ વ્યક્તિઓનાં જીવન પ્રજાને આશીર્વાદ સમાન થઈ પડે છે. આવા સરસ ગુણો આપણને શેઠ મોરારજીભાઇનું જીવન શીખવે છે.

શેઠ મોરારજીભાઈના વડીલો જામનગર તાબે કણકોટ ગામમાં રહેતા હતા. અને રાજ્યમાં કારભારું કરતા હતા. પછીથી વાંકાનેરના મહારાજાના સતકારથી તેઓ વાંકાનેર ગયા હતા. આ કણકોટીયા કુટુંબ શારિર બળમાં ભારે મજબુત ગણાતું હતું. વાંકાનેરમાં ખેતી પણ કરી હતી. પરંતુ તેના ખેતરોમાં કોઇ ચોરચખાર આવવાની હિમ્મત કરતા નહિ. તેઓ પાંચશેર દુધ એકી વખતે પી જતા હતા. નિર્ભયતા એ તેઓનો ખાસ ગુણ હતો. તેઓ સૂર્યની પૂજા કરતા હતા. ચરિત્રનાયકના પિતા કઠોળનાં વહાણ ભરી કરાચી વેચવા જતા. પછી એમ કરતાં કરતાં કરાચી શહેર વ્યાપારને માટે સારૂં સ્થળ છે એમ ધારી પોતે સહકુટુંબ ત્યાં રહેવા આવ્યા. ત્યાં તે વખતે લોહાણા ભાઇઓની વસ્તી થોડી હતી. શરૂઆતમાં પોતે અનાજની દુકાન કરી ને ત્યાર પછી દાળનું કારખાનું ખોલ્યું. અને અહીં પણ આ બળિષ્ટ નિર્ભય કુટુંબ પંકાવા માંડયું. ૬૫–૭૦ વર્ષની ઉમરે પણ તેઓનામાં નવયુવકોના જેવું જોમ અને બળ હતું. તેઓનું ઘર ઝુંપડી જેવું હતું. સાદાઈની તો સાક્ષાત પ્રતિમાઓ જ હતી. મ્હોતને તો તેઓ આશીર્વાદ ગણતા હતા. આવા વીર્યવાન–ચારિત્ર્યવાન કુટુંબમાં શેઠ મોરારજીભાઇનો જન્મ ૧૮૩૭ ની સાલમાં વાંકાનેરમાં થયો હતો. આ નિર્ભય આત્મા નાનપણથી જ ઝળકી રહ્યો હતો. માતાએ દયા, નમ્રતા, ઉદારતા, સહનશીલતા આદિ ઉમદા ગુણો તેમનામાં ભર્યા હતા, ગુજરાતી જરૂરજોગું ભણીને પોતે પિતાના ધંધામાં જોડાયા હતા. અને પોતાની ચપળતાને લીધે થોડા સમયમાં જ બધો ભાર પોતાને માથે ઉપાડી લઈ પિતાને નિવૃત્તિ આપી. ૧૮૭૪ માં મોરારજીભાઇએ કરાચીમાં કાપડની દુકાન ખોલી હતી જે અદ્યાપિ ચાલે છે. શેઠ મોરારજીભાઇને બીજા ૬ ભાઇઓ હતા. જેમાંના ત્રણ સાધારણ ભણી ધંધામાં જોડાયા. ચોથા ઠાકરશીભાઈ થોડું અંગ્રેજી ભણ્યા અને પોતાની હુશિયારીથી પોતે સ્મોલકોઝ કોર્ટમાં શીરસ્તેદાર નિમાયા હતા. એક વખત સાહેબના મુખથી કંઇ સ્વમાનને હાની પહોંચે એવો શબ્દ સાંભળી તુરત જ તે લાઇન પડતી મૂકી પોતે કસ્ટમમાં કામ કરવા મંડયા.

ત્યાં તેમની માસિક આવક રૂ. ૧૦૦૦) ની થઇ તે સાથે પોતે વિલાયતનું પણ બીઝનેસ કરતા. દૈવયોગે તે ભાઇનો દેહાન્ત થતાં તેમનું કામ તેમના ભાઇ રામજીભાઇએ હાથમાં લીધું. આ બધા ભાઇઓ સાથે જ રહેતા હતા.

વ્યાપારધંધામાં લાયક થયા પછી શેઠ **મો**રારજીભાઇનું લગ્ન થયું. પ્રભુકૃપાએ તેમનો ગૃહસંસાર સુખી નીવડયો. તેમને પ્રભુએ એક જ પુત્રરત્ન આપેલું છે. જે પિતાને પગલે ચાલી પિતાનુ સત્ય શ્રાદ્ધ કરવામાં પોતાનું ગૌરવ માને છે. આ ચીરંજીવીનું નામ ભાઇ કાકુભાઇ છે. છેવટે મર્હૂમ કાકાનું બીઝનેસ તેઓએ પોતાના હાથમાં લીધું જે આજે પોતે સરસ રીતે ખીલવી રહ્યા છે.

શેઠ **મો**રારજીભાઇનું કુટુંબ વિશાળ હોવા છતાં તેમણે એવી તો સરસ વ્યવસ્થા કરી છે કે કોઇને પણ અસંતોષ ન થાય. ઘરનાં–કુટુંબનાં ખર્ચ અને લેણદેણની વ્યવસ્થા એક ભાઇને સોંપી. સ્ત્રી બાળકો માટે કપડા પણ એક જ જાતનાં લેવામાં આવે એટલે કોઇને પણ અસંતોષ થવાનું કારણ ન રહે. બધા ભાઇઓ સાથે જ રહે અને વડીલ **મો**રારજીભાઇને પિતા સમાન ગણી સૌ તેમની આજ્ઞામાં રહે. ટુકડા માટે અદાલતે ચડતા હાલના ભાઇઓએ આવા કુટુંબકિલ્લા બાંધતાં શીખવું જોઇએ.

શેઠ **મો**રારજીભાઇએ કાપડનું બીઝનેસ પોતાની બુદ્ધિથી બહુ આગળ વધાર્યું હતું. અને અમુક કાપડ તો **મો**રારજી **અ**મરશી સિવાય બીજે કયાંય સારૂં મલે જ નહિ એવી શાખ બેસી ગઇ.

આ વખતે **હા**લાઇ લોહાણાની વસ્તી પણ કરાચીમાં વધવા લાગી એટલે જ્ઞાતિની વ્યવસ્થાસર મહાજનવંડી બંધાવવાની જરૂર પડી, જે બધાવી આપવાનો **મો**રારજીભાઇએ નિશ્ચય કર્યો. જેમાં પોતે સારી રકમ આપી બીજા બે ત્રણ જણની મદદથી વંડી બંધાવી આપી હતી. વખત જતાં **મ**હાજનમાં પક્ષ પડયા હતા પણ શેઠ **મો**રારજીભાઇ પોતાની ચતુરાઇથી સર્વને સમજાવી એક કરી શકયા હતા. હાલ આ મહાજનવાડી સર્વને કામમાં આવે છે.

શેઠ **મો**રારજીભાઇનો સત્યપર જબરો અનુરાગ હતો. તે જ તેમના જીવનના જાણે સિદ્ધાન્તો હોય તેમ પોતે ઘણીવાર કહેતા: "ગજા પ્રમાણે ધંધો કરવો, ન્યાતની સેવા કરવી, ગરીબભાઇઓની મુશ્કેલીઓ દુર કરવી." આ રીતે પોતે જે કહેતા તે આચારમાં મૂકી બતાવતા હતા. સ્વજ્ઞાતિના ગરીબ ભાઇઓને ખાનગી મદદ આપવા માટે આ કુટુંબ જાણીતું છે. પોતે સાહિત્યકારોને સારો આશ્રય અને ઉત્તેજન આપતા. ગર્ભશ્રીમંત હતા છતાં પણ અહંકાર કે મિથ્યાભિમાને તેનામાં વાસ કર્યો નહોતો. તેમનું સાદું જીવન અને ઉચ્ચ વિચારો સૌએ ગ્રહણ કરવા જેવા છે. પોતે ખરા પ્રભુભકત હતા. ગમે તેવા વ્યવસાયમાં પણ એક ક્ષણ સુદ્ધાં એવી ન જતી કે જે વખતે તેના હૃદયમાંથી પ્રભુ સ્મરણ ઓછું થયું હોય. સાધારણ વૈદુ પણ જાણતા હતા. તેનો લાભ કુટુંબ ઉપરાંત ગરિબ લોકોને પણ મફત મળતો. પોતે જૂના વિચારના હોવા છતાં નવી કેળવણી આપવા ઉભી થયેલી સંસ્થાઓમાં મદદ આપવાનું હર્ષપૂર્વક સ્વીકારતા. જ્ઞાતિ ઉપરાંત દેશ, સમાજ-

હિતનાં દરેક કામમાં પોતે તન મન અને ધનથી મદદ કરવાનું ચુકતા નહિ. જ્ઞાતિમાં તેમની સારી પ્રતિષ્ઠા હતી અને છે. પોતે નિસ્પૃહી આત્મા હતા. અન્યાયના પક્કા વિરોધી હતા. તેઓ એવું માનતા કે ઝાઝી મિલ્કત ભેગી કરવાથી મનુષ્ય જીવનની પ્રગતિને બદલે અવનતી થાય છે.

આ સૌમ્યમૂર્તિ બહોળું કુટુંબ મૂકી સન ૧૯૦૫માં આ માયાવી સંસારને છોડી ઇશ્વરના અગમ્ય સ્વરૂપમાં મળી ગઇ હતી. છેલ્લી ઘડીએ પણ સંયુક્ત કુટુંબનો કિલ્લો અજીત રાખવાનું કુટુંબીઓને કહી ગયા. અને તેમનાં વચન પ્રમાણે જ સૌએ અમલ કર્યો છે. શેઠ મોરારજીભાઇના સુપુત્ર કાકુભાઇ પણ ભારે મીલનસાર માયાળુ તથા પરોપકારી નરરત્ન છે. વિદ્વાનોનો તેમજ અતિથિઓનો સત્કાર તો તેમનો જ છે. સ્વ. પિતાની પેઠે ગરીબોને પણ મદદ કરે છે. તેમનો અનુભવ વિશાળ છે. વર્તમાનયુગની ચળવળથી પોતે જ્ઞાત રહે છે. નવું તેમ જ જૂનું સાહિત્ય વાંચવાનો તેમને શોખ છે. યુરોપ સાથનું સીમેન્ટ, કન્ફેકશનરી, રંગ વગેરે માલનું બીઝનેસ ઘણી સરસ રીતે ચલાવી રહ્યા છે.

પિતાની માફક જ્ઞાતિહિતનાં દરેક કામમાં પોતે આગળ પડતો ભાગ લે છે. તેમનામાં આળસ કે અભિમાનનો અંશ પણ નથી. પોતે ધૈર્યશીલ, ધાર્મિકવૃત્તિના તેમજ ઉદાર દીલના છે. શ્રીમંતોનાં બાળકોમાં જોવામાં આવતી અનેક કુટેવોથી રા. કાકુભાઇ અળગા છે. તેમને ધનનો નિશો ચડયો નથી પણ નમ્રતા આવી છે. તેમના કાકાના પુત્ર ભીમજીભાઇ પણ એવા જ મિલનસાર માયાળુ અને સદ્દગુણી સજ્જન છે. પ્રભુ પાસે એવું માગીએ કે તે સર્વશક્તિમાન પિતા રા. કાકુભાઇને તથા તેમના કુટુંબને દીર્ઘાયુષ આપે અને તેમને હાથે અનેક યશસ્વી ઉમદા કામો કરાવે.



# શેઠ કુંવરજીભાઇ ખીમજી (કરાચી)



જગતમાં સાધનસંપન્ન માણસ પોતાની પ્રગતિ કરી શકે તેમાં કંઈ નવું નથી. કારણ કે અનુકુળતામાં રસ્તો સરળ હોય છે; પરંતુ પ્રતિકુળ સંજોગોમાં માત્ર સ્વાવલંબનથી આગળ વધેલ આત્માઓના જીવનમાં કંઇક જોવા જાણવાનું હોય છે. સ્વાશ્રય, સત્યતા, ટેક અને નિમકહલાલી વગેરે ગુણો કેવી રીતે જીવનમાં ઉતારી શકાય તે જાણવું હોય તો શેઠ કુંવરજીભાઇનાં જીવનનું અવલોકન અને અનુકરણ કરવું.

શેઠ કુંવરજીભાઇનો જન્મ જામનગર તાબે જોડીઆ ગામમાં સંવત ૧૯૧૧ની સાલમાં લગભગ થયો હતો. આ વખતે તેમના પિતાશ્રીની આર્થિક સ્થિતિ બહુ નબળી હતી. છતાં ગરિબીમાં અમીરી માની આ કુટુંબ ધર્મમય જીવન જીવતું હતું. અને એ પવિત્ર વાતાવરણમાં આ સંસ્કારી બાલકના મનનું ઘોરણ ઘડાતું હતું. આ નિર્મળ મૂર્તિ માતાપિતા પોતાનાં બાળકોને ગુણગ્રાહી બનાવી શકયાં હતાં. આ વખતે નકલી કેળવણી કરતાં સદ્‌ગુણસંપન્ન અનુભવ વધુ પ્રમાણમાં જણાતો. અને એ જ કેળવણીથી જીવન શ્રેષ્ટ થઇ શકતું હતું. આશરે ૮૦ વર્ષ પહેલાં કચ્છી ભાઇઓનો પ્રવાહ સિન્ધ તરફ વળ્યો. આ વખતે ચરિત્રનાયકના મોટા ભાઇ કલ્યાણજીભાઇ પોતે ભણેલા નહિ હતા છતાં ૧૨ વર્ષની વયે વ્યાપારાર્થે નશીબ અજમાવવા કરાચી આવ્યા. સાથે ૭ વર્ષના બાળક કુંવરજીભાઈ પણ આવ્યા. તેમને ખાનગી પંડયાની શાળામાં અભ્યાસ કરવા બેસાડી કલ્યાણજીભાઇ બંદરપરથી પરચુરણ માલ લઈ સોલ્જર બજારમાં વેચવા જતા. થોડા જ સમયમાં ચપળ બાળક કુંવરજીભાઇએ જરૂરજોગું ગુજરાતી શીખી લીધું. તેમની ગ્રહણશક્તિ જોઈ મહેતાજી પણ આશ્ચર્ય પામ્યા. બાળપણની વધુ હકીકતો અમને મળી શકી નથી. પરંતુ તેમનું પ્રતિભાસંપન્ન વદન, ભવ્ય કાન્તિ અને નમ્ર ભાવો જોઇ સૌ કોઈ સારી આશા બાંધી શકતાં હતાં. ટુંક સમયમાં વિદ્યાર્થીજીવન આટોપી ૧૨ વર્ષની વયે શેઠ સાલેમામદ ઉમર ડોસલાણીને નામે ચાલતી એક પ્રખ્યાત ફર્મમાં માત્ર ૬—૭ રૂ. ના માસિક પગારે પોતે નોકરી લીધી. ઉમરમાં ન્હાના પણ ગુણોમાં મોટા આ ચરિત્રનાયકે થોડા જ સમયમાં અદ્‌ભુત રીતે વ્યાપારી ચાવીઓ જાણી લીધી અને બાહોશીથી આ ફર્મના બીઝનેસમાં સઘળી માહિતી મેળવી લીધી. પ્રમાણિકતા, ખંત અને કાળજી જોઇ ગુણ-ગ્રાહક શેઠે તેમની કદર કરી અને એકી સાથે મુનીમની જગ્યા આપી. આથી ચરિત્રનાયકના ચારિત્ર્યની શુદ્ધતા જણાય છે. મોટા ભાઇ કલ્યાણજીભાઇએ બે ત્રણ વર્ષ પરચુરણ વ્યાપાર કર્યા બાદ વહાણોમાં ચડતા માલના નૂર ઉઘરાવવાનું કામ હાથ ધર્યું અને તેમાં ઠીક ઠીક લાભ મળવા લાગ્યો. કુંવરજીભાઈ ઉપર તેમનો વાત્સલ્યભાવ સગા પુત્રના જેવો હતો, અને શેઠ કુંવરજીભાઈ પણ મોટાભાઈ પ્રતિની ફરજો માનપૂર્વક બજાવતા હતા. વખત જતાં ચારિત્રનાયકે શેઠનું હૃદય એટલી હદ સુધી જીતી લીધું કે તેમને કુલ વહીવટ ચલાવવાનો જનરલ પરવાનો આપવામાં આવ્યો. વાર્ષિક રૂ. ૧૫૦૦) ઉપરાંત દર

પૃષ્ઠ ૧૪૦ સામે.



સ્વ. શેઠ કુંવરજી ખીમજી.





સ્વ. શેઠ કલ્યાણજી ખીમજી.

વર્ષે સારી રકમનું બોનસ પણ મળવા લાગ્યું. પોતે શેઠના એટલા બધા વિશ્વાસપાત્ર થઈ ગયા કે અંતકાળે શેઠે પોતાના બન્ને પુત્રોના હાથ કુંવરજીભાઇની હાથમાં સોંપ્યા અને પોતે સ્વગ સંચર્યા. પાછળથી પિતાતુલ્ય શેઠજીની છેલ્લી ઇચ્છા પ્રમાણે જ તેમના પુત્રોનું પાલન કુંવરજીભાઇએ કર્યું. અને તેઓને સર્વ કાર્યમાં પ્રવીણ કર્યા. કરાચી શહેરમાં રાજવંશીના જેટલું માન કુંવરજીભાઇને મળવા લાગ્યું. થોડા સમય પછી મોટા કલ્યાણજી ભાઈ પણ આ પેઢીમાં મુકાદમીનું કામ કરવા લાગ્યા. શેઠ કલ્યાણજીભાઇ લાઇનસર થયા ત્યાં તો મૃત્યુની મહેમાનગીરી સ્વીકારવામાં આવી. ૧૯૬૧ ની સાલમાં ત્રણ પુત્રરત્નોને મૂકી પોતે આ પ્રપંચી જગતમાંથી પ્રયાણ કરી ગયા. આ ત્રણ પુત્રોમા સૌથી નાના દયાળજી સં. ૧૯૭૩ માં મેટ્રીક પાસ કરી સ્વર્ગવાસી થઇ ગયા. મોટા રા. જેઠાલાલ તથા નરશીભાઇ, સાલેમામદ ઉમર ડોસલાણીના મુકાદમીના કામ ઉપરાંત પોતાનું મોટું સ્વતંત્ર બીઝનેસ આજે ચલાવી રહ્યા છે. સાથે જ્ઞાતિસેવાનો લ્હાવો લેવા માટે હાલાઈ લોહાણા મહાજનના સેક્રેટરી તરીકે શ્રી. જેઠાભાઈ કામ કરી સેવાની સુવાસ ફેલાવી રહ્યા છે. જ્ઞાતિની મહાજનવાડી તેમજ એવાં જ બીજાં કામોમાં વ્યાજબી હક્કો માટે તેઓએ ભારેમાં ભારે જહેમત ઉઠાવી હતી. જ્ઞાતિસેવાના દરેક કામમાં તેઓ ઉઘાડે પગે તૈયાર રહે છે. બન્નેનો સ્વભાવ ઘણો આનંદી, સરલ અને મીલનસાર છે. ખરે જ તેઓ પિતાના ઉમદા ગુણોની પ્રતિમા રૂપ છે. "મૂડી હોય તેટલો જ ધંધો કરવો, થાપણ કે વ્યાજે જમે ન રાખવા, નીતિથી ચ્યુત ન થવું" ઉપરોક્ત વાક્યો પિતાએ અવસાનકાળે શીખામણરૂપે કહેલાં હતાં તે જ શીખામણને નિરંતર હૃદયમાં જાગતી રાખી બન્ને પુત્રો તે પ્રમાણે જ વર્તન કરી રહ્યા છે. અને પ્રતિદિન સારો લાભ મેળવી રહ્યા છે. બન્ને સારી આશા આપનારા રત્નો છે.

સમય સમયનું કામ કર્યે જાય છે. શેઠનું લૂણ હલાલ કરી તેમનાં બીઝનેસને અચ્છી રીતે ખીલવી આપણા ચારિત્રનાયકે પોતાનાં કર્તવ્યની બાજી સમેટી લીધી. પ્રભુનાં પવિત્ર ધામમાં જવાની પોતાને જરૂર જણાઇ. આખરે એ નિમકહલાલી નીતિમય જીવન જીવી બતાવનાર પવિત્ર આત્મા પોતાના સદ્દગુણોની સુવાસ ફેલાવી સન ૧૯૧૬ની સાલમાં જ અદૃશ્ય થયો. પોતાના ગુણોના પ્રભાવે ૬ વર્ષ સુધી ઓન. મેજીસ્ટ્રેટની પદવી પણ પોતે ભોગવી. ૧૯૫૬ના દુષ્કાળ વેળા ગરીબ લોકોને તળાવ ખોદવાના કામે લગાડી નીતિથી રોટલો મેળવવાની સગવડ કરી આપી હતી. પ્લેગ વખતે અસહાય લોકોની સેવા કરવામાં પોતે પોતાને ભાગ્યશાળી માનતા હતા. પોતે સત્યપ્રિય અને આગ્રહી સજ્જન હતા. આ બાબતમાં તેમના જીવનની એક ઘટના જાણવા જેવી છે. કરાચીની પાંજરાપોળ માટે હિન્દુ મુસ્લીમ વેપારીઓપર પોતે કર નાંખ્યો તે એવી રીતે કે ખાંડીએ એક પૈસો પાંજરાપોળ ખાતે ધર્માદા કાઢવો. આ પ્રમાણે તેમના પ્રભાવે થોડો વખત ચાલ્યું પણ પછી મોહમેદન વેપારીઓએ પાંજરાપોળમાં આપવાનો વાંધો લીધો અને કુંવરજીભાઇના શેઠને પણ એ પ્રમાણે ઇસ્લામી ભાઇઓએ કહ્યું. આથી કુંવરજીભાઇનો નિશ્ચય નોકરી છોડવાનો થયો પણ શેઠનો જવાબ ઇસ્લામીભાઇઓને એ હતો કે "કુંવરજીના ઇચ્છાને અનુસરવામાં હું કંઈ પણ ગેરવ્યાજબી જોતો નથી." આટલે દરજ્જે ચારિત્રનાયકે શેઠનો સ્નેહ સંપાદન કર્યો હતો. ધર્મનાં દરેક કામોમાં પોતે પોતાની કમાણીનો ઉપયોગ કરતા. પોતે અંગ્રેજી કંઇ શીખ્યા નહોતા છતાં અનુભવથી તેનું સારૂં જ્ઞાન વધ્યું હતું. કોર્ટ

દરબારે અગત્યના કેસોમાં તેમને લવાદ નીમતા જેનો પોતે અદલ ન્યાય આપી શકતા. કચ્છી તેમજ હાલાઇ દરેક લોહાણાભાઇઓ તેમને માનપૂર્વક ચ્હાતા. સંતતિના અભાવે પોતે બીજીવાર લગ્ન કર્યું હતું. બીજીવારની પત્નાથી તેમને બે પુત્ર અને એક પુત્રી રત્ન સાંપડયા. મોટા પુત્ર દામજીભાઇએ વહેલું સ્વર્ગ વ્હાલું કર્યું અને હાલ એક પુત્ર પ્રેમજી-ભાઈ પોતાના પિતાની લાઇનમાં પ્રવીણ થવા તે જ શેઠને ત્યાં કામ શીખે છે. વૈષ્ણવ ધર્મમાં કુંવરજીભાઇને વધુ શ્રદ્ધા હતી. પોતે આઠ વખત પૂરેપૂરી યાત્રા કરી હતી. તેમનું જીવન બહુ નિર્યમિત હતું. અનિયમિતતા મનને વ્યગ્ર બનાવે છે એવુ પોતે માનતા. ગરિબી-માંથી અમીરી દશાને વરી શકયા છતાં અભિમાને તેમનામાં વાસ કર્યો નહોતો, પણ નરમાશ અને ધર્મવૃત્તિ જાગ્રત થઇ હતી. શુદ્ધ ચરિત્રવાળાં મનુષ્યો ડીગ્રીધર નહિ છતાં માત્ર ગુણોવડે કેવી રીતે વરિષ્ટ પદ પ્રાપ્ત કરી શકે છે તે આવા સ્વાવલંબી પુરૂષોનાં જીવનમાંથી જ જનતા શીખી શકે છે.

હાલાઈ લોહાણા ભાઇઓ તરફથી ચુંટાઈ કુંવરજીભાઈ મ્યુનિસિપલ કાઉન્સીલર નિમાયા હતા; અને ૧૨ વર્ષ સુધી પોતે કાયમ રહ્યા. તે રહ્યા ત્યાં સુધી તેમની સામે કોઇએ ઉમેદવારી કરી નહોતી.

છેલ્લા સમયમાં જ્યારે પોતે અશક્ત થયા ત્યારે લોહાણાની સંસ્થા માટે પોતે રૂા. ૧૦૦૦૦) ની રકમ આપવાનું જાહેર કર્યું. અને જમીન લેવા માટે મ્યુનિસિપલ પાસે માગણી કરી. પોતે ગત્ થયા પછી જમીન મળી અને ત્યાં સ્કૂલ સ્થાપી. જેમનું નામ " શેઠ કુંવરજી ખીમજી હાલાઈ લોહાણા સ્કૂલ " એ પ્રમાણે રાખ્યું. તેમાં હાલ ૨૦૦) છોકરાઓ અભ્યાસ કરે છે. વ્યવસ્થા ટ્રસ્ટીઓ ચલાવે છે.

ઇશ્વર હવે તેમના સુપુત્ર પ્રેમજીભાઇને દીર્ઘાયુષી બનાવે અને તેઓને હાથે ઉમદા કામો કરાવી વડીલોની કીર્ત્તિપર કળશ ચડાવવા સમર્થ કરે.



# શેઠ નેણશીભાઈ ગોપાલજી (કરાચી)



સ ત્યપ્રિયતા, દયા, ઉદારતા, સંતોષ, પરોપકારિતા આદિ મનુષ્ય જીવનના ઉત્તમ ગુણો કહી શકાય. આથી ગુણહીન મનુષ્ય તે મનુષ્ય નહિ પણ ગમાર–પામર પ્રાણી જ કહેવાય. ઉપરોક્ત ગુણોનો અનુકરણિય આદર્શ શેઠ **નેણશીભાઇના** જીવનમાં આપણે જોઇ શકીએ છીએ.

શેઠ **નેણશીભાઈનો** જન્મ સન ૧૮૫૪ની સાલમાં થયો હતો. તેમનાં માતા સહૃદયી અને મમતાળુ સ્વભાવનાં હતાં. આ ચરિત્રનાયકના વડીલો કચ્છ લખપતમાં રહેતા. તે સમયમાં કચ્છી ભાઈઓ ધંધાર્થે સિંધમાં જતા હતા. ચરિત્રનાયકના પિતા પણ લખપતથી કરાચી આવ્યાં અને ત્યાં અનાજની દુકાન કરી. પાછળથી આડત–કમિશન એજન્ટનું કામ પણ શરૂ કર્યું.

આ સમયે ગુણગ્રાહી બાળક **નેણશીભાઇએ** ખાનગી મહેતાજીની શાળામાં સાધારણ ગુજરાતીનું જ્ઞાન મેળવ્યું, હાલની માફક આગળ અભ્યાસ વધારવાની તે સમયે સગવડ નહોતી. ન્હાની વયમાંથી જ વ્યાપારી લાઇનમાં કુશળ પોતાના પિતાના ધંધામાં પોતે પારાંગત થવાનો યત્ન કરવા લાગ્યા. બાદ થોડા સમયમાં બધું કામ પોતાને માથે લઈ લીધું અને પિતાને વિશ્રાન્તિ આપી. પોતાના બુદ્ધિચાતુર્યથી કમિશન એજન્ટનું કામ પોતે ઘણા ઉંચા પાયાપર લઇ ગયા. ચરિત્રનાયકના લઘુ બન્ધુ લધાભાઈ દૈવયોગે મુંગા હતા, છતાં દુકાને બેસી વ્યાપારમાં મોટા ભાઇને મદદ કરતા.

શેઠ **નેણશીભાઇ** જૂના વિચારના હતા. છતાં પ્રગતિના યુગ સાથે સહાનુભુતિ ધરાવતા હતા. અને સંસ્થાઓ આદિને આર્થિક મદદ આપવા માટે પણ પોતાનો ઉદાર હાથ લંબાવતા. આ રીતે ઉદાર હૃદય, પ્રેમાળ સ્વભાવ અને સત્યપ્રિયતાના યોગે જનસમાજમાં તેમનો ઠીક પ્રભાવ પડતો હતો.

વ્યપારમાં વધુ લાભ થતાં પોતે જમીન ખરીદતા અને વખત જતાં તેમની કિંમત દશ ગણી થઇ ગઇ એટલે તેમાં પણ પુષ્કળ લાભ થયો.

ચરિત્રનાયકમાં એક ગુણ બહુ મઝાનો હતો. અને તે એ જ કે મહાજનમાં કોઇ પણ રીતે ફાટફૂટ પડવા ન દેવી, પણ ઐકયતા રાખવી. આ માટે તે ખુબ કાળજીવાન રહેતા. કોઇ ગરીબ જ્ઞાતિબંધુને યોગ્ય ધંધે લગાડી પોતે રાજી થતા.

પિતાની ખીલવેલી વેપારી લાઇન હાથમાં લઈ કમાતા ધમાતા થયા પછી શેઠ **નેણશીભાઈ** ગૃહસ્થાશ્રમમાં જોડાયા, તેમનો ગૃહસ્થાશ્રમ સુખી અને સંતોષી હતો. તેમનાં પત્ની શેઠ **નેણશીભાઇના** ગુણ કર્મ સ્વભાવને મળતાં હતાં. શેઠ નેણશીભાઇને પુત્રસુખથી ઇશ્વિરે વિમુખ રાખ્યા હતા; છતાં ફરી લગ્ન નહિ કરતાં પોતાના નાનાભાઇ લધાભાઇના પુત્રને પોતે પુત્ર કરી માનતા હતા.

જગતમાં જે વાત કોઇને ન કહેવાય તે વાત મિત્રને કહી શકાય છે, આવા એક મિત્ર-

રત્ન આ ચરિત્રનાયક પોતાના જીવનમાં મેળવી શકયા હતા. આ સન્મિત્ર તે શેઠ ઠાકરશી ભાઇ શાયસી. શેઠ ઠાકરશીભાઇ તથા આપણા ચરિત્રનાયક બન્ને દિલોજાન દોસ્ત હતા. શેઠ નેણશીભાઇ પોતાના દેહાન્તકાળે જે વીલ કરી ગયા છે તેના કુલ મુખત્યાર શેઠ ઠાકરશીભાઇને ઠરાવી ગયા છે.

પોતે શ્રીમંત થયા છતાં તે ધનના ગુલામ નહિ બનતાં સંસ્કારી હૃદયોના સહવાસના યોગે પોતે પોતાના ધનનો અચ્છો ઉપયોગ કરતા અને વીલમાં પણ તેમ કરવાનું જણાવી ગયા છે.

કરાંચીમાં ડેન્સો હોલ રસ્તાપરની એક જગ્યા જેની કિમ્મત આશરે ચાર લાખ રૂપિયાની ગણાય છે. તેના અડધા હિસ્સાના રૂા. ૨) લાખની મિલ્કત આપણા ચરિત્રનાયકે ધર્માદામાં આપી દીધી છે જેના ભાડામાંથી સ્વજ્ઞાતિહિતનાં તથા સાર્વજનિક કામો ચાલુ રહ્યાં છે. પ્રથમ તે જગ્યાનું ભાડું રૂા. ૫૦ ) ઉપજતું આજે તેનું માસિક ભાડું રૂા, ૨૫૦ ) આવે છે.

તેમાંથી રૂા. ૫૦) "શેઠ નેણશી ગોપાલજી લોહાણા કન્યાશાળા"ના નિભાવાર્થે આપવામાં આવે છે. દરમાસે રૂા. ૫૦) "શેઠ નેણશી ગોપાળજી ફ્રી લાયબ્રેરી"ને અપાય છે. તથા માસિક રૂા. ૬૦ ) લોહાણા જ્ઞાતિની ગરીબ વિધવાઓને મદદ કરવામાં ખર્ચાય છે. આ ઉપરાંત નિર્ધન જ્ઞાતિભાઇઓની પુત્રીઓનાં લગ્નાદિ સમયે મદદ આપવાનું પણ વીલમાં જણાવી ગયા છે.

આ મૃત્યુલોકમાંથી કોઇને પણ મૃત્યુએ છોડયા નથી- આ રીતે કાળના સ્વભાવને સૌ કોઇ આધિન થાય છે તેમ આ ઉદારચરિત સજ્જન પણ આધિન થયા. તેમનું દેહાવસાન સન ૧૯૦૮માં થયું. ત્યાર પછી તેમના વફાદાર અને વિશ્વાસુ મિત્ર સજ્જન શેઠ ઠાકરશીભાઇ કુલ મુખત્યાર તરીકે સત્યનિષ્ઠાથી કામ કરી રહ્યા છે.

પૂર્વનાં પૂણ્યના બળે મનુષ્ય લક્ષ્મીવાન કદાચ થઇ શકે છે, પણ તેનો સદુપયોગ કરવાનું ઓછા જાણે છે. તેમાંય પણ અવસાન પહેલાં પોતાના ધનની પોતાના હાથે આદર્શ વ્યવસ્થા કરવાનું તો કોઇક સંસ્કારી મનુષ્યને જ સૂજે છે. શેઠ નેણશીભાઈ પોતે થોડું ભણેલા છતાં વ્યાપારીકુનેહ અને મહેનતથી કેટલા આગળ વધી શકયા છે તે તેમના ચરિત્રમાં સાફ જણાઈ આવે છે. પોતે દરેક કાર્યમાં નિયમિત રહેતા. તેમનું હૃદય ઇશ્વરપર ભારે શ્રદ્ધાળુ હતું. છેવટે કર્તવ્યયજ્ઞ પૂરો કરી શેઠ નેણશીભાઈ ઈશ્વરના અમર ધામમાં ચાલ્યા ગયા. આવા આવા સદ્‌ગુણી સજ્જન અમારી જ્ઞાતિ માતાની કુખે વધુને વધુ પાકે એવું ઇચ્છીએ.

# શેઠ ગોકળદાસ આસુઆણી (કરાચી)



સતત ઉદ્યોગશીલતા ભાગ્યના દરવાજા ઉઘાડે છે. સ્વાશ્રય અને પ્રમાણિકતા માનવજીવનને પ્રગતિને પંથે ચડાવે છે. આ કથનની અક્ષરસઃ સત્યતા શેઠ ગોકલદાસભાઇના જીવનવૃતાંતથી વાંચનારજોઇ શકશે.

ચરિત્રનાયકનો જન્મ એમના વડીલોના મૂળ વતન કચ્છ—લખપતમાં સંવત ૧૮૯૫ ના કારતક સુદ ૧૦ ને શનિવારના થયો હતો. આ સમયે પિતાની આર્થિક હાલત બહુ સારી ન હતી. પરંતુ થોડી જરૂરીઆતોથી પોતાનો કુટુમ્બનિર્વાહ સંતોષભરી રીતે ચલાવતા હતા.

સાહસ અને સ્વતંત્રતા આ ગુણો કચ્છની પ્રજામાં જાણે વધુ પ્રમાણમાં જોવામાં આવે છે. આસુ શેઠ પણ સીધા, સરળ અને મહેનતુ હતા. તેઓ પ્રથમ કરાચીમાં લગભગ સન ૧૮૪૦ માં આવ્યા. આ વખતે કરાચી આજના જેવું જાહોજલાલીવાળું શહેર નહોતું પણ સામાન્ય ગામડીઆં જેવું હતું. અહીં આવીને એમણે કોઇની નોકરી તો ન સ્વીકારી પરંતુ વહાણોના નૂરની દલાલીનું કામકાજ કરવા લાગ્યા, અને તે ઠીકઠીક ચાલવા લાગ્યું.

કરાચીમાં આવ્યાને થોડો જ વખત થયો હતો તે અરસામાં ચરિત્રનાયકનાં માતુશ્રીનો દેહાન્ત થયો. બાળક ગોકળદાસભાઇ માતૃવિહોણા બન્યા ને કરાચી પિતા પાસે આવ્યા.

કચ્છ આજે પણ કેળવણીમાં પછાત રહેલો દેશ ગણાય છે ત્યારે ૮૦ વર્ષ પહેલાં તો શિક્ષણનાં સાધનો જ ક્યાંથી હોય એ સમજી શકાય તેમ છે. ચરિત્રનાયકે માત્ર ગામઠી પંડ્યા પાસેથી કકકા બારાખડી તથા ૧૧ એકાના આંક સુધી શિક્ષણ લીધું હતું. અને તે પણ સ્લેટ પેનથી નહિ પણ પાટલાપર ધૂળ નાખીને અક્ષરો ઓળખ્યા હતા. પૂર્વના માણસોને અક્ષરજ્ઞાન થોડું મળતું પરંતુ તેનાં શાન્ત અને પવિત્ર ગૃહકુંજોમાં ધાર્મિક જીવન જીવતાં માતુપિતાની સાદી રહેણીકરણી, અડગ શ્રદ્ધા, અને નિશ્ચયતાથી તેમનાં હૃદય અને મન બહુ સુંદર રીતે કેળવાતાં હતાં. અને શિક્ષણનો અર્થ પણ ખરો તે જ છે.

આ રીતે શેઠ ગોકળદાસભાઇનું વિદ્યાર્થીજીવન માત્ર થોડા જ સમયમાં પસાર થયું. અને ૧૫ વર્ષની વયે માતૃવિહોણો બાળક પિતા પાસે કરાચી આવે છે. કરાચી આવીને પિતાના ધંધામાં પોતે જોડાયા અને પિતાપુત્ર બન્ને વહાણોની દલાલીનો ધંધો કરવા લાગ્યા. થોડા જ વખતમાં પિતાના ધંધામાં પ્રવીણતા મેળવી લગભગ ઘણોખરો બોજો પોતાના ઉપર ઉપાડી લીધો.

આ અરસામાં બ્રિટિશોએ સિન્ધ પોતાના તાબામાં લીધા પછી આસ્તે આસ્તે બ્રિટિશ વ્યાપારીઓએ પોતાની ઓફીસો અહીં ખોલી. બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમ નેવીગેશન કંપનીની સ્ટીમરો દોડવા લાગી. તે સ્ટીમર કંપનીની એજન્સી મી. મેકાઇવર મેકેન્ઝીને મળી. અને તેના Freight broker દલાલ તરિકે શેઠ ગોકળદાસભાઇ નિમાયા. સ્ટીમરોની આવજાવ

આ રીતે પછી વહાણોનો ધંધો બહુ નબળો આવવા લાગ્યો. વ્યાપારીઓમાં સારી ઓળખાણ પિછાન અને મીલનસારપણાને લઈને શેઠ ગોકળદાસભાઈને આ સ્ટીમર કંપનીના Freight broker તરીકેનું કામ મળ્યું અને જે આજપર્યંત તેમના સુપુત્રો ઘણી ઉત્તમ રીતે ચલાવી રહ્યા છે.

ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ સંતોષભર્યો હતો. કરાચીમાં આવ્યા પછી તેમનું પ્રથમ લગ્ન કરાચીમાં ઠા. જેરામ મુંજાની પુત્રી હીરબાઇ સાથે થયેલું. સદરહુ બાઇ એક પુત્રીને મૂકી સ્વર્ગવાસી થયેલાં, ત્યારપછી બીજીવાર કચ્છ કોટેશ્વરમાં શેઠ શામજી કાનજી, જેઓ એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા તેમની પુત્રી દલાંબાઇ વેરે થયેલું. જે બાઇ દયાળુ, નિખાલસ હૃદયનાં અને આર્ય નારીના દરેક સદ્‌ગુણો વડે શોભતાં હતાં.

શેઠ ગોકળદાસભાઇ ઝાઝું ભણેલા ન હતા એ ઉપર કહેવાઇ ગયું છે પણ ભણતર કરતાં ગણતર શ્રેષ્ઠ હોય છે એ ખોટું નથી. આજકાલ યુનિવરસિટીના ડીગ્રીધર મહાશયોને પૈસાનું દોઢ પાંચશેર તો ળા શેરનું શું તે પ્રશ્ન મુંઝાવે છે ત્યારે આ પાટલાપર ધૂળ નાખીને શીખેલા ચરિત્રનાયક સ્ટીમર કુ. ના ચીફ દલાલ બન્યા અને વ્યાપારીઓ પાસેથી શીપમેન્ટ ઉપરની દલાલીનો કુલ હિસાબ, નામુંઠામું પોતે બહુ અજાયબી ભરી રીતે રાખતા. જે તેમના હાથના જૂના ચોપડા જોતાં આપણને આશ્ચર્ય થાય છે. હમેશના સહવાસ બળે તેઓ અંગ્રેજી પણ કોઇ બોલે તો તેની મતલબ સમજી શકતા.

તેઓ ઘણી જ સાદાઇમાં રહેતા. સદર સ્ટીમર કુ. ના ચીફ બ્રોકર બનવા છતાં પોતાનો અસલી પોશાક તેણે તજ્યો ન હતો. ગામના વ્યાપારીઓ અને સામાન્યરીતે સહવાસીઓમાં તેઓ પ્રમાણિકતા અને સત્યતાના બળે માનનીય બન્યા હતા. ખટપટ કે પ્રપંચમાં તેઓ કદિ પડતા નહિ. ન્યાતજાતની ખટપટથી તેઓ હંમેશાં દૂર રહેતા અને કોઇ ન્યાતહિત કે એવા બીજા ઉપયોગી કામમાં તેની મદદ અર્થે આવે તો પોતે આપી છૂટતા. અને એ રીતે તેઓ એકમાર્ગી જીવન ગાળતા. તેઓ શંકર ભક્ત હતા. છતાંય અન્ય મત સંપ્રદાયો તરફ પણ માનની દૃષ્ટિથી જોતા.

કરાચી લખપતિયા મહાજનવાડીમાં સારી રકમ આપી પોતે રામચંદ્રજીનું તથા શંકરનું મંદિર બંધાવ્યું છે. કચ્છ કોટેશ્વરમાં મહાજનવાડીમાં સારી રકમ આપી હરિયાસ્થાન બંધાવ્યું જે ધર્મશાળા તરીકે પણ ઉપયોગમાં લેવાય છે. બાકી તેની જાહેર સખાવતો કરતાં ખાનગી વધુ છે, તેની હકીકતો અમને ન મળી શકે તે સ્વાભાવિક છે. પોતે મીલનસાર સ્વભાવના અને હમેશાં અન્યનું ભલું થાય એ જોવા ઉત્સુક રહેતા.

મિ. મેકાઇવર સાહેબના તે જમણા હાથ હતા. પોતાના ઉપરી અધિકારીઓનો આટલી હદ સુધીનો વિશ્વાસ સંપાદન કરવો તે કંઇ સર્વ સામાન્ય જનોને માટે બનતું નથી. તેઓએ વૃદ્ધાવસ્થામાં યાત્રાઓ પણ કરેલી. પ્રતિજ્ઞાપાલનપર તેઓ દૃઢ રહેતા.

આખરે જીવનયાત્રા પૂરી થઇ. સંવત ૧૯૬૩ ના પોષ સુદ ૩ મંગળવારે ૬૯ વર્ષની વયે આ સ્વાશ્રયી આત્મા પોતાને પછવાડે ૩ સુપુત્રો તથા ૧ વિધવાનું બહોળું કુટુંબ મૂકી સ્વર્ગે સંચર્યા.



શેઠ મેઘજીભાઇ ગોકળદાસ આસુઆણી.

પૃષ ૧૪૭ સામે.



શ્રીયુત પ્રમાણંદભાઇ ગોકળદાસ આસુઆણી.





શ્રીયુત ધર્મસિંહ ગોકળદાસ આસુઆણી.

ચરિત્રનાયકના ત્રણે સુપુત્રો રા. મેઘજીભાઇ, પરમાનંદભાઇ તથા ધર્મસિંહભાઇ અત્યારે પિતાને શુભ પગલે ચાલી પોતાના વ્યવસાયમાં પ્રગતિને પંથે ધપ્યા જાય છે.

શ્રીયુત મેઘજીભાઇનો જન્મ સંવત ૧૯૩૯ના વર્ષમાં થયો હતો. ગુજરાતી પૂર્ણ તથા અંગ્રેજી ૩ ધોરણ સુધી અભ્યાસ કર્યા પછી કરાચીમાં પ્લેગ આવતાં અભ્યાસ છોડી બે વર્ષ ઘરે અંગ્રેજીનું શિક્ષણ લઇ ૧૭–૧૮ વર્ષની ઉમ્મરે પિતાના ધંધામાં જોડાયા અને થોડા જ વખતમાં પિતાશ્રી ઉપરનો કામનો બોજો પોતે ઉપાડી લીધો.

બીજા ભાઈ પરમાનંદભાઇનો જન્મ સંવત ૧૯૪૨ માં થયેલો અને તેઓ ભાઇ પણ ગુજરાતી પૂર્ણ તથા અંગ્રેજી ત્રણ ધોરણ સુધી અભ્યાસ કરી મોટાભાઇની સાથે મદદગાર થઇ રહે છે. ધર્મસિંહભાઇ પણ અભ્યાસ પૂર્ણ કરીને હવે એ કામમાં જોડાયા છે.

ત્રણે ભાઇઓ સરળ, નિખાલસ અને ઉદાર હૃદયના છે. તેઓનું વાંચન ભારે વિશાળ છે. સાહિત્યનો એમને બહુ શોખ છે. હમેશાં જગતમાં બદલાતી પરિસ્થિતિથી તેઓ વાકેફ રહે છે. અને તેઓનો મૂળ સિદ્ધાંત સત્યને રસ્તે ચાલી સત્યથી જ જીવન વ્યવહાર ચલાવવાનો કહેવાય છે.

છેલ્લી ચાલેલી યુરોપની મોટી લડાઇ વખતે જ્યારે સ્ટીમરોની તંગી અને ફ્રેટની બહુજ મારામારી હતી. ત્યારે તેઓ ધારત તો લાખો રૂપિયા મેળવી શકતે પરંતુ તેઓ વારંવાર કહે છે કે: અણુહકથી મેળવેલું દ્રવ્ય કદી પણ પોતા પાસે રહેતું નથી. ધર્મથી કમાયલું ધન જ શાન્તિને લાવનાર છે. આ અરસામાં તેમણે અનેક હિન્દીભાઇઓને મદદ કરેલી છે. પિતાના દેહાન્ત પછી બે ચાર વર્ષે કરાચીમાં મેસર્સ મેકીનન મેકેન્ઝીની કુા. ને બી. આઇ. ની એજન્સી મલી અને ત્યારથી નૂરની દલાલી જે પ્રથમ વેપારીઓ પાસેથી લેવાતી તે ઓફીસ પાસેથી લેવાનું થયું.

વિદ્વાનો તરફ હંમેશાં ચાહના ધરાવવા ઉપરાંત તેઓને સહાય આપવા આ ત્રણે ભાઇઓ ઉત્સુક રહે છે. પિતાના જેટલા બલ્કે તેથી પણ અધિક આજે તેઓ એજન્ટના વિશ્વાસપાત્ર બન્યા છે. અને શેઠ ગોકળદાસ આસુઆણી એન્ડ સન્સના નામે સુંદર વ્યવસાય ચલાવી રહ્યા છે. તે ઉપરાંત તેઓશ્રી પી. એ. કુા. ની બેન્કના દલાલ તરિકે પણ કામ કરે છે.

પરમાત્મા એમને લાંબુ આયુષ્ય આપી તેમના હાથે અનેક સુમંગલ કાર્યો કરાવો એજ અભ્યર્થના.



# શેઠ ત્રિભુવનદાસ ગાંડાભાઈ (ઉમરગામ)



આ નવ સૃષ્ટિમાં શ્રીમંત તેમજ સાધારણ વર્ગમાં અનેક મનુષ્યનો જીવનપ્રવાહ ચાલી રહ્યો છે. પરંતુ તેમાં ભવિષ્યની પ્રજાને માર્ગદર્શક થાય એવા ઉમદા ગુણોવાળાં જીવન બહુ ઓછી વ્યક્તિઓનાં જોવાય છે. સંત પુરૂષો સંસાર ત્યાગીને જ પરોપકાર કરી શકે છે એવી કેટલાકની માન્યતા છે તે બરાબર નથી. સંસારમાં રહી સર્વ ફરજો બજાવતા છતાં પરોપકાર, પ્રમાણિકતા, અદલ ન્યાય અને સ્વાર્પણ આદિ ગુણોનો વિકાસ કરી નિરાભિમાની જીવન કેવી રીતે જીવી શકાય તે આપણે શેઠ ત્રિભુવનદાસના જીવનમાંથી શીખી શકીએ છીએ.

આ ચારિત્રનાયકના વડીલોનું મૂળ નિવાસસ્થાન **ભા**વનગર હતું. આજ ૧૦૦–૧૨૫ વર્ષ પહેલાં શેઠ **ગાં**ડાભાઇના પિતા લાલજીભાઈ ઉમરગામ આવેલા. ચરિત્રનાયકના પિતા **ગાં**ડાભાઇનો જન્મ ઉમરગામમાં જ થયેલો. નાનપણથી જ માયાળુ સ્વભાવ, ચપળ બુદ્ધિ, વ્યવહારકુશળતા, સરળતા આદિ ગુણો શ્રીયુત **ગાં**ડાભાઇમાં જણાઇ આવતા હતા તે તેમના માતાપિતા તરફનો વારસો હતો. યોગ્ય વયે લગ્ન થયાં પરંતુ તેમનાં પ્રથમ પત્નીથી પુત્ર ન થવાથી કેટલાક વર્ષે બીજું લગ્ન કર્યું. દૈવયોગે તે પત્નીનું પણ મૃત્યુ થવાથી તેમને સંસારની અનિત્યતા પર ભારે ઉદાસીનતા થઇ: અને હવે પોતે લગ્ન કરવું નહિ એવો વિચાર કરી પોતાની બેનના બે પુત્રોને સાથે રાખી પોતાના કામની કેળવણી આપવા લાગ્યા. આ સમયે ઘાસ અને લાકડાના વેપારમાં તેમની આર્થિક સ્થિતિ ઘણી જ સારી થઈ ગઇ હતી. અને આટલી બધી મિલકતનો કોઇ ખરો વારસદાર હોવો જ જોઇએ એમ વિચારી શેઠ **ગાં**ડાભાઈનાં સગાંઓએ તેમને ફરી લગ્ન કરવાનો ભારે આગ્રહ કર્યો. કોઇ સ્નેહીએ પુનર્લગ્ન કરવા કહ્યું. જવાબમાં પોતે કહેતા કે “ મારે હવે ૪૫ વર્ષની વયે લગ્ન કરવું એ અયોગ્ય છે. વળી મારાં કુટુંબમાં કોઇએ પણ પુનર્લગ્ન કર્યું નથી તો મારાથી કેમ થાય ? ” મિત્રોનો ભારે આગ્રહ છતાં તેમનો વિચાર ન ફરવાથી તેમના એક વણિક સ્નેહી તથા સાથે રાખેલ ભાણેજે મળી તેઓ ન જાણે તેવી રીતે કાઠિયાવાડના **ભા**વનગર સ્ટેટના એક ગામડામાં એક ખાનદાન કુટુંબની કન્યા સાથે સંબંધ કરી નાખ્યો. શેઠ **ગાં**ડાભાઇની સંમતી વગર આ સંબંધ કરનારે સાહસ જ કર્યું કહેવાય; છતાં શેઠ **ગાં**ડાભાઇને નાઇલાજે તે સ્વીકારવું પડયું. લગ્ન થયાં તે બાઇનું નામ માણેક હતું. આ બાઈ ગરીબ કુટુંબમાં ઉછરેલી છતાં તેમનું હૃદય ઘણું ઉદાર અને સ્વભાવ માયાળુ હતો. તેમનું વય ૧૪ વર્ષનું હતું. શેઠ **ગાં**ડાભાઇનાં ગૃહમંદિરમાં પ્રવેશ કર્યા પછી કેળવણી અને ઉચ્ચ સંસ્કારોના યોગે તેમણે ઘરનો બધો કારભાર ઉપાડી લીધો. બે ભાણેજ-વહુઓ પોતાની સાથે રહેતી. તેમની ઉમ્મર ૩૦–૩૦ વર્ષની હોવા છતાં પોતાના મમતાળુ સ્વભાવથી તેઓનાં હૃદય જીતી લીધાં. એટલે વહુઓ પણ “ મામીજી કહે તે જ કબુલ ” એવી આજ્ઞાધિન થઈ રહી હતી.

ચરિત્રનાયકના પિતા ગાંડાભાઈ દયાળુ અને પરોપકારી નરરત્ન હતા. તેમનું હૃદય સદાય ધર્મભૂખ્યું અને દયાથી તરબોળ હતું. પોતે થોડું વૈદું જાણતા હતા. ગામમાં કોઈ માંદું પડે તો પોતે કાઢો કરી દરદીને પાઈ આવતા. અને એ રીતે દેશી દવાથી અનેક ગરીબોને સાજાં કરતા. બાઈ માણેક ઘરમાં આવ્યા પછી જાણે સૌભાગ્યલક્ષ્મીનાં શુભ પગલાં થયાં હોયની ! તેમ પ્રભુની કૃપા વરસી: અને પ્રથમ આપણા ચરિત્રનાયક શેઠ ત્રિભુવનદાસ રૂપી પુત્રરત્નની પ્રભુએ બક્ષિસ આપી. તેમનો જન્મ સંવત ૧૯૨૬ના વૈશાખ સુદ ૧૩ ના દિને થયો, શ્રીયુત ગાંડાભાઇને વધુ વિશ્વાસપાત્ર ગણી પ્રભુએ બીજાં બે પુત્રરત્નોની ભેટ આપી ! જેમનાં નામ રા. હરગોવિંદદાસ તથા રા. વૃંદાવનદાસ છે.

એક ઉત્તમ આર્યદંપતીને શોભે એવા ઉત્તમ સંસ્કાર આ ત્રણે બાળકોપર પાડવા માટે તેમણે બહુ ખંત રાખી હતી. શ્રીયુત ત્રિભુવનદાસ પોતાનામાં દૈવી ગુણો ખીલવી શકયા હતા તે સર્વ આ ઉત્તમ દંપતીની કેળવણીના જ રૂડા પ્રતાપને આભારી છે. માબાપના ગુણોનુંજ પ્રતિબિંબ બાળક છે એ તો દેખીતી જ વાત છે. આપણા ચરિત્રનાયકની કિશોર વય થઈ ત્યાં તો માતૃસુખની મીઠી માયા અલોપ થઈ. ત્રણે બાળકોનો બગિચો ખીલવી, શેઠ ગાંડાભાઈની લીલીવાડી મૂકી સૌ. માણેકબાઇ સ્વર્ગે સીધાવ્યાં. તેમનો દેહાંત સંવત ૧૯૫૧ ની સાલમાં થયો. દુ:ખનાં ઘેરાં વાદળ ચડે છે ત્યારે એક સામટાં ચડી આવે છે. એટલે ત્યારપછી એક વર્ષે સંવત ૧૯૫૨ ના પોષ વદ ૧૪ ના શેઠ ગાંડાભાઈનો પણ સ્વર્ગવાસ થયો. તે વખતે આપણા ચરિત્રનાયકની ઉમ્મર ૨૬ વર્ષની હતી. તેમણે ઉમરગામની શાળામાં મરાઠી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો. ઉમરગામ થાણાજીલ્લાનું લાકડાં અને ઘાસના વેપારનું ખાસ મથક છે. તે વખતે ગુજરાતી શાળા ગામમાં હતી નહિ. અનુભવ ખંત તેમજ સહવાસના બળે તેમનું અંગ્રેજી પ્રેકટીકલ જ્ઞાન પણ સારૂં થઈ ગયું હતું. આ રીતે શેઠ ત્રિભુવનદાસ પોતે ડીગ્રીધર નહિ છતાં પિતાનું બીઝનેસ સુંદર રીતે ખીલવી પોતાનો જીવનયજ્ઞ પણ ઉત્તમ રીતે ઉજવી ગયા છે.

થાણા જીલ્લાના જંગલના ખાસ મોટા કોન્ટ્રાકટો રાખી લાકડાં તથા ઘાસ તેમણે દેશપરદેશમાં પણ ચડાવવા માંડયાં—જેમાં સારો લાભ પણ થવા લાગ્યો. લાકડાંની બે લાતીઓ ભાવનગરમાં પણ રાખી હતી અને હજુ પણ ત્યાં આ વેપાર ચાલુ છે.

પિતાની હૈયાતીમાં શેઠ ત્રિભુવનદાસે એક કુટુમ્બી ભાગીઆ સાથે પોતે મુંબઈમાં દુકાન કરી હતી. તેમાં ઠીક પેદાશ હતી પણ ભાગીઆએ સટ્ટો કરી રૂ. ૧૦૦૦૦) ગુમાવ્યા, તેથી શરમાઈ તે ભાવનગર ગયો. ત્યાંથી આવાં સાહસિક કામ માટે પસ્તાવાનો પત્ર લખ્યો. આથી શેઠ ત્રિભુવનદાસને જરાય શોક ન થયો. આ તેમના મનની મોટાઇનો નમુનો છે. થોડા સમય પછી એક સંબંધીના ભાગમાં મુંબઈમાં દુકાન કરી, પણ તે ભાગીદારનું મૃત્યુ થતાં મુંબઈની દુકાન બંધ કરી, ને ફરી હમણાં એક સંબંધીની સાથે ભાગમાં ગરમ કાપડની દુકાન કરેલી છે તે સારી ચાલે છે.

શેઠ ત્રિભુવનદાસમાં વ્યાપારીકુનેહ અજબ હતી. ઉમરગામ, ભાવનગર, તેમજ મુંબઈ સિવાય ગોધરા દાહોદમાં પણ લાકડાં તથા ઘાસનું બીઝનેસ કર્યું હતું.

પિતાએ થોડી જમીન ખરીદેલી હતી તે પછી તેણે પોતે આસપાસનાં ગામડાંઓમાં

ઘણી જમીન ખરીદી છે જેમાં લાખો રતલ ઘાસ તથા ડાંગર થાય છે. આ રીતે અત્યારે તેમની મોટી જમીનદારી છે.

" લક્ષ્મી એ એક એવી ચીજ છે કે જે માણસને પોતાના સ્વાર્થ પૂરતું જ સમજવા દે છે. ગરીબના દુ:ખની કે અન્યની મુશ્કેલીની તેમને કંઈજ પડી નથી હોતી. " શ્રીમંતોના કલંકરૂપ આ જનકહેતીને શેઠ ત્રિભુવનદાસે ખોટી પાડી છે. પોતે અનાથોનો નાથ તથા ગરીબોનો બેલી હતો, ઉમરગામનું તે રત્ન હતું. લોકો તેમને **ધર્મરાજા** કહેતાં. ગામમાં કોઇને પણ દુ:ખથી પીડિત જોતાં ચરિત્રનાયકનું હૃદય દ્રવી જતું. જનસેવા એ જ દેવસેવા એ તેમનો મુખ્ય મંત્ર હતો. નિ:સહાય દુ:ખી માનવીને હરેક રીતે સહાય કરવામાં પોતે મહદ્ ધર્મ માનતા. પિતાના થોડા વૈદકીય જ્ઞાનનો વારસો પણ આ ચરિત્રનાયકને મળ્યો હતો. ગામમાં કોઈ માંદું પડે કે તુરત શેઠ ત્રિભુવનદાસ પાસે આવે. અને તેમની ચિકીત્સા કરી શેઠ તેમને મફત દવા આપે. ઉમરગામમાં દવા મેળવવાનો કોઇને ખર્ચ ન થતો. આ પરોપકારી નર મુંબઈથી દવાઓ ખરીદી લાવી પોતાને ત્યાં રાખતા અને ગામમાં કોઈ બીમાર પડે તો વિનામૂલ્યે આપતા. તેઓને લક્ષ્મીનું ઘેન ચડયું નહિ પણ પારકું દુ:ખ કેમ મીટાવવું એ જ તેમનું મનોરાજ્ય હતું. ગરીબોનાં દુ:ખ દરદો દૂર કરી આશીર્વાદ મેળવવા એ તો તેમનો નિત્યક્રમ હતો. પોતાના સહવાસીઓને તેઓ કહેતા કે " ગમે તે સમયે મધરાતે પણ કોઇ મને ખબર આપે કે અમુક માણસને ત્યાં અમુક છોકરો–છોકરી માંદાં છે, તો દરદીને તપાસી દવા પહોંચતી કરીશ. પરોપકાર માટે જ આપણું આ જીવન છે એ મને સચોટ સમજાયું છે." ઉમરગામમાં પ્લેગ ચાલતો હતો ત્યારે લોકો બહાર રહેવા ગયેલાં, ત્યાં પણ પોતે ગરીબોની સારવાર કરતા અને તેને લગતી સર્વ ચીજો મફત પૂરી પાડતા. સર્વ માનવી પ્રભુની જ ચેતન પ્રતિમા છે, અને તેની સેવા એ જ ખરો ધર્મ છે એમ પોતે માનતા અને કરતા. ગામના અંત્યજ વર્ગની પણ પોતે તે જ ભાવે સેવા કરતા.

સાધુની માફક સેવાની મંત્રણા લીધા છતાં ગૃહસ્થીના ધર્મથી વિમુખ થયા નહોતા. અતિથિસત્કાર તેમનો ઉત્તમ હતો. યાચક, બ્રાહ્મણ આદિ કોઇપણ શેઠ ત્રિભુવનદાસ પાસેથી નિરાશ થઇને કદાપિ પણ ગયો નથી. આ પોતે સાદી છતાં ખાંડાની ધાર જેવી સેવામાં લાગેલા છતાં પણ વિદ્યા–કેળવણી આદિ પર તેમને જબરો અનુરાગ હતો. ઉમરગામની અંગ્રેજી શાળા–હાઇસ્કુલ જેમાં અત્યારે ૧૦૦) વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે તે પણ એમના સત્પ્રયાસને આભારી છે. આ રીતે આ નિ:સ્વાર્થી નરરત્ન કેળવણીના કામમા આગેવાની ભર્યો ભાગ લેતા. આ ઉપરાંત તેમનામાં નિષ્પક્ષપાત ન્યાયબુદ્ધિનો ઉમદા ગુણ હતો. સ્વાર્પણનો ગુણ જેનામાં હોય તેનામાં જ ન્યાયનો ગુણ પણ રહી શકે છે. એ શિષ્ઠ જનોનું કહેવું સાવ સાચું છે. ઉમરગામમાંથી બને ત્યાં સુધી કોઇને પણ સરકારી અદાલતનો આશરો લેવા નહિ દેતાં આ સૌમ્યમૂર્તિ પોતે જ અદલ ન્યાય આપી ઘરમેળે વાંધા પતાવી દેતા. છતાં કોઇને અસંતોષ થતાં તેઓ કોર્ટનો આશરો લેતા તેમને પણ ઉપરોક્ત જણાવ્યા પ્રમાણે જ ન્યાય મળતો. એટલું જ નહિ પણ આવી ન્યાયબુદ્ધિના પ્રતાપે થાણા જીલ્લાના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ પણ આંટીઘુંટીવાળા કેસો શેઠ ત્રિભુવનદાસ પર મોકલાવી આપતા. જે કેસોનો પોતે અદલ ઇન્સાફ આપી શકતા; અને તેથી જ લોકો

તેમને " **ધર્મરાજા** " કહેતા. સરકારની નોકરશાહી પણ શેઠ ત્રિભુવનદાસ તરફ માનની નજરથી જોતી. એટલું જ નહિ પણ શેઠજીની સત્યનિષ્ઠાના પ્રભાવમાં તેઓ અંજાઇ જતા. ગામના કજીઆ ટંટા પતાવવા એ તો તેમનું મુખ્ય કામ હતું. અને પછી તો ભાઇ હરગોવિંદદાસ તથા વંદ્રાવનદાસને તૈયાર કરી પોતે પોતાનો વધુ સમય જનસેવામાં ગાળવા લાગ્યા. ભાઇ હરગોવિંદદાસ તથા વંદ્રાવનદાસ પણ સ્વભાવે શાન્ત, નિરાભિમાની, તથા સાત્વિક ગુણની મૂર્તિઓ છે. શેઠ ત્રિભુવનદાસ ઉમરગામ તાલુકા લોકલબોર્ડના મેમ્બર હતા. ગામમાં ક્યાંય લગ્ન પ્રસંગ હોય તો જગ્યાની સગવડ માટે શેઠ ત્રિભુવનદાસને કહેવામાં આવતું. અને તેઓ સર્વ સોઇ કરી આપતા. નાનાભાઇઓ. રા. હરગોવિંદદાસ તથા વંદ્રાવનદાસ વડીલ ભ્રાતાનું ભારે માન રાખતા અને નિરંતર આજ્ઞાંકિત રહેતા. યોગ્ય ઉમ્મરે શેઠ ત્રિભુવનદાસનું લગ્ન થયું. પોતાના ગુણકર્મસ્વભાવને યોગ્ય પત્ની મળતાં તેમનો સંસારરથ સુખપૂર્વક ચાલવા લાગ્યો. ઉમદા દાંપત્ય પ્રેમના નમુના રૂપ પ્રભુએ એક પુત્રરત્ન પણ આપ્યું. આ પુત્રનું નામ પરમાનંદદાસ છે પણ બધાં એમને 'બાબુ' કહી બોલાવે છે. શેઠ ત્રિભુવનદાસનાં પત્ની બહુજ દયાળુ ને કોમળ સ્વભાવનાં હતાં. પણ આ ગુણીયલ ગૃહલક્ષ્મીની જીવનદોરી બહુ ટુંકી હોવાના યોગે એક પુત્રરત્નની ભેટ આપી દેવી પોતે સ્વર્ગે સંચરી. આ આઘાતથી શેઠજીને ભારે દુઃખ થયું. કેટલાક સમય પછી સ્નેહીઓના આગ્રહથી બીજીવાર લગ્ન કર્યું. પરંતુ એમનાથી કંઈ સંતાન પ્રાપ્તિ થઈ નહોતી. પ્રથમ પત્નીથી થયેલ પુત્ર ચી. પરમાનંદદાસને અંગ્રેજી તેમજ ગુજરાતી જરૂરજોગો અભ્યાસ કરાવી પોતાના ચાલુ બીઝનેસની તાલીમ આપી બહુ લાયક બનાવ્યો છે. પિતાની માફક પુત્ર પણ માયાળુ અને હોશિયાર છે.

ચરિત્રનાયકના નાનાભાઇ હરગોવિંદદાસને માત્ર એક પુત્રી છે. તથા ભાઈ વંદ્રાવનને પ્રભુકૃપાએ ૭ પુત્રો છે. શેઠ ત્રિભુવનદાસના જીવનમાં પરોપકાર જ ઓતપ્રોત જોઇ શકાય છે. અને એ જ કર્તવ્યપરાયણતામાં તેમણે આત્મસમર્પણ કર્યું. સંવત ૧૯૭૪ની સાલમાં આ દેશમાં ઇન્ફ્લુએન્ઝા તાવ ફાટી નીકળ્યો. ત્યારે તે ગામમાં ૧૫૨ દર્દીઓ તેમની સારવાર નીચે હતા. તેઓને દવા, દૂધ વગેરે સર્વ વસ્તુઓ પૂરી પાડતા. કમનસીબે તે જ તાવ તેમને લાગુ પડયો. ૭ દિવસ સુધી તાવમાં સપડાયલા હોવા છતાં તે દર્દીઓની સારવાર કરવા જવાનું ચૂકયા નહિ. સાતમે દિવસે તાવ સખ્ત ચડ્યો. અને તે જ દિવસે પોતાના એકના એક પુત્ર પરમાનંદદાસને મૂકી આ કાયારૂપી કોટડીમાંથી તેમનો અમ્મર આત્મા સદાયને માટે સ્વર્ગનો વાસી થયો. સંવત ૧૯૭૪ના આશો સુદ ૧૧ ના આ પારકાને માટે જીવનારો દૈવી આત્મા ઇશ્વરના અમ્મર ધામમાં ચાલ્યો ગયો. ઉમરગામનો ધર્મસ્થંભ તે દહાડે તૂટી પડયો. એ ગરીબોનો બેલી જતાં ગરીબોએ અનાજ લીધું નહિ. સર્વને મહાભારત આઘાત થયો.

મહાન આત્માઓ સંસારનાં માનવીઓને બોધપાઠ આપવા આવે છે. જે પોતાનાં વર્તનથી પોતે કષ્ટ વેઠીને તે પાઠ ભણાવી ચાલતા થાય છે. અમારી લોહાણા જ્ઞાતિમાં આવાં નરરત્નો અધિક પાકો એ જ પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

# શેઠ દામજીભાઈ દેવજી ગણાત્રા (કરાચી)



જાત મહેનત એ સદ્દભાગ્યની ચાવી છે. મનુષ્ય પ્રાપ્ત થયેલા સાધનો અને સંજોગાનુસાર ગમે તે ધંધો સ્વીકારે પરંતુ તેમાં અડગ શ્રદ્ધા અને જાતિ મહેનતનું તત્વ હોય તો તે પોતાનું જીવન અન્યને અનુકરણિય બનાવી શકે છે. આવી જ ઘટનાઓ શેઠ દામજીભાઇના જીવનમાં જોઇ શકાય છે.

શેઠ દામજીભાઇનો જન્મ સંવત ૧૮૭૫ લગભગના વર્ષમાં કચ્છમાં આવેલા મોટા કુભા ગામમાં થયો હતો. બાળપણ એમણે ખેલવા કુદવામાં જ ગાળેલું. નિશાળો તો તે વખતે હતી જ નહિ; અને સામાન્ય રીતે અક્ષરજ્ઞાન પણ એમણે મેળવ્યું નહોતું. આ સિવાય બાળપણની ખાસ જાણવા લાયક વધુ હકીકતો અમનેમળી શકી નથી. ચરિત્રનાયકના નાનાભાઇ ભાવજીભાઇ સાધારણ ગુજરાતી બે ત્રણ ચોપડી સુધી ભણ્યા હતા. આગળના વખતમાં ખરી રીતે શાન્ત ગૃહકુંજોમાં ધાર્મિક વાતાવરણના પ્રભાવે બાલકોનાં હૃદય અને મન સુંદર રીતે કેળવાતાં. એ જ રીતે આ બન્ને ભાઇઓમાં જાતમહેનત, ખંત અને પ્રમાણિકતા આદિ સંસ્કારો એમનાં માતુપિતા તરફથી વારસા રૂપે મળેલા હતા.

કુટુમ્બની આર્થિક હાલત કંઇ બહુ સારી ન હોવાના કારણે બન્ને ભાઇઓ કરાચીમાં આવ્યા. આ સમયે કરાચી શહેર માત્ર નાનું ગામડીઆ જેવું હતું.

કચ્છી પ્રજા હંમેશાં સ્વતંત્રતાને ચાહનારી હોય છે. ગમે તેવો માણસ પણ બની શકશે ત્યાં સુધી નોકરી કરી પરાધિનતા સેવવી પડે તેના કરતાં મજુરીનું કામ પણ સ્વતંત્ર રીતે મળે તો તે કરવામાં કાંઇ ન્હાનમ સમજતો નથી. આ બન્ને ભાઇઓ પણ પ્રથમ કરાચી આવી એક વોરા ગૃહસ્થ લુકમાનજી ઇબરામજીને ત્યાં લાકડાં વેરવાના કામ ઉપર રહ્યા. સુખદુઃખના ચક્રમાં થોડો સમય વીત્યાબાદ એમની ભાગ્યરેખા ચમકી. આવા મહેનતુ છોકરાઓને જોઇ લુકમાનજી શેઠની ચાહના થઇ અને પોતાના સંબંધી શેઠ સુજાઅલી તૈયબજીની ઓફીસમાં એમને મુકાદમીનું કામ અપાવ્યું. આ ઓફીસમાં અનાજનું કામ હતું તેમાં આ બન્ને ભાઇઓ તથા ઠા. રાયશીભાઈ વગેરે મજમુ કામ કરતા. અનાજનું કામ બંધ થયા પછી કપાસનું કામ શરૂ થયું અને તેમાં મુકાદમી ઉપરાંત દર દાગીને એકેક રૂપિયો સુખડીનો મળતો અને આમા સદ્દભાગ્યના યોગે બધા ભાગીદારોને સારી કમાણી થઇ. ત્યાર પછી ભાગીદારો છૂટા થયા અને શેઠ દામજીભાઇ તથા ભાવજીભાઇએ મુકાદમીનું કામ ચાલુ રાખ્યું અને તેમાં સખ્ત મહેનત, શ્રદ્ધા અને પ્રમાણિકતાથી ઉત્તરોત્તર તેઓને સારૂં ચાન્સ મળતું ગયું. આ જ કામમાં તેઓ બન્ને ભાઇઓ ઇશ્વરની કૃપાપ્રભાવે ફતેહ પામ્યા તે એટલી હદ સુધી કે આખા કરાચીમાં શેઠ દામજી દેવજી ગોદામવાળા તરિકે ઓળખાવા લાગ્યા. મજુરીમાંથી મુક્ત થયેલા ભાગ્યશાળી પુરૂષો મુત્સદ્દી બન્યા. વ્યાપારી આલમમાં સત્યનિષ્ઠા અને સરળ નિખાલસ હૃદયથી પ્રતિષ્ઠા વધતી ગઇ. અને ત્યારપછી બન્ને ભાઇઓએ સ્વતંત્ર ધંધો પણ આરંભ્યો. કરાચીમાં જૂનામાં જૂની પેઢી શેઠ દામજી દેવજીની ગણાય

છે. ત્યારપછી કચ્છમાંથી કરાચી આવનાર અનેક જ્ઞાતિબંધુઓને ચરિત્રનાયક સવડતા કરી આપતા અને ઉત્તરોત્તર તેમના વ્યાપારમાં પણ તેમને ઘણો લાભ થવા લાગ્યો.

બન્ને ભાઇઓમાં અદ્વિતિય સંપ હતો. શેઠ આવજીભાઈ મોટાભાઇને વડીલસમ માની તેની હરેક આજ્ઞાપાલનમાં તૈયાર રહેતા. બન્ને ભાઇઓની જોડી રામ લક્ષ્મણ સમ ગણાતી.

શેઠ દામજીભાઈ કશું ભણ્યા ન હતા પણ હૈયાની ઉકલતથી મોટા મોટા હિસાબો તેઓ કરી શકતા. ધર્મ ઉપરની આસ્થા તેઓની ભારે હતી. પોતે વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયી હતા. સ્વભાવ મળતાવડો દયાળુ હતો. સાધારણ ગરીબીમાંથી શ્રીમંત બન્યા છતાં અભિમાનનો તો એમનામાં અંશ સરખો નહોતો.

પ્રાતઃકાળમાં હમેશાં સમુદ્રતટપર જઈ દર્શન કરી આવવાનો એમનો નિયમ હતો.

જ્ઞાતિભાઇઓની, સાધુસંતોની તથા બ્રાહ્મણોની સેવા કરી છૂટતા. કોઇપણ ગરીબને જોતાં એમનું હૃદય કરૂણાથી ભરપુર બનતું અને તેમને મદદ કરતા. અઢળક સંપત્તિના માલેક બનવા છતાં પોતાની પૂર્વસ્થિતિને તેઓ ભૂલ્યા ન હતા.

ચરિત્ર નાયકના નાનાભાઇ આવજીભાઈ પણ દયાળુ અને પરોપકારી પુરૂષ હતા. તેમની સખાવતો બધી ગુપ્ત જ રહેતી.

કરાચી મહાજનવાડીનું મકાન મરામત વગેરે કરાવીને સુધરાવી આપ્યું. તથા એક શિવાલય ચણાવ્યું. એક કૂવો બંધાવી આપ્યો. અયોધ્યામાં તેમણે રામચંદ્રજીનું મંદિર સારી રકમનો ખરચ કરી બંધાવ્યું છે. જન્મભૂમી કુબામાં પોતાને નામે એક ધર્મશાળા પણ બંધાવી છે.

પુણ્યાત્મા આવજીભાઈ સંવત ૧૯૪૭ની સાલમાં સ્વર્ગે સંચર્યા. તેઓ સારી મિલ્કત મૂકી ગયા તેમાંથી દરમાસે અમુક રકમ ધર્માદામાં વાપરવાની વ્યવસ્થા કરવાનું સૂચવી ગયા છે.

શેઠ દામજીભાઇ તથા આવજીભાઈની રહેણીકરણી સાદી અને સરળ હતી. ગમે તેવા સમયમાં પણ એમણે પોતાનો ડ્રેસ અસલી તજ્યો નહોતો. નાના ભાઇના દેહાન્તથી દામજીભાઇને ભારે આઘાત થયો.

સંવત ૧૯૫૫ની સાલમાં ૮૦ વર્ષની વયે શેઠ દામજીભાઇ પોતે પણ પ્રભુના પરમધામમાં પધાર્યા. આ કુટુમ્બનો આતિથ્યસત્કાર અજબ છે. શેઠ દામજીભાઇને ૬ પુત્રો હતા. ૧ પુરૂષોતમ, ૨ જીવણદાસ ૩ ટોપણદાસ, ૪ મૂળજી ૫ નારાયણજી ૬ રામજી. આમાં ત્રણ ભાઇઓને કંઈ સંતતી નહોતી. મૂળજીભાઈના ૨ પુત્રોઃ ૧ જમનાદાસ અને ૨ લાલજી જેઓ અત્યારે જુદો વ્યવસાય કરે છે. નારાયણજીભાઈના ૨ પુત્રોઃ શીવજીભાઇ તથા કુવરજીભાઇ છે. રામજીભાઇનો એક પુત્ર જયરામ હાલ અભ્યાસ કરેછે.

શીવજીભાઇએ અંગ્રેજીનો સાધારણ અભ્યાસ કરેલ છે; અને સંગીત તથા સાહિત્યનો સારો શોખ ધરાવે છે. કુવરજીભાઇએ અંગ્રેજીનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે ઉપરાત વ્યાપારી તાલીમ પણ ઠીક રીતે લીધેલી છે. બન્ને ભાઇઓ ઘણા માયાળુ અને મીલનસાર સ્વભાવના છે.

પોતાના વડીલોની કીર્તિને તેઓ દીપાવે એવા છે, પરમાત્મા એમને દીર્ઘાયુષ્ય બક્ષી તેમના હાથે અનેક મંગળ કાર્યો કરાવો એજ વાંચ્છના!



# શેઠ નથુભાઈ ગોવિંદજી (મુંબઈ)



જગતની અનિત્યતા એ પણ માનવીને એક જાતનું ચાન્સ છે, સુકૃતિઓ સાધવાની તક છે. પણ એ તક થોડા જ સંસ્કારી જીવો સાધી શકે છે. જીવનની ટુંક મુસાફરીમાં અનેક સંભારણાં મૂકી ગયેલા પુરૂષોની હરોળમાં શેઠ નથુભાઈનું નામ પણ અમર રહેશે.

કચ્છ અબડાસા તાલુકાના સાંધાણ ગામમાં ઈ. સ. ૧૮૫૦માં આ પૂણ્યપુરૂષનો જન્મ થયો હતો. કુટુંબની સ્થિતિ સાધારણ, વળી ભણવાના જોઈતાં સાધનો નહિ, એટલે જરૂરજોગું શીખી વ્યાપારીકળાનો અનુભવ લેવા પોતે મુંબઈ આવી નોકરીમાં જોડાઇ વ્યાપારી તાલીમ લીધી. માત્ર અનુભવ લેવા માટે જ નોકરી સ્વીકારેલી, બાકી એમનું હૃદય સ્વતંત્રતાપ્રિય હતું. એટલે પ્રસંગ મળતાં પોતે શેઠ નારણજી તુલસીદાસની ભાગીદારીમાં કરિયાણાની દુકાન કરી. કાર્યદક્ષતાથી સારૂં ચાન્સ મેળવ્યું. આજે મણિલાલ મૂળજીની રંગની ફર્મ પ્રખ્યાત છે તે જ મણીલાલભાઇ આ અરસામાં અન્ય ભાગીદાર સાથે કામ કરતા હતા પણ વધુ વખત ફાવ્યું નહિ એટલે એમણે ચરિત્રનાયકની મદદ માગી. શેઠ નથુભાઇને પણ આ રંગના વ્યાપારમાં ઠીક લાગ્યું એટલે પોતે મદદ–મુડી આપી; અને પ્રથમ શેઠ નથુભાઇએ પોતાના પુત્ર ગોપાલજી મૂલજીના નામે બીઝનેસ શરૂ કર્યું. ( નથુભાઈનું બીજું નામ મુલજી હતું. ) સમય જતાં પુત્રને વિલાસી થતો જતો જોઈ એમનું નામ દૂર કરી મણીલાલ મૂલજીનું નામ રાખ્યું. આ રંગના વ્યાપારમાં શેઠ નારાયણજી તુલસીદાસનો પણ ભાગ રાખેલો હતો. ચરિત્રનાયકમાં જાતમહેનત, સરળતા અને દૃઢતા આદિ ગુણો વખાણવા લાયક હતા, એમને પ્રપંચ કે મોજશોખ પ્રિય નહોતાં. પોતાની પ્રથમ પત્ની ગત્ થતાં ફરી પરણેલા. તે પત્ની પણ એક પુત્ર–ગોપાળજીને મૂકી મૃત્યુ પામતાં સંજોગો વિચારી કચ્છ સાયરામાં શેઠ ઉકા દેવજીની પુત્રી પ્રેમાબાઈ સાથે ફરી લગ્ન કર્યું હતું. આ બાઈ ખરી ધર્મમૂર્તિ હતી. એ બ્હેને પતિનું સત્ય શ્રાદ્ધ કરવા કરેલાં પૂણ્ય કર્મોની હારમાળા આપણે થોડીક વિગતો પછી જોઈશું. વિલાસપ્રિય એકનો એક પુત્ર ગોપાલજી પિતાની મિલ્કતમાંથી ભાગ લઈ છુટો થયો હતો. ધર્મપ્રિય પિતાના સંસ્કારોએ પુત્રને અસર કરી નહોતી. શેઠ નથુભાઇને સંતસાધુનો સહવાસ બહુ પ્રિય હતો. પોતાની હયાતીમાં રૂ. ૨૦૦૦ ) વાપરી પોતાના નામે ઋષિકેશમાં સાધુઓ માટે એક સુંદર જગ્યા બંધાવી હતી અને બીજાં ઘણાં પરમાર્થી કાર્યો કરવાના એમના મનોરથ હતા. પણ એ વિચાર કાર્યમાં પરિણમે તે પહેલાં સને ૧૯૦૪ માં જ પ્રભુએ એમને પાછા બોલાવી લીધા હતા. અવસાનની આગાહી થતાં છેલ્લી પળે પોતે વીલ તૈયાર કર્યું. તેમાં પોતાના પુત્ર ગોપાલજીને રૂ. ૧૦૦૦૦ ), ઋંબકમાં સદાવ્રત આપવા રૂ. ૧૦૦૦૦ ), પોતાની પત્ની પ્રેમાબાઇને રૂ. ૩૦૦૦૦ )ની કીંમતનો એક માળો, તથા રૂ. ૮–૧૦ હજારના દાગીના. આ પ્રમાણે વીલ કરી આ અવિકલ આત્મા મૃત્યુની શાંત નિદ્રામાં હંમેશને માટે સુતો. અને પત્નીને અધુરાં રહેલાં કાર્યો પૂરાં કરવાની પ્રેરણા કરતો ગયો. અને તે જ પ્રેરણાઓમાં પરોવાઈ એ બુદ્ધિમતી બ્હેને જે જે સ્તુત્ય કાર્યો કર્યાં છે તેની નોંધ લીધા વગર ચાલી શકતું નથી.

પતિનાં પરલોકગમન પછી રંગના વેપારની ભાગીદારી પોતે કાયમ રાખી જેથી તેમાં સારો લાભ મળ્યો. અને તે રકમનો છૂટે હાથે પોતે ધર્મનાં કાર્યોમાં ઉપયોગ કર્યો છે. બ્હેન પ્રેમાબાઈ જેવી બાઇઓ જ્ઞાતિમાં થોડી થઈ હશે. "જાયું તે જાવાનું" એ વિશ્વના અબાધિત નિયમને સૌ આધિન છે. બ્હેન પ્રેમાબાઇને પણ એ આગાહી થતાં માંદગીને બીછાને પડેલાં આ બ્હેને ભગત શ્યામજી ઉમરશીને તાર કરી તેડાવ્યા. ભગત પધાર્યા એટલે એમની સલાહ મુજબ પોતે નીચે પ્રમાણે વીલ કર્યું.

મકાન ભાડામાંથી રૂ. ૫૦ ) દર માસે કાશીના વિદ્યાર્થી અન્નક્ષેત્રમાં આપવા અને રૂ. ૫૦ ) દરમાસે સાંધાણુમાં સાર્વજનિક શાળા ખોલવા માટે આપવા.

રૂ. ૩૦૦૦૦ ) પોતાના મૃતપતિ શેઠ નથુભાઈના સ્મરણાર્થે એવી રીતે આપવા કે એ "નથુભાઈ ગોવિંદજી લોહાણા વિદ્યાતેજક ફંડ" ના વ્યાજમાંથી રૂ. છાની બાર સ્કોલરશીપ જ્ઞાતિના વિદ્યાર્થીઓ—ચોથા ધોરણથી મેટ્રીક સુધીના અભ્યાસવાળાને દર વર્ષે પોતાના પતિના નામે આપવી.

રૂ. ૬૦૦૦ )નાં વ્યાજમાંથી ઋષિકેશવાસી સાધુઓને અન્નવસ્ત્રો આપવાં.

રૂ. ૩૦૦૦ ) બદ્રીનારાયણના રસ્તામાં પોતાના પતિના નામે ધર્મશાળા બંધાવવા માટે. રૂ. ૫૦૦૦ ) ત્ર્યંબકમાં ધર્મશાળા બંધાવવા માટે, રૂ. ૧૫૦૦ ) કચ્છ કોકલીઆ ગામમાં મહાદેવનાં મંદિરનો જીર્ણોદ્ધાર કરવા માટે. રૂ. ૫૦૦૦ ) પોતાની પાછળ ૧૦૮ વેદ પારાયણો કરાવવા માટે. રૂ. ૧૫૦૦ ) નું વ્યાજ રામાનુજ સંપ્રદાયની વાડીમાં આપવા માટે. રૂ. ૧૫૦૦ )નું વ્યાજ કચ્છમાં ગૌમાતાઓને ઘાસ નીરવા માટે અને રૂ. ૨૫૦૦૦ )નું વ્યાજ પોતાના સાવકા પુત્ર ગોપાલજીને માટે. કચ્છ સાંધાણુમાં રૂ. ૧૦ થી બાર હજારને ખરચે ધર્મશાળા બંધાવવા તથા સદાવ્રત માટે રૂ. ૫ થી ૬ હજાર.

તે સિવાય પોતાની પાછળ ધૂમાડાબંધ આખાં સાંધાણુ ગામને જમાડી હાંડા ગાગરની લ્હાણી આપવા માટે, ઉપરાંત મંદિરો, નાથદ્વારા અને લાયબ્રેરીઓમાં રૂ. સો સોનાં પુસ્તકો અપાવવાનું વીલમાં ફરમાવી માત્ર ૨૫—૩૦ વર્ષની ઉમરે ૧૯૬૬ની સાલમાં આ બ્હેન સ્વર્ગવાસી થઇ ગયાં. એમનો નિષ્પક્ષપાતી પ્રેમ, દયા, ઉદારતા, અને પતિપરાયણતા ખરે જ સ્ત્રીજાતને મગરૂર કરે છે.

સદ્‌ગત્ બ્હેનના વીલમાં લખ્યા મુજબ ટ્રસ્ટીઓ રા. માધવજી હરિરામ, ભગત શામજી ઉમરશી તથા રા. ગોપાલજી દામજી સુંદર વ્યવસ્થા કરી રહ્યા છે. ભગત શામજીભાઈ બહારની વ્યવસ્થા કરે છે; અને બીજા ગૃહસ્થો મુંબઈમાંની વ્યવસ્થા કરે છે. જે બદલ તેઓ પણ ધન્યવાદને પાત્ર છે. પોતાની બધી મિલ્કત ધર્મકાર્યોમાં જ સમર્પી જનાર એ દેવાંશી બ્હેનને હજારો વંદન ઘટે છે. એમણે પતિનું અને પોતાનું જીવન પણ ઉજ્વળ કરી લીધું છે. જેથી લોહાણા જ્ઞાતિમાં આ દમ્પતિનું નામ સદાય અમ્મર રહેશે અને ભાવિ જનતા આવાં જીવનવ્રતોથી પરોપકારના પાઠ શીખશે.

# શેઠ અર્જુનભાઈ ખીમજી (મુંબઈ)



જગત એક નાટયભૂમિ છે તેમાં પાત્રોરૂપ પ્રાણી માત્ર પોતાને ભાગ આવેલા પાઠ ભજવી રહેલાં દીસે છે. અને પ્રભુ સુત્રધાર રૂપે અંતરિક્ષ રહી જે પાત્રો ભૂલ કરે તેને શીક્ષા કરી ઉત્તમ પાત્રોને યશસ્વી બનાવે છે. આવી અગમ્ય વ્યવસ્થાને અનુરક્ત રહી કોઇક જ વર્ત્તી શકે છે; અને પોતાની ગુણસૌરભ પ્રસરાવી શકે છે. અમે આજે જે પૂણ્યનરની જીવનરેખા દોરીએ છીએ તે માત્ર એક મૂળાક્ષર શીખેલા માનવી હતા છતાં એમની વિશ્વવ્યાપી વ્યાપારીપ્રગતિ અદ્દભૂત કળા શીખવાડે છે અને એમનો અનુભવ તથા ઉમદા સ્વભાવ જનતાને ઉન્નત માર્ગ બતાવે છે.

આ પ્રભાવશાળી પુરૂષનો જન્મ સં. ૧૯૨૬ ના વૈશાખ માસમાં મુંબઇમાં થયો હતો. ભણવાની જોઇતી સગવડ નહિ એટલે પોતે એક હુંડા માસ્તર પાસેથી અક્ષરજ્ઞાન લઇ બાર તેર વર્ષની કિશોર વયે વ્યાપારમાં પરોવાયા હતા. શરૂઆતમાં અનુભવ લેવા ખાતર નોકરી સ્વીકારી પણ આ સ્વતંત્રતાપ્રિય આત્માને બંધન ગમતું નહિ તેથી ત્રણ વર્ષમાં જ એ ગુલામીની જંજીર તોડી સોળ વર્ષના આત્મમંથન કાળમાં હરડાનો અને ગુંદરનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. પ્રથમ નાના પાયા પર કામ લીધું અને બહુ મુશીબતો વેઠી. પણ ઉત્સાહ આગળ પ્રતિકુળતાઓ ક્ષણવાર પણ કેમ ટકી શકે ? આ દેખાતા નજીવા ધંધામાં પણ એમણે ભારે કળા વાપરી ચાન્સ મેળવ્યું હતું. દરમ્યાન એમના પિતાજી શેઠ હરિદાસ પ્રેમજી તથા દેવજી પ્રેમજીની શેઠ દયાળ માધવજીના નામે ચાલતી પેઢીમાં ભાગીદાર હતા. એ ઉભય કુટુંબનો પણ પોતે ઉમદા ચાહ મેળવ્યો હતો, તેમ પોતાના ભાણેજો શેઠ ગોપાલજી તથા વલ્લભજીને પણ પોતે બહુ મમતાથી ચાહતા હતા.



શેઠ અર્જુનભાઈ ખીમજી.

સં. ૧૯૫૨ માં પોતે શેઠ તેજપાલ નરસિંહની સાથે ભાગમાં ધંધો કરતા હતા. કારણંકે તેઓ બાળસ્નેહીઓ હતા, અને આથી એમનો મૈત્રી સંબંધ ગાઢ થયો હતો. આ વખતે ધંધાને ખીલવવા માટે પોતે પોતાની બધીયે શક્તિઓને કામે લગાડતા હતા. અને પોતાની વ્યાપારીકુનેહથી હરડાંનું કામ લગભગ પોતાની કુંપનીના જ હાથમાં લઇ લીધું એમ કહીએ તો ચાલે. એમની કું.નો એક ટ્રાવેલર યુરોપમાં રહી દરેક કામ કરે છે, ત્યાં પણ એમનો પ્રભાવ એવો જામેલો કે A. K. માર્કનો માલ ત્યાં જતાં તેનો ખાસું એ પેની ભાવ વધુ અંકાતો. આ ખરેખર એમની મહદ પ્રવૃત્તિઓનો જ પ્રતાપ હતો. આવી અસંખ્ય

પ્રવૃત્તિઓને ધારણ કરી રહેલા છતાં પોતે સદાય શાન્ત, અક્રોધી અને વિરક્ત જેવા લાગતા હતા, સહવાસમાં આવનારાઓ કહે છે કે એમનો સ્વભાવ બાળકના જેવો નમ્ર અને આનંદી હોઇને સુખકર હતો. એમનો ચહેરો અદ્‌ભૂત શક્તિઓથી ઝળકી રહેલો દીસતો. " અર્જુન ખીમજી એન્ડ કું." ની શાખાઓ ઉપશાખાઓના ટ્રાવેલરો આખા હિન્દમાં માલ ખરીદવાને ફરતા હતા.

એમનું વ્યાપારી જીવન જેવું ઉજ્વળ છે તેવું જ ગૃહસ્થજીવન પણ કહી શકાય. પોતાની ૩૭ વર્ષની ઉમરે પત્ની ગત્ થતાં ફરી લગ્ન કરવા સગાંઓએ બહુ આગ્રહ કર્યો છતાં પોતે પોતાનો દૃઢ મત સમજાવી ફરી લગ્ન કર્યું જ નહિ. આવા સંયમી સજ્જનો આ જ્ઞાતિમાં થોડા જ હશે. પોતે મનુષ્ય સ્વભાવને જીત્યો હતો તેમજ રસ સ્વાદને પણ જીત્યો હતો. બહુ જ સાદું ભોજન લઈ અન્ય કંઇ પણ ખાવાની ઇચ્છા રાખતા જ નહિ. પોતે સુધારાની જરૂર પિછાનતા પણ ધીમે ધીમે સુધારો કરવાનું પસંદ કરતા, જ્ઞાતિની તેમજ કેટલાંક કુટુંબોની તકરારોનો પોતાની ન્યાયપરાયણ મતિથી અદલ ઇન્સાફ કરી ફેંસલો લાવતા. પોતે મુંબઈની ગ્રેન મરચંટસ એસોસીએશનના એક ઉત્સાહી સભ્ય હતા. તેમાં પોતાનાં કર્તવ્યનો અચ્છો ફાળો પણ આપ્યો હતો. ઉપરાંત શ્રી રણછોડદાસ ચત્રભૂજ કચ્છી લો. ઓર્ફનેજ, નારણજી ઇભજી તથા ભૂલચંદ મેઘજી હાયર એજ્યુ. બોર્ડીંગ, બાઇ સાકરબાઇ સહાયકારી ફંડ અને શેઠ ચંદા રામજી સસ્તા ભાડાની ચાલીઓ, તેમજ મુંબઇની પાંજરાપોળો વગેરે સંસ્થાઓના ટ્રસ્ટી હતા અને દરેક સંસ્થાઓના સહૃદયી હતા. જીવન જરૂર અનિત્ય છે એ ઉઘાડા કુદરતના સિદ્ધાન્ત કદી બદલાતા નથી. એ જ નિયમને અનુસરી આ યશસ્વી નરરત્ને પોતાની જીવનયાત્રા આખરે આટોપી ઈશ્વરી અમરધામમાં નિવાસ કર્યો હતો. મુંબઈના દાણાબંદરમાં એવો નિયમ છે કે રૂ. ૫૦૦) થી ૧૦૦૦) આપે તો જ માપ કાંટો બંધ રખાય. પણ આ પૂણ્યનરના અવસાન ખબર સાંભળી એમના માનમાં કંઈ પણ લીધા વગર એસોસીએશને માપકાંટો બંધ રાખી શોક દર્શાવ્યો હતો.

ચરિત્રનાયકે જ્ઞાતિહિત માટે હજારોની સખાવતો કરી હતી. બાદ એમનાં દેહાન્ત પછી વીસથી પચીસ હજારનું દાન કરવામાં આવ્યું હતું. પોતે પોતાની પાછળ એક પુત્રરત્ન અને એક પુત્રીરત્ન મૂકી ગયા છે. સુપુત્ર પુરૂષોતમભાઇ પણ ખરે જ ગુણમૂર્તિ છે. એમનો સ્વભાવ શાંત સહનશીલ નમ્ર અને આનંદી છે! હાલમાં તેમની પ્રકૃતિ જરા અસ્વસ્થ રહે છે તે પ્રભુ એમને અખંડારોગ્ય બક્ષી પિતાના પૂનિત પગલે ચાલવા સમર્થ બનાવે અને યશસ્વી કરે એવું ઇચ્છીશું.

# શેઠ વલ્લભદાસ માધવજી દાસાણી (ખંભાલીઆ)



દિવસ ઊગે છે. અને આથમે છે ઋતુઓ આવે છે અને જાય છે, આ માયાવી ઘટમાળમાં સમસ્ત જગત્ પરોવાયલું છે. જગતની આ માયાવી ઘટમાળ નજરે નિહાળવા છતાં આ નાશવંત શરીરે અમ્મરકીર્ત્તિ કોઈ વિરલ આત્માઓ જ સંપાદન કરી શકે છે. શેઠ વલ્લભદાસ અત્યારે આ દશ્યમાન જગતમાં નથી છતાં એમના કેટલાક સાત્વિક ગુણોનો પરિચય અહીં આપવો જરૂરનો છે. જે કંઈ જૂજ વિગતો મળી છે તેને આધારે તેમની જીવનઘટનાઓની આછી રૂપરેખા અમે દોરીએ છીએ.

શેઠ વલ્લભદાસ ભાઇનો જન્મ સંવત ૧૯૧૮ ની સાલમાં વડીલોના જૂના વતન ખંભાલીઆ ગામમાં થયો હતો. એમના ધાર્મિકવૃત્તિનાં સંસ્કારી માતાપિતાએ નાનપણમાં જ એમનામાં જાતમહેનત, દયા, પરોપકાર અને ધર્મના સંસ્કારોનાં ઊંડાં બીજ રોપ્યાં હતાં.

વલ્લભદાસ શેઠ સાધારણ ખપજોગું ગુજરાતી જ્ઞાન મેળવી પિતાના વ્યવસાયમાં જોડાયા હતા.

એમના પિતા માધવજીભાઇ લાયક સજ્જન હતા. એમનામાં અદ્દભુત વ્યાપારીશક્તિ, કુનેહ અને નીતિમતા હતી. પોતે મુર્શીદાબાદમાં રેશમી મુગટાઓનું તથા કલકત્તામાં, મુબઇમાં કાપડ સુતરનું બીઝનેસ ખોલ્યું હતું. જે ચરિત્રનાયકે તથા એમના ભાઇઓએ પાછળથી સારી રીતે ખીલવી એક પ્રસિદ્ધ વ્યાપારી તરિકેની નામના મેળવી છે.

ચરિત્રનાયકના પિતા માધવજીભાઈ સવત ૧૯૫૧ ના અષાડ વદ ૧૦ ના આ માયાવી સંસાર ત્યાગી પરલોકવાસી થયા.

ચરિત્ર નાયકએ ૩ ભાઇઓ હતા. સૌથી મોટા પોતે, ૨ કલ્યાણજીભાઈ, ૩ ટોપણભાઇ. તેઓ બધા સાથેરહી સંયુક્ત કુટુંબપ્રથા જાળવી રાખી, જે અદ્યાપિપર્યંત પણ એ જ પ્રમાણે ચાલુ રહેલી છે. સંવત ૧૯૫૬માં નાનાભાઈ ટોપણદાસ યુવાન વયે માત્ર ૬ માસના પોતાના બાળકને છોડી સ્વર્ગે સીધાવ્યા. પોતાના ટુંક જીવન અરસામાં ટોપણભાઇ કર્તવ્યનો વધુ ફાળો આપી શક્યા નહિ પણ જો તેમની જીવનદોરી લંબાઈ હોત તો કદાચ તેઓ પિતાશ્રીની ઉજ્જવળ કીર્ત્તિ પર કળશ ચઢાવી શક્યા હોત. પરંતુ દૈવને તે ન રૂચ્યું. બાળક વીસનજીભાઇ ૬ માસની વયમાં પિતાવિહોણા થયા પણ વડિલ વલ્લભદાસભાઇએ ખોટ નહિ જણાવા દેતાં તેમને કાળજીથી પાળી પોષી કેળવણી આપી અને એક લાયક શહેરી તરિકે પોતાના પગ ઉપર ઉભા રહેવાને શક્તિમાન બનાવ્યા છે. અત્યારે તેઓની ત્રણ પેઢીઓ મુંબઈ કલકત્તા તથા મદ્રાસમાં ચાલી રહી છે. મુંબઈમાં શેઠ આણંદજી વલ્લભદાસ કું., કલકત્તામાં શેઠ વીસનજી ટોપણ તથા મદ્રાસમાં પણ એ જ વીસનજીભાઈના નામે ચાલુ છે. ચરિત્રનાનાયક પિતા માધવજીભાઇએ પોતાની હયાતિમાં જામનગર અને ખંભાલીઆ વચ્ચે ચડાણા ગામમાં બંધાવેલી ધર્મશાળા તેમજ ખંભાલીઆ અને દ્વારકા વચ્ચે બંધા-



શેઠ વલ્લભદાસ માધવજી દાસાણી.

પૃ ૧૫૮ સાને.



શેઠ કલ્યાણજી માધવજી દાસાણી.





સ્વ. શેઠ રોપણદાસ માધવજી દાસાણી.

પૃષ્ઠ ૧૫૯ સામે.



શેઠ આણંદજીભાઇ વલ્લભદાસ.



શેઠ વીસનજી ટોપણદાસ.

વેલી ધર્મશાળા, વાવ, કુવા વગેરે પરોપકારી કાર્યો તેના પ્રતાપી જીવનની યાદ આપે છે. ચરિત્રનાયકના જીવનમાંથી ખાસ શીખવાની વસ્તુ એ મળે છે કે પોતે સાધનસંપન્ન થયા છતાં નિરાભિમાની, નિર્લોભી અને ધર્મપ્રાણ વૃત્તિના હતા. નાશવંત સંસારમાંથી અવિનાશી વસ્તુ જાણવાના પોતે જીજ્ઞાસુ હતા. પોતે જે કંઈ દાન કરતા તે અપ્રસિદ્ધ કરતા અને એવા દાનને પોતે સાત્વિક દાન સમજતા હતા. સંવત ૧૯૭૪ના દુષ્કાળમાં દ્વારકા, જૂનાગઢ, પોરબંદર, ખંભાળીઆ વગેરે સ્થળે ભૂખ્યાંઓને અન્નજળ પૂરાં પાડવા માટે પોતે રસોડાં તથા વસ્ત્રાભંડારો ખોલ્યા હતા. ભૂખ્યાં દુખ્યાં આવે તે જમી જાય અને નવસ્રાં વસ્ત્ર પણ લઇ જાય. આ પ્રમાણે આ કટોકટીના સમયે અનેક રાંક હૃદયોના તે વાલી બની તેમના અનેરા આશિર્વાદ મેળવી શકયા હતા. દુ:ખીઆંને દિલાસો આપી યથાશક્તિ સહાય આપવાની પોતાની ફરજ સમજતા. આવાં ઉમદાં કાર્યોથી પોતાની જીવનસુવાસ ફેલાવી ચરિત્રનાયક પણ સંવત ૧૯૭૪માં પોતા પાછળ એક પુત્ર આણંદજીભાઇ તથા પુત્રી વેલબાઇને મૂકી ઇશ્વરના અમરધામમાં સીધાવ્યા. કલ્યાણજીભાઇના હૃદયમાં આ બંધુવિયોગથી ઘણો આઘાત થયો.

ચરિત્રનાયકના સુપુત્ર આણંદજીભાઈ એક સજ્જન અને વિવેકી પુરૂષ છે. એક બાહોશ વ્યાપારી તરિકેની તાલીમ મેળવી વડીલોના વ્યાપાર વ્યવસાયને આગળ વધારી શકયા છે.

શ્રીયુત આણંદજીભાઈ પાંચ ધોરણ સુધી અંગ્રેજીનો અભ્યાસ કરી બીઝનેસમાં જોડાયા અને પિતાશ્રીના સંસ્મરણાર્થે સલાયામાં દવાખાનું ઉઘાડી તેમનું ખર્ચ બધું પોતે આપી રહ્યા છે. દ્વારકામાં એક અન્નક્ષેત્ર પણ ચાલુ છે. તેમનો સ્વભાવ મિલનસાર અને માયાળુ છે. સાહિત્યનો તેમને શોખ છે. દેશની વર્તમાન પરિસ્થિતિથી વાકેફ રહેવા માટે તેઓ જૂનું અને નવું સાહિત્ય બહુ ઝીણવટથી વાંચે છે. પિતાશ્રી વલ્લભદાસની હયાતીમાં તેમને એક પુત્રરત્ન સાંપડયું હતું તેનો દેહાન્ત થયો અને હાલ તેને ત્યાં ૩–૪ વર્ષની એક બાલિકા છે.

ભાઇ વીસનજીભાઇ પણ ધીર, ગંભીર અને શાન્ત સ્વભાવના નિરાભિમાની યુવક છે. સાહિત્યનો શોખ છે. વિદ્વાનો તરફ ભારે માનની નજરથી જોનારા છે. તેમને ત્યાં પ્રભુએ બે પુત્રરત્નો આપેલાં છે. તેઓ વિશેષ કરીને કલકતાની પેઢી ઉપર રહે છે. અને આણંદજીભાઇ મુંબઈમાં વિશેષ કરીને રહે છે. કાકા કલ્યાણજીભાઇને પોતે વડીલતુલ્ય માની તેમના તરફ પૂજ્યબુદ્ધિ ધરાવે છે.

આ કુટુમ્બ વૈષ્ણવ સંપ્રદાયમાં માનતું હોવાથી દરેકને તે ધર્મના ઉત્તમ સંસ્કારો પાડેલા છે. ચરિત્રનાયક શેઠ ટોપણદાસનાં પત્ની મોતીબાઇનો દેહાન્ત સંવત ૧૯૭૫ માં થયો હતો. તેમના સ્મરણાર્થે પુરીની ગૌશાળામાં વીસનજીભાઇએ એક ભવ્ય કૂવો બંધાવી આપ્યો છે.

આ રીતે કાકા કલ્યાણજીભાઇની આજ્ઞાને અનુસરી શ્રીયુત આણંદજી તથા વીસનજીભાઈ પોતાનું જીવનકર્તવ્ય બજાવી રહ્યા છે. પ્રભુ એમને દીર્ઘાયુષ્ય બક્ષી એમના હાથે જ્ઞાતિ, સમાજ અને દેશહિતનાં અનેક યશસ્વી કાર્યો કરાવે એવું ઇચ્છીશું.

# શેઠ ભવાનભાઈ મૂળજી પજારા (રાજકોટ)



ઠોકરો ખાવાથી ઠાકોર થવાય છે. પાષાણને ખુબ ઠોકરો વાગે છે ત્યારે તે દેવની મૂર્ત્તિ બને છે" આ સાધારણ જનકહેતીમાં ઉંડું રહસ્ય સમાયલું છે. માનવજીવનમાં પણ જોઇએ તો નાનપણનો દુઃખી માણસ સ્વાત્મબળથી અનેક મુશ્કેલીઓ સહી આગળ વધતો ચાલે છે. આજે જે વ્યક્તિની જીવનરેખા અમે દોરીએ છીએ તેઓ નહોતા કોઇ જમીનદારના પુત્ર કે નહોતા પોતે મોટા પ્રોફેસરઃ હતા માત્ર એક સાધારણ પિતાના વારસ કે જે પિતાજી પણ બાળપણમાં એમને છોડી સ્વર્ગે સંચર્યા હતા. આ ચરિત્રનાયક માત્ર જરૂરજોગું ગુજરાતી જ શીખેલા છતાં મોટા ઇજનેરનાં સ્થાનને શોભાવવા બુદ્ધિબળથી સમર્થ થયા એ જ એમના એકાગ્રતાપૂર્ણ જીવનની ખુબી છે.

શેઠ ભવાનભાઇનો જન્મ સં ૧૯૧૨ ની સાલમાં થયો હતો. સ્વાશ્રયી અને ઉદ્યમ પ્રિય માતાપિતાના ગુણો એમનામાં ઉતરેલા હતા. પિતાજી બાળવયમાં છોડી સ્વર્ગવાસી થવાથી કુટુંબપોષણનો ભાર શેઠ ભવાનભાઇ ઉપર આવી પડવાથી ખપ-જોગું ગુજરાતી શીખી પોતે રાજકોટ સ્ટેટમાં બે વર્ષ ઉમેદવારી કર્યાં બાદ ગોંડલ સ્ટેટના પબ્લીક વર્કસ ખાતામાં નોકરી લીધી; પરંતુ સ્વાવલંબી આત્માઓને પરતંત્રતા ભાગ્યે જ ગમે છે. ચરિત્રનાયકે પણ નોકરી છોડી સન ૧૮૭૮ માં પોતાના મામા શેઠ કાનજી કરસનદાસ ભગત જોડે કોન્ટ્રાકટના કામમાં જોડાવાનું પસંદ કર્યું. અને એ લાઇનમાં એકાગ્રતાથી લાગી ગયા. પોતે ઓછા અનુભવી છતાં કાઠિયાવાડમાં કેટલું ઉપયોગી બાંધ-કામ કરી શકયા છે તેની ટુંકી યાદી અમે અહીં આપીએ છીએ.

(૧) રાજકોટ સીવીલ સ્ટેશન ટ્રંક રોડ. (૨) વાંકાનેર સ્ટેટ વર્કસ. (૩) જામ સાહેબનો રાજકોટનો ઉતારો, (૪) લીંબડી રાજમહેલ (૫) જેતલસર સીવીલ સ્ટેશન (૬) પબ્લીક બીલ્ડીંગ્ઝ (૭) બીલે સીલેનો પૂલ (૮) વાંસજાળીઆ સ્ટેશન (૯) વિકટોરિયા બ્રીજ, જામનગરઃ વગેરે.

કાર્ય કરવાની ખંત અને એકાગ્રતા આ ઉપરથી સૌને સમજાશે. મામાની સાથે રહી ઉપરોક્ત કામ કર્યાં પછી મદ્રાસમાં એચ. એચ. હીકટની સાથે ભાગીદારીમાં જોડાયા. પણ પછી તેનાથીએ છૂટા થઈ પોતે માત્ર પોતાની જોખમદારી ઉપર આ કામ ઉપાડયું. અને સ્વાશ્રયથી પોતે રંગુનમાં સ્પેશીયલ ડીફેન્સ વૉર્ડ તથા લોઅર સીઅર સીઅર્સ બેટરીનું અને કોસ્ટ બેટરીનું કામ કર્યું હતું. ઉપરાંત સીની, મીદનાપુર, કલકત્તા એકસટેન્સન, બારૂન ડાલટન ગંજ, રેલો ઝરીઆ મીદનાપુર રોડ સ્ટેશન, અને ઇન્દોર સ્ટેટમાં નવ લાખનું કામ કર્યું. તેમાં સીવીલ બીલ્ડીંગ ગીરોટ, ગીરોટ બેલીઆરોડ, ગીરોટ રામ-પુરારોડ વગેરે વગેરે બાંધકામ પોતે કરાવ્યું હતું.

ચરિત્રનાયક પોતે પોતાના આત્મમંથન કાળમાં કોઇએ નહિ ધારેલી એવી પ્રગતિ કરી, દરિદ્રતાની સુસ્તી ઉડાડી, એક ભદ્ર પુરૂષની ગણનામાં આવ્યા. પણ પછી પોતે

પૃષ્ઠ ૧૬૦ સામે.



સ્વ. શેઠ ભવાનભાઇ મૂળજી પૂજારા.





શ્રીયુત અમૃતલાલ ભવાનભાઇ પૂજારા.
(બીજી લોહાણા પરિષદ્‌ના જનરલ સેક્રેટરી)

પોતાના જ ક્ષુદ્ર સ્વાર્થમાં લાગી નહિ રહેતાં જનકલ્યાણનાં કામો પણ હાથ ધરવા લાગ્યા. એમના જીવનને વધુ શોભાવનાર એમની ધર્મભાવના જ હતી. ગીરોટમાં પોતે રૂ. ૧૫૦૦૦) ખરચી ધર્મશાળા બાંધી તેમાં સત્યનારાયણનુ મંદિર બંધાવી મૂર્તિ પધરાવી આપી છે. અને તેમ કરી પોતાની ધાર્મિકતા દર્શાવી આપી હતી. પોતે જેવા ધર્માભિમાની હતા તેવા જ જ્ઞાત્યાભિમાની પણ હતા. રાજકોટમાં ખીમજી દયાળ લોહાણા બોર્ડીંગનું મકાન પોતે જાતમહેનતથી ઓનરરી સેવા માટે ચણાવી દેવાનું માથે લઇ ઇમારતી સામાન માટે ટ્રેનિંગ કોલેજનું મકાન ઉધકું લીધું. અહીં પોતે બપોરે બે વાગે જમીને ગયા. અને અઢીવાગે માત્ર બે મિનિટમાં તે જ ટ્રેનીંગ કોલેજના મકાને પોતે પંચત્વને પામી ગયા. (સં. ૧૯૬૧) કોણે ધાર્યુ હતું કે આ સત્યપ્રિય આત્મા આમ એકાએક સૌની વચ્ચેથી અલોપ થશે! ખરે જ ઈશ્વરી ઘટના અકળીત છે. આ પવિત્ર મૂર્ત્તિએ પોતાની હયાતીમાં કહેલ તે એમના ચી. અમૃતલાલે રાજકોટ સ્વામીનારાયણના મંદિરમાં રૂપાનું સિંહાસન રૂ. ૨૦૦૦) ખરચીને કરાવી આપ્યું હતું. અને પાણીના નળ પણ પોતે નંખાવી આપ્યા હતા. ઉપરાંત જૂનાગઢ સ્વામીનારાયણના મંદિરમાં પવનચક્કી રૂ. ૧૦૦૦) ખરચીને પોતે કરાવી આપી હતી. તેમ જ રાજકોટ લોહાણા ભોજનશાળામાં મોટા ખર્ચે પોતાની હયાતીમા પાણીનો નળ નંખાવી આપી તેનો ટેક્સ ના. ઠાકોર સાહેબ પાસે સદાને માટે માફ કરાવ્યો હતો. આ સિવાય પોતે ઘણાયે ગરીબભાઇઓને ધંધે ચડાવ્યા છે અને વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપી તેઓના આશ્રયદાતા બન્યા હતા. આજે કેટલાયભાઇઓ એમના પ્રતાપે સરસ લાઇનમાં લાગેલા છે. પોતે નવી કેળવણી નહિ લીધેલી છતાં તેના પૂજક હતા, સ્ત્રી કેળવણીના પણ ખાસ હિમાયતી હતા. લોહાણા વિદ્યાર્થીઓ માટે દરમાસે રૂ. ૬ ) લેખે બે વર્ષના રૂ. ૧૪૪૦) ની સ્કોલરશીપ પોતે ખોલી હતી. અને વ્યવસ્થા માટે બે ત્રણ ગૃહસ્થોને નીમ્યા. પણ રકમોની લોન વગર વ્યાજે ધીરેલ તે પૈકી એક માણસ ગુજરી જવાથી અને એક બે પાસેથી રકમ પાછી નહિ આવેલી એટલે ફંડની કેટલીક રકમ નાબુદ થતાં હાલ તેમના ચી. અમૃતલાલભાઇએ મુદ્દલ રકમ તથા વ્યાજમાંથી લોહાણા કન્યાઓને ઉત્તેજન માટે સ્કોલરશીપ આપવાનો બંદોબસ્ત કર્યો છે.

'જેનામાં શક્તિ હોય છે તેનામાં જ ઉદારતા હોય છે.' આ સુત્ર પ્રમાણેનો ગુણ ચરિત્રનાયકના જીવનમાં જોઈ શકાય છે. આ બાબતની એકાદ ઘટના અહીં ટાંકવાનું મન થઈ જાય છે. પોતાના ભાઈ વલ્લભજીભાઇ પ્રથમથી જ પોતાનાથી જુદા રહેતા હતા છતાં તેમના ચી. ભાઇ શામલદાસને પોતે રૂ. ૨૦૦૦૦ ) નું મકાન તથા રોકડ રકમ આપવાનું પોતાના અંતકાળે કહી ગયા હતા. અને તે જ પ્રમાણે એમના ચી. અમૃતલાલભાઇએ કર્યુ હતું. શેઠ ભવાનભાઇની ઉન્નતિનું મુખ્ય કારણ એમની નિયમિતતા હતી. દરેક કામ પોતે યંત્રની પેઠે નિયમસર કરતા. હંમેશાં પોતે પ્રભાતે ૪ વાગે ઉઠી સ્નાન પૂજા પાઠ કરી, મજુરોની આવજતપર લક્ષ આપતા. પોતે મજુરસંઘના ખરેખરા પિતા સમાન હતા. દરેક મજુરને ગરમ પાણીથી પ્રભાતમાં ન્હાવા માટે પોતે સ્વખર્ચે પ્રબંધ કર્યો હતો. અને દિવસ ઉગ્યા પહેલાં દરેક કારીગરને જમાડી લેવાનો બંદોબસ્ત પોતે રસોયા પાસે કરેલો હતો. મજુરોને જમાડી તેઓને કામે મોકલતા. બાદ બપોરે પણ દરેકને જમાડવાનો પ્રબંધ કરતા. સાંજે કામપરથી છૂટયા પછી કારીગરો સાથે સ્વામી-

નારાયણના મંદિરમાં બે કલાક ભજન કર્યા પછી પોતાનાં સંબંધીજનો સાથે નહિ બેસતાં કારીગરોની સાથે જ જમવા બેસતા. મજુરોને પોતે પોતાનાં બાળકોતુલ્ય લેખી તેઓની હરેક મુશ્કેલીઓ દૂર કરતા હતા. દર મહીને પોતે ભારે ધામધુમથી સત્યનારાયણની કથા કરતા ત્યારે, તેમજ તહેવારોના દિવસે પોતે દરેક કારીગરને પોતાને ખરચે જમણ આપતા. ઉપરાંત દરેક મજુરને આવવા જવાનું રેલ્વેનું ભાડું પણ પોતે આપતા. આથી કારીગરો પરમ સંતોષ પામતા હતા. દમડી માટે મજુરની ચમડી તોડવા મથતા હાલના મીલમાલેકો વગેરેએ આ ચરિત્રનાયકના જીવનનો અભ્યાસ કરવો જોઇએ અને દષ્ટિ-મર્યાદા વિશાળ કરતાં શીખવું જોઇએ. ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ સંતોષભર્યો હતો. પોતે પોતાની પાછળ એક પુત્ર તથા ત્રણ પુત્રીઓને મૂકી ગયા છે. તેમજ એક મહાન જાગીરદારની પેઠે કેટલીક ઇમારતો મૂકી ગયા છે કે જેનું ભાડું માસિક રૂા. ૫૦૦) ઉપજે છે. આ સિવાય મોટી રોકડ રકમ પણ મૂકી ગયા છે. જેની કુલ વ્યવસ્થા એમના ચી. રા. અમૃતલાલભાઇ કરે છે. રા. અમૃતલાલ પણ બહુ પ્રેમાળ અને મીલનસાર સ્વભાવના છે. પિતાજીના ગત્ થયા પછી પોતે વાંકાનેર પાસે જડેશ્વરમાં એક ઓરડો, તેના ઉપર એક મેડી તથા બ્રાહ્મણોનો ઉતરવા માટે રૂા. ૬૦૦) ખરચીને ઓરડા ચણાવ્યા છે. પિતાને પગલે ચાલી પોતે જ્ઞાતિસેવાના કામમાં પણ ઉમંગથી ભાગ લે છે. રાજકોટમાં બીજી લોહાણા પરિષદ વેળા રા. અમૃતલાલભાઇએ જનરલ સેક્રેટરી તરીકે ખંતથી કામ કર્યું હતું. તે સિવાય દરેક ધર્માદાના કામમાં પણ પોતાનો ઉદાર હાથ લંબાવતા રહે છે. રાજકોટમાં રાષ્ટ્રીય પરિષદ વેળા મંડપ કમિટિમાં પોતે સક્રીય ભાગ લીધો હતો જેની નોંધ પણ લેવામાં આવી હતી અને પ્રશંસાપત્ર પણ આપવામાં આવ્યું હતુ.

પ્રભુ એઓને સુબુદ્ધિ આપી પિતાની કીર્તિને અમ્મર કરવાની વધુ ને વધુ શક્તિ આપે એવું ઇચ્છીએ.



# શેઠ નારાયણજી ઈભજી (મુંબઈ)



મનુષ્ય પોતે જ પોતાનાં ભાગ્યનો વિધાતા છે. સારી કે માઠી સ્થિતિ માણસ જ પોતાની કૃત્તિઓથી લાવી શકે છે. આ નીત્તિવચનની સત્યતા દર્શાવવાનો એક દાખલો સ્વ. **નારાયણજી** શેઠનુ જીવનચરિત્ર પૂરો પાડે છે. આ ખોળીયું અત્યારે આ અવનીમાં નથી, છતાં એમની સદ્વૃત્તિઓનું યશોગાન તો ગવાયછે.

ચરિત્રનાયકના વડીલો કચ્છ **અંજાર** પ્રદેશના **વાગુરા** નામે ગામડાનાં વતની હતા. આર્થિક સ્થિતિ સુધારવા માટે પિતા ઇભજીભાઈ નાની વયે મુંબઈ આવ્યા હતા. અને ધીરજ, કાર્યદક્ષતા અને સ્વાશ્રયથી પોતે પોતાની સ્થિતિ બદલી શકયા હતા. પણ તેનો ઉપભોગ કર્યાં પહેલાં તો એ કર્તવ્યપ્રિય આત્મા-એ આ લોકમાંથી પ્રયાણ કર્યું હતું. આ વખતે ચરિ-ત્રનાયકની ઉમ્મર માત્ર ત્રણ ચાર વર્ષની હતી. એ-મના બે ભાઈ **રામજીભાઈ** તથા **પુરૂષોતમભાઈ** પણ વધુ મોટા ન હોતા. તેથી તેઓ સર્વના નિર્વાહનો બોજો ધૈર્યવાન માતા **જનબાઈના** માથે આવી પડયો હતો. આ સંસ્કારી માતા-



શેઠ નારાણજી ઇભજી.

એ દરિદ્રાવસ્થામાં પણ કદી કુળગૌરવ કે આત્મમર્યાદાનો લોપ કર્યો નથી. પોતે કરકસરથી

વ્યવહાર ચલાવતાં અને પુત્રોને સારા સંસ્કારી બનાવતાં હતાં. પુત્રોએ પણ માતા પાસેથી જ હૃદયની કેળવણી લીધી હતી. ભણવાના સંજોગો નહોતા એટલે નાની વયમાંથી જ ત્રણે ભાઈઓ વ્યાપાર ધંધામાં લાગ્યા હતા.

શરૂઆતમાં થોડાં વર્ષો નજીવા પગારે નોકરીમાં ગાળી વ્યાપારી અનુભવ લીધો. બાદ ચરિત્રનાયક સ્વ. શેઠ જેઠા ધનજી સાથે ભાગીદારીમાં મ્યુનિસિપલ ટાઉનડ્યુટી રીફંડના દલાલ તરીકે જોડાયા. ચરિત્રનાયકમાં બીજા બધા ગુણો કરતાં આત્મવિશ્વાસનો ગુણ વધુ પ્રમાણમાં હતો. હાથ ધરેલું કાર્ય પૂરૂં કર્યા વગર છોડતા જ નહિ. પોતે એક સ્વાશ્રયી સજ્જન હતા. દરેક કામમાં સંપૂર્ણ લક્ષ રાખવાની તેમને ટેવ હતી. સ્વભાવ ઘણો જ મમતાળુ હતો. આકર્ષક વર્તન અને પરોપકારી વલણથી તેઓ વ્યાપારીવર્ગમાં બહુ પ્રિય થઇ પડયા હતા.



શેઠ રામજીભાઇ ઈબજી.

નાનપણની ગરિબી તેઓ શ્રીમંત થયા પછી પણ ભૂલ્યા નહોતા. અને તેથી જ એમના હાથે અનેક જનહિતનાં કાર્યો થતાં હતાં. સર્વને શુભ સલાહ, જ્ઞાતિસેવા, જ્ઞાતિનાપટેલોના જુલમ સામે થવું અને ગુપ્તદાન કરવું એ એમની મુખ્ય કૃત્તિઓ હતી. અન્યને પણ છાનું દાન કરવા સંબોધતા. એમનો વ્યાપાર વિષયક ઉત્સાહ વખાણુવા જેવો હતો. ઉપરોક્ત દલાલીના કામ ઉપરાંત અનાજનો,બીયાંનો અને ખાંડનો પણ પોતે વ્યાપાર કરતા. માણસ પોતાની સ્થિતિનો પોતે જ ઘડનાર છે એ સત્ય એમના જીવનમાં તરી આવે છે.

એમના જીવનને વધુ શોભાવનાર એમની ધાર્મિક શ્રદ્ધા હતી. પોતે શંકરભકત હતા, પરંતુ એમનાં હૃદયની મહત્તા એ હતી કે તેઓ સર્વ સંપ્રદાયોપ્રતિ માનભરી નજર રાખતા હતા. શાસ્ત્રે સંબોધેલું ધાર્મિક જીવન એમને પ્રિય હતું. મહાપુરૂષોની જીવન કથાઓ જાણવા પોતે આતુર રહેતા. પોતે મોટા મોટાઓના સહવાસી હતા. તેમાં ખાસ કરીને સ્વ. શેઠ કરમશી દામજી સાથે ગાઢ મૈત્રી હતી. હરકોઇ પ્રસંગમાં તેઓ કદી નિરાશ જણાત, નહિ. આ પુરૂષાર્થપ્રિય આત્માએ સં. ૧૯૬૩ ના અધિક ચૈત્ર વદ બીજના આ નશ્વર સંસારનો સંબંધ છોડયો હતો. જેથી એમનો મિત્રવર્ગ તથા કુટુંબીજનો ભારે

શોકસાગરમાં ડૂબી ગયાં હતાં. પોતાને કંઈ સંતતી નહોતી પણ મોટા ભાઇ શામજીભાઈના બન્ને પુત્રો ગોપાલજી તથા વલ્લભજીને પોતે પુત્રવત્ લેખતા. અને એ પુત્રતુલ્ય ભત્રીજાઓએ જ નારાયણજીભાઈનું સત્ય શ્રાદ્ધ કર્યું હતું. તેઓએ કાકાની પછવાડે બ્રહ્મભોજન, જ્ઞાતિભોજન વગેરે કર્યાં ઉપરાંત તેમનું સંસ્મરણ કાયમ રાખવા માટે રૂ. ૩૦૦૦૦) જ્ઞાતિના બાળકોને ઉંચી કેળવણી આપવાને બોર્ડીંગ ખોલવા સારૂ પ્રથમ જ્ઞાતિપરિષદ વેળા આપેલ છે. આ બોર્ડીંગ અત્યારે સુંદર પરિણામ લાવી રહી છે. ચરિત્રનાયકનાં સંસ્કારી ભત્રીજાઓ શેઠ ગોપાલજીભાઈ તથા વલ્લભજીભાઇ આજે જ્ઞાતિ, સમાજ તથા દેશપ્રેમની લાગણી ધરાવી રહ્યા છે. તે સર્વ ગુણનો વારસો એમના દયાળુ ધર્મિષ્ઠ અને કર્તવ્યશીલ કાકા તરફથી જ વિશેષ કરીને મળેલ છે એમ કહેવાય. પ્રભુ એમના પુરૂષાર્થી આત્માને શાશ્વત શાન્તિ સમર્પે એ જ અભ્યર્થના.



# શેઠ નારણદાસ જીવરાજ દત્તાણી (મુંબઇ)



મનુષ્ય પ્રાણીમાં વિશેષતા અને મહત્તા જેવી કોઇ ચીજ હોય તો તે માત્ર તેમનું ચારિત્ર્ય છે. ભારતવર્ષનાં લોકો પોતાનું સદ્ચારિત્ર્ય જાળવવામાં મોળાં પડયાં ત્યારથી દેશમાં વર્ણસંકરતા અને સગવડીઆ નીતિ પ્રસરવા લાગી છે. આવા યુગમાં સંયમી અને ચારિત્ર્યશીલ પુરૂષોના જીવનનું વાંચન પણ કંઇક શુદ્ધ વાતાવરણ ફેલાવી શકે છે. આજે અમે જે નરરત્ન વિષે કહીએ છીએ તેઓ પોતે નહોતા કોઇ જમીનદાર કે નહોતા કોઇ પ્રોફેસરઃ માત્ર એમનું નિષ્કલંક ચારિત્ર્ય, વાણી, સંયમ, મુંગી સેવા અને સહૃદયતા આદિ ગુણો જ તેમને અમ્મર બનાવે છે.

શેઠ **નારણદાસ**ભાઇના વડીલો મૂળ **ખં**ભાળીઆના વતની હતા. પણ લગભગ ૧૦૦) વર્ષ પહેલાં વ્યાપારાર્થે તેઓ **મ**લબાર તરફ ગયેલા અને ત્યાં ધંધામાં ઠીક જામી જવાથી ત્યાં જ વસવાટ કરી રહ્યા હતા. એટલે ચરિત્રનાયકનો જન્મ પણ **મ**લબારમાં સંવત ૧૯૩૦માં થયો હતો. બાળપણથી જ એમની ગંભીરાઈ, મોટું મન, એકાગ્રતા, અને ઉદારતા આદિ ગુણો જીવનઉન્નતિનાં કીર્ણ રૂપે દીસતા હતા. મમતાળુ માતપિતાના સ્નેહપૂર્ણ સહવાસમાંથી પોતે ઉપયોગી માનસિક ખોરાક લઇ લીધો હતો. ધીમે ધીમે વિદ્યાર્થી વયમાં આવી પોતે ગુજરાતી પુરૂં તથા અંગ્રેજીનું જરૂર જેટલું જ્ઞાન સ્કૂલમાં લઇ લીધું.. ચરિત્રનાયકના વડીલ ભાઇ લક્ષ્મીદાસ પ્રથમ મુંબઈ આવ્યા, બાદ ટુંક મુદતમાં શેઠ દામોદરદાસ રતનશી સોમાણીની દુકાનમાં ભાગીદાર તરીકે જોડાયા. ત્યારપછી ચરિત્રનાયક પોતે મુંબઇ આવ્યા. સમય જતાં ચરિત્રનાયકની ઉન્નતિની ઉષા પણ ઝળકી. પોતે કલકત્તામાં દુકાન ચાલતી હતી તેના મેનજર થયા. પછીથી તેજ ફર્મ, મેસર્સ **કે. એમ. નારાયણ**જીની કું૦ ના નામે ફેરવાઇ ગઈ તેમાં પોતે છેવટ સુધી ભાગીદારી જાળવી રાખી બીઝનેસને અનેક રીતે ખીલવ્યું હતું.

પોતે વ્યાપારી લાઇનમાં પ્રવીણ થઇ સ્વાવલંબનથી કમાતા થયા ત્યારપછી પોતે ગૃહસ્થી થયા. **મ**નુ ભગવાને વર્ણવેલું એમનું બ્રાહ્મલગ્ન ઉપરોક્ત કંપનીના ભાગીદાર શેઠ મથુરાદાસ દેવરામની સુશીલ બ્હેન **હાં**સુબાઇ જોડે થયું હતું. કુલીન કાન્તાઓ દેશ અને સમાજની પણ વંદનીય થઇ શકે છે; અને સ્વપતિના આલોક અને પરલોકના કલ્યાણમાં ઉત્તમ મદદ કરી શકે છે. આ પ્રાચીન ઇતિહાસનાં અમર વાકયોને બ્હેન **હાં**સુબાઇએ પોતાના જીવનમાં સાચાં પાડયાં છે. ચરિત્રનાયકનો નીતિમય વ્યવહાર વધુ સુદૃઢ બનાવનાર આ બાઇ જ છે. આ બ્હેને ચરિત્રનાયકના સંસારમાં સ્વર્ગ ઉતાર્યું હતું. અને પતિના અવસાન પછીનું એમનું આદર્શ જીવનવ્રત તથા પતિના પવિત્ર પ્રેમની સ્મૃતિ માટેનાં કાર્યો આદિની રૂપરેખા હવે પછી આપણે જોઈશું.

ચરિત્રનાયકનો સ્વભાવ બહુ શાન્ત અને સહનશીલ હતો. જીવન એકરંગી અને વ્યાપારધંધામાં જ એકાગ્ર હતું. પોતે બહુ બોલતા નહિ. મુંગાં મુંગાં જે પરશ્રેય થતું તે



સ્વ. શેઠ નારણદાસ જીવરાજ દત્તાણી.

કર્યા જતા. શેઠ મથુરાદાસ દેવરામને પોતે વડીલ માનતા હતા. અને કોઇપણ વ્યાવહારિક અટપટું કાર્ય એમને સોંપી પોતે એમની ઇચ્છાનુસાર વર્તતા. પોતે સબ્ર પુરૂષાર્થ કરી સંતોષ માનતા. લાભ હાનિમાં મનની સમાનતા ઉત્તમ રીતે સાચવી શકતા. એમનું જીવન સદાય પ્રપંચ રહિત હતું. સૌથી વધુ નોંધ લેવા લાયક તો એમનું સંસારી ચારિત્ર્ય હતું. કોઇપણ મિત્રવર્ગમાં પરસ્ત્રી સંબંધી વાત થતી હોય તો તુરત ત્યાંથી ચાલી નીકળે. વિકારી નજરે જોવાનો દૃષ્ટિદોષ સદાય એમનાથી વેગળો રહેતો. આવો આદર્શ વણી બતાવનાર એમનો આદર્શ પત્ની હાંસુબાઈ જ કહેવાય. આ આર્યબાળાએ પોતાના ગૃહ આશ્રમને નંદનવન સમું બનાવ્યું હતું એટલે પછી ઘરમાં જ સ્વર્ગીય સુખ હોય તો પછી બહાર શોધવાની વાત જ કયાં રહી? દાંપત્યપ્રેમની પ્રતિકૃતિ રૂપ એક પુત્રરત્ન સાંપડેલું પરંતુ ઋણાનુબંધ અલ્પ હોવાથી તેમનું અસ્તિત્વ અલોપ થતાં ઉભયને માનસિક વ્યથા બહુ થઈ; પણ છેવટે પ્રભુ ઇચ્છાને વશ વર્તી સંતોષ ગ્રહણ કર્યો. સંતતિના અભાવે બીજી પત્ની કરવાની કલ્પના સુદ્ધાં આ આર્ય સજ્જને કરી નહોતી. 'પુત્ર વગર ગતિ નથી' એવી માન્યતાએ એક ઉપર બે ત્રણ સ્ત્રીના પતિરાજ થવા ઇચ્છનારાઓએ આ ચરિત્રનાયકના જીવનનું અનુકરણ કરવું જોઈએ.

દિવસ ઉગે છે અને આથમે છે ઋતુઓ આવે છે, અને જાય છે, તેમ પ્રાણીઓનાં અવારનવાર રૂપાન્તર થાય છે. આ ઘટમાળામાં સૌ કોઈ પરોવાયલાં છે. શેઠ નારણદાસ ભાઇની શારિરિક પ્રકૃતિ પણ સમય પરત્વે લથડવા લાગી. છેવટે એક દિવસ એવો ચોક્કસ આવ્યો કે તે દિવસે આ શુદ્ધાત્માએ પરલોક પ્રયાણ કર્યું. સં. ૧૯૭૬ના ચૈત્ર વદ અમાસને દિને પોતાની પ્રેમાળ પત્નીને એકલી છોડી પોતે ઈશ્વરી અમરધામમાં સંચર્યા! લાખો ઉપચારો ધૂળમાં મળ્યા. અને રંક હૃદયી બ્હેન હાંસુબ્હેનપર વૈધવ્ય દુઃખનો મહાન બોજો આવ્યો. પણ તેથી શું આર્યરમણીઓ કદી ધર્મ ભૂલી શકે ખરી? વધુ શું કહીએ? ભારતની દેવીઓ કોશલ્યા અને સુમિત્રા આદિ આદર્શ વિધવા સ્ત્રીઓના સરખો વૈધવ્યધર્મ આ બ્હેને સાચવ્યો છે. પરલોક સીધાવેલા પતિના જ ચિંતનમાં અને એમના આત્માને અખંડ શાંતિ મળે એવાં કાર્યો આ બ્હેને કર્યાં છે અને કરે છે. ધાર્મિક વાંચન મનન, પૂજાપાઠ, અલ્પ ભાષણ, સાદાઈ આદિ વ્રતો પોતે આ જીવનમાં સેવે છે. પોતે સ્વપતિના સ્મરણાર્થે ખંભાલીઆમાં ગરીબ ભાઈબ્હેનોને માટે સસ્તા ભાડાની એક ચાલી બધાવી કૂવા-હવાડા વગેરેની ઉત્તમ જુગતાઈ કરી છે. અને ગરીબ જ્ઞાતિભાંડરૂઓને રહેવા આપી માત્ર મહીને ચાર આના ભાડું લેવાનો સંકલ્પ કર્યો છે. આ કામમાં રૂા. ૨૫૦૦૦ )નું ખર્ચ થયું હતું. જે પોતે સ્વપતિની કમાણીમાંથી પૂરૂં પાડયું છે. આ ઉપરાન્ત રામનાથ મહાદેવનો નંદી તથા ચોક વગેરે પણ પોતે બંધાવી આપ્યાં છે! પતિનું સ્થૂળ સ્વરૂપ અદર્શ થતા પણ આ ગુણમૂર્તિ એમના સૂક્ષ્મ સ્વરૂપને નિરંતર પૂજે છે અને ધાર્મિક પ્રવૃત્તિમાં પતિની મિલ્કતનો સદુપયોગ કરે છે. કેટલાંક દુઃખી કુટુંબોને તેમજ રોગી અપંગોને આ દયાની દેવી નિરંતર સહાય આપતી જ રહે છે. ભારતીય મહીલાઓનાં ઉચ્ચ જીવન આગળ સર્વકોઈ નિસ્તેજ છે. પતિને સગવડીઆ ચીજ સમજી સ્વતંત્રના લેવા નીકળનારી ધર્મ ભૂલેલી બ્હેનોએ આવી સંન્યાસીનીઓનાં જીવનવ્રતનું અનુકરણ કરવું રહ્યું.

---

# શેઠ વલ્લભજી મોરારજી (કરાચી)



મનુષ્યયત્ન અને ઇશ્વરકૃપા એ કહેતીના ચરિતાર્થરૂપ શેઠ વલ્લભજીભાઇનું જીવન કંઇક અલૌકીક ઘટનાવાળું છે. પુરૂષાર્થ એ એમનો ખોરાક હતો. નહિ વધુ વિદ્યા કે નહિ સાધન છતાં જાતમહેનતથી પોતે આગળ વધી શક્યા એ બતાવે છે કે ઉદ્યમનેજ સર્વ સિદ્ધિ વરે છે. શેઠ વલ્લભજીભાઇનો જન્મ સન ૧૮૫૬ માં અંજારમાં થયો હતો. બાળવયમાંથી જ એમની શક્તિઓ છુપી રહેતી નહોતી.

ચરિત્રનાયકના વડીલો કચ્છ અંજાર પાસે નવાગામમાં રહેતા. પાંસઠ વર્ષ પહેલાં શેઠ મોરારજીભાઇ અંજારથી પાંચ વર્ષના પુત્ર વલ્લભજીને સાથે લઇ કરાચી આવ્યા. ત્યાં ગાડી બળદો રાખી ધંધો ચાલુ કર્યો. હાલમાં જે રામસ્વામી તથા રામબાગ નામક ગાડીખાતાં છે તે કવૉટર્સમાં પહેલાં ગાડીઓ રાખવામાં આવતી તેથી એ નામ પડેલ છે. પાંચ છ વર્ષ આ ધંધો આબાદ ચાલ્યો. પછી પ્રસંગવશાત્ પોતે કામકાજ સંબંધીઓને સોંપી પોતાને વતન આવ્યા. પાછળથી માણસોને હાથ કામ રહેવાથી મોટી નુકસાની આવી. પણ "પ્રભુ ઇચ્છા" સમજી પોતે હિંમત રાખી. પ્રથમથી જ હૃદય કેળવેલું હતું. એટલે ઉપાધી સહન કરવાનું તેમનામાં બળ હતું. સમય વિચારી રસ્તો સરળ કરી લેવાની કળા પોતે જાણતા હતા. તેથી માસિક રૂા. ૧૫) ના પગારે મેસર્સ લોકટ બ્રધર્સમાં નોકરી રહ્યા. પિતાશ્રી નોકરીમાં જોડાયા જોઇ ચરિત્રનાયકે માત્ર સાધારણ ગુજરાતી શીખીને કડીયાની લાઇન લીધી. નાની વય છતાં પોતે ૧૨ આનાનું રોજ લઇ આવતા. વખત જતાં પોતે તેમાં પાવરધા થયા અને પછી તો નાના નાના કોન્ટ્રાકટ લેવા માંડયા. ખંત, પ્રમાણિકતા અને જાતમહેનતથી તેમાં સારૂં ચાન્સ મેળવ્યું. હવે પોતાની એક ક્ષામટી શક્તિનો ઉપયોગ પોતે આ કામમાં કરવા લાગ્યા. વળી પોતાનો સ્વભાવ મિલનસાર એટલે સૌ કોઇનાં મનને જીતી લેતા. કોન્ટ્રાકટની લાઇનમાં પ્રવીણતા એટલી બધી મેળવી કે ગવર્નમેન્ટનાં મોટાં મોટાં બાંધકામો પણ વલ્લભજીભાઇને જ મળવા લાગ્યાં. ભાગ્યના પ્રબલ યોગથી એક સાધારણ સ્થિતિનો માણસ પણ પુરૂષાર્થ બળે ભારે પ્રગતિ કરી જાય છે. વલ્લભજીભાઇ પણ એ ગુણોથી જ અનુકરણીય થયા છે.

ઉત્તર વયમાં ચરિત્રનાયકના પિતા મોરારજીભાઇ નિવૃત્તિ જીવન ગાળતા હતા. પોતે ભલા દયાળુ અને સહૃદયી પુરૂષ હતા. એમની શારિરિક પ્રકૃતિ પ્રબળ હતી. સન ૧૮૮૮ માં જ્યારે તેઓ સ્વર્ગવાસી થયા ત્યારે વલ્લભજીભાઇની ૩૦-૩૨ વર્ષની ઉમ્મર હતી. પિતા સમર્થ હૃદયબળવાળા અને ધાર્મિક હતા એટલે પુત્રમાં પણ એ ગુણો ઉતરે એ સ્વાભાવિક છે. વલ્લભજીભાઇ હનુમાનજીના ચુસ્ત ઉપાસક હતા. નિત્યકર્મ કરવાનું કદિ પણ ચુકતા નહિ. મુસાફરીમાં પણ એ જ નિયમ જાળવી શકતા. ઇશ્વરભજનમાં જે સમય જાય તેને જ પોતે 'સાર્થક સમય' માનતા. સાધુ મહાત્માનો સત્કાર ભાવપૂર્વક કરી આત્મશોધનનો અમૂલ્ય બોધ સાંભળવા ઉત્સુક રહેતા. પોતાનું



સ્વ. શેઠ વલમજી મોરારજી.

મંતવ્ય ગમે તે ધર્મ પ્રતિ હોય પણ જગતમાં પ્રવર્તતા સર્વ ધર્મો પ્રત્યે તેમની સમાન દૃષ્ટિ હતી. "ગરીબોની સેવા એ જ પ્રભુની સેવા" એમ પોતે માનતા. ઘણીયે ગુપ્ત મદદ આપતા; અને પોતાના દેહાન્ત પછી પણ પોતે એક જગ્યા રાખી ગયા છે તેનું માસિક ભાડું રૂા. ૧૨૫) ઉપજે છે તે ગરીબગુરબાંઓને રાહત આપવા ઠરાવી ગયા છે. પોતે કહેતા કે "જમણે હાથે આપેલું ડાબો હાથ ન જાણી શકે તેનું નામ જ ખરૂં દાન, કીર્તિદાન એ તો પોલું રાજસ દાન છે." કરાચીમાં વસતા અંજારી લોહાણા બન્ધુઓમાં ધર્માભિમાની તરિકે તેમની પ્રથમ ગણના થતી. એક વખત એક બ્રાહ્મણ પુત્રને મકરાણીઓ લઇ ગયા અને મચ્છવામાં તેને છુપાવ્યો. શેઠ વલમજીભાઇને જાણ થતાં પોતાના ખરચે તેને છોડાવી તેના બાપને સુપરત કર્યો. ધર્માભિમાન જોડે જ્ઞાત્યાભિમાન પણ જબરૂં હતું. ગરીબ જ્ઞાતિ ભાઇઓને ધંધે લગાડી પોતે રાજી થતા. કરાચી અંજાર વિભાગના લોહાણા મહાજનના પોતે અગ્રેસર હતા. એક વખત અંજારથી સ્વજ્ઞાતિની બે બાળાઓને ભોળવી કોઇ માણસ કરાચી ઉપાડી આવેલ. તેની ખબર વલમજીભાઇને પડતાં તેઓને છોડવી અંજાર સુધી તેઓના વડીલોને ત્યાં પોતાને ખરચે પહોંચાડી દીધી; અને વધુ ખર્ચ કરી પેલા બદમાસ માણસને શીક્ષા અપાવી. પોતે અંગ્રેજી જુજ શીખેલા હતા પણ અનુભવ જ્ઞાનથી ઘણા આગળ વધ્યા હતા. એમની યાદશક્તિ અને વ્યવસ્થા કરવાની કળા અજબ હતી. તેમનાં કોન્ટ્રાકટનાં ઘણાં કામો ચાલતાં પણ જ્યારે તે પૂરાં થતાં ત્યારે ચોપડા તપાસ્યા વગર મોઢે કહી દેતા કે ચાલુ કામમાં આટલો નફો-ટોટા થયો છે.

વલમજીભાઇને બીજા ત્રણ ભાઇઓ હતા. નરસિંહ, પ્રાગજી અને લાલજી. તેમાં નરસિંહભાઈ જુદા રહેતા અને પ્રાગજી તથા લાલજીભાઈ બધા સાથે જ રહેતા. મ્યુનિસિપલ પાસેથી સડક બાંધવાના અને રીપેર કરવાના કામમાં તેઓને કાંકરીની જરૂર જણાઇ. પ્રસંગને ઓળખી તેઓએ પત્થરની ખાણોનો ઇજારો લઇ લીધો. એક કામ બીજા કામને સરળતાથી કેમ સહાયક થઇ પડે તે યુક્તિ શેઠ વલમજીભાઈ ઠીક જાણતા. ન્યાતજાતમાં તેમનું મોટું માન હતું. બહુ ભાગે પોતે ગરીબોને છુપું દાન આપતા એટલે એમની છાની સખાવતોની વિગત મળવી બહુ મુશ્કેલ છે. કોઇપણ સાધુસંત ફાળો લઇને આવે તેમાં વલમજીભાઇ ખુશીથી રકમ ભરી આપતા. આવા સંસ્કારી આત્માઓની કસોટી કરવા માટે ઈશ્વર કોઈ અનેરી ઘટના લાવીને મૂકે છે. વલમજીભાઇના એક પુત્રનો દેહાન્ત અકાળે થતાં તેમને બહુ દુઃખ થયું. પણ પ્રભુએ કર્યું તે ખરૂં એમ માની પુત્રની યાદગીરી રાખવા માટે શ્રી રામચંદ્રજીનું મંદિર ગાડીખાતામાં બંધાવ્યું. અને એક પુત્રીનો પણ એ જ રીતે દેહાન્ત થતાં તેના સ્મરણાર્થે એક ધર્મશાળા બંધાવી. મંદિરનાં ખર્ચ માટે એવી વ્યવસ્થા કરી છે કે ધર્મશાળાની દુકાનોનું ભાડું આવે તે બધું મંદિરના ખર્ચમાં જાય, આ એમની ગણત્રી એ એમના લાંબા અનુભવનું ફળ છે. મંદિરમાં કંઇ ગોટાળો થાય તો તુરત પોતે

ચાંપતા ઉપાયો લઈ સરસ વ્યવસ્થા કરતા. પ્રત્યેક કામ પોતે દઢતાથી કરતા. એમનો સ્વભાવ કડક હતો. તેઓ ઉદાર અને સાચી દયાવાળા હતા. એમનું શરીર કસાયલુ હતું. છેલ્લાં પાંચ સાત વર્ષ થયાં કોઇવાર છાતીમાં દુખાવો થતો. કોઈ સંત પુરૂષનો દેહ વિલય થાય એ પ્રમાણે વાલમજી ભાઇનો દેહાન્ત થયો હતો. આગલી રાત્રે આઠ વાગ્યા સુધી કામ કરી ઘેર આવ્યા. કુટુંબ સાથે રાત્રીભોજન કર્યા પછી પાછલી રાતે શરીરમાં ત્રોડ થવા લાગી એટલે શરીર ચંપાવ્યું. સવારના પાંચ વાગે પોતાના એકના એક પુત્ર મૂલજીભાઇને પાસે રહેવા કહ્યું; અને પોતે પ્રભુ સ્મરણમાં લીન થયા. પોતાને સંદેશ મળેલો જાણી સગાંવ્હાલાંને દૂર રહેવા સુચવ્યું અને મૂલજીભાઇને કહ્યું: 'આપણા કામકાજની તને માહિતી છે. હું હવે પ્રયાણ કરૂં છું. આપણા ગાડીખાતાનું એક ઘર હું ધર્માદામાં આપી જાઉં છું તેમાં પાંચ રૂપિયા ઘરમાંથી નાખી ગરીબ વિધવાઓને મદદ આપવાનું હું તને કહી જાઉં છું.' એમ કહી પોતે આરામખુરશી પર સૂતા અને પ્રભુની ધૂન જગાવી ઇશ્વરી અમરધામમાં પ્રયાણ કરી ગયા. સન ૧૯૨૧ ના મે માસની તા- ૯ મી ને સોમવારે પ્રભાતમાં પોતે જ્યોતિર્મય થઇ ગયા અને મૂલજીભાઇને સર્વ બોજો સોંપી ગયા. પિતાનું સર્વ કામ મૂળજીભાઇએ ઉપાડી લીધું હતું. પિતાના સદ્દગુણોનો વારસો તેમને મળેલો છે. રા. મૂલજીભાઇનો સ્વભાવ મીલનસાર અને મમતાળુ છે. વિદ્વાનોનો સત્કાર કરી યોગ્ય મદદ આપે છે. પિતાનાં આદરેલાં કોન્ટ્રાકટનાં દરેક કામ પોતે બહુ બાહોશીથી કરી રહ્યા છે. પોતે જરૂરજોગું અંગ્રેજી અને ગુજરાતી શીખ્યા છે. વિદ્વાનો એ સમાજની મિલ્કત છે એમ પોતે માને છે. જ્ઞાતિહિતનાં તથા ગરીબોની સેવાનાં દરેક કામમાં પોતે ખાસ ભાગ લઇબનતું કરે છે. પ્રભુ ! મૂલજીભાઇને દીર્ઘાયુષ્ય આપે અને પિતાને પગલે ચાલી તેઓ યશસ્વી બને એવું આપણે માગીએ !



# ભાઈ વિષ્ણુદાસ જીવરાજ (ગોરાણા)



વિદેશીય સહવાસે સમાજમાં જે હાલમાં વર્ણસંકરતા પેસાડી છે તે આજથી કેટલાક વર્ષ પહેલાં નહોતી. હિન્દુ ધર્મનીતિનાં તત્વો સમાજમાં દીર્ઘકાળથી વણાયાં છે. સમાજના અંગભૂત અન્ય જ્ઞાતિઓની જેમ લોહાણા જ્ઞાતિ પણ એ નૈતિક સંસ્કૃતિ જાળવી રહી છે. જે આદર્શને અનુલક્ષીત એક વ્યક્તિનો પરિચય અત્રે આવસ્યક છે. આ સજ્જન અત્યારે મૃત્યુલોકમાં નથી છતાં એમનાં સહૃદયી સ્મરણો ભૂલાય નહિ એવાં છે.

આ પવિત્રાત્મા ભાઈ વિષ્ણુદાસનો જન્મ સં. ૧૯૪૬ ની સાલમાં થયો હતો. કુટુંબસેવા, જનસેવા, વડીલોપ્રતિ ભાવ આદિ સુસંસ્કારોનાં બીજ એમનાં ધર્મપ્રાણુ માતાપિતાએ બાળપણથી જ આ બાળકમાં રોપ્યાં હતાં; એટલે જીવન નિષ્કલંક વ્યતિત થયું હતું. ખપજોગું ગુજરાતી ભણી વડીલ સહોદરના ધંધામાં મદદ કરવા માટે પોતે ૧૯ વર્ષની વયે ડેલગોઆબે પહોંચ્યા અને મોટાભાઇને માથેથી થોડા જ સમયમાં વ્યવસાયનો બધો બોજો પોતે ઉઠાવી લીધો. થોડા સમય બાદ મોટાભાઇ નારણદાસની તબીયત લથડતાં તેમને સ્વદેશ પહોંચાડયા. ચાંપતી સારવાર થઇ, પરંતુ વિધિના લેખ જુદા હતા. મોટાભાઇ એક પુત્રને મૂકી આ માયાવી સંસારમાંથી અદર્શ થયા. આ ખોટથી ચરિત્રનાયક ઉપર જોખમદારી ભરેલી ફરજો આવી પડી. વડીલનું સારી રીતે સત્ય શ્રાદ્ધ કરી તેમનાં આદરેલાં કાર્યો પોતે પૂજ્યભાવથી પૂરાં કર્યાં. ગોરાણાથી બે માઇલ પર ૬ ગામની સરહદ વચ્ચે વડીલ બન્ધુએ વાવ ગળાવવા માંડેલી હતી તે અધુરૂં કામ ચરિત્ર-નાયકે રૂા. ૨૦૦૦) ખરચીને પૂરૂં કરાવ્યું હતું, ઉપરાંત જે પાણીનો હવાડો ભરે તથા અનાથને આશ્રય આપે તેના નિર્વાહ માટે વાવની પાછળ ૧૦ વિઘા જમીન લઇ ધર્માદામાં આપી છે. જેમાંની ખેતીમાંથી ઉપરોક્ત માણસોનો નિભાવ થઇ શકે. આ સિવાય અધુરૂં રહેલું શ્રી રામચંદ્રજીનું મંદિર પણ મોટા ખરચે પોતે ચણાવી પૂરૂં કર્યું છે જે મંદિર વિષ્ણુમંદિર નામે ઓળખાય છે. ઉપરોક્ત વાવનું નામ નારાયણવાવ રાખેલું છે.

કાઠિયાવાડના દાનવીર ભાઇ નાનજીભાઇ કાલીદાસ ચરિત્રનાયકના કુટુંબી ભાઇ થાય છે. એમની ઉમદા સલાહથી ડેલગોઆબેનું કામ બંધ કરી વિષ્ણુદાસે જીન્જામાં નિવાસ કર્યો જ્યાં પણ પોતાની પરોપકારિતા અને સહૃદયતાથી વ્યવસાયમાં વિજયી થયા હતા. પરંતુ આ દીવ્યાત્મા વધુ પ્રકાશ પ્રસરાવે તે પહેલાં જ ઋણાનુબંધનો સંબંધ પૂરો થયો. સં. ૧૯૭૫ની સાલમાં જ ટુંકી જીવનસુવાસ ફેલાવી એ સંસ્કારી નર પંચતત્વને પામ્યા! ઇશ્વરી ઘટનાઓ અકળ છે. જગતમાં માનવી જન્મ એ આત્મોન્નતિનું ચાન્સ છે પણ તે સમજનારા થોડા જ મળે છે. આ ઘટનાએ સંબંધીઓને અગાધ દુઃખોમાં ધકેલ્યાં હતાં પણ પ્રારબ્ધને કોણ ફેરવી શકયું છે? પોતે કંઇ પાછળ સંતતી મૂકી ગયા નથી. પ્રભુ એ સાત્વિક આત્માને અમર શાંતિ બક્ષે.



# શેઠ મૂલજી નથુ પાંધી (મુંબઈ)



ભારત વર્ષની ઉન્નતિની ઉષા ધર્મમાં જ છે. જગત ગમે તેટલું ભૌતિક ઉન્નતિમાં આગળ વધે છતાં ધર્મ વગર અંતરશાંતિ તેમાંથી નહિ મળે. સંક્રાન્ત દશામાં સપડાયલી આલમ ધર્મને ભૂલી છે. ધર્મ વગર ઉદારતા, ન્યાય અને સ્વાર્પણના આદર્શ ગુણો ખીલતા નથી. ધર્મવિમુખતાને આંગણે આવેલાં જગતને ધર્મપ્રાણ પુરૂષોના જીવન વૃતાન્તો ખરી સ્થિતિ દર્શાવનારાં થઈ પડે છે. આ હેતુને અનુલક્ષી એક સહૃદયી આત્માનો પરિચય અત્રે આપવો ઉપયોગી લાગે છે.

આ સત્વગુણી શેઠ મૂલજીભાઈનો જન્મ સં. ૧૯૧૫ માગશર સુદ ૩ના શ્રી કચ્છ દેશળપુરમાં થયો હતો. આ પ્રખ્યાત કુટુંબની સાત્વિક સેવાઓ કચ્છી આલમને વિદીત છે.



શેઠ મૂલજી નથુ પાંધી

ચરિત્રનાયકના માતૃપિતૃ સ્નેહનું પ્રકરણ જલદીથી પૂરૂં થઈ ગયું હતું. માત્ર ત્રણ વર્ષની કુમળીવયે પોતે માબાપ વિહોણા થયા હતા. પણ પોતાના પૂજ્ય કાકાશ્રીએ અને વડીલ બન્ધુઓએ એમને એ ખોટ જણાવા દીધી નહોતી. તેથી પોતે મેટ્રીક સુધી અભ્યાસ પણ કરી શકયા હતા. સંસ્કૃત ભાષાના પોતે ભારે અનુરાગી હતા એટલે એ સંસ્કારી ભાષાજ્ઞાન પોતે બહુ વધાર્યું હતું. સંસ્કૃત સાહિત્ય એમના જીવનરૂપ હતું. શાળાનો અભ્યાસ છોડયા પછી પોતે બહોળા વાંચનમાં પ્રવેશ કર્યો હતો. ધર્મગ્રંથોનું અને મહાપુરૂષોનાં જીવનવૃતોનું વાંચન એમને બહુ વહાલું હતું. અંતપર્યંત પોતે ધર્મશાસ્ત્રોનું વાંચન અને સાધુસંતોનો સહવાસ જાળવી શકયા હતા. અંગ્રેજી કેળવણી એમના સંસ્કારી વિચારોને ફેરવી શકી નહોતી. પ્રભુની ઓળખાણ એ જ માનવી જીવનનું સાફલ્ય છે એમ પોતે માનતા. મિત્રવર્ગ પણ એવો જ પસંદ કર્યો હતો. વેદાંતનો અભ્યાસ કરી–હૃદય ગુફામાં વિરાજીત કોઈ અલૌકિક શકિતનું શરણ લઈ પછી પોતે કુદરતપ્રિય થીઓસોફીકલ સોસાયટીમાં જોડાયા હતા. અને આર્યસમાજ, પ્રાર્થનાસમાજમાં પણ સત્યની શોધ માટે ઉપયોગી ભાગ લેતા હતા. સ્વ. ભારતભૂષણ પંડિત

ગટ્ટુલાલજીના પોતે શિષ્ય હતા. શિષ્યવર્ગમાં ચરિત્રનાયક "લોહબાણુ"ના ઉપનામથી ઓળખાતા હતા. ગુરૂજી સમાધિસ્થ થયા પછી "ધર્માનુરાગી"ના ઉપનામથી ચરિત્રનાયક "લુહાણામિત્ર"માં ઉપયોગી ધાર્મિક લેખો લખતા હતા. ધર્મશ્રદ્ધા, તત્વજીજ્ઞાસા એમનામાં અપૂર્વ હતાં. પાર્થીવ કાર્યોથી પરવારી પોતે ધર્મગ્રંથોનું વાચન એકાંતમાં શરૂ કરતા. આમ હૃદયબળ વધારવા સાથે જ્ઞાતિસેવામાં પણ સક્રીય ભાગ લેતા. કચ્છી, હાલાઈ અને ઘોઘારી લોહાણા જ્ઞાતિનાં એ ત્રણ તડો દૂર કરી એકરૂપતા લાવવા માટે મિત્રો સાથે પોતે ભારે પ્રયાસ કર્યો હતો. અને એ હેતુને સફળ કરવા માટે મંડળ સ્થાપવાની પણ યોજના કરી હતી. "મુંબઈ ઘોઘારી લોહાણા મિત્ર મંડળ" તરફથી એક ઇનામી નિબંધ લખી પોતે વાંચેલો તે અતિ અગત્યનો લાગવાથી સૌએ ચરિત્રનાયકનાં ઉંડાં જ્ઞાનનાં વખાણ કર્યાં હતાં. સમયપરત્વે પોતે કચ્છી લોહાણા મિત્ર મંડળના સેક્રેટરી તરીકે અને ખજાનચી તરીકે પણ સેવા બજાવી હતી. આવી એમની મુંગી સેવાઓ અનેક છે. હૃદયની સાત્વિક પ્રેરણાથી કામ કરનારને સ્તુતિની દરકાર હોતી નથી. જીવનને ધર્મના રંગથી રંગી ૫૦ વર્ષની વયે કચ્છ અંજાર ખાતે આ પવિત્ર પુરૂષે સંસારનો સંબંધ સં. ૧૯૬૫માં કારતક વદ ૭ રવિવારના છોડયો હતો. સંબંધીઓમાંથી આ સંત અદર્શ થતાં બહુ શોક થયો હતો. પોતે પોતાની પાછળ બે પુત્રો એક પુત્રી અને એક વિધવાને મૂકી ગયા છે. આ સાત્વિક પિતાના બન્ને પુત્રો આણંદજીભાઇ તથા નારાયણજીભાઇ પિતાના આદર્શ ગુણોની આબાદ મૂર્તિરૂપ છે. નારાયણજીભાઇ મેટ્રીક પાસ થયા છે. બન્ને સાદા અને સહૃદયી છે. જ્ઞાતિહિતનાં દરેક કામમાં ખડે પગે તૈયાર રહે છે. "લુહાણામિત્ર" દ્વારા શ્રીયુત આણંદજીભાઇની સેવાઓ જાણીતી છે. પિતાની માફક સાહિત્યના શોખીન છે. તેઓ સાચા જ્ઞાત્યાભિમાની જ્ઞાતિસેવક છે. પ્રભુ એઓને પિતાને પગલે ચાલવા અધિકને અધિક સમર્થ બનાવે એજ વાંછના!



# શ્રી. કાનજી ઓધવજી હિન્ડોચા (ખંભાળીઆ)



સેવા એ શબ્દ સરળ છે પણ એનું કાર્યક્ષેત્ર અતિ વિકટ છે. સેવાના મંત્રને જીવનમાં વણનાર વ્યક્તિમાં ત્યાગ અને વૈરાગ્ય સાથે કર્તવ્ય-પ્રિયતાની જરૂર છે. આ ત્રિગુણની મૂર્તિરૂપ જ્ઞાતિસેવક ભાઇ કાનજી ભાઇને અત્રે અમે ભૂલી શકતા નથી.

આ સાત્વિક નર દશ્યમાન જગત્થી પર થયો છે છતાં એમની સેવાઓની સુવાસ એમની અમરતા સિદ્ધ કરે છે. આ અડગ ટેકી આત્માનો જન્મ ખંભાળીઆમાં સં ૧૯૨૩ની સાલમાં થયો હતો. પોતે ગરીબીમાં જ ઉછર્યા હતો. આર્થિક સાધનની અનુકુળતાના અભાવે નોકરી લીધી. સં. ૧૯૪૧-૪૨ થી આ નોકરી છોડી વ્યાપારાર્થે મુંબઇ અને ખંભાલીઆ વચ્ચે એમની આવજા શરૂ થઇ. મુંબઇમાં વધુ વખત રહ્યા દરમ્યાન જ્ઞાતિના કુરિવાજો, કલહો અને કુસંપ જોઇ કોણ જાણે શાથી પણ એમનું હૃદય વિંધાઈ ગયું; અને વ્યાપારમાંથી મન ઉઠી ગયું. એટલું જ નહિ પણ જ્ઞાતિસેવા માટે ફકીરી લઇ, સ્ત્રીપુત્રને પોતાના ભાઇને ત્યાં રાખી, સમસ્ત લોહાણા જ્ઞાતિની પરિષદ મળી બદીઓ નાબુદ કરવાના ઠરાવ ન કરે ત્યાં સુધી પગમાં ઉપાન (જોડા) નહિ પહેરવાની અને મિષ્ટાન્ન નહિ ખાવાની ઉગ્ર પ્રતિજ્ઞા લઇ જ્ઞાતિ-ભાઇઓને જગાડવા-સમજાવવા માટે શિયાળે, ચોમાસે અને ઉન્હાળે રાતદિવસ ઉઘાડે પગે ગામડાઓમાં પોતે ફર્યા. મનુષ્ય સ્વભાવ પ્રમાણે સૌએ નિંદાસ્તુતિ કરી. પણ આ ટેકી આત્મા તો ખરાં સ્તુતિ નિંદા પોતાના અંતરનાં જ સાંભળતો હતો. આમ ગુજરાત કાઠીઆવાડનાં સેંકડો ગામડાંમાં ફરી જ્ઞાતિભાઇઓમાં જ્ઞાત્યાભિમાનનો પ્રાણ ફૂંક્યો. અને ૭ સાત વર્ષના સખ્ત પરિશ્રમના પરિણામે ૧૯૧૦ માં મુંબઇમાં સમસ્ત લોહાણા કોન્ફરન્સનું અધિવેશન કરાવ્યું. આ વખતે પ્રમુખે એમને ઉચ્ચ લાગણીની ભેટ કરી હતી. એમનો સ્વભાવ ટેકી હતો. પ્રાણાન્તે ટેક છોડતા નહિ. મુસાફરીમાં અનેકનાં આતિથ્ય છોડ્યાં અને ઋતુઓના સપાટા સહન કર્યા પણ લીધેલી ટેક છોડી નહિ. કર્ત્તવ્યનિષ્ઠ પુરૂષોના જીવનની એ ખુબી છે. આ ઉપરાંત "લોહાણા જ્ઞાતિ હિતવર્ધક" નામે માસિક પોતે ચાલુ કર્યું પણ આર્થિક મુશ્કેલીના સબબે પાંચ વર્ષ જ ટકાવી પછી "લોહાણામિત્ર" સાથે જોડી દીધું. મુસાફરી દરમ્યાન "લોહાણા લઘુ આરસી" નામે પુસ્તક ચરિત્રનાયકે લખ્યું છે. તેમાં એમનું સાફ હૃદય લખાયું છે. જીવનની છેલ્લા ઘડી સુધી એમની ઝંખના જ્ઞાતિસેવાની જ હતી. કાળચક્ર ફરે છે તેમ પરિવર્ત્તન પણ થાય છે. સેવાનાં બહોળાં ક્ષેત્રોમાં ઘુમેલા આ જ્ઞાતિબંધુના જીવનની પણ આખરે ઓટ આવી. મોજશોખ કે કુટુંબ સુખને વહાલાં ન કરતાં જ્ઞાતિસેવામાં જ પ્રાણ પટકાવી નાંખનાર આ ધીરવીરના જીવનનો આખર દિન સં. ૧૯૭૫માં આવ્યો. નુતનવર્ષનાં માંગલીક વહાણે કાર્તિક સુદ તૃતિયાને દિને આ ઝળકતી જીવનજ્યોત બુઝાઇ ગઇ અને માત્ર સેવાની સુવાસ સંભારણામાં રહી ગઇ. પ્રભુ આવાં અનેક સેવાપ્રિય રત્નોને લોહાણા જ્ઞાતિમાં ઉત્પન્ન કરે એવું ઇચ્છીશું.



સ્વ. શેઠ વલ્લભદાસ મૂલાણી



ગં. સ્વ. વાલીબાઇ વલ્લભદાસ

# શેઠ વલ્લભદાસ મૂલાણી (ગોરાણા)



જગતમાં એક સહૃદયી પુરૂષ જે કામ કરે છે તે અંતરપ્રેરણાથી કરતો હોવાથી તેની અસર કાયમ રહે છે. શેઠ **વલ્લભદાસ**નું જીવન કંઇક એવી ઘટનાઓનું શિક્ષણ આપે એવું હોવાથી એની ટુંક જીવનરેખા દોરવા અમે પ્રેરાઇએ છીએ.

ચરિત્રનાયકનો જન્મ **કાઠિયાવાડ**માંના **ગોરાણા** ગામમાં સં. ૧૯૧૮ માં થયો હતો. આ વેળા એઓનું કુટુંબ બહુ પ્રતિષ્ઠિત અને પૈસે ટકે પહોંચતું હતું. વડીલો ખેડુતોને નાણાં ધીરવાનો અને વ્યાજવટાવનો તેમજ બીજો પરચુરણ ધંધો કરતા હતા. પુત્રને જરૂરજોગું ભણાવી વ્યાપારધંધામાં લગાડી દેવાની તેઓની ખાસીયત હતી. એટલે આપણા ચરિત્રનાયક પણ થોડુંક ભણીને પાધરાકને પિતાની બીઝનેસ લાઇનમાં જોડાયા હતા. પોતે ગર્ભશ્રીમંત હતા છતાં એશઆરામી જીવન પ્રિય નહોતું, સવારથી સાંજસુધી કામ કરી શરીરને કસરત આપતા. પોતે ચાર સહોદર હતા. જેઓ બધાએ સાધારણ ભણી વ્યાપારધંધામાં લાગ્યા હતા. ગામડીઆમાં હાલ પણ ચાલી રહેલી પ્રથા મુજબ ચરિત્રનાયકને પ્રથમ ૧૩–૧૪ વર્ષની વયે ઘરસંસારમાં જોડી દેવામાં આવ્યા. પરંતુ પછીથી ૧૫ વર્ષ સુધી એ પત્નીથી સંતાન પ્રાપ્તિ નહિ થવાથી વડીલોના અતિ આગ્રહને વશ થઇ **બ**ખરલાના એક ગૃહસ્થ દા. **મો**રારજી **લક્ષમણ**ની પુત્રી સુભદ્રા વેરે પસંદગીનાં લગ્ન કર્યાં. બન્નેનો સ્વભાવ મળતો હોઇને તેમનાથી સંસાર સુખી નીવડયો હતો એમ કહેવાય છે. વખત જતાં આ પત્નીથી એઓને ચાર પુત્ર થયા. તેમાંના એક ગત્ થયા અને ત્રણ વિદ્યમાન છે. ઘરમાં બન્ને શોક્યો વચ્ચે સંપ રહેતો. એમની નવી પત્નીને માટે પ્રથમ ગમે તેવી લોકવાયકા હતી પણ આગળ જતાં શેઠની મુશ્કેલીઓમા એ બાઇએ ઘણી સારી મદદ કરેલી છે.

સં. ૧૯૫૬ના કારમા દુષ્કાળમાં કોને નહિ ખમવું પડયું હોય ? ચરિત્રનાયકનો જીવનપલટો પણ આ સમયમાં જ થયો. ઉઘરાણી સ્હઇ રહી. વળી બીજાભાઇઓ પણ કામ ઉપાડે એવા થઈ ગયા હોવાથી વહાણમાં **ઘી** ભરીને પોતે **આ**ફ્રિકા જવા નીકળી પડયા. રસ્તામાં પણ ભાગ્યબળે તોફાન થવાથી માલ વામી દેતાં જે કંઇ માલ રહ્યો તે માડાગાસ્કરમાં પોતે વેચી નાખ્યો. અને ત્યાંથી માલ ભરી **જં**ગબારમાં આવી વેચ્યો. સમય જતાં જંગબાર વ્યાપારનું સારૂં સ્થળ જણાવાથી ત્યાં પોતે પેઢી ખોલી. ત્યાર પછી બ્રીટિશ ઇસ્ટ **આ**ફ્રિકાના **મો**મ્બાસા શહેરમાં ધીકતો ધંધો જમાવ્યો. કાર્યદક્ષતા અને આપબળમાં વિશ્વાસ હોવાથી **મો**મ્બાસા ઉપરાંત **યુ**ગાન્ડાના પાટનગર ઇન્ટેબામાં પોતાના નોકરને ભાગ આપી બીઝનેસક્ષેત્ર વિશાળ બનાવ્યું. અને તેમાં એટલી પ્રતિષ્ટા મેળવી કે એ વખતે શેઠ **વ**લ્લભદાસ મુલાણીની પેઢી હિન્દીઓમાં બીજા ત્રીજા નંબરની ગણાતી. અર્થપ્રાપ્તિ કર્યા પછી **આ**ફ્રિકા જેવા પ્રદેશમાં સ્વજ્ઞાતિભાઇઓની સેવાના કામમાં મન દોડાવ્યું. સાધનહીન ભાઇઓને ધંધે લગાડવા, તેમજ દેશમાં જતા ગરીબભાઇને નૂરનાં નાણાં આપવાં વગેરે ખાનગી

સખાવતો જ એઓને પ્રિય હતી. પોતાની પેઢીમાં પણ પ્રથમ પસંદગી લોહાણાભાઈની જ કરતા. અને બીજી ઘણી રીતે પોતે જ્ઞાતિગૌરવનાં કાર્ય કર્યા કરતા. જ્ઞાતિહિતના કોઈ પણ ફાળામાં અને સાધુ સંતોને મદદમાં શેઠ વલ્લભદાસનું નામ પહેલું જ હોય. શેઠનાં વિશાળ હૃદયની એક ઘટના અહીં આપવા જેવી છે. એક લોહાણાભાઇને પોતે રૂા. ૭૦૦) આપી દુકાન કરાવેલી. તે માણસે શેઠને પાછા રૂપિયા આપ્યા નહિ ને દેશમાં જવા તૈયાર થયો; છતાં પોતે ઉઘરાણી સરખી પણ કરી નહિ. કોઇના તરફથી કહેવામાં આવ્યું તો પોતે જવાબમાં કહ્યું કે:–"લોહાણાભાઇને હું જે કંઇ મદદ કરૂં છું તે પાછી લેવા માટે નહિ. જો મેં તે રકમ પ્રથમથીજ ધર્માદા ખાતે માંડી દીધી છે. છતાં કોઇ ખાનદાન ભાઇ પાછું આપે તો તેનો ઉપયોગ હું એ રસ્તે જ કરવાનો." આથી એઓના દીલની ઉદારતાનો ખ્યાલ આવે છે. પોતે ઘણાજ વિશ્વાસુ પુરૂષ હતા. એઓના સાચા વિશ્વાસનો ઘાત કરનાર એક ભાગીઓ નીકળ્યો હતો. તેને જો કે ઘણીજ માઠી શીક્ષા કુદરતે કરી હતી છતાં તેનો થોડોક અત્રે ઉલ્લેખ કરીએ. પ્રથમ જણાવ્યા પ્રમાણે એક નોકર ભાગીઆને યુગાન્ડામાં બીઝનેસ સોંપેલું. તેને તેનાં અનુચિત વર્તન વિષે શેઠે શીખામણના બે શબ્દો કહ્યા. કારણકે પોતે પ્રાણ કરતાં પણ પ્રતિષ્ઠાને પ્રિય ગણતા હતા. પણ આ નોકર માણસને સારી અસર થવાને બદલે તે ઉલટો ફીનાખોર થઇ ઉપકારનો બદલો અપકારથી આપવા તૈયાર થયો. મોમ્બાસાની પેઢીના લાખો રૂપીયા રોકી અવેજ મોકલતો બંધ થયો. વેપારીઓનાં બીલ પાકયાં એટલે ચરિત્રનાયક ઇન્ટેબા ગયા. આ તકનો લાભ લઇ રચી રાખેલ તાગડા પ્રમાણે કોણ જાણે કેવી મુશ્કેલીમાં નાખી ત્યાંની દુકાનના વેચાણખતમાં એમના હાથની સહી લઇ લીધી. ભોળા હૃદયના વિશ્વાસુ શેઠ ભગ્ન હૃદયે મોમ્બાસા આવ્યા ને લેણદારોને થોડી થોડી રકમ ચૂકાવી. ત્યાર બાદ પેલા નોકર–ભાગીઆનું જીવન અકારૂં થઇ પડે એવી એમને પ્રભુ તરફથી શીક્ષા મળી. આ કાર્યમાં શેઠનાં પત્ની સુભદ્રાબાઇએ ઘણી ધીરજ આપી હતી અને દુશ્મનને શીક્ષા અપાવવામાં પણ બહાદુરીપૂર્ણ કાર્ય કર્યું હતું. આ બનાવ પછી પણ નિરાશ નહિ થતાં જરમન ઇસ્ટ આફ્રિકાના માન્ઝા શહેરમાં દુકાન કરી; પરંતુ થોડા સમયમાં પોતાના યુવાન પુત્ર લાલજીનો દેહાન્ત થવાથી એઓને ખુબ આઘાત થયો એટલે આફ્રિકા છોડી સ્વદેશ આવ્યા. અહીં આવીને પણ આ પુરૂષાર્થી પુરૂષ ઝંપ્યા નહિ. પોતે મુંબઇ અને નાગપુરમાં દુકાનો ખોલી પણ સમય સમયનું કામ કર્યે જ જાય છે. પરિશ્રમથી ચરિત્રનાયકની તબીયત બહુ લથડી. એટલે બધું છોડી પોતે વતન આવ્યા. અહીં છેલ્લી વારના બધાંને હળીમળી પોતાની સંસારયાત્રા પૂરી કરી. બે ત્રણ દિવસની માંદગી સહી મૃત્યુની મહા નિદ્રામાં સદાને માટે સૂતા ! ( સં. ૧૯૭૦ ) પોતે સંભાવશીલ અને મમતાળુ સજ્જન હતા. પાછળ પોતે ત્રણ પુત્રો, બે પુત્રીઓ, અને ૨ વિધવાઓને મૂકી ગયા છે. છોકરાઓને કેળવણી ઠીક રીતે આપીને ચરિત્રનાયકનાં પત્ની સુભદ્રાબાઇ આબરૂસર સર્વ ચલાવી રહ્યાં છે. નાના પુત્ર દુર્લભદાસ અભ્યાસ કરે છે; અને તુલસીદાસ તથા મોહનલાલ ભાગીદારીમાં ચાલતી કાપડની દુકાને બેસે છે. ઇશ્વર એમને પિતાના પૂનિત પગલે ચાલવા પ્રેરણા કરે એવું ઇચ્છીશું.

પૃષ્ઠ ૧૫૬ A સામે.



સ્વ. શેઠ નારણદાસ કાનજી એલચીવાળા

# શેઠ નારણદાસ કાનજી એલચીવાલા (મુંબઈ)



દરેક જ્ઞાતિની ભાવિ જનતાનો ઉત્કર્ષ તેના પૂર્વજોના ઉજ્વળ જીવન-ઇતિહાસોપર અવલંબે છે. કેટલાક ઉન્નત ગુણો ચરિત્રાધ્યયનથી માણસ શીખી શકે છે અને એ ગુણોથી જ તેની વિશેષતા અંકાય છે. ઉદારતા, સરલતા અને આત્મવિશ્વાસ આદિ એવા જ બીજા ગુણોથી આકર્ષાઈ અમે સ્વ. શેઠ **નારણદાસભાઇની** ટુંક જીવનઘટના આલેખવાનું અત્રે યોગ્ય ધારીએ છીએ.

શેઠ **નારણદાસભાઇનો** જન્મ સં. ૧૯૧૧ ના કારતક માસમાં **મુંબઈમાં** થયો હતો. વડીલો મૂળ **કચ્છ—મસકાના** વતની હતા. જ્યારે સાહસિક **કચ્છી** પ્રજાનો પ્રવાહ વ્યાપારાર્થે **મુંબઇ કરાચી** તરફ વળ્યો ત્યારે ચરિત્રનાયકના પિતા **કાનજીભાઇ માલજી** પણ મુંબઇમાં આવેલા અને વ્યાપારીજગતનો થોડો અનુભવ લઈ પછી એલચી, મરી, સોપારી વગેરેનો સ્વતંત્ર વ્યાપાર ખેડતા હતા. ખંત, જાતમહેનત અને કાર્યદક્ષતાથી પોતે તેમાં ઉત્તરોત્તર સફળતા મેળવી.

શેઠ **નારણદાસભાઈના** બાળજીવનની પૂરતી વિગતો અમને મળી નથી. એમનું માતૃસુખ બચપણમાં જ હરાઈ ગયું હતું. દયામય માતા **હાંસાબાઈનું** અવસાન થતાં એ વાત્સલ્ય પ્રેમનું પ્રકરણ એમના બાલજીવનમાં અધુરૂં રહી ગયું હતું. માતૃવિહોણા બાળકનો વિકાસ કુદરતી રીતે સંકોચાય તેવામાં અપર માતાનાં પગલાં ઘરમાં થતાં વિકાસ પામતી શક્તિઓપર વધુ અંકુશ પડયો. નવલકથાઓમાં આલેખાયલી અપર માતાઓના કરતાં પણ એમનાં અપર માતા આગળ વધી જાય એવાં હતાં એમ કહેવાય છે. **નારણદાસભાઈનું** વય ૨૫ વર્ષનું હતું તેટલામાં તો એમના **પિતાજીનો** પણ દેહાન્ત થતાં બેધારી તલવાર-પર ઝુઝવા જેવું ચરિત્રનાયકનું જીવન થઇ ગયું હતું. અપર માતાને વિષે લોકો પણ કંઇ કંઇ બોલતાં હતાં. ગમે તેમ હોય પણ પિતાના અવસાન પછી અપર માતાની લક્ષ્મી લોલુપતાના ભોગે **નારણદાસભાઇને** બહુ ખમવું પડયું હતું. પરંતુ એ પ્રતિકુળતાનાં ઘેરાં વાંદળોને પોતાની બુદ્ધિચાતુર્યતાથી થોડા જ સમયમાં વિખેરી નાખ્યાં હતાં.

સંજોગોની પ્રતિકૂળતાને લીધે **નારણદાસભાઈ** માત્ર જરૂર જેટલો અભ્યાસ કરી પછી પિતાની વ્યાપારી લાઈનમાં પરોવાયા હતા. તેમાં પોતાની અક્કલ હુશિયારીથી આગળ વધ્યા હતા. આજે પણ **કચ્છી** લોહાણા આલમમાં " એલચીવાલા " તરીકે એમનું નામ જાણીતું છે. મજકુર વ્યાપાર સાથે કમીશન એજન્ટસનું કામ પણ કરતા હતા, અને તેમાં સારૂ ચાન્સ પણ મેળવી લીધું. તેઓ દઢ હૃદયી અને ખાસ કરીને સિદ્ધાન્તવાદી હતા. કોઇને અન્યાય થતો જોઇ શકતા નહિ અને પોતાને અન્યાય થતો સાંખી શકતા નહિ. વ્યાપારી બઝારમાં એમના વચનનું વજન પડતું અને એમની સત્ય નિષ્ટાને લીધે પ્રતિષ્ટા પણ અજબ હતી. એસોસીએશનમાં પણ એમની અનુમતિની જરૂર પડતી. આટલી બધી શાખ એ જ એમનું અસાધારણ વ્યક્તિત્વ સુચવે છે.

યુવાવસ્થાને આત્મમંથન કાળ કહેવામાં આવે છે. તે—જીવનના બીજા પ્રકરણમાં કેટલાક શ્રીમંત બાળકોની જેમ **નારણદાસભાઈ** પણ લહેરી જીવડા હતા. પણ પુખ્ત વયે

અનુભવની એરણપર ટીપાતાં પછી ગંભીર અને વિચારક થયા હતા. સ્વભાવ અતિ આગ્રહી હતો. જે વાત લીધી તે પ્રાણાન્તે પણ મૂકવાના નહિ. આખાય જીવનપથમાં સહવાસીઓને એમના આ સ્વભાવનો પરિચય ઘણીવાર થયો છે.

પોતે બાળકના જેવા નિરાભિમાની અને સરળ હતા. પહેરેલા ડગલાનાં બન્ને ગજવાં એલચીથી ઠાંસીને ભરી રાખતા. ઘેર દુકાને કે રસ્તે કોઇ એમને બોલાવે અગર કોઇને ત્યાં જાય ત્યાં એલચીનો મુઠો ભરીને આપ્યા પછી જ પોતે કંઈ પણ વાત કરતા. નોકર ચાકરથી માંડીને છેક હાઈકોર્ટના જજ્જ સુધી પણ એમની એલચીના ખોબા પ્રહોંચતા. દીવાળી નિમિત્તે સ્નેહીજનો તથા ગ્રાહકો વગેરેને ત્યાં એલચીની લ્હાણી પહોંચતી. આ એલચી લહાણનો ધોધ એટલો વહ્યો હતો કે એમનું સ્થૂળ શરીર પંચત્વને પામ્યાને આજે ત્રણ વર્ષ થયા છતાં સ્નેહીજનોના ઘરમાંથી એલચી ખૂટી નથી એમ કહેવાય છે. દર વર્ષે એલચીના આવતા નમુના ઉપરાંત ૧૦૦૦-૧૫૦૦ રૂપિયાની એલચી પોતે પોતાના ખર્ચે વહેંચી દેતા.

દર શ્રાવણ વદી ૦)) થી ૮ દિવસ સુધી વાલકેશ્વરમાં મેળો ભરાતો ત્યારે દુકાનો-વખારો બંધ રાખીને પણ ત્યાં જતા અને સર્વને ચહા-નાસ્તો આપતા. ૨૦-૨૫ સ્નેહીઓની મહેમાની તો હંમેશાં એમને ત્યાં હોય જ. જેમ જેમ ઉદારતા દાખવી તેમ તેમ પ્રભુની કૃપા વધુને વધુ ઉતરતી રહી. એમની ગુપ્ત સખાવતો ઘણી સંભળાય છે. માત્ર કંઇક જાહેર સખાવતોની નોંધ અત્રે લઈશું. રૂા. ૫૦૦૦) કચ્છી જ્ઞાતિ મહાજનને અર્પણ કરેલા, રૂા. ૨૫૦૦૦) ખરચી મુંબઇના સમસ્ત બ્રાહ્મણની ચોર્યાશી કરી મોઢે માગ્યાં ભોજન જમાડયા ઉપરાંત દક્ષિણા તથા ત્રાંબાના લોટાની લ્હાણી આપી હતી. કચ્છી ભાઇઓમાં મુંબઇના સમસ્ત બ્રાહ્મણની ચોર્યાશી કરનાર નારણદાસભાઈ પહેલા જ હતા. તેમ પરિષદ મળવા અગાઉ કચ્છી હાલાઇ અને ધોધારી જ્ઞાતિભાઇઓને એકત્ર જમણ આપી સંગઠનની પહેલ કરનાર પણ તેઓજ પહેલા હતા. માંડવી પરિષદ વેળા તેઓ બીમાર હોવા છતાં રૂ. ૫૦૦) આપી સ્વાગત મંડળના સભ્ય થયા હતા. રૂા. ૧૫૦૦૦) મઝગાંવ સસ્તા ભાડાની ચાલી માટે, રૂા. ૧૦૦૦) રણછોડદાસ ચ. કચ્છી ઓર્ફનેજને અને રૂા. ૫૦૦૦) મમ્માદેવી સ્થાનક ફંડમાં વગેરે સ્થળોએ મોટી રકમોનાં દાન કર્યાં હતાં.

એમનું ગૃહજીવન સુખી હતું. પ્રથમ પત્ની ગત્ થતાં ફરી લગ્ન કરેલું. બીજીવારનાં પત્ની બાઇ મીઠાંબાઈ એક સંસ્કારી આર્ય રમણી છે. એમણે ગૃહસ્થાશ્રમને પવિત્ર વાતાવરણથી અને ગુણોની સુવાસથી ગુંજાવી મૂક્યો હતો. ઇશ્વરી અબાધિત નિયમ પ્રમાણે શેઠ નારણદાસભાઇનો દેહ વિલય સંવત ૧૯૭૭ માં થતાં નાજુક હૃદયા મીઠાંબેનપર અમોઘ દુઃખ વાદળ તૂટી પડેલું—ગરીબડાં બ્હેન ગંગાસ્વરૂપ બની હંમેશને માટે વૈધવ્યજીવનની તિક્ષ્ણ તલવારપર આવી રહ્યાં છતાંય કર્તવ્યને નહિ ચુકતાં સર્વ મોભો સંભાળી મૃત પતિના આત્માનું સત્ય શ્રાદ્ધ કરવા પોતે ઉત્સુક રહે છે. આવી પતિપરાયણા દેવીઓએ જ ભારતવર્ષને ધન્ય કર્યો છે. સંતતિમાં એક પુત્રી રત્ન છે. જેનાં લગ્ન અત્રભૂજ દેવકરણના ચી. પુરૂષોતમ ઉર્ફે ભોળાનાથ કે જે વિવેકી, વીનયી અને મનોહર છે તે સાથે રૂા. ૩૦-૩૫ હજારના ખર્ચે ભારે ધામધુમથી કરી આપી પોતાના પતિનો મોભો અને માતૃવત્સલતા દર્શાવી આપી છે. પતિની બહોળી મિલ્કતની તેઓ અત્યારે અતિ દક્ષતાથી વ્યવસ્થા કરી રહ્યાં છે. શેઠ નારણદાસભાઇ એટલે એલચીની ભૂખ ભાંગનાર દાનો પુરૂષ; વટને ખાતર મરી મીટનાર વ્યકિત અને સરળતાની સાક્ષાત પ્રતિમા. પરમાત્મા એમના આત્માને શાશ્વત શાન્તિ સમર્પી એમનાં પત્નીના હાથે અનેક જનહિતનાં કાર્યો કરાવે એજ અભ્યર્થના.

# શેઠ રામજીભાઈ ભાણજી (ઝરીઆ)



જગતનું દરેક માનવપ્રાણી ક્ષણે ક્ષણે આશા નિરાશાના મોજાંઓમાં અથડાતું જોવાય છે. મુશ્કેલીઓ વટાવી ધારેલી નેમ પાર પાડવી એ બળવાન હૃદયવાળા માણસથી જ બને છે. વ્યાપાર ઉદ્યોગપરાયણ લોહાણા જ્ઞાતિમાં અનેક વ્યાપારપ્રિય વીરલાઓ થઈ ગયા છે તેઓની હરોળમાં આ ચરિત્રનાયક રામજીભાઇનું નામ પણ અમ્મર રહેશે. આ વ્યક્તિ અત્યારે આ સંસારમાં નથી. માત્ર એમના મુખ્ય ગુણોની સુવાસ બાકી રહી છે જેનો પરિચય અત્રે આપવા અમે પ્રેરાઇએ છીએ.

આ સહૃદયી શેઠ રામજીભાઇનો જન્મ કચ્છ અંજારમાંનાં 'પધર' નામક ગામડામાં સં. ૧૯૩૬ ની સાલમાં થયો હતો. ધર્મપ્રાણ માતાપિતાના પવિત્ર સંસ્કાર બાળપણથી જ ઓતપ્રોત થયા હતા. વડીલો પરચુરણ વ્યાપાર કરતા હતા. ૧૯૫૫ માં આ કુટુંબ અંજારમાં આવ્યું. વ્યાપારી સાહસ એ પણ ભાગ્યનો એક કોયડો છે; તેનો ઉકેલ થઈ જાય તો તો કંઈ કમીનો ન રહે પણ જો ઉકેલ ન થયો તો તે સખ્ત કસોટીમાં મૂકે છે. પિતાજી ભાણજીભાઇએ અત્રે અનાજનો જબરો સ્ટોક સીલક રાખ્યો; પણ ભાવ ઉતરી જતાં તેમાં ભારે ખોટ આવી. છતાં હિમ્મત નહિ હારવાનો આ કુટુંબમાં મુખ્ય ગુણ છે. જ્યારે મુશ્કેલી આવે છે ત્યારે તે સાથે સામટી લેતી આવે છે. આમ આર્થિક મુશ્કેલી ઉભી હતી દરમ્યાન ચરિત્રનાયકના અનુભવી પવિત્ર હૃદયના પિતાજીનો સ્વર્ગવાસ થયો. એટલે મુશ્કેલીમાં કંઇ બાકી ન રહ્યું. શ્રીયુત ભાણજી શેઠ ધાર્મિક વૃત્તિના એક ભદ્ર પુરૂષ હતા. પોતાની પાછળ બે પુત્રરત્ન મૂકી પોતે એક જ દિવસની બીમારી ભોગવી આ નાશવંત સંસારને છોડી પ્રભુના અમ્મર ધામમાં ગયા. ઉગતી વયમાં આ રીતે આપણા ચરિત્રનાયક ઉપર ભારે જોખમદારી આવી પડી. પોતે ગુજરાતી પુરૂં શીખી કુટુંબની સ્થિત્તિ સુધારવા માટે પુરૂષાર્થે લાગ્યા, થોડા સમય પછી કનિષ્ટ બન્ધુ તુલસીદાસભાઇ પણ લાયક થઇ જતાં રામજીભાઇના શરીરમાં વધુ જોર આવ્યું. બન્ને ભાઇઓએ જુદે જુદે સ્થળે નોકરી કરી પિતાનું બહોળું કરજ ચુકતે કર્યું. ત્યાર પછી હિન્દુસ્થાનનાં જુદા જુદા વ્યાપાર પરાયણ શહેરોમાં ફરી-સર્વીસ કરી બાહોશ વેપારીને લાયક થયા. છેવટે બન્ને ભાઇઓએ મળી ઝરીઆમાં કોલસાનું સ્વતંત્ર બીઝનેસ હાથ ધર્યું. એક ભાઈ દેશાવરમાં ફરતા માલના ઓર્ડર લેતા અને બીજા ભાઇ ઝરીઆમાં બેસી માલ સપ્લાઈ કરતા. આ પુરૂષાર્થમાં કીસ્મતે સરસ ચાન્સ આપ્યું. એટલે વ્યાપારમાં વધુ માણસો રોકયાં. બાદ ઇન્દોર, આકોલા વગેરે શહેરોમાં ખાસ ઓફીસો ખોલી દેશાવરના ઓર્ડરો મેળવતા ગયા. ઈન્દોરમાં ખાસ કરીને તુલસીદાસભાઇ જ રહેતા. એમની પ્રમાણિકતાના પ્રભાવથી ગ્રાહકોને પૂરેપૂરો વિશ્વાસ બેસી ગયો હતો. દરિદ્રતાની સુસ્તી ઉડાડી લક્ષ્મી સંપાદન કરી લીધી. દરમ્યાન ચરિત્રનાયક શેઠ રામજીભાઇએ પોતાના કર્તવ્યની બાજી સમેટી લીધી. પોતાની પાછળ એક પુત્રી મૂકી

આ ધૈર્યવાન નર સં. ૧૯૭૧ ની સાલમાં આ સંસારથી અદૃશ્ય થયા.

શાન્તિ, સહનશીલતા, પ્રમાણિકતા અને જાતમહેનત એ રામજીભાઈમાં મુખ્ય ગુણો હતા. પોતાના ધંધાની લાઈનમાં અનેક મુંગી સેવાઓ કરી છૂટતા. અનેકને સારી સલાહ અને ઉત્સાહ આપતા. વડીલ બન્ધુનાં અવસાનથી નાના ભાઈ તુલસીદાસભાઇને બહુ આઘાત થયો; પણ છેવટે પ્રભુએ બક્ષેલી ધીરજ ધરી વ્યાપારમાં રત થયા. ઝરીઆમાં અત્યારે તુલસીદાસભાઇ એક પ્રતિષ્ઠિત સજ્જન અને શ્રીમંત થયા છે. છતાં ખુબી એ છે કે તેઓ બાળક જેવા નમ્ર અને પ્રેમી છે. પોતે અવકાશે સારૂં સારૂં વાંચે છે. કુંટુંબના રીતરિવાજ અને આચારવિચાર આબાદ જાળવી રહ્યા છે. પ્રભુકૃપાથી તુલસીદાસભાઇને પાંડવ સમા ૭ પુત્રો છે. તેઓને ખંતપૂર્વક જમાનાને અનુકુળ કેળવણી આપી રહ્યા છે. માધવજી જીવણ સ્કુલના સેક્રેટરી તરીકે કેટલાંક વર્ષ પોતે સરસ સેવા બજાવી હતી. જ્ઞાતિ બંધુઓને ઘટતી સહાય આપવી અને સાહિત્ય સેવકોને ઘટતું ઉત્તેજન આપવું એ તુલસીદાસભાઇનો સ્વભાવ છે. પોતાને ધાર્મિક ગ્રંથોનું વાંચન પ્રિય છે. જાહેર કરતાં ગુપ્ત દાનમાં તેઓ વધુ આત્મસતોષ માનનારા છે એમનું વ્યક્તિગત જીવન ઘણું શોભાભર્યું છે. પોતે ધનવાન થયા છે પણ ધનના મદમાં અંજાયા નથી. પ્રભુ એમને અને એમના પરિવારને દીર્ઘાયુષ બક્ષી ઉમદા કાર્યો કરાવે એવું ઇચ્છીશું.



# શ્રીયુત નાગજીભાઈ નથુભાઈ ગણાત્રા (રાજકોટ)


૦૫

ક્તિત્વ ખીલવનારા ગુણો માનવીમાં સ્વાભાવિક હોય છે. એ ગુણો સાથે નૈતિક અને વ્યાવહારિક ઉચ્ચ કેળવણી મળે તો સોનું ને સુગંધ મળ્યા જેવું થાય છે. કાંચનમણીનો સંયોગ કોના નેત્રને આનંદ નથી આપતો ? લોહાણા જ્ઞાતિમાં શ્રીયુત નાગજીભાઇનું જીવન કંઇક એવા ગુણોથી યુકત હોઇને એમનું ટુંક જીવનવ્રત અત્રે આલેખવાનું અમને યોગ્ય લાગે છે.

શ્રીયુત નાગજીભાઇનો જન્મ ઇ. સ. ૧૮૬૦ માં **રાજ**કોટમાં પરિચિત ગણાતા ગણાત્રા કુટુંબમાં થયો હતો. પિતા **નથુ**ભાઇએ તથા માતા **અવલ**બાઇએ બાલવયમાંથી જ એમને ગુણગ્રાહક બનાવ્યા હતા. ચરિત્રનાયક ત્રણ ભાઇઓ હતા; જેમાં સૌથી નાના **ખીમ**જીભાઇ અદ્યાપિ વિદ્યમાન છે.

આ સમયે કેળવણીનો પ્રચાર સાધારણ હતો; છતાં **નાગ**જીભાઇના ખંતીલા પિતાજીએ એમને જમાના પ્રમાણે સારી કેળવણી અપાવી હતી. ચરિત્રનાયકની બુદ્ધિ પણ બહુ ચપળ હોવાથી અભ્યાસમાં સારી હોંસ ધરાવતા હતા. સન ૧૮૭૯ માં મેટ્રીકની પરિક્ષા પસાર કરી તુરત કાઠિયાવાડ હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા હતા. હાથ નીચે કેળવણી લેતા ભવિષ્યના શહેરીઓ–વિદ્યાર્થીઓ પ્રતિ પોતે અતિ મમતાથી વર્તતા હતા. આ ઉપરાંત ઘરઆગળ પોતે કાયદાનો અભ્યાસ પણ કરતા હતા. સન ૧૮૮૬ માં કાયદાની પરિક્ષામાં પાસ થઈ એજન્સી વકીલ થયા એટલે હાઇસ્કૂલની સર્વીસ છોડી દીધી હતી.

શરૂઆતમાં **કા**ઠિયાવાડના **જે**તપુર ગામમાં એક વર્ષ વકીલનો ધંધો કર્યો. બાદ **રાજ**-**કો**ટમાં આ લાઇનમાં તેઓ ફતેહમંદ નીવડયા. એમની બાહોશ કાર્યકુશળતાથી મોટે ભાગે એમના **અસીલો** કેસ જીતી જતા. એ રીતે વખત જતાં **રાજ**કોટમાં એક બાહોશ વકીલ તરીકે તેઓ પ્રસિદ્ધિમાં આવ્યા. કેટલાંક દેશી રાજ્યોમાં પણ એમની એવી ખ્યાતિ હતી. ૧૮૯૩ પછી તેઓ **મો**રબી રાજ્યમાં સરન્યાયાધિશ નિમાયા હતા. આ હોદ્દાપર બે વર્ષ રહ્યા બાદ **ચુ**ડાના કારભારી નિમાયા. આ સ્થાનેથી એમણે પ્રજાની સારી સેવા બજાવેલી સંભળાય છે. પાંચ વર્ષ કારભારીના હોદ્દાપર કામ કર્યા પછી સન ૧૯૦૦ માં **મો**રબી રાજ્યમાં પુનઃ **સ્પે**શિઅલ ઓફિસર નિમાયા. આ હોદ્દાપર ૧ વર્ષ રહ્યા પછી **રાજ**કોટમાં આવી પાછો વકીલાતનો ધંધો ચલાવવા લાગ્યા. દરમ્યાન હિન્દી સરકારની પરવાનગી મેળવી **મું**બઇ, **મ**દ્રાસ, **નોર્થ** વેસ્ટર્ન પ્રાંત અને આગ્રા હાઇકોર્ટના રિપોર્ટ છપાવવાનું શરૂ કર્યું. અને તે માટે પોતે પોતાનું છાપખાનું કર્યું. ત્યારપછી રાજકોટમાં એમણે

આખર અવસ્થા સુધી વકીલાતનો ધંધો કર્યો હતો અને એક બાહોશ વકીલ તરીકેની પ્રતિષ્ઠા મેળવી હતી.

મૂળ ધંધાની સાથે સ્વજ્ઞાતિ ઉન્નતિના સવાલોમાં પણ ધ્યાન આપતા હતા. જ્ઞાતિમાં કેળવણીની અગત્યતા પિછાનતા હતા. રાજકોટની સમૃદ્ધ લોહાણા બોર્ડીંગ હસ્તિમાં આવ્યા પહેલાંના પ્રયાસ કરનારાઓમાં નાગજીભાઇ પણ એક હતા. સ્વભાવે સરળ મમતાળુ અને પ્રેમી હતા. શરીરે સુદૃઢ અને નિરોગી બાંધાના હતા. સન ૧૯૧૨ માં ૫૨ વર્ષની વયે કંઇ પણ બીમારી સહ્યા વગર એકાએક હૃદય બંધ પડી જવાથી એમનું દેહાવસાન થતાં જ્ઞાતિને એક સંસ્કારી સજ્જનની ખોટ જણાઈ હતી. એમનું પ્રયત્નશીલ દેહનાવ સફળતાથી સંસાર સમુદ્ર તરી જઇ અન્યને અનુકરણીય થઇ શક્યું છે. એમનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ હતો. સંતતિમાં ત્રણ સુપુત્રો, બે પુત્રીઓ અને એક વિધવાને છોડી ગયા છે. મોટા પુત્ર લાલજીભાઇ 'લોહાણા હિતેચ્છુ' પત્રના સંચાલક તરીકે કામ કરી રહ્યા છે. બીજા બે પુત્રો છોટાલાલ તથા છગનલાલ પણ ઉત્સાહી અને મળતાવડા સ્વભાવના છે. રાજકોટ સીવીલ સ્ટેશનમાં પોતાના મકાનમાં આ સંયુક્ત કુટુંબ સુખરૂપ જીવન વિતાવે છે. પ્રભુ એઓને દીર્ઘાયુષ્ય અર્પી પિતાની ઉજ્વળ કીર્તિપર કળશ ચડાવવાને સમર્થ બનાવે એજ મહેચ્છા.



# શેઠ મૂળજીભાઈ ધનાણી (પારાવાડા)



જ્યારે ખર્ચાળ કેળવણીનો પ્રચાર નહોતો ત્યારે જનતા હૃદયબળથી કામ કર્યે જતી હતી. અને કેળવણીના મિથ્યા આડંબરના અભાવે તેઓ ધર્મનીતિ સાથે આર્યસંસ્કૃતિને સરસ રીતે જાળવી શકતા હતા. આવા જૂના જમાનાના નરરત્ન શેઠ **મૂળજીભાઇનું** જીવનવ્રત જાણવા જેવું છે.

**મૂળજી** શેઠનો જન્મ લગભગ ૧૮૮૦ ની સાલમાં થયો હતો. વડીલો બર્ડાપ્રાંતના મોરાણા નામક ગામના વતની હતા. અનેક પ્રતિભાસંપન્ન મહાપુરૂષોનો આવિર્ભાવ એ માતાઓના જ રૂડા પ્રતાપનાં ફળ હોય છે. ચરિત્રનાયકનાં માતુશ્રી ડાહીબાઈ એક દેવીરૂપ હતાં. એમની ધર્મભાવના, દયાળુતા અને એવા જ દૈવીગુણો એમણે પુત્ર મૂળજીમાં વણ્યા હતા. અને એ જ ગુણોથી **મૂળજીશેઠનું** જીવન સુવાસિત બન્યું હતું.

સ્વાભિમાન, જ્ઞાત્યાભિમાન, નિડરતા, દઢતા, પ્રમાણિકતા અને દયાળુતા એ **મૂળજી** શેઠમાં મૂખ્ય ગુણો હતા. પોતે પાટલાપર ધૂળ નાખી અક્ષરજ્ઞાન જ મેળવ્યું હતું. પણ એમનું કુદરતી જ્ઞાન—કોઠાજ્ઞાન ભલભલાને છક કરે એવું હતું. ગૃહમંદિરનું વાતાવરણ પવિત્ર હતું. જમાના પ્રમાણે આ કુટુંબની આર્થિક સ્થિતિ પણ ઠીક હતી. બધા જાત મહેનતુ હતા. રેલ્વેના સાધનના અભાવે એમના પિતા **ધનજી** શેઠ **પોઠીયાઓ** ઉપર ઘા ભરી ઇતર પ્રાંતોમાં વેચવા જતા અને ત્યાંથી પોસાતો માલ ભરી આવતા હતા. આ રીતના વ્યાપારમાં તેઓ મહેનતથી ઠીક મેળવી શકતા હતા. **મૂળજી** શેઠે પણ ચારેક વર્ષ પોઠીયાઓ ચલાવ્યા બાદ **મોરાણામાં** હાટ માંડયુ અને પછી **પારાવાડામાં** પણ બીજી દુકાન ખોલી. એમની હિમ્મત પ્રશંસનિય હતી. રાત્રિના તેઓ પોઠીયા લઇ મુસાફરી ખેડતા. ડરવાનું તો સમજતા જ નહિ. શરીરસંપત્તિ પણ બહુ સારી હતી. હૃદય ન્યાયી હતું. દુઃખી-નાં દુઃખે દાઝતા અને મદદ કરવામાં પ્રયત્નશીલ રહેતા. સ્વજ્ઞાતિભાઈનું કોઇના હાથે અપમાન થતું જોતા તો એમનું લોહી ઉકળી જતું. 'આપણે રઘુકુળનાં બાળકો છીએ—સૂર્યવંશી ક્ષત્રિયો છીએ' વગેરે ઉદ્‌ગારો એમના મુખમાંથી નીકળતા હતા. તેઓ બાળકના જેવા નિર્માની અને વિનોદી હતા. કોઇપણ મહેનતનું કામ કરવામાં નાનમ સમજતા નહિ. **પારાવાડામાં** દુકાન નાખ્યા પછી ખંત, મહેનત અને સુનીતિથી સારો લાભ મેળવ્યો હતો. પોતે જથ્થાબંધ માલ લેતા તે રોકડેથી અને આપતા પણ રોકડેથી જ. ઉધારનું નામ નહિ; તેથી બર્ડામાં 'રોકડીઆ' તરીકે **મૂળજીશેઠની** શાખ બેસી ગઇ હતી. એમના મોટાભાઈ **જુઠાભાઇ મોરાણા** ગામમાં પોલિસ પટેલ હતા. પૈસે ટકે તેઓ પહોંચતા ન હોવાથી નાના **મૂળજીશેઠ** તેમને અવારનવાર આર્થિક સહાય આપતા રહેતા હતા.

ચરિત્રનાયકનું ગૃહસ્થજીવન સુખરૂપ હતું. **ભાણવડના** એક પ્રતિષ્ઠિત કુટુંબની કન્યા બાઈ **માનબાઇ** સાથે એમનાં લગ્ન થયાં હતાં. **મૂળજીશેઠમાં** જે જે ઉત્તમ ગુણો ખીલ્યા

હતા તેથી પણ વિશેષ ગુણો આ બાઈમાં દીસતા હતા. ગુર્જરરાજ્યમાં એમનાં પવિત્ર પગલાં થતાં મૂળજીશેઠપર ભાગ્યદેવીની ભલી કૃપા વર્ષી રહી, ઉતરોત્તર ધનલાભ થવા લાગ્યો. અનેક જનોને અભય કરી દુઃખીને રાહત આપી, કુટુંબ કિલ્લાને અજીત કરી આખરે આ પુરૂષાર્થપ્રિય વીરનર ૭૮ વર્ષની વયે સં. ૧૯૫૮ ની સાલમાં અમ્મર કીર્તિ મૂકી અદર્શ થયા હતા. પોતે પોતાની પાછળ એક ગૃહપત્ની, બે પુત્રીઓ અને એક પુત્રને છોડી ગયા હતા. નાના પુત્ર જીવણદાસ પ્રથમ ૧૦ વર્ષની વયે જ દેવલોક પામ્યા હતા. મોટા સુપુત્ર ત્રીકમદાસ પિતાની નિર્ભય છાંયાતળે ઉછરી જરૂરી શિક્ષણલઈ વ્યાપારી લાઇનમાં પરોવાયા હતા. પિતાની હયાતીમાં જ સર્વ કારભાર પોતે સંભાળી શકયા હતા. તેઓ પણ મૂળજીશેઠના જ ગુણોની સાક્ષાત પ્રતિકૃત્તિ રૂપ હતા. ઉપરાંત, શાંત, સહનસીલ ગંભીર અને ડહાપણવાળા હતા. વ્યવહારચતુર, દીર્ઘદર્શી અને હૃદયના દયાળુ હતા. એમનો સ્વભાવ પણ બહુ આનંદી અને સુખકર હતો.

પિતાના દેહાન્ત પછી પાંચમે વર્ષે એમનો પણ દેહાન્ત થયો હતો. પિતાની કીર્ત્તિને તેઓ આબાદ જાળવી શકયા હતા અને ન્યાતજાતમાં પણ પ્રતિષ્ઠિત પુરૂષની ગણનામાં આવી શકયા હતા. એમના હાથે ઘણાં અપ્રગટ દાન થયાં છે. પોલી કીર્ત્તિ કમાવા માટે દાન કરવાની એ વખતે પ્રથા ન હતી.

સદ્‌ગત શ્રીમાન ત્રીકમદાસભાઇ પણ પોતાની પાછળ વૃદ્ધ માતા, પત્ની, અને એક પુત્રરત્નને છોડી ગયા છે. પુત્રવત્સલા માતા માનબાઇ પુત્રવિયોગને લીધે ત્રીકમદાસના દેહાન્ત પછી ૩ મહિને જ દેવ થઇ ગયાં હતાં.

હાલ ત્રીકમદાસભાઈના સુપુત્ર વીરજીભાઇ બ્રીટિશ ઇસ્ટ આફ્રિકામાં વ્યાપારી લાઈનમાં પુરૂષાર્થ ખેડી રહ્યા છે. જમાનાને યોગ્ય કેળવણી એમણે લીધેલી છે. સ્વભાવે નમ્ર, દયાળુ અને નિરાભિમાની છે. એમને પણ પ્રભુએ એક પુત્રરત્ન આપેલું છે. ઇશ્વર એમને દીર્ઘાયુષ્ય બક્ષી વડીલોની પ્રતિષ્ઠાને વધારે ઉજ્વળ કરવા સમર્થ બનાવે એજ આંકાક્ષા.



# રા. માધવજી વિસનજી નરસિંહ સેજપાળ (કરાચી)



જગતોદ્યાનમાં કેટલાંક કુસુમો ખીલી, સુગંધી પૂરેપૂરી પ્રસરાવીને પછી જ કરમાય છે; જ્યારે કેટલાંક અણખીલ્યાં કુસુમો અકાળે કરમાઇ જાય છે આ પણ તેના માળીની અકળગતિ જ કે નહિ?

આવું એક પ્રભુના બાગનું ને ખાસ કરીને લોહાણા જ્ઞાતિરૂપી ક્યારડાનું સુવાસિત પુષ્પ અકાળે કરમાઇ ગયું છે. તેની સુરભીભરી જીવનકથામાંથી સૌ કોઇને કંઇ મળી શકશે એ હેતુથી અહીં તેની આછી રૂપરેખા દોરવા પ્રેરાઇએછીએ.



શ્રી. માધવજી વિસનજી નરસિંહ સેજપાળ.

આ અણખીલ્યાં કુસુમરૂપ રા. માધવજીનો જન્મ મધ્યપ્રાંત (સી. પી.) માંના શેમરી નામે નાના ગામડામાં થયો હતો. તેમના પિતાશ્રી સરળ હૃદયના, ધાર્મિક વૃત્તિના અને વિશ્વવ્યાપી ભ્રાતૃભાવ ધરાવનારા જ્ઞાની, નિરાભિમાની છે. તેમનાં માતાજી સોનબાઇ વધુ ભણેલાં નથી છતાં સંસ્કારના બળે દયાધર્મનાં સાક્ષાત્ પ્રતિમા છે. સહનશીલતા એ ખાસ તેમનો ગુણ છે. કુટુંબની સેવા કરવામાં કદિ પણ તેમણે પ્રમાદ કર્યો નથી. માબાપના આવા અનેક સદ્ગુણોની છાપ રા. માધવજીના જીવનપર સચોટ પડી હતી.

રા. માધવજીભાઈ સામાન્ય અંગ્રેજી તથા ગુજરાતી શીખ્યા હતા. અંગ્રેજી કરતાં સંસ્કૃત ભાષા તેમને બહુ પ્રિય હતી. એટલે કરાચીમાં તેમણે સંસ્કૃતનું સારૂં જ્ઞાન મળવ્યું હતું. ભણી લીધા પછી તેને નોકરી કરવાનું જરાય પસંદ નહોતું. અને નોકરી કદાપિ પોતે કરી જ નથી, પણ વ્યાપારમાં પોતાનું મન પરોવ્યું, અને તેમાં પોતે પ્રવીણ બન્યા. 'કરજ એ શ્રાપ છે' એમ પોતે સ્વમુખેથી કહેતા. થોડી મુડી ભલે હોય પણ સ્વતંત્ર કામ કરવું એ ખાસ તેમનો સિદ્ધાન્ત હતો. આપણા લોકમાં સમય ગુમાવવાની બુરી આદત છે તેને પોતે નાપસંદ કરતા. પણ

"સમય એ જ પૈસો" એ સિદ્ધાન્ત પાળવામાં પોતે ઘણા ચોક્કસ રહેતા. પોતે પોતાનું દરેક કામ નિયમિત રીતે કરતા.

વ્યાપાર ઉપરાંત સામાજિક બાબતો પર પણ પોતે ખુબ લક્ષ આપતા. બાળલગ્નના પોતે કટ્ટા વિરોધી હતા. તેમજ સ્ત્રીકેળવણીના ખાસ હીમાયતી હતા. પુનર્લગ્નના હિમાયતીઓને પોતે ઘણી વખત કહેતા કે "જો આપને દેશની વિધવાઓ પ્રતિ દીલસોજી હોય, જો દેશમાં વિધવાઓને ન ઇચ્છતા હો તો વિધવાઓની સંખ્યા શાથી વધે છે તેના મૂળને શોધો યાને બાળલગ્નોની બદી નાબુદ કરો" આ ઉપરાંત હિંદુઓ કુરૂઢીઓના ગુલામ બની ગયા છે તે સામે ઝુંબેશ ઉઠાવવાને પોતે આતુર હતા. અને તે વિષયનાં કેટલાંક કાવ્યો પણ પોતે લખ્યાં હતાં. પણ તે સારાં છે એ ખાત્રી થયા વગર બહાર પાડવાનું પોતે ઇચ્છતા નહિ એટલે સામાજિક તેમજ પ્રભુભક્તિનાં કેટલાંયે કાવ્યો લખીને સંગ્રહ કર્યો; પરંતુ પ્રભુએ માધવજીભાઇને પોતાને ત્યાં બોલાવી લીધા એટલે તે સંગ્રહ પણ સર્વભક્ષી કાળનો ગ્રાસ થઈ ગયો. એમના નાનાભાઇ અચુભાઇ પણ એવા જ મીલનસાર અને સાહિત્યનો અજબ શોખ ધરાવે છે. કોઇ કોઇવાર વર્તમાનપત્રોમાં લેખો પણ લખે છે.

પોતાનાં પિતામાતાની માફક માધવજીભાઈનું હૃદય પણ ભક્તિના રંગથી રંગાયું હતું. પોતે દરરોજ પ્રભાતમાં બે કલાક ગીતા, યોગવશિષ્ટ, ઉપનિષદ, આદિ ધર્મગ્રંથો ધ્યાનથી વાંચતા અને પ્રભુનાં યશોગાનમાં મશગુલ રહેતા હતા. તેમને શીખધર્મ પર વધારે શ્રદ્ધા હતી.

શીખ ધર્મે જ હિન્દુઓમાં નવજીવન પ્રેર્યું છે એમ પોતે માનતા. એ ધર્મનાં પવિત્ર પુસ્તકો વાંચવા માટે ખાસ પોતે ગુરૂમુખી લીપિનો અભ્યાસ કર્યો. તેઓ દરરોજ સંધ્યાકાળે ગુરૂ દરબારમાં કથા સાંભળવા જતા. શીખધર્મના મહાન ગુરૂ ગોવિંદસિંહના પોતે પરમ ભક્ત હતા. વીસ વર્ષની વયે તેમનાં લગ્ન થયાં. પણ ઇશ્વરી ઘટના કોણ સમજી શકે? વિધિના લેખ કોણ મિથ્યા કરી શક્યું છે? આ નિયમ પ્રમાણે લગ્ન પછી માત્ર ૧૦ માસમાં આ આશાભર્યા ઝળકતા સૂર્યનો અસ્ત થયો! જો તેનાં કીરણો પ્રસરાવવાનો પ્રભુએ અવકાશ આપ્યો હોત તો ખરેખર એ પાત્ર પૃથ્વીની રંગભૂમીપર અજબ ભાગ ભજવી બતાવત. પણ ખેર, પ્રભુને ત્યાં બોલાવી લેવાનું ઠીક લાગ્યું હશે. કોઈપણ બહાને મૃત્યુ થયું એમ કહેવાય છેઃ કાળ કશી જોખમદારી પોતાને માથે રાખતો નથી. એ નિયમ પ્રમાણે ભાઈ માધવજી પ્લેગના શિકાર બન્યા. ને માત્ર બે દિવસની માંદગી ભોગવી ગીતાના શ્લોકો બોલતા બોલતા ઇશ્વરના અમ્મરધામમાં ચાલ્યા ગયા. અને સંસારી સગાંઓમાં તેમનાં આશાભર્યાં પત્ની, માતા પિતા, બ્હેન, ભાઈ આદિ સર્વને શોક સાગરમાં ગરકાવ કરી ગયા! અહા! ઇશ્વર! શી તારી માયા! જગતને સાચું માનવું કે ખોટું માનવું તેની આવી ઘટનાઓ જોતાં કંઈ જ સુજ પડતી નથી. પ્રભુ! અમારા આ સંસ્કારી આત્માને અખંડ શાંતિ આપજે એજ યાચના.



# રા. વેલજી કુંવરજી ઠક્કુર (મંગવાણા)



આ ધિભૌતિક દુઃખોના અનેક સપાટા લાગતાં સ્વાભાવિક માનવીહૃદય સંસાર રંગભૂમિમાં નિરાશાનાં વાદળ જુએ છે. પરંતુ બળવાન આત્મા એ વાદળ વટાવી સ્વાવલંબનથી કર્મ કરે તો જરૂર ઇષ્ટ ફળ મેળવી શકે છે. આ વાકયપર અધિક પ્રકાશ પાડતો સ્વ. વેલજીભાઇનો ટુંક પરિચય અત્રે આપવા આવશ્યક છે.

સ્વ. વેલજીભાઇનો જન્મ સં. ૧૯૪૯માં કચ્છ-મંગવાણામાં થયો હતો. મમતાળુ માતા-પિતાએ એમનામાં ઉચ્ચ સંસ્કારો રેડયા હતા. ૯ વર્ષની વયે માતા ગત્ થતાં માતૃવાત્સલ્યનું પ્રકરણ એમના જીવનમાં અપૂર્ણ રહ્યું હતું. પિતા પરચુરણ વેપાર કરી ગુજરાન ચલાવતા હતા. પોતે પાંચ ભાઇઓ હતા તેમાં આજે માત્ર બે ભાઇઓ વિદ્યમાન છે. મોટાભાઇ વાલજીભાઇ પણ ગુણગ્રાહક હતા. પિતાની પહેલાં બે જુવાન ભાઇઓનો દેહાન્ત થયેલો અને પિતાજી પણ પરલોકવાસી થતા ગૃહવ્યવહારની સર્વ ધુંસરી વેલજીભાઇના શીરે આવી પડી હતી. " પ્રથમ કમાતું અને પછી પરણવું " એ પિતાનાં વાકયને વેદવાકય સમજી વેલજીભાઇ પ્રથમ કમાવા તરફ વાળ્યા. ગુજરાતી ૭ અને અંગ્રેજી ત્રણ ચોપડી ભણી ૧૭ વર્ષની વયે પોતે દ્રવ્યોપાર્જન માટે મુંબઇમાં પગ મુકયો. શરૂઆતમાં માસિક રૂા. ૫) ના પગારે નોકરી લીધી. પણ એમની સત્યનિષ્ઠા અને પ્રમાણિકતાએ એમને આદર્શ બનાવ્યા. ઉત્તરોત્તર પગાર વધી વાર્ષિક રૂા. ૧૨૦૦)થી ૧૫૦૦) મળવા લાગ્યા. આમ પોતાની જાત-પર ઉભા રહેવાને સમર્થ થયા પછી જ પોતે લગ્ન કર્યું. ઋણાનુબંધ અલ્પ હોવાના કારણે પત્નીનો દેહાન્ત થતાં સંબંધીઓના આગ્રહને વશ થઇ પોતે ફરી લગ્ન કર્યું. અને શેઠ ગોરધનદાસ ભીમજીની પેઢીમાં પોતે નોકરી રહ્યા. ત્યાં દેશાવરમાં ફરતાં પ્રકૃતિ લથડી એટલે દેશ ગયા. જરા આરામ થતાં પાછા નોકરી પર હાજર થવા મુંબઇ આવ્યાં. પણ આવતાં જ જીવલેણ ઇન્ફલ્યુએન્ઝાના ભોગ થયા. ૧૯૭૪ ના ભાદરવા વદ ૬ ના આ ઉજ્જવળ દિપક બુઝાઇ ગયો. પાછળ પોતાની નાની વિધવાને તથા બે ભાઇઓ ગોપાળજી તથા લવજીને છોડી ૨૫ વર્ષની વયે આ આશાવંત રવિ આથમી ગયો. પોતે રાષ્ટ્રીય ભાષાનુરાગી હતા. હિન્દના જુદાજુદા ભાગોમાં ફરી વ્યાપારીલાઇનનો સરસ અનુભવ મેળવેલો. અને તેનો સર્વને લાભ આપવા માટે પોતે " વેપારી ગાઇડ "


રા. વેલજી કુંવરજી ઠક્કુર

લખવી શરૂ કરેલી પણ તે અધુરી રહી ગઈ. પોતે સ્ત્રી કેળવણીના હિમાયતી હતા. વ્યાપારના શુષ્ક ક્ષેત્રમાં જોડાયા છતાં સાહિત્યરસનાં ઝરણાં એમનાં હૃદયમાંથી સૂકાયાં નહોતાં.



રા. ગોપાલજી કુંવરજી ઠક્કુર.

સ્વાશ્રય અને આપબળથી ૮ વર્ષમાં એમણે ઉત્તમ પ્રગતિ કરી હતી. જો એમની જીવનદોરી લંબાઇ હોત તો કદાચ એ યુવક વ્યાપારીજગત્‌નો નામીચો હીરો થઇ શકત. પણ દૈવને જૂદું ગમ્યું એટલે માનવી સર્વથા નિરૂપાય જ.

હાલ એમના નાના બે ભાઇઓમાં ગોપાલજીભાઇ કરાચીમાં પ્રતિષ્ઠિત દેશી વૈદ્ય તરિકે જાણીતા છે. વૈદ્ય છે અને સાથે સાહિત્યસેવક છે. પોતે ઘણું વાંચે છે. ઉપરાંત પબ્લીકને વધુ લાભ આપવા માટે "આરોગ્ય સિન્ધુ" નામક માસિક પણ પોતે બહાર પાડે છે. એમની રહેણીકરણી તદન સાદી અને દંભરહિત છે. સ્વભાવ શાન્ત, સહનશીલ અને મમતાળુ છે કચ્છ જેવા સાહિત્યસૂના પ્રદેશમાં રહેવા છતાં પોતે એ લાઇનમાં અતિ ઉત્સાહ દર્શાવે છે, એમનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ છે. અતિથિસત્કાર, મિત્રસેવા અને દયાળુતા એ ગુણો એમના જીવનમાં વધુ વિકસ્યા છે. જ્ઞાતિ અને સમાજ સેવાના હરેક કામમાં પોતે ઉલટથી ભાગ લે છે. પ્રભુ એમને દીર્ઘાયુષ બક્ષે અને યશસ્વી બનાવે એવું ઇચ્છીશું.

# શેઠ મથુરાદાસ વીસનજી રાજાણી (જામજોધપુર)



મ ભુની અનુપમ કૃત્તિરૂપ માનવી પ્રાણીમાં બુદ્ધિ એ અદ્દભુત કીમિયો છે. સૌ કોઇ બુદ્ધિથી જ જીવનને પ્રગતિમાન કરી શકે છે. અન્ય જ્ઞાતિઓના કરતાં લોહાણા જ્ઞાતિએ વ્યાપારકળામાં ભારે પ્રવીણતા મેળવી છે. વ્યાપારી વીરલાઓની હરોળમાં શેઠ મથુરાદાસભાઇનું જીવન પણ અવનવી વ્યાપારી કુંચીઓનું જ્ઞાન આપે એવું હોવાથી અત્રે સંક્ષિપ્ત જીવનઘટના આલેખવાનું અમે યોગ્ય ધારીએ છીએ.

ચરિત્રનાયકનો જન્મ સં. ૧૯૩૩ માં જામજોધપુરમાં થયો હતો. એમના પિતાજી વીસનજી શેઠ આ ગામના પ્રતિષ્ઠિત વ્યાપારી હતા. એટુલેતેને ધીરધારનો ધંધો પોતે પ્રથમથી જ કરતા હતા. વ્યાપારપ્રિય પિતાના પુત્ર આ ચરિત્રનાયક પણ જરૂરી ગુજરાતી અભ્યાસ કરી પિતાની વ્યાપારી લાઇન સ્વીકારી હતી. સમયનો પલટો કોઇવાર ગમે તેવા થઇ જાય છે એ અનુભવ આ કુટુમ્બને પણ થતાં એક વખત સ્થિતિ તંગ હાલતમાં આવી પડી હતી, છતાં એમના ધર્મપ્રાણ હૃદયને ઓછો આઘાત થયો હતો. પિતા વીસનજી શેઠ ચુસ્ત વૈષ્ણવ હોઇને મરજાદ પાળતા હતા. જામનગરનિવાસી ભાટીઆ ગૃહસ્થ શેઠ જાદવજી સાથે એમને ગાઢ મૈત્રી હતી. તેથી એમના તરફથી ઘીની ખરીદી કરવા માટે ચરિત્રનાયક દેશાવરમાં ફરવાનું માથે લીધું. જુદા જુદા દેશોમાંના પર્યટનથી પોતે ઘણી વ્યાપારીકળા જાણી લીધી હતી. આઠ દશ માસમાં મોસમ પૂરી થતાં પોતે મુંબઇમાં આવ્યા. અહીં પણ શેઠ મથુરાદાસને ભાગીદાર બનાવીને જાદવજી શેઠે પોતાના પુત્ર ગોકળદાસ જાદવજીને નામે કમિશન એજન્ટ તથા શરાફી ધંધાની પેઢી ખોલી આપી. કામકાજ સાધારણ રીતે ઠીક ચાલતું હતું. દરમ્યાન શેઠજીના પુત્રનો દેહાન્ત થતાં પેઢીનું કામકાજ બંધ કરવામાં આવ્યું. તે સમયે લાલપુરવાળા શેઠ વિઠ્ઠલદાસ મૂળજી વીસનજી પારેખ મુંબઈમાં આવેલા. ચરિત્રનાયક મથુરાદાસભાઈ છૂટા થયા છે એ જાણી પોતે તેમને આગ્રહ કર્યો કે 'જો તમે મુંબઇમાં ભાગીદારીમાં કામ ચલાવો તો હું કમિશન એજન્ટસ તથા શરાફી પેઢી ખોલું.' ચરિત્રનાયકે કબુલ કીધું. (સં. ૧૯૬૦) ચાર વર્ષમાં આ ભાગીદારીમાં સારૂં ચાન્સ મળી ગયું. સંવત ૧૯૬૪ ના જેઠ માસમાં પોતે આ ભાગીદારીમાંથી પણ છૂટા થયા અને સંવત ૧૯૬૪ ના આશો સુદ ૧૦ થી પોતે કમિશન એજન્ટ તથા શરાફીનું સ્વતંત્ર બીઝનેસ ઉપાડયું જે અદ્યાપિ ચાલુ છે. આટલામાં જ બુદ્ધિને નહિ સંકેલી લેતાં તેને આગળ વેગ આપ્યો.

સં. ૧૯૭૦ ના કારતક શુદ ૧ થી ઘીઇના વેપારના અનુભવી શાહ દામોદર આણંદજીને પોતે મૂડી આપી તેનો ભાગ ઠરાવી ઘીઇનો વેપાર શરૂ કર્યો. ઉપરાંત ભીંડી બજારમાં પોતાના પુત્રો દ્વારકાદાસ તથા ગોરધનદાસને નામે કાપડની દુકાન પણ ખોલી જે અદ્યાપિ ચાલુ છે.

પિતાની પેઠે પોતે પણ વૈષ્ણવ સંપ્રદાયમાં શ્રદ્ધાળુ હતા. ૪–૫ વખત તો યાત્રાપણ કરી આવેલા અને પુષ્કળ દાનધર્મ પવિત્ર તીર્થસ્થાનોમાં પોતે કરેલાં છે. **શ્રી**નાથજીની યાત્રા કરવા તો પોતે લગભગ દરવર્ષે જતા. કોઇપણ ગરીબ ભાઇબ્હેનને ગુપ્ત સહાય આપવાની પોતે ખાસ ફરજ સમજતા. સ્વભાવ શાન્ત, સહનશીલ અને આનંદી હતો. અનેક ઉત્તમ સંસ્કારોના બીજ રોપનાર એમના મમતાળુ માતા **પા**નબાઇ જ હતાં.

ચરિત્રનાયકના એક નાનાભાઇ **હ**રિદાસભાઇ **જા**મજોધપુરમાં કપાશીયા, ઉપરાંત હુંડીઓ, સોનચાંદી, શરાફી, તથા કમીશન એજન્ટનો ધંધો હાલ કરી રહ્યા છે.

સમય કોઇની રાહ જોતો નથી. અંધકાર પછી પ્રકાશ અને પ્રકાશ પછી અંધકાર નિરંતર ચાલુ જ છે. ચરિત્રનાયકે પણ પોતાની કારકિર્દીમાં પુત્રોને પાવરધા કરી પોતાની સંસારયાત્રા સંવત ૧૯૭૫ માં જ પૂરી કરી હતી. માત્ર ૩–૪ દહાડા પેટની બીમારીમાં કારતક સુદ ૨ ના **મું**બઇમાં પોતાની પાછળ ૪ પુત્રો ને ૧ પુત્રીની લીલીવાડી છોડી પરલોક પ્રયાણ કર્યું. તેના દેહાન્ત પછી એક પુત્ર તથા ૧ પુત્રીનો દેહાવસાન થયો હતો. અત્યારે એ પ્રતાપી પિતાના સુપુત્રો **ગો**રધનદાસ, **દ્વા**રકાદાસ તથા **વિ**ઠ્ઠલદાસ પિતાની કારકિર્દીને ઉજ્વળ દિશામાં દોરી રહ્યા છે. પિતાના સર્વ ગુણો એઓના વર્તનમાં જણાઇ આવે છે. બે મોટાભાઇઓ પિતાના બિઝનેસમાં નવા પ્રાણ પૂરી વ્યાપારક્ષેત્રને વિધવિધ પ્રકારે વિકસિત કરી રહ્યા છે. ઘીની દુકાન, શરાફી પેઢી, કમીશન એજન્સી, કાપડની દુકાન ઉપરાંત અનેક પ્રવૃતિઓ આદરી રહ્યા છે. ઘેરથી જ વ્યાપારી તાલીમ લીધેલી હોવાથી તેઓ ભારે સાહસિક રીતે એ લાઇનમાં આગળ વધી ભાગ્યદેવીની પ્રસન્નતા મેળવી શકયા છે. બંને ભાઇઓ મહેનતુ પ્રમાણિક ને મિઠ્ઠા સ્વભાવના છે. માનસિક વિકાસમાટે અવકાશે નવું જૂનું સાહિત્ય વાંચે છે. સાહિત્યસેવકો તરફ માનભરી દૃષ્ટિએ જોઇ યોગ્ય ઉત્તેજન આપવા પણ તત્પર રહે છે. જ્ઞાતિ મહાજનના કોઇ પણ કામ પ્રસંગે **ગો**રધનદાસભાઇ તો ઉઘાડે પગે તૈયાર જ હોય છે. નાના ભાઇ **વિ**ઠ્ઠલદાસ અભ્યાસ કરે છે. ચરિત્રનાયકના વૃદ્ધ માતા-પિતા હજુ વિદ્યમાન છે.

કાકા **હ**રિદાસ પ્રથમથી જ જુદા રહે છે. તેમને પિતાતુલ્ય માની હરેક પ્રવૃતિમાં આ બંને ભાઇઓ સલાહ લીધા વગર રહેતા નથી. એમની પાસે મદદ માટે ગએલુ ભાગ્યે જ કોઇ નિરાશ થઇને પાછું વળે છે. પ્રભુ એઓને પ્રતાપી પૂર્વજોનું અધિક બળ આપી એમના હાથે જ્ઞાતિ, સમાજ અને દેશહિતનાં અનેક ઉમદા કાર્યો કરાવે એજ વાંચ્છના !



# શેઠ ભીમજીભાઈ જેસંગ (અમદાવાદ)



એ તો નક્કી છે કે ગરિબીની ભઠ્ઠીમાં શેકાઈને મનુષ્ય જેવો પકો થઇ શકે છે તેવો શ્રીમંતાઈમાં ઉછરેલ પુરૂષ થઈ શકતો નથી, અને તેથી જ અનુભવી વડીલોએ 'ગરિબીમાં અમિરી' હોવાનું કહ્યું હોય એમ જ-ણાય છે; આવી જ ગરિબીમાં ઉછરી, દુઃખના દોહ્યલા દહાડાઓ વિતાવી, અજબ સહનશીલતા, હિમ્મત, અને જાતમહેનતથી પોતાનું પ્રારબ્ધ ફેરવી નાખનાર શેઠ ભીમજી જેસંગનો પરિચય અહીં આપવો આવશ્યક છે.

એમનો જન્મ સંવંત ૧૯૨૫ લગભગ ખંભાળીઆ પાસે વડતરા ગામમાં થયો હતો. એમના વડીલો પરચુરણ નેસ્તી માલની નાની સરખી હાટડી રાખી, ઓછી જરૂરીઆતે માંડમાડ કુટુમ્બનો નિર્વાહ ચલાવતા હતા. સમય જતાં ગરિબીએ ચારે હાથ પ્રસાર્યા અને ગુજરાન ચલાવવુ પણ મુશ્કેલ થઇ પડયું. આવી પરિસ્થિતિમાં બાળકોને ભણાવવાનું કયાંથી સુઝે? ભીમજીભાઈને સાધારણ અક્ષરજ્ઞાન ઉપરાંત વધુ શિક્ષણ મળ્યું નહોતુ; પરંતુ અક્ષરજ્ઞાન કરતાં અનુભવની કસોટીએ ચડી પકકું થયેલું હૃદયજ્ઞાન જીવનવ્યવહારમાં વધુ ઉપયોગી થઈ શકે છે તે ખોટું નથી. દરિદ્રતા અસહ્ય થઇ પડવાથી તેના પિતા જેસંગભાઈ ૧૭ વર્ષની વયના ભીમજીભાઈને સાથે લઈ અમદાવાદ આવ્યા. ભીમજીભાઇ પોતાના બ-નેવી રામજી મોદી, જેનો ગાંજાનો કોન્ટ્રાકટ તથા જેલનું મોદીખાનું આપવાનો વ્યાપાર હતો તેની સાથે નોકરી રહ્યા. ચારપાંચ વર્ષ સુધી તો એમજ કામ કીધું જે પછીથી માત્ર જુજ પગાર માંડ! આપ્યો હતો. ૧૦-૧૨ વર્ષ ત્યાં નોકરી કરી અનુભવ મેળવ્યા પછી પોતે સ્વતંત્રપણે ઘી તથા એવા પરચુરણ ધંધો કરવા લાગ્યા. કરકસર, કાળજી અને જાત-મહેનતથી તેઓને ઉતરોત્તર હાથ ધરેલા ધંધામાં સારૂં ચાન્સ મળતું ગયું.

સંવત ૧૯૬૩માં પિતાશ્રી જેસંગભાઈ પુત્રો તથા પૌત્રોની લીલીવાડી મૂકી સ્વર્ગે સંચર્યા. અને સંવત ૧૯૬૪માં માતુશ્રી રતનબાઇ પણ સંપૂર્ણ શાન્તિમાં પરલોકવાસી થયાં.

એમનાં લગ્ન ભાડથર નિવાસી પ્રતિષ્ઠિત ગૃહસ્થ શેઠ જીવાભાઈ નેણશી થોભાણીનાં પુત્રી મોતીબાઇ વેરે થયાં હતાં. આર્યપુત્રી પિતાની અઢળક સંપત્તિને છોડી ગરિબ પતિની ઝુંપડીમાં પણ ઉત્તમ પ્રકારની સહનશીલતા દાખવી શાન્તિમગ્ન બનાવી શકે છે એ ખોટું નથી. ગમેતેવા દુઃખદ સંજોગોમાં પણ અજબ પ્રકારની હિમ્મત અને પુરૂષાર્થનો વેગ પ્રબળપણે ભીમજીભાઈએ જારી રાખ્યો હોય તો તે એમનાં ગુણમૂર્તિ પત્ની મોતી-બાઇની પ્રેરણાને આભારી છે. મોતીબાઇ જ્યારે અમદાવાદ આવ્યાં ત્યારે પતિ પાંચ રૂપિએ નોકરી કરતા હતા. તેના ઉપર વધુ ચિંતાનો બોજો ન પડે એ કાળજી તેઓ રાખી પોતે પણ સતત્ ગૃહઉદ્યોગ કરી મદદગાર થતાં હતાં. પતિના સ્વતંત્ર બીઝ-નેસમાં પણ તેઓ ભારે મદદ કરતાં રહ્યાં હતાં, અને અત્યારે પણ ખરૂં કહીએ તો ઘીના બ્યાપારનાં તેઓ જ ખરાં સંચાલક બની રહ્યાં છે. પોતે ભણેલાં નહિ પણ હૃદયજ્ઞાનથી

હિસાબ કિતાબ પણ કરી શકે છે; તેમનો સ્વભાવ સ્નેહાળ, દયાળુ છે. કુટુમ્બવ્યવહાર, જ્ઞાતિવ્યવહારમાં તેઓ કુશળ છે. પતિની ઝુંપડીમાં ગરિબીનો અનુભવ લીધેલો તે અત્યારે સાધનસંપન્ન થયા છતાં પૂર્વસ્થિતિ ભૂલ્યાં નથી. અભિમાનનો અંશ પણ એ આર્યામાં નથી.

ભીમજીશેઠ પોતા પછવાડે ૨ પુત્રો ને ૧ જીવનસખા પત્નીને છોડી સંવત ૧૯૬૯માં જીવનયાત્રા પૂરી કરી ગયા. ઉત્તરાવસ્થા તેમણે શાન્તિમાં ગાળી હતી. મોટા પુત્ર લક્ષ્મીદાસે બે ત્રણ વર્ષ અગાઉ વ્યાપાર વ્યવસાયનો બોજો પિતાના ઉપરથી ઓછો કરી દીધો હતો.

પોતે પોતાની ન્યાયવૃત્તિથી અમદાવાદ લોહાણા મહાજનના અગ્રેસર હતા, જ્ઞાતિભાઇઓમાં એનો પ્રભાવ પડતો. પોતે સ્થિતિસર થયા પછી પોતાના સગાં સંબંધીઓને પણ તેડાવી ધંધે લગાડવાની પોતાની ફરજ સમજતા.

પિતાના દેહાન્ત પછી શ્રીયુત લક્ષ્મીદાસભાઇએ વ્યાપારક્ષેત્રને વધુ વિકસીત કર્યું છે. તેઓ પણ સદા હસમુખા અને મીઠા સ્વભાવના છે. ન્યાતના અગ્રેસર છે. કોઇનું પણ ભલું થાય તે જોવા ઉત્સુક રહે છે, આ ઘરનો અતિથિસત્કાર પ્રશંસનિય છે, કાઠિયાવાડી જ્ઞાતિભાઇઓનું તે વિશ્રામસ્થાન છે.

એમના નાનાભાઇ ગીરધરદાસ કે જેઓ ભવિષ્યમાં સારી આશા આપનાર યુવાન હતા તે સંવત ૧૯૭૭માં ગુજરી જતાં શ્રીયુત લક્ષ્મીદાસભાઇની બંધવ બેલડી તૂટી ગઇ. વૃદ્ધ માતાના હૃદયને અસહ્ય આઘાત થયો. સંસારમાં જાયું તે જવાનું એ અબાધિત સત્ય કોઈ ફેરવી શકે નહિ, આવા બનાવોથી સંસારની અનિત્યતા જીવતાંને બતાવવાનો સંકેત હોય તેમ સમજાય છે. પ્રભુ એમના આત્માને શાન્તિબક્ષે અને શ્રીયુત લક્ષ્મીદાસભાઇને તથા એમની ગુણમૂર્ત્તિ માતુશ્રીને તે સહન કરવાની શક્તિ આપે અને એમના હાથે જ્ઞાતિ અને સમાજનાં અનેક યશસ્વી કામો કરાવે એજ ઇચ્છીએ.



# શેઠ કુંવરજીભાઈ નારાયણજી કોઠારી (કચ્છ-રોહા)

જન્મ સં. ૧૯૧૫ ] [ અક્ષરધામ સં. ૧૯૭૮



સૂર્યવંશી લોહાણા જ્ઞાતિમાં ખખ્ખર-કોઠારી અવટંકના કોહીનૂર શેઠ કુંવરજી ભાઇના નામથી કચ્છ-સુમરી રોહામાં આજે ભાગ્યે જ કોઇ અ-જાણ્યું હશે. કચ્છ દેશમાં રોહા જાગીર પહેલા નંબરની ગણાય છે. ત્યાંના ઠાકોર સાહેબે કુંવરજીભાઇની રેવન્યુ ખાતામાં મોટા હોદ્દાપર નિમણુંક કરી હતી. અને તેમાં એમણે બહુ નામના મેળવી હતી. રોહા જાગીરમાં કુંવરજીભાઇના પિતા, પિતામહ, અને પ્રપિતામહ એમ એમની ચારે પેઢીથી દફતરી ખાતામાં રાજ્યના અમાત્ય તરીકેનું સ્થાન સચવાતું આવ્યું છે, ચરિત્રનાયક પોતે રોહાની ૪૨) ગામની પ્રજાને અત્યંત પ્રિય થઇ પડયા હતા. વળી કુંવરજીભાઈએ જાગીરના ઠાકોરની કચ્છ નરેશ રાવશ્રી ખેંગારજી સાથે મૈત્રી કરાવી આપી હતી તેથી રાવશ્રી ખેંગારજીની સવારીઓ રોહાને પણ શોભાવતી હતી. રાજ્યમાં પોતે લોહાણા ભાઇઓને જ નોકરી આપતા અને તેની ન્યાયપ્રિયતાની સારી છાપ પડતી. પોતે બાળપણમાં થોડું જરૂરી શિક્ષણ લીધું હતું. પણ કુદરતી કેળવણી એમનામાં અજબ હતી. તેઓની યાદદાસ્ત જબરી હતી. પંડીતો, શાસ્ત્રીઓ અને સાધુજનોના સમાગમથી પોતે ઘણું શાસ્ત્રીયજ્ઞાન સંપાદન કર્યું હતું. કચ્છ-જંડાદરમાં એમણે કારભારીનું કામ કર્યું હતું. તેમજ મુંબઇમાં શેઠ તુલસીદાસ શુરજીની પેઢીમાં મુનીમની જગ્યા સાચવી હતી. પણ સૌથી વધારે એટલે ૩૦) વર્ષ સુધી તો રોહા જાગીરમાં દફતરી તરીકે અને કારભારી તરીકે કુશળતા બતાવી હતી. સ્વજ્ઞાતિ મહાજનમાં પણ પોતે ઘણા સુધારા કરાવ્યા હતા અને લોહાણા ભાઈઓમાં સંપની વૃદ્ધિ કરી હતી. સારસ્વત ગોરપ્રતિ પોતે મમતાળુ હતા. શાસ્ત્રનિપુણ પોતાના પુરોહિત પંડિત ધર્મસિંહ પ્રેમજી શર્મા જબરા જ્યોતિષિ હતા; તેમની પાસે ના. કુમાર હમીરસિંહજી તથા કર્ણસિંહજીની જન્મપત્રિકાઓ કરાવી ૧૦૦૦) કોરી ઇનામ અપાવ્યું હતું. પંડિત રત્નસિંહ હંસરાજને પોતે ગુરૂરૂપે માનતા. સંધ્યા ગાયત્રીનો અભ્યાસ એમની પાસેથી કર્યો હતો. તેમને જાગીરના રાજજોશી ગણી સત્કારતા. એમના શરીરનો બાંધો સુદઢ અને મુખ ગોર હતું. પોતે હંમેશાં રામાયણ વાંચતા હતા, રાજ્યમાં લાંચ રૂશ્વત નાબુદ કરી હતી. એમનામાં એક અમલદાર તરીકેના તથા સાધુ તરીકેના બધા જ ગુણો હતા. વેદાંતશાસ્ત્ર પૂરાણ અને તત્વજ્ઞાનનાં પુસ્તકોનાં ઘણાં પ્રકરણો એમના મોઢે થઈ ગયાં હતાં. દરેક ધર્મના સિદ્ધાન્તોના પોતે અભ્યાસી હતા. ઇસ્લામી ભાષાનો અભ્યાસ કરી મૌલવીઓ સાથે કુરાનેશરીફ ઉપર વાદવિવાદ કરતા હતા. પ્રાચીન કેળવણી ઉપર એમને બહુ પ્રેમ હતો. બ્રાહ્મણ ક્ષત્રિય સંધ્યા ન કરે તો તેઓને પોતે ઠપકો આપતા હતા. ધર્મની સાથે જ સર્વની ઉન્નતિ સમજતા હતા. તેઓ નિર્વ્યસની હતા. છેલ્લાં આઠ વર્ષમાં પોતે સ્વામીનારાયણ સંપ્રદાયમાં વળ્યા હતા. આ સંપ્રદાયવાળાઓની રહેણીકરણી પોતે પસંદ કરતા હતા. એટલું જ નહિ પણ ભૂજમાં સ્વામી અક્ષર જીવણદાસજી પાસેથી પોતે દીક્ષા લીધી હતી અને યોગાભ્યાસ કરતા

હતા. પ્રાણાયામની ક્રિયા ત્રણ ચાર કલાક સુધી લંબાવી શકતા હતા. શંકા સમાધાન માટે ઘણાં લોકો એમની પાસે આવતાં હતાં. એમની કાર્યવાહી આ પ્રમાણે હતીઃ પ્રાતઃકાળે શરીર-શુદ્ધિ અને માનસપૂજા કરી બે કલાક મુલાકાતમાં બેસતા હતા. બાદ સંધ્યા-અગ્નિહોત્ર સ્વાધ્યાય વગેરે નિત્યકર્મ કરી એક જ વાર ભોજન લેતા હતા. ભોજન વખતે મૌનવ્રત ધારણ કરતા. જમ્યા પછી જાગીરમાં ડયુટીપર જતા હતા. રોહા ગામ એક ટેકરી ઉપર આવેલું છે. જાગીરમાંથી પાછા ફરી રાત્રે રામાયણ, કથાવચનામ્રત, શિક્ષાપત્રી, ગીતા વાંચન, ભજન, નારાયણધ્વની વગેરે કરી સતસંગમાં બે કલાક ગાળી રોહાનાં હરિજનોને જ્ઞાનામૃતનું પાન કરાવતા હતા. મહિનામાં પોતે ચાર ૭ ઉપવાસ કરતા હતા. અને વર્ષમાં બે ચાર વખત સ્વામીનારાયણના બ્રહ્મચારીઓ આવે ત્યારે સભાઓ ભરી એ ધર્મતત્વનો પ્રચાર કરતા. અંગ્રેજીભાષા રાજભાષા છે તે માટે શેઠ તુલસીદાસ શરજી મારફતે પોતે અંગ્રેજી શાળા સ્થાપિત કરાવી હતી, અને શેઠ પ્રાગજી શૂરજી પાસે કન્યાશાળા ખોલાવી હતી. વિદ્વાન પંડિતોને બહુ ઉત્તેજન આપતા હતા. એમનું જીવન ઘણું જ બોધપ્રદ છે. અત્યારે આ સૌમ્યમૂર્તિ આપણી દૃષ્ટિ સમીપ નથી. માત્ર એમના ગુણોની સૌરભ અવશેષ રહી છે. પોતે પોતાની પાછળ પુત્રો પૌત્રાનું વિશાળ કુટુંબ મૂકી ગયા છે. પરમાત્મા આવા એકની વિભૂતિ અનેકને આપે એવું ઇચ્છીશું.



# શેઠ તુલસીદાસ શૂરજી વર્મા (મુંબઈ)



નાશવંત દેહથી અવિનાશી કીર્તિસંપાદન કરવાનું ભાગ્ય બહુ થોડાઓ જ મેળવે છે. વ્યાપારપરાયણ લોહાણાજ્ઞાતિએ જગતને જેટલા દાનવીરો આપ્યા છે તેવા ભાગ્યે જ કોઇ જ્ઞાતિએ આપ્યા હશે. અહીં અમે એક આદર્શ દાનવીરની જીવનરેખા દોરવા પ્રેરાઇએ છીએ. એમનો સ્થૂળ દેહ અત્યારે પંચભૂતમાં મળી ગયો છે છતાં એમનો સૂક્ષ્મ દેહ, એમનાં અમ્મર કાર્યો આપણને જીવંત જણાય છે અને સદાય જીવંત રહેશે.

આ ભદ્રપુરૂષ શેઠ તુલસીદાસભાઇનો જન્મ સં. ૧૯૨૦માં કચ્છ સુમરી રોહામાં થયો હતો. એમની બાળપણની વિગતો અમને મળી શકી નથી અને બીજી જે જુજ વિગતો મળી છે તેના આધારે અમે એમની જીવનઘટના આલેખીએ છીએ.

કચ્છ સુમરી રોહામાં ચરિત્રનાયક 'સચ્ચદે' અવટંકથી અને વડીલો 'મેઘાણી'ના ઉપનામથી પ્રસિદ્ધ છે. ત્યાં એમને સ્વધર્મ ધુરંધર અને દાનેશ્વરીની ઉપમા મળેલી છે. પોતે થોડું જ ભણ્યા હતા પણ નશીબના સીકંદર હતા. પ્રથમ મુંબઇમાં આવી બારદાનનો વેપાર કરવા લાગ્યા. તેમાં પોતે ભારે દ્રવ્ય મેળવી લીધુ; એટલે પછી દાનનો ધોધ વહાવવાનું શરૂ કર્યું. સાધુ બ્રાહ્મણ અને ગરીબવર્ગના તેઓ આશ્રયદાતા હતા. કચ્છ સુમરી રોહામાં પોતે એક ભવ્ય રામમંદિર બંધાવ્યું છે. અને અન્નક્ષેત્ર અતિથિઓ માટે ચાલુ કરાવેલ છે; ઉપરાંત ગામના પાદરમાં હિન્દુકોમના પથિકો માટે એક વિશાળ ધર્મશાળા બંધાવી છે. તેમજ અંગ્રેજી સ્કૂલ માટે એક રોનકદાર મકાન બંધાવ્યું છે. અને ત્યાંના તળાવનો પણ મોટા ખરચે જીર્ણોદ્ધાર કરાવ્યો છે. મુંબઇમાં પણ જ્ઞાતિબંધુઓને પોતાની વ્યાપારી લાઇનમા નોકરી રાખી ઘણાને કમાતા કયા છે. કચ્છ રોહામાં પોતે ૧૦૮ પારાયણો કરી હતી અને સારસ્વતોને તથા અન્ય બ્રાહ્મણોને વેદવિદ્યામાં બહુ ભારે ઉત્તેજન આપ્યું હતું. તેમજ વિષ્ણુયાગ, મહારૂદ્રયાગ વગેરે મહાયજ્ઞો કરી, ક્ષત્રિયો આગળના વખતમાં યજ્ઞો કેવી રીતે કરતા તેનો ખ્યાલ ત્યાંની પ્રજાને અને બ્રાહ્મણ કોમને કરાવ્યો હતો. વસ્ત્રદાનનો તથા અન્નદાનનો પ્રવાહ તો દિન ઉગ્યે ચાલુ જ રહતો. કોઇ પણ મદદેચ્છુને પાછો વાળવાનો એમનો સ્વભાવ જ નહોતો. પોતે સ્વભાવે ઘણાજ આનંદી અને વિનોદી હતા. ક્રોધ શું છે તે તો જાણુતા જ નહોતા. તેઓશ્રી સૌમ્ય પ્રકૃતિના હોઈ રાજા–પ્રજાના કલ્યાણ માટે ઘણી જ સખાવતો કરી ગયા છે. ધનનો ગર્વ તો કદી પણ એમનામાં વસ્યો જ નથી. રોહા પંચકોશીમાં ચરિત્રનાયક કર્ણ દાનેશ્વરી મનાય છે. પંડિત રત્નસિંહ શર્માને પોતે ગુરૂ સમાન લેખતા.

અને શાસ્ત્રજ્ઞાન એમની પાસેથી લેતા હતા. મોઢેથી નિરંતર પોતે શ્રી રામ નામનો ઉચ્ચાર કરતાં હતા. એમની સુન્દર ગૌરવર્ણ અને સત્વગુણી આકૃતિ જોઈ માણસને પૂજ્ય-ભાવ થયા વગર રહેતો નહિ. પોતે જેમ જેમ દાન ધર્મ કરતા ગયા તેમ તેમ લાખોનો લાભ થતો હતો. આર્યાવર્ત્તની બધીયે યાત્રાઓ કરી હજારોનાં દાન કર્યાં હતાં. એમની પુણ્યકૃતિઓ ગણી ગણાય તેમ નથી. કુદરતના નિયમ પ્રમાણે પ્રારબ્ધ કર્મ ખૂટતાં પોતે ૫૪ વર્ષની વયે સં. ૧૯૭૪માં પ્રભુના અમ્મર ધામમાં ચાલ્યા ગયા. ગરીબો તરફ એમની દયાનાં ઝરણાં વહેતાં. એમનો ગૃહસ્થાશ્રમ આર્યસંસ્કૃતિને અનુરૂપ હતો. એક પુત્રરત્ન નારાયણદાસ ભર યુવાવસ્થામાં ગત્ થતાં પ્રભુએ બીજું પુત્રરત્ન આપ્યું હતું. પરંતુ ઋણાનુબંધની વાત છે. આ પુત્રની જીંદગી પણ ટુંક સમયમાં સંકેલાઈ ગઇ છે. હાલમાં કુટુંબમાં પુત્રવધુ, દુહિતાઓ તથા ગૃહપત્ની પ્રભુપરાયણ જીવન ગાળે છે. ભ્રાતૃગુણો ઘણા છે માત્ર આ-ત્મજ નથી; છતાં એમનાં અમ્મર કાર્યોથી પોતે સદાયને માટે અમ્મર રહ્યા છે. લોહાણા જ્ઞાતિમાં નીતિથી દ્રવ્યપ્રાપ્તિ કરી તેનો સદ્વ્યય કરી જગતમાં સુકીર્તિ કમાઇ જનાર આ અમ્મર આત્માને અમારા સહસ્રાવધિ વંદન હો !



# શેઠ મગનલાલ હિંમતરામ (મુંબઇ)



જેઓએ તન, મન, ધનથી મનુષ્યજાતિની સેવા બજાવી છે, અને જેમનું ચારિત્ર્ય ભાવી પ્રજાને ઉન્નતિના શિખરે લઇ જઇ શકે તેવું છે; તેઓ કદી પણ મૃત્યુ પામેલા ગણી શકાય નહિ. ચારિત્ર્ય એ બળ છે, અને એવું બળ જેમણે પ્રાપ્ત કર્યું હોય, તેવા નરરત્નોનું જીવન અન્યને ધડો લેવા લાયક ઠરે છે. આપણી લોહાણા જ્ઞાતિમાં એવાં અનેક રત્નો થયાં છે કે જેમાં સ્વ. શેઠ મગનલાલ હિંમતરામનું નામ પણ શોભી રહેલું છે.

શેઠ મગનલાલભાઇનો જન્મ સુરતના સુપ્રસિદ્ધ સાહિતા કુટુમ્બમાં સંવત ૧૯૪૩ ના ભાદરવા વદી ૧૨ વામનદ્વાદશીને દિવસે થયો હતો. સિન્ધમાંથી કચ્છ તથા કાઠીઆવાડમાં લોહાણા બન્ધુઓનો ચેતનમય પ્રવાહ વળ્યો, ત્યારે તે વખતે 'સોનાની સુરત' ગણાતા સુરત શહેરમાં પણ કેટલાંક કુટુમ્બો આવી વસ્યાં હતાં. શરૂઆતમાં સુરતમાં લોહાણાભાઇઓ મોટે ભાગે દૂધનો વેપાર કરતા હતા. અને શેઠ મગનલાલના વડીલોએ પણ એ જ ધંધો શરૂ કરેલો. એમના પિતામહ નરભેરામભાઈ બહુ દીર્ઘદૃષ્ટિવાળા અને સાહસિક હતા. તેઓ હિંમત બાંધી પોતાના કાકા ગોપાળદાસની સાથે પહેલવહેલા મુંબઇ આવ્યા. આજે મુંબઇમાં 'જૂના ગોપાળદાસ બરફીવાળા' તરીકે જેમનું નામ મશહૂર છે, તે આપણા ચરિત્રનાયકના પિતામહના કાકા થતા હતા. બન્ને-કાકાભત્રિજા વચ્ચે પિતાપુત્રના જેવો પ્રેમ હતો. ગોપાળદાસ બહુ મહત્ત્વાકાંક્ષી હતા. તેમને કાંઈ સંતાન નહિ હતું. સાહસ, પ્રમાણિકતા, અને પુરૂષાર્થથી તેમણે પોતાનો ધંધો ઘણો ખીલવ્યો હતો. તેઓ ગંભીર માંદગીને બિછાને પડયા તે વખતે તેમના ભત્રિજા નરભેરામભાઇએ ઘણી સારી સેવા કરી હતી. આથી અંતકાળ વખતે તેમણે એ સેવાના બદલામાં તેમને સુંદર આશીર્વાદ આપેલો કે-' બેટા, તું મારા નામથી આ મુંબઈમાં સારી રીતે પેદા કરી શકશે. '

શેઠ નરભેરામ અને તેમના કાકા ગોપાળદાસ બન્ને જુદા રહેતા હતા. ગોપાળદાસના મૃત્યુ પછી તેમની દુકાન તેમનાં નવાં પત્નીનો ભાઇ ચલાવતો હતો; પણ તેમાં કેટલાંક કારણોથી ખોટ ગઇ. આ સમયે મુંબઇમાં અન્ય પ્રસિદ્ધ બરફીવાળાની કોઈ દુકાન નહોતી. લેણદારો તકાદો કરવા લાગ્યા; એટલે કંટાળીને તે માણસ શેઠ ગોપાળદાસને નામે નાદારીમાં જવા તૈયાર થયો. નરભેરામભાઈને આ વાતની ખબર પડતાં તેઓ પોતાના કાકાનું નામ તેમના મૃત્યુ પછવાડે વગોવાય તેના કરતાં બીજું કાંઇ વધારે ખરાબ નથી એમ સમજી તરત જ તે દેવું ચુકાવી આપવા તૈયાર થયા અને લેણદારોને એકઠા કરી પાઇએ પાઈ ચુકાવી દીધી. આ રીતે કાકાના નામની પ્રતિષ્ઠા સાચવ્યા પછી, તેમના નામનું જ પાટીઉં રાખી, પોતે એ જ નામથી ધંધો શરૂ કર્યો અને તેમાં થોડી મુદતમાં જ કાકાનો અંત સમયનો આશીર્વાદ ફળ્યો. અદ્યાપિ પર્યંત 'જૂના ગોપાળદાસ બરફીવાળા' ને નામે એ જ દુકાન મુંબઈમાં પ્રખ્યાત છે,

હરકોઈ રીતે કુળપ્રતિષ્ઠા સાચવી રાખવી એ આ કુટુંબનું મુખ્ય લક્ષણ છે. અને એ તો ખુલ્લું જ છે કે પ્રતિષ્ઠાનો બચાવ કરનાર જ નાગરિકના ખરા હક ભોગવી શકે છે. દુનિયામાં કીર્તિ મેળવવાના માર્ગ સૌને માટે ખુલ્લા છે; પણ તેમાં જેઓ પ્રતિષ્ઠાની કિંમત સમજે છે, તેઓ જ સાચી કીર્ત્તિ મેળવી શકે છે. શેઠ **ન**રભેરામભાઈના કુળગૌરવ જાળવવાના વિચારો તેમના સુપુત્ર શેઠ **હિ**ંમતરામભાઈમાં ઉતરી આવ્યા અને **હિ**ંમતરામભાઈ પાસેથી એ ગુણ–વારસો આપણા ચરિત્રનાયકને મળ્યો. **મ**ગનલાલભાઈએ કેટલો આત્મભોગ આપીને. અને કેટલું સહન કરીને એ વારસો–કુળપ્રતિષ્ઠા સાચવેલ છે, તે આપણે આ ચરિત્રમાં આગળ જોઈશું.

શેઠ **હિ**ંમતરામભાઈને બે સ્ત્રીઓ થઈ હતી; છતાં પુત્રપ્રાપ્તિ ન થવાથી તેમણે ત્રીજીવાર લગ્ન કર્યું હતું. પ્રભુકૃપાથી એ ત્રીજીવારનાં પત્ની **મ**ણીબાઈને પેટે આપણા ચરિત્રનાયકનો જન્મ થયો હતો. **મ**ણીબાઈ બહુ ભલાં, ધર્મિષ્ઠ, નિખાલસ હૃદયનાં અને દયાળુ પ્રકૃતિનાં હતાં. પુત્રનું સુખ જોવાનું તેમના ભાગ્યમાં નહિ નિર્માણ થયેલું હોવાથી સંવત ૧૯૪૮ ની સાલમાં શેઠ મગનલાલને પાંચ વર્ષના **મૂ**કીને તે બાઈ સ્વર્ગે સિધાવી ગયાં. બાલ્યાવસ્થામાં બાળકોને માતૃસુખનો અને માતૃકેળવણીનો જે કુદરતી હક છે, તે ઈશ્વરે **રા. મ**ગનલાલના ભાગ્યમાંથી ખુંચાવી લીધો: એટલું જ નહિ, પરંતુ અધુરામાં પૂરૂં તેમના પિતાએ ચોથીવાર લગ્ન કર્યું. હિન્દુસમાજમાં એક કરતાં વધારે સ્ત્રીઓ કરવાની જે બદી છે, તે બદીએ અનેક આશાવંત હૃદયોને કચડી નાંખ્યાં છે. સાવકી માના હાથનીચે ઉછરેલાં બાળકોની કરૂણ હૃદયદ્રાવક કથાથી આજ કોણ અજાણ્યું છે ? નવી માતા ગમે તેટલી સારી હોય, તો પણ શૉકયનાં સંતાન તરફ તેને ભાગ્યે જ સદ્ભાવ ઉદ્દભવે છે, મગનલાલ શેઠનાં એ નવાં માતુશ્રી નવલકથાઓમાં અને નાટકોમાં દર્શાવાતી 'સાવકી મા' હતાં.

જે અવસ્થામાં દુઃખની કલ્પના પણ થવી અશકય છે, એ અવસ્થામાં તેમને ઘણું દુઃખ સહન કરવુ પડયું હતું. એક ન્હાની શી ઓરડીમાં, પોતાની એક સાવકી વિધવા બ્હેન સાથે તેઓ રહેતા, અને પોતાના જ દાખલાથી તે બ્હેનના દુઃખી આત્માને આશ્વાસતા કે 'વ્હાલી બાબાં સહન કરવું એય છે એક લ્હાણું.' જો કે સ્વર્ગસ્થ કલાપીના એ સોનેરી શબ્દોના તે એ વખતે અભ્યાસી નહોતા; પણ જાણે એ ભાવનાનું રહસ્ય તેમના અણુએ અણુમાં સંપૂર્ણ ઉતરી ગયું હોય એમ એ માતૃવિહોણો બાળક પોતાના એ દુઃખમય દિવસોમાં 'સહન' કરીને દેખાડી આપતો હતો.

વ્યક્તિના જીવનમાં એવી સેંકડો બાબત સમાએલી હોય છે, કે જેમાંથી જીજ્ઞાસુઓને ઘણું જાણવાનું મળી શકે છે. બાળપણમાં નાના અને સામાન્ય જણાતા માણસોનાં જીવન ભવિષ્યમાં ઉન્નત અને આદર્શભૂત થયાનાં અનેક દષ્ટાન્તો ઇતિહાસમાં મળી આવે છે. **મ**ગનલાલ ભાઈનું બાલ્યજીવન દુઃખમય હતું; પરંતુ પાછળથી તે ઉન્નત, અનુભવપૂર્ણ અને આદર્શ બન્યું હતું. તેમની બાર વર્ષની ઉમ્મરે એટલે સંવત ૧૯૫૫ માં જ્યારે તેમના પિતા **હિ**ંમતરામભાઈ પણ આ માયાવી દુનિયા છોડી ગયા, ત્યારે તો તેમના ઉપર દુઃખનાં મોજાં ઉલટી આવ્યાં, અને તેમને કંઈ કંઈ કડવા અનુભવો થઈ ગયા. તેમનું ભાવી આ વખતે બિલકુલ આશાવંત જણાતું નહોતું; પરંતુ પહેલું દુઃખ એ પાછળથી ઘણી વાર સુખકર

થઇ પડે છે. પિતાના મરણ પછી દુકાન અમુક પાઘડીએ અન્યને પાંચ વર્ષની શરતે ચલાવવા આપી દીધી. તેમના પિતાએ મૃત્યુ સમયે એક વીલ કર્યું હતું. એ વીલ મુજબ તેમની સાવકી માતા પોતે એક પુત્રની માતા હોવાનું જણાવી મિલ્કતમાં ભાગ લેવા માટે હાઇકોર્ટને પગથીએ ચડી. હિંમતરામ શેઠની બધી મીલ્કત લગભગ કોર્ટ ખર્ચમાં અને વકીલ–બેરીસ્ટરોમાં ખલાસ થઈ ગઇ. અને પરિણામ આવે તે પહેલાં એ સાવકી માનો કહેવાતો નાનો સવા–દોઢ વરસનો પુત્ર પણ મૃત્યુ પામ્યો; છતાં આપણા ચરિત્રનાયકે કોર્ટ દરબારમાં પૈસાની વધારે ખરાબી કરવી અનુચિત ગણી કોઇપણ રીતે ઘરમેળે સમાધાન કરવા ધાર્યું, અને એ સાવકી માનું મન મનાવવા રૂ. ૩૫૦૦૦) જેવી મોટી રકમ આપવાનું નક્કી કર્યું. માનવબુદ્ધિના ઇતિહાસમાં દ્રવ્યની ઓછી લોલુપતા રાખનાર વિભુતિઓ બહુ વિરલ હોય છે, અને તેથી જે માણસ જેટલે અંશે આત્મભોગ આપી શકે, તેટલે અંશે પ્રશંસાપાત્ર વધારે ઠરે છે. સાવકી માતા સાથે સમાધાન થયા પછી થોડી મુદતમાંજ તે માતા ગુજરી ગઈ; છતાં રૂ. ૪૦૦૦૦) શેઠ મગનલાલભાઇએ તે સાવકી માતાની પુત્રીઓને સ્વાધીન કીધા. આ તેમના ઉદાર, એકવચની, પ્રમાણિક અને નિસ્પૃહી હૃદયનો અચૂક અણુમોલ પૂરાવો છે.

પાંચ વર્ષ સુધી પાઘડીએ ચલાવવા આપેલી દુકાન, તે મુદત પૂરી થતાં શેઠ મગનલાલભાઇએ પોતાને સ્વાધીન લીધી. આ વખતે એમની ઉમ્મર ૨૭ વર્ષની હતી; છતાં સ્વાશ્રય, ઉદ્યોગ, પ્રમાણિકતા, ખંત અને જાતમહેનત જેવા વિજયપ્રદ સદ્‌ગુણોથી તેઓ થોડી મુદતમાં જ દુકાનને ખિલાવી શકયા. તેમણે એ વહીવટ એવી ચતુરાઈ, કાર્યદક્ષતા, અને બાહોશીથી ચલાવ્યો કે થોડા જ સમયમાં તેમને ઘણો સારો લાભ મળ્યો.

શેઠ મગનલાલભાઇના પરિશ્રમ ઉપર પ્રભુની કૃપા વરસવા લાગી. અને ત્યારથી તેમનું જાહેરજીવન પણ શરૂ થયું. પોતે ગર્ભશ્રીમંત હોવા છતાં સાવકી માની સંકુચિત વૃત્તિના પરિણામે દુઃખનો અનુભવ લીધેલો, તે પછી ઇશ્વરની મહેર થતાં ભૂલ્યા નહોતા. ગરીબ અને અસહાય લોકોના હૃદયની ચીસો તેમના આત્માને ઉદ્‌બોધતી. અને કોઇ પણ યાચક તેમની પાસેથી નિરાશ થઇને જતો નહિ. તેઓ અનેક સાધુ, બ્રાહ્મણ, રંક અનાથનું આધારસ્થાન થઇ પડયા હતા. ધર્મદાનથી ધન ખૂટતું નથી, એ તેમની સચોટ માન્યતા હતી. તેઓ પોતાને પ્રાપ્ત થએલી તકનો સુંદરમાં સુંદર ઉપયોગ કરી લેવા માટે પ્રયત્નશીલ રહેતા હતા. આપ બળથી તેઓ આગળ વધ્યા હતા, એટલે પોતાને મળેલો અવસર સુધારી લેવાની ખાસ વૃત્તિ હતી. તેઓ વિચારમાં અને વર્તનમાં એક સરખા હતા. તેઓ શ્રીમંત હતા; પણ શ્રીમંતાઇના દુર્ગુણોથી બચી ગયા હતા. ઘણા શ્રીમંતોને તેઓ પૈસા વધારવા માટે કઢંગાપણામાં જીવન ગાળતા જોતા, ત્યારે તેમને ભારે ખેદ થતો. તેઓ પૈસાને સાધ્ય નહિ, પણ સાધન સમજતા. દ્રવ્ય વડે તેઓ પોતાનો જીવનપથ પ્રકાશમય બનાવવા સદા આતુર રહેતા. તેઓ કહેતા કે પૈસાની જ ખાતર જીવન કલંકિત કરવામાં આવે, તો પછી એવા કલંકિત જીવનને ઉજાળવામાં પૈસો બિલકુલ ઉપયોગી થઇ શકતો નથી. દ્રવ્યની એવી અસારતા સમજવાને લીધે તેઓ સારી સખાવતો કરી શકતા. તેમણે હાલાઇ લોહાણા બાળાશ્રમ સ્થાપવામાં રૂ. ૧૫૦૦૦) આપી પોતાનો જ્ઞાતિપ્રેમ અને વિદ્યાનુરાગ દેખાડી આપ્યો હતો. કેળવણીનું મંદિર બાંધવું એ એક પ્રજાનો ચારિત્ર્ય-

મહેલ ચણવા જેવું છે, એમ તેઓની માન્યતા હતી. કેળવણી એ સંસારયાત્રાનો પ્રથમ સંસ્કારવિધિ છે, એમ ગણી વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન આપવા માટે તેમણે ઘણાંખરાં છાત્રાલયો-બોર્ડિંગોમાં સારી સારી રકમો ભેટ આપી હતી. તેઓ કાંઈ મોટા પદવીધર નહોતા; છતાં તેઓ જે હતા, તેવા સુરતી લોહાણા ભાઈઓમાં બહુ ઓછા થઈ ગયા છે, એમ કહેવું પડે છે.

તેઓએ સાધારણ ગુજરાતી શિક્ષણ લીધું હતું; પરંતુ વાચનનો તેમને સારો શોખ હતો. પથ્ય અને હિતકારક વાચન માટે તેઓ ગમે તેટલો સમય ફાજલ પાડતા. વર્તમાનપત્રો અને માસિકો વાંચી સામયિક સામાજિક, ધાર્મિક અને રાજ્યદ્વારી બનાવોથી વાકેફ રહેતા. અનેક સારા સારા ગ્રંથો વાંચી તેમણે માનસિક શક્તિઓ ખીલવી હતી. નિત્ય વાચન તરીકે તેઓ શ્રી જ્ઞાનેશ્વરી ગીતાનો પાઠ કરતા, અને તેમાંથી ફળની આકાંક્ષા રાખ્યા વિના સત્કર્મો કરવાનો બોધ તેમણે ખેંચ્યો હતો. સાહિત્ય ઉપર તેમને ભારે શ્રદ્ધા હતી, અને તેથી સાહિત્યરસિકોને, તેમજ વિદ્વાનપુરુષોને તેઓ સત્કારતા હતા, અને સહાય પણ કરતા હતા. જ્ઞાતિના વિદ્વાનો તરફ તેમને અસાધારણ માન હતું. દેશના ઉદયની ચાવી સાહિત્ય જ છે, એમ તેઓ માનતા હતા, અને તેથી જામનગર તાબાના ગામ હડીયાણામાં લાયબ્રેરી માટે મકાન બંધાવી આપી, ઘણાં ઉમદાં પુસ્તકોની તેમણે ભેટ કરી હતી. જીવનના કોઈ ઉચ્ચ આદર્શ વિના કેવળ ધનની લોલુપતામાં મરી જવું, એ પશુજીવન કરતાં પણ નપાવટ છે; એમ તેઓ સમજતા હતા. શ્રીમંતોમાં સાધારણ રીતે નહિ દેખાઈ આવતી નમ્રતા, સરળતા અને સાત્ત્વિકતા શેઠ મગનલાલભાઈમાં પ્રત્યક્ષ દેખાતી હતી.

નિષ્કલંક ચારિત્ર્યમાં કેટલો ચમત્કાર બતાવવાની શક્તિ છે, તે સમજવા માટે સદ્ગત્ મગનલાલભાઈનું જીવન દૃષ્ટાંતરૂપ છે. સંકુચિતતા કે ભેદાભેદ તેમની પ્રકૃતિમાં જ ન હોતાં. સાવકી માતા તરફથી તેમને ઘણું સહન કરવું પડ્યું હતું છતાં તેના તરફ તેમને જરાય વૈરની લાગણી નહોતી. તેમના દાનનો પ્રવાહ પણ નાતજાતના ભેદ વગર દુઃખીયાંનાં દુઃખોનું નિવારણ કરવા તરફ જ વળેલો હતો. મુંગાં પ્રાણીઓ તરફ તેમને અતિ અનુકંપા હતી. ધોરાજીમાં તેમણે એક કૂવો ખોદાવી આપી પશુઓને પાણી પીવાનું સાધન કરી આપ્યું હતું. કોઈપણ પાંજરાપોળ કે પ્રાણીરક્ષક સંસ્થામાં પોતાનો યથાશક્તિ ફાળો તેઓ આપતા જ રહ્યા હતા. તેમનું ધાર્મિક જીવન પક્ષપાતની દૃષ્ટિથી રહિત હતું. પોતે વૈષ્ણવ ધર્મ પાળતા; પરંતુ સર્વ ધર્મ તરફ તેમને સદ્ભાવ હતો. તેમણે સર્વ તીર્થોની યાત્રા કરી હતી, અને સર્વ ઠેકાણેથી જ્ઞાનનો સંચય એકઠો કર્યો હતો.

કુદરતના અશ્રાંત પરિવર્તનમાં જીવનનો આનંદ એ મુખ્ય વસ્તુ છે. આ આનંદ ગૃહસ્થાશ્રમના ઉત્કૃષ્ટપણા વિના મેળવી શકાતો નથી. સદ્ગતનો ગૃહસ્થાશ્રમ શાસ્ત્રોમાં વર્ણવેલા ગૃહસ્થાશ્રમ જેવો નમુનેદાર હતો; તેમનાં પ્રથમનાં પત્ની લગ્ન પછીના બે વર્ષ જેટલા ટુંકા સમયમાં સ્વર્ગવાસી થવાથી તેમનું બીજીવારનું લગ્ન હડીયાણાનિવાસી શેઠ હેમરાજ અમરશી, વાંદરાવાળાનાં પુત્રી ગંગાબાઈ સાથે સંવત્ત ૧૯૬૩ની સાલમાં થયું હતું.

આપણાં વૃદ્ધ જનો કહે છે કે અહીં જેની જરૂર છે, તેની પ્રભુને ઘેર પણ જરૂર છે. શેઠ મગનલાલને ઈશ્વરે પોતાના દરબારમાં બોલાવી લઈ, ગંગાબ્હેનને ગંગાસ્વરૂપ

બનાવી દીધાં. સંવત ૧૯૭૩ના ફાગણ વદી ૨ ના દિવસે માત્ર આઠ દિવસની સાધારણ માંદગી ભોગવી શેઠ મગનલાલ આ માયાવી સંસાર છોડી ગયા. દુનિયામાં બહુધા હંમેશ જોવાય છે કે આવા પરોપકારી સજ્જનોની જીવનદોરી બહુ ટુંકી હોય છે. આપણી લોહાણા જ્ઞાતિનું પણ એટલું કમભાગ્ય.કે એવા જ્ઞાતિપ્રેમી નરરત્ન ૩૦ વર્ષની ભર યુવાન વયે આ સંસાર છોડી ચાલ્યા ગયા !

આ પુણ્યપુરૂષનું જીવન જેમ ઉન્નત હતું, તેમ તેમનું મૃત્યુ પણ કંઈક રહસ્ય-પૂર્ણ હતું. પોતાને જાણે કોઈ દૈવી સંદેશ આવ્યો હોય તેમ એમણે મરતાં અગાઉ બે માસ પહેલાં એક વીલ કર્યું હતું, જેમાં બીજા બે ત્રણ પ્રતિષ્ઠિત ટ્રસ્ટીઓ સાથે પોતાની પત્ની ગંગાબાઇને કુલ મુખ્તીઆર ઠરાવી, પોતાની ત્રણ પુત્રીઓને લગ્ન પછી માસિક રૂા. ૫૦) આપવાનું તથા દુકાન તથા મકાન જ્ઞાતિને અર્પણ કરી તેના ભાડામાંથી એક બાળાશ્રમ ખોલવાનું જણાવી ગયા છે. ઇશ્વરે તેમને પુત્રરત્નનું સુખ દેખાડયું નથી; પણ ત્રણ પુત્રીઓ આપેલી છે. મોટી પુત્રી બ્હેન કમળાવતીનાં લગ્ન કરેલાં છે, અને તેને શિક્ષણ આપેલું છે. વચેટ પુત્રી બ્હેન સુશીલા ૯ વર્ષની તથા ન્હાની પુત્રી બ્હેન ઈન્દુમતી ૬ વર્ષની છે. આ બન્ને બાળાઓ હાલ અભ્યાસ કરે છે.

પતિના દેહાન્ત પછી આ બાઇએ બધો વહીવટ પોતે સંભાળી લીધો છે. હમણાં તેમણે ગ્રાંટરોડ ઉપર એક બીજી દુકાન ખોલી છે, અને પરેલ ઉપર મકાન ખરિદ્યાં છે. ગંગાબાઇ પણ પોતાનો ઉદાર હાથ પરોપકારના કામોમાં લંબાવતાં રહ્યાં છે.

સુરતની વાડીના જીર્ણોદ્ધાર માટે રૂા. ૨૦૦૧). વાલકેશ્વર પાઠશાળામાં રૂા. ૫૦૧). સિદ્ધપુર બ્રહ્મચારી આશ્રમને રૂા. ૩૫૧). હમણાં જ આપી પોતાની ફરજ બજાવી છે અને બજાવશે. પ્રભુ તેમને પતિની પવિત્ર કીર્ત્તિને ઉજાળવાની સદ્દબુદ્ધિ આપે એ જ ઇચ્છીશું.



# માતુશ્રી કાનબાઈ પદમશી (મુંબઈ)



માતુશ્રી કાનબાઇ આપણી જ્ઞાતિનાં એક અનુપમ સ્ત્રીરત્ન હતાં. તેમનું પ્રાતઃસ્મરણીય, ચિરઃસ્મરણિય નામ આપણી જ્ઞાતિનાં બાલવૃદ્ધ સર્વ સારી રીતે જાણે છે. તેઓએ આપણી જ્ઞાતિપર ઘણો જ મોટો ઉપકાર કરેલો છે, અને આપણી જ્ઞાતિને પોતાના શુદ્ધ ઝળકતા જીવનથી દિપાવી હતી. તેઓનો જન્મ આશરે સંવત ૧૮૯૧ માં થયો હતો અને ૮૧ વર્ષની વૃદ્ધાવસ્થાએ ઇ. સ. ૧૯૧૬ ના માર્ચ માસની ૨૨ મી તારીખે પરલોકગામી થયાં હતાં. તેમના મૃત્યુના શોકજનક સમાચાર સાંભળીને સમસ્ત લોહાણા જ્ઞાતિમાં દિલગીરી પથરાઇ ગઇ હતી. તેમનું લગ્ન શેઠ પદમશી ધનજીની સાથે થયું હતું. પરંતુ કમભાગ્યે તે તેમને વિધવા મૂકીને ચાલતા થયા હતા. માતુશ્રી કાનબાઇ તે આપણી જ્ઞાતિમાં પરોપકારની મૂર્તિ તરીકે, દયાની દેવી તરીકે મશહુર હતાં. તેમની સખાવતો બહોળી છે, ખાસ કરીને મુંબઇ જેવા શહેરમાં સસ્તા ભાડાની ચાલીઓ બાંધીને તેમણે જ્ઞાતિના ગરીબવર્ગ તરફની પોતાની પ્રીતિ અને ઉદારવૃત્તિનું સાક્ષાત ઉદાહરણ બતાવ્યું છે. એટલું જ નહિ પરંતુ મુંબઇમાં કચ્છી, હાલાઇ તેમજ ઘોઘારીની ત્રણ લોહાણા ઑર્ફ-નેજો છે તેમને પણ નામના ભાડાથી મકાન વાપરવા આપેલાં હતાં, તે તેમની ઉદારતાનું એક બીજું ઉદાહરણ છે, તે ઉપરાંત મુંબઇમાં એક લોહાણા કન્યાશાળા સ્થાપીને મુંબઇના આપણા જ્ઞાતિબંધુઓ ઉપર તેમણે અતિ મહાન ઉપકાર કર્યો છે ! તે કન્યાશાળાનો આપણી જ્ઞાતિની અનેક બાળાઓ લાભ લે છે, અને પોતાનું જીવન સુધારીને માતુશ્રીને આશિર્વાદ દેછે ! આ કન્યાશાળાની વ્યવસ્થા જેમ બને તેમ સરસ રાખવાને તેઓ ખાસ કાળજી રાખતાં, અને ત્યાં જતી બાળાઓને પોતાની પુત્રીઓ માફક ચહાતાં. વળી મુબઇ-માં જ કાંદાવાડીમાં રાધાકૃષ્ણ મંદિરને તેમજ ત્યાં ચાલતા અન્નક્ષેત્રને તેમના તરફથી પુષ્કળ મદદ આપવામાં આવી હતી. તે ઉપરાંત અયોધ્યા તથા એવાં ઘણાં તીર્થસ્થળોએ ધર્મશા-ળાઓ બંધાવી છે. એ વિના પણ એમણે બીજી અનેક છુપી સખાવતો કરેલી છે. મુંબઇમાં યુનીવર્સીટીની પરિક્ષાઓ દરવર્ષે આપવા આવતાં લોહાણા વિદ્યાર્થીઓને માટે પણ માતુશ્રી કાનબાઇ તરફથી ખાસ સગવડો કરવામાં આવતી અને દર વર્ષે તેની પાછળ પણ અમુક પૈસા નિયમિત રીતે ખર્ચવામાં આવતા હતા. માતુશ્રી કાનબાઇના આ આતિથ્યનો જેણે જેણે આસ્વાદ લીધો હશે તે સર્વને ખબર હશે કે તેમને કેવી સરસ રીતે રાખવામાં આવતા; અને તેમની કેટલી બધી સગવડો જાળવવામાં આવતી ! તેમની ઉદાર સખાવતોથી માત્ર લોહાણાજ્ઞાતિને જ નહિ પરંતુ અન્ય જાહેરપ્રજાને પણ ઘણો લાભ મળ્યો હતો. તેમનું સમસ્ત જીવન પરોપકાર કરવામાં, પારકાનું કલ્યાણ કરવામાં વ્યતીત થયું હોય એમ જણાય છે. લોહાણા જ્ઞાતિમાં સ્ત્રીવર્ગમાંથી આ શ્રેષ્ઠ રમણીરત્ને વધારેમાં વધારે સખાવતો કરી છે, અને એ રીતે પોતાને પ્રાપ્ત થએલ પૈસાનો ખરેખરો સદુપયોગ કર્યો છે ! તેમના સ્વર્ગગમનથી લોહાણા જ્ઞાતિને એક ઘણી જબરી ખોટ ગઈ છે તેની કોઇથી ના પાડી શકાશે નહિ ! તેમના ઉઠમણા વખતે લગભગ રૂા. ૧૦૦૦૦૦ની રકમની સખાવતો થઇ હતી. તેમના અમર આત્માને પરમાત્મા અનંત શાંતિ સમર્પો !

# આવશ્યક નોંધ

સ્વદેશ અને સ્વજાતિનો ઇતિહાસ એ માનવપ્રગતિનું મૂળ છે. જેણે પોતાનો ઇતિહાસ ગૂમાવ્યો માનો કે તેણે સર્વસ્વ ખોયું. ભૂતકાળના વારસા વગર પ્રજાપ્રગતિની ઈમારત ચણી શકાતી નથી જ. જે મનુષ્યને આત્મગૌરવ તથા કુળમર્યાદાનું જ્ઞાન નથી તે મનુષ્ય જ નથી. પોતાના પૂર્વજોની પ્રતિભાવાન કારકિર્દી કુળનું ગૌરવ તથા મર્યાદાની મહત્તાના પાઠ પઢાવે છે.

અનંતકાળના તખ્તા ઉપર જે શુદ્ધ અને સનાતન છે તે જ જીવે છે. આ ભવ્ય ભારતવર્ષમાં મહાભારતની પ્રસિદ્ધ લડાઈ પછી વખતો વખત ધાર્મિક, સામાજીક, અને રાજ્યદ્વારી ક્રાન્તિઓ થઈ છે. જેના પરિણામે અનેક નવી નવી જ્ઞાતિઓ હસ્તિમાં આવી કે જેઓમાંથી મોટો ભાગ અત્યારે પોતાનો અસલ રંગ પણ ભૂલી ગઇ છે. જ્યારે લોહાણા-ક્ષત્રિય જાતિનો જ્વલંત ઇતિહાસ અનેક સંકટોમાંથી પસાર થવા છતાં પણ અનુપમ ગૌરવ બતાવતો અભિમાનપૂર્વક આજે પણ જેવોને તેવો ઉભો છે, જેના પ્રતાપી પૂર્વજોનાં મહાગીતો આજે પણ ઘેર ઘેર ગવાય છે અને ચીરકાળ પર્યંત ગવાશે. તેથી તે જાતિ જીવંત છે–સનાતન છે-શુદ્ધ છે એ માટે બે મત હોઇ શકે જ નહિ.

વાંચનાર, આર્ય પ્રજાની જીવનપરિપોષક, દિવ્ય જનનીરૂપ ગોમાતાના રક્ષણ માટે પ્રાણથી પણ ધર્મને અધિક માની લગ્ન જેવા માંગલિક પ્રસંગે ઐહિક સુખને લાત મારી ફરજ બજાવતાં પ્રાણાર્પણ કરનાર દિવ્ય ભુષણરૂપ ગૌબ્રાહ્મણપ્રતિપાળ દાદા જશરાજ, અમારી ઈજ્જત અને સંસ્કૃતિને ટકાવી રાખનાર, હિન્દુ ધર્મરક્ષક નૈષ્ઠિક બ્રહ્મચારી દરિયાલાલ; અને ત્યારપછી કચ્છની વીરપ્રસવિની ભૂમિમાં જ્ઞાતિના અનેક વડીલો કારભારી, દિવાનપદ તેમ જ એવા બીજા વિવિધ ઉચ્ચાધિકારો ભોગવી અપૂર્વ ક્ષત્રિયોચિત વીરતા બતાવી પોતાની પૂણ્યસ્મૃતિ સહિત આપણે માટે જેઓ અખંડ વારસો મૂકી ગયા તેનાં તથા તે ઉપરાંત વ્યાપારી સાહસના, અતિથિ આદરના, ધર્મકર્મપરિપાલનના, શાંત, સંતુષ્ટ તેમજ સાત્વિક જીવનના આદર્શરૂપ સાદા, સરળ અને શુદ્ધ હૃદયના સ્નેહ મૂર્તિઓનાં ઉદારતાથી ભરપુર જીવનવૃતાંતો તમે ગત્ વિભાગમાં અવલોકયાં.

જે વીર જાતિનો શારિરિક સામર્થ્ય, નિડરતા, સાહસ, હિમ્મત અને શૌર્યની સાક્ષી આપતો આવો રોમાંચકારી ઇતિહાસ છે તે પવિત્ર આર્ય-ક્ષત્રિય જાતિને આજે પરદેશી ભાષા અને પરદેશી સંસ્કારના જાદુતી સિંહાસનપર વિરાજી ભાવનાવિહિન શુષ્કતાથી દૃષ્ટિપાત કરતા કેટલાક પોતાને મહા વિદ્વાનમાં ખપાવતા ડીગ્રીધરો ક્ષુદ્ર સ્વાર્થને ખાતર વાણીનો વ્યભિચાર કરી, બુદ્ધિના અટપટા દાવપેચ અને વિચિત્ર તર્કવિતર્કોથી ઉતારી પાડવા ધૃષ્ટતાપૂર્વક પ્રયાસ કરી રહ્યા છે; તેઓ આપણી પરિસ્થિતિએ પેદા કરેલા કેટલાંક સત્યોને વિસારી મૂકે છે.

જીવનના શ્વાસોચ્છવાસને વેડફી દેનારા આવા આપણા વધુ ભણેલા વર્ગ કરતાં થોડું ભણેલા પણ અનુભવસિદ્ધ મળેલા હૃદયજ્ઞાનના ઉત્તમ વારસાવાળા વડીલો મન ઉપર લીધેલું કામ કરવામાં કેટલા આગ્રહી, દૃઢ નિશ્ચયી અને સત્ય ટેકની પ્રતિમાઓ હતા; તે તમે ગત્ વિભાગમાંનાં અન્ય મહાપુરૂષોનાં જીવનવૃત્તાંતોથી જાણી શકયા હશો અને આ વિદ્યમાન નરરત્નોનાં જીવનચરિત્રોથી પણ એ જોઈ શકશો. હવે આપણે કંઈક પ્રાચીન સમય તરફ ઝાંખી નજર કરીએ.

દરિયામાં ભરતી આવે ને ઓટ થાય, દિવસ ઉગે અને આથમે; તે જ રીતે એક અંગ્રેજ કવિએ કહ્યું છે કેઃ—

"The wheel of life is over round"
"One side's up and other on the ground"

કુદરતના આ અબાધિત નિયમ અનુસાર આપણો ઉન્નતિક્રમ જેટલો વેગભર્યો હતો તેવો જ અવનતિક્રમ પણ વેગભર્યો જ થયો. પ્રથમ ઐતિહાસિક વિભાગના અવલોકનથી તમે જાણ્યું હશે કે ઈસ્વીસનના સાતમા સૈકાથી આપણી જાતિનો અંધકાર યુગ શરૂ થાય છે. આ સમય સુધી લોહાણા જાતિ રાજકર્ત્તા જાતિ તરિકે દેખાય છે.

આ અરસામાં એક પ્રબળ મહત્વાકાંક્ષી વિદ્વાન, વીર અને સત્તાલોભી બ્રાહ્મણ ચચ્ચે, દાહીર રાજાની વિલાસી રાણી સુહન્દી સાથે પ્રેમમાં પડી રાજાને દગાથી મારી નાખીને તેનું રાજ્ય પચાવ્યું. અને તેણે લોહાણા જાતિ કે જેનો તેને ભારે ભય હતો તેને દબાવી દેવા માટે રાણા અગમસિંહ સાથે યુદ્ધ કરી હરાવ્યો અને જાતિય જુસ્સો દબાવી દેવાને અનેક અમાનુષિ કાયદાઓ ઘડયા. આ સમયે તુચ્છ જાનવરો જેવી દશા ભોગવી રિબાતા રહેવા કરતાં માતૃભૂમિની રક્ષા કાજે મરણીઆ થઇને કેટલાક લડયા. તેઓ કામ આવી ગયા. અને ત્યાર પછી ૧૦૦ વર્ષ સુધીમાં ભારે પરિવર્તન થઈ ગયું. યુદ્ધકાર્યથી કંટાળી, પરદેશીઓના વારવાર હુમલાથી કબાઈ જઇ પોતાની પરતંત્રતામાં ક્ષત્રિય કાર્યને અવકાશ પણ ન મળવાથી સંજોગોને વશ થઈ આ વીર ક્ષત્રિયજાતિએ આ સમયથી વૈશ્ય-વૃત્તિ ધારણ કરી હોય એમ માનવાને કારણ છે.

મનુસ્મૃતિ દશમા અધ્યાયના ૮૫ મા શ્લોકમાં મનુ મહારાજે પણ કહ્યું છે કેઃ 'બ્રાહ્મણ અને ક્ષત્રિયને પોતાની આજીવિકા ચલાવવાનો અસંભવ હોય ત્યારે વૈશ્યનો ધંધો પણ કરવો' એ જ પ્રમાણે નારદ સ્મૃતિમાં પણ આવા સંજોગોમા ક્ષત્રિયોએ વૈશ્યવૃત્તિ સ્વીકારવાની આજ્ઞા છે

આ રીતે અન્ય પ્રજાઓએ પણ આપત્તિકાળે ક્ષત્રિય કર્મ તજી દીધાના દાખલાઓ મળી શકે છે. ઇતિહાસના અભ્યાસીઓ એ સારી પેઠે જાણે છે કે વિજયી રોમનોના સમયમાં ગ્રીકોએ પણ એમ જ કર્યું છે. ટરકીના વિજય કાળમાં પણ તેઓએ એમ જ કર્યું સ્પેનના ઐતિહાસિક સમયમાં મૂર લો । સૌથી વધુ ઉદ્યોગી હતા હમણા બ્રિટિશ હિન્દુસ્થાનમાં જીતાયલી મોગલ પ્રજા પણ વ્યાપાર તરફ વધુ ઢળી છે. એ જ રીતે લાંબા વખતની પરાધિનતાને લઇને જ્યારે લડવાના સામર્થ્યને વિકાસ પામવાનો સંપૂર્ણ અવકાશ ન મળ્યો ત્યારે સંજોગોવશ થઈ આપણી લોહાણા જાતિએ પણ એ જ માર્ગ ગ્રહણ કર્યો હોય તો તેમાં અજબ થવા જેવું કંઈ નથી.

આ વૈશ્યવૃત્તિ સ્વીકાર્યા પછી પણ વ્યાપારમાં અજબ સાહસિકતા અને તેજસ્વી બુદ્ધિથી ક્ષત્રિય-ત્વ જ પ્રગટ કર્યું છે. ઇતિહાસના અવલોકનથી એ સિદ્ધ થાય છે કે તેઓ અફગાનીસ્તાન, બલુચિ-સ્તાન, અરબસ્તાન, અને મધ્ય એશિયાના વિભાગો સુધી જઇ ઘાતકી અનાર્યો સાથે ધીરધારનો ધંધો કરતા. તેમા તેને કોઇનો જરાય ડર ન હતો તે જ તેના શૌર્યની પ્રતિતી આપવા બસ છે. આજે પણ સિન્ધનો બધો વ્યાપાર લોહાણાઓના જ હાથમાં છે. તેમ જ મુત્સદ્દી વર્ગ પણ મોટે ભાગે લોહાણાઓ જ છે. મુંબઇનું દાણાબંદર વગેરે મુખ્ય બજારોનું આધિપત્ય હજી લોહાણાઓએ જ જાળવી રાખ્યું છે. આ પણ એક ક્ષાત્રત્વનો ગુણ છે. અકબરના સમયમાં પણ વ્યાપારી જાતિની ક્ષત્રિય તરિકે ગણના થતી.

આજે પણ લોહાણા બંધુઓનો સ્વભાવ, શરીરનું બંધારણ, કેટલાક વિશિષ્ટ ગુણો અને બુદ્ધિવિષયક શક્તિઓની તુલનાથી તેમાં ક્ષાત્રત્વ જ ઝળકતું જોઈ શકાશે. સંજોગોને અભાવે તલવાર ઉપાડવાનું સામર્થ્ય રહ્યું નથી એ ખરૂં છે છતાય વ્યાપારી તરીકે તેઓ જેવા એકકા છે તેવા જ પ્રસંગ આવ્યે મેદાનમાં ધસી જવાને પણ હજી સમર્થ છે.

જ્યારે જ્યારે સંજોગો ઉભા થયા હશે કે તુરત જ તેણે પોતાનું ક્ષાત્રતેજ બતાવ્યું જ હશેઃ તે તમે ગત્ વિભાગમાં દિવાન પૂંજાશેઠ તથા મેઘજીશેઠનાં જીવન પરાક્રમોથી જાણી શકયા હશો. ૨૫ વર્ષ પહેલાં શેઠ ખટાઉ રવજીનું બહાદુરી ભર્યું જીવન પણ તમે અવલોકયું છે. કમલાણી કુટુમ્બનું વીરત્વ જોયું. અત્યાર સુધી કચ્છમાં અંજાર કે માંડવીમાં કોઈપણ પ્રસંગે લડાઈ થવાનો ભય

ઉત્પન્ન થાય તો હિંદુઓ તરફથી રક્ષણ કરનારા તરિકે લોહાણાઓ જ બહાર પડે છે અને તેથી ત્યાં 'લોહાણા ને મિયાણા' એ કહેતી સામાન્ય થઇ પડી છે. ઓખાના શરજી લોહાણાનું બહારવટું હજીયે ત્યાંના લોકો ભૂલ્યા નથી. કચ્છ, ઓખામંડળ ને બર્ડાના લોહાણા ભાઇઓના પરિચયમાં આવનાર કોઈપણ કહી શકશે કે તે એક લડાયક અને મજબુત જાતિ છે.

લોહાણા-ક્ષત્રિય જાતિએ વૈશ્યવૃત્તિ કેમ સ્વીકારી એ વિષયપરત્વેના સંજોગોનું સક્ષિપ્ત અવલોકન ઉપર આપણે કરી ગયા. હવે પાછા આ પ્રસ્તુત વિભાગ તરફ નજર કરીએ.

આ વિદ્યમાન વિભાગમાં પ્રગટ થયેલાં મહાપુરૂષોનાં જીવનચરિત્રોમાં ૨ ભાગ એકલા કચ્છી ભાઇઓ રોકે છે. આથી કેટલાક ભાઇઓ એવા અનુમાનપર દોરવાઇ જાય કે જ્યાં શ્રી નારદજીના ઉપદેશથી દક્ષ પ્રજાપતિના પુત્રો દશ પ્રચેતાઓએ ઉગ્ર તપ કરી ધર્મદેવતાની યજ્ઞવેદીમાં જીવનજ્યોતિ જગાવી, પવિત્ર ભાવનાઓના પરિમલથી વાતાવરણને પવિત્ર કર્યું હતું; અને જે શ્રીનારાયણેશ્વર તથા કોટેશ્વર જેવાં દીવ્ય તીર્થોથી શોભી રહી છે તે કચ્છની પવિત્ર ભૂમિ, પ્રજાધર્મ, તથા જનસેવાના ઉછળતા ઉમળકાવાળા અનેક સાહસિક વ્યાપારીઓ દેશને આપી શકી: ત્યારે પૂરણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રની પુણ્યભૂમિ-કાઠિયાવાડે તેટલા પ્રમાણમાં આપ્યા નથી તેમાં તેની શિથિલતા છે. એક દૃષ્ટિએ માત્ર સંજોગોનો વિચાર કર્યા વગર જો કલ્પના કરાય તો કેટલેક અંશે આ અનુમાન ખરૂં છે; પણ જો તેનાં બારીકીથી કારણો શોધવા પ્રયાસ કરીએ તો એ વાત દીવા જેવી સ્પષ્ટ થાય છે કે ૧૩ મી ૧૪ મી સદીમાં લોહાણાઓ કચ્છ પ્રદેશમાં દાખલ થયા. સિન્ધ પોતાનું જૂનું ઘર તજ્યું પણ કચ્છમા નવું ઘર બનાવ્યું. સમયના પ્રવાહને ઓળખી પોતાના વાતાવરણના જૂના સંસ્કારોને નવી દીક્ષા અપાવી. એટલે કે સમયના પ્રવાહમાં ચાલી પોતાની સંસ્કૃતિ પોતે સર્જી. અને એક જ રાજ્યસત્તાતળે તેઓને તેમ કરવામાં અનુકુળતા થઇ. પણ કચ્છમાથી કાઠિયાવાડમાં લોહાણાઓના સમૂહો દાખલ થયા ત્યારે પોતાનું નવું ઘર કચ્છ અને વાતાવરણ બન્ને ગુમાવ્યા હતાં. જુદી જુદી રાજ્યસત્તા તળે રહેવાથી અને સમૂહો છૂટા છૂટા પડી જવાથી તેઓ પોતાના જૂના સસ્કારમાં પ્રાણ ન ફુકી શકયા. કારણકે તેઓના સંજોગો બારે વિચિત્ર હતા. તે આપણે અહીં હવે પછી જોઇશું. પણ ઉપરોક્ત શંકાનું સમાધાન આથી થઈ જાય છે કે એ જ કારણે કચ્છ-ભૂમિ જેટલા ધર્મપ્રાણ વીરનરો, સખાવતી સાહસિક વ્યાપાપારીઓ દેશને ચરણે ધરી શકી તેટલા પ્રમાણમાં સૌરાષ્ટ્ર ન આપી શકયો. આપણે હવે વધુ સ્પષ્ટતાથી અને ઉંડાણથી એ સંજોગોને તપાસીએ.

સિન્ધ છોડી કચ્છ અને કચ્છમાં પણ જેઓ શાન્તિથી રહી ન શકયા તેવા સમૂહો કાઠિયાવાડ માં સલાયા, જામનગર, ને દ્વારકા રસ્તે દાખલ થયા અને ત્યારપછી બર્ડા પ્રાન્તમાં અને તત્પશ્ચાત્ મધ્ય કાઠિયાવાડ તથા દક્ષિણ વિભાગમાં પ્રસર્યા હોય એમ માની શકાય છે. પણ સોરઠ વિભાગમાંના લોહાણાઓ સિન્ધમાથી ૧૨-૧૩ મી સદીમાં પરભારા આવેલા હોવાનો ઉલ્લેખ 'સોરઠી તવારીખ'માંથી મળી શકે છે અને તે આ પ્રમાણેઃ—

વામન-સ્થળી-વંથળીમાં ઈ. સ. ૧૦૨૦ માં રાહ નો'ઘણ ગાદીએ બેઠો. આહિર દેવાયતની દંતકથા આજે સૌરાષ્ટ્રના ઘરઘરમાં પ્રસિદ્ધ છે. તેની દીકરી જાસલ-પોતાની ધર્મની માનેલી બ્હેનને આપેલા વચન મુજબ રા. નો'ઘણે સિન્ધના હમીર સુમરા ઉપર ચઢાઇ કરીને હરાવ્યો અને જાસલને છોડાવી. રા. નો'ઘણ સિન્ધમાં જીત મેળવી જાસલ તથા આહિરોને મુક્ત કરી જ્યારે પાછો વળ્યો ત્યારે કેટલાક લોહાણાઓ, ભાટીઆઓ, સારસ્વતો વગેરે હિન્દુકોમનાં માણસોને સાથે લાવી જૂનાગઢની આસપાસ પ્રદેશમાં વસાવ્યાનો 'સોરઠી તવારીખ' પૃષ્ઠ ૮૩-૮૪ માં ઉલ્લેખ છે. આ ઉલ્લેખ આપણને એ અનુમાન પર લઈ જાય છે કે સુરત આસપાસ ગુજરાત પ્રદેશમાં અત્યારે જે લોહાણાઓ વસે છે તે ૨૦ વર્ષ પહેલાં પોતાને લોહાણા-ભાટીઆ તરિકે ઓળખાવતા હતા. એટલે કે પોતાના કુળગૌરવ ને જાતિઅભિમાનનું પણ તેમને વિસ્મરણ થયું હોય તેમ સમજાય છે. અને તે

સોરઠની મોહમેદન સત્તા તથા ગુજરાત પણ મોહમેદન સત્તા તળે તે વખતમાં હોવાથી તેઓ પરભારા સોરઠમાંથી ગુજરાતમાં આવ્યા હોય તે સભવિત જણાય છે; અને ગુજરાતે કચ્છ અને કાઠિયાવાડની સરખામણીમાં પોતાનો ફાળો મુદ્દલ નથી આપ્યો તેનુ કારણ એ જ જણાય છે કે તેઓને પોતાપણાનું વિસ્મરણ થયું હતું. ગુજરાતમાં પણ રાધનપુર, વારાહી પ્રદેશમાં લોહાણાઓ વસે છે તે કચ્છમાંથી સીધા તે તરફ આવ્યા હોય એવું અનુમાન થાય છે. હવે આપણે કાઠિયાવાડના તે વખતના સજોગો જોઇએ.

સલાયા, નવાનગર, અને દ્વારકા તરફ લોહાણાઓના સમૂહો ઉતર્યા ત્યારે એ બાજુ તે વખતે 'ગોપીજન વલ્લભ'ની ધૂનમાં મદિરો ગાજતાં હતાં. બીજી તરફ મોરબી તથા ખડો આદિ વિભાગમાં અહિં-સાવાદી જૈનોનું ભારે જોર હતું. એક લોહાણાએ માંકડ મારવાથી જૈનોએ તેનાં ઘરબાર લૂટી લીધાનો દાખલો મળી શકે છે. ( પોરબદરના એક અનુભવી વૃદ્ધ વકીલે અમને આ સ્થિતિ જણાવી હતી ) આ ઉપરથી વાંચનાર વિચાર કરી શકશે કે આવી પરિસ્થિતિમાં પોતાનુ અસલ ઘર દુઃખદ સ્થિતિમા છોડી આવેલા સમૂહોને પોતાના ગુજરાનના સાધન માટે આ લોક સાથે સહકાર કરી તેને અનુકુળ થઇ જવા સિવાય અન્ય રસ્તો હતો જ નહિ. આમાં મૂળ જુસ્સો સમય જતાં કઇક નરમ પડયો અને આ સજોગોમા ઉદારતા અને સેવાવૃત્તિની ભાવના સંકુચિત બની જવા પામે તેમાં નવાઈ કઇ નથી. નવાનગર, દ્વારકા, પોરબદર, રાજકોટ વગેરે જુદી જુદી રાજ્યસત્તાઓ નીચે રહેવાથી અરસપરસનો સસર્ગ ઓછો થયો તેથી જાતીય સંગઠન અને સસ્કૃતિ પોતાની સ્વતત્રપણે જાળવવાનું બની શકયું નહિ; અને આવા વાતાવરણમા જે સ્થિતિ ઉદ્‌ભવવી જોઇએ તે ઉદ્‌ભવી. ઓખામડળ તથા બર્ડાનિવાસી લોહાણાભાઇઓમાં હજી શૌર્ય જોવાય છે. સોરઠમાં તેથી ઓછું અને ત્યારપછી દક્ષિણ પ્રદેશમાં તે નથી જોવામાં આવતુ; તેમ ગુજરાતમાં તો મુદ્દલે નથી દેખાતુ; તેનાં કારણો આ અને આવાં કેટલાક ભાસે છે. આટલું છતાંય કાઠિયાવાડે વકીલો, અને ઉત્તમ રાજ્યદ્વારીઓ આ વીસમીસદીમાં પણ આપ્યા છે. દિવાનો જેવા ઉચ્ચ અધિકારો પણ પ્રાપ્ત કર્યા છે. આમા પણ અન-ધિકારી છતા સજોગબળે દિવાન જેવું ઉચ્ચપદ મેળવનાર કોઈ વ્યકિત તે પદને પચાવી શકી ન હોય તો તે અપવાદ ગણાય અને તેમા પણ દોષ આ ગૌરવપૂર્ણ જાતિનો નહિ પણ વિચિત્ર વાતાવરણમાં ઉછરેલ વ્યક્તિના જન્મદત્ત સંસ્કારોનો છે. જો સમય સાનુકુળ અને શક્તિઓને વિકાસ કરવાના સં-જોગો પ્રાપ્ત થાય તો સૌરાષ્ટ્રના પશ્ચિમ વિભાગમાં રહેનાર લોહાણા બધુઓ કચ્છી ભાઇઓના જેવા જ પોતાના ઉદાર હૃદયનો પરિચય કરાવી આશ્ચર્યમાં મુગ્ધ કરી શકે છે. તેના પ્રત્યક્ષ પૂરાવા તરિકે ગોરાણાનિવાસી શ્રીમાન નાનજીભાઈ કાલીદાસનું જીવનવૃતાંત આ વિભાગમાં પ્રત્યક્ષ છે. કાઠિયા-વાડના લોહાણા બંધુઓ પૂર્વ અને દક્ષિણ આફ્રિકામાં ઘણાય ગયા છે. તે સર્વમા જો કોઇએ પોતાના પૈસાનો સદુપયોગ આટલી નાની વયમાં આવા પરોપકારી કામોમાં કર્યો હોય તો તે એક જ નાનજીભાઇ છે એમ સ્વીકારવું પડશે.

ગત્ વિભાગમાં તથા આ વિદ્યમાન વિભાગમાં જે જે જીવનચરિત્રો આવેલાં છે તેથી વાંચનાર ભાઇબ્હેનો જોઈ શકશે કે તેઓનામાં ધર્મબળ, શ્રદ્ધા, અને સંસ્કારોને વિકસીત કરવામાં માતાઓના જ મુખ્ય હાથ છે. પુરૂષહૃદયને પ્રેરણા કરનાર એ દેવીઓનો ઉલ્લેખ અમે ન કરીએ તો અમારી ફરજ ચૂકયાનો દોષ આવે. વિશાળ લોહાણા-ક્ષત્રિય જાતિમાં આમ અનેક બ્હેનો પુરૂષોની પીઠ પાછળ રહી પોતાના નમ્ર, દયા અને ઉદારતાપૂર્ણ હૃદયથી લોકકલ્યાણનાં કામોની પ્રેરણાઓ કરી રહી હશે એમાં કઈ સંશય નથી જ. અમારા સ્ત્રીત્વમાં સતીની અડગતા, ટેક અને સરક્ષકવૃત્તિ છે, દુઃખ સહન કરવાની હિમ્મત છે એની કોઈથી ના પાડી શકાશે નહિ.

સ્વર્ગસ્થ કરતાં પણ વિદ્યમાન પુરૂષોનાં જીવનો આલેખવાનું કામ કેટલું ગંભીર જોખમભર્યું છે તે જોવાને અનુભવીઓની જ આંખો જોઇએ. પ્રથમ તો તેઓના જીવન સંબધે માહિતીઓ મેળવવા-નુંજ ભારે મુશ્કેલ કામ હોય છે અને મહા પ્રયાસે માહિતીઓ છૂટી છવાઇ મેળવ્યા પછી પણ તેને

બુદ્ધિની આળણીમાંથી કાઢી ઠીક સ્વરૂપમાં ગોઠવવાનું ઘણું અઘરૂં થઇ પડે છે. આવી રીતે જ્ઞાનશક્તિ જ્યાં સુધી કામ કરી શકે ત્યાંસુધી અમે મળેલી માહિતીઓને બુદ્ધિની કસોટીએ ચડાવીને આ જીવનચરિત્રો તૈયાર કર્યા છે અને એટલું છતાંય જો વાંચનારને તેમાં ક્યાંય ભૂલ અગર તો ગેરસમજણ જેવું જણાય તો અમારૂં ધ્યાન ખેંચવા માટે નમ્ર નિવેદન કરીએ છીએ; કે જેમ બનાશે ઉપર આ ગ્રંથની બીજી આવૃત્તિ પ્રગટ કરવાનો સુયોગ અમને આવે (કે જે સમય પણ સત્વર આવશે એ નક્કી છે) ત્યારે પુનઃ અમે તેમાં સુધારી શકીએ.

અમારા સાંભળવા મુજબ કચ્છમાં તો ગામડે ગામડે લોહાણા ભાઇઓની સ્મૃતિઓ પડી છે. પણ સખેદ જણાવવું પડે છે કે અમારાથી તે પ્રદેશમાં જઈ શકાયું નથી. તેમ કાઠિયાવાડમાં પણ રાજકોટ, પોરબંદર, વેરાવળ એ બે ત્રણ મુખ્ય શહેરો સિવાય અન્ય પ્રદેશમાં જઇ તપાસ કરવાની તક અમને આ સમયે મળી શકી નથી. ઉપરાંત મલબાર કિનારા ઉપર કોચીન, કાનાનોર, અલપાઇ વગેરે સ્થળોએ પણ લાંબા વખતથી આપણા ભાઇઓએ થાણાં જમાવ્યાં છે. અને ક્ષત્રિયકુળોચિત શૌર્ય અને એવાંજ બીજાં ઉપકારી કાર્યોથી લોહાણા જાતિનું ગૌરવ વધાર્યું છે ત્યાં પણ અમારાથી જાતે જઈ શકાયું નથી અને આવાં કાર્યો જાતે ગયા સિવાય બની શકતાં નથી ખુદ મુંબઇમાં પણ હજી કેટલાક પરોપકારી પુરૂષોનાં જ્વલંત જીવનવૃતાંતો મેળવવાં બાકી રહી ગયાં છે એ અમારા લક્ષ બહાર નથી.

આ બધી તૃટીઓ હવે પછીના ઉતરાર્દ્ધ ભાગમાં બની શકે તેટલી દૂર કરવાનો અમે જરૂર પ્રયાસ કરીશું અને અમારા જ્ઞાત્યાભિમાની ભાઈઓનો ઉત્સાહ, પ્રેરણા અને સબળ સહાનુભુતિ હશે તો એ ઉત્તરાર્દ્ધ ભાગનું કામ પણ હવે સત્વર હાથ ધરવામાં આવશે.

હાલ તો અમારા અલ્પ સાધનો વડે જે કાંઇ અમારાથી બની શક્યું તેટલું પતિતપાવની જ્ઞાતિગંગાને ચરણે ધરી અમે કૃતકૃત્ય થઇએ છીએ.

આ વિભાગમાં પણ શક્ય પ્રયત્નોથી મેળવાય તેટલા ફોટાઓ મેળવી અમે દાખલ કર્યા છે.

આશા છે આ જીવનવૃતાન્તો ભાવી પ્રજાને આરસીરૂપ થઈ જ્ઞાતિસેવા તથા જનસેવાની પ્રેરણા કરી જીવનસાફલ્ય કરવામાં સૌને માર્ગદર્શક થઇ પડશેઃ ઇત્યોમ્.

---

# શેઠ વીસનજી જીવણદાસ જે. પી. (મુંબઈ)



વિચાર કરનારાઓ જાણી શકે છે કે માનવીજીવન એ ઉત્તમ ચીન્તામણી સમાન છે. દેવો પણ મૃત્યુલોકમાં આવવાની ઇચ્છા રાખે છે. કારણ કે ઉત્તમોત્તમ કર્મની વાવણી આ લોકમાં રહીને જ કરી શકાય છે. પણ આવી વાવણી કરવી એ નિર્બળ આત્માનું ગજું નથી, બળવાન અને નિસ્પૃહી આત્માનું એ કામ છે, અને માનવીસૃષ્ટિમાં એવા આત્માઓ ઠામ ઠામ નથી હોતા. એઓના દૈવી ગુણોના યોગે પ્રભુ એમનામાં એવી ઉત્તમ પ્રકારની બુદ્ધિ મૂકે છે કે, જેથી કરીને તે દશ્ય જગતમાં સ્વયં પોતાની સાથે અન્યની પ્રગતિ પણ કરી શકે છે. આવા આત્માઓનું અસ્તિત્વ એ પરોપકારને માટે જ જાણે હોય છે. અધિકાર મળે, ધન મળે પણ તેનો ઉપયોગ તો જો પ્રભુની ભલી કૃપા હોય તો જ સારે રસ્તે થઇ શકે છે. બાકી નહિ તો માટી ભેગી માટી થઇ જાય એ તો જોઈ શકાય તેવી વાત છે- પ્રભુ જેને ધન આપે છે તે ખાસ કરીને પોતાની થાપણ મૂકે છે. અને પોતાનો સ્વાભવ ન્યાયી અને પરોપકારી હોવાથી જો તે ધનનો પણ એ જ ઉપયોગ થતો જુએ તો તે ધનવાનની અંતરિક્ષ રહી પીઠ થાબડયા વગર ન રહે. બુદ્ધિ અને લક્ષ્મી બન્ને સાથે તો કોઈ પૂણ્યશાળી ને જ મળે છે. રઘુવંશી લોહાણા કોમમાં આવા બહુ પુણ્યશાળી આત્માઓ થઇ ગયા છે. તેઓ સર્વનું સત્ય શ્રાદ્ધ કરી રહેલા જીવંત નરરત્ન શેઠ વીસનજીભાઇનું જીવન પણ ભવિષ્યની પ્રજાને દોરનાર થઇ પડે એવું છે.

શેઠ વીસનજીભાઇનો જન્મ જોડીઆમાં સં ૧૯૩૯ના આશો માસમાં થયો હતો. માતા કેસરબાઇ એ કોઇ ભક્તિમતી દેવીરૂપ હતાં. એ દેવીનો આ પુત્ર દેવરૂપ થશે એવું કોઇએ તે વખતે ધાર્યું ન્હોતું. માતાપિતા પ્રભુભક્ત હોઇ નાનપણથી જ વીસનજી ભાઇનું હૃદય સ્ફાટિક જેવું નિર્મળ અને ઇશ્વરાનુરાગી થયું હતું. બાળકેળવણી એ ભારે અગત્યની ચીજ છે. કેટલાંય માબાપ પોતાના બાળકની કંઈ કિમ્મત સમજતાં નથી. આજનાં બાળકોમાંથી પણ આગળ જતાં કેટલાક મહાપુરૂષોનું સ્થાન શોભાવનારા થશે તે પણ કોને ખબર છે? આવી ભાવનાથી હાલના શિક્ષકો શિક્ષણ પણ નથી આપતા; છતાં સંસ્કારી આત્માઓની ઝમક છુપી રહેતી નથી. વીસનજીભાઇ નાનપણથી જ કંઇક ચમત્કારિક બુદ્ધિના હતા. બાળવયમાંથી પોતે રઘુકુળનાં બાળકોને શોભે તેવો વિવેક, વડીલો પ્રતિ પૂજ્યભાવ, મોટું મન અને ઉદારતા આદિ ગુણોનો પરિચય કરાવતા હતા. પિતાશ્રી જીવણદાસભાઇનું જીવન ધર્મથી રંગાયલું હતું. હરિયાલાલ ઉપર તેમની ભારે શ્રદ્ધા હતી. સાધુ ટેલીઆઓ જે માગે તે પોતે તુરત આપી દેતા. ગરીઓને છાની મદદ આપી આવતા. પોતે દયાળુ, સાચા અને નિખાલસ હૃદયના હતા. જોડીઆમાં પોતે દલાલી કરતા હતા. જે દિવસે કંઇ પરોપકારનું કામ ન કરી શકે તે દિવસે પોતાને કયાંય ચેન ન પડે. અને હૃદય ઉપર ભાર થઇ ગયો હોય એમ પોતે માને. સાધુસંતને જમાડી, તેઓને જોઇતું આપી, તેમ જ કોઇ અર્થીને મદદ આપી પોતે એવા આનંદમાં આવી જતા કે

તેનું વર્ણન પણ ન કરી શકાય. બાળક **વીસનજી**, માબાપની આ રીતભાત જોઈ પોતે પણ એ કામમાં ઉમંગ દર્શાવતા. ભવિષ્યના ઉત્તમ શહેરી થવાની એમની મહત્વાકાંક્ષા બાળવયમાંથી જ જોનારને જણાઇ આવતી. **વીસનજીભાઇનો** અભ્યાસ બહુ જ ઓછો છે; પણ તેમનાં ઉમદા કાર્યો જનતાને હેરત પમાડે એવાં છે. ગુજરાતી પાંચ તથા અંગ્રેજી ૧ ચોપડી ભણી અભ્યાસનો કોર્સ પોતે પૂરો કરી લીધો. એટલામાં તો એમના ભક્ત પિતાશ્રીનો દેહાન્ત થયો. એક યોગી પુરૂષની પેઠે **વીસનજીભાઇના** પિતાશ્રીનું અવસાન થયું હતું. એ સમયની થોડીક નોંધ લેવા જેવી છે.

પિતાની તબીયત લથડતાં **વીસનજીભાઈ મુંબઈથી** સારા સારા વૈદ્ય ડૉકટરોને **જોડીએ** તેડી ગયા. તેઓને જોઈ **જીવણદાસભાઈ** બોલ્યા: " દીકરા, શા માટે તું આ પ્રપંચ લાવ્યો? મારૂં અવસાન તો તેરસના દિવસે થવાનું છે. માટે જે મારે કહેવાનું અને કરાવવાનું છે તે કરવાને તૈયાર થઇ જા" પછી થોડું ગામનું કરજ હતું તે ચુકાવી દેવા કહ્યું. પછવાડેથી કોઇને આપવા લેવાની વ્યવસ્થા બતાવી. ૧૦–૧૧–૧૨ ત્રણ દિવસ સાધુ બ્રાહ્મણો માટે અન્નક્ષેત્ર ચાલુ કરાવ્યું. તેરસને દિવસે પોતે કહ્યું: "**વીસનજી**! આજે મારા પ્રયાણનો દિવસ છે. તું પ્રથમ જમી લે." **વીસનજીભાઇ** જમીને આવ્યા બાદ પોતે બધાંને ઉદ્દેશીને બોલવા લાગ્યા: " જરાયે દીલગીર ન થશો." ગામના ભગત વગેરે બેઠા હતા તેને રામરામ કર્યા, પૂજારીઓને બરાબર **દરીઆલાલની** પૂજા કરવાનું કહ્યું. **વીસનજીને** તેની માતાની ભલામણ કરી અને છેલ્લે બોલ્યા: "**દરીઆલાલ મને** તેડવા આવ્યા છે માટે જાઉં છું" કહી જરા ખાંસી આવ્યા બાદ રામરામનો ધ્વની કરતો આ દૈવી આત્મા દેહ છોડી ગયો. પવિત્ર હૃદયોનાં માનવીઓનું જ યાતનાઓ વગર આવું સુખરૂપ અવસાન થાય છે. સં. ૧૯૬૭માં આ સંસ્કારી આત્મા મૃત્યુલોકનો ત્યાગ કરી ઇશ્વરી અમ્મર ધામમાં ગયો. શેઠ જીવણદાસભાઇ એ ચાર ભાઇઓ હતા. મોટાભાઇ ખીમજીભાઇ (જેમનું જીવનવૃતાન્ત આ ગ્રંથમાં ૯૫ પાને અપાયું છે) (૨) પોતે (જીવણદાસ ભાઇ) (૩) રતનશીભાઇ (૪) પ્રાગજીભાઇ. રતનશીભાઇનું સં. ૧૯૫૪ તથા પ્રાગજીભાઇનું દેહાવસાન ૧૯૬૭ ની સાલમાં થયું હતું. પિતાના અવસાન પછી ઘરનો બોજો **વીસનજીભાઇને** માથે આવી પડયો હતો. **વીસનજીભાઇ** ૧૮ વર્ષની ઉમ્મરે પૂજ્ય કાકા ખીમજી ભાઇના બીઝનેસમાં જોડાયા હતા. **ખીમજીભાઇને** સંતાન નહોતું તેથી **વીસનજીભાઇને** પુત્ર સમાન લેખી ઉચ્ચ વ્યાપારી તાલીમ આપી હતી. અને પોતાના સહવાસબળે એમને એક આદર્શ વ્યાપારી નરરત્ન બનાવી શકયા છે. **ખીમજીભાઇના** દેહાન્ત પછી આ ચરિત્રનાયકે તેમને પગલે ચાલી જ્ઞાતિ, દેશ, અને સમાજના શ્રેય માટે ઉદારતાથી ગંજાવર રકમોની સખાવતો કરી છે. પણ તેની સઘળી નોંધ અમને મળી શકી નથી. માત્ર જે કંઇ મળી છે તેનો ઉલ્લેખ કરવો અહીં ઉચિત ધારીએ છીએ.

જામનગર લેડી હાર્ડીંજ ગર્લ્સ સ્કૂલનું મકાન બાંધવા સ્વર્ગસ્થ શેઠે રૂા. ૨૫૦૦) પોતાની હયાતીમાં ભરેલા તેમાં શ્રીયુત વીસનજીભાઇએ રૂા. ૭૫૦૦) નો વધારો કરી સદ્દગત ખીમજીભાઇના નામે એક હોલ બંધાવી આપ્યો છે. ખીમજીભાઇને કેળવણી ઉપર અત્યંત પ્રેમ હતો તેથી જોડીઆના તથા આસપાસના ગામડાંઓના ઉંચી કેળવણી લેવાને ઉત્સુક વિદ્યાર્થીઓ

સારૂ મહંત રામપ્રસાદજીની સલાહથી **વી**સનજીભાઇએ એક "ખીમજી દયાળ વાધાણી હાઇસ્કૂલ" ને નામે મોટા ખરચે મકાન બાંધી આપવાની યોજના કરી છે. **જા**મનગરના મહારાજા જામશ્રી **ર**ણજીતસિંહજી સાહેબે **જો**ડીઆ શહેરથી આથમણી દિશાએ ખુલ્લી હવામાં જમીનનો એક ટુકડો આ મકાન માટે આપ્યો છે. અને આ હાઇસ્કૂલનો પાયો તેઓ સાહેબે તા. ૬–૯–૧૮ ના રોજ પોતાને હાથે નાખ્યો છે. **જો**ડીઆમાં એ શુભ ક્રિયા વખતે કાઠિયાવાડના એજન્ટ ટુ ધી ગવર્નર સાહેબની હજરીમાં **જા**મસાહેબે મર્હૂમ શેઠનાં તથા તેમને પૂનિત પગલે ચાલનાર શ્રીયુત **વી**સનજીભાઈનાં બહુ વખાણ કરી જોડીઆની **લો**હાણા તથા **સા**રસ્વત જ્ઞાતિ ઉપરનો ઘરવેરો સદાને માટે માફ કર્યો હતો. સ્વ. શેઠ **ખી**મજીભાઈ પ્રતિની રાજા સાહેબની આવી અપ્રતિમ માનની દૃષ્ટિથી **લો**હાણા અને **સા**રસ્વત કોમમાં સ્વર્ગસ્થનું નામ સદાયને માટે ઝળકતું રહેશે. આ વેરો માફ કરાવવામાં મુખ્ય મહેનત **વી**સનજીભાઇની હતી. વર્ત્તી ગયેલા ભીષણ દુષ્કાળમાં શ્રીયુત **વી**સનજીભાઈએ "રામ રક્ષા દુષ્કાળ ફંડ" ખોલી તેમાં મોટામાં મોટી રકમ પોતે ભરી, સામી તેટલી જ રકમ શેઠ **મ**થુરાદાસ **વી**સનજી **ખી**મજી પાસે ભરાવી તેમાંથી હાલાર પ્રાંતની સર્વ જ્ઞાતિની ગરીબ સ્ત્રીઓ તેમજ પુરૂષોને અન્ન વસ્ત્ર પૂરાં પાડી "જીવનની ખરી સફળતા તો ગરીબોનાં દુઃખ નિવારવામાં જ છે" એ સુત્ર સિદ્ધ કરી બતાવ્યું છે. એવી જ રીતે જામનગર "રામ રક્ષા ઘાંસ" ફંડમાં પણ **વી**સનજીભાઇએ મોટો ફાળો આપ્યો છે. આટલેથી નહિ વીરમતાં **મું**બઇમાં પણ સસ્તા અનાજની દુકાનો ખોલાવવાની પ્રેરણા કરનાર અને તેમાં પ્રથમ મોટી રકમ આપનાર **વી**સનજીભાઇ છે. આ ઉપરાંત "ઓલ ઇન્ડિયા ફેમીન રીલીફ ફંડ" શરૂ કરાવવામાં પણ અથાગ પરિશ્રમ પોતે ઉઠાવ્યો હતો. મુંગા પ્રાણીઓ પ્રતિ એમની લાગણી જબરી છે. **જો**ડીઆ પાંજરાપોળને ચાલુ મદદ કરીને પોતે સારા પાયાપર મૂકી છે. વર્તમાનપત્રો. માસિકો આદિ ચાલુ સાહિત્ય પોતે ઝીણવટથી વાંચે છે. તેમાં જો કોઈ સસ્થાએ કે કોઇ વ્યક્તિએ સાધન–પૈસા વગેરેની અપીલ કરી હોય છે તો તુરત તેમને મદદ પહોંચાડવાનો પોતે પ્રબંધ કરે છે. કેળવણીપ્રતિ તો સ્વ. **ખી**મજીભાઇના જેવો જ એમને પ્રેમ છે. વિદ્યાર્થીઓને પુસ્તકો, ફી, સ્કોલરશીપ વગેરે આપવામાં પોતે નાતજાતનો ભેદ જોતા નથી. એમનામાં સ્વજ્ઞાતિ પ્રેમપ્રવાહ અખંડીત વહે છે. એક વખત સ્વજ્ઞાતિના એક બાળકનું કોઈ બોર્ડીંગમાં ઠેકાણું પડતું નહોતું. આ ખબર પોતે જ્ઞાતિપેપરમાં વાંચી એટલે એમનું હૃદય દયાથી ઉભરાઇ ગયું. આખરે **ક**રાચી બોર્ડીંગમાં એ બાળકને દાખલ કરાવી દીધો. આવી ઝીણવટથી બહુ થોડા જ ગૃહસ્થો લક્ષ આપી શકતા હશે. ચરિત્રનાયકની ગુપ્ત સખાવતો સ્વ. **ખી**મજીભાઇના જેટલી જ વિશાળ છે.

રા. **વી**સનજીભાઇમાં આ સર્વ સદ્‌ગુણોના સંસ્કાર તેમના દયાળુ સાત્વિકવૃત્તિવાળા પિતા **જી**વણદાસભાઈ તરફથી બીજ રૂપે વારસામાં મળેલા તે પાછળથી **ખી**મજીભાઈના સહવાસબળે પોષાઇને વૃક્ષરૂપે થયેલા આજે જોઈ શકાય છે. જ્યારે "ઇન્ફ્લ્યુએન્ઝા" તાવનો સપાટો ચાલ્યો ત્યારે **વી**સનજીભાઇ **જા**મનગરમાં હતા. દરરોજ ત્યાં એક સો માણસો આ તાવમાં સારવાર વગર મરી જતાં હતાં. તે જોઈ

**વીસ**નજીભાઇનું દયાળુ હૃદય રોઇ પડયું. પણ રોઇને બેસી ન રહેતાં તુરત શેઠ **કર**શનદાસ **વીસ**નજી **ખીમ**જી સાથે મન્ત્રણા કરી ગામમાં દરેકે દરેક દરદીઓની મુલાકાત લઇ દવા લખી આપવા માટે ૬ ડૉકટરો પગારદાર રોકયા. અને દવા ઉપરાંત માંદાઓ માટે દુધ કાંજી વગેરે પૂરાં પાડવાનો પ્રબંધ કર્યો. ડૉકટરોના પગાર, દવા, દુધ, કાંજી વગેરે દરેક જરૂરીઆતનું ખર્ચ તેઓ બન્ને શેઠોએ ઉઠાવ્યું હતું. મે. **જયા**શંકરભાઇ વાઘજીએ આ કાર્યમાં સરળતા કરી આપવા માટે શ્રીયુત **ગુલાબ**ભાઈ **મ**ણીશંકર ગોવિંદજીના નાયકપણા નીચે ૩૮, વોલન્ટીયરોનું એક મંડળ ઉભું કીધું હતું. અને આ દૈવીઆપત્તિના વખતે સવારના પાંચ વાગ્યાથી રાત્રિના બાર વાગ્યા સુધી અથાગ શ્રમ લઈ દરદીઓને દવા, કાંજી, દુધ વગેરે લાવી આપવાની તથા નાવારસ મુડદાંઓને બાળી આવવાની જે અનુપમ સેવા આ વોલન્ટીયર મંડળે બજાવી છે તે અવર્ણનીય છે. આ ઉત્તમ પ્રબંધથી આઠ દિવસમાં મરણનું પ્રમાણ ૧૦૦ ઉપરથી ઘટી ફક્ત ૭-૮ ઉપર આવી ગયું હતું. **જા**મનગરના પ્રતાપી નરેશે પણ આ કામમાં રાજ્ય તરફથી જોઇતી મદદ આપી હતી. ગરીબોનાં મુડદાં-ઓને બાળવા માટે લાકડાં રાજ્ય મફત પૂરાં પાડતું હતું.

સ્વ. શેઠ **ખીમ**જીભાઇએ " રામરક્ષા હોસ્પીટાલ " નું મકાન તથા શ્રીયુત વીસનજીભાઇએ " વાઘાણી હાઇસ્કૂલ " નું મકાન બંધાવી આપવાથી પ્રસન્ન થઈ **જામ**સાહેબે એ હોસ્પીટાલ તથા હાઈસ્કૂલ ચલાવવાનું સર્વ ખર્ચ રાજ્ય તરફથી આપવાની ઉદારતા દર્શાવી છે. જે અનેક રીતે પ્રશંસનીય હોવા સાથે ધન્યવાદને પાત્ર છે. અનાથ બાળકો તેમજ માબાપ ભરણપોષણ ન કરી શકે એવાં બાળકોનું સારૂં વર્ષ થાય ત્યાંસુધી ભરણપોષણ થાય એવો પ્રબંધ મહંત શ્રી **રામ**પ્રસાદજી સાથે મન્ત્રણા કરી શેઠ **વીસ**નજીભાઇએ કરાવી આપ્યો હતો. આ એમનાં અનુકંપાશીલ પ્રેમાળ હૃદયની પ્રતિતી છે. સ્વ. **ખીમ**જી શેઠને પગલે ચાલી એમની આંતરિક ઇચ્છાઓને પૂર્ણ કરવાનું પોતે નક્કી કર્યું છે. જોડીઆની હાઇસ્કૂલનાં ખાતમૂહૂર્ત પ્રસંગે શ્રીયુત **વીસ**નજી ભાઈની ઉચ્ચ યોગ્યતા જોઈ મહારાજા **જામ**સાહેબે એજન્ટ ટુ ધી ગવર્નરના શુભ હસ્તે " ફર્સ્ટ કલાસ ઑરડર ઑફ ધી મેરિટ્સ " નો માનવંતો ઈલ્કાબ એનાયત કરી એમનામાં રહેલા દૈવી ગુણોની કદર કરી છે. દુષ્કાળના વખતમાં જામનગર રાજ્યમાં ગરીબોને માટે " રામરક્ષા દુષ્કાળ ફંડ " ખોલી જે રાહત આપેલી તે જામસાહેબના લક્ષ બહાર નહોતું. પોતાના રાજ્યમાં આવા સખી ગૃહસ્થોના ઉચ્ચ ગુણોથી રાજી થઈ પોતાની વર્ષગાંઠને દિવસે **મુ**ંબઇથી **વીસ**નજીભાઇને પોતાની પાસે બોલાવી " તાઝમે સ-રદાર " કે જે ઇલ્કાબ દેશી રાજ્યોમાં ઉચામાં ઉચો કહેવાય છે તે અર્પણ કરી એક વધુ કદર બુઝી છે. **જા**મનગર સ્ટેટમાં **લો**હાણા જ્ઞાતિમાં આવું માન મેળવનાર **વીસ**નજીભાઇ પહેલા જ છે. રાજ્યપ્રતિ એમની વફાદારી જોઈ જામસાહેબે સ્ટેટની 'એડવાઇઝરી બોર્ડ' ના મેમ્બર તરીકે **વીસ**નજીભાઇની નિમણુક કરી છે.

જોડીઆની **લો**હાણા તથા **સા**રસ્વત કોમે ઘરવેરા માફ કરાવ્યાના ઉપકારના સ્મરણમાં **વીસ**નજીભાઇને એક સુન્દર માનપત્ર આપ્યું હતું. જેના જવાબમાં પોતે વિનય ભરેલી વાણીમાં માત્ર ફરજ બજાવી છે એમ જણાવ્યું હતું. પોતે વિદ્યા-

વિલાસી, ઉદાર, માયાળુ અને કર્તવ્યપરાયણ છે. મઝગામ સસ્તા ભાડાની ચાલીઓના ફંડમાં પોતે રૂા. ૧૫૦૦૦ ) આપ્યા છે. સન ૧૯૨૧માં અહમદનગરમાં પડેલા દુષ્કાળ વખતે જીવદયા માટે પોતે મોટું ફંડ ભેગું કરી હજારો પશુઓનો ભૂખમરો ટાળી તેઓને બચાવ્યાં હતાં. તેઓની કાળજીપૂર્વક વ્યવસ્થા કરવાનું પોતે માથે લીધું હતું. તેમાં મુખ્ય હાથ શેઠ મથુરાદાસ વીસનજી ખીમજીનો હતો. ૮–૯ હજાર પશુઓ ભેગાં કર્યાં હતાં. પોતાના અનહદ વ્યવસાયમાંથી પણ વખત લઈ પોતે ત્યાં જતા હતા. અવાક્ પ્રાણીઓ માટે જીગરજાનથી શ્રમ ઉઠાવ્યો હતો. એમની દયા ખીમજીભાઈની પેઠે જ્યાં ત્યાં વરસી રહી છે. આવાં પરોપકારનાં કામોમાં માણસ સ્વાભાવિક રીતે પોતે પોતાને ભૂલી જાય છે. અન્યને સહાય કરવી, દુઃખીઓનાં દુઃખ નિવારી રાજી થવાનું એમનું મનોરાજ્ય હોય છે. પાંચમી લોહાણા પરિષદ્ વખતે ૫૦૦–૭૦૦ લોહાણા ભાઇઓને જામનગરથી માંડવી જવા માટે મહારાજા જામસાહેબ તથા મહંત શ્રી રામપ્રસાદજીની ગાડીઓ તથા સર્વ પ્રકારની આવશ્યક સગવડ પોતે કરી હતી. અને સર્વને સ્ટીમરમાં ચડાવી પછી જ પોતે ચડયા હતા. આવો જ્ઞાતિપ્રેમ ભાગ્યે જ કોઇના હૃદયમાં ઉભરાયો હશે. આવી જાતની ઘણીએ જાહેર સેવાઓની કદર કરી નામદાર બ્રિટિશ સરકારે તેમને ૧૯૨૧ની સાલમાં "Justice of the Peace" ( જે. પી. ) નો માનવંતો ખિતાબ આપી નવાજ્યા છે.

એમના પૂજ્ય કાકાશ્રીના બહોળા વ્યાપારમાં પોતે ભારે અનુભવી થયા છે. મુંબઇની કોટન એસોસીએશનના ડાયરેક્ટર અને મુકાદમ એસોસીએશનના પોતે મેમ્બર છે. સ્વ. ખીમજીભાઇએ એમને ઉંચા પ્રકારની વ્યાપારી તાલીમ આપી છે અને તેના પરિણામે આજે માત્ર હિન્દુસ્થાન સાથે જ નહિ પણ યુરોપ અમેરિકાદિ દુનિયાના તમામ પ્રદેશો સાથે પોતે મોટો વ્યાપાર ખેડી રહ્યા છે. વ્યાપારી આલમમાં સ્વ. ખીમજીભાઇના જેવી જ પ્રતિષ્ઠા અને લાગવગ શ્રીયુત વીસનજી-ભાઇ ધરાવે છે. તેમનું જાહેરજીવન જેવું ઉદ્યોગ અને અર્થભર્યું છે. તેવું જ તેમનું વ્યક્તિગત જીવન આકર્ષક પ્રશસનીય અને માયાભર્યું છે. એમનું નિશ્ચયોને વળગી રહેવાની દૃઢતા-વાળું એકરંગી જીવન વખાણવા લાયક છે. એમની પ્રકૃતિ સમર્થ પ્રભાવશાળી અને વ્યવહારિક દક્ષતાની વિવિધતાથી તરવરતી છે. સમાજહિતના પ્રશ્નોમાં પોતે મમતાભર્યો ભાગ લે છે. સ્વભાવ સમભાવશીલ હોવાથી મળવા આવનાર ગરીબ માણસની વાતો પણ નિખાલસ દીલે સાંભળી યોગ્ય મદદ આપતા જ રહે છે. સાહિત્યસેવકોની યોગ્ય કદર કરે છે. ઉત્તમ સાહિત્યના પોતે પ્રોત્સાહક છે. કોઇપણ અર્થથી વીસનજીભાઇ પાસેથી નિ-રાશ થઇને જવા પામતું નથી. પૂણ્યશાળી કાકાના પૂનિત પગલે ચાલી ચરિત્રનાયકે પોતાનું જીવન લોહાણાસૃષ્ટિમાં આદર્શ અને અનુકરણીય બનાવ્યું છે. તેમજ કાકા ખીમજીભાઈનું પણ સત્ય શ્રાદ્ધ એ રીતે કર્યું છે. પોતે શ્રીમંત હોવા છતાં સાદા

અને સરળ સ્વભાવના છે. મોજશોખમાં પોતાના ધનનો વ્યય નહિ કરતાં જનહિતાર્થે વાપરી આનંદિત થાય છે. થોડું ભણેલા પણ અનુભવ પામેલા નરરત્નો કેવાં વિશાળ ક્ષેત્રોમાં કામ કરી અમ્મર થાય છે તે આમાંથી જોઈ શકાય છે. ગમે તેવાં મુશ્કેલીઓ વાળાં પણ પરોપકારનાં કામો કરતાં તેઓ કંટાળતા નથી. કામ કરવાની આવડત, ઝીણી બુદ્ધિ અને કાર્યદક્ષતા સૌ કોઇને નવાઇ પમાડે છે! એમની સેવાઓની પરદેશી પરધર્મી સરકારે પણ કદર કરી છે, ત્યારે હિન્દુસમાજમાં પણ ખાસ કરીને લોહાણાકોમ એમને "રત્ન" રૂપ ગણે તેમાં શું નવાઇ? પોતે જીવન સફળ કર્યું છે અને હજુ તો એ દિશામાં કાર્યનો ધોધ ચાલુ જ છે. એમનું જીવન ધર્મમય છે. ધનનો ગર્વ નથી. દીનચર્યાંમાં એમનું પવિત્ર અને નમ્ર હૃદય પ્રભુ પાસે ખુલ્લે છે. અને પ્રભુ દરરોજ એમને નવુંને નવું બળ અને બુદ્ધિ આપે છે.

શીસનજીભાઇનો ગૃહસ્થાશ્રમ આર્ય ગૃહસ્થના જેવો જ છે. એમનાં સદ્‌ગુણી પત્ની ઘરને નંદનવન સમું બનાવી પોતે ઘરરખ્ખુ આર્યરમણીના ઉમદા ગુણો ધરાવી રહ્યાં છે. એમના ગુણોની મૂર્તિમંત એક પુત્ર અને પુત્રી પ્રભુએ કૃપા કરીને આપેલાં તેમાં પુત્રી અકાળે સ્વર્ગવાસિની થતાં એમના હૃદયને આઘાત થયો છે..

અતિથિસત્કાર, વિદ્વાનોનું પૂજન, એ તો એ ઘરનો નિયમ છે. અને અસલ આપણા આર્યપૂર્વજો પણ એવું જ ધર્મમય જીવન જીવી પ્રભુના કૃપાપાત્ર થઈ નીર્વાણ પદ મેળવવા ભાગ્યશાળી થતા હતા, જે ઇતિહાસ જોતાં સમજાય છે. અંતે ઇશ્વર પાસે એ જ માગીએ કે આ પૂણ્યશાળી નરને તું હજુ અધિક યશસ્વી બનાવ અને અધિક પરોપકારની પ્રેરણા કર.



શેઠ જેઠાભાઈ ભુલચંદ મેઘજી.

# શેઠ જેઠાભાઇ ભૂલચંદ મેઘજી (કલકત્તા)



ષ્ટિભરના સમગ્ર સાહિત્યમાં અગત્યનું સ્થાન રોકનાર કોઇ પણ સાહિત્ય હોય તો તે ચરિત્ર છે. ચરિત્રનો મુંગો ઉપદેશ–વાંચન જનતાને જેટલી ચીવટથી ઉંચે લઈ જાય છે; તેટલી ત્વરાથી લાખો વ્યાખ્યાનો પણ નથી લઇ જઇ શકતાં. ભદ્ર પુરૂષોના ભવ્ય ચરિત્રોનાં સંગઠ્ઠનની પ્રથાને પ્રાચિન મેધાવી પુરૂષોએ સત્કારી છે, તેમાં જનઉન્નતિમાં ઉંડાં રહસ્યો-આદર્શો સમાયલા છે. કોઇ પણ વ્યકિતની ઉચ્ચતાનો આધાર એમની ધર્મપ્રીતિ ઉપર રહેલો છે. યોગ અને ક્ષેમની પાછળ ઉલટેલી આલમ પુરૂષાર્થ સાથે ધર્મ ભૂલી છે, ત્યારથી જ અવનતીનાં આંદોલનો છવાયાં છે. આવો યુગ જ્યારે પ્રવર્તતો હોય ત્યારે આદર્શ નરનારીઓનાં જીવનચરિત્રોનું વાંચન ખરા સ્વરૂપનું ભાન કરાવે છે, ઉપરોક્ત ઉચ્ચ ભાવનાઓથી આકર્ષાઇ આજે જ્ઞાતિના એક મહાપુરૂષના જીવનની આછી રૂપરેખા અમે દોરવાને પ્રેરાઇએ છીએ. આ પુરૂષ કોઇ ગ્રંથકાર કે કવિ નથી; માત્ર પોતાનાં કાવ્યમય જીવનનો અદ્દભુત દાખલો આપનાર અક્ષરજ્ઞાની છતાં મહા ધર્મધ્યાની પવિત્ર અને પ્રબળ વ્યકિત છે. પ્રભુએ અર્જુનને પોતાની વિભૂતિઓ ગણાવી ત્યારે બુદ્ધિ, કીર્તિ, લક્ષ્મી વગેરે વિભૂતિઓ પણ પોતાનું સ્વરૂપ છે એમ વર્ણવ્યું છે. તે વિભૂતિઓ આ સદ્દગુણી સજ્જનને વરેલી છે. ઉત્તમ રાજા તરીકેનું, પુત્ર તરીકેનું, પતિ તરીકેનું, અને બન્ધુ તરીકેનું શ્રેષ્ટ જીવન જીવતાં શીખવા માટે આપણે પ્રતાપી પૂર્વજ રામચંદ્રજીનાં જીવનચરિત્રનો અભ્યાસ કરવો જોઇએ. તેમ ધર્મગુરૂ થવા માટે કે અર્થશાસ્ત્રી થવા માટે પણ તેવી તેવી વ્યક્તિઓનાં ચરિત્રનો અભ્યાસ કરવો જોઇએ. એ જ રીતે ઉત્તમ જ્ઞાતિસેવક તરીકેનું, કુટુંબસેવક તરીકેનું, ધર્મપ્રાણ તરીકેનું અને હ્રદયની વિશાળતાવાળું જીવન બનાવવાને આ ચરિત્રનાયક શેઠ જેઠાભાઇનું જીવન પણ ભાવીજનતાને ઉપયોગી થઇ પડે એવું હોવાથી એમનાં ઉજ્વળ ચરિત્રની ટુંકી રૂપરેખા અહીં દોરીએ છીએ.

શેઠ જેઠાભાઇનો જન્મ સં. ૧૯૧૯ માં લખપતમાં થયો હતો. વડીલોનું મૂળ વતન પણ કચ્છ–લખપત હતું. પિતાશ્રી ભુલચંદ ભાઈ પ્રથમ વ્યાપારી તાલીમ લેવા માટે મુંબઇ આવેલા અને નોકરી સ્વીકારેલી, પરંતુ. સં. ૧૯૩૦ માં ભુલચંદભાઇના પિતા (ચરિત્રનાયકના પિતામહ) મેઘજીભાઇના સ્વર્ગવાસ પછી પોતે પાછા લખપતમાં જ રહી કાકાના ચાલતા બીઝનેસમાં જોડાયા હતા.

આ વખતે બાળક જેઠાભાઇએ માત્ર અક્ષર અને આંકનું જ્ઞાન મેળવી મુંબઇ પ્રતિ પ્રયાણ કર્યું. આવા વ્યાપારી સૃષ્ટિમાં વખણાયલા શહેરમાં પ્રવેશી ૧૮ વર્ષની વયે અનેક મહત્વાકાંક્ષાઓ સાથે તેણે પોતાના ફુઆની ભાગીદારીમાં નાને પાયે સ્વતંત્ર ધંધો હાથ ધર્યો, પણ તેમાં ફાવ્યા નહિ. આગળ વધવા માટે મુશ્કેલીઓ આવશ્યક છે. જેઓના ઉપર પ્રભુની કૃપા વધુ ઉતરવાની હોય છે તેઓ જ મુશ્કેલીઓ

પ્રથમ જોવા પામે છે. પ્રથમ પ્રયાસમાં જ સ્વતંત્ર ધંધામાં રૂા. ૧૫૦૦) ની ખોટ જવાથી તેમના હૃદયને કંઇક ગ્લાની થઇ. બે ત્રણ વાર કચ્છમાં ગયા ને આવ્યા. દરમ્યાન તેમના કુઆએ આટલી ખોટ ગઇ તે પેટે રૂા. ૫૦૦) ની હુંડી લખી તેમના પિતાશ્રી ભુલચંદભાઈ ઉપર મોકલાવી; અને સાથે સહાનુભુતિનો પત્ર પણ લખ્યો. આ વાત ચરિત્રનાયકે જાણી એટલે તુરત જ કુઆને લખી નાખ્યું "આપ ફરીથી હુંડી નહિ લખવાની કૃપા કરશો." જેઠાભાઇનો આ આત્મ-મંથન કાળ હતો. પુરૂષાર્થનો પ્રબળ પ્રવાહ એમથી નસેનસમાં વહી રહ્યો હતો. એટલે સમય વિચારી તુરત જ નશીબને અજમાવવા પોતે શેઠ માધવજી દ્વારકાદાસની ફર્મમાં વાર્ષિક રૂા. ૩૫૦) ના પગારે જોડાયા. આ નોકરીમાં જોડાઈ કોકોનાડા જતા પહેલાં રૂા. ૨૦૦) શેઠ પાસેથી એડવાન્સ લઈ કુઆને મોકલાવી આપ્યા. બે એક માસ કોકો-નાડા રહી મોસમ ખલાસ થયેથી શેઠની આજ્ઞાથી પોતે કલકતા આવ્યા. મજકુર પેઢી કલકત્તામાં તે સમયે આડતીઆથી કામ લેતી હતી. આ વખત ભાટીઆ શેઠ ધનજી વિશરામને ત્યાં આડત હતી. જેઠાભાઇને ત્યાં ઠીક નહિ જણાયાથી લખપતવાળા એક લોહાણા ગૃહસ્થને ત્યાં આડત બદલી, ત્યાં પણ કંઇ ઠીક ન જણાવાથી સં. ૧૯૪૧માં શેઠના નામે કલકત્તામાં સ્વતંત્ર પેઢી ખોલી. યુવાન વયમાં ચરિત્રનાયકની આ વ્યાપારપ્રવીણતા અને પ્રમાણિક્તાએ શેઠના હૃદયને આકર્ષ્યું. તેથી શેઠે પ્રસન્ન થઈ પોતાના બહોળા બીઝનેસમાં ચરિત્રનાયકને ભાગ કરી આપ્યો. અને ત્યારથી જ પ્રારબ્ધ અને પુરૂષાર્થે જેઠાભાઈની ભાગ્યરેખાઓને ચમકાવી. શેઠના માનીતા અને વ્યાપારના જાણીતા એક બાહોશ વ્યાપારી પોતે ગણાવા લાગ્યા.

દરમ્યાન સં. ૧૯૫૩માં શેઠ માધવજીભાઈ ગુજરી ગયા છતાં પણ ૧૯૫૭ સુધી તે જ પ્રમાણે પેઢીનો વહીવટ ચરિત્રનાયકે અતિ દક્ષતાથી ચલાવ્યો. પરંતુ શેઠનો પુત્ર પણ ગુજરી ગયેલો હોવાથી સ્ત્રીઓની ઇચ્છાને સત્કારી પોતે શેઠને નામે ચાલતો વહીવટ બંધ કર્યો. અને ૧૯૫૭માં શેઠ અમરચંદ માધવજીની કું.ના નામે ભાગીદારીમાં વહીવટ શરૂ કર્યો. અહીં પોતાના અપ્રતિમ ઉત્સાહ અને વ્યાપારીકુનેહથી પોતે સારૂં ચાન્સ મેળવ્યું. સમય જતાં વ્યાપારને એટલો ખીલાવ્યો છે કે આજે આ પેઢી સારા હિન્દમાં જ નહિ પણ દુનિ-યાના દરેક ભાગમાં પ્રમાણિક્તાની આંટ માટે પ્રખ્યાત છે. આ પેઢીને ઘણાઓ King of Rice તરીકે માને છે. ચોખાનું અને આડતનું જબરૂં કામ આ પેઢી કરે છે. આપણા ચરિત્ર-નાયકને લોકો "જેઠાબાબુ" ના નામે વિશેષ ઓળખે છે. એક વખતના સાધારણ સ્થિ-તિના જેઠાભાઈ અત્યારે લાખોપતિ થઈ રહ્યા છે. છતાં પ્રથમ સ્થિતિને સ્મરણમાં રાખ-વાનું ભૂલ્યા નથી. "લઘુતામાં પ્રભુતા વસે પ્રભુતાથી પ્રભુ દૂર" એ તત્વને નિરંતર દૃષ્ટિ સમિપ રાખે છે.

પોતે વ્યાપારમાં સારી રીતે જામ્યા પછી પોતાના સંયુક્ત કુટુંબને કલકત્તા તેડાવી લીધું હતું. કલકત્તા આવ્યા પછી પણ પુરૂષાર્થપ્રિય પિતા ભુલચંદભાઇ બેશી રહ્યા નહિ. જૂના જમાનાના વૃદ્ધ માવિત્રોના સ્વભાવની એ ખુબી છે. કામમાં જ પ્રભુ વસે છે, એમ સમજી પિતાજીએ નવરા ન બેશી રહેતાં દલાલીનું કામ હાથ ધર્યું. થોડાં વર્ષ એ પ્રવૃત્તિ કર્યા પછી ઉત્તર વયમાં પોતે બધું છોડી દઇ

માત્ર ધર્મધ્યાનમાં નિમગ્ન રહેતા હતા. તેમને એકાંત જીવન ગમતું તેથી ગંગાકાંઠે જગ્યા લઇ ત્યાં સાદું મકાન બંધાવી પોતે રહેતા. એમની જીજ્ઞાસુવૃત્તિ અને ધર્મનિષ્ઠાનું અનુકરણ સૌએ કરવા જેવું છે. ઉદાસી સાધુસંતોને પોતે આશ્રય આપતા હતા, કેમકે ગુરૂ નાનકના પોતે ચુસ્ત અનુયાયી હતા. સત્ય તત્વની ઝાંખી કરવા એમનું હૃદય સદાય તલસતું હતું. માતુપિતાના આ વંદનિય સંસ્કારો આપણા ચરિત્રનાયકમાં પણ કેવા સચોટ પડયા છે તે આપણે તેમના જીવનમાં આગળ જોઈ શકીશું.

સંવત ૧૯૬૪માં આ સત્વગુણી પિતાએ સ્વર્ગગમન કર્યું હતું. મમતાળુ માતાએ તો સં. ૧૯૩૮માં જ આ માયાવી સંસારનો સંબંધ છોડયો હતો. એમની પવિત્ર ભાવનાઓની છાપ આજે ચરિત્રનાયકમાં જોઇ શકાય છે. અને તેથી જ આજે જેઠાભાઈ લોહાણા જ્ઞાતિના ધનાઢયોની કોટીમાં આવ્યા છતાં બાળક જેવા નિરાભિમાની, નમ્ર અને પ્રેમાળ રહી શકયા છે. ગમે તેવા અદના માણસ સાથે પણ પોતે પ્રેમથી વાતચીત કરે છે. કોઇ પણ ઉત્તમ પ્રવૃત્તિ ઘેરથી જ શરૂ કરવાની તેમને ટેવ છે. પોતે પોતાને આંગણે ૧૦–૧૨ ગાયો રાખી છે. જીવદયામાં પોતે બહુ લક્ષ આપે છે. પુરીની ગોશાળાના તેઓ પ્રમુખ છે. તેમાં તનમન અને ધનની સારી સહાયતા આપતા રહે છે.

શેઠ જેઠાભાઇની સર્વ પ્રવૃત્તિઓને શોભાવનાર એમની ધર્મશ્રદ્ધા છે. કુકુંબની પેઢી દર પેઢીથી શીખધર્મ પળાતો આવ્યો હોઇને પોતે તેમાં અચળ શ્રદ્ધા ધરાવે છે. છતાં અન્ય સંપ્રદાયો પ્રતિની સંભાવના ખોઈ નથી. પોતે માને છે કે જ્યાં સદ્દવૃત્તિ નથી ત્યાં કંઈ જ નથી. ધર્મવિહીન જીવન તે ચેતન વગરના ખોળીયાં જેવું છે. પ્રભાતમાં સ્નાનસંધ્યા પઠનપાઠનથી પરવારી ગુરૂદ્વાર જઈ ગ્રંથ સાહેબ વાંચી આવ્યા પછી જ અન્ય વ્યવસાયમાં મન પરોવે છે. દર્શન કર્યા વગર પાણી સુદ્ધાં પણ પીવું નહિ એવો તેમનો નિયમ છે; તેમજ રાત્રે ગંગા દર્શન કરી આવ્યા વગર કલકત્તામાં રાત્રીભોજન લેવાય જ નહિ એવું વ્રત છે. આદર્શ આત્માઓ મનોનિગ્રહ માટે અમુક વ્રત–નિયમો પાળે છે, એ વાત સૌ જાણે છે છતાં કષ્ટદાયી લાગવાથી કોઈક જ એમાં દઢ રહી શકે છે. પોતે જેવા ધર્મજીજ્ઞાસુ છે તેવા જ સત્સંગી છે. ધુરંધર ધર્મગુરૂઓ, સાધુ સંન્યાસીઓનો સહવાસ એમને બહુ પ્રિય છે. અને આવા સહવાસબળે હૃદયના નિર્મળતા વધારી એટલા તો ઓજસ્વી અને તેજસ્વી બન્યા છે કે એમની પ્રકાશીત બુદ્ધિને કંઇ જ અગ્રાહ્ય નથી. માત્ર મૂળાક્ષર શીખેલા જેઠાભાઈ સત્સમાગમથી આજે મોટા વિદ્વાનો સાથે પણ ઉંડાં તત્વજ્ઞાનની ચર્ચા કરી શકે છે. ગુરૂ નાનક અને ભકતોની વાણી તો એમના કંઠાગ્રે છે. આવી ધર્મભાવના આખા કુટુંબમાં પ્રસરાવી છે. દર પૂર્ણિમાએ સત્યનારાયણની કથા, અને દર શનિવારે ધાર્મિક કથા તથા ભજન કીર્તનનો પોતે નિયમ રાખ્યો છે. પોતે સંગીત કળાના શોખીન છે. ચારે ધામની યાત્રાઓ પણ એઓશ્રીએ કરેલી છે.

સં. ૧૯૭૬માં કલકત્તાથી ૬ માઇલ દૂર બેલોર પાસે પોતાના ઉપવનમાં કુળવૃદ્ધિ માટે રૂા. ૨૮૦૦૦) ખરચી એક અતિરૂદ્ર યજ્ઞ કર્યો હતો. બ્રાહ્મણ ચોર્યાશી અને બ્રહ્મચારી ભોજન ૧૧ દિવસ સુધી કરાવી યજ્ઞ પરિપૂર્ણ કરાવ્યો હતો. લોહાણા

જ્ઞાતિમાં પૂર્વના ક્ષત્રિઓની પેઠે આવો યજ્ઞ આ યુગમાં એ પ્રદેશમાં કરાવનાર શેઠ જેઠાભાઇ એકલા જ હોય, એમ લાગે છે. સ્વ. પિતા મૂલચંદભાઈ ગંગા કીનારે જે મઢુલીમાં બેસી ધાર્મિક ગ્રંથોનું અધ્યયન કરતા હતા તે મકાન ઉપર રૂા. ૧૫૦૦૦ ) ખરચી પિતાજીના સ્મારક માટે ઉદાસી સાધુઓ માટે સન ૧૯૧૮માં આશ્રમ બંધાવ્યું છે. જે "જેઠાભાઈ મૂલચંદ ઉદાસી આશ્રમ", ને નામે જાણીતું છે. યાત્રાના સમયે અનેક સાધુ-સંતોની આ આરામકુંજ છે. ગંગાના ઘાટ ઉપર આ આશ્રમ ઘણું જ શાન્ત અને રમણિય દેખાય છે. સાંભળવા પ્રમાણે પિતાના નામે અમુક કાઢેલી રકમમાંથી ઉપરોક્ત આશ્રમનું ખર્ચ નિભાવાય છે. આ ઉપરાંત સ્વ. પુત્રી લક્ષ્મીબેનના સ્મરણાર્થે રામેશ્વરમાં પોતે રૂા. ૧૫૦૦૦ ) ખરચી એક ભવ્ય ધર્મશાળા બંધાવી છે; જે અત્યારે યાત્રાળુઓને આશીર્વાદ સમાન થઇ પડી છે. એમની ધાર્મિક સેવા અને સખાવતો કરતાં પણ જ્ઞાતિસેવા અને ગુપ્ત સખાવતો અનેક ગણી વધારે છે. કોઇપણ અર્થી બાણુ જેઠાભાઇ પાસેથી નિરાશ થઈને જવા પામતો નથી. એમની ગુપ્ત સખાવતોને બાદ કરી થોડીક જાહેર સખાવતોનો અત્રે ઉલ્લેખ કર્યા વગર અમે રહી શકતા નથી.

પ્રથમ લોહાણા પરિષદ્ મુંબઈમાં મળેલી તે વખતે રૂા. ૨૦૦૦૦ ) પોતાના સ્વ. પિતાજીને નામે જ્ઞાતિના બાળકોને ઉંચી કેળવણી આપવા માટે આપેલા હતા. જે અત્યારે 'શેઠ મૂલચંદ મેઘજી તથા નારણજી ઇભજી હાયર એજ્યુકેશન બોર્ડીંગ'ના નામે પ્રખ્યાત છે. જેમાં ઉચ્ચ કેળવણીની મીઠી લ્હાણ જ્ઞાતિના બાળકો આજે લઈ રહ્યા છે. આ પરિષદમાં બીજા રૂા. ૧૫૫૦૦) પોતે જુદા જુદા ફંડોમાં આપ્યા હતા. લખપતમાં પોતાના પિતાજીના નામે રૂા. ૧૫૦૦૦ ) આપી એક બોર્ડીંગ પણ ખોલી છે; જેમાં ૨૫) બોર્ડરો હાલ અભ્યાસ કરે છે. ભાવનગરમાં ભરાયલી જ્ઞાતિ કોન્ફરસમાં રૂા. ૧૫૦૦૦) પોતાની માતુશ્રીને નામે દવાખાનું લખપતમાં ખોલવા માટે તથા જુદાં જુદાં ફંડોમાં બીજી રકમો આપી હતી. છેલ્લી માંડવી પરિષદમાં તો લગભગ રૂા. એક લાખની પોતે સખાવત કરી હતી એમ કહેવાય છે. તેમાં રૂા. ૨૫૦૦૦) જનરલ ફંડમાં, રૂા. ૩૨૫૦૦) લખપત બોર્ડીંગને તથા રૂા. ૧૮૦૦૦ ) પરચુરણ ફંડોમાં આપેલા હતા. પોતાના મોટા પુત્ર વાસુદેવનાં લગ્ન પ્રસંગે પોતાની દાદીમા સુંદરબાઈના નામે રૂા. ૩૦૦૦ ) લખપત કન્યાશાળાને આપ્યા હતા. આ મુખ્ય જાહેર થયેલી સખાવતો કરતાં નાની મોટી અપ્રગટ સખાવતોનો સરવાળો જંગી આવે એમ છે પણ તે નોંધ અમને મળવી દુર્લભ છે.

પોતે ધર્માભિમાની છે તેની સાથે જ્ઞાત્યાભિમાની પણ છે, કલકત્તામાં ૪૦ વર્ષનો પોતાનો જૂનો વસવાટ છે. અહીંની લોહાણા જ્ઞાતિમાં હાલાઇ ઘોઘારી કે કચ્છીના ભેદ નથી. સૌ એકતાથી વસેલા છે. છેલ્લી માંડવી ખાતે મળેલી કોન્ફરન્સમાં સન્માનકારિણી સભાના પ્રમુખસ્થાનેથી તેઓએ આપેલું વ્યાખ્યાન તેમનું હૃદયગાન સુણાવે છે. એમની



શેઠ જેરામભાઇ ભૂલચંદ મેઘજી

અતૂટ અન્વયી અને કાવ્યમય વાણીમાં જ્ઞાતિહિતનું મહાત્મ્ય અને ઉંડા ખુણાની પવિત્ર લાગણી રહેલી છે. આ ભાષણમાં તેમનું હૃદય લખાયું છે.

પ્રથમ જ્ઞાતિ પરિષદમાં રૂા. ૩૫૦૦૦) ની પોતે સખાવત કરેલી ત્યારે કલકત્તાની લોહાણા જ્ઞાતિએ એક અર્થસુચક માનપત્ર આપી પોતાના હૃદયનો હર્ષ જાહેર કર્યો હતો. અહીંની જ્ઞાતિના પોતે અગ્રેસર છે. ઉપરાંત અન્ય વર્ગોમાં પણ એમની પ્રતિષ્ઠા જબરી છે. પોતે સંયુક્ત કુટુંબની પ્રથા સાચવી રહ્યા છે. કનષ્ટિ બન્ધુ જયરામભાઈ પણ બહુ જ શાન્ત અને નમ્ર સ્વભાવના છે. વડીલભાઇને માનની નજરથી જોઈ આજ્ઞાધિન બની રહેવા ઉત્સુક રહે છે.

ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ સંતોષરૂપ છે, લગ્ન પછી ટુંક મુદતમાં જ પત્નીનું અવસાન થતાં પોતે ફરી લગ્ન કરેલું. તેમનાથી પ્રભુએ બે પુત્રરત્નો આપ્યાં છે. અને તે હરિરામ તથા વાસુદેવ બન્ને રામ લક્ષ્મણની જોડીસમા છે. સ્વભાવ શાન્ત સહનશીલ અને પ્રેમી છે. પોતે શ્રીમંત પિતાના પુત્રો છતાં નિરાભિમાની છે. ધાર્મિક સંસ્કારોની ઉજ્વળ છાપ નાની ઉમ્મરમાંથી જ એમના ઉપર પડી છે. પ્રાતઃકાળે શરીરશુદ્ધિ કરી વડીલોને પ્રણમી આશીર્વાદ લીધા પછી ધાર્મિક ગ્રંથોનું અધ્યયન કરે છે. બન્ને પુત્રોને જરૂરી અંગ્રેજી ગુજરાતી ભણાવી પોતાના બહોળા બીઝનેસમાં જોડી દીધા છે. બન્ને ચમત્કારીક બુદ્ધિના અને ઉચ્ચ આશા આપે એવા છે. પ્રભુ એઓને પોતાના પિતાના કીર્તિમંદિરપર કળશ ચડાવવા સમર્થ બનાવે એજ ઇચ્છીશું.



# શેઠ નાનજીભાઈ કાળીદાસ (ગોરાણા)

—:૦:—

**उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।**
**नहि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥**



વર્તમાન યુગમાં કેળવણીના સાધનો વધ્યાં છે. સાયન્સ–વિજ્ઞાન તેમજ અન્ય બુદ્ધિવિષયક ઘણી વિદ્યાઓ શીખવાની સગવડો થતી જોવામાં આવે છે; પરંતુ આ કેળવણી લેવા પાછળ અડધી જીંદગી ગાળ્યા પછી માત્ર નોકરી લેવા સિવાય અન્ય લાયકાત ઉદ્યમની બાબતમાં યુવકો નથી ધરાવતા. ખરૂં જોતાં ગુલામીનું તત્વ જ હાલની વિદેશી કેળવણીમાં દીસી આવે છે. વળી હાલના સમયમાં કેટલાક યુવાનોની એવી મનોદશા હોય છે–એવું માને છે કે આમ કેળવાયા વગર ધંધે ચડવાની લાયકાત આવતી નથી. આવો જમાનો જ્યારે હોય ત્યારે માત્ર નામના ભણેલા પણ સ્વાવલંબી સ્વાત્મબળપર ટકી વિશાળ પ્રગતિ કરી રહેલ યુવકોના જીવનચરિત્રોના દાખલા ઉપર કહેલા મુંઝાયલા મનના યુવકોને માર્ગદર્શક થઈ પડે છે.

મનુષ્ય માત્રમાં આગળ પ્રગતિમાન થવાની ઇચ્છાના અંકુરો જન્મથી જ રહેલા હોય છે અને સંજોગો મળતાં તે દિનપ્રતિદિન વિકસતા જાય છે; પરંતુ જેના હૃદયમાં પાપરહિત નિર્દોષવૃત્તિ હોય છે તેને દરેક ધારેલા કાર્યમાં જરૂર ફત્તેહ મળે છે. અને એ રીતે જનકલ્યાણમાં પણ તેની વૃત્તિ અધિક જાગ્રત રહે છે. દૃઢ ઇચ્છાશક્તિ વાળો માણસ ગમે તેવી સામાન્ય સ્થિતિમાં પડયો હોય પરંતુ સમય આવ્યે ઇશ્વરકૃપાથી પોતાની સદ્દિચ્છાનો લાભ સંપૂર્ણ મેળવી તેનાં મીઠાં ફળ સમાજને ચખાડી શકે છે. સ્વાશ્રય, આત્મવિશ્વાસ, હિંમત, સાહસ, સહનશક્તિ, દૃઢ ઇચ્છાશક્તિ, ઉદારતા આદિ અનેકાનેક ઉમદા ગુણો શીખવાનો સુંદર બોધપાઠ આ શેઠ નાનજીભાઇના જીવનમાંથી મળી શકશે.

શેઠ નાનજીભાઇનો જન્મ સંવત ૧૯૪૪ ના કારતક માસમાં કાઠિયાવાડના બર્ડા પ્રાંતમાંના ગોરાણા ગામમાં થયો હતો. તેમનાં માતુશ્રી જમનાબાઈ દયાળુ, ઉદાર દીલનાં સરળ હૃદયનાં અને ધાર્મિકવૃત્તિનાં હતાં. અને ગામડામાં રહેનાર પણ આ સંસ્કારી માતા પોતાનાં બાળકોને પણ તેવાં બનાવવા સાધારણ વ્યવહારમાં પણ શિક્ષણ આપી રહી હતી. વિનયશીલતા, સૌજન્યતા, નિરાભિમાનવૃત્તિ, ધર્મપરાયણતા આદિ અનેક ઉમદા ગુણો કે જે શેઠ નાનજીભાઇના જીવનમાં આજે ઝળકી રહ્યા છે તે સર્વ તેમનાં ભલા માતાપિતા તરફથી મળેલો વારસો છે. અને તેથી જ આ ગુણમૂર્તિની ઝળકતી જીવનઘટનાઓ કાળને ચોપડે ચડાવાની અમારી ફરજ વિચારીએ છીએ.

તેમના પિતાશ્રીનો ધંધો એટલે પ્રવૃત્તિ થોડી ને અનિશ્ચિતતા અધિક. આથી પ્રગતિમાન જીવન બનાવનારને તે ન રૂચે એ સ્વાભાવિક છે. નાનપણથી જ નાનજીભાઇની ચપળ બુદ્ધિ

છુપી રહેતી નહિ. પિતાની સ્થિતિ સાધારણ હતી. વળી કાઠિયાવાડમાં કેળવણી માટે પણ કંઇ સગવડ નહિ હોવાથી નાનજીભાઇએ ગામડાની નિશાળમાં ગુજરાતી ૬ ચોપડી સુધીનું જ્ઞાન મેળવ્યું. પણ ચપળતા, ઉદ્યોગતત્પરતા, અને નિયમિતતાના ખાસ સ્વભાવથી તેમણે નાની વયમાં જ સર્વને પોતાને માટે સારી આશા આપી હતી. પ્રથમ તેમના વડીલ બન્ધુ ગોવર્ધનદાસ સાહસ કરી જન્મભૂમિથી ઘણે દૂર આફ્રિકા ગયા અને ત્યાં ઇસ્ટ આફ્રિકામાં વિક્ટોરિયા ન્યાંઝા સરોવરને કિનારે આવેલા જીન્જા નામક ગામમાં કાપડની દુકાન નાખી. ત્યારપછી આપણા ચરિત્રનાયક ત્યાં ગયા અને પોતાની ખંત અને પ્રમાણિકતાથી તે ધંધાને જમાવ્યો. મનુષ્યની જીંદગી એ પ્રભુની અમૂલ્યમાં અમૂલ્ય બક્ષિસ છે. અને તેનો સારો ઉપયોગ કરવા માટે તરૂણાવસ્થા એ એક અગત્યનું સાધન છે. જેઓ પ્રથમ અવસ્થામાં અર્થપ્રાપ્તિ કરી શકતા નથી તેનાથી પછીની જીંદગીમાં કંઈ જ બનતું નથી. શેઠ નાનજીભાઈ જાણે આ બાબત ખુબ સમજતા હોય તેમ લાગતું હતું. છેલ્લાં મહાયુદ્ધ દરમ્યાન પોતે સ્વદેશ આવી કપાસ પીલવાનું જીન–પ્રેસ ત્યાં લઇ ગયા. અને તેમાં તેમને સારૂં ચાનસ મળી શકયું. જેનો ઉપયોગ પણ પોતે સરસ રીતે કરી શકયા છે. સતત્ પુરૂષાર્થ, અવિશ્રાંત શ્રમ અને ઉત્સાહના પરિણામે આફ્રિકા જેવા દૂર દેશમાં પણ પોતાના બીઝનેસનું ક્ષેત્ર વિશાળ બનાવી શકયા છે. જીન્જામાં તેમની મુખ્ય ઓફીસ છે અને રૂ (કપાસ) નું બીઝનેસ મોટા પાયાપર ચલાવી રહ્યા છે. જીન્જા, કમ્પાલા, મોમ્બાસા વગેરે ઇસ્ટ આફ્રિકા અને યુગાન્ડામાં મળીને ૧૬–૧૭ ઠેકાણે તેમની દુકાનો ચાલે છે. તેમજ ત્યાં ૧૪–૧૫ જીન તથા પ્રેસ છે. અને ૩૦૦૦) એકર જમીન યુગાન્ડામાં ખરીદેલી છે. આ રીતે પ્રશંસનિય વ્યાપારપ્રવૃત્તિમાં નાનજીભાઇ લક્ષ્મીવાન થયા પણ તેમને લક્ષ્મીનું ઘેન નથી ચડયું, પણ સૌજન્યતા આવી છે. સ્વચ્છંદતા નથી આવી પણ આમ્ર વૃક્ષની માફક નમ્રતા આવી છે. સ્વાર્થાશ્રમી નહિ પણ દૃષ્ટિમર્યાદા વિશાળ કરી બર્ડા પ્રાંતમાં પાકેલા 'સખાવતે શૂર' થયા છે. પોતે ધનના દાસ બનવાને બદલે ધનનો ઉત્તમ પ્રકારે વ્યય કરી રહ્યા છે, ગામડામાં ઉછરેલો જાડી બુદ્ધિનો માણસ, જુની ઘાટીમાં પડી બાપના કૂવામા બૂડી મરવા જેવું નહિ કરતાં અડગ હિમ્મત અને સાહસના બળે આટલું ઉન્નત જીવન બનાવી શકે છે એ જ તેના શુદ્ધ ચારિત્ર્યનો અચુક પુરાવો છે–એમના આત્મબળનું ઉમદા દૃસ્ય છે.

નાનજીભાઈ વ્યાપારમાં પ્રવીણ થયા પછી યોગ્ય વયે તેમનું લગ્ન થયું. ઉભય દંપતીના ગુણકર્મ સ્વભાવ મળતા હોઇ ઘરસંસાર સુખપૂર્વક ચાલે છે. પ્રભુએ કૃપા કરી ઉમદા દાંપત્ય-પ્રેમના નમુના રૂપ તેમને એક પુત્રરત્ન ભીમજી તથા એક કન્યારત્ન આપેલાં છે જેને આદર્શ કેળવણી આપવા તેઓ ઉત્સુક છે. ચી. ભીમજીનું વય ૧૧ વર્ષનું છે અને કન્યાનું વય ૪ વર્ષનું છે.

પ્રભુએ તેમને ધનવાન કર્યા પણ તેના નિશામાં પોતે પ્રભુને ભૂલ્યા નથી. તેમનું હૃદય સદાય ધર્મભૂખ્યું રહે છે. ધર્મનાં તત્વો જાણવા પોતે જીજ્ઞાસુ રહે છે. તેમનો સ્વભાવ પ્રેમી, સરળ, અને મળતાવડો છે. પોતે કેવળ નિરાભિમાની સજ્જન છે. મારાપરના એક પત્રમાં તેમણે લખેલું: "ભાઇશ્રી, મને બહાર આવવાની ઇચ્છા નથી છતાં તમને ગમ્યું તે ખરૂં" આ તેમની નિરાભિમાની નિસ્પૃહી વૃત્તિ દર્શાવે છે. પોતે માનના ભૂખ્યા કે

કીર્ત્તિના લોભી નથી. ગામડાના સંકુચિત વાતાવરણમાં ઉછરેલા હોવા છતાં તેમનું હૃદય ભારે ઉદાર છે. સાહિત્યકારોને સારો આશ્રય આપે છે. તેમની સખાવતો તો અનેક છે. જેની પૂરી નોંધ તો મેળવવી અમારે માટે અશકય છે. પણ જે કંઇ જુજ હકીકતો મળી છે તેનો થોડો ઉલ્લેખ કરીશું.

સ્ત્રીકેળવણીના પોતે હીમાયતી છે. પોરબંદરમાં રૂા. ૩૦૦૦૦) આપી એક કન્યાશાળા ખોલી છે. ત્યાં બે પ્લોટ ખરીદેલા છે તેનાં ભાડામાંથી આ કન્યાશાળાનું ખર્ચ ચાલી રહ્યું છે. નાનજીભાઈ પોતે કાઠિયાવાડી હોઇ પોતાના તે અજ્ઞાન દેશમાં ખુબ દાનનાં ઝરણાં વહાવ્યાં છે. ઉપરોક્ત કન્યાશાળામાં આજે ૨૦૦ બાળાઓ અભ્યાસ કરે છે અને હાથનો ઉદ્યોગ પણ શીખી રહી છે. આ ઉપરાંત રૂા. ૩૨૦૦) ખર્ચી **રા**ણાવાવમાં લોહાણા મહાજનની જગ્યામાં વંડી બંધાવી આપી છે, જે સેનિ-ટેરિયમ તરીકે પણ વપરાય છે. ત્યાર પછી **ભા**ણવડમાં પણ મહાજનવાડી બંધાવી આપી છે. ભક્ત દવારામની જગ્યામાં પણ ચાલુ મદદ કરી રહ્યા છે. પોતે બહુ ભણેલા નહિ છતાં વિદ્યાપ્રતિ તેમનો અનુરાગ અજબ છે. તેમજ પોતે સદ્દરસ્તે દાન કરવાનું સારૂં જ્ઞાન ધરાવે છે. આ કાઠિયાવાડી ઉદાર વીર કાઠિયાવાડ ઉપરાંત સર્વત્ર પોતાનો ઉદાર હાથ લંબાવી રહ્યો છે. રૂા. ૧૦૦૦૦) ની રકમ તેઓએ ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં લાયબ્રેરી માટે આપી છે. રૂા. ૧૫૦૦) તેના ફંડમાં તથા ભેટ તરીકે આપ્યા છે. રૂા. ૪૫૦૦) કાઠિયાવાડમાં આવેલા ગામ શીંગડાં તથા ફીંદરખેડા વચ્ચે **ના**રાયણવાવ બંધાવવા માટે આપ્યા છે. તેમજ રૂા. ૩૦૦૦) ગોરાણા તથા નગડીયા વચ્ચે નારાયણવાવ બંધાવવા માટે આપ્યા છે. આ ઉપરાંત રૂા. ૧૦૦૦) બચ્ચાંને દૂધ પાવા માટે ટાગોરજીના શાંતિનીકેતનમાં આપ્યા. રૂા. ૨૦૦૦) કાંગડી ગુરૂકુલમાં આપ્યા. આ ઉપરાંત આ સખાવતી ભાઇએ રૂા. ૩૦૦૦) દુકાળના વખતમાં ગામડાંમાં ગરીબોને મદદ આપવા માટે મોકલ્યા હતા. હિન્દુસ્થાન ઉપરાંત આફ્રિકામાં પણ એમની ઉદારતા છુપી રહી નથી. રૂા. ૧૫૦૦૦) મોમ્બાસામાં ધર્મશાળા બંધાવવા વાસ્તે આપ્યા. રૂા. ૧૨૦૦) જીન્જામા સાર્વજનિક લાયબ્રેરી માટે આપ્યા. પોતે સત્યાગ્રહની લડતમાં પણ સહાનુભૂતિ ધરાવે છે અને ચાલુ ચળવળથી જ્ઞાત રહે છે. રૂા. ૧૦૦૦) તિલક સ્વરાજ્ય ફંડમાં મોકલી આપી દેશ હિતૈષી હૃદયની પ્રતિતી કરાવી છે. આટલેથી જ પોતે અટકયા નથી. રૂા. ૫૦૦) મીયાણી ગામની ધર્મશાળાનો જીર્ણોદ્ધાર કરાવવા માટે આપ્યા. રૂા ૫૦૦) મહાપ્રભુજીની બેઠકમાં, તેમજ રૂા. ૧૦૦૦) **ગોરાણામાં રામમંદિર** માટે આપ્યા. રૂા. ૧૩૦૦) રાવલની કન્યાશાળા માટે આપ્યા. રૂા. ૪૫૦૦) ઉપરાંતના ખરચે હોસ્પીતાલનું મકાન બંધાવી જીન્જાની જનતાને અર્પણ કર્યું. રૂા. ૫૦૧) જંગબાર લોહાણા જ્ઞાતિની ધર્મશાળામાં આપ્યા. રૂા. ૫૦૧) જંગબાર આર્ય પુત્રીપાઠશાળાને. રૂા. ૫૦૦૦) એક સાહિત્યસેવકને મદદ તરીકે. રૂા. ૧૦૦૦) **સુ**રત વનિતાવિશ્રામને. રૂા. ૧૦૦૦) ગૌચરા માટે આપ્યા. રૂા. ૧૫૦૦) **રાણાવાવ** મહાજનવાડીમાં. રૂા. ૫૦૦) ધારસલામ એસોસીએશન તથા કન્યાશાળાને. રૂા. ૧૧૦૦) **જં**ગબાર રાષ્ટ્રીયશાળાને. રૂા. ૩૦૦૦) **રા**વલ કન્યાશાળા. રૂા. ૨૦૦૦) **રા**વલમાં દવાખાનું બાંધવા માટે. રૂા. ૧૦૦૦) રાજકોટની સૌરાષ્ટ્ર હાઇસ્કૂલનાં માણસોને મદદ માટે. રૂા. ૧૦૦૦) જીન્જા સ્કૂલને મદદ માટે. રૂા. ૧૦૦૦) નારાયણવાવના લેખ કરાવવા માટે. રૂા. ૫૦૦) સોરાષ્ટ્ર, કાઠિયાવાડઓપિનીયન, અને લોહાણાહિતેચ્છુ વગેરે પેપરોને

મદદ માટે. રૂ. ૨૦૦૦) ૪ વિદ્યાર્થીઓને મફત ભણાવવા માટે ૪ વર્ષના ખર્ચના. રૂા. ૨૫૦) વડોદરા લોહાણા બોર્ડીંગને. રૂા. ૩૦૦૦) એક ખાનગી ધર્મશાળામાં. રૂા, ૨૦૦) **સમાજજીવન** માસિકના પ્રચારાર્થે. કહેવાય છે કે એમણે એક સારામાં સારી રકમ કાઢી રાખી છે, તે કોઈ સ્થાયી વિદ્યાર્થીભવનમાં આપવાના એમના મનોરથ છે.

હાલમાં ઇસ્ટ આફ્રિકાની ગવર્નમેન્ટે પરવાનગી અને જગ્યા આપવાથી **સ**રોટીમાં રૂા. ૫૦૦૦ ) ના ખરચે સ્ત્રીઓ માટે એક સુતિકાગૃહ તથા મબાલેમાં હિન્દીઓ માટે રૂા. ૫૦૦૦) ના ખરચે એક હોસ્પીટાલ બાંધવાનું શરૂ કર્યું છે. તેવીજ રીતે કમલીમાં ઇન્ડિયા તથા આફ્રિકાના **ને**ટીવો માટે રૂા. ૩૦૦૦૦) થી ૪૦૦૦૦) ના ખરચે હોસ્પીટલ બંધાવવાનું કામ ચાલુ કર્યું છે. તેમાં ડૉકટરોને રહેવા માટે ઘર તથા દવાખાનું મોટા પાયાપર રાખવામાં આવશે. પોરબંદર કન્યાશાળા માટે રૂા. ૩૦૦૦૦) પોતે જુદા કાઢેલા છે. તેના વ્યાજમાંથી વિદ્યાર્થીનીઓનું ખર્ચ નીકળે એવો પ્રબંધ કર્યો છે. ઉપરાંત રૂા. ૨૦૦૦૦) તે શાળાના મકાન તથા ફરનીચરના ખર્ચ માટે પોતે રોકેલા છે. આ રીતે રૂા. ૫૦૦૦૦) કન્યાશાળા માટે જ રાખવામાં આવેલા છે. વધુ શું ? આવા દાન પ્રવાહ તો દીન ઉગ્યે ચાલુ જ છે. સાંભળવા મુજબ આ બે ત્રણ લાખની સખાવતો ઉપરાંત એમની ખાનગી સખાવતોનો સરવાળો એક લાખ સુધી થાય તેમ છે પણ તે બધી વિગતો અમને નથી મળી શકી. જો કોઈ પણ બર્ડા પ્રાંતમાંથી સખાવતી વીરલો નીકળ્યો હોય તો તે આ ચરિત્રનાયક માત્ર એક જ છે. અને તે પહેલાજ છે. **हस्तस्य भूषणम् दानम्** એ સૂત્રાનુસાર નાનજીભાઇએ કરી બતાવ્યું છે. દાન એ જ હાથનું ભુષણ છે એમ પોતે ખાસ સમજી શકયા છે. બર્ડા પ્રાંતમાં લોકો કેળવણી નહિ પામેલા એટલે વધુ અજ્ઞાન છે. તેઓને નવા વિચારોથી જાણીતા કરવા માટે કંઇ સાધનો પૂરાં પાડવાના વિચારો પોતે ધરાવી રહ્યા છે. કેળવણીના અભાવે વ્હેમ વધુ હોવાથી લોકો હાથે કરીને દુઃખી થઇ રહ્યા છે; તેઓમાં વાચનની અભિરૂચી થાય તે માટે કંઈ મફત પોતાને ખરચે સાહિત્ય પૂરૂં પાડવાનો પ્રયાસ પોતે આદર્યો છે.

શેઠ **ના**નજીભાઇ જેવા ઉદારાત્માને માટે યત્કિંચિત પણ લખવું તે સાગરમાંના બિન્દુ સમાન છે. બાળલગ્ન એ દેશની અવનતિનું ચિન્હ છે એમ પોતે માને છે. તેમજ પુનર્લગ્ન તે માત્ર દેહલગ્નની વિધવા માટે ઇષ્ટ છે એમ કહે છે. સાદું જીવન અને ઉચ્ચ વિચારો એ ખાસ હિન્દનો આદર્શ હોવો જરૂરનો છે એમ માનનારા છે. તેમનો સ્વભાવ ઘણો મીલનસાર છે.

શ્રીયુત **ના**નજીભાઇ ગરીબ માબાપના પુત્ર, બહુ કેળવાયલા નહિ છતાં કેટલું ધન્ય જીવન બનાવી શકયા છે તે ખાસ નિરાશાવાદી ભાઇઓને શીખવાનું અને અનુકરણ કરવા જેવું છે. એમને પોતાની પ્રશંસા જરાય પ્રિય નથી. ઈશ્વરે ધન-દોલત સોંપેલી છે તેના માત્ર પોતે ટ્રસ્ટી છે એમ માને છે અને પ્રભુપ્રિત્યર્થે તેનો સદ્વ્યય કરવો એ પોતાની ધાર્મિક ફરજ છે એમ સમજે છે. જીવન અનિત્ય છે તેમજ સંસારી સર્વ માયા ક્ષણભંગુર છે એમ સમજી હાથમાં આવેલા અવસરનો સદુપયોગ કરી લેવો એવું **ના**નજીભાઈ ઉંડા ઉતરીને સમજી શકયા છે. પ્રભુ તેમને તથા તેમના પરિવારને અખંડારોગ્ય બક્ષે અને પરોપકારના ક્ષેત્રમાં અધિક ધુમી અન્યને દોરનાર થાય એવું આપણે ખરા જીગરથી ઇચ્છીશું.

# શેઠ કેશવજીભાઈ દામજી (મુંબઈ)



જગત એ નાટયભૂમિ છે. અને પ્રાણી માત્ર એ રંગભૂમિપરનાં પાત્રો છે, પોતપોતાને ભાગે આવેલો પાઠ તેઓ ભજવી રહ્યાં છે. અને પ્રભુ સૂત્રધાર રૂપે સર્વ વિલોકી રહ્યા છે. કોઈ પાત્રો પોતાના પાઠમાં ભૂલ કરે તો પ્રભુ અંતરિક્ષ રહી તેને દંડ દે છે–શીક્ષા કરે છે. સર્વ પાત્રોમાં ઘણાં સામાન્ય હોય છે, જ્યારે થોડાંમાં જ પોતે વિશેષપણું મૂકે છે; જેથી પોતાના વિશિષ્ઠ ગુણબળે તે પાત્ર માનવીજગત્ ને સારો બોધ આપવા માટે જીવન જીવી બતાવે છે. સંખ્યાબંધ પરિક્ષાઓ પસાર કરી પ્રમાણપત્રો માત્ર મેળવ-વાથી જ મનુષ્યમાં યોગ્યતા આવે છે, આ ભાવના ભ્રમમુલક છે. ખરી રીતે તો જરૂર જેટલું જાણી સ્વાશ્રય, સ્વાત્મબળ, અને ધાર્મિક જીવનથી જ જીવનપ્રગતિમાં ખરો વેગ અને બળ મળે છે અને સંસારયાત્રા સફળ કરી શકાય છે. ખરેખર, આવો આદર્શ અને અપૂર્વ માતૃભક્તિ શેઠ કેશવજીભાઇના જીવનમાં જોઇ શકાશે.

આ ગુણમૂર્તિનો જન્મ સંવત ૧૯૩૫ ના જેઠ સુદ ૨ ના કચ્છ ગુંદીઆરીમાં થયેલો. એમના વડીલોનું જૂનું વતન કચ્છ–ગુંદીઆરી હતું. લગભગ ૭૫ વર્ષ પહેલાં મુંબઈ અને કરાચી વ્યાપારનાં સારાં સ્થળ જણાવાથી આ સાહસિક, અને વ્યાપારનિપૂણ પ્રજા ઉપરોક્ત શહેરોમાં વસવાટ કરવા લાગી. ચરિત્રનાયકના પિતાજી પણ આ અરસામાં મુંબઇ આવ્યા. સાથે તેમના વડીલ ભાઇઓ જેઠાભાઇ તથા ખીમજીભાઇ પણ મુંબઇ આવેલા. અને બધાએ પ્રથમ જૂનાં બારદાન લઇને વેચવાનો ધંધો નાના પાયાપર શરૂ કર્યો. પછી વખત જતાં ભાઇઓ પોતપોતાનો ફાળો લઇ જુદા થયા અને દામજીભાઈ સ્વતંત્રપણે દાણાબંદરમાં અનાજનો જથ્થો રાખીને તેમજ સાથે તાલપત્રીઓ રાખીને વ્યાપાર ખેડવા લાગ્યા. આ રીતે સૌ સૌને સારો લાભ મળતો ગયો. " વ્યાપારે લક્ષ્મી વધે છે " એ સૂત્ર જાતમહેનત તેમજ સ્વાશ્રય આગળ ખરૂં પડે છે.

ચરિત્રનાયકનાં માતુશ્રી લક્ષ્મીદેવી ખરે જ દૈવીગુણધારક હતાં. કેશવજીભાઇના જીવનમાં જો કંઇપણ ઓજસ જણાતું હોય તો તેનો યશ તેમની દેવમૂર્ત્તિ માતાને ઘટે છે. દયા, દીનતા, નિરહંકારિતા, ઉદારતા, નિખાલસતા, ધાર્મિકતા આદિ દૈવીસંપત્તિથી એ માતા પોતાના પુત્રને વિભૂષિત કરી શકયાં છે. અને તેથી જ પુત્રમાં પણ અપ્રતિમ માતૃભક્તિ પ્રગટી, અને તેને માટે તેમણે શું શું કર્યું તે આપણે આગળ જોઇશું.

શેઠ કેશવજીભાઇ જરૂરી ગુજરાતી તેમ જ ખપજોગું અંગ્રેજી શીખી પછી પિતાની સાથે વ્યાપારમાં જોડાઈ તેમાં પ્રવીણતા મેળવી. બાદ થોડા જ સમયમાં પિતાને માથેથી ઉપાધી ઓછી કરી સર્વ કાર્ય પોતાના હાથમાં લઇ તાલપત્રી અને બારદાનનું બીઝનેસ જબરા પાયાપર લાવી મૂકયું. અને દેશપરદેશ સાથ સંબંધ વધાર્યો. પુત્રને વ્યાપારીકળામાં પાવરધો કરી તેમના સંસ્કારી પિતા સંવત ૧૯૫૫ માં ઇશ્વરી અમરધામમાં ચાલી નીકળ્યા. અને



શેઠ કેશવજીભાઈ રામજી

પાંચ વર્ષ પછી એટલે ૧૯૬૦ માં એમનાં ગુણમયી માતા લક્ષ્મીબાઈ પણ મૃત્યુલોકમાંથી દેવલોકમાં સંચર્યાં; એટલે સંસારિક-લૌકિક રીતે, આપણા ચરિત્રનાયક આ ભવાટવીમાં માબાપવિહોણા એકલા અટુલા પડયા; પણ ધૈર્ય ધારી, જ્ઞાનદષ્ટિથી નિહાળી માતાપિતાની દેહાન્ત ક્રિયા પાછળ મનમાનતું ખર્ચ કરી પછી વ્યાપારનું ક્ષેત્ર વિશાળ કરવા પ્રબળ પુરૂષાર્થ આરંભ્યો. બુદ્ધિચાતુર્યતાથી પોતે વ્યાપારને અદ્દભુત રીતે ખીલવી વખત જતાં ઇસ્ટેટ ખરીદવાનો વિચાર કર્યો. પ્રથમ દાણાબંદરમાં ગોદામ લીધું. બાદ થોડે નફે વેચી નાખ્યું. એવી જ રીતે ઇસ્ટેટો ખરીદી વેચવા લાગ્યા અને તેમાં જેમ જેમ નફો મળતો ગયો તેમ તેમ પોતે વધુ જમીન ખરીદતા ગયા; અને સરસ મકાનો બંધાવી વેચવા લાગ્યા. તેમાં તેઓ ઘણું સારૂં ચાન્સ મેળવી શકયા. સેમ્યુઅલ સ્ટ્રીટમાં જમીન લઇ ત્યાં પોતાને રહેવાનું ઉમદા સગવડવાળું મકાન બંધાવ્યું. અત્યારે બે ત્રણ બીલ્ડીંગોના પોતે માલિક છે. આ આપણે તેમની વ્યાપારનિપૂણતા, બુદ્ધિબળ અને ઉદ્યોગપરાયણતાનું આછું ચિત્ર આલેખ્યું; પણ ધનપતિ થયા પછી તેમણે તેનો શો ઉપયોગ કર્યો તે હવે જોઇએ.

ગરીબીમાંથી અમીરી દશાને વરી પોતે મોજશોખમાં ડૂબી ન ગયા, પણ વધુ નમ્ર, વધુ દયાળુ, અને વધુ ઉદાર બન્યા. પોલી કીર્ત્તિ કમાવા માટે રજોગુણી દાન નહિ કરતાં, અંતરાત્માની જ પ્રસન્નતા મેળવવા માટે પોતે પુષ્કળ ગુપ્ત સાત્વિક દાન કર્યાં છે. કે જેની નોંધ પૂરેપૂરી મેળવવા અમે અસમર્થ છીએ. માત્ર એમની બહાર આવેલી સખાવતોનું જ થોડું વર્ણન કરી વીરમીશું.

આગળ આપણે જોઈ ગયા કે માતાના ઉચ્ચ આદર્શ ઝીલી આ સુપુત્રનું હૃદય ભક્તિ-પૂર્ણ બન્યું હતું. કચ્છ ગુંદીઆરીમાં માતાની તબીયત લથડતી ત્યારે ત્યાં દવાખાનાની સગવડ નહોતી. માતાના અવસાન બાદ ત્યાંનાં સર્વ લોકોનું દુઃખ દૂર કરવા પોતે ગામને પાદરે જમીન લઇ કોરી ૨૫૦૦૦ ) ના ખરચે મકાન બંધાવી પોતાની પૂજ્ય માતાના નામે ફ્રી દવાખાનું ખોલ્યું. દવા, ડૉકટર, કમ્પાઉન્ડર, નોકર આદિ સર્વનું ખર્ચ પોતાને શીરે રાખી, ન્યાતજાતના ભેદ વગર તમામ લોકોને— દર્દીઓને અકસીર દવા આપી, જનતાનાં જીવન બચાવી અંતરના ઉંડા ખૂણાના આશીર્વાદો આ માતૃભક્ત પુત્ર મેળવી રહ્યો છે. ભવિષ્યમાં પણ આ નિઃસ્વાર્થ કામના ખર્ચમાં વાંધો ન આવે તે માટે મુંબઇની એક જગ્યાનું ભાડું આ દવાખાનાના ખર્ચમાં વાપરવાનો પોતે સંકલ્પ કર્યો છે. ત્યાં એમના મામાશ્રી મેઘજી હરજી દવાખાનાપર જાતિ દેખરેખ રાખતા હતા. આ ઉપરાંત આ મકાનમાં એક સદાવ્રત ખોલ્યું છે, જેમાં ક્ષુધાતુર ગરીબોને અકેક શેર ખજૂર અપાય છે. આ સદાવ્રતને પણ કાયમ કરવાના ચરિત્રનાયકના મનોરથ છે. શેઠ અન્નાભાઇ પેરાજ એમના ફોઇબાના પુત્ર થાય અને એઓશ્રીની માતાનું નામ લક્ષ્મીબાઇ હતું. તેમની સુચનાથી અડધે ભાગે રૂ. ૩૨૦૦૦ ) નું મકાન અર્પણ કરી આપી પોતાના પિતા દામજીભાઇનું સ્મારક રાખવા મુંબઇમાં વડગાદી ઉપર સ્ત્રીઓ માટે દવાખાનું તથા સુવાવડખાનું ખોલ્યું. હાલ આ મકાનની કિમ્મત ઘણી મોટી અંકાય છે. સંસ્થા સરસ વ્યવસ્થાના યોગે સારૂં કામ કરે છે. દવા, ડોકટર, નર્સો, કમ્પાઉન્ડરો આદિ સર્વનું ખર્ચ પોતે નિભાવી દર્દીઓને મફત દવા પૂરી પાડી, અંતરના આશીર્વાદ મેળવે છે. આ સંસ્થાના

સેક્રેટરી તરીકે પોતે કામ કરે છે. માતાપ્રતિનો જેમ એમનો પ્રેમ અજબ છે તેમ પિતા પ્રત્યેનો પણ અદ્વિતિય છે. ઘણી વખત પોતે સ્વમુખેથી કહે છે કે: " મારી મમતાળુ માતાના પ્રતાપથી જ હું આગળ વધી શકયો છું, " માતાના આત્માની શાંતિ માટે અષ્ટોત્તર પારાયણ બેસાડી બ્રાહ્મણાદિને દાનમાં રૂા. ૧૫૦૦૦) જેટલી રકમ આપી માતૃભક્તિ અને ધર્મપર અડગ શ્રદ્ધા દર્શાવી આપી હતી.

સ્ત્રીકેળવણીના પોતે ખાસ હીમાયતી હોઇ તેમણે પોતાના ગામ કચ્છ–ગુંદીઆરીમાં કન્યાશાળા સ્થાપી છે જેમાં આજે ૩૦ બાળાઓ અભ્યાસ કરી રહી છે. કચ્છ પ્રદેશ કેળવણીમાં પાછળ છે. એટલે આ શાળામાં પ્રથમ કન્યાઓ ભણવા ન આવતી તેથી ખાવાનું, કપડાં વગેરે આપીને પણ તેઓને ભણવાને લલચાવવામાં આવી અને હજુ પણ ભણવાનાં સાધનો સ્લેટ, પેન, પુસ્તકો વગેરે કન્યાઓને મફત પૂરાં પાડવામાં આવે છે. વિદ્યાદાનને પોતે મહદ્ દાન માને છે. આ ઉપરાંત ભાગ નામક ગામમાં રાજગોર બ્રાહ્મણની વસ્તી છે તેમાં એક શાળા એક ગૃહસ્થના ખરચે ચાલતી હતી તે બંધ પડવાથી બ્રાહ્મણો કેશવજી ભાઇ પાસે આવ્યા. કેશવજીભાઈએ શિક્ષકના પગારની મદદ કરવાનું વચન આપ્યું એટલે અત્યારે ૪૦ થી ૫૦ બ્રહ્મપુત્રો તેમાં અભ્યાસ કરી રહ્યા છે. જે સર્વનું તમામ ખર્ચ શેઠ કેશવજીભાઈ પોતે પૂરૂં પાડી મહાયજ્ઞના જેટલું પૂણ્ય કમાય છે. જેવા પોતે કેળવણીના હીમાયતી છે તેવા જ ગરીબોના બેલી છે. દુ:ખીઓનાં દુ:ખ જોઇ એમનું હૈયું દ્રવે છે. સંવત ૧૯૬૭ ની સાલમાં કચ્છમાં દુકાળ પડયો ત્યારે ગુંદીઆરીમાં પોતે સસ્તા અનાજની દુકાન ખોલી હતી ને આ વ્યવસ્થાનું કામ મામા કારાભાઈ હરજીને તથા દયાળભાઇ જેઠાભાઇને સોંપ્યું હતું. તેમાં રૂા. ૧૨૦૦૦ ) નું ખર્ચ આવ્યું જે પોતે ભર્યું હતું. એ રીતે ગામડાના લોકોને સસ્તું અનાજ પૂરૂં પાડવામાં આવ્યું હતું. મનુષ્યસેવા ઉપરાંત અવાચક–મુંગા પ્રાણીઓની સેવામાં પણ પોને પોતાનો ફાળો આપ્યો છે. સંવત ૧૯૭૪ના દુષ્કાળમાં ગાયોને ભારે કષ્ટ થતું જોઇ પોતાના હૃદયને દુ:ખ થયું. પણ તેથી બેસી નહિ રહેતાં તુરત જ જાનવરોને ભેગા કરી પાંજરાપોળ રૂપે ૬ માસ સુધી કામ ચલાવ્યું. આ ૧૦૦ થી ૧૨૫ જીવોના ઘાસચારા, પાણી વગેરેની વ્યવસ્થા માટે પોતે ૬ માણસ રોકયા અને આશરે રૂ ૧૪૦૦૦) ખરચી પશુધન બચાવી શકયા. દુષ્કાળ વીત્યા બાદ સારા વર્ષમાં બચેલી ગાયો સારા સારા માણસોને વેચાતી આપી ને બાકીની નબળી ગાયોને પાંજરાપોળમાં મૂકી. ગાયોની ઉપજેલી કોરી ૧૦૦૦ ) નું ઘાસ લઇ પાંજરાપોળમાં આપી દીધું. ત્યાર બાદ છેલ્લી જ્ઞાતિ પરિષદ વેળા માંડવીમાં રૂા. ૩૦૦૦૦) જુદા જુદા ફંડમાં આપી પોતાની ઉદારતા અને જ્ઞાત્યાભિમાન દર્શાવી આપ્યું હતું. મુંબઈમાં કચ્છી ભાઈઓને રહેવા માટે સસ્તાભાડાની ચાલીઓ બંધાવવામાં રૂા. ૧૦૦૦૦) આપ્યા. એટલું જ નહિ પણ જ્ઞાતિની દરેક સંસ્થાઓમાં એમનો ઉદાર હાથ લંબાયા વગર રહ્યો નથી. એમની ગુપ્ત સખાવતો અનેક છે પણ તેની વિગત અમને કયાંથી મળી શકે ? એમને કીર્ત્તિ કમાવાની લાલસા નથી. મુંગે મોઢે પણ સુંદર કામ કરવાનું તેઓ પસંદ કરે છે. સાહિત્યસેવકોને સારૂં ઉત્તેજન અને આશ્રય આપે છે. એમનો સ્વભાવ શાન્ત, સહનશીલ, મમતાળુ, અને પ્રેમી છે. તેઓ પોતાની અક્કલ હુશિયારી અને બાહુબળથી કેવી રીતે આગળ વધી શકયા તે આપણે જોયું. આવા આપકર્મી નરરત્નો જ આખરે યશસ્વી જીવન જીવી અન્યને અનુકરણીય થઇ શકે છે. એમને



કુમારી બચુબ્હેન કેશવજી દામજી

વૈષ્ણવ સંપ્રદાયમાં વધુ શ્રદ્ધા છે. ગમે તેટલા વ્યવસાયમાં પણ નિત્યકર્મ કરવાનું તેઓ ચુકતા નથી. એમનું ભક્તિમય હૃદય અને પવિત્ર મન હંમેશાં ધર્મભૂખ્યું રહે છે. એમની ભવ્ય ક્રાન્તિ અંતરની ઉંડી શાંતિ બતાવે છે. સ્વજ્ઞાતિ ઉપરાંત ઇતર જ્ઞાતિઓમાં પણ પોતે ભારે પ્રતિષ્ઠિત છે. જ્ઞાતિનાં અઢળક ફંડોની સુવ્યવસ્થા થાય તો જ ઇષ્ટ પરિણામ આવે એમ પોતે માને છે. તેઓ એમ પણ કહે છે કે: 'આ કલીયુગની લુખી પોપટીયા કેળવણીમાં મગજ મારવા કરતાં વ્યાપારમાં પલોટાવું એ જ્ઞાતિયુવકો માટે અત્યારના સમયમાં વધુ જરૂરનું છે. દરેકે પોતાના પગ ઉપર ઉભા રહેવા જેટલી શકિત મેળવવી જોઇએ.'

શેઠ કેશવજીભાઇનો ગૃહસ્થાશ્રમ સુખી અને સંતોષી છે. પ્રભુએ તેમને બે પુત્રીરત્ન આપેલા તેમાં એક પાછું લઈ લીધું. મોટી પુત્રી મીઠાં બેન કે જે મહાન પ્રતિભાશાળી હોઈ ખરેજ કંઈ અજબ કાર્ય પૃથ્વીના પટપર કરી જાય એવી દીસતી હતી, તેમણે મૃત્યુલોક કરતાં સ્વર્ગલોકને વધુ વહાલો ગણ્યો અને તેમ કરી માયાવી દૃષ્ટિએ પિતામાતાપર વિયોગનું વાદળ છવરાવતી ગઈ અને જ્ઞાનની દૃષ્ટિએ એઓને આત્મભાન માટે જ્ઞાનચક્ષુ ખોલી સંસારની અસારતા ચોકખી રીતે દર્શાવતી ગઈ. બ્હેન મીઠાંની માંદગીમાં અનેક ડૉકટરોને રોકયા અને ધનના આગારો વહેવડાવી દીધા છતાં " ત્રૂટીની કોઈ બુટી નથી અને અહીં જેનો ખપ તેનો પ્રભુના ધામમાં પણ ખપ " એ કહેતી પ્રમાણે આખરે આ બ્હેનનો સંસ્કારી આત્મા સંવત ૧૯૭૯ના ફાગણ વદ ૧૦ સોમવારે ઇશ્વરના અમરધામમાં ચાલ્યો ગયો. જગત કેટલું નશ્વર છે, બાજી કેટલી ક્ષણભંગુર છે, તેનો આબેહૂબ ચિતાર આવી ઘટનાઓ બતાવે છે; પરંતુ પ્રભુ બધાનો ઉદ્ધાર કરવા ઇચ્છે છે, એટલે પ્રથમ માયાની અસારતા આમ દર્શાવી આપણી આંતર–જ્ઞાનચક્ષુઓ ખોલે છે. માતા કડવી દવા પાઇને પણ પોતાનાં બાળકની તંદુરસ્તી ઇચ્છે છે; તેમ જ આવી દુ:ખમય ઘટનાઓમાં નાખી પ્રભુ આપણને ઉચ્ચગામી બનવાનો વેગ આપે છે. સુખદુ:ખ સંયોગવિયોગ એવા અનુક્રમે સંસાર સમુદ્રનાં મોજાં ઉછળે છે, અને તેથી જ એ મોજાંઓમાં નહિ અથડાતાં સુખ અને દુ:ખ એ બન્નેથી છૂટા થઇ ઇશ્વરી આનંદમાં ગરકાવ થવાનું ઋષિમુનિઓએ ઇચ્છયું છે. એક પ્રભુને જાણ્યો એટલે પછી કંઇ પણ જાણવાનું બાકી રહેતું નથી: અને એવા આત્માને સુખદુ:ખાદિ મનના વિકારો પીડતા નથી. આ તેઓનો મુખમંત્ર હોય છે. અને તેથી જ પ્રપંચી અને વૃથા મારૂં મારૂં કરી રહેલી પામર જનતાપર પોતે ઉદાસીનતાથી જુએ છે, જગતમાં જે કંઇ નજરે જોઇ શકાય છે તે સર્વ નાશવંત છે એવું જાણતાં છતાં મનુષ્યનું મમત્વ કેટલું જૂઠું છે તે આવી ઘટનાઓ થપ્પડ મારીને શીખવે છે; અને પ્રભુ જ એક સત્ય વસ્તુ છે માટે અસત્યપરથી અનુરાગ છોડી સત્યસ્વરૂપ અંતર્યામીમાં એકાગ્ર થાઓ એવું બતાવે છે. આ સંસ્કારી બાળા પણ ગીતાજીનો અભ્યાસ કરતી કરતી પ્રત્યક્ષ સંસારની અસારતા દેખાડી અદૃશ્ય થઇ, અને મમતાળુ માતાપિતાના આત્માના ઉદ્ધારનો માર્ગ બતાવતી ગઈ. સ્વ. મીઠાંબેનનું સગપણ શેઠ તુલસીદાસ શરજીના પુત્ર વિઠ્ઠલદાસ વેરે કરવામાં આવ્યું હતું. પણ માનવી ધારે છે શું ને પ્રભુ કરે છે શું ? ઇશ્વરી ગહનભેદો કોણ ઉકેલી શકે ! એક નાની પુત્રી બચુબાઇ પણ ગુણમૂર્ત્તિ રૂપ છે. પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય આપી સંસ્કારી બનાવે.

પ્રભુ ! લોહાણા જ્ઞાતિના આ પૂણ્યમય રત્ન શેઠ કેશવજીભાઇને દીવ્ય જ્ઞાનચક્ષુ આપી ઉદ્ધારો અને એમને તમારી અચળ ભકિતમાં એકાગ્ર કરી અધિકાધિક જ્ઞાતિ, સમાજ અને દેશકલ્યાણનાં કામો કરાવો એજ પ્રાર્થના.

# શેઠ શૂરજીભાઈ વલ્લભદાસ (મુંબઈ)



મનુષ્ય અને પશુકોટીમાં ફેરફાર જણાય છે તે ગુણો અને બુદ્ધિને લીધે જ. જેઓ બુદ્ધિપૂર્વક જીવન વ્યતિત ન કરી શકે તે હેતુવગરનાં જીવનોને પશુકોટીમાં મૂકી શકાય. યુગ બદલાય છે તેમ કેળવણી, ધર્મ, આચાર-વિચાર વગેરેમાં પરિવર્તન થતું જોવાય છે. આર્યોનાં ગૃહજીવનો કે જેમાં ધર્મનું ગુંજન હતું તેનાં અત્યારે સ્વપ્નાં છે. આવા સમયમાં રહ્યાં-સહ્યાં સંસ્કારી અને બુદ્ધિમાન જનોનાં જીવનચરિત્રો જનતાને પૂર્વ આદર્શનું ભાન કરાવી શકે છે. આવો આદર્શ શેઠ શૂરજીભાઇના જીવનમાંથી કંઇક જોઈ શકાશે.

શેઠ શૂરજીભાઇનો જન્મ સં. ૧૯૪૪ માં કચ્છ પ્રદેશના મુંથરી ગામમાં થયો છે. એમનાં મમતાળુ માતા વાલબાઇએ આ પુત્રરત્નમાં બહુ ઉચ્ચ સંસ્કારો ભર્યા છે. શુરજીભાઇમાં જે કંઇ ઉમદા ગુણો દીસે છે તે તેમનાં માતા તરફથી મળેલો દૈવી વારસો છે. એમના પ્રપિતામહ વાલજી શેઠ એક પ્રતાપી પુરૂષ હતા. કચ્છનિવાસી હોવા છતાં દેવનાગરી ભાષાના તેઓ ભકત હતા. આ ભાષામાં લખેલા તેમના કેટલાક ગ્રંથો હજુ મોજુદ છે. એમના પુત્ર કર્મસિંહ શેઠ મુંબઇના એક બાહોશ વ્યાપારી પુરૂષ હતા. તેમનો વ્યાપારવ્યવસાય જબરો હતો. તેઓ પણ હિન્દીભાષાના અનુરાગી હતા. કેટલીક કવિતાઓ હાથે ઉતારી પોતે સંગ્રહ કર્યો હતો. પ્રસંગે પ્રસંગે પોતે તે ગાતા હતા. કર્મસિંહ શેઠના પુત્ર-ચરિત્રનાયકના પિતાએ તો હિન્દી પુસ્તકોથી જ ગૃહપુસ્તકાલયને શણગાર્યું હતું. આ વંશપરંપરાગત ગુણ શૂરજીભાઈમાં પણ ઝળકી રહ્યો છે.

શૂરજીભાઇએ પાંચ વર્ષની વયે ભણવા માંડયું. ગુજરાતી સાત અને અંગ્રેજી બે ચોપડી પૂરી કરી પોતે મુંબઇ આવ્યા. માત્ર બાર વર્ષની ઉમ્મર હતી. ત્યાંથી આવતાં જુદા જુદા ભાગોમાં છપ્પનીઆ દુકાળની અસરથી દુઃખી થતાં લોકોને જોઈ તેમનું હૃદય દ્રવ્યું હતું અને તેના પરીણામે પાછળથી પોતે બની તેટલી ગુપ્ત મદદ આપી તેઓનાં દુઃખોમાં સારો ભાગ લીધો હતો.

મુંબઈ આવ્યા પછી અંગ્રેજી આગળ શીખવા માટે ગોકળદાસ તેજપાલ હાઈસ્કૂલમાં દાખલ થયા. ત્યાં બીજું ધોરણ પસાર કરી એસ્પલેનેડ હાઈસ્કૂલમાં ત્રીજું ધોરણ ભણ્યા; પરંતુ પિતાના વ્યાપારીક્ષેત્રમાં માત્ર પગારદાર નોકરોથી નભી શકે તેમ ન હોવાથી શૂરજીભાઇને નિશાળેથી ઉઠાડી લેવાની ફરજ પડી. એટલે તેઓ આગળ વિદ્યોપાર્જન કરી શક્યા નહિ પરંતુ નાની વયમાંથી વ્યાપારી લાઇનમાં જોડાવાથી એ દિશામાં બહુ ફત્તેહ મેળવી શકયા છે.

આ બાબતમાં તેમના પિત્રાઇભાઈ-ભાણજીભાઇની ભારે મદદ મળેલી હતી. ભાણજીભાઇ એ ઓછું ભણેલા પણ ભારે ગણેલા માણસ હતા. બાહોશ વેપારી હતા અને દયાની સાક્ષાત પ્રતિમાસમા હતા. કોઈ ગરીબ દુઃખીને માગવા આવે ત્યારે તુરત પોતે



શેઠ શૂરજીભાઇ વલ્લભદાસ

મુઠ્ઠી ભરીને પૈસા આપી દેતા. રૂપાનાણું કે સોનાનાણું અંદર જાય તો પણ જવા દેતા. આથી બધા તેમને 'ભગત' કહેતા. તેમના કેટલાક ઉમદા સદ્ગુણો સહવાસબળે **શૂરજીભાઇમાં પણ આવ્યા છે. ભણવાનું** છોડી **શૂરજીભાઇ** વેપારી લાઇનમાં જોડાયા કે તુરત **ભાણજીભાઇએ સીડવીડના દલાલ સાથે** ભાગમાં જોડી દીધા. પણ તેમાં ખોટું બોલવું અને ખુશામત કરવી એ **શૂરજીભાઇને** પસંદ નહિ પાડવાથી તે કામ પોતે ૯ માસ પછી છોડી દીધું. ધર્મવિનાનો ધંધો નિંદવા લાયક છે એમ તેમને ઉગી ગયું, પણ વળી પાછું વડીલોની આજ્ઞાને વશ થઇ એક ઝવેરાતના દલાલ સાથે દલાલીમાં જોડાવું પડયું. આમાં તો વળી વધુ અસત્યનો આશ્રય લેવાનો આવ્યો એટલે આઠ માસમાં તે પણ છોડી દીધું. આત્માને વેચી નાખી દ્રવ્ય મેળવવું એ તેમને ઠીક ન લાગ્યું, આથી તેમના વડીલ ભાઇએ " લિયોપોલ્ડ કેસેલા કંપનીને " નામે ચાલતી એક જર્મન ફર્મના ડાયરેકટર મી. ઇ. એ. ગોલ પાસે શૂરજીભાઇને મૂકયા. તે ફર્મની એક " કલર લેબોરેટરી " હતી તેમાં સં. ૧૯૬૧ ની સાલમાં કલરોની જુદી જુદી જાતો જાણવા માટે તેમને અભ્યાસ કરવા મોકલ્યા. **શૂરજીભાઇને** નવું નવું જાણવાનો ભારે શોખ હોવાથી ૯ માસમાં ત્રણ વર્ષના કોર્સ જેટલું શીખી ગયા. આ તેમની અજબ ખંતનો પૂરાવો છે. ત્યારબાદ **ભાણજીભાઇએ** પોતાના રંગના બીઝનેસમાં તેમને જોડી દીધા. નિયમિતતા એ શૂરજીભાઇમાં બહુ સરસ ગુણ છે. હરેક કાર્યમાં પોતે યંત્રની માફક નિયમિત રહે છે. સમય નકામો કદી પણ ગુમાવતા નથી. પોતે ઘણા વ્યવહારકુશળ અને શાણા છે. કચ્છી હોવા છતાં પણ પોતે ગુજરાતની ઉન્નતિ માટેની દરેક પ્રવૃત્તિમાં ઉત્સાહથી મદદ કરે છે. અન્યને જેટલા ઉપયોગી થઇ શકાય તેટલા થવા પોતે તત્પર હોય છે. ગરીબો, સ્ત્રીઓ અને નિરાધારોને થતા અન્યાયથી તેમનું હૃદય દાઝે છે. સામાજીક તેમજ રાજકીય દરેક પ્રવૃત્તિમાં પોતે સક્રીય ભાગ લે છે. પોતે સાહિત્યસેવકોને સારો આશ્રય આપે છે. એમનું વાંચન ઘણું વિશાળ છે; અને નિરંતર નવું અને જૂનું સાહિત્ય વાંચતા રહે છે. પોતે જમાનાને ઓળખીને ચાલનારા માણસ છે. આર્યસમાજના દરેક ઉત્સવોમાં મમતાભર્યો ભાગ લે છે અને મદદ આપે છે. આર્યધર્મની કેળવણી આપતી લગભગ દરેક સંસ્થાઓની પોતે મુલાકાત લીધી છે. પોતે આર્યગૃહસ્થને છાજે તેવી રીતે નિત્યકર્મ દરરોજ કરે છે. નાનપણથીજ આ ટેવ પાડેલી છે. પોતે 'લેબોરેટરી'માં ભણતા ત્યારે કલ્યાણીમાં રહેતા પણ ધર્મભાવને અંગે પાતે વ્હેલા ઊઠી સ્નાન, સંધ્યા આદિ નિત્યકર્મ કરીને પછી સંસ્કૃત અભ્યાસ કરવા પંડિત બાલકૃષ્ણ શર્મા પાસે જતા એમાં ફેર પડતો નહિ. શૂરજીભાઇનાં ચરિત્રને વધુ ઓપાવનાર એમનાં મનની મોટપ છે આ બાબતનો એક દાખલો અહીં આપવા જેવો છે. સં. ૧૯૬૪ માં પિત્રાઇભાઇ **ભાણજીભાઇ** નિઃસંતાન ગુજરી ગયા બાદ બધો વ્યાપાર પોતાના હાથમાં લઇ શૂરજીભાઇએ મિલ્કતને થોડા જ સમયમાં બમણી કરી મૂકી. ભાણજીભાઇનાં પુત્રવધુએ અન્યની ભંભેરણીથી, પોતાનો હક્ક છે એમ કહી બધી મિલ્કત હસ્તગત કરવાનું ધાર્યું. ઘણા માણસોએ સમજાવ્યા છતાં માન્યું નહિ. મામલો કોર્ટે જાય એ ખાનદાનીની રીત નહિ **એમ વિચારી શૂરજીભાઇએ** પોતાનો ભાગ પણ જતો કર્યો. પિતાશ્રીને આ રૂચ્યું નહિ ને **જબરો મતભેદ પડયો.** આખરે છ મહીને પિતાને પણ સમજાવી લીધા. બીજો દાખલો **તેમનાં સ્નેહાળ બ્હેન સંબંધી છે. બ્હેન ચંદ્રપ્રભા** તરૂણ વયમાં વિધવા થયાં ત્યારે તેમના

પતિએ સોંપેલું બધું ધન તેમની સાસુએ હસ્તગત કરવા ધાર્યું. એટલે તે સર્વ સોંપી બ્હેને પીયરની વાટ લીધી. શરજીભાઇએ આ વખતે પોતાના મનની મોટપ બતાવી લખ્યું કે: “બેન! પૈસા જેવી ચીજને માટે હાઇકોર્ટે જવું નથી. તમારૂં ખરૂં ધન ગયું તો હવે પાર્થીવ દોલતને શા માટે રડવું? હું મારા પિતાનો એક પુત્ર છું, હવે તમારા સહિત બે સમજીશ!!” આ તેમની અપૂર્વ મોટાઇ છે. પોતે કીર્ત્તિના ભૂખ્યા નથી. એમનું જીવન આડંબર રહિત છે. એમની જાહેર સખાવતો કરતાં ગુપ્ત સખાવતો જબરી છે. દુષ્કાળના વખતમાં કૂવા વગેરે ખોદાવવાના કામમાં દરરોજ પોતે ૫૦૦) મજુરોને પોષતા. મુંદરી તથા અન્ય સ્થળે સસ્તા અનાજની દુકાનો કાઢી તેમાં સેંકડે પચીસ ટકા ખોટ ખાઇને સસ્તું આપવાનું ઠરાવેલું. અનેક પાણીની પરબો બંધાવી છે. અને મુંગાં પ્રાણીઓને મફત ઘાસ ચારો, દુષ્કાળના વખતમાં કચ્છ પ્રદેશમાં પૂરો પાડયો છે. એમનો વ્યાપાર યુરોપ, અમેરિકા વગેરે દુનિયાના ઘણા ભાગોમાં ચાલે છે. પોતે હિન્દીભાષાના ભકત કોઇ હિન્દીભાષાને રાષ્ટ્રીયભાષા બનાવવાનું માને છે. તેમના તરફથી “આદર્શ સુધારક દયાનંદ” તથા ‘અક્ષર વિજ્ઞાન’ આદિ પુસ્તકો બહાર પડયાં છે. હિન્દીભાષાની ઉન્નતિ માટે પોતે નિરંતર પ્રયાસ કરે છે. હિન્દીસાહિત્ય સંમેલન વખતે સ્વાગતકારિણી સભાના ઉપપ્રમુખ તરીકે તેમને ચુંટી કાઢવામાં આવ્યા હતા; પણ કચ્છમાં દુકાળને અંગે શરૂ કરેલાં કાર્યો મૂકીને પોતે આવી શકયા નહોતા. શરજીભાઇનો ગૃહસ્થાશ્રમ સુખી અને આર્યોના જીવનને છાજે તેવો છે. પ્રભુએ કૃપાકરી એક પુત્રીરત્ન તથા એક પુત્રરત્ન આપેલાં છે. તેઓને સુસંસ્કારી બનાવવાના ઉભયના મનોરથ છે.

સંવત ૧૯૬૯ માં પિતા વલ્લભદાસભાઇનો દેહાન્ત થતાં વ્યવસાયનો બધો બોજો શરજીભાઇપર આવી પડયો. ભાણજીભાઇનાં અવસાન પછી રંગના વ્યાપારમાં તેમને સારૂં ચાન્સ મળ્યું છે. શરજીભાઇની લોકસેવા પણ જમાનાને અનુસરતી છે. વિદ્યાર્થીઓને પુસ્તકો ફી વગેરે છૂટા હાથે આપે છે. વડોદરામાં જુમ્માદાદા વ્યાયામ મંદિર શરજીભાઇને હાથે ખુલ્લું મૂકાયું હતું, અને પ્રમુખસ્થાનેથી પોતે રૂા. ૫૦૦૦) ની રકમ તે સંસ્થાને આપી હતી. છેલ્લી કચ્છ માંડવીમાં ભરાયલી સ્વજ્ઞાતિની પરિષદમાં પોતે હજારોની સખાવતો કરી હતી. કેળવણીના ઉપયોગી ખાતાંઓમાં છૂટથી મદદ આપે છે. હાલમાં પોતે જર્મની અમેરિકા વગેરે સ્થળે મુસાફરી કરી વ્યાપારવિષયક સારો અનુભવ લઇ આવ્યા છે. પ્રભુ હજી તેમના યશસ્વી જીવનને વધુ પ્રગતિમાન બનાવે એ જ ઇચ્છીએ છીએ.

# શેઠ ગોપાલજીભાઈ રામજી (મુંબઈ)



મહાન કવિ કાલિદાસ કહે છે કે "સત્પુરૂષોનો ધનસંચય એ વાદળોના જળની માફક આપી દેવાના માટે જ થાય છે; અને તેમ કરી તેઓ આલોક અને પરલોકનું ઐશ્વર્ય મેળવી શકે છે." પરંતુ ઘણા ધનિકોમાંથી થોડા જ આ કવિના વચનને અનુસરે છે. આજે જે યશસ્વી પુરૂષની જીવનરેખા અમે દોરીએ છીએ તેઓ પોતે કવિ કાલિદાસના આ સૂત્રના અભ્યાસી કદાચ નહિ હોય; છતાં પોતે ઉપરોક્ત વચનને કંઇક અંશે સત્ય કર્યું છે. પારબ્ધ અને પુરૂષાર્થબળે ગરીબીમાંથી અમીરી દશાને વરી પોતે કંજુસ નહિ થતાં દાનના ધોધ વહાવ્યા છે. અને તેમ કરી જનસમાજમાં–ખાસ કરીને લોહાણા જગતમાં તેઓ અમ્મર થયા છે.

શેઠ ગોપાલજીભાઇનો જન્મ કચ્છ–મુંદ્રા તાબેના વાઘોરા ગામમાં સ. ૧૯૨૯ની સાલમાં થયો હતો. ૧૨૫ વર્ષ પહેલાં સાહસિક કચ્છી પ્રજા વ્યાપારાર્થે કરાચી અને મુંબઈ તરફ વળેલી તે વખતે ચરિત્રનાયકના દાદા ઇભજીભાઇ વીરજીએ મુંબઈ આવી સ્વ. કરમશીભાઇના પિતા દામજીભાઇની દાણાની દુકાનમાં સાથે જોડાયા. આ દાદાજી પોતાના ત્રણ પુત્રો પુરૂષોત્તમ, રામજી અને નારાયણજીને નાના મૂકી પંચત્વને પામી ગયા હતા. આથી દાદીમા ધનબાઈ ઉપર આભ તૂટી પડયો; છતાં હિંમત નહિ હારતાં દળણાં દળી ત્રણે પુત્રોનું તથા પોતાનું પોષણ કરવા લાગ્યાં. ગમે તેટલાં કષ્ટમાં પણ તેઓ પોતાની ટેક છોડતાં નહિ. એમની અડગ ટેકની એક ઘટના અહીં ટાંકવા જેવી છે. છ મહીને પોતે મામાને ઘેર ખૂણો મૂકાવવા ગયેલાં ત્યારે દળણાં દળીને પુત્રોના પોષણ ઉપરાંત પોતે રૂા. ૨૦) બચાવેલા. તે લઇ પોતે પોતાના મામાને કહ્યું કે "મારાપર દૈવ કોપ થયો તેથી ક્રીયા વખતે જે કંઈ ખર્ચ થયો તે મારી પાસેથી લો; નહિ લીઓ તો પાણી પીવું હરામ છે." આ બનાવમાં દાદીમાની હિમ્મત અને કુળાભિમાનનું માપ સમજાઇ જાય છે. આખરે પોતે પોતાના મામાને પૈસા આપીને પછી જ નિરાંતે બેઠાં. ધીમેધીમે આ વીર માતાના ત્રણે પુત્રો મોટા થતા ગયા. પણ પૈસાનું સાધન નહિ એટલે ભણાવાનું કયાંથી બને ? માંડ માંડ પેટનો ખાડો પણ દળણાં દળીને માના પૂરતી એટલે સ્કૂલ કેળવણી કયાંથી મળી શકે ? માત્ર અક્ષરજ્ઞાન મેળવી ત્રણે ભાઇઓ નોકરીએ લાગ્યા. એટલે ટુંક સમયમાં દાદીમાને દળણાં દળવાનો પણ છેડો આવ્યો. નોકરીમાં વ્યાપારી કુંચીઓ જાણીને પછી તેઓએ સ્વતંત્ર ધંધો હાથ ધર્યો. પુરૂષોત્તમભાઇએ જુદું બીઝનેસ કર્યું, અને રામજીભાઈ તથા નારાયણજીભાઇએ 'કસ્ટમ્સ બ્રોકર' તેમજ 'ટાઉન ડયુટી બ્રોકર' તરિકેનું બીઝનેસ ખીલવ્યું. ચરિત્રનાયકના પિતા રામજીભાઈ ઘણા જ મહેનતુ અને સહૃદયી પુરૂષ હતા. ગોપાલજીભાઇને અને તેમના એક સહોદર વલ્લભજીભાઇને નાની વયના છોડી જન્મદાત્રી માતા રતનબાઇ સ્વર્ગે સંચર્યાં હતા. માતા અભણ હતાં છતાં ઘણાં જ દયાળુ અને માયાળુ સ્વભાવનાં હતાં. માતૃવિહોણા બનેલા આ બન્ને ભાઇઓ પછી દાદીમા ધનબાઈની સંભાળ નીચે ઉછર્યા. કાકાશ્રી નારાયણજી-

ભાઈને પણ કંઈ સંતાન ન હોવાથી મોટાભાઈના આ બન્ને પુત્રોપર બહુ જ વહાલ રાખતા હતા. સંજોગો વિચારી એઓના પિતાએ ફરી લગ્ન કર્યું હતું. આ બાઈ બહુ જ ભલા હૃદયના અને ગૃહકળામાં કુશળ સન્નારી હતાં. ઘરમાં બધાં જૂના વિચારનાં હોવા છતાં મમતાપૂર્ણ વૃત્તિથી સૌનાં હૃદય જીતી લીધાં હતાં. આ સંસ્કારી બાઇ પણ એક પુત્રી મૂકી પરલોકવાસી થયાં હતાં. માતાવિયોગીની બાળા મોંઘીબાઇ પછી પોતાની માશીને ત્યાં મોટી થવા લાગી; પણ પ્રારબ્ધ કર્મનું ભાથું ખુટતાં તે પણ માતાને મળવા સ્વર્ગે સંચરી હતી. સંજોગોના એક પછી એક પલટા જોતા જોતા આપણા ચરિત્રનાયક તથા નાના વલ્લભજીભાઇ દાદીમાની છાયા તળે મોટા થતા ગયા; અને બન્ને ભાઇઓ અંગ્રેજી ગુજરાતી ખપજોગો અભ્યાસ કરી વડીલોના બીઝનેસમાં જોડાઈ ગયા. ટુંક સમયમાં બધો કારભાર પોતે ઉપાડી લેવા સમર્થ થયા.

દાદીમા ધનબાઈ તો પુત્રો પૌત્રોની પૂર્ણ ઉન્નતિ જોઇને સં. ૧૯૪૩માં ૬૫ વર્ષની વયે દેવ થયાં હતાં. અનિવાર્ય સંજોગો વિચારી રામજીભાઇએ ત્રીજીવાર સંબંધ કરેલો. તે પત્નીથી એક પુત્ર તથા એક પુત્રી થયાં હતાં. આ ભાઇ શીવજીને પણ ચરિત્રનાયકે લાયક બનાવી સારી લાઈનસર લગાડી દીધેલ છે. એમના પિતા રામજીભાઇનો દેહાન્ત સં. ૧૯૭૦ ની સાલમાં થયો હતો. કાકાશ્રી પણ સં. ૧૯૬૩ માં ગત્ થયા હતા. બધી જોખમદારી ચરિત્રનાયક ઉપર તેમ જ વલ્લભજીભાઇ ઉપર આવી પડી. કાકાના અવસાન પછી થોડા સમયબાદ આ બન્ને ભાઇઓ જુદા થયા હતા. વલ્લભજીભાઇએ કાકાનું બીઝનેસ આજ પર્યંત જાળવી રાખ્યું છે અને ગોપાલજીભાઇએ રૂનું સ્વતંત્ર બીઝનેસ કરવા માંડયું. આ લાઇનમાં એક સમય એવો આવ્યો હતો કે ગોપાળજીભાઇ પાસે જે હતું તે પણ ચાલ્યું ગયું. એટલું જ નહિ પણ દેવાદાર થયા છતાં નિરાશ થઇ આજકાલ કેટલાક લોકો હતાશ થઈ જાય છે તેમ નહિ થતાં પ્રભુને હાજર જાણી સત્યનિષ્ઠાથી પાછો પુરૂષાર્થ આરંભ્યો. એટલે ઈશ્વરી કૃપા વરસી છેલ્લાં થોડાં વર્ષમાં લાખોનો લાભ આવી મળ્યો ! પોતે સ્વતંત્ર વાતાવરણમાં પોષાયલા એટલે પરાધિનતાપ્રતિ ખુબ અણગમો હતો. આ વિષયને લગતી એકાદ ઘટનાનો ઉલ્લેખ કરવાનું અહીં મન થઈ જાય છે.

ગોપાલજીભાઈ દેવાદાર થઈ ગયા ત્યારે પણ એમની પ્રતિષ્ઠા જબરી હતી. આ વખતે એક મુરબ્બી મિત્ર પાસેથી પોતે રૂા. ૪૦૦૦૦ ) અંગઉધાર લીધા. આ મિત્રે કહ્યું: " હવે તું આપણે ત્યાં રહીને કામ કર. " આ સાંભળી ગોપાલજીભાઇએ માન-પૂર્વક તે ઓફરનો અસ્વીકાર કર્યો. કેમકે એ વિચારને પોતે ગુલામી માનતા હતા. ગોપાલજીભાઇ હંમેશાં આશાવાદી છે. નિરાશા એમના જીવનમાં નથી. સારી અર્થપ્રાપ્તિ કરી પોતે નિવૃત્તિ જીવન સેવવા સમર્થ થયા છે. હવે તો ભુજ પુરૂ-

પાર્થ કરે છે. પ્રભુની કૃપા ઉતરી ત્યાર પછી એઓશ્રીએ પોતાની આવકનો સારો ભાગ દાનમાં આપી દીધો છે. એમની સખાવતોનાં વહન આપણે આગળ જોઇશું. હાલ તો ગૃહસ્થાશ્રમનો ઉલ્લેખ કરીએ.

એમનાં પ્રથમ પત્નીથી બે પુત્રો થયેલા તે બન્ને પુત્રો તથા પત્ની પણ ગત્ થતાં બીજીવાર લગ્ન કર્યું. આ પત્ની પણ એક પુત્ર મૂકી મૃત્યુ પામ્યાં. ઘરસંસારમાં એકથી કંઇ નભતું નથી. ઘરના વ્યવહાર સ્ત્રીઓ જ સાચવી શકે. અલ્પ ઋણાનુબંધના યોગે બન્ને પત્નીઓના અવસાન થતાં ત્રીજી વાર લગ્ન કરેલું છે. આ પત્નીથી એમને એક પુત્રી છે. પુત્ર કમલાકાન્તને પોતે કાળજીપૂર્વક જમાનાને યોગ્ય કેળવણી આપે છે. આ બાળક બહુ બુદ્ધિમાન અને ચાલાક છે. મેટ્રીકની પરિક્ષામાં સંસ્કૃત-ભાષામાં પોતાની સ્કૂલના વિદ્યાર્થીઓમાં .પહેલે નંબરે આવી ઇનામમાં સોનાનો ચંદ્રક મેળવ્યો હતો. હાલ પ્રીવિયસમાં છે. લોહાણા કોમમાં ચરિત્રનાયકના બોલનું વજન પડે છે. પોતે સમાજમાં સારા પ્રતિષ્ટિત સજ્જન છે. ઘણા વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપી છે. નિ-રાશ્રિતોને આશ્રય આપ્યા છે અને નિરૂદ્યમી ભાઇઓને ધંધે ચડાવ્યા છે. સ્વજ્ઞાતિની દરેક પરિષદોમાં પોતે આગળ પડતો ભાગ લીધો છે. તબીયત નરમ હોવાને લીધે છેલ્લી માંડવી પરિષદ વેળા પોતે જઇ શકયા નહિ એટલે પોતાના પુત્ર કમલાકાન્તને મોકલ્યા હતા. ચરિત્રનાયકની સખાવતો બહોળી છે. ગુપ્ત સખાવતોને બાદ કરી બહાર આવેલી સખાવ-તોની હારમાળા અહીં નીચે આપીએ છીએ.

રૂ. ૫૪૦૦૦) કચ્છ માંડવી લોહાણા પરિષદ વેળા જુદા જુદા ફંડમાં આપ્યા. રૂ. ૨૫૦૦૦) કચ્છ જનરલ ફંડમાં. રૂ. ૫૦૦૦) જુદી જુદી બોર્ડીંગોનાં ફંડમાં. રૂ. ૨૦૦૦૦) અંજાર ઉદ્યોગશાળામાં.) વિશ્વાસપાત્ર સ્થળેથી નોંધ મળી છે તેને આધારે કયી સાલમાં કેટલું દાન આપ્યું તે અહીં જણાવીએ છીએ.

સં. ૧૯૭૪ માં રૂ. ૩૧૦૦). સં. ૧૯૭૫માં રૂ. ૧૧૦૦૦). ૧૯૭૬ માં રૂ. ૧૧૦૦૦). ૧૯૭૭માં રૂ. ૫૩૬૦). સં. ૧૯૭૮માં રૂ. ૧૧૦૦). સં. ૧૯૭૯માં રૂ. ૮૦૦૦). બધા મલી લગભગ રૂ. ૪૦૦૦૦) થવા જાય છે. તેમાંની મુખ્ય મુખ્ય સખાવતોની વિગત અહીં આપીએ છીએ. રૂ. ૩૦૦૦) આર્યસમાજ બીલ્ડીંગ ફંડમાં, રૂ. ૨૫૦૦) મુંબઇ આર્યસમાજ ગુરૂકુળ મકાનફંડમાં. રૂ. ૧૦૦૦) સ્વામી શ્રદ્ધાનંદ શુદ્ધિફંડમાં. રૂ. ૫૦૦) ચંદારામજી ગર્લ્સ સ્કૂલમાં, રૂ. ૫૦૧ જલીયાંવાલા બાગ ફંડમાં. રૂ. ૨૫૦) ઓરીસા દુષ્કાળ ફંડ, રૂ.૨૫૦) કાનપુર નેશનલ હાઇસ્કૂલ. રૂ. ૫૦૦) અમૃતલાલ પઢીયાર ફંડમાં. રૂ. ૩૫૧) કચ્છ નળીયા પાંજરાપોળ ફંડ. રૂ. ૨૦૦૦) તિલક સ્વરાજ્ય ફંડ. રૂ. ૪૦૦) ખીલાફત ફંડ, રૂ. ૫૦૦) લજપતરાય પોલીટીકલ સ્કૂલ. રૂ. ૩૦૦૧) મઝગામ

સસ્તાભાડાની ચાલી માટે. આ ઉપરાંત બન્ને ભાઇઓએ સાથે મળી રૂા. ૫૦૦૦) મઝગામ સસ્તાભાડાની ચાલીના ફંડમાં આપેલા છે. રૂા. ૮૦૦) સસ્તાભાડાની ચાલી માટે વીંટી ઉપર ચડાવો કરીને આપ્યા. રૂા. ૧૦૧૫) ઈન્ફ્લ્યુએન્ઝા હોસ્પીટલમાં. રૂા. ૧૩૧૨) હોમરૂલ લીગ તથા વનિતા વિશ્રામ, તથા ગુરૂકુળ ફંડમાં. રૂા. ૫૦૦૦) કચ્છ—અંજાર સસ્તા અનાજની દુકાનમાં. રૂા. ૧૫૦૦) ગાંધીજી તિલક સ્વરાજ ફંડ. રૂા. ૫૦૦) કાનપુર દયાનંદ કાૅલેજમાં અને રૂા. ૨૦૦) પ્રાર્થના સમાજ બીલ્ડીંગફંડમાં આપેલા છે. આ સિવાયની નાની સખાવતોની નોંધ આમાં લીધેલી નથી. કાકાના સ્મારક માટે રૂા. ૩૦૦૦૦) બન્નેભાઇઓએ મળીને કાઢયા હતા. તેની હાયર એજ્યુકેશન બોર્ડીંગ ખોલી છે જેમાં ઘણા જ્ઞાતિબાળકો વિદ્યાભ્યાસ કરે છે. ચરિત્રનાયકના નાનાભાઈ વલ્લભજીભાઇ પણ ઘણા જ દયાળુ, માયાળુ અને લાયક માણસ છે. બન્ને ભાઇઓ સાહિત્યરસિક છે. જમાનાને રૂચતું નવું અને જૂનું સાહિત્ય નિરંતર વાંચે વિચારે છે. શ્રીમંત હોવા છતાં દાદીમાની ગરીબીની વાતો ભૂલ્યા નથી; અને ધનના ગુલામ બન્યા નથી એ જ એમના જીવનની ખુબી છે. પોતે નિરાભિમાની અને પ્રેમી પુરૂષ છે. કોઇપણ દુઃખી- આર્ત્તનાદ સાંભળતા તુરત જ તેઓ સર્વ છોડી તેમની મદદે દોડે છે. તેઓ અનેક સંસ્થાઓના ટ્રસ્ટી છે. સ્વયંસેવક મંડળના પ્રમુખ છે.

શેઠ ગોપાલજીભાઇએ દાનેશ્વરી વ્યક્તિ તરીકે આજદિન સુધી જીવન જીવી બતાવ્યું છે. પ્રભુ આ બન્ને ભાઇઓને દીર્ઘાયુ બક્ષી હજુ પણ એઓને હાથે વધુ જનકલ્યાણનાં કામો કરાવે એવું ઇચ્છીએ.



# શ્રીયુત દેવજીભાઈ દયાળજી ઠક્કુર (ઝરીઆ)



અનેક માણુસો આ જગતમાં આવે છે અને જાય છે, આવશે અને જશે પણ જેના જીવવાથી દીન માણુસો, મિત્રો અને બન્ધુજનોને લાભ મળે છે, તેનું જીવતું જ સફળ છે; બાકી પોતાના સ્વાર્થને માટે તો આ જગતમાં કોણ નથી જીવતું ? જેમણે પોતાના હિત સાથે પારકાનું હિત સાધ્યું હોય, એવા સત્પુરુષોના ગુણોનાં લોકો મુક્તકંઠે વખાણ કરે છે, અને ભવિષ્યની પ્રજા તેમાંથી ઘણું નવીન બળ મેળવી શકે છે. આવા જ આદર્શોને પોષતું, જ્ઞાતિના નવયુવાનોને આશા આપી ઉત્તેજતું શ્રીયુત દેવજીભાઈનું જીવન અહીં આલેખવાનું અમે યોગ્ય ધારીએ છીએ.

કચ્છમાં નલીઆ ગામ રા. દેવજીભાઈના વડવાઓનું મૂળ વતન છે, તેઓની અવટંક 'સુવાલીપોત્રા' છે; પરંતુ માંડવીથી કચ્છના મધ્ય પ્રદેશમાં નિવાસ કર્યો હશે, તે ઉપરથી 'મડીઆર' કહેવાતા હોય તેમ અનુમાન થાય છે. એમના પિતાશ્રી દયાળજીભાઇ ઘણા શ્રદ્ધાળુ, ધાર્મિક અને દૃઢ નિશ્ચયી હતા. એ વખતે કેળવણી કે સમાજસુધારણાની બાબતમાં એ પ્રદેશ પચ્છાત હતો; એટલે સ્વ. દયાળજીભાઇને તે જમાનાના પ્રમાણમાં અક્ષરજ્ઞાનની કેળવણી વધારે મળી નહોતી; છતાં તેમનું અંતઃકરણ બહુ ઉત્તમ રીતે સંસ્કૃત થએલું હતું. પ્રથમ તેઓ નલીઆમાં રહેતા હતા; પણ પાછળથી મુંબઇમાં આવી ધંધો શરૂ કર્યો હતો. તેમની રીતભાત ઘણી સાદી હતી. સભ્યતા અને સારા વર્ત્તનથી તેઓ જીવનમાં આગળ વધ્યા હતા. તેમણે પોતાની મહત્ત્વાકાંક્ષાઓ સદા પરિમિતપણે સંયમમાં રાખી હતી; અને ઇચ્છાઓને સંસ્કારી બનાવી હતી. વાણી તથા વર્ત્તન ઉપર અંકુશ રાખવાનો તેમનો ખાસ સ્વભાવ હતો. રા. દેવજીભાઇમાં અત્યારે આપણે જે સાદાઇ, સુઘડતા અને સંસ્કાર જોઇએ છીએ, તે તેમના પિતાશ્રી તરફથી વારસામાં ઉતરી આવેલ છે. તેઓ પોતે ઝાઝું ભણ્યા નહોતા, તેથી વિદ્યાની બાબતમાં તેમને કાયમ અસંતોષ રહેતો અને તેથી પોતાના પુત્રોને સંપૂર્ણ કેળવણી આપવા તેઓ નિરંતર ઉત્સુક રહેતા. આ ઉત્સુકતાના આવેશમાં તેમણે નલીઆ છોડી ભુજ શહેરમાં નિવાસ કર્યો; કારણ કે નલીઆમાં બાળકોને કેળવવાની જોઇએ તેવી ગોઠવણ એ વખતે નહોતી.

શ્રીયુત દેવજીભાઇનો જન્મ સંવત ૧૯૪૧ ના ચૈત્ર સુદ ૨ ના નલીઆ મુકામે થયો હતો. તેમની બાલ્યાવસ્થા વિષે કાંઇ વિશેષ જાણવાનું મળ્યું નથી; પણ નલીઆમાં સારી કેળવણી મળવાના અભાવથી તેમના પિતા સંવત ૧૯૫૨–૫૩ માં ભુજ રહેવા ગયા, તે પછીનાં વર્ષોમાં દેવજીભાઈના જીવન સાથે સંબંધ ધરાવતી કેટલીક બાબતો ખાસ ધ્યાન ખેંચે તેવી છે. કચ્છની પ્રજા સ્વભાવથી બહાદુર અને આવેશયુક્ત છે, તેમાંય કચ્છના લોહાણાભાઇઓ બહાદુરીમાં, સાહસિકતામાં, અને સખાવતોમાં સહુથી પહેલે નંબરે આવે છે. અત્યારે મુંબઇ, કલકત્તા, કરાચી, કે અન્ય ગમે તે દેશમાં પ્રથમ સાહસ ખેડી વ્યાપાર ખીલવનાર, કચ્છના લોહાણાભાઇઓ જ નજરે આવે છે. દેવજીભાઈમાં

પણ બહાદુરી, હિંમત, દ્રઢતા તથા ઉદારતા વગેરે ગુણો બાલ્યાવસ્થાથી જ દાખલ થએલા છે. તેમનું ચારિત્ર્ય અત્યારે ઉંચા પ્રકારનું છે, અને એ તો સત્ય જ છે કે માણસમાં જેમ ચારિત્ર્ય વધારે, તેમ તે વધારવાના તેને પ્રસંગો પણ વધારે મળે છે. દેવજીભાઇને પોતાનું ચારિત્ર્ય ખીલવવાના કેવા કેવા પ્રસંગો મળ્યા છે, તે આપણે આગળ જોઇશું.

દયાળજીભાઇનું અવસાન સંવત ૧૯૫૪ ના શ્રાવણ સુદ ૫ ના રોજ થયું. તે વખતે આપણા આ ચરિત્રનાયકની ઉમ્મર ૧૩ વર્ષની હતી; પણ તેમનામાં સહનશીલતા અને દ્રઢતા એવાં મજબુત હતાં કે તેઓ એ દુઃખદ પ્રસંગથી જરા પણ ડગ્યા નહોતા. તેમના મનને એવું વલણ આપવામાં તેમનાં માતુશ્રી રામબાઇનો ખાસ પ્રયાસ હતો. એ બાઇ નિખાલસ હૃદયનાં નિરાભિમાની અને આર્યરમણીને છાજે તેવાં ધીરજવાન, તથા ગમે તેવો માથે આવી પડેલો કઠીન સમય નિભાવી લેવાની હિંમતવાળાં હતાં. તેઓ તે વખતે કહેતાં કે ગમે તેવા સમયે–કઠીનમાં કઠીન સંયોગોમાં પણ જે ધર્મને સાચવે છે, તેની ઉન્નતિ થાય છે, અને જેઓ ધર્મને છોડે છે, તેની અધોગતિ થાય છે. તેઓને સાધારણ વાંચતાં લખતાં આવડતું હતું, તેથી હંમેશ તેઓ ગીતા, યોગ વસિષ્ટ, વિચારસાગર વગેરે ધર્મગ્રંથો વાંચતાં અને હવે તો આ પુસ્તકોમાંથી અન્ય સ્ત્રીઓને કથા સંભળાવી બોધ આપી રહ્યાં છે. તેમની સ્થિતિ એ વખતે જો કે સાધારણરીતે ગરીબ હતી; પણ ગરિબી હંમેશાં કાંઇ શાપ સમાન હોતી નથી. પહેલું દુઃખ એ પાછળથી ઘણીવાર સુખકર થઇ પડે છે. મુશ્કેલીઓ ઓળંગી જવાથી સદ્બોધ મળે છે, એટલું જ નહિ પણ માણસને પોતાની ભવિષ્યની લડતમાં તેથી હિમ્મત આવે છે. જેનો વિચાર આવવાય અશકય હોય એવી કેટલીક બાબતો ગરીબીથી જ સંપૂર્ણ થઇ શકે છે. માતુશ્રી રામબાઇનાં હૃદયમાં એ દુઃખકર ઉભય પ્રસંગોથી અજબ હિંમત આવી હતી. તેમની બુદ્ધિ તીક્ષ્ણ બની હતી. દીર્ઘદૃષ્ટિ, સહનશીલતા અને ધીરજ વગેરે સદ્ગુણો તેમણે ધીમે ધીમે પોતાના સુપુત્રોમાં દાખલ કર્યા. વૈધવ્યનું કઠીન દુઃખ સહન કરી સમય નિભાવી રહેલાં એક સુશીલબાઇ પોતાનાં સંતાનને વારસામાં બીજું શું આપે? પણ તેમણે જે કાંઇ આપ્યું તે બીજી થોડી માતાઓ આપે છે. પતિના દેહાંત પછી પુત્રો–મોટા દેવજીભાઇ તથા નાના પુરુષોત્તમભાઇની સંપૂર્ણ સંભાળ લેવાનું, તથા તેઓને શિક્ષણ આપવાનું મહાન્ ધર્મકાર્ય એ ભલાં બાઇને માથે આવ્યું; છતાં તેમણે એ પોતાની મોટામાં મોટી ફરજ સમજીને ઉપાડી લીધું. સ્કૂલના શિક્ષણ ઉપરાંત પોતાના પુત્રોને ધાર્મિક શિક્ષણ તેઓ આપવા લાગ્યાં, અને એ તો ખુલ્લું સત્ય છે કે બીજા હજારો શિક્ષકો કરતાં એક ભલી માતાની કેળવણી વધારે અસરકારક નીવડે છે. માણસ ગમે તેવો હોય, તો પણ બાલ્યાવસ્થામાં તે જેવી રીતે ઉછરેલો હશે, તેની જોરાવર અસર તેના ઉપર થવાની જ. બાળકનું મન શરૂઆતમાં મીણ જેવું હોય છે, તેથી તેના ઉપર જેવી છાપ પાડવી હોય તેવી પડે છે; છતાં બીજા કોઇપણ કરતાં માતાના સ્વભાવની છાપ તેના ઉપર વધારે પડે છે. બાળકની આગળ માતા એક અખંડ દૃષ્ટાન્તરૂપ છે. તેની કેળવણી ખરેખરી માનુષી કેળવણી હોય છે. ગમે તેવી ગરીબ સ્થિતિ હોય; પણ જો સદ્ગુણી, આવડત્રેવડવાળી, હસમુખી સ્ત્રીનું તેમાં ચલણ હોય તો તે ગૃહસંસાર સુખનુ સ્થાન થઇ પડે છે. પૃથ્વી ઉપર થઇ

ગએલા મહા પુરુષોમાંના ઘણાખરા પોતાની માતા પાસેથી જ શિક્ષણ લઇને પ્રખ્યાત થઇ ગયા છે. ઇતિહાસનું થોડું પણ જ્ઞાન ધરાવનારાઓને આ વાત વિસ્તારથી સમજાવવાની અગત્ય નથી.

મર્હૂમ દયાળજીભાઇના અવસાન પછી માતુશ્રી રામબાઇએ પોતાના બન્ને પુત્રોને કેળવણી આપી ઉત્તમ માતૃધર્મ બજાવ્યો છે. માતાની કાળજી ભરેલી દેખરેખ નીચે દેવજી-ભાઇ ભુજમાં મેટ્રિક સુધી પહોંચ્યા; પણ કેટલાંક આકસ્મિક કારણોને લીધે પરીક્ષા ન આપી શકયા. તેઓ વધારે અભ્યાસ કરવા 'કોમર્સ' કૉલેજમાં દાખલ થયા; પરંતુ ત્યાં પણ એક અડચણ નડી. તેમની તબિયત બગડી, અને તેને પરિણામે તેમને શિક્ષણ છોડી દેવું પડયું. ભણતરના સંબંધમાં આ રીતે જો કે અપૂર્ણતા રહી; પણ કેળવણી શું અમુક પરીક્ષાઓ પાસ કરવામાં જ રહેલીછે ? દેવજીભાઇએ એ પરીક્ષાઓ માટેના શિક્ષણ કરતાં એક જુદા જ પ્રકારનું માનસિક શિક્ષણ મેળવી લીધું હતું, અને તેથી તેમની શક્તિઓની એકાગ્રતા બહુ સુંદર રીતે થઈ થઇ હતી. આ એકાગ્રતા તેમને જીવનમાં બહુ ઉપયોગી થઇ પડી છે. તેઓ પ્રત્યેક કામ ખૂબ વિચાર કરીને હાથમાં લે છે, અને એકવાર એક કામ હાથમાં લીધા પછી તેની પાછળ પોતાની તમામ શક્તિઓ ખરચી નાંખી તેને ફત્તેહમંદ બનાવે છે.

શિક્ષણ છોડયા પછી સંવત ૧૯૬૧ની સાલમાં ભૂજ પાસે એક નાના ગામમાં પોસ્ટ માસ્તરની જગ્યાએ રૂ. ૨૨) ના માસિક પગારે તેઓ નોકરીમાં જોડાયા. આ નોકરી જોકે તેમણે કમને સ્વીકારી હતી; પણ તેમાં તેમને ઘણો અનુભવ મળ્યો. જીવનમાં ઉદ્યોગ અને સ્વાશ્રયની કેટલી જરૂર છે, તે તેઓ સમજી શકયા. સ્પષ્ટ અને નિશ્ચિત હેતુ વિના ફત્તેહનો કોઇ માર્ગ નથી; એવો સિદ્ધાંત તેમણે પોતાના અનુભવ ઉપરથી બાંધ્યો અને તેથી તેઓ આ નોકરી છોડી બીજી કોઇ વધારે સારી લાઇન ખોળવાની તક તકાસવા લાગ્યા. બે વર્ષ તેમણે પોસ્ટની સર્વિસ કરી; પણ એટલા સમયમાં તો તે ગામનાં સર્વ સ્ત્રીપુરુષોનો અજબ ચાહ તેઓ મેળવી શકયા હતા. તેમની પ્રમાણિકતા, પ્રેમાળ સ્વભાવ અને કર્તવ્ય-પરાયણતા સર્વના મનમાં વસી ગયાં હતાં. આ લોકાદર મેળવવામાં તેમણે જેકાંઇ પ્રયાસ કર્યો તેનું સુંદર ફળ તેઓ તત્કાળ મેળવી શકયા. એ અરસામાં એ જ ગામના એક મિસ્ત્રી રા. જેરામભાઇ પંચાણનું બીહાર–ઓરીસા પ્રાંતમાં કોલસાના ફીલ્ડ તરીકે પ્રસિદ્ધ થએલ ઝરીઆ મુકામે કોલસાનું બીઝનેસ ચાલતું હતું. તે ગૃહસ્થનો પરિચય આપણા ચરિત્રનાયકને થયો. કોલસાનો ધંધો ભવિષ્યમાં ઘણો લાભ કરનારો છે; એવું જેરામભાઇએ શ્રીયુત દેવજીભાઇને સમજાવી ઝરીઆ લઇ જવા લલચાવ્યા. દેવજીભાઇના હૃદયમાં સ્વતંત્રતા મેળવવા માટેનું મથન ચાલુ હતું, અને તેથી ૬ મહિનાની પગાર કપાતે રજા લઇ તેઓ મિસ્ત્રી જેરામભાઇની સાથે ઝરીઆ આવ્યા. અને એમની સાથે બરાકર રહ્યા. ચરિત્ર-નાયકનું હૃદય હંમેશ નવું નવું શીખવાને અને જાણવાને ઉત્સુક રહેતું; તેથી તેઓ ત્યાંનું કામ જલ્દી જાણી ગયા. શરૂઆતમાં એ મિસ્ત્રી તેમને રૂ. ૬૦)નો માસિક પગાર આપતા, અને તેમાં સંતોષ માની પોતાની નોકરી ઉત્તમ રીતે તેઓ બજાવતા. ઉપરાંત તેમણે 'માઇનીંગ મેનેજર'નો અભ્યાસ કર્યો, અને સર્ટિફિકેટ મેળવ્યું. આ સર્ટિફિકેટ મેળવ્યા પછી તેઓ માસિક રૂ ૮૦)ના પગારે શેઠ ધનજી દેવજીની ટીસરા કોલીઆરીમાં

મેનેજર તરીકે જોડાયા. જે પુરુષ ઉદ્યોગી અને કર્તવ્યશીલ હોય છે, તેને સર્વત્ર વિજય પ્રાપ્ત થાય છે. દેવજીભાઇ ઉત્તરોત્તર ફતેહ મેળવતા ગયા તેનું કારણ તેમનો ઉદ્યોગી અને કર્તવ્યપરાયણ સ્વભાવ જ છે. ટીસરા કોલીઆરીમાં એક વર્ષ અનુભવ લીધા પછી 'બીસરા સ્ટોન લાઇન કંપની લીમીટેડ' ના નામે ચાલતી એક યુરોપિયન ફર્મમાં એસિસ્ટંટ મેનેજર તરીકે જોડાયા, અને ત્યાં યુરોપિયનો સીસ્ટેમેટીકલ કામ કેવી રીતે કરે છે, તેનો સંપૂર્ણ અનુભવ લીધો. ૬ માસ સુધી ત્યાં રહી પછી મિસ્ત્રી ઘેલાભાઇ પંચાણની 'જયરામપુર કોલીયારી'માં જોડાયા, અને બે વર્ષ સુધી ત્યાં રહ્યા. તેઓ જ્યાં જ્યાં નોકરી કરતા, ત્યાં ત્યાં શેઠને એટલો બધો સંતોષ આપતા કે શેઠ પોતે તેમના ઉપર એક આત્મીયજન જેટલું હેત રાખતા.

સને ૧૯૧૧ નીસાલમાં ઝરીઆ કોલફીલ્ડમાં જૂનામાં જૂના ગણાતા મિસ્ત્રી ખોડાભાઈ રામજીની ઑફિસમાં મેનેજર તરીકે દેવજીભાઈ જોડાયા; અને તે સાથે બે ત્રણ બીજી ખાણોનું પણ મેનેજમેન્ટ કરવા લાગ્યા. ચોકસાઇ ઉપર પ્રીતિ ધરાવવાનો તેમનો મળથી જ સ્વભાવ છે. તેઓ અધાં દિલથી થએલા કામને હંમેશ ધિક્કારે છે. ચોકસાઇને પ્રમાણિકતાની બ્હેન ગણે છે, અને ઉદ્યોગને જીવનનો મહામંત્ર માને છે. તેમની આવી પ્રકૃતિને લીધે જુદે જુદે ઠેકાણે નોકરી કરી કોલબીઝનેસનો સંપૂર્ણ અનુભવ તેમણે લઇ લીધો. આ સમયે અંગ્રેજી ભણેલા માણસો આ ક્ષેત્રમાં કોઇક જ હતા. અને તેથી મિસ્ત્રીઓનાં અંગ્રેજી કામો દેવજીભાઇ કરી આપતા, અને તે કેવળ કોઇપણ જાતના બદલાની આશા રાખ્યા વિના-તેમના આવા આત્મભોગને લીધે તેઓ ઝરીઆ કોલફીલ્ડમાં સર્વના માનીતા થઈ પડયા. ચાર વર્ષ સુધી શેઠ ખોડાભાઇને ત્યાં રહ્યા પછી સને ૧૯૧૫ની શરૂઆતમાં પોતાના નાનાભાઈ પુરુષોત્તમને ત્યાં બોલાવી 'ઠક્કર એન્ડ કંપની'ને નામે પોતે સ્વતંત્રપણે ધંધો શરૂ કર્યો. ખોડાભાઇને ત્યાંથી નિવૃત્ત થવા છતાં તેમના સલાહકાર તરીકે તો તેઓ કામ કરતા જ હતા, વળી આટલા વખતમાં સઘળી હિંદીખાણોના માલિકોની તેઓ પ્રીતિ તથા સહાનુભૂતિ સંપાદન કરી શકયા હતા; એટલે તેમનો સ્વતંત્ર ધંધો સૌની મીઠી નજરને લીધે સારી રીતે ચાલવા લાગ્યો.

આ અરસામાં કલકત્તાવાળા શેઠ કેશવજી લાલજી ઝરીઆમાં શેઠ ખોડાભાઇ રામજીને ત્યાં કંઇક કામસર આવ્યા. શેઠ ખોડાભાઇ સાથે તેમનો જૂનો સંબંધ હતો. એક દિવસ વાતમાંથી વાત નીકળતાં શેઠ ખોડાભાઇએ એક ૭૫ વિઘાની ખાણ વેચાઉ છે; એવું કેશવજીભાઇને કહ્યું અને તે સાથે એ ખાણ ખરીદવાની પણ સલાહ આપી. કેશવજીભાઇએ કહ્યું કે માણસ વગર એ ખાણ કોણ ચલાવે? ખોડાભાઇએ તરત આપણા ચરિત્રનાયકનું સૂચન કર્યું. કેશવજીભાઈના હૃદયમાં આ વાત ઉતરી, અને તત્કાળ ચરિત્રનાયકની ભાગીદારીમાં એ ગોઠવણ થઇ ગઈ. દેવજીભાઇને આ કામનો અનુભવ હતો, પોતે મેનેજર તરીકેની પરીક્ષા પાસ કરેલી, યુરોપિયન ફર્મમાં નોકરી કરી અનુભવ મેળવેલો; આ સર્વ બાબતો તેમને આ ઉદ્યોગમાં કામ લાગી. અને સન ૧૯૧૭ના સપ્ટેમ્બર માસથી 'ગોર ઝરીઆ કોલીઆરી'માં તેઓ ભાગીદાર તરીકે જોડાયા. કુદરતનો એક કઠીન કાયદો છે કે ઉંચામાં ઉચું સુખ અને વધારેમાં વધારે કલ્યાણ ભારેમાં ભારે સાહસ નીચે પ્રભુએ સંતાડયું હોય છે. દેવજીભાઇને પ્રભુએ એ સુંદર તક આપી કે જેથી તેઓ આગળ જતાં માન, પ્રતિષ્ઠા અને આર્થિક લાભ મેળવી શકયા.

મહેનત એ મનુષ્યજાતિનો મહાન શિક્ષક છે. જીવનના લશ્કરની તે એક સુંદર કવાયત છે. આ કવાયત વગર જીંદગીના યુદ્ધમાં જો કોઇ પુરુષ ઉતરે તો તે નાસીપાસ થાય છે. દેવજીભાઈ આ સિદ્ધાંતથી અજ્ઞાન નહોતા. તેમણે શરૂઆતમાં સખત મહેનતથી કામ લેવા માંડયું. 'પ્યોર ઝરીઆ કોલીઆરી'ને એક ઉત્તમ પ્રકારની પદ્ધતિસરની બનાવવામાં પોતાનો અનુભવ, જ્ઞાન અને કાર્યદક્ષતા કામે લગાડવા લાગ્યા. એક વર્ષમાં એ સપાટ જમીનને એવી સુંદર રીતે ખીલવી કે આજે ઝરીઆમાં હિન્દીઓમાં પ્યોર ઝરીઆ કોલીઆરીની પ્રતિષ્ઠા પહેલે નંબરે છે. તેનો માલ 'ગુડ સેકન્ડ કવાલીટી' છે: પણ દેવજીભાઇની પ્રમાણિકતા અને કાર્યદક્ષતાથી બીજી હિન્દી ખાણો કરતાં તેના કોલસાનો ભાવ ખરીદનારાઓ ખુશીથી ટને રૂપીઓ વધુ આપે છે. જે માણસ પ્રથમ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરે છે, પછી દૃઢ સંકલ્પ કરે છે, અને પછી અડગ આગ્રહથી પોતાનો હેતુ અમલમાં મૂકે છે; તે માણસ દરેક લાઈનમાં, દરેક કામમાં ઉચ્ચમાં ઉચ્ચ સ્થાન મેળવી શકે છે. મનુષ્યે કયો ધંધો કરવો, એ દુનિયા કહેતી નથી; પણ તેણે જે ધંધો માથે લીધો છે તેમાં તેને સર્વોપરી બનવાનું ફરમાન તો આ જગત્ અવશ્ય કરે છે. દેવજીભાઇ આ બાબત સારી રીતે સમજે છે અને તેથી પોતાના ધંધામાં ઉંચે સ્થાને કેવી રીતે આવવું તેનો તેઓ હંમેશ વિચાર કર્યા કરે છે. તેમણે આવડી નાની ખાણમાં પણ ઇલેકટ્રીક ગોઠવીને એવી રીતે સીસ્ટેમેટીકલ કામ લેવા માંડયું છે કે તે જોનારને તેઓની કાર્યશક્તિ આશ્ચર્યમાં ડૂબાવી દે છે. મોટી મોટી હિન્દી ખાણોમાં જ્યારે વાર્ષિક વેચાણ ૨૦ થી ૨૫ હજાર ટન થાય છે, ત્યારે દેવજીભાઇની પ્યોર ઝરીઆ કોલીઆરીમાં ગયાના બીજા વર્ષે ૯૦૦૦૦ ટનનું 'ડીસ્પેચ' થયું હતું. આ કોલીઆરીની આટલી પ્રગતિ તે ખાસ દેવજીભાઇની અજબ કાર્યદક્ષતાને આભારી છે.

એમના નાનાભાઇ પુરુષોત્તમ 'ઠક્કર એન્ડ કંપની'ને નામે બીઝનેસ ચલાવતા; મુંબઇમાં પણ બ્રાંચ ખોલેલી; પરંતુ એકાદ બે વર્ષ થયાં તેમની પ્રકૃતિ અસ્વસ્થ રહેતી હોવાથી, અને ડૉકટરોની સલાહ હોવાથી હાલ પુરુષોત્તમ ભાઈ 'ઠક્કર એન્ડ કંપની'નું બીઝનેસ કમી કરી તબિયત સુધારવા અર્થે વિશેષ કરીને દેશમાં રહે છે. તેઓ પણ ઉદાર, મિલનસાર અને સરળ સ્વભાવના પ્રેમી સજ્જન છે,

ઝરીઆ કોલફીલ્ડમાં દેવજીભાઇ 'માસ્તર બાબુ' તરીકે ઓળખાય છે. તેમનો સ્વભાવ શાન્ત, માયાળુ અને સહનશીલ છે. તેમની રીતભાત સાદી અને સભ્યતા ભરેલી છે. તેમના વ્યકિતત્વની છાપ સર્વત્ર અજબ રીતે પડે છે. તેમની સલાહ સર્વત્ર ગ્રાહ્ય થઈ પડે છે. ઝરીઆના હિન્દી વ્યાપારીઓ, ખાણના માલિકોનો તેમના ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. આ વિશ્વાસ સંપાદન કરવા માટે તેમણે આત્મભોગ આપ્યો છે,

માણસો ફતેહનાં વખાણ કરે છે; પણ જે સાધનોથી ફતેહ મળે છે, તે માટે કેટલો પરિશ્રમ વેઠવો પડે છે. તેનો થોડા જ વિચાર કરે છે. દેવજી માસ્તરની ફતેહના સંબંધમાં પણ કાંઇક આવી જ ઘટના છે. તેમણે પોતાની પ્રતિષ્ઠા ત્યાં જમાવવામાં ઘણી સાવચેતી રાખી છે. ઝરીઆમાં કોઈ પણ ફંડ, પબ્લીક કે પ્રાઇવેટ હીલચાલ, અને કોઇપણ સાર્વજનિક હિતના કામમાં આપણા 'માસ્તર બાબુ' પહેલા હોય છે. અત્યારે તેમના ઉપર પરમાત્માની કૃપા ઉતરી છે, અને તેઓ સર્વ રીતે સાધનસંપન્ન છે; છતાં અભિમાનનો અંશ પણ તેમનામાં નથી. કીર્તિની તેમને લાલસા નથી, મોટાઇનો મિથ્યા મોહ નથી, તેમનું

હસતું વદન અને સૌમ્ય ચહેરો જોતાં જ માણસોને તેમના ઉપર સદ્ભાવ ઉપજ્ન થાય છે. વ્યાપારમાં તેઓ કદી કોઇની સાથે અસત્ય વર્ત્તન ચલાવતા નથી. જીવનમાં આગળ વધવું હોય તો સત્યને જ અવલંબી રહેવાનો બોધ તેઓ પોતાના દાખલાથી સર્વ કોઇને આપી રહ્યા છે. પોતાની સત્યનિષ્ઠાને લીધે તેઓ હિન્દી અને યુરોપિયન બન્ને સમાજોમાં ભારે માન ધરાવી રહ્યા છે.

વ્યાપારી લાઇનમાં પડયા પછી અનહદ પ્રવૃત્તિમાન્ થઇ જવાથી જેમ અન્ય કેટલા-કોના હૃદયમાંથી સમાજસેવાનો, જાહેરહિતનો અને સાહિત્યરસિકતાનો ઝરો સૂકાઈ ગએલો આપણે ઘણીવાર જોઇએ છીએ; તેમ આ ચરિત્રનાયકના હૃદયમાં થયું નથી. તેઓ પુષ્કળ પ્રવૃત્તિમાન્ હોવા છતાં જ્ઞાતિ, સમાજ અને દેશહિતની સતત લાગણી તેમના હૃદયમાં રહ્યા જ કરે છે. કોઈ પણ ગરીબને મદદ કરવામાં અને પડતાને બચાવી લેવામાં પોતાની મોટી ધાર્મિક ફરજ તેઓ સમજે છે. ખૂલનામાં દુકાળ પડયો, બંગાલમાં રેલ આવી અને જ્યારે અનેક બિચારા લોકો ઘરબાર વગરના નિરાધાર થઇ પડયા, ત્યારે તેમને મદદ કરવા મીટિંગ બોલાવી ઝરીઆમાં કંઇપણ કરનાર હોય તો તે આપણા ચરિત્રનાયક જ. સારા કાર્યમાં હંમેશ તેઓ પહેલા હોય છે. ઝરીઆ લીટરરી સોસાયટીની અંદર તેમણે ૪૦૦૦ રૂપીઆ આપેલા છે. તેમની સખાવતો જાહેર કરતાં ખાનગીમાં વધારે હોય છે, અને તેથી તે સઘળી હકીકત મેળવવાનું અમારે માટે દુષ્પ્રાપ્ય છે.

સાહિત્યનો તેમને ખાસ શોખ છે, અને તેને ઉત્તેજન આપવામાં તેઓ હંમેશ તત્પર રહે છે. કોઇપણ અભ્યાસીને કિંવા સાહિત્યસેવકને પ્રોત્સાહન આપવામાં તેઓ કદી પાછી પાની કરતા તથી. સ્ત્રીકેળવણીના તેઓ ભારે હિમાયતી છે. તેમની માન્યતા તેઓ વારંવાર વ્યક્ત કરે છે કે: સંસાર શકટના બન્ને ચક્રો સરખી રીતે કેળવાયા વિના—આર્ય-મહિલાઓને ઉચિત કેળવણી આપ્યા વિના આપણો ગૃહસ્થાશ્રમ **धन्यो गृहस्थाश्रमः** બનવાનો નથી. હમણાં તેમણે દ્વિજેન્દ્ર રૉયના ‘ ઉસપાર ’નું ભાષાંતર પ્રગટ કરાવી સ્ત્રી-ઓને મફત આપવાની ગોઠવણ કરી છે; અને એ જ રીતે સ્ત્રીઓને ઉપયોગી થાય તેવા સામાજિક સ્વતંત્ર પુસ્તકો બહાર પડે, એ વાતને તેઓ બહુ અગત્યની ગણે છે. તેમનું વાચન વિશાળ છે. દુનિયાના ભિન્ન ભિન્ન દેશોમાં થતા રાજકીય, સામાજિક, વ્યાપાર-વિષયક કે અન્ય દરેક પ્રકારના પરિવર્ત્તનનો તેઓ કાળજીથી અભ્યાસ કરે છે, અને એ અભ્યાસને પરિણામે તેમાંથી પોતાની તુલનાશક્તિ અનુસાર તારતમ્ય ખેંચી કાઢી, પોતાનું જીવન દેશને અને સમાજને કેમ વધુ ઉપયોગી થાય તેનો જ તેઓ હંમેશ વિચાર કરે છે. સમાજસેવા માટે તેમના હૃદયમાં ઉંડી ધગશ છે. તેઓ આપણી જ્ઞાતિનું એક છાનું રત્ન છે એમ કહેવામાં અત્યુક્તિ નથી. તેઓ હિન્દુસમાજના સડાઓ ઉપર ભારી તિરસ્કાર ધરાવે છે. એમનો ગૃહસ્થાશ્રમ સાધારણ સંતોષભર્યો છે. પોતાને સંતતિમાં માત્ર એક ચૌદેક વરસનાં પુત્રી છે. તેમનાં લગ્ન ત્રીજે વર્ષે મુંબઇમાં કરી આપ્યાં છે. એ સિવાય બીજું તેમને કાઇ સંતાન નથી, છતાં તેઓ કદી અસંતોષી જણાતા નથી. જો કે સગાં–સંબંધીઓ તરફથી દ્વિત્તિય લગ્ન કરવાનું તેમના ઉપર દબાણ થાય છે; પણ તેઓ પોતાની મક્કમતા તજતા નથી. આજકાલના હિન્દુ વાતાવરણ પ્રમાણે પુત્ર વિના કુળનો ઉદ્ધાર ન થઇ શકે, એ માન્યતાને સમાજના ઊંડા અભ્યાસી ‘ માસ્તર બાબુ ધિક્કારે છે. તેઓ સંબંધીઓને મોઢે કહેતા કે"—પ્રભુ મને પુત્ર આપવાનો હશે તો એ

પત્નીથી જ આપશે, અને બીજી સ્ત્રી કરૂં, તેથી પુત્રપ્રાપ્તિ થાય જ તેને માટે શી સાબિતી છે ? ગમે તેમ કહો; પરંતુ એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવાની વાત મારા હૃદયને કંપાવી નાંખે છે; અને તે મારાથી બની શકવાનું નથી" આપણી જ્ઞાતિમાં ૭૫ વર્ષે પણ ઘોડે ચઢી પરણવા જતા જવાંમર્દો–બાર વર્ષની નિર્દોષ, નિરપરાધિની બાળકીનો ભવ બગાડનાર ઘાતકી મર્દ બહાદુરો, અને પુત્ર વગર પિતાની સદ્ગતિ જ નથી એવું ગદ્ધાપુચ્છ પકડનારા ધર્મી જીવડાઓ આ ૩૭ વર્ષના એક યુવાનની અડગ વૃત્તિનો દાખલો લેશે કે ? આપણા સમાજ બંધારણની વિલક્ષણતા આ ચરિત્રનાયક સારી રીતે સમજે છે, અને તેથી સામાજિક સુધારણાઓ માટે તેઓ પોતાનો જ દાખલો પૂરો પાડવા ઉત્સુક રહે છે.

તેઓ જાહેરહિતનાં દરેક કાર્યોમાં આગેવાની ભર્યો ભાગ લે છે. ઝરીઆમાં 'લોહાણા સેવક સમાજ' સ્થાપવામાં તેમનો પણ મુખ્ય હાથ હતો, અને તેના તેઓ સેક્રેટરી પણ હતા. હાલ તેઓ ત્યાંની 'ઝરીઆ માઇનીંગ ફેડરેશન' ના સેક્રેટરી છે. આટલાં વર્ષોમાં બીજા હિન્દીઓના કેસો કોર્ટમાં હોય પણ માસ્તર બાબુનો કોઇ કેસ હજુ સુધી કોર્ટમાં દાખલ થયો હોય, અથવા તેમના ઉપર કોઇએ કેસ કર્યો હોય એવું બન્યું નથી. ગવર્નમેન્ટથી સ્થાપિત થએલી "માઇનીગ ઇન્ડીવિજિયોઅલ સોસાયટી" ના તેઓ મેમ્બર છે, તેમજ " કલકત્તા ઈન્ડીયન માઇનીંગ ફેડરેશન"ની એકઝીકયુટીવ કમિટીના પણ તેઓ એક સભ્ય છે. ધનબાદ ડીસ્ટ્રીક્ટની જેઇલ કમિટીમાં બિહાર અને ઓરીસાની ગવર્નમેન્ટે નોનઓફીસીયલ મેમ્બર તરીકે તેમની નીમણુક કરેલી છે. ઝરીઆમાં એંગ્લો ગુજરાતી સ્કૂલ બોર્ડના સેક્રટરી તરીકેની તેમની સેવાઓ ખાસ પ્રશંસાપાત્ર છે. દરેક સાર્વજનિક કામમાં તેમનો ઉત્સાહ અપરિમિત હોય છે. અને હજુ તેઓ વધારે સમાજસેવા કરવાની તકો શોધ્યા કરે છે. તેમના વિચારો ઘણા ઉચા પ્રકારના છે. કોઇપણ દેશનેતા, કે સમાજનેતા કે ધાર્મિક વિદ્વાન્ પુરૂષ, ઝરીઆ કોલફીલ્ડમાં જાય; તો તેનું નિવાસસ્થાન માસ્તર બાબુની 'ખોર ઝરીયા કોલિઆરી' જ હોય સર્વંટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીવાળા આપણા ભાઇ અમૃતલાલ ઠક્કર ત્યાં મજુરોના પ્રશ્નનો અભ્યાસ કરવા ગયેલા; ત્યારે યુરોપિયન ખાણોના માલિકોએ તેમના સંબંધમાં છાપાંઓમાં કેટલીક ભળતી ટીકાઓ કરી ધમાલ મચાવી મૂકેલી, અને માસ્તર બાબુ ને સાથે સંડોવેલા; પણ દેવલજીભાઇએ તેનો એવો સચોટ જવાબ આપેલો કે સૌ કોઈ સ્તબ્ધ થઇ ગયેલા. યુરોપિયન સમાજમાં તેમની પ્રતિષ્ઠા હોવાથી તેઓના કથન ઉપર વજન અને વિશ્વાસ મૂકી એ પ્રકરણ અટકેલું.

વિદ્વાન પુરુષો કહે છે કે ઉત્તમ ચરિત્ર કોઇ દિવસ બહુ વખત સુધી છાનું રહેતું નથી. કચ્છ જેવા દૂરના પ્રદેશમાંથી સાધારણ વગસગ લઇ ઝરીઆમાં આવવું અને ત્યાંના વાતાવરણમાં આત્માના સુંદર સુવાસ ફેલાવી માન, યશ, પ્રાતષ્ઠા અને દ્રવ્યની યથેચ્છ પ્રાપ્તિ કરવી; એ ઘટના ઉત્તમ ચરિત્ર વિના બની શકે જ નહિ; એ તો દેખાતું છે,

તેમની જ્ઞાતિસેવાની ઇચ્છિાઓ ઘણી મહાન છે. પરમાત્મા એમને દીર્ઘાયુષ્ય બક્ષી તેમના હાથ જ્ઞાતિ, સમાજ અને દેશહિતનાં અનેક માંગલિક કાર્યો કરાવો એ જ અમે ઇચ્છીએ.

---

# શેઠ પુરૂષોત્તમ ઘેલાભાઈ સુન્દ્રાણી (કોચીન)



મલબાર પ્રદેશમાં મેંગલોર, કાનાનોર, તલચરી, બડગરા, કાલીકટ, પોનાની, કોચીન, અલપઇ, કવીલોન, અને ત્રિવેન્દ્રમ એ મુખ્ય બંદરોમાં કચ્છી તથા કાઠિયાવાડી ભાઇઓ લગભગ દોઢસો વરસથી વેપાર કરવા આવી વસેલા છે, તેમાં પણ કોચીન બંદરમાં એ બધાં બંદરો કરતાં આપણા લોકોની વસ્તી વિશેષ પડતી છે.

હાલ કોચીન બંદરમાં ૪૦ ઘર આપણા લોહાણા ભાઇઓનાં છે. આ લોહાણા ભાઇઓનાં ઘરોમાં બે ત્રણ ઘર કાઠિયાવાડી લોહાણા ભાઇઓનાં છે, બાકીનાં બધાં ઘર કચ્છી ભાઇઓનાં છે. આ કચ્છી ભાઇઓમાં શેઠ પુરૂષોત્તમ ઘેલાભાઇનું કુટુંબ જૂના વખતથી એટલે લગભગ ૧૧૦ વરસથી વસવાટ કરી રહેલ છે.

**કચ્છથી પ્રયાણ**

કચ્છ, કાઠિયાવાડમાં સં. ૧૮૬૯ નો દુકાળ બહુ હાહાકાર બોલાવી ગયો છે. હજી પણ ' ઓગણોતરો કાળ ' એ શબ્દની ભયાનકતા આપણા કાન ઉપરથી ખસી ગઇ નથી. આ વખતે રેલ્વેની પુરતી સગવડ ન હતી; આથી અનાજને માટે પોકાર પડી રહ્યો હતો. ગાય, બળદ, ભેંસ વગેરે પશુઓ માટે ઘાસચારો મેળવવાની હાડમારી પણ ત્રાસ વરતાવી રહી હતી. આ વિકટ સમયમાં શેઠ પુરૂષોત્તમભાઇના વડવા કચ્છ અંજારથી ઉપડીને કાલીકટ બંદરે આવ્યા. કાલીકટ બંદર મલબાર પ્રદેશમાં વેપારનું મુખ્ય મથક ગણાય છે, પોર્ટુગીઝ વેપારી વાસ્કોડીગામા પણ આજ બંદરે પ્રથમ ઉતરેલો; પોર્ટુગીઝોનો પગદંડો આ પ્રદેશમાં થવાથી મલબારનિવાસી હિંદુઓ મોટા પ્રમાણમાં ખ્રિસ્તી બની ગયા. આજ આખા હિંદુસ્થાનમાં સૌથી વિશેષ પડતી ખ્રિસ્તીઓની વસ્તી આ મલબાર પ્રદેશમાં જોવામાં આવે છે. મેંગલોરથી કન્યાકુમારી સુધી આજ ખ્રિસ્તી લોકોનાં દેવળો ઠામ ઠામ જોવામાં આવે છે. હિંદુ ધર્મગુરૂઓની શિથિલતાનું પરિણામ આને કહીએ તો કાંઇ ખોટું નથી.

**કોચીનમાં વસવાટ**

કાલીકટમાંથી ઠા. નેણસી દેવજી કોચીનમાં આવી વસ્યા, અને પચીશ રૂપીઆની નોકરીથી આજીવિકા શરૂ કરી. ઠરેલ બુદ્ધિ અને મીલનસાર સ્વભાવથી અહીં આબરૂ પણ ઠીક ઠીક જમાવી. સં. ૧૯૦૬ની સાલમાં તેમને ત્યાં ઘેલાભાઇનો જન્મ થયો. ઘેલાભાઇ ઉમરે આવતાં વેપારમાં જોડાયા, અને આડતના કામની શરૂઆત કરી, જેમાં બે પૈસાનો જીવ થતાં કોપરેલ તેલનાં પીપ તૈયાર કરવાનું કારખાનું ખોલ્યું, અને તેમાં સારી પુંજી મેળવી. આથી કોચીનમાં નવા રસ્તા ઉપર જમીન લીધી અને પોતાને તથા ભાડુતોને રહેવા માટે મકાન બાંધ્યાં. શેઠ ઘેલાભાઇને ત્યાં ચરિત્રનાયક શેઠ પુરૂષોત્તમભાઇનો જન્મ સં. ૧૯૨[illegible]ની સાલમાં થયો.

પૃષ્ઠ ૨૩૪ સામે.



શેઠ પુરૂષોતમ ઘેલાભાઈ સુન્દરાણી

**બાળકેળવણી**

સં. ૧૯૨૬ની સાલનો સમય ગામઠી નિશાળોનો હતો. આ વખતે કચ્છ, કાઠિયાવાડમાં પાટલા ઉપર ધૂળ નાખી અક્ષરો ઘુંટાતા, અને કોઈ કોઈ સ્થળે હાલની સ્લેટ પેન પણ દાખલ થયેલી જોવામાં આવતી. શેઠ પુરૂષોત્તમભાઈ કોચીનમાં એક ખાનગી સ્કૂલમાં થોડોક ગુજરાતી અભ્યાસ કરી શક્યા, અને પછી અહીંની મલબારી નિશાળમાં દાખલ થયા, અને મલબારી ભાષા તથા અંગ્રેજી ભાષાનો પણ થોડોક અભ્યાસ કરી લીધો. ગુજરાતી અભ્યાસ આગળ વધારવાની ઉત્કંઠા ઘણી હતી, પણ નિશાળના અભાવે નિરૂપાય થઈ જવું પડ્યું.

શેઠ ઘેલાભાઇ પોતાના પુત્રને યોગ્ય કેળવણી અપાવવાને બહુ ઉત્સુક હતા. બાળકેળવણીથી મનુષ્યનું ભવિષ્ય ઘડાય છે એ તેમના ધ્યાન બહાર ન હતું. બાળકેળવણી તરફની બેદરકારી એ પ્રજાવધના અપરાધ સમાન છે એ સૂત્ર તેમની આંખ આગળ તરી રહેતું.

'પોતાનાં બાળકને શિક્ષણ ન અપાવી શકે તે પિતા શત્રુ સમાન છે અને માતા દુશ્મન બરાબર છે, એવાં માબાપનાં અભણ છોકરાં હંસની પંક્તિમાં જેમ બગલો શોભતો નથી તેમ સભામાં શોભતાં નથી. આ શાસ્ત્રાજ્ઞાનું રહસ્ય ઘેલાભાઇ સારી રીતે સમજતા હતા, અને વારસામાં મળેલી મિલ્કતને કેળવવામાં જેટલી કાળજી રખાય છે તેટલી કાળજી કુદરત તરફથી મળેલા વારસારૂપ બાળકોની કેળવણી ઉપર રાખવામાં આવે તો તે દેશનું કલ્યાણ પણ સાધી શકાય છે એ તેઓ જાણતા હતા.

પોતાને ઘેર એકના એક પુત્રથી આંગણું દીપી નીકળતું હતું, તેમ છતાં એ વ્હાલપમાં તણાઈ જઇને તેનો દુરુપયોગ કર્યો ન હતો. ઘણાંખરાં શ્રીમંત કુટુંબોમાં એકનો એક પુત્ર હોય તેને ખોટા લાડમાં ઉછેરવામાં આવે છે, આથી તે છોકરો ખરી કેળવણીથી વંચિત રહે છે. આથી આવાં માબાપ પોતાના છોકરાને દુઃખી થવાનો માર્ગ પોતાના હાથે જ મોકળો કરતાં જાય છે! ઘેલાભાઇએ પોતાના પુત્રને આવાં ખોટા લાડ લડાવ્યા ન હતા, તેમ માતુશ્રી મોંઘીબાઈ પણ વ્હાલપના ઉમળકામાં કુસંસ્કારો પેસી ન જાય તેની ખાસ ચીવટ રાખતાં. બાળકેળવણી એ સંસારયાત્રાનું સુકાન છે, જો આ સુકાન મજબુત ન હોય તો જીવનનૌકા ભવસાગરમાં ખરાબે ચડી જાય એમ તેઓ ધારતાં.

'રૂપ, યૌવન અને બહોળા કુટુંબયુક્ત કેસુડાં છે પણ તેમાં સુગંધ ન હોવાથી તે શોભતાં નથી, તેમ જે માણસમાં રૂપ, યૌવન અને બહોળું કુટુંબ પણ હોય છતાં જો તે વિદ્યાવગરનો હોય તો તે શોભતો નથી.'

આ સૂત્ર માતુશ્રી મોંઘીબાઇ સારી રીતે સમજતાં, આથી સારા સંસ્કારયુક્ત પુત્ર પ્રકાશી ઉઠે એ તેમની તીવ્ર મનોકામના હતી. વળી પોતે જૂના વિચારમાં જે ગ્રાહ્ય હોય તે કદી પણ છોડતાં નહિ.

વળી કહ્યું છે કેઃ—'ખોટા લાલનપાલનમાં ઘણા દોષ છે, અને યોગ્ય વખતે તાડન કરવામાં ઘણા ગુણ છે, માટે પુત્ર અને શિષ્યને તાડન તો કરવું જ પણ લાલન કરવું નહિ.' આ વિચાર તેમના હૃદયમાં દૃઢ થયા હતા, આથી શેઠ પુરૂષોત્તમભાઇની બાળવય સારા સંસ્કારયુક્ત પસાર થઈ.

"પૈસાદાર તો ઘણા હોય છે, પણ પૈસાદારનાં બાળકોને મધ્યમ વર્ગના બાળકો જેટલુંય શિક્ષણ નથી મળતું. એમને સંસ્કાર અર્પવા એ ખાસ અગત્યની વસ્તુ નથી મનાતી. 'આપણે ક્યાં કોઇની ઓશીયાળ છે, કે નોકરી કરવા જવાપણું છે કે ભણાવવાની જરૂર પડે?" આવાં શ્રીમંતાઇમાં પોષાયલાં સંસ્કારવિહોણાં બાળકો જંગલના રોપાઓની માફક ઉગે છે, કરમાય છે, ને સૂકાય છે."

શેઠ પુરૂષોત્તમભાઇનું બાળવય વ્યતીત થતાં તેઓ વેપારમાં જોડાયા. સત્તર વર્ષની **ગૃહસ્થાશ્રમ** વયે બાઇ જમનાબાઈ સાથે લગ્ન થયું, અને ગૃહસ્થાશ્રમ શરૂ થયો.

સંસારી વહીવટમાં પ્રધાનપદ સ્ત્રીઓને આપવામાં આવેલ છે. પુરૂષ તે રાજા છે, તે શાસન કરે છે પણ તેના વહીવટમાં કિમ્મતી સલાહ આપનાર પ્રધાનપદ તો સ્ત્રીને જ વરેલ છે. સુશીલ, ખાનદાન, મિતભાષી અને વ્યવહારકુશળ સ્ત્રી મળવી એ સદ્‌ભાગ્યની નિશાની છે. શેઠ પુરૂષોત્તમ ભાઇનો ઘરસંસાર સુખી નીવડ્યો.

'આનંદયુક્ત ઘર, બુદ્ધિમાન્ પુત્રો, સુકોમળ વાણી બોલનારી સ્ત્રી, કુલીન મિત્ર, ધનયુક્ત પોતાની સ્ત્રીમાં પ્રેમ, આજ્ઞા ઉઠાવનાર સેવકો, મેમાનોનું સ્વાગત, શ્રી હરિની સેવા, ઘરમાં મિષ્ટાન્ન ભોજન, સાધુ પુરૂષોનો સત્સંગ, આવાં અનુકુળ સાધનોવાળો ગૃહસ્થાશ્રમ ખરેખર ધન્ય છે' એ કથન ખરૂં છે.

ગૃહસ્થાશ્રમ સારો નીવડવો કે ખરાબ નીવડવો એ ઘરની સ્ત્રી ઉપર જ અવલંબી રહેલ છે. સ્ત્રીઓ પોતાના શીયલયુક્ત પતિપરાયણ રહે તો ચોક્સ ગૃહસ્થાશ્રમ ફલિભુત થવાનો. પતિને વશ કરવા માટે દોરાધાગા કે તાવિતોની બીલકુલ જરૂર નથી.

'સ્વામી વશ થતો નથી, સોળ શણગાર સજે, સ્વામી વશ થતો નથી, અંગ તણા રંગથી;
'સ્વામી વશ થતો નથી, પીયરના પૈસા થકી, સ્વામી વસ થતો નથી, સદા અંગ સંગથી;
'સ્વામી વશ થતો નથી પુત્રનો પ્રસવ થયે, સ્વામી વશ થતો નથી, ધૂર્ત્ત જેવા ઢંગથી;
'કામનીને વશ કંથ થાય દલપત કહે, પ્રેમ ઉર આણી પાળ્યે આમન્યા ઉમંગથી.

આ બધાં સૂત્રો સૌ. જમનાબાઇએ પોતાના ખાનદાન પીયરથી જ આત્મામાં વણી લીધાં હતાં, આથી શેઠ પુરૂષોત્તમભાઇનો ગૃહસ્થાશ્રમ આદર્શરૂપ નીવડ્યો.

પિતાના હાથતળે વેપારી અનુભવ મળવા માંડ્યો ત્યાં સં. ૧૯૬૩ની સાલમાં પિતાના સ્વર્ગવાસનું અસહ્ય દુઃખ માથે આવી પડ્યું. ઘરનો તેમજ વેપારનો તમામ બોજો પોતાના એકના ઉપર જ આવી પડ્યો. આ વખતે તે પૂર્ણ સ્વતંત્ર હતા, પણ એ સ્વતંત્રતાનો ઉપયોગ તેમણે વિલાસવૈભવમાં કર્યો નહિ. પિતાની ઉજળી આબરૂમાં સવાઇ કરવાને દરેક પ્રયત્ન આદરી દીધો. સૌ. જમનાબાઇને લીધે ઘરનો ભાર તો તેમને ઓછો ઉપાડવો પડ્યો, પણ વેપારમાં તમામ શક્તિ વાપરવી પડી. તો પણ ગૃહસ્થાશ્રમનું રહસ્ય વિસ્મૃતિમાં રહી ગયું નહિ!

ગૃહસ્થાશ્રમ એ પશુવૃતિ પોષવાનું સાધન નથી, ગૃહસ્થાશ્રમ એ 'હું ને મારી વહુ ને એમાં આવ્યું સહુ' એ સંકુચિતતા બતાવવાનું સ્થાન નથી, પણ ગૃહસ્થાશ્રમ એ

અતિથિસત્કાર કરવાનું આશ્રમ છે, ગૃહસ્થાશ્રમ એ વિદ્વાનોને આશ્રય આપવાનું ઉદ્યાન છે, ગૃહસ્થાશ્રમ એ ગરીબોને આશરો લેવાની છાયા છે, ગૃહસ્થાશ્રમ એ સગાં સંબંધીઓના કોડ પુરવાનું વાહન છે. ગૃહસ્થાશ્રમ સન્મિત્રોની સ્નેહપિપાસા મટાડનાર મીઠી વીરડી છે. ઘરના ખુણામાં પેસી જઇને બારણાં બંધ રાખી કરીને મિષ્ટાન્ન ઉડાવવાનું સ્થાન નથી જ.

'જે પોતાના માટે જ રસોઇ કરે છે, જે માત્ર સંયોગ સુખ માટે જ મૈથુન કરે છે, જે માત્ર આજીવીકાને માટે જ અભ્યાસ કરે છે તેનું જીવન તો નિષ્ફળ જ છે!'

આટલા માટે ખાસ યાદ રાખવું કે પશુવૃત્તિ ધારણ કરીને માયકાંકલા જેવી પ્રજાનો હિંદુસ્થાનની પ્રજામાં વધારો કરવો એ તો અધમ અવસ્થા છે.

'પોતે પોતાના નામથી ઓળખાય તે ઉત્તમ, બાપના નામથી ઓળખાય તે મધ્યમ, મામાના નામથી ઓળખાય તે અધમ અને સસરાના નામથી ઓળખાય તે અધમાધમ છે.' ખરા વીર્યવાન ગૃહસ્થાશ્રમીનું બાળક કદિ પણ માયકાંકલું થશે જ નહિ, અને તે પોતે પોતાના નામે જ ઓળખાશે.

'અધમ પુરૂષો માત્ર ધનની જ ઇચ્છિા રાખે છે, મધ્યમ પુરૂષો ધન તથા માન બેઉની ઇચ્છિા રાખે છે, પણ જે ઉત્તમ પુરૂષો છે તે કેવળ માનની જ ઇચ્છા રાખે છે. કારણકે મોટા પુરૂષોનું માન એ જ ધન છે.'

સૌ. જમનાબાઈ ગૃહકાર્યમાં પરોવાઇ ગયાં, છતા માતુશ્રીતુલ્ય સાસુજીની સેવા તો એમના નિત્યકર્મનો એક પાઠ જ થઈ પડયો. મુરબ્બીઓના શુભાશિર્વાદ જે કુટુંબ ઉપર ઉતરે તેનો ગૃહસ્થાશ્રમ કેમ સફળ ન થાય? શેઠ પુરૂષોત્તમભાઈ આ રીતે પૂર્ણ સુખી જીવન વિતાવવા લાગ્યા.

**વેપારી જીવન**

ગૃહસ્થાશ્રમ અને ધંધારોજગારની કડીઓ બહુ જ સચોટ સંકળાયલી છે. શેઠ પુરૂષોત્તમભાઇ વેપારી જીવનમાં પણ ગૃહસ્થાશ્રમનું લક્ષ્ય ચુકયા નહિ. આજના કેટલાક લોકો તો પરદેશીઓને પગપેસારો કરાવનારા જ થઈ પડયા છે. પરદેશીઓની ઓફીસોના દલાલો, અને કુલીપ્રથાના દલાલો તો ધોળે દિવસે દેશને દીવાળું કઢાવવા બેઠા છે. લાખો ગરીબોને ઘરબાર વગરનાં રઝળતાં કરી તેમની ઉકળતી હાયવરાળ ઉપર મોટા મોટા બંગલાઓ બાંધી અમનચમન કરે છે. ગઈ કાલના ભિખારી આજના શેઠસાહેબ બની બેઠા છે. આવા કહેવાતા શ્રીમંતો મોટરોમાં ફરે છે, ગાર્ડનપાર્ટીઓનાં નોતરાં સ્વીકારે છે, લાડીના લટ્ટુ થઇ પડે છે, નાટક સીનેમા જુએ છે, પણ ગરીબ લોકો કેવાં પીડાય છે, દેશ કઇ દશાને પામ્યો છે, દેશના હુન્નરઉદ્યોગની શું હાલત છે તે સામે નજર પણ કરતા નથી. આવું ચાર દિવસનું ચટકું કેટલોક વખત નભવાનું? ગરીબોની હાયવરાળમાં મોટા મોટા બંગલાઓના પાયા ખવાઇ જવાના અને કાલાન્તરે નામશેષ થવાના! માટે વેપારી જીવન એવું હોવું જોઇએ કે જેથી દેશના કારીગરો પોષાય, દેશનો પૈસો દેશમાં રહે અને જાહેર ખાતાંઓને અહોનિશ મદદ મળતી જ રહે.

લગભગ સમાન શબ્દો છે છતાં તેના અર્થમાં આસમાન જમીનનો ફેર છે. નીતિનો વેપાર આત્માને પ્રફુલ્લ બનાવે છે, ત્યારે અનીતિનો વેપાર મુખની

**નીતિ અને અનીતિ**

રોશની ઝાંખી કરે છે. અનીતિના ધનને કંસાએલું ભોજન કહેલું છે. કંસાઈ ગયેલું ભોજન ખવાઇ જતાં તે જેમ ઓકી નાખવું પડે છે તેમ અનીતિના વેપારથી ઉપાર્જન કરેલું ધન એકદમ ચાલ્યું જાય છે, અને સાથે નીતિથી કમાયેલા ધનને પણ ખેંચતું જાય છે; તુંબડાને ગમે તેટલું દાબો પણ લાગ મળતાં તે ઉપર તરી આવવાનું જ, તેમ અનીતિના ધનનાં પાપ ઘડીભર ઢંકાઇ રહેશે, અને ચાર દિવસનું ચટકું દેખાડશે પણ પાપ પરિપકવ થતાં છાપરે ચડીને પોકારશે. શેઠ પુરૂષોત્તમભાઇનો વેપાર નીતિમય છે. આથી તેનો સદુપયોગ થતો જાય છે.

વેપારના કીડા વેપારમાં વ્યવહારકુશળતાને મોખરે મૂકે છે, પરંતુ આ વ્યાપાર-કુશળતા પણ એક પ્રકારનું વિષમ ઘેન છે. તે ઘેનમાં જે સપડાયા તેમની મતિ કુંઠિત થઈ જાય છે. કારણ કે તે ઘેન મલીન અહંકારના વેગમાંથી ઉદ્ભવેલી પ્રકૃતિનું વિષ છે, તે વિષ રગેરગ ચડી ગયું તો પછી વાસના જાળમાં જીવ સર્વ રીતે સપડાઇ જાય છે. તે દિવ્યધામનો હક સર્વથા ગુમાવી બેસે છે.

કેટલાક તો વેપારમાં એટલા બધા પ્રવૃત્તિમાન થઇ જાય છે, કે તેઓ પોતાની બીજી વ્યાવહારિક ફરજો તરફ લક્ષ આપી શકતા નથી. એ અતિશયતાના પરિણામે તેઓને કેટલુંક ભોગવવું પડે છે. ઘણા આનંદની વાત છે કે આવી જ જાળોમાંથી શેઠ પુરૂષોત્તમભાઈ હંમેશને માટે નિવૃત્ત રહેલા છે. વેપારીભાઇઓને કાયદાની બારીકી શોધીને છટકી જવાની ભારે આદત પડી જાય છે; પરંતુ કુદરતના કાયદાને અપવાદ હોતો નથી. ત્યાં તો 'ઇસ હથ દે ને ઉસ હાથ લે' નો કાયદો ચાલે છે. માથા ઉપરના વાળ સફેત થઈ જાય તો કલપ લગાડી જુવાની જાળવવાના પ્રયત્ન કરે છે, પણ આ સાયન્સ–વિદ્યા કુદરતના કાયદાને સ્પર્શ કરી શકતી નથી.

દશરથ મહારાજાને કાન પાસે બે શ્વેત વાળ દેખાયા, એટલે તેઓ બોલી ઉઠ્યા કે હવે 'સર્વેશ્વરની સૂચના' થઇ ચૂકી! તરત શ્રી રામ ને રાજ્યાભિષેકની તૈયારીઓ કરાવવા માંડી. એક ડોસીનો છોકરો માંદો પડ્યો, ત્યારે તે બોલી કે હે "પ્રભુ! મારા દીકરાને આરામ થાય તો તને આભ જેવડી રોટલી જમાડું!" છોકરો બોલ્યો કે: માજી! આભ જેવડી રોટલી કઇ તાવડી ઉપર તૈયાર કરશો? ત્યારે માજી બોલ્યાં કે "ચૂપ કર બેટા, એ તો હું ભગવાનને ફોસલાવું છું!" આવું તે ક્યાં સુધી ચાલે?

શેઠ પુરૂષોત્તમભાઈ પોતે મોટા વિદ્વાન નથી, પણ વિદ્વાનોની કદર કરી શકે છે, પોતે જૂના છતાં જૂનાને નવા સ્વરૂપમાં જોઇ શકે છે, અતિથિસત્કાર કરવામાં આગળ પડતા છે, બાંધકામ ખાતામાં સારી પ્રવીણતા છે, પ્રકૃતિથી સ્નેહાળ અને મળતાવડા છે, મનુષ્ય-સ્વભાવ અચ્છી રીતે પારખવાની શક્તિ છે, યુવાનનો વેગ અને વૃદ્ધનો સંયમ એ સર્વ એમનામાં છે, સંત્ત પુરૂષોનો સમાગમ તેમને અતિ પ્રિય છે. બાળકોની સુવ્યવસ્થિત કેળવણીના તેઓ ચુસ્ત હિમાયતી છે

કૌટુમ્બીક સ્થિતિ

સ્વરાજ્યની શરૂઆત કુટુંબથી જ થાય છે. જે કુટુંબમાં સંપની અભિવૃદ્ધિ હોય તેના સુખની દેવતાઓ પણ ઇચ્છા બતાવે છે. ગૃહસ્થાશ્રમમાં સંતાનનું સુખ પણ મુખ્ય ગણાય છે. શેઠ પુરૂષોત્તમભાઈના ત્રણ નાની વયના પુત્રો અને બે વિવાહિત પુત્રીઓ આ ફાની દુનિયાનો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં છે. હવે સંતાનમાં માત્ર બે વિવાહિત પુત્રીઓ છે. શેઠ પુરૂષોત્તમભાઇને ત્યાં પુત્રરત્નની પ્રાપ્તિ થાય અને તેમના આનંદમાં વૃદ્ધિ કરે એમ ઇચ્છીશું.

દુનિયાદારીના સગાંવહાલાં ઘણું કરીને ધનનાં ભૂખ્યાં છે. ગરીબ હાલત હોય ત્યારે જાનમાં આવવાને પણ કોઈ તૈયાર થતું નથી, ત્યારે પૈસાદારને ત્યાં મરણ પ્રસંગે પણ લાળ લાળાન્તરેનાં સગાંવહાલાં અને અન્ય લાગતાંવળગતાં ઉભરાઇ પડે છે!

સંસ્કારી સગાંનો જથ્થો, પુત્ર પૌત્રાની આડીવાડી, અને સંબંધીઓની પ્રસંગાનુસાર સાચી સલાહ એ પુણ્ય કર્યાં હોય તો જ પ્રાપ્ત થાય છે.

ગર્ભશ્રીમંતાઈ

ગર્ભશ્રીમંતની આસપાસ આશ્રિતો ઉભરાય, ખુશામતખોરો ભરાતા આવે અને સરકારી અમલદારો પણ આવવા માંડે! શેઠ પુરૂષોત્તમભાઇ ગર્ભશ્રીમંત છે, તેમણે પોતાનાં આશ્રિતોને યથાશકિત આશરો આપેલ છે, પણ ખુશામતખોરો કે અમલદારોની આંટીઘૂંટી પ્રવેશ કરી શકી નથી. ગર્ભશ્રીમંત હોવું એ સૌભાગ્યની નિશાની છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કહેલ છે કેઃ—

'યોગભ્રષ્ટ માણસ પવિત્ર એવા શ્રીમંત કુટુંબમાં જન્મ લે છે.'

આ ગર્ભશ્રીમંતાઇને જીરવવી એ જ મરદાનગી છે. સશકત શરીર, ધન સંપત્તિ અને સ્વતંત્રતા એ ચાહે તો પૃથ્વી ઉપર સ્વર્ગને ઉતારી શકે, અને ચાહે તોપૃથ્વીને નરકસ્થાન બનાવી દે! સ્ત્રી રૂપાળી હોય પણ શીયલવંતી ન હોયતો તે શિષ્ટજનોમાં સન્માનને પાત્ર ઠરતી નથી, તેમ પાસે અઢળક લક્ષ્મી હોય પણ પ્રભુપરાયણ વૃત્તિ ન હોય, ગરીબ પ્રત્યે દયા ન હોય, દાતારપણું ન હોય તો તે પૈસો પણ શોભતો નથી.

શેઠ પુરૂષોત્તમભાઈમાં નથી વિશેષ પડતું વિલાસીપણું, કે નથી કૃપણુતા. પોતાની મીલ્કતમાંથી યથાશકિત સાર્વજનિક કાર્યોમાં યોગ્ય ફાળો આપ્યા કરે છે. ઉડાઉ માણસ પોતાના વારસને લૂટે છે, અને કૃપણ માણસ પોતાની જાતને જ લૂટે છે.

જો મંજુર હય ધનરક્ષા તો ધનવાનો બનો દાની;
કુવેસેં જલ ન નીકલેગા, તો સડ જાયગા સબ પાની!

જાહેરજીવન

હાલમાં શેઠ પુરૂષોત્તમભાઇએ જાહેર પ્રવૃતિમાં પણ રસપૂર્વક ભાગ લેવા માંડયો છે. કોચીનમાં ગુજરાતી ભાઇઓનાં બાળકોને વિદ્યા સંપાદન કરવા માટે નિશાળ ન હોવાથી પોતે નિશાળ ખોલી અને તેનો તમામ ખર્ચ પોતાને માથે ઉપાડી લીધો; પછી કેટલાક વખતે મહાજન સમસ્તે નિશાળનું કામ પોતાના હાથમાં લીધું. આ વખતે પણ નિશાળના ફંડમાં પોતે સારી રકમ આપેલી છે.

કોચીન પાંજરાપોળ સંસ્થાના મહાજન સમસ્તના ઠરાવ મુજબ સાં. ૧૯૬૪ ની સાલમાં પોતે પ્રમુખ નીમાયા, તે સં. ૧૯૭૧ ની સાલ સુધી ગૌમાતાની સેવા બજાવી.

કોચીન રાજ્યમાં પણ સારી લાગવગ ધરાવે છે. અત્રેની મ્યુનિસિપાલ કાઉન્સીલમાં કાઉન્સીલર તરીકેનો હોદ્દો પોતે લાંબા વખતથી ભોગવતા આવે છે.

કોચીનમાં લોહાણા જ્ઞાતિની દરીઆસ્થાનની એક જગ્યા હોવી જોઇએ એમ નાત સમસ્ત તરફથી જાહેર થતાં આ દરિયાસ્થાનની જગ્યાના ફંડમાં રૂા. બે હજારની રકમ પોતે ઉદારભાવે આપેલ છે. હાલ આ જગ્યા ઉપર પાકી ઈમારત તૈયાર થઈ ગયેલ છે, હવે માત્ર પ્રતિષ્ઠાવિધિ કરવાની બાકી રહેલ છે.

કોચીન એ કોપરાં, કોપરેલ તેલ, ચોખા, મરી, સૂંઠ, હલદર, કાથાનાં દોરડાં વગેરેના વેપારનું મોટું મથક છે, આથી મુંબઈ, મદ્રાસ, કાઠીઆવાડ, રંગૂન, કલકત્તા, વગેરે સ્થળોના વછીયાતો મોટા જથામાં દર વરસ આવ્યા કરે છે. શ્રી પદ્મનાભ, ઉપરાંત શ્રી જનાર્દન વગેરે તીર્થસ્થળોની જાત્રા કરવી અહીંથી સુગમ થઇ પડે છે, આથી જાત્રાળુઓ પણ આવ્યા કરે છે, તેમ સાધુ સંતો અને અન્ય મુસાફરો પણ આવ્યા કરે છે. આ બધાંને ઉતારો કરવા માટે કોચીન જેવા વેપારી શહેરમાં એક પણ જગ્યા ન હતી; આટલા માટે એક ધર્મશાળાની જરૂરીઆત છે એ કોચીનનિવાસી વેપારી ભાઇઓના અંતઃકરણમાં લાંબા વખતથી રમી રહ્યું હતું, છતાં હજી કોઇ પણ તરફથી તે કાર્ય કરવાની પહેલ કરવામાં આવી ન હતી.

શેઠ પુરૂષોત્તમ ભાઇને સુશીલ, નમ્ર અને ખાનદાન પત્ની મળેલ છે. તેમના અંતઃકરણમાં પ્રભુપરાયણ વૃત્તિની ધગશ વિશેષ પડતી છે, આથી કોચીનમાં એકાદ ધર્મશાળાની પૂરી જરૂર છે એ વિચાર એમના અંતઃકરણમાં ગુંજી ઊઠયો. આ લાખોની માલમીલ્કત પાછળથી કોણ કેવી રીતે વાપરશે તે કાંઇ કહી શકાય નહિ, આથી સ્વહસ્તે જ તેનો સદ્‌વ્યય કેમ ન કરવો? પોતાનો આ વિચાર પતિની અનુમતિ પામ્યો એટલે આમ ઉમંગી દંપતીએ પોતાનો એકત્ર વિચાર વૃદ્ધ માતુશ્રી મોંઘીબાઇ આગળ જાહેર કર્યો. માતુશ્રીના દિલમાં પણ મૂળથી જ આ વિચાર રમી રહ્યો હતો; આથી તેમણે આનંદના ઉમળકાથી આ વિચારને વધાવી લીધો, અને **शुभस्य शीघ्रम्** ધારી ધર્મશાળાની જગ્યા પોતાના બગીચાની સામે જ નક્કી કરીને સાં. ૧૯૭૮ ના મહા વદિ ૫ ના માંગલિક દિને પાયો નાખવામાં આવ્યો.

સં. ૧૯૭૯ના માગસર સુદ ૭ ને દિવસે સારી ધામધુમથી રૂા ૫૦૦૦૦)ના ખરચે તૈયાર થયેલાં આ ભવ્યમકાનમાં વાસ્તુપૂજનવિધિ કરવામાં આવી, અને મહા સુદ ૫ ને દિવસે માતુશ્રી મોંઘીબાઇના શુભ હસ્તે આ ધર્મશાળા ખુલ્લી મૂકાયેલી જાહેર કરવામાં આવી.

ન્યુરોડ ઉપરના પોતાના બગીચાની સામેના ભાગમાં આ ધર્મશાળા બાંધવામાં આવેલ છે. આગળના ભાગમાં મેડી છે અને પાછળના ભાગમાં ઉતરવાની ઓરડીઓ તથા રસોડાં છે, સાધુસંતને ઉતરવા માટે એક વિશાળ હોલ છે. બ્રાહ્મણ અને સાધુસંતને પહેલા દિવસનું ભોજન પણ શેઠ તરફથી અપાય છે. ગાદલાં ગોદડાં, વાસણ, દીવાબત્તી વગેરે સગવડ પણ પૂરી પાડવાનું શરૂ કરી દીધું છે. હવા પાણીની પુરતી છૂટ છે. હવે કોચીન આવનારા મુસાફરોને ઉતારા માટે પુરતી સગવડ થઇ ગઇ છે. ધર્મશાળાનું મકાન બજારની નજીક છે; આથી બજારનો સરસામાન લાવવાની અનુકુળતા છે. વળી નવા મુસાફરોને ઉતરવાનું બોટ સ્ટેશન પણ તદ્દન નજીક હોવાથી ગમે તે વખતે ધર્મશાળામાં દાખલ થઇ શકાય છે. ચોર ચખાર કે બીજા કોઈ ઉપદ્રવની ભીતિ ન થાય તે માટે પાકી વ્યવસ્થા રાખવામાં આવી છે.

શેઠ પુરૂષોતમભાઈના બગિચામાં આપણા ઘણા ભાઈઓ કુટુંબ સાથે ભાડે રહે છે. આપણા લોકોમાં ભાડુતી બગિચા ઘણા છે પણ આ બગિચા જેવડો વિશાળ અને આટલી બધી માણસોની સંખ્યાવાળો કોઇ બગિચો નથી.

શેઠ પુરૂષોતમભાઇએ ધર્મશાળા જેવી સંસ્થા રૂા. પચાસ હજારને ખર્ચે તૈયાર કરાવી મુસાફરોને અનુકુળતા કરી આપી તે ઉદારતાથી મુગ્ધ થઈ તેમના બગિચામાં ભાડે રહેનારા ગૃહસ્થોએ ચાંદીના કાસ્કેટમાં એક માનપત્ર અર્પણ કરી અંતરના ઉછળતા ઉમળકાઓ વ્યક્ત કર્યા હતા.

આ સ્વજ્ઞાતિના વીરનરે કોચીનની શોભારૂપ પચાસ હજાર રૂા. ના ખર્ચે ધર્મશાળા બંધાવી તે બાબતમાં હર્ષોદ્દગાર બતાવવા માટે ત્યાંની લોહાણા જ્ઞાતિ પછાત કેમ જ રહી જાય ? આથી સં. ૧૯૭૯ના મહા સુદ ૧૫ ના દિવસે કોચીન લોહાણા જ્ઞાતિ શ્રી દરીઆ-સ્થાનમાં એકઠી થઇ અને શેઠ પુરૂષોત્તમભાઇને એક માનપત્ર અર્પણ કરવામાં આવ્યું. શેઠ પુરૂષોત્તમભાઇએ જવાબમાં જણાવ્યું કે: ' હું તો જ્ઞાતિના પગની રજ છું. મારાથી એવું મોટું કાર્ય થયેલ નથી કે જ્ઞાતિ સમસ્ત તરફથી આટલા બધા માનને હું પાત્ર હોઉં, તો પણ જ્ઞાતિએ મારા તરફ સદ્દભાવ બતાવીને મને તો નવાજ્યો જ છે. આ ઉપકારની લાગણી મારા અંતઃકરણમાથી ખસે તેમ નથી. પરમકૃપાળુ પ્રભુ, ભવિષ્યમાં જ્ઞાતિસેવા ઉઠાવ-વાની મને તક આપે અને એ તક સંભાળી લેવાનું મારામાં બળ ભારે એમ ઇચ્છું છું. '

કાશીનિવાસી શ્રીમદ્દ જૈનાચાર્ય શ્રી નેમીચંદ સૂરીજી તેમના વિદ્વાન્ શિષ્ય યતિશ્રી હીરાચંદજી મહારાજ સાથે જીવદયા પ્રસાર માટે શ્રી કોચીનમાં પધારતાં તેમના વ્યાખ્યા-નોની અસરથી આખા ગામમાં સારી અસર થઈ. અને તા. ૨-૬-૨૩ ને દિવસે શ્રી ગુજરાતી મહાજન સમસ્તની એક મિટીંગ અત્રેના શ્રી વિદ્યાલયના મકાનમાં મળી, અને મહાજન સમસ્તની અનુમતિથી શ્રી કેરલ જીવદયા પ્રસારક મંડળની સ્થાપના કરવામાં આવી. મ-લબાર પ્રદેશમાં દેવદેવીઓના મંદિરોમાં ધર્મને બહાને કુકડાં, બકરાં વગેરે પ્રાણીઓની હિંસા કરવાની પ્રથા ચાલી રહી છે તે અટકાવવા માટે લેખિત સાહિત્ય અને ઉપદેશકો-દ્વારા ચળવળ કરવાનો આ મંડળનો ઉદ્દેશ છે.

આ મંડળના પ્રમુખ તરિકે શેઠ પુરૂષોતમ ઘેલાભાઇની નિમણુક કરવામાં આવી છે. પ્રાણીરક્ષા માટે શેઠ પુરૂષોત્તમભાઈનો આ દિશાનો પ્રયાસ પણ વિજયવંત નીવડવાની આપણે આશા રાખીશું.

શેઠ પુરૂષોત્તમભાઇના હૃદયમાં લોકકલ્યાણના કાર્યોમાં સહાયભૂત થવાની ઉચ્ચ અભિલાષાઓ અહર્નિશ તરવરી રહેલ છે. કહેવા કરતાં કરી બતાવવું એ તેમનો મુદ્રાલેખ છે. પ્રભુ ! શેઠ પુરૂષોત્તમભાઇની અભિલાષાઓને ફળીભૂત બનાવે અને જનસમૂહ એનો અનેરો લાભ મેળવે એમ ઇચ્છીશું.

વૃક્ષો પરોપકાર માટે જ ફળ આપી રહ્યાં છે. નદીઓ પરોપકાર માટે જ વહન કરી રહી છે, વરસાદ પરોપકાર માટે જ વરસી રહેલ છે, અને પરોપકાર માટે જ સન્તપુરૂષોની વિભૂતિઓ હોય છે.

શેઠ પુરૂષોતમભાઈનું યશસ્વી નામ પણ આવા પરોપકારી કાર્યોથી દુનિયાના દાતા-રોની નામાવાળીમાં સુવર્ણાક્ષરે કોતરાઓ, અને તેવાં અનેક લોકકલ્યાણનાં કામો કરવા એ સર્વેશ્વર વિભુ તેમને દીર્ઘાયુષ્ય આપો એજ અભ્યર્થના !

# શેઠ માધવજીભાઇ જેસંગ (મુંબઇ)



જગતમાં મંત્ર વિનાનો કોઈ અક્ષર નથી, ઔષધ વિનાનું કોઇ મૂળ નથી, યોગ્યતા વિનાનું કોઇ મનુષ્ય નથી; પરંતુ દરેક મનુષ્ય અથવા પદાર્થને જ્યાં અને જેવી રીતે યોજવો જોઇએ ત્યાં તેવી રીતે યોજનાર કોઇ અગમ્ય શક્તિ જ હોય છે; કે જે શક્તિ માનવજીવનને ધન્ય કરે છે. સ્વામી રામકૃષ્ણના શબ્દોમાં કહીએ તો "જે માનવી સંસારની લાલચોમાં રહીને આત્મવિકાસ કરે છે તે જ ખરેખરો વીર છે." અન્ય જ્ઞાતિઓની જેમ લોહાણા જ્ઞાતિ પણ એવા સંસ્કારી અનુજોથી અલંકૃત છે. અહીં અમે એક સંસ્કારી સજ્જનની ટુંક જીવનરેખા દોરવા પ્રેરાઇએ છીએ.

આ ભદ્રપુરૂષ શેઠ માધવજીભાઇનો જન્મ વડીલોના મૂળ વતન દ્વારકા પાસે વરવાળા ગામમાં થયો હતો. કુટુંબનું ધાર્મિક વાતાવરણ અને વળી ગુણમૂર્તિ માતાપિતાનો સંસ્કારી સહવાસ; એ ઉભય અનુકુળતાને લીધે ઉગતી વયમાંથી જ માધવજીભાઈ ભવિષ્યમાં આદર્શ નર થવાની આશા અર્પતા હતા. જરૂરજોગું ગુજરાતી પાંચ ધોરણ સુધી શીખી નશીબ અજમાવવા માધવજીભાઇએ ૨૨ વર્ષની વયે મુંબઇમાં પગ મૂકયો. શરૂઆતમાં ૨૫) રૂપીઆના માસિક પગાર લેવાની સરતે એક ગૃહસ્થ સાથે ભાગીદારીમાં જોડાયા. સતત્ પુરૂષાર્થ, ખંત અને જાતમહેનતથી માણસ ગમે તે પ્રવૃત્તિમાં ઝળકી ઉઠે છે એ નિર્વિવાદ સત્ય છે. માધવજીભાઇ આગળ વધી પછી શેઠ મૂળજી દેવકરણ નામે વાણીઆ ગૃહસ્થની સાથે ભાગીદારીમાં જોડાયા. થોડા વખતમાં એટલી પરતંત્રતાને પણ છોડી દીધી અને સ્વતંત્ર કાપડનું બીઝનેસ હાથમાં લીધું; જે અદ્યાપિ રામદાસ માધવજીના નામે સારી રીતે ચાલે છે. વ્યાપારીકુનેહ ઉપરાંત ચરિત્રનાયકના જીવનને વધારે શોભાવનાર એમની ધાર્મિક વૃત્તિ જ છે. ધર્મના પાયા ઢીલા થયા ત્યારથી જ આ દેશની પ્રજા આત્મભાન ભૂલી છે. એતો નિર્વિવાદ છે કે ધર્મનીતિને અનુસરનાર વ્યકિત કોઇ કાળે પણ પ્રગતિ કર્યા વગર રહેતી નથી. માધવજીભાઇનું હૃદય ધર્મપ્રાણ છે. અને એ ઉત્તમ ભાવનાના બળે તેઓ નિર્માની, નિરાભિમાની થયા છે. સાધારણ વ્યવહારની વાતમાં પણ "રામ કરે છે, પ્રભુની કૃપાનું જ ફળ છે. આપણે કશું કરતાં નથી, પ્રભુની લીલા છે" વગેરે એમના ઉદ્ગારો હોય છે. આવો ઉત્તમ ગુણવારસો એમનાં સહૃદયી માતાપિતા તરફથી મળેલો છે.

અત્યારે પ્રભુની કૃપા એમનાપર વર્ષી રહી છે. પોતે સાધનસંપન્ન અને પ્રતિષ્ઠિત સજ્જનની ગણનામાં આવી શકયા છે. વેપારમાં "સેલ્સમેન" તરીકે એમની શાખ પડે છે. અને કાપડ મારકેટમાં એમના બોલનું પણ વજન પડે છે. વેપારીઓને અન્યોઅન્ય વાંધા પડે છે ત્યારે તેનું સમાધાન માધવજીભાઈ પાસે થાય છે. અને એમનો ન્યાય પણ ઉભય પક્ષો માન્ય રાખે છે. આટલો વિશ્વાસ સંપાદન કરવો એ સાત્વિક સ્વભાવ

વગર બની શકતું નથી. સ્વજ્ઞાતિ બન્ધુઓની ઉન્નતિના તેઓ ચાહક છે. ધનવાન થઇ ધનના ગુલામ બન્યા નથી પણ યોગ્ય દિશામાં તેનો વ્યય કરી પોતાની ઉદારતાનો પરિચય કરાવ્યો છે. એમની દાન પ્રણાલિ જમણે હાથે આપેલું ડાબો હાથ જાણે નહિ એવી છુપી છે. મા એમની પ્રગટ સખાવતોનો જ અત્રે ઉલ્લેખ કરીશું.

રૂા. ૨૪૦ **મુંબઈમાં હાલાઇ લોહાણા બાલાશ્રમ** ખોલવા માટે આપી તેમાં પોતાનું **નામ** જોડયું છે. રૂા ૫૦૦૦) **રાજકોટના અનાથ લોહાણા** ભાઇઓને સહાય માટે એવી રીતે **આપેલા છે કે** તેના વ્યાજમાંથી તેઓને મદદ મળે. તેવી જ રીતે રૂા. ૧૫૦૦૦) ના વ્યાજ-માંથી–વિદ્યોત્તેજક ફંડમાંના વ્યાજમાંથી રાજકોટના **લોહાણા** વિદ્યાર્થીઓને પુસ્તકો, ભણવાનાં સાધનો વગેરે મળે એવી યોજના કરી છે. આ શિવાય અનેક ઉત્સુક વિદ્યાર્થીઓને આર્થિક સહાય આપતા રહી કેળવણીનો માર્ગ સરળ કરતા રહે છે. વિદ્વાનો અને સાહિત્યસેવકોને પણ યોગ્ય ઉત્તેજન આપી સાહિત્યની ખીલવટ કરતા રહે છે. પોતે વૈષ્ણવ ધર્મના ચુસ્ત અનુયાયી છે, છતાં અન્ય ધર્મપ્રતિ અણગમો ધરાવતા નથી. **રામના** તેઓ ભક્ત છે.

હાલ તેઓનુ વય ૬૪ વર્ષનું છે. છતાં એમની પ્રતિભા નિરૂત્સાહીને પણ ઉત્સાહી બનાવી કર્ત્તવ્યમાં લગાડે છે. આંતર શુદ્ધિ માટે નિત્ય કર્મ કરવાનું કદી પણ ભુલતા નથી. કાપડનું મોટું બીઝનેસ હાલ પોતાના સુપુત્રોને સોંપી પોતે નિવૃત્તિ જેવું જીવન ગાળે છે.

**માધવજીભાઇ** કોઈ રાજા કે પંડિત નથી છતાં જેવા તેઓ છે તેવા **હાલાઇઓમાં** બીજા થોડા હશે. પોતે ચાર પુત્રોના પિતા છે. **દામોદરદાસ, રામદાસ અને ભગવાનદાસ** એ ત્રણે સુપુત્રોને જમાનાને યોગ્ય કેળવણી આપી પોતાના કાપડના બહોળા બીઝનેસમાં પરોવી દીધા છે. તેઓએ અત્યારે પિતાના વ્યવસાયનો સર્વભાર ઉપાડી લીધો છે. સૌથી નાના **જમનાદાસ** હજુ અભ્યાસ કરે છે.

ગુણમૂર્તિ પિતાના આ ચારે પુત્રો પણ મળતાવડા અને આનંદી સ્વભાવના છે. એઓની કાર્યદક્ષતા અને બુદ્ધિચાતુર્ય ભવિષ્યમાં સારા શહેરી થવાની આશા આપે છે. પ્રભુ એઓને પ્રગતિને પંથે દોરી અનેકાનેક શુભ કાર્યો કરાવવાને સમર્થ બનાવે એજ મહેચ્છા.

# શેઠ દેવધરભાઇ પ્રાગજી (કરાચી)



અસલના વખતથી ભારતવર્ષ દાન આપવાની પ્રણાલીમાં વખણાતો આવ્યો છે. તેમાં પણ વ્યાપારી આલમમાં જાણીતી થયેલી લોહાણા કોમમાં તો આ પ્રથા ભારે ખીલી નીકળી છે. દાન દેનારા સખાવતેશરોમાં શેઠ દેવધરભાઇનું નામ પણ ઝળકી રહ્યું છે. આ રીતે ઉદારતા ઉપરાંત તેમના જીવનમાંથી બીજું ઘણું શીખવાનું મળે છે. જીવનચરિત્રો જેટલી અસર જનતાપર કરે છે તેટલી અસર ભાષણો કે લેખો નહિ કરી શકે. પુરૂષાર્થ, પ્રભુભક્તિ, દૃઢ મનોબળ જાળવવું, આદિ અનેકાનેક બોધપાઠ આ ચરિત્રનાયકની જીવન ઘટનાઓમાંથી મળી શકશે.

શેઠ દેવધરભાઈનો જન્મ સંવત ૧૯૧૦ની સાલમાં થયો હતો. નાનપણથી જ હિસાબ-કિતાબ, લેખાં આદિમાં તેમની બુદ્ધિ ભારે ચપળ હતી. અભ્યાસ ખાનગી મહેતાજીની નિશાળમાં જરૂરજોગો કર્યો હતો. અનેક વિદ્યાઓનું ઝાઝું ભૂસું મગજમાં ભરવાને બદલે પ્રભુભક્તિથી જ પોતાનું હૃદય પલાળી નાખ્યું હતું. તેમના દાદા ચંદારામભાઈ ઉદાર અને ધર્મિષ્ઠ હતા. મુંબઇમાં શેઠ રણમલ લખાની પેઢીમાં શેઠ હંસરાજ કરમસીના વખત સુધી નોકરી કરી હતી. તેઓ અનન્ય પ્રભુભક્ત હતા. તેમનું મન સદાય પ્રભુભક્તિમાં જ પરોવાયલું રહેતું. ઉત્તરાવસ્થામાં પોતે સંસાર વ્યવહારથી વિરક્ત બન્યા હતા. કહેવાય છે કે ખંભાળીઆના મોરાર ભગતની ગાદી આ ભગત ચંદારામને સોંપવાનું નક્કી થયું હતું. પણ આપણા ચરિત્રનાયકના પિતા પ્રાગજીભાઇને તે ખબર પડતાં પોતે વૃદ્ધ પિતાને પાછા તેડી લાવ્યા હતા. પ્રથમ ચરિત્રનાયકના વડીલો કચ્છમાં અબડાસા તાલુકામાંના મોથાલા ગામમાં રહેતા હતા. પછીથી ચરિત્રનાયકના પિતા વહાણ રસ્તે મુંબઈ ગયા અને ત્યાં વેપાર કરતા હતા. ત્યાંથી ઘણીવાર પગ રસ્તે કચ્છમાં આવતા. દેવધરભાઈના પિતા પ્રાગજીભાઈનું હૃદય પણ વડીલોના જેવું જ ધર્મભૂખ્યું હતુ. શંકરના તે ખરા ભક્ત હતા; ભલા.ભોળા દીલના અને દયાની પ્રતિમારૂપ હતા. પૂર્ણિમા તથા અમાવાસ્યાને દિને સત્યનારાયણની કથા કરવાનું ચુકતા નહિ. મુંગાં પ્રાણીઓપર તેમને બહુ દયા હતી. કૂતરાંઓને દરરોજ રોટલા નાખવા, ઢોર માટે પાણીના હવાડા ભરાવવા એ તો એમનો નિત્યક્રમ જ હતો. તેમનો દેહાન્ત સંવત ૧૯૫૭ના મહા સુદી ૧૧ ના થયો હતો. પોતે બીમાર હતા ત્યારે પણ સત્યનારાયણની કથા ધ્યાનપૂર્વક સાંભળતા. મૃત્યુ કાળે તેમના સુપુત્ર દેવધરભાઇને ઘણા ઉમદા આશીર્વાદો આપ્યા હતા. અને કૂતરાંને રોટલા તથા ઢોર માટે હવાડો નિયમિત ભરાય તે માટે કંઇક રકમ કાઢવા કહ્યું. પિતાની ઇચ્છા પ્રમાણે દેવધરભાઇએ આ કામ માટે રૂા. ૨૦૦૦) ની જગ્યા કરાચીમાં લીધી; અને તેનાપર રૂા. ૧૦ થી ૧૫ હજારનું ખર્ચ કરી મકાન બંધાવ્યાં; જેના ભાડામાંથી આ બંને કામ આજ દિન સુધી કચ્છમાં ગામ મોટી ધ્રુફી અને નાની ધ્રુફીમાં ચાલુ રહ્યાં છે.

ચરિત્રનાયકનાં માતુશ્રી વિસનબાઈ પણ ઘણાં મમતાળુ અને સદગુણની મૂર્ત્તિ-રૂપ હતાં. પુત્ર દેવધરનામાં તેમણે જ ઉત્તમ સંસ્કારો ભર્યા હતા. દેવધરભાઇનો પ્રતિભા-શાળી ચહેરો જોઇ લોકો તેને પરદેશ જવાનું કહેતાં; પણ પ્રેમાળ માતા રજા આપતાં ન



શેઠ ઈશ્વરભાઈ પ્રાગજી

હોતાં. ઘણીવાર કહેતાં કે "હું પણ તારી સાથે જ આવું." આખરે માતુશ્રીનું વચન માન્ય રાખી સંવત ૧૯૩૧ ની સાલમાં દેવધરભાઈ કરાચી આવ્યા. માતાજી વિસનબાઇ જરાવાર પણ નવરાં બેસતાં નહિ. ભરતગુંથણની કળા તેનામાં સરસ હતી. ગામનાં ઘણાં બૈરાંઓને પોતે તે ઉદ્યોગ શીખવતાં. તેમનો સ્વભાવ બહુ આનંદી હતો. આખરે કુદરતના અટલ નિયમ પ્રમાણે આ મમતાળુ માતાએ પણ સ્વર્ગગમન કર્યું. સંવત ૧૯૩૭ માં કરાચીમાં આ ભલી માતાનું પૂર્ણ શાંતિમાં અવસાન થયું. એટલે માબાપવિહોણા દેવધરભાઇ આ સંસાર ભવાટવીમાં એકલા પડયા. આ વખતે તેમનું વય ૨૭ વર્ષનું હતું; શેઠ દેવધરભાઇને ત્રણ ભાઇઓ હતા. જેઠાભાઈ, કાનજીભાઈ તથા હરિભાઈ. તેમાં નાના હરિભાઇનો ૧૧ વર્ષની વયે દેહાન્ત થયો હતો. બાકી કાનજીભાઈ તથા જેઠાભાઈ પણ કરાચીમાં સાથે રહેતા હતા. કરાચીમાં આવ્યા પછી શેઠ દેવધરભાઇ, શેઠ દામજીભાઇ દેવજી ભેગા નોકરી રહ્યા; પણ સ્વતંત્રતાના શોધકને નોકરીમાં કેમ ચેન પડે ? પછી શેઠની મૂડીએ ભાગમાં થોડો ધંધો શરૂ કર્યો. અને બાજરો, મગ વગેરે મુંબઈ ચડાવવા લાગ્યા. થોડા સમય પછી ભાગીદારીનો ધંધો છોડી પોતે પોતાના ઉપર કમીશન એજન્ટનો ધંધો શરૂ કર્યો. જેમ જેમ લાભ મળતો ગયો તેમ તેમ ધંધાને અધિક ખીલવતા ગયા. પ્રમાણિક્તા અને નિર્લોભી વૃત્તિથી તેઓ આ ધંધામાં એટલી હદે પ્રગતિ કરી શકયા કે કચ્છ, મુંબઈ, પંજાબ, પૂના, વગેરે સ્થળોના ઘણા આડતીઆઓએ તેમને ત્યાં આડત રાખી. એટલું જ નહિ પણ આખા કચ્છમાં તો અનાજની ગુણી ઉપર "**દે–પ્રા**" નો મારકો હોય તો જ તે માલ ઉત્તમ ગણાય એવી લોકોની માન્યતા બંધાઇ ગઈ.

સાધારણ અક્ષરજ્ઞાન પામેલો એક ગૃહસ્થ પુરૂષાર્થ, સ્વાશ્રય અને ચારિત્રબળથી જીવનની કેટલી પ્રગતિ કરી શકે છે તે આ ચરિત્રનાયકના જીવનમાંથી વાંચક સમજી શકશે. પુરૂષાર્થથી પ્રભુ પણ મળે છે તો લાંબા કાળથી પ્રારબ્ધપર અવલંબીત રહેલી જનતાએ આવા સાહસિક નરરત્નોના જીવનમાંથી પુરૂષાર્થના પાઠ શીખવા જોઇએ. પરમાત્માની ભલી કૃપાથી આ ધંધાની ઉત્તરોત્તર વૃદ્ધિ થતાં તેમને સારૂં ચાનસ પણ મળ્યું. અને વ્યાપારી જગતમાં શેઠ દેવધરભાઇનું નામ ઘરગથ્થુ થઈ ગયું.

ચાલુ સદીની પ્રજાને પશ્ચિમી જીવન મરણ પર્યંત ધાંધલીયું જીવન જીવવાનું શીખવી રહ્યું છે. અર્થપ્રાપ્તિ માટે અંત પર્યંત ઝઝુમવાની હાય વરાળ અંતરની શાંતિનો લાભ નથી આપતી અને તેથી જ આપણી આર્યજાતિમાં જીવનનો અમુક એક ભાગ તો આત્મતત્વ શોધવા માટે રાખવામાં આવેલો છે. આ સિદ્ધાંત શેઠ દેવધરભાઇના જીવનમાં જોવાય છે. ચડતી વયમાં પુરૂષાર્થ ખેડવા છતાં પ્રભુસ્મરણ પોતે ભૂલતા નથી અને એ સંસ્કાર તેમને વડીલોના વારસા પેટે મળેલા છે. ઘણા પંડિતો, સાધુ, યોગી જનોને આશ્રય આપી પોતે ધર્મનું રહસ્ય જાણવા મથે છે. પોતે ધર્મ, વેદાંત શાસ્ત્રો તથા ગીતાનો પણ સાધારણ અભ્યાસ કર્યો છે. પોતાના બહોળા અનુભવ અને સત્પુરૂષોના સહવાસબળે આત્માને સંતોષે તેવું ધાર્મિક જીવન જીવી રહ્યા છે. હિન્દુસ્થાનમાં આવેલા યાત્રાનાં ચાર ધામોની યાત્રા સહકુટુંબ બે ત્રણ વખત કરી આવ્યા છે અને તેમાં તેમણે ઘણું જાણ્યું છે. દેવધરભાઇ અત્યારે સાધારણ દ્રષ્ટાન્તો આપી ધાર્મિક શંકાઓનું સરસ રીતે સમાધાન કરી શકે છે. ખરા વેદાન્તી છે. સ્વભાવ શાંત, સહનશીલ,

અને આનંદી છે. માનીપણું, દંભીપણું કે કીર્તિ મળવાથી મગરૂર થવું, લક્ષ્મીવાન થવાથી સ્વાર્થી થવું, આવા આવા અવગુણોને તેમણે દેશવટો આપ્યો છે. અતિથિના આદર સત્કાર માટે તો તેમનું આખું કુટુંબ પ્રખ્યાત છે. તેમના ભાઈ જેઠાભાઇ પણ ખાસ પ્રભુભક્ત હતા. તે નાનપણથી જ વિરક્ત જીવન ગાળતા હતા. તેમને એકાંત બહુ પ્રિય હતું. યોગ્ય વયે તેમને પરણાવવાનો વિચાર જણાવવામાં આવ્યો પણ તેણે સાફ ના પાડી હતી. આ અરસામાં એક વિદ્વાન વેદાન્તી પંડિત આવી સર્વને બોધ આપતો હતો; અને ઘણાં જીજ્ઞાસુ હૃદયોને કથા સંભળાવતો હતો. આ ઉપનિષદ્‌ની કથા સુણી જેઠાભાઈનું હૃદય વધુ નમ્ર બન્યું. અને છેવટે તેઓ ઘરબાર છોડી કોઇ એકાંતિક પ્રદેશમાં ચાલ્યા ગયા. એમનું જ્ઞાન સચોટ હતું અને તેમની ટેક પણ દૃઢ હતી. કેટલાંક વર્ષ તેઓ પંજાબમાં રહ્યા. પછી તે સાધુચરિત્ર વીર પોતાના ભાઇને કોઇકોઇવાર મળવા માટે આવતા. ખર્ચ માટે કંઈ પૈસો ટકો ભાઇ આપે તે પણ જેઠાભાઈ લેતા નહિ. છેલ્લી વારે કેટલોક સમય કરાચીમાં રહ્યા તે સમયે તેમનું શરીર લથડયું. દેવધરભાઇએ અનેક ઔષધોપચાર કર્યા છતાં પણ કંઈ ફાયદો નહિ થતાં તે પ્રભુભક્ત ભાઇ ૬૧ વર્ષની વયે આ પંચભૂતના દેહનો ત્યાગ કરી ઇશ્વરના અમ્મરધામમાં ચાલ્યા ગયા—જ્યોતિર્મય થઈ ગયા. શેઠ દેવધર-ભાઈના બીજાભાઇ કાનજીભાઈ ગૃહસ્થી હતા. તેમને બે પુત્રો હતા; પરંતુ આ ભાઈએ પણ પોતાના કર્તવ્યની બાજી વહેલી સમેટી પ્રયાણ કર્યું. સંવત ૧૯૬૫માં તે પણ આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા. બાદ તેમના બે પુત્રો પણ યુવાન વયે ઈશ્વરી નિયમને આધીન થયા. શ્રીયુત દેવધરભાઇને માત્ર એક પુત્રી છે. કાનજીભાઈના બન્ને પુત્રોને એઓશ્રી પોતાના પુત્ર સમાન માનતા હતા, પણ પ્રભુને તેનાથી કંઇક જુદું જ ગમતું હશે. એટલે આ બન્ને ભાઈઓને કીશોર વયમાં જ પોતાની પાસે બોલાવી લીધા. ઉપરાછાપરી આવા આઘાતો તે સંસારની અનિત્યતા દર્શાવી આપનાર સીગ્નલો છે. આવી ઘટનાઓ બતાવે છે કે સર્વ ખટપટ છોડી જે આખરે સાથે આવવાનું છે તે જ સાધ્ય કરી લો. **धर्मोमित्र मृतस्य** એ સુત્રાનુસાર મરણ પછી ધર્મ જ સાથે રહી મિત્રની ગરજ સારે છે. આ આઘાતો-એ દેવધરભાઈના હૃદયમાં ઉંડી અસર કરી. તેમણે પોતાનો ધીકતો ધંધો ઓછો કરી નાખ્યો અને પ્રભુપરાયણ નિવૃત્તિ જીવન વિતાવી રહ્યા છે. પોતાની સંપત્તિ તે પ્રભુની જ માલિકી માને છે; અને પ્રભુપ્રિત્યર્થે સદાય તેનો ઉપયોગ કર્યા કરે છે. હૃદયમાં ઇશ્વરી પ્રેરણા સ્ફુરે ત્યારે જ ઉદારતા પ્રગટે છે. આવી દૈવી આદેશ રૂપી ઉદારતા આપણે દેવ-ધરભાઇના સાધુજીવનમાં જોઈ શકીએ છીએ. તેઓ સ્વમુખેથી કહે છે કે " આપણી સંપત્તિના આપણે માલિક નથી પણ ટ્રસ્ટી છીએ " તેમણે પોતાની બ્હેનો, તેમની પુત્રીઓ તથા ભાઈની પુત્રીઓનાં લગ્ન પણ પોતાને ખરચે કરી આપ્યાં હતાં. પિતાની માફક સાધુ સંત અને મહાત્મા પુરૂષોને તેઓ સત્કારનારા છે. તેમની ખાનગી સખાવતો પાર વગરની છે. જે શોધકને મળવી પણ મુશ્કેલ છે. એટલે તેમની જાહેર સખાવતોનો થોડો ઉલ્લેખ કરીએ.

કરાચીથી ૧૨ માઇલ દૂર રેલ્વે રસ્તે મલીર નામે એક ગામ છે. ત્યાં ગરમીના સમયમાં કે રોગ ફાટી નીકળ્યો હોય ત્યારે લોકો ત્યાંની હવામાં રહેવા જાય છે. ત્યાં શેઠ દેવધરભાઈએ પોતાના ભાઈ કાનજીભાઇ તથા તેના પુત્રો જીવજી અને લક્ષ્મીદાસના

સ્મરણાર્થે એક આરોગ્યભુવન તથા ધર્મશાળા મોટા ખરચે બંધાવી છે. એ ઘણી વિશાળ જગ્યામાં સુંદર બગીચો, કૂવો વગેરે બનાવી મુસાફરની બધી સગવડતાઓ પૂરી કરવા માટે કોઇપણ જાતની ખામી રાખવામાં આવી નથી. એમના પિતાજી શંકરના ભક્ત હતા તેથી મલીરમાં મોટા ખરચે એક શિવાલય બંધાવ્યું છે. તેમાં શંકરની મૂર્તિની પ્રતિષ્ઠા તા. ૪-૫-૧૯૨૨ ના યજ્ઞયાગાદિ કરી શાસ્ત્રોકતવિધિથી કરવામાં આવી હતી. અને તે વખતે સેંકડો વિદ્વાન બ્રાહ્મણોના ભોજન આદિ માટે પણ ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી હતી. તે શંકર ભગવાનનું નામ ' દેવેશ્વર મહાદેવ ' રાખવામાં આવ્યું છે. અત્યાર સુધી અહીં કોઇ મંદિર નહોતું, હવે અનેક ભકતજનો તેનો લાભ ઉઠાવી રહ્યાં છે. આ ધર્મશાળા, આરોગ્ય ભુવન તથા દેવેશ્વર મહાદેવના મંદિરનું પાકું ટ્રસ્ટ ડીડ કરાવેલ છે. આ દેવેશ્વરની પ્રતિષ્ઠા કર્યા પછી દેવધરભાઇએ કરાચીમાં વસ્તા સમસ્ત લોહાણા મહાજન તથા સારસ્વત બ્રાહ્મણમાં પણ ત્રાંસની લ્હાણી કરી હતી.

દેવધરભાઈ માને છે કે આજકાલની નિર્માલ્ય કેળવણી કરતાં હુન્નરઉદ્યોગની કેળવણીની ભારે જરૂર છે. તેથી લોહાણા જ્ઞાતિની પ્રથમ કોન્ફરન્સ વખતે તેમણે પોતાના ભાઇ કાનજી તથા પોતાના સ્મરણાર્થે કરાચીમાં જ્ઞાતિની હુન્નરઉદ્યોગશાળા સ્થાપવા માટે ફંડમાં રૂા. ૨૫૦૦૦) આપ્યા છે. જે સંસ્થા અત્યારે સારૂં કામ કરી રહી છે. સ્વજ્ઞાતિના બાળકોની ઉન્નતિ માટે તો તેનો આ પ્રેમ ખરે જ જબરો કહેવાય. ઘણા શ્રીમંતોને દેવું ને મરવું બરાબર લાગે છે, પણ દેવધરભાઇએ તો દાનનાં પૂર વહાવ્યાં છે. પૂર્વના સંસ્કાર સારા હોય તો જ ધનનો સારો ઉપયોગ કરી શકાય અને નહિ તો ધનદાસ બની આખરે અવાચક થઇ અગર તો પૈસાના સન્નેપાતના ભોગ થઈ ખાલી હાથે સર્વ છોડી પરાધિન દશામાં મૃત્યુના ગ્રાસ થવું પડે છે. ચરિત્રનાયકનું જીવન લોલુપતાવશ નથી પણ વિરક્તદશામાં વિહરે છે. જ્ઞાતિના ગરીબો માટે તેમને ભારે લાગી આવે છે. જ્ઞાતિના અનાથ થઇ પડેલા બાળકો માટે કરાચીમાં એક ઓર્ફનેજ ચાલે છે તેમાં તેઓ રૂા. ૧૫૦૦૦) ની મદદ આપી ચુકયા છે. દેવધરભાઇને પ્રભુએ પુત્રસુખ આપેલું નહિ હોવાને લીધે બીજીવાર લગ્ન કરવા માટે કુટુંબીઓએ બહુ સમજાવ્યા પણ તેણે તેમ નથી કર્યું. આ તેમનું મજબુત મનોબળ જણાઈ આવે છે. તેમના વિચારો ઘણા ગંભીર અને અનુભવની કસોટીમાંથી પાર ઉતરેલા છે. જ્ઞાતિનાં ફંડોની સરસ વ્યવસ્થા થાય તે માટે તેઓ કાળજીથી મહેનત કરી રહ્યા છે. લોહાણા જ્ઞાતિના વિદ્વાનો એ આપણી થાપણ છે એમ માને છે. પોતે સાચા માણસ છે, અસત્ય તેમને પ્રિય નથી. સાદાઇની તે સાક્ષાત જીવંત મૂર્તિ છે. સ્વદેશીના પોતે ખરા ચાહનાર છે, સાંપ્રતકાળની ચળવળથી હંમેશાં જ્ઞાત રહે છે. તેમનું જીવન કેટલું બધું આદર્શ છે તે સર્વ સાધારણ તેમજ શ્રીમંત લોકોએ જાણવાની જરૂર છે. તેમની પિતૃભક્તિ, ભ્રાતૃભક્તિ, પ્રભુભક્તિ અને જ્ઞાતિ તથા દેશભક્તિ દરેકે જીવનમાં વણી લેવા જેવી છે. ગરિબીમાંથી સ્વપ્રયાસે અમીરી દશાને વરી શકયા છતાં તેમને ધનનો મદ-ઘેન ચડયું નથી. પણ તેનો તો તેઓશ્રીએ દાનમાં જ ઉપયોગ કર્યો છે. આવાં જીવનચરિત્રો જનતાના હૃદયને પલટાવી શકે છે. જીવનમાં જો ધર્મ ઓતપ્રોત હોય તો જ તે અનુકરણીય કહેવાય, જે સર્વ દેવધરભાઇના જીવનમાં જોઈ શકાય છે. પ્રભુ તેમને અખંડારોગ્ય આપે અને હજુ વધુને વધુ શુભકાર્યો તેમના હાથે કરાવે એજ વાંચ્છના !

# શેઠ દેવચંદ ધર્મસિંહ શેઠીઆ (કલકત્તા)



'આપણાં કાર્યો સારા કે માઠા પરિણામના દૂતો છે. આપણી પ્રાણઘાતક છાયાઓ આપણી સાથે જ મુંગી મુંગી હીંડે છે.' માનનિય પંડિત માલવિયાજીનાં ઉપરોક્ત નીતિવચનને આપણા વૃદ્ધ વડીલોએ જાણ્યે-અજાણ્યે પણ જીવનમાં ઉતાર્યાં હતાં. કવિ બર્નાર્ડ શો કહે છે તેમ "અન્ય દેશોના રીતરિવાજ ગમે તેવા આકર્ષક છતાં નીતિધર્મથી અગ્રાહ્ય હોય તો તે નકામા છે." આપણા અનુભવી વડીલો તે સમજતા હતા. પોતે કંઇ બધા તત્વજ્ઞાની નહિ છતાં ધર્મનાં તત્વો ઊંડાણથી જાણીને જીવનમાં વણી લેતા હતા. ઓછા ભણેલા જૂના જમાનાના વડીલોને કવિ કાર્લાઇલ જેવા ઉપદેશવા નહોતા જતા કે" નિર્મળ હૃદય, શૌર્ય, અને સંયમ સૌને આવશ્યક છે." તો પણ અનુભવમાં આગળ વધેલા તેઓ જે જાણતા તે આચારમાં ઉતારી લેતા. આવા ધર્મપ્રાણ કુટુમ્બ જગતમાં પોષાયલા આ ચરિત્રનાયક શેઠ દેવચંદભાઇનો જીવન પરિચય અહીં આપવા ઉચિત ધારીએ છીએ. માત્ર કલ્પનાસૃષ્ટિમાં વિહરનારા વર્ગમાંના તે નથી, પણ પ્રબળ પુરૂષાર્થી હોવા ઉપરાંત જ્ઞાતિ, સમાજ, અને દેશની દાઝ ધરાવનાર સંયુક્તકુટુમ્બ વ્યવસ્થાના ચાહક છે. તે આ જીવન ઘટનાઓ અવલોકવાથી જાણી શકાશે.

લોકો કહે છે કે જમાનો બહુ આગળ વધી ગયો છે પણ સાથે ધર્મનીતિનો, સંયુક્તકુટુમ્બ કિલ્લાઓનો, તેમ જ અલૌકિક શાન્તિનો કેટલો હ્રાસ થયો છે તે કોઈ બતાવતું નથી.

શેઠ દેવચંદભાઇનો જન્મ સંવત ૧૯૪૩ માં કચ્છ અંજારમાં થયો હતો. વડીલોનો નિવાસ કચ્છ—અંજારમાં હતો. અગાઉના વખતમાં બળવાખોરોના હુમલાઓથી અંજારનું રક્ષણ કરવામાં કચ્છાધિપતિ રાવને આ કુટુમ્બે બહુ સારી મદદ કરેલી. એ સેવાઓની નવાજેશમાં કચ્છ રાજ્ય તરફથી તેઓને "શેઠીઆ" નો ઇલ્કાબ મળેલો કહેવાય છે; અને તેઓના ઉપરના કેટલાક કરો—ટેકસો પણ માફ કરેલા છે.

પિતાશ્રી ધર્મસિંહભાઇ ધર્મપરાયણ, એકવચની અને અડગ ટેકી હતા. એમની ભાવનાઓ અતિ ઉચ્ચ હતી. અંજારમાં મોટા વ્યાપારી હોઇને કાઠિયાવાડ આદિ દેશો સાથે પણ તેમનો વ્યાપાર સંબંધ હતો. વવાણીઆ બંદર મોરબીના હાથમાં ગયા પછી તે વહીવટ બંધ કર્યો હતો.

પિતાશ્રી ધર્મસિંહભાઈ જેવા ધાર્મિકવૃત્તિના, સત્યાગ્રાહક અને નિશ્ચયી હતા તેવા જ શરીરબળમાં પણ સુદૃઢ હતા. નબળા શરીરવાળા મનુષ્યનું મન મજબુત હોઈ શકે નહિ એ અબાધિત સત્ય છે. પિતાશ્રીએ શારીરિક તાલીમ એવી લીધેલી કે એમના જીવનના અંતપર્યંત દવાનું એક પડીકું પણ લીધું નહોતું. છેલ્લી માંદગી વેળા દવા લેવાની વિનતિ કરતાં સંભળાવ્યું કે " આખા જીવનમાં દવા ન લીધી અને હવે દવા લેવાથી શાર



શેઠ દેવચંદભાઇ ધર્મસિંહ શેઠીઆ.

છ માસનું કદિ થીગડું લાગતું હોય તો તે મને ન જોઇએ" આ વૃદ્ધ માવિત્રોના મનની મજબુતાઈ જોવાની છે. આવાં માતુપિતાના સંતાનો સંયમશાળી અને ઓજસ્વી કેમ ન થાય ?

જ્ઞાતિમાં, તેમજ વ્યાપારી મંડળમાં આગેવાન હોવા છતાં પણ કદિયે મોટાઈ કે મિથ્યાગુમાનનો અંશ એમનામાં જણાયો ન હતો. સત્ય અને ન્યાયના પ્રભાવે તેઓ સૌને આકર્ષી શકતા. આવા સદ્‌ગુણોના પ્રભાવે જ સર્વના વિશ્વાસપાત્ર અને પૂજ્ય બની રહ્યા હતા.

એમની નિસ્પૃહી ભાવના અજબ પ્રકારની હતી. કેટલીયવાર વગર શ્રમે શ્રીમંત બની જવાની લાલચોને તેઓશ્રીએ મજબુત મનોબળથી ધકેલી કાઢી હતી. આજે પૈસો મળતો હોય તો નીતિ, અનીતિનો બહુ થોડાઓ વિચાર કરશે. નીતિબળ, ઉચ્ચ મનોભાવ અને નિસ્પૃહિતા જીવનમાં વણી લેવા એ કંઇ ખાવાના ખેલ નથી. અને તેટલા માટે જ આવા વૃદ્ધ વડીલો ઉગતી પ્રજાને અનુકરણિય થાય છે.

પિતાશ્રી ધર્મસિંહભાઇએ જીવનભરમાં ન્યાય અને નીતિના નિયમો નજર સામે રાખ્યા હોવાથી અંત સમયે પણ તેઓ વિકળ નહિ થતાં સૌમ્ય રહ્યા હતા. તેમની ભાવના-મય અંતિમ ઘટના પણ નોંધવા લાયક છે.

પ્રથમ જણાવ્યા પ્રમાણે તેઓ શરીરે બળીષ્ઠ હતા. પણ કુદરતના નિયમ પ્રમાણે આખરે શરીરનૌકાનાં યંત્રો ઢીલાં પડયાં એટલે બિછાને પડયા વગર ચાલ્યું નહિ. પરલોક પ્રયાણને આગલે દીવસે પોતે શ્રી માધવરાયજીનાં દર્શને જવા આતુર બન્યા. પણ શરીર અશક્ત એટલે પુત્રોએ ટેકો આપી મંદિરે પહોંચાડયા. અહીં પોતે ખુલ્લા દિલે પ્રાર્થના કરી: "હે પ્રભુ ! તારી કંઇ પણ યોગ્ય ઉપાસના મેં કરી હોય તો હવે મને આ પરાધીન દશામાંથી છોડાવી તારી પાસે બોલાવી લે." કહેવાય છે કે બીજે જ દિવસે પ્રભુએ કોઈ અગમ્ય આદેશથી આ પૂણ્યાત્માને અડધી કલાકમાં દીવ્ય ધામમાં બોલાવી લીધા. ! અંતકાળે સાત્વિક આત્માઓની જ આવી વૃત્તિ થઈ શકે છે એ કોણ નથી જાણતું ? પોતાની પાછળ ચાર પુત્રોની ગુંજતી લીલી ફુલવાડી મૂકી એ ભાગ્યવાન પુરૂષ સંવત ૧૯૭૨ ની સાલમાં પંચત્વને પામ્યા હતા.

ચરિત્રનાયકને જેવા ધર્મપ્રાણ પિતા હતા તેવાં જ માતા પણ હતાં. આ દયાની દેવી નિશાળમાં ભણેલાં નહોતાં છતાં સંસ્કારબળે ભણેલાંઓનાં પણ સલાહકાર બને એવાં હતાં. એમનું હૃદયબળ અને હિમ્મતા ઉમદા પ્રકારનાં હતાં. આખાં જીવનમાં એમણે પણ દવાની એક પણ ગોળી ખાધી નહોતી. સ્ત્રીજાત ભિરૂ હોય છે પણ માતુશ્રી રાજબાઇમાં તેનો અભાવ હતો. ખરી વીરમાતાને શોભે એવા ગુણોથી પોતે અલંકૃત હતાં. પંજાબકાંડ વખતે મ. ગાંધીજીને પકડયા ત્યારે મુંબઇમાં ચોપાટીપર જંગી સભા ભરાયલી ત્યારે દેવચંદભાઇને સભામાં નહિ જવા દેવાનું કેટલાકોએ માતુશ્રીને કહ્યું. તે સાંભળી આ તેજસ્વી માતાએ આ પ્રમાણે કહ્યું: "તમે બધા બ્હીકણ છો ! સભામાં ન જવાની નમાલી સલાહ મારા પુત્રને ન આપવી. દેશ અને ધર્મને ખાતર પ્રાણાર્પણ કરવાનું હોય તો પણ એવું ભાગ્ય કયાંથી ?"

આ માતુશ્રી પુત્રોની પૂર્ણ ઉન્નતિ જોઇને સન ૧૯૨૨ ના જાન્યુઆરી માસની તા. ૨૩ મી એ પરલોકવાસી થયાં હતાં.

માતાપિતાના પવિત્ર આદર્શને ઝીલનાર આ ચાર ભાઇઓમાં આજે બે બન્ધુઓની હયાતી છે. મોટાભાઇ ખટાઉ કંઇક મોજશોખી સ્વભાવના હતા. પોતાની પાછળ બે પુત્રો મૂકી તેઓ ૪૦ વર્ષની વયે પંચત્વને પામ્યા હતા. તેઓ જુદા રહેતા હતા પણ તેમના અવસાનબાદ એમના બન્ને પુત્રોની સંભાળ દેવચંદભાઇએ રાખી તેમના અભ્યાસ વગેરેનો સરસ પ્રબંધ કર્યો છે. બીજાભાઇ ચત્રભૂજ એક આશાવંત દેશભક્ત હતા. પ્રતાપ અને શિવાજી આદિ શૂરવીરોનાં ચરિત્રો પોતે નિરંતર વાંચતા. વિદેશી ભાષા અને "એટીકેટના" તેઓ વિરોધી હતા. તે સંબંધે એક ઘટના અવલોકવા જેવી છે.

એક દિવસ પોતે ગીતા વાંચતા હતા ને નાના શીવજીભાઇ પરશીયન ભાષા ગોખતા હતા. આ યાવની ભાષાની ગોખણપટ્ટી જોઇ તેનો હાથ ઝાલીને બહાર કાઢી મૂકયા. આથી શીવજીભાઇએ તે છોડી સંસ્કૃતભાષાનો અભ્યાસ શરૂ કર્યો હતો. આ સ્વદેશાભિમાની વીરનો દેહાન્ત સં. ૧૯૭૪ માં મુંબઇમાં થયો હતો. તેમના બે પુત્રોને પણ હવે દેવચંદભાઈ સંભાળે છે, અને સંયુકતકુટુંબ સંસ્થા સાચવી રહ્યા છે.

દેવચંદભાઇની બાળવયની બહુ ઓછી હકીકત અમને મળી શકી છે. જરૂર જેટલો અભ્યાસ કર્યા પછી પોતાનાં બીઝનેસમાં લગાડી દેવાની પિતાની નેમ હતી. અને દેવચંદભાઇને પોતાના વિદ્યાભ્યાસમાં આગળ વધવાની ઇચ્છા હતી. પિતાની વગર રજાએ વધુ ભણવાની ધૂનમાં પોતે મુંબઈ આવેલા અને પિતાના આડતીઆઓએ તેમને પાછા ઘેર મોકલાવેલા; છતાંય પાછા ભણવા ખાતર મુંબઇ આવ્યા. અને સંજોગો જોઇ અભ્યાસ છોડી નોકરીપર લાગ્યા. દેશાવરોમાં ફર્યા. આ વિવિધ સ્થળોએ નોકરીમાં વ્યાપારની ચાવીઓ જાણી લઇને પછી પોતે સ્વતંત્ર વ્યાપાર હાથ ધરી સુન્દર સફળતા મેળવી. આજે કલકત્તા, ઝરીઆ, મુંબઇ, રાણીગંજ વગેરે સ્થળોએ તેમની ઓફીસો છે. પોતે નોકરી હતા તે દરમ્યાન પોતાના નાનાભાઇ શીવજીભાઇને પણ મુંબઈ બોલાવી દુકાન કરી આપી હતી; પણ પછીથી એમને મુંબઇનું પાણી માફક નહિ આવવાથી કલકત્તા મોકલવામાં આવ્યા હતા. આ રામલક્ષ્મણની જોડીરૂપ બન્ને ભાઇઓએ એક હૃદય કરી કોલસાનું બીઝનેસ ખીલવવાની ભારે જહેમત ઉઠાવી હતી. મુંબઇમાં દેવચંદભાઇ અને કલકત્તામાં શીવજીભાઇએ આ ધંધાને અપ્રતિમ રીતે ખીલવી સારૂં ચાન્સ મેળવ્યું છે. મુંબઇમાં વધેલી લાગવગથી મીલોને પણ કોલસા સપ્લાઈ કરવાનું બીઝનેસ તેઓએ હાથ ધર્યું.

પુરૂષાર્થબળે શ્રીમંત થયા પછી આ બન્ને ભાઈઓ અભિમાની નથી થયા પણ બહુ નમ્ર અને જ્ઞાતિના સાચા સેવક થઇ શક્યા છે. સ્વજ્ઞાતિની દરેક પરિષદ વેળા હાજરી આપી યથાશકય આર્થીક ફાળો આપતા રહ્યા છે. જ્ઞાતિસુધારણા તેમજ સામાજિકસુધારણા માટે ઘણીવાર પોતે વ્યાખ્યાનો આપી વાણીથી–મનથી પણ સેવા કરી રહ્યા છે. નાના શીવજીભાઈ કલકત્તા મહાજનના સેક્રેટરી તરીકે સેવા બજાવવા ઉપરાંત ત્યાંની વોલંટીયર કોરના પણ તેઓ સેક્રેટરી હતા. પુરીની ગૌશાળા કમિટીના પોતે મેમ્બર છે. બન્ને ભાઈ



સ્વ. શેઠ ધર્મસિંહ ગોવિંદજી શેઠીઆ.



સ્વ માતુશ્રી રાજબાઈ.

એો જેવા જાતમહેનતુ અને નિડર છે તેવાજ સહૃદયી અને ઉદાર છે, વ્યાપારી પ્રવૃત્તિમાં પડયા છતાં હૃદયમાંથી સાહિત્યરસનાં સુંદર ઝરણાંને સૂકાઈ જવા દીધાં નથી. નવું અને જૂનું ઘણું સાહિત્ય તેઓ વાંચે છે. અનુભવથી અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ ઘણું સારૂં પ્રાપ્ત થયું છે.

બન્ને ભાઇઓ આનંદી, ધાર્મિકવૃત્તિના અને મમતાળુ સ્વભાવના છે. સાહિત્યસેવકોને સત્કારનારા છે. જ્ઞાતિહિતનાં તેમજ રાષ્ટ્રહિતનાં કાર્યોમાં પણ તેઓએ સારો આર્થિક ફાળો આપેલો છે; અને દરેક સભાઓમાં હાજરી આપી યથાશક્ય શરીરથી પણ સેવા બજાવી છે.

તેઓ સાદા પણ સ્વમાનના રક્ષક છે. કલકત્તાથી એક વખત દેવચંદભાઇ મુંબઈ આવતા હતા. ટીકીટ સેકન્ડકલાસની હતી, પણ તે કમ્પાર્ટમેન્ટમાં એક યુરોપિયને તેમને બેસવાની મનાઇ કરી! પોતાના હક્ક પર ત્રાપ પડતી હતી તેને સાંખી નહિ લેતાં સ્વમાન જાળવવા માટે ખાસ કરીને પોતે એજ કમ્પાર્ટમેન્ટનો કબજો લીધો, એટલે "સાહેબ" ને તે છોડી દેવો પડયો. આવી રીતે નિડરતા અને સ્વમાન માટે એમનું આખુ કુટુંબ જાણીતું છે. જ્ઞાતિભાઇઓને યોગ્ય લાઇન પર લગાડી તેઓ ખુશી થાય છે. પ્રસિદ્ધ કરતાં ગુપ્ત દાનમાં તેઓ વધુ આત્મસંતોષ માનનારા હોઇને તેમની ઘણીખરી સખાવતો ગુપ્ત હોવાથી તેની નોંધ અમને મળવી દુર્લભ છે. કલકત્તાની ટ્રામ હડતાળમાં તેઓએ સારી મદદ કરી હતી. અને એ હડતાલની ઘરમેળે સંતોષકારક સમાધાની પણ તેઓને આભારી છે. દરેક કોન્ગ્રેસમાં ગમે તેટલો વ્યવસાય છોડીને પણ તેઓ ભાગ લેછે. બન્ને ભાઇઓ ભારે વ્યવહારકુશળ છે. એમનો ગૃહસ્થાશ્રમ સંતોષભર્યો છે. અતિથિઆદરની ઉચ્ચ ભાવનાઓ, પ્રેમાળ હૃદય, જ્ઞાત્યાભિમાનનો જુસ્સો આદિ જે જે સદ્દગુણોથી ચરિત્રનાયકનું જીવન શોભી રહ્યું છે તે ગુણો પવિત્ર દઢ મનનાં માવિત્રો તરફથી મળેલ વારસો છે એમ કહ્યા સિવાય રહેવાતું નથી.

પ્રભુ ! આ સંસ્કારી આત્માઓને અધિક વિકાસ પંથે દોરી ભ્રાતૃમેલને અખંડ રાખો અને એમના હાથે જ્ઞાતિ, સમાજ અને દેશહિતનાં અનેક યશસ્વી કાર્યો કરાવો એ જ અભ્યર્થના.



# શેઠ કેશવજી લાલજી જેરામ સોમેસર (કલકત્તા)



આ જગત્ એક ભવ્ય પાઠશાળા છે. તેમાં શીખાતા અનુભવના પાઠો વિચારશીલ માનવીઓને ઉચ્ચ દિશાએ દોરી જાય છે. વર્તમાનયુગના મિથ્યા આદર્શોમાં રમી રહેતા બહુ ભણેલાઓ કરતાં ગરીબીમાં ઉછરી નામના ભણેલા પણ અનુભવથી ઉંચે ચડેલા, પોતાની સ્વતંત્ર બુદ્ધિને કેળવી, જાત મહેનતથી આગળ વધેલા પુરૂષોના જીવન આદર્શો જનતાને ભારે માર્ગદર્શક થાય છે. ૧૩ વર્ષની વયે કચ્છ છોડીને સંજોગોના પલટા અને સમયના સંપાટા સહન કરીને અનુભવની એરણપર ઘડાયલા શેઠ કેશવજીભાઈનું પુરૂષાર્થી જીવન પણ નિરાશ થયેલાઓને આશા આપી સુતેલી શૌર્યવૃત્તિને જાગ્રત કરે એવું છે.

એમનો જન્મ વડીલોના મૂળવતન કચ્છ–અંજારમાં સંવત ૧૯૨૦ની સાલમાં થયો હતો. પિતાની આર્થિક હાલત બહુ સારી નહતી. ઘરમાં તેઓ કુટુમ્બનિર્વાહ ચલાવવા માટે પરદેશ તરફ વધુ રહેતા. અને તેથી મમતાળુ માતાની નિર્ભય છાંયા નીચે શેઠ કેશવજીભાઈએ અંતરના ગુણો કેળવ્યા હતા. ૫૦ વર્ષ પહેલાં ભણવાના સાધન આજના જેટલાં ન હતાં. પણ ઘરનું વાતાવરણ એવું હતું કે બાળકોના હૃદય અદ્‌ભુત રીતે કેળવાતાં હતાં. કેશવજી ભાઈનાં માતુશ્રી ધર્મ શ્રદ્ધાળુ, સાત્વિક વૃત્તિનાં અને મહેનતુ હોવાથી બાળક કેશવજીભાઈમાં આજે જે સદ્‌ગુણો જોઈ શકાય છે તે વિશેષ કરીને તે મમતાળુ માતાનો વારસો છે. માતાએ એમનું જીવન ઘડયું હતું, પોતે ધાર્મિક વૃત્તિનાં હોવાથી હંમેશ પુરાણી મહારાજ કથા વાંચે ત્યાં સાંભળવા જતાં; સાથે બાળક કેશવજીને પણ લઈ જતાં. "સત્ય એજ પ્રભુ, સત્ય આચરવાથી ઇશ્વરની કૃપા ઉતરે છે' એ ઉપદેશની અસર કેશવજીભાઈના હૃદયમાં બાળપણથી થઈ હતી. તેની ગ્રાહક બુદ્ધિ અને ચપળતા બાળવયમાં પણ છુપી રહી શકતી નહોતી.

સાધારણ ત્રણ ચોપડી ગુજરાતી શીખીને પિતાને કુટુમ્બખર્ચ ચલાવવામાં મદદરૂપ થવા ૧૧ વર્ષની વયે તો વાર્ષિક માત્ર ૧૮ કોરીના પગારે અંજારમાં એક દાણાની દુકાને નોકરીમાં દાખલ થયા. આટલો નજીવો પગાર આજના સમયમાં આપણને નવાઈ ઉપજાવનારો લાગે પણ આજથી ૫૦ વર્ષ પહેલાં આટલી હદ સુધીની જરૂરીઆતો નહોતી. સાદાઈ એ જીવનનું સૂત્ર હતું. એટલે જુજ આવકમાં પણ આનંદથી કુટુમ્બસંસ્થાઓ પોષાતી હતી.

કેશવજીભાઈ ૨ વર્ષ અંજારમાં નોકરી કરી ૧૩ વર્ષની વયે મુંબઈ આવ્યા. અને પછી કલકત્તા તરફ નોકરી અર્થે રહેવાનું થયું હતું. વાર્ષિક ૧૮ કોરીથી પગારમાં નોકરી કરનાર ચરિત્રનાયકનો સમય જતાં વાર્ષિક ૭૫૦ કોરી સુધીનો પગાર થયો હતો.

જુદેજુદે ઠેકાણે નોકરીમાં શેઠના ઘરનું કામકાજ પણ તેઓને કરવું પડતું અને આવી કસોટીમા કેશવજીભાઈને અદ્‌ભુત વ્યાપારી તાલીમ મળવા ઉપરાંત ઘરકામનો પણ મહાવરો પડી ગયો હતો. એમની કાર્યદક્ષતા, બુદ્ધિચાતુર્યતા, અને પ્રમાણિકતાના પરિણામે



શેઠ કેશવજીભાઇ લાલજી સોમેસર

શેઠીઆઓનો અપૂર્વ સંતોષ તેઓ મેળવી શકયા અને વિધવિધ ધંધાઓની તાલીમ કે જે તેમના ભાવી જીવનમાં અનહદ ઉપયોગી થઇ શકી તે મળી તે જુદી.

કચ્છ છોડીને જયારે તેઓ મુંબઇ આવ્યા ત્યારે પ્રથમ શેઠ પ્રાગજી દયાળની ફર્મમાં નોકરી જોડાયા. પાંચવર્ષ સુધી અહીં રહી સંવત ૧૯૫૧ માં શેઠ માધવજી હીરજીની નવી ફર્મ કલકત્તામાં ખોલવા માટે તેઓ કલકત્તા ગયા. આ ફર્મમાં પોતાનો ભાગ હતો. કેટલોક સમય ભાગીદારીમાં રહી પુરૂષાર્થ ખેડયો; પણ પ્રારબ્ધ વગર પુરૂષાર્થ નકામો એ લૌકિક વાણી મુજબ જોઇએ તેવું તેમાં ચાન્સ ન મળ્યું. છૂટા થયા, અને મી. ટાગોરની સાથે ભાગીદારીમાં મેસર્સ ગ્રાહામ કું. ના નીમકના ' ગ્યારન્ટી બ્રોકર ' તરિકે 'કેશવજી એન્ડ ટાગોર ' ના નામે નીમકની દલાલી શરૂ કરી. પછી વખત જતાં મી. ટાગોર છૂટા થયા અને પોતે સ્વતંત્રરીતે એકલા તે ફર્મનું 'ગ્યારન્ટી બ્રોકર ' નું કામ કરવા લાગ્યા. આજે ૨૨ વર્ષ થયા તેજ અંગ્રેજી ફર્મ ગ્રાહામ કું. માં નીમકના દલાલ તરિકેનું કામ કરી રહ્યા છે. અને તે ફર્મના સાહેબોનો અપ્રતિમ વિશ્વાસ અને પ્રેમ સંપાદન કર્યો છેઃ એ એમની પ્રમાણિકતા અને અદ્દભુત વ્યકિતત્વનો પૂરાવો છે. આ અંગ્રેજી ફર્મમાં માત્ર નીમકની દલાલી કરીને આ પુરૂષાર્થી પુરૂષ બેસી ન રહ્યા પણ જેમ જેમ સમય અનુકુળ થતો ગયો તેમ અન્ય પ્રવૃત્તિઓમાં પણ તેમણે લક્ષ દોડાવ્યું.

કોલ બીઝનેસનો અનુભવ એમને નોકરીના જીવનમાં સારો મળ્યો હતો. તેથી ઝરીઆમાં એમના મિત્ર ખોડાભાઇ રામજીની સલાહથી એમણે એક નાની શી કોલસાની ખાણ ખરીદી. જે ' પ્યોર ઝરીઆ કોલીઆરી' નામે આજે ઓળખાય છે. અને તે બાહોશ અનુભવી દેવજી માસ્તરની ભાગીદારીમાં સુંદર રીતે ચાલે છે. તે સિવાય 'અંગાર પથરા કોલીઆરી' માં પણ પોતાનો ભાગ છે. તે ઉપરાંત ત્રીજી એક ખાણમાં પણ થોડો ભાગ છે. આ પ્રમાણે ત્રણ કોલસાની ખાણોમાં પોતે ભાગીદાર છે. પોતાની મીઠી વાણી અને સત્ય ચાહકતાના પ્રભાવે ભાગીદારોનો પણ અજબ સ્નેહ સંપાદન કરી શક્યા છે. ઉપરાંત સંવત ૧૯૬૬ થી શેઠ પુરૂષોતમ ભીમજીની ભાગીદારીમાં એશિયાટીક પેટ્રોલિયમ કું. ની એજન્સી આસનસોલ, બનારસ, મુઝફ્ફરપુર વગેરે ગામ માટે લીધી જે કામ પણ ઠીક રીતે ચાલી રહ્યું છે.

ગરીબીમાં ઉછરી જુદે જુદે સ્થળે નોકરી કરી અનુભવ લઇ પોતાના પ્રબળ પુરૂષાર્થે એક વ્યકિત કેટલી હદ સુધી પોતાના આર્થીક ઉન્નતિ કરી શકે છે તે આ ઘટનાઓથી જાણી શકાશે. કેશવજીભાઇની આ વિવિધ પ્રવૃત્તિઓ ઉપરાંત તેઓશ્રીએ હઝારીબાગમાં કેટલાક હજાર વાર જમીન લીધી છે, જે કદાચ ભવિષ્યમાં ઉત્તમ કોલસાનું ક્ષેત્ર બને તે સંભવિત છે. વ્યાપારી જીવનની આ વિવિધ પ્રવૃત્તિઓ જાણ્યા પછી તેમનું કૌટુમ્બીક-સાંસારિક જીવન પણ અવલોકવા જેવું છે.

એમના પિતાજી લાલજીભાઇ એક અનુભવી શાન્ત અને સહૃદયી સજ્જન હતા. તેઓશ્રી સંવત ૧૯૬૦ માં સ્વર્ગે સિધાવ્યા. પિતાજીના અવસાન પછી કુટુમ્બનો સર્વ બોજો ચરિત્રનાયક પર આવી પડતા તેઓ પોતાની જોખમ ભરેલી ફરજમાં વધુ ગંભીર ધીર અને વિચારક બન્યા.

પોતે ચાર ભાઇઓ માં અત્યારે બે જ માત્ર પ્રભુકૃપાએ વિદ્યમાન છે. નાનાભાઈ કરશનજીભાઈ જન્મભૂમિમાં જ રહે છે. ચરિત્રનાયક ૨ પુત્રોના પિતા છે. મોટા પુત્ર કાનજીભાઈ પણ પ્રેમાળ અને સહૃદયી છે. ખપજોગું અંગ્રેજી ગુજરાતી શિક્ષણ લઇ પિતાની પ્રવૃત્તિમાં જોડાઈ ગયા છે. પ્રથમ નીમકની લાઇનનો સારો અનુભવ મેળવી હાલમાં કોલમાઇન્સની લાઇનમાં પોતાની કોલીઆરીઓપર જાતિઅનુભવ મેળવી રહ્યા છે. શ્રીયુત કાનજીભાઇનું વય ૩૭ વર્ષનું છે. તેમને ત્યાં પણ ઇશ્વરે ૨ પુત્રો ને ૧ પુત્રી રત્ન આપ્યાં છે. એટલે શેઠ કેશવજીભાઈ પૌત્ર સુખ જોવાને પણ નશીબવંત બન્યા છે.

બીજા પુત્ર હરિસિંહને ગુજરાતી શિક્ષણ આપી ૧૪ વર્ષની વયે કવિ ટાગોરના શાન્તિ નિકેતનમાં અભ્યાસ માટે મોકલેલ છે. આજે તેમનું વય ૨૦ વર્ષનું છે. ચી. હરિસિંહના લગ્ન કર્યા પછી શેઠ કેશવજીભાઈ પોતાની સર્વ પ્રવૃત્તિઓ પુત્રોને શીરે નાખી પોતે નિવૃત્તિ જીવન ગાળવાનો વિચાર ધરાવે છે.

પ્રથમ પત્નીનો દેહાન્ત થતાં પોતે બીજીવાર લગ્ન કરેલું, તેનો ઋણાનુબંધ પૂરો થતાં ફરી એની એ જ સ્થિતિ આવી પડી. સંબંધીઓએ સંજોગો વિચારી ત્રીજીવાર લગ્ન કરવા કહ્યું, પણ શેઠ કેશવજીભાઇએ નિશ્ચયપૂર્વક ના પાડી. આ હૃદયની દૃઢતા આજે ઘણા શ્રીમંતોએ ધ્યાનમાં લેવાની છે. પોતે બે પુત્રોમાં સમગ્ર સલ્તનતનો સંતોષ માની રહ્યા છે. દેશ કાળને અનુસરી યોગ્ય લાગતું નવું ગ્રહણ કરે છે પણ સાથે જૂની સંસ્કૃતિને નકામી ગણતા નથી.

તેઓ જે કંઇ સુધારાને આવશ્યક માને છે તેની ઘેરથી જ શરૂઆત કરે છે. વડા પુત્રનાં લગ્ન પોતે કરેલાં છે છતાં પુત્રોને વિભકત થવાની ખોટી સ્વતંત્રતા બક્ષી નથી, પૌત્રો દોહિત્રોને પણ પોતે શાંન્તિનિકેતનમાં અભ્યાસાર્થે મોકલાવેલ છે. પ્રથમ કુટુંબ કેળવવાનું તેઓ ઉચીત ધારે છે. ચરિત્રનાયકે ખગોળ ભૂગોળ કે ભૂસ્તરશાસ્ત્રની ડીગ્રીઓ મેળવી નથી છતાં માત્ર અનુભવના અભ્યાસથી જમીન જોઇને કહી આપે છે કે આ સ્થળે કોલસો નીકળશે કે અમુક સ્થળે નહિ નીકળે. અને આ અનુમાન ઘણે ભાગે ખરૂં જ પડે છે. એમનું વ્યકિતગત જીવન શોભાભર્યું છે. પોલી કીર્તિ કમાવાનું એમને પસંદ નથી તેથી જે કંઇ દાન આપે છે તે નિષ્કામ ભાવે ગુપ્ત દાન આપી આનંદ

પામે છે. શ્રીમંત થઇને તેઓ ધનના ગુલામ બન્યા નથી કે ધનનો નિશો ચડયો નથી. એમનો નમ્ર સ્વભાવ અને મીઠી વાણી પ્રથમના જેવી જ છે. કેળવણીની સંસ્થાઓને અવાર-નવાર ગુપ્ત મદદ આપ્યા કરે છે. સાહિત્યસેવકોને સત્કારી યોગ્ય મદદ આપવામાં પણુ ગૌરવ માનનારા છે. નવા વિચારો જાણુવા જણુાવવામાં પણુ પોતે રસ લે છે. કેટલીક વાર સ્વમુખેથી કહે છે કે 'કુમારી બાળાનું લગ્ન વિધુર પુરૂષ જોડે થવું ન જોઇએ, બોર્ડીંગમાં રહેતા બાળકોનો આત્મવિકાસ થઇ શકતો નથી માટે નકામો દાબ દૂર થવો જોઇએ. પ્રેત ભોજનો વગેરે અશાસ્ત્રીય જમણો દૂર થવાં જોઇએ. કૃત્રિમ કેળવણીમાં સુધારો કરી સંસ્થાઓમાં ધાર્મિક વાતાવરણુ ફેલાવવું જોઇએ, વગેરે તેઓ જે કહે છે તેવું પ્રથમ આચરી બતાવે છે. એક ધનાઢય પુરૂષની ગણુનામાં આવ્યા છતાં તેઓ સાદાઇની સાક્ષાત પ્રતિમારૂપ છે. પોતાના સ્વર્ગસ્થ ભાઇ હંસરાજની પુત્રીઓને પૂરેપૂરી કેળવણી આપી મોટી-યોગ્ય વયે લગ્ન કર્યાં હતાં. જગતમાં જેટલાઓ બોલે છે તેઓ બધા કેશવજીભાઇની માફક મશું કાર્ય ઘર આંગણેથી જ શરૂ કરતા હોય તો સુધારકોની મહેનત ઓછી થઇ જાય.

ઉત્સાહી વિદ્યાર્થીઓને ઉત્તેજન આપી ખુશી થાય છે. ગમે તેવા અદના માણુસ જોડે પણુ તેઓ આદરથી વર્તે છે. એમનો સતત્ પુરૂષાર્થ અને મીલનસાર સ્વભાવ સૌને ગ્રહણુ કરવા જેવા છે.

પ્રભુ, એમને તથા એમના સુપુત્રોને દીર્ઘાયુષ્ય બક્ષી તેમના હાથે પ્રજાહિતનાં અનેક મંગલ કાર્યો કરાવી વધુ યશસ્વી બનાવે એજ અભ્યર્થના.



# શેઠ નરશીભાઇ મોનજી (મુંબઇ)



દુઃખ અને મુસ્કેલીઓમાં માણસને જેટલું શીખવાનું ચાન્સ મળે છે તેટલું સુખ સગવડમાં નથી મળતું. વળી એ પણ નિર્વિવાદ છે કે ગોખી મારેલાં અઢળક જ્ઞાન કરતાં અનુભવની એરણપર ટીપાયલું જ્ઞાન ચડે છે. આવા પ્રેકટીકલ જ્ઞાનની ખુબી આપણને શેઠ નરશીભાઇનું જીવન બતાવે છે. નરશીભાઇ કોઇ બેરોનેટ કે બેરીસ્ટર નથી છતાં વ્યાપારી જગતમાં એમનું અનુભવી જ્ઞાન ભલભલાને સલાહ આપે તેવું છે.

શેઠ નરશીભાઇનો જન્મ સં. ૧૯૪૮ ના ફાગણ સુદ ૫,ના કચ્છ લાખણીઆ ગામમાં થયો હતો. બાળવયમાંથી એમની શરીર મહેનત અને શોધક બુદ્ધિ સૌને નવાઇ પમાડતી હતી. એમના વ્યાપારપરાયણ પિતા મોનજીભાઇએ પ્રથમ મુબઇ આવી પછી ૧૯૪૬ માં પૂનામાં વ્યાપાર હાથ ધર્યો. બાળક નરશીભાઇ પણ સાત વર્ષ પૂનામાં જ માતાપિતાની મીઠી છાંયામાં રહ્યા હતા. પરંતુ પછી ત્યાં પ્લેગ આવવાથી બધાં મુંબઇમાં આવ્યાં. અહીં એમના મમતાળુ માતા નરશીભાઇને ૯ વર્ષના મૂકી પરલોકવાસી થયા હતાં. માતાના અવસાનથી ખેદીત થઇ પોતે કચ્છમાં ગયેલા ત્યાં દોઢ વર્ષ રહી પછી પિતાની સાથે રંગુનમાં નિવાસ કર્યો. અહીં વિદ્યાભ્યાસ ઉપરાંત ઘરકામ તથા પિતાને વ્યાપાર વ્યવહારમાં પણ મદદ કરતા હતા. તેથી દરેક તાલીમ અનાયાસે મળતી હતી. ધીમે ધીમે એમની ગ્રાહકબુદ્ધિ વ્યાપારમાં વિશેષ ગુંથાઇ ગઇ. તેથી પિતાની લાઇનમાં તેઓ ભારે પ્રવીણ થઇ ગયા. ૧૯૫૮ માં પિતાજી દેશમાં ગયા એટલે પછી તેઓએ બારદાન, તાલપત્રી તથા ભંગાર વગેરેનું મોટું બીઝનેસ રંગુનમાં ખોલ્યું. આ મંગળ શરૂઆતમાં વિધાતા સિવાય બીજું કોણ જાણતું હશે કે આજનું આ આશાભર્યું હૈયું વ્યાપારી આલમનું નુર થઈ પડશે ? પોતે થોડા પ્રયાસમાં બેસી રહેતા નહિ. વધુને વધુ આગળ વધવાનો વેગ એમના અંતરમાં ઉદ્‌ભવતો હતો. ૧૯૬૧થી૬૨ સુધી કરીયાણાં તથા બારદાનનો ધંધો પણ હાથ ધરેલો. બાદ ૧૯૬૪ થી શેઠ જુશબ હજી સુલેમાન સાથે કરીયાણાના ધંધામાં ભાગીદાર થયા. અને શ્રીયુત દશરથલાલભાઈ સાથે પણ એ જ લાઈનમાં ભાગીદાર તરીકે ચાઇના, જાપાન વગેરે દેશાવર સાથે સન ૧૯૦૯થી૧૯૧૪ સુધી વ્યાપાર ખેડયો હતો. સં. ૧૯૬૭માં રંગુનમાં ભાગીદાર જુસબ શેઠ ગુજરી જવાથી નરશીભાઇ મુંબઇમાં આવ્યા અને કરીયાણાનો ધંધો ખીલવ્યો. આટલા ક્ષેત્રમાં જ પડી નહિ રહેતાં ૧૯૭૦માં રંગનું બીઝનેસ હાથ ધર્યું. આ લાઈનમાં એટલી પ્રવીણુતા મેળવી કે તેઓ રંગના શુજા તરીકે ઓળખાવા લાગ્યા. પછી ઓલ્ડ ન્યુસ પેપરનો ધંધો ખીલવ્યો અને તેમાં પણ કોઇ એમની હરિફાઈ કરી શકયું નહિ. એમની કામ કરવાની ખુબી એવી છે કે પોતે જે કામ હાથમાં લે છે તેમાં એકાગ્ર થઈ બધીયે શક્તિઓ એની પાછળ ખર્ચે છે. અને તેથી જ દરેક લાઇનમાં પ્રવીણુતા મેળવે છે. વેપારની એક પણ લાઇન એમનાથી અજાણી નથી. એમની કુશાગ્ર બુદ્ધિ ધૂળમાંથી ધન મેળવવા સમર્થ થઈ છે. ૧૯૭૩–૭૪માં કંતાન અને કપૂરનું તથા ૧૯૭૫માં એકલા કપૂરનું બીઝનેસ ખીલવી પછી શેર બજારમાં પ્રવેશ કર્યો. અહીં

શેઠ મેઘજી લક્ષ્મીદાસ સાથે મેઘજી લક્ષ્મીદાસ કું. ના નામે ભાગીદારીમાં દલાલીનું કામ હાથમાં લીધું. હિતોપદેશમાં એક વાકય છે કે 'મનુષ્યનું ગળું મૃત્યુએ આવી પકડયું હોય તો પણ વિચાર કરવા નહિ બેસતાં પ્રવૃત્તિ કરવી' આ સુત્ર નરશીભાઈનાં જીવનમાં આબેહુબ ઓપી રહ્યું છે.

આ ચાલુ દલાલીની પ્રવૃત્તિ ઉપરાંત હજુ પણ રંગુન, કલકત્તા, મદ્રાસ વગેરે શહેરોમાં એક્સપોર્ટ, ઇમ્પોર્ટ, બારદાન કરીયાણું વગેરેનું બીઝનેસ ઘણા સારા પાયાપર ચલાવી રહ્યા છે. એમના જીવનમાં નિરાશાને સ્થાન નથી. ટુંકામાં એટલું જ કે આખી લોહાણા આલમમાં બીઝનેસમેન નરશીભાઈ જેવા કોઇ ભાગ્યે જ હશે. એક બાહોશ વેપારી તરીકેની એમણે નામના મેળવી છે. સ્વભાવ અને લાગણીઓ ઉપર પોતે એવો કાબુ મેળવ્યો છે કે હાથ ધરેલા ધંધામાં લાખોપતિ થઇ જાય કે પછી ભીખારી થઈ જાય તોય હર્ષ શોક થતો નથી. તેઓ કહે છે કે "માણસની યોગ્યતા પૈસા કેટલા મેળવ્યા એમાં જ નથી. પણ બીઝનેસ કેટલું ખેડયું તેમાં છે." માત્ર પુરૂષાર્થ કરવો એ જ એમનાં જીવનનું મંતવ્ય છે. વ્યાપારી બજારમાં સત્યનિષ્ઠાથી મેળવેલી પ્રતિષ્ઠાની એકાદ બે ઘટનાઓ અત્રે ટાંકવી યોગ્ય થશે.

૧૯૭૪માં હેસીયન-કંતાન બજારની સ્થિતિ હાથથી ગઇ, તેથી બધાં વેપારી મંડળોએ લવાદ તરીકે કુલ સત્તા સહિત નરશીભાઇની નિમણુક કરી હતી. આથી બધા વેપારીઓના ચોપડા તપાસી નરશીભાઇએ ૩૦૦ જજમેન્ટ આપ્યાં હતાં. જે સૌએ માન્ય રાખ્યાં હતાં. આવો વિશ્વાસ મેળવવો એ અસાધારણ વ્યક્તિત્વ વગર બનતું નથી. એ જ રીતે કપૂર બજારમાં પણ એમણે સંખ્યાબંધ ખુલાસા કર્યા હતા: જે અતિ માનથી સૌએ માન્ય રાખ્યા હતા. આ રીતે ઓછા ટકામાં પતાવી દેવાનો ન્યાય તેઓ કરતા, પરંતુ એમની ટેક એવી છે કે પોતે ભલે ઘરબાર વગરના થઇ જાય છતાં એક ટકો સુદ્ધાં ઓછો ચુકાવે નહિ. એક વેળા તેમને એક મિત્રે કહેલું કે "તમે પણ કંઇ ઓછા ટકા ચુકાવો તો ન ચાલે?" નરશીભાઇનો જવાબ આ હતો "તું મારો મિત્ર નહિ પણ હિતશત્રુ કહેવાય, નહિ તો આવી સલાહ ન જ આપે. નરશી મોનજી કદીપણ એક ટકો ઓછો નહિ ચૂકાવે અને કાં તો સમૂળગું નહિ ચૂકાવે. મને આવી સલાહ દેવી નહિ" આવું અદ્દભુત હૃદયબળ આજે કોઇક જ વેપારી ધરાવતો હશે. અથાગ પ્રવૃત્તિ હોવા છતા એમનું જ્ઞાનભૂખ્યું હૃદય દિન ચર્યામાં પ્રભુ પાસે ખૂલ્યા વગર રહેતું નથી. જેના હૃદયમાં ત્રિભુવનપતિ વસેલા છે તે વ્યક્તિ સમર્થ કેમ ન થઇ શકે?

એમનુ' વ્યક્તિગત્ જીવન જેવું ઉજ્વળ છે તેવું જ એમનું સંસારિક જીવન પણ શોભાભર્યું છે. એમના નાનાભાઇ તુલસીદાસ પણ બાહોશપણે વ્યાપારના ખેડનારા હતા. ૧૯૭૧થી ૧૯૭૪ સુધી મુંબઈમાં મોટા ભાઈ જ્યારે ન્યુસપેપર. કંતાન અને કપૂર વગેરેનું મોટું બીઝનેસ ખેડતા હતા ત્યારે નાના તુલસીદાસભાઈ રંગુન, કલકત્તા અને મદ્રાસ તરફ તે તે માલનો ભારે નિકાસ કરતા હતા. અને જ્યારે મુંબઈનું બજાર ગુંચવાડામાં પડતું ત્યારે રૂા. ૫૦૦૦૦થી૭૫૦૦૦ નું વેચાણ બહાર દેશાવરમાં કરી આવી નાણું મોકલાવી આપતા. આવા વ્યાપારકુશળ બાંધવની જીવનયાત્રા અલ્પ હતી એટલે એમનાં કેટલાંક સારાં કાર્યોનાં સંભારણાં જ આજે રહી ગયાં છે.

જો એમની જીવનદોરી વધુ લંબાઇ હોત તો આ બન્ને બન્ધુની બેલડી કેટલી હદ સુધી વ્યાપારક્ષેત્રને વિકસીત કરી શકતે તેની કલ્પના પણ થઇ શકતી નથી. દૈવની ગતિ અજબ છે ભાઇ તુલસીદાસને ક્ષય લાગુ થયો, અસંખ્ય ઉપચારો પણ અફળ ગયા, પંચગની વગેરે સ્થળે હવાફેર કરાવી અને કંઈ કંઈ ઈલાજો લીધા પણ આખરે કાળનો સ્વભાવ ફર્યો જ નહિ. ૧૯૭૪ ના આશો સુદ ૩ ના આ ભલા ભાઇએ અંજારમાં આ માયાવી સંસાર છોડયો. આથી ચરિત્રનાયકના હૃદયને એવો આઘાત થયો કે જાણે પોતાનું સર્વસ્વ હરાઇ ગયું. બન્ધુવિયોગનો ઝખમ હજુ તાજો જ હતો તેવામાં ત્રીજે જ દહાડે પોતાની પત્નીનો દેહ પણ પંચત્વને પામેલો જોઈ અતિ દુ:ખી થયા. 'આવ્યું ખમાય પણ ગયું ન ખમાય" એ સાધારણ લોકોક્તિમાં પણ ભારે રહસ્ય છે. ચરિત્રનાયકે ૧૯૬૩ માં લગ્ન કરેલું હતું. આ બાઈ એવી સંસ્કારી હતી કે તેણે ધન્યોગૃહાશ્રમ બનાવ્યો હતો. એમને પણ દમનો વ્યાધી લાગુ પડેલો તે અનેક ઉપચારો કર્યા છતાં મટયો જ નહિ. છેવટે ૧૯૭૪ આસો સુદ ૬ ના મુંબઈમાં જ એ જીવલેણ રોગના ભોગે બાઈ પરલોકવાસી થયાં હતાં. એમને સારૂં થઈ જાય તો રૂ. ૧૦૦૦૦) ધર્માર્થે વાપરવાનો નરશીભાઈએ સંકલ્પ કરેલો હતો પણ ઋણાનુબંધ પૂરો થતાં કોઈ રોકાઈ શકતુંજ નથી. આવી હૃદય વિદારક પરિસ્થિતિમાં પણ પહાડની પેઠે વજ્રનું હૈયું કરી ચરિત્રનાયક કર્ત્તવ્ય ધર્મમાં ચુકયા નહોતા. કેટલાક સમય પછી વડીલોના અતિ આગ્રહને વશ થઇને સંજોગો વિચારીને પોતે કચ્છનિવાસી શેઠ શીવજી જાદવજીની પુત્રી સાથે બીજું લગ્ન કર્યું છે. આ બાઈ પણ સમજુ અને ઘરરખ્ખુ આર્યા છે, પ્રભુએ સંતાન સુખ નથી આપ્યું છતાં ઉદ્વેગ નહિ કરતાં પ્રભુની ઇચ્છા એજ પોતાની ઇચ્છા એમ માની સંતોષી રહે છે.

એમના ઉદાર હૃદયના નમુના રૂપે કેટલીક પ્રગટ સખાવતોનો ઉલ્લેખ કરવો અત્ર આવશ્યક છે. સાર્વજનિક લાભને માટે પોતે ત્રણ ચાર લાખની સખાવતો કરી છે જેની વિગતવાર માહિતીઓ મેળવવી અમારે માટે દુર્લભ છે. કહેવાય છે કે નરશીભાઇએ જીવનનો નિયમ બાંધેલો છે કે રૂ. ૧ લાખ ઉપરાંત થાય તે બધા જનહિતમાં વાપરી નાખવા. સ્વ. તુલસીદાસભાઈના નામે મસ્કામાં લેડી હોસ્પીટલ ખોલવામાટે માંડવી લો. પરિષદમાં એમણે રૂ. ૧) લાખ આપ્યા હતા. આ ચાલુ થયેલી હોસ્પીટલનું મેનેજમેન્ટ શેઠ ભીમજી પ્રેમજી તથા શેઠ વીરજી પેરાજ કરે છે. તેના ટ્રસ્ટી રહેવાની પણ નરશીભાઇએ નાપસંદગી દર્શાવી હતી. કેટલાક મિત્રોને તેઓશ્રીએ અવીરીતે મદદ કરી છે કે તેના નામે શેર કે અમુક માલ ખરીદે તેમાં નફો થાય તો તેને ચેક મોકલાવવો અને ખોટ આવે તો કશું લેવાના નહિ, પોતે ભોગવી લે. આમ કરી ઘણા ભાઇઓને કમાતા કર્યા છે. સ્વભાવે પોતે આનંદી અને મીલનસાર છે. નરશીભાઇ ખરે જ નર વર્ગમાં 'સિંહ" જેવા છે. સાહિત્યનો અને સંગીતનો એમને ભારે શોખ છે. કલાપિ એમના જેવું લોહાણા જ્ઞાતિમાં ભાગ્યે જ કોઇ સમજી શકતો હશે. પ્રભુ એમને અખંડારોગ્ય બક્ષી વધુને વધુ ઉમદા કાર્યો કરવા સમર્થ બનાવે એવું ઇચ્છીશું.



શેઠ ગોરધનદાસ ગોવિંદજી ભાણજી.

# શેઠ ગોરધનદાસ ગોવિંદજી ભાણુજી (મુંબઈ)





જગતના અનાદિ કાળથી ચાલી આવેલી ચરિત્ર આલેખનની પ્રથાનો ઉમદા હેતુ એજ છે કે જે વાંચી–જાણી ભાવિ પ્રજાનાં જીવનસુત્રો ઘડાય છે. અને એવા ચરિત્રસંગ્રહના અમ્મર ગ્રંથો દુનિયાનું અમ્મર સાહિત્ય પણ થાય છે. આવાં બહુમૂલ્ય જીવન કંઇ જ્યાં ત્યાં જોવામાં આવતાં નથી. સંસ્કારી અને ગુણમૂર્તિરૂપ માનવીઓની ખોટ છે; છતાં જે જે આદર્શ મનુષ્ય રત્નો પોતાના જીવનની મીઠી સૌરભ ફેલાવી ગયા છે તેઓની હરોલમાં શેઠ **ગો**રધનદાસ-ભાઇનું નામ પણ અમ્મર રહેશે.

શેઠ **ગો**રધનદાસભાઇનો જન્મ એમના વડીલોનાં મૂળ વતન **ખં**ભાલીઆમાં સં. ૧૯૨૨ ની સાલમાં થયો હતો. ન્હાનાંથીજ એમનો પ્રતિભાસંપન્ન ચહેરો અને ગુણગાંભીર્ય સૌને સારી આશા ઉપજાવતું લાગતું હતું.

ચરિત્રનાયક ૬ માસના થયા ત્યારે જન્મદાત્રી **મા**તા, અને ૪ વર્ષના થયા ત્યારે ગુણમૂર્તિરૂપ **પિ**તા પણ સ્વર્ગવાસી થયા; એટલે માતાપિતાના વાત્સલ્ય પ્રેમથી પોતે વંચિત રહ્યા છે. **ગો**રધનદાસભાઇને બીજા ચાર ભાઇઓ હતા. **લા**લજી, **પુ**રૂષોત્તમ, **મ**લી શેઠ, અને **ન**રસિંહદાસ. સૌથી નાના પાંચમા તે આપણા ચરિત્રનાયક પોતે. આ **પાં**ડવ સમા પાંચ ભાઇઓમાં માત્ર **ગો**રધનદાસભાઈજ પોતાના ઉમદા જીવનવ્રતનો જનસમાજને અને તેમાં ખાસ કરીને **લો**હાણા જગતની ભવિષ્યની પ્રજાને બહુમૂલ્ય પાઠ શીખવવાને વિદ્યમાન છે. સ્વર્ગસ્થ થયેલા ચારે વડીલ ભાઇઓ પણ કાળી રાતે ઉઘાડે પગે કામ કરે એવા પરોપકાર વૃત્તિના હતા. સ્વ. વડીલ ભાઈ **ન**રસિંહદાસ એક પુત્ર રત્ન પોતાની પાછળ મૂકી ગયા છે તેનું નામ **દા**મોદરદાસભાઈ છે. બીજા ભાઇ પણ એક પુત્ર રત્ન રાખી ગયેલા પણ તેમણેયે સ્વર્ગનું સુખ વહેલું સંપાદન કર્યું. તેમની પાછળ આખી **મું**બઈની **હા**લાઇ **લો**હાણા જ્ઞાતિને હાંડા ગાગરનું લ્હાણું તથા **સા**રસ્વતોને ચાંદીની લોટીઓનું લ્હાણું આપણા ચરિત્રનાયક તરફથી કરવામાં આવ્યું હતું. પોતે ગુજરાતી પૂરૂં ભણ્યા છે. અને અંગ્રેજીનું અનુભવ જ્ઞાન છે. આટલી થોડી વિદ્યાવાળા સજ્જનમાં કામો જોઇને તો મોટા હોદ્દાવાળા માણસો પણ હેરત પામ્યા વગર રહી શકે નહિ. પોતે આટલું ભણી પિતાના વ્યાપારી વ્યવસાયમાં જોડાયા. વખત જતાં આ કુટુંબ **ખં**ભાલીઆ છોડી દ્વારકામાં જઇ વ્યાપારી લાઇનમાં આગળ વધવા લાગ્યું. ત્યારબાદ લગભગ ૮૦ વર્ષ પહેલાં ચરિત્રનાયકના પિતા **ગો**વિંદજીભાઇ સૌથી મોટા પુત્રને સાથે લઇ મુંબઈ આવ્યા. અને ગામઠી–ધાટી કાપડની દુકાન ખોલી. વ્યાપારપ્રિય વ્યક્તિઓ ભાગ્યે જ નોકરીને પ્રિય ગણશે; તેઓ તો ગરીબીમાં રહીને પણ સ્વતંત્ર ધંધામાં અમીરી માની શકે છે. સમય જતાં જાતમહેનત, પ્રમાણિકતા અને સત્ય નિષ્ઠાના પ્રતાપે સારો લાભ મળવા લાગ્યો. એટલુંજ નહિ પણ આગળ જતાં એવી પ્રતિષ્ઠા સંપાદન કરી કે 'ધાટી કાપડ'તો **ગો**વિંદજી શેઠને ત્યાં જ સારૂં

મળે એવું સૌ માનવા લાગ્યા અને ઘાટી કાપડવાળા તરીકે તેઓની ઉમદા શાખ પડી ગઈ. ધન જે સાત્વિક ધન હોય–પ્રમાણિકપણે સંપાદન કરેલું હોય તો જ તેનો સદ્વ્યય થાય છે અને ભોગવનારને સુખ શાંતિ આપી ઉચ્ચગામી કરે છે. આ કુટુંબમાં જ્ઞાત્યાભિમાન અને તેને અંગેની પરોપકારવૃતિ સૌને ગ્રહણ કરવા લાયક છે. આ અરસામાં રેલ્વે કે સ્ટીમરનું સાધન નહોતું એટલે મુંબઇ તો બધાંને વિલાયત જેટલે દૂર લાગતું હતું. છતાં થોડાં ઘણાં લોકો મુંબઈમાં કમાવા વાસ્તે આવતાં. તેમાં ખાસ કરીને લોહાણા ભાઇઓને આપણા ચરિત્રનાયકના કુટુંબમાંથી આ પ્રમાણે મદદ મળતી. કમાવા આવેલા સ્વજ્ઞાતિ બંધુઓ ધંધે ન લાગ્યા હોય ત્યાં સુધી તેઓને ખાવાપીવાની સગવડ પોતે કરી આપે અને પાછું જવું હોયતો રૂા. ૧૦૦ કે ૨૦૦) આપી વિદાય કરે. પછી પાછા આપવા કે નહિ તે લેનાર ધણીની મરજી ઉપર છોડી દે. આવી ભાવનાવાળાં કુટુંબનાં વાતાવરણમાં પોષાયલા આપણા ચરિત્રનાયક આદર્શજીવી કેમ ન થાય? ક્ષેત્ર તૈયાર કરી પિતા પરલોકવાસી થયા પછી વડીલ ભાઇઓના હાથ નીચે બીઝનેસ વધુ ખીલ્યું. કુટુંબ સંયુક્ત હતું. જુજવા પડી સંયુક્ત બળના ભાગલા પાડી નાખવાની ખાસિયત આ કુટુંબમાં જણાતી નથી. આવું અનુકરણ કરવાની ખાસ કરીને સૌને જરૂર છે.

ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ સાધારણરીતે સંતોષભર્યો છે. પ્રથમ પત્નીનો સ્વર્ગવાસ થતાં બીજી વારનાં પત્નીથી એક પુત્રરત્ન પ્રભુકૃપાએ સાંપડેલું છે. જેની ઉમર ૧૫ વર્ષની છે; અને હાલ જમાનાને અનુસરતી અંગ્રેજી કેળવણી લે છે.

ચરિત્રનાયકનો સ્વભાવ બહુ નમ્ર અને મીઠો છે. પોતે બહુ બોલતા નથી. ગમે તેવા અદના માણસ સાથે પણ પ્રેમથી વાત કરે છે. હૃદય દયાળુ અને પરોપકારવૃત્તિથી ભરપુર છે. પોતે બહોળા અનુભવી હોઇ જમાનાને ઓળખી ચાલનારા માણસ છે. પુરૂષાર્થબળે પોતે શ્રીમંત થયા છતાં ધનનો કેફ એમને ચડયો નથી, પણ એથી તો પોતાની જોખમદારી વધી છે એવું જાણી નમ્ર બન્યા છે. એમની ગુપ્ત સખાવતો અનેક છે. માત્ર જાહેરમાં આવેલી સખાવતોનો જ અત્રે કંઇક ઉલ્લેખ કરીએ.

અનેક જ્ઞાતિ બંધુઓને ધંધે લગાડી દેવા, ગરીબોને યથાશક્તિ મદદ અને વિદ્યાર્થી આલમને ઉત્તેજન આપવા માટે જોઇતી સહાય એ તો એમનો નિત્ય વ્યવસાય હોય એમ કહેવાય છે. મુંબઇની હાલાઇ લોહાણા મહાજનવાડીનું જે ભવ્યસ્થાન આપણે અત્યારે જોઇએ છીએ; તેનું મોટું માન તો આ ચરિત્રનાયકનેજ ઘટે છે. પ્રથમ પોતે રૂા. ૮૦૦૦)ની રકમ કાઢી સૌને ઉત્તેજ્યા. બાદ પ્રયાસ કરી રૂા. ૩૦૦૦૦)ભેગા કરી મહાજનવાડીને હસ્તિમાં લાવી શકયા. સંવત ૧૯૪૬–૪૭માં તેમાં પોતાના ભત્રીજા મટુભાઇના હાથે વાસતુ કરાવ્યું હતું. માધવપુરમાં પણ લોહાણા મહાજનવાડી માટે પોતે પ્રથમ રૂા.૫૦૦૦) કાઢી કુલ રૂા. ૧૦૦૦૦) ભેગા થતાં ત્યાં મહાજનવાડી બંધાવી. માધવપુરમાં મેળો ભરાય છે ત્યારે ઘણા લોહાણા ભાઇઓને બ્રાહ્મણોની ધર્મશાળામાં નિવાસ કરવો પડતો હતો; એવું આ ચરિત્રનાયકના જોવામાં આવતાં હવે સદાને માટે સૌને સગવડ કરી આપી પોતાનાં અમ્મર કાર્યોમાં ઉમેરો કરી શકયા છે. આ મકાન ખુલ્લું મૂકયું તે દિવસે આખા માધવપુરમાં કામ ધંધો બંધ કરાવી તહેવાર તરિકે પળાવી સૌને જમણ આપ્યું હતું.

**મા**ધવપુર બોર્ડીંગ સ્થાપવામાં પણ એઓશ્રીએ રૂા. ૫૦૦૦] આપી પોતાનું નામ જોડયું છે. અને તે ખુલ્લું મૂકવાની ક્રિયા એ વખતના **ભા**વનગરના દિવાન મોરારજીભાઇ તન્નાને હાથે કરવામાં આવી હતી. આવાં આવાં કાર્યોની હારમાળા જોઈ **ભા**વનગરમાં ભરાયલી ચતુર્થ લોહાણા કોન્ફરન્સે, સર્વાનુમતે આપણા આ ચરિત્રનાયકને પ્રમુખ તરીકે પસંદ કરી એમનામાં રહેલા ઉમદા ગુણોની કદર કરી હતી. આ વખતે પ્રમુખસ્થાનેથી અપાયલું એમનું ભાષણ અનુભવના ઓપથી અલંકૃત છે; અને તે મનન કરવા જેવું છે. આ ભાષણ વાંચતાં જ ચરિત્રનાયકની આદર્શ યોગ્યતા દીસી આવે છે. જમાનાને અનુસરી યોગ્ય ફેરફાર કરવા ઈચ્છે છે પણ પશ્ચિમી સ્વચ્છંદતાને પ્રિય ગણતા નથી. કેળવણીમાં પણ વ્યાપારી કેળવણીને વધુ ચાહે છે. લગ્નપ્રથા અને અન્ય રીતરિવાજોના ઘટતા સુધારા-પર પોતે સરસ અજવાળું પાડયું છે. અહીં જુદાં જુદાં ફંડમાં રૂા. ૮૦૦૦] જેટલી રકમની પોતે સખાવત કરી હતી. દરેક વખતે સ્વજ્ઞાતિની પરિષદમાં ઉલટભર્યો ભાગ લે છે. કચ્છમાં ભરાયલી જ્ઞાતિ પરિષદમાં રૂા. ૧૦૦૦] ની સખાવત કરી હતી. આ સિવાય દરેક સંસ્થાઓને તેઓ પોતાના ઉદાર હૃદયનો પરિચય કરાવ્યા વગર રહ્યા નથી.

**મુંબઈ હા**લાઇ **લો**હાણા મહાજનના તેઓશ્રી પ્રમુખ છે. એમના જ્ઞાત્યાભિમાનનાં કાર્યોથી આકર્ષાઈ **જા**મનગર તથા **ખં**ભાલીઆના જ્ઞાતિભાઇઓએ માનપત્રો આપ્યાં છે. લોહાણાઓની લગભગ બધી સંસ્થાઓના પોતે ટ્રસ્ટી છે.

ચરિત્રનાયકના સર્વ ગુણોને શોભાવનાર એમની ધર્મ શ્રદ્ધા જ છે. તેઓ વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયી છે. **ખં**ભાલીઆમાં–વડીલોનાં મૂળ વતનમાં શ્રી કલ્યાણરાયજીના મંદિરમાં ચાંદીના હિંડોળા પોતે બનાવી આપી અનન્યપ્રકારની ધર્મભાવના બતાવી છે. ચતુર્થ લોહાણા પરિષદના પ્રમુખસ્થાનેથી એમણે આપેલું ભાષણ તેમના મનનીય સાંસારિક વિચારો, અને અજબ જ્ઞાત્યાભિમાનથી ભરપુર છે. સાહિત્યસેવકોની સારી કદર કરનારા છે. કોઈ પણ અર્થી માણસ શેઠ **ગો**રધનદાસભાઈ પાસેથી નિરાશ થઇને જતું નથી. છેવટે ઇશ્વર પાસે એમ માગીએ કે તેઓ આ વૃદ્ધ વડીલને અખંડારોગ્ય બક્ષે અને એમના ચીરંજીવી દ્વારકાદાસને પણ દીર્ઘાયુષ્ય આપી આદર્શ શહેરી બનાવે !



# શેઠ ત્રીકમદાસ રવજી (મુંબઈ)





જગતમાં કહેવું અને સાંભળવું સહેલું છે, પણ એ જીવનમાં ઉતારવું એમાં જ માનવીની ખરી કિમ્મત છે. આચાર અને વિચાર વગરની વિદ્યા એ શ્વાસ રહિત ખોળીયાં જેવી છે. ઓછી વિદ્યા અને વધુ અનુભવ એ બુદ્ધિને એકાગ્રતાથી એક માર્ગે દોરે છે—ઉચ્ચ આદર્શ જીવનમાં ઉતારી શકે છે. કોઈપણ સિદ્ધાન્ત વગરના અને લુખી વિદ્યા પાછળ ઉલટેલા યુગમાં આવી ધર્મ મૂર્તિઓનાં ચરિત્રો મનુજોને આશા આપનારો માર્ગ દર્શાવી શકે છે. આવા આદર્શોને પોષતું શેઠ ત્રીકમદાસભાઈનું જીવન જનતાને અનુકરણીય થશે.

શેઠ ત્રીકમદાસભાઈનો જન્મ સં. ૧૯૩૦ ની સાલમાં મુંબઈમાં થયો હતો. એમનાં માતાપિતા ખરાં ધર્મજીજ્ઞાસુ હતાં. એમના પિતા રવજીભાઈએ આગળ જતાં ઉત્તર વયમાં કેવું વિરક્ત જીવન ગાળ્યું હતું તે આપણે અનુક્રમે આમાં જોઈશું. આવાં ધર્મપ્રાણ માબાપનાં સંતાનો પણ ધર્મભૂખ્યાં જ થાય એ તો શાસ્ત્રસિદ્ધ વાત છે. ચરિત્રનાયકના વડીલોનું મૂળ વતન પોરબંદર હતુ. પિતા રવજીભાઈ સં. ૧૯૧૩–૧૪ માં પ્રથમ મુંબઈ આવ્યા અને શરૂઆતમાં નોકરી કરી વ્યાપારી લાઈનનો અનુભવ લીધો. બાદ કાપડનું સ્વતંત્ર બીઝનેસ શરૂ કર્યું. જેમાં પોતે ખંત અને જાતમહેનતથી સારી પ્રગતિ કરી. એટલામાં તો શેઠ ત્રીકમદાસભાઈએ ગુજરાતી પૂરું અને અંગ્રેજી પાંચ ધોરણ સુધી શીખી પિતાને મદદ કરવા માંડી. આગળ ડીગ્રીઓ મેળવવાનો લોભ નહિ રાખતાં પિતાને માથેથી બોજો ઓછો કરવાની પોતે કાળજી રાખી અને થોડા સમયમાં જ પિતાના બીઝનેસમાં એકાગ્ર થઈ ગયા. આથી પિતાને ઈશ્વર ભજન કરવાનો વધુ અવકાશ મળ્યો. એમના દાદા દેવજીભાઈ ઉત્તર વયમાં ચાંદોદનાં તીર્થસ્થાનમાં ઈશ્વર ભજનની ધૂનમાં પ્રભુસ્વરૂપ થઇ ગયા હતા તે જ પ્રમાણે ચરિત્રનાયકના પિતા રવજીભાઈએ પણ એ જ ધૂનમાં છેવટનું આયુષ્ય ગાળી સં. ૧૯૫૨ની સાલમાં મોક્ષસુખ મેળવ્યું.

પિતાનુ સત્ય શ્રાદ્ધ કરતા રહી આ ચરિત્રનાયકે પિતાના આદરેલા વ્યાપારને અધિક ખીલવ્યો, અને એમ કરતાં એક ઉત્તમ વ્યાપારીની કક્ષામાં આવી શકયા અને આર્થિક લાભ પણ જોઈતો મળ્યો. પછીથી પણ લક્ષ્મી જેવી ચંચળ વસ્તુના પોતે ગુલામ નહિ થતાં તેનો યોગ્ય રસ્તે ઉપયોગ કરી ઉત્તમ ફાયદા મેળવ્યા છે. ધનના ઘેનમાં તેઓ ધર્મ નથી ભુલ્યા પણ ઉલટા વધુ નમ્ર અને વધુ વિચારક બન્યા છે. એમનો સ્વભાવ નિરહંકારી, પ્રેમી અને નિખાલસ છે. નાનાં બાળકથી તે મોટાં માણસ સુધી પોતે મમતાથી માનપૂર્વક વર્તી બતાવે છે. એમનાં હૃદયમાં જ્ઞાત્યાભિમાન જબરૂં છે. પોતે જે કામ કરે છે તે બીલકુલ ધાંધલ વગર કરે છે. કીર્ત્તિ કમાવાના લોભને ખાતર નહિ પણ અંતરની પ્રસન્નતા માટે ફરજ સમજીને કરે છે. તેઓ કહે છે કે "થોડું બોલીને વધુ કામ કરવું એમાં જ ખરી ખુબી છે." અનેક ગરી-



શેઠ ત્રીકમદાસભાઇ રવજી.

ઓનાં આંસુઓ લૂછી તેઓને આશ્વાસન સાથે જોઈતી સહાય આપી રહ્યા છે. જમણે હાથે આપેલું ડાબો હાથ પણ જાણી ન શકે એવી જાતનું ગુપ્ત દાન એમને પ્રિય છે. અને એમાં જ હૃદયની ઉમદા શાંતિ અનુભવે છે. આવી ગુપ્ત સખાવતોનો સરવાળો અમને મળવો દુર્લભ છે. માત્ર જાહેર સખાવતોની જ નાની ટીપ અહીં આપી કૃતકૃત્ય થઈશું.

પોરબંદરમાં સ્વજ્ઞાતિની બોર્ડીંગમાં રૂા. ૫૦૦૦) આપી પોતાનું નામ જોડેલું છે. આ બોર્ડીંગનાં બાળકો પ્રતિ પિતાના જેવો વાત્સલ્યભાવ દાખવી દર વર્ષે ઉત્તમ પ્રકારનું જમણ વિદ્યાર્થીઓને આપે છે. સ્વજ્ઞાતિની દરેક પરિષદોમાં જુદાં જુદાં ફંડોમાં પોતા તરફથી ઘટતો ફાળો આપી રહ્યા છે એટલું જ નહિ પણ જ્ઞાતિ ઉન્નતિની દરેક હિલચાલમાં ઉમંગથી ભાગ લે છે. જ્ઞાતિ સર્કલની બહાર પણ એમની સખાવતોનો પરિચય થયો છે. કાઠિયાવાડની આદર્શ સંસ્થા શ્રી દક્ષિણામૂર્તિ **વિદ્યાર્થી**ભવનમાં રૂા. ૧૦૦૦૦) ની રકમ આપી એક મકાન બંધાવી આપ્યું છે. આવા આશ્રયદાતાઓ જ્યાં હયાત હોય, એ જ્ઞાતિ અને સમાજની પ્રગતિ કેમ ન થાય?

ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ એ શાસ્ત્રમાં વર્ણવેલો ધન્યોગૃહસ્થાશ્રમ છે. ચરિત્રનાયકનાં ધર્મપત્ની સુશીલ છે. સંસ્કારી માબાપનાં પુત્રી આ બ્હેનમાં આનંદી અને મમતાળુ સ્વભાવ, અતિથિ સત્કારની ઉમદાભાવના અને આદર્શ પતિભક્તિ આદિ આર્યરમણીને શોભતા ગુણો દીસી આવે છે. આવા ગૃહસ્થાશ્રમમાં દેવતાઓ કેમ રમણ ન કરે? અને આવા ઘરસંસારમાં સ્વર્ગ કેમ ન ઉતરે! આ સંસ્કારી દંપતી સંતાનસુખથી વંચિત રહેલાં હોવા છતાં ક્ષુલ્લક ક્ષોભવૃત્તિને હૃદયમાં સ્થાન આપતાં નથી. આનું કારણ એ જ કે બન્ને જણાં જ્ઞાનપૂર્વકનુ જીવન જીવે છે. અંતરશુદ્ધિ માટે અને ખરૂં જ્ઞાન પ્રાપ્ત કરવા માટે બન્ને જણ દરરોજ સંધ્યા અગ્નિહોત્રથી નિત્યકર્મ વૈદિકવિધિથી કરે છે. અને એ રીતે વાતાવરણ પણ શુદ્ધ કરી ઇષ્ટિ સુખનું આવાહન કરે છે. 'ધર્મ રહિત જીવન તે આત્મા વગરના દેહ જેવું જડ જીવન છે' એમ તેઓ માને છે. આ મુમુક્ષુ દંપતીએ ચાર વખત તો યાત્રાઓ કરી છે. અને હૃદયની શુદ્ધતા માટે અનેક મહાપુરૂષોના સહવાસમાં આવી ઘટતે સ્થાને છૂટે હાથે દાન પણ કર્યાં છે.

ચરિત્રનાયકનું વ્યક્તિગત્ જીવન સર્વને અનુકરણ કરવા જેવું છે. એમની સૌજન્યતા અને ભવ્ય મુખાકૃતિ જોતાં જ જોનારને તેમના પ્રતિ માનની લાગણી પેદા થાય છે. પોતે એક વિચારક પુરૂષ છે. સ્વજ્ઞાતિની હવે નવી સંસ્થાઓ કાઢવા કરતાં જે છે તેઓને જ ઉત્તમ કક્ષામાં મૂકવી એમ માને છે અને એ પ્રમાણે કહે છે. જમાનાને અનુસરી પોતે નવું અને જૂનું સાહિત્ય વાંચે છે. આર્ય ધર્મશાસ્ત્ર પ્રમાણે ગૃહસ્થાશ્રમ ચલાવી રહ્યા છે; અને મિથ્યા પ્રલોભનોથી અળગા રહી પ્રાપ્ત સ્થિતિમાં જ પ્રભુને ઓળખવાને મથી રહ્યા છે. પ્રભુ આ દંપતીને દીર્ઘાયુષ્ય આપી જ્ઞાતિ, સમાજ અને દેશહિતનાં અનેક ઉમદા કામો કરવા પ્રેરણા કરે એવું ઇચ્છીશું.

---

# શેઠ મથુરાદાસ દેવરામ (મુંબઇ)



અનુકુળ સંજોગોમાં ઉન્નતિ સાધવી એ સાધારણ વાત છે. પણ વિના સાધન–સંજોગોમાં જે આગળ વધે છે તેઓમાં કંઇક જોવા જેવું હોય છે. માબાપવિહોણાં આજકાલ અનાથાલયોમાં પોષાતાં કેટલાંએ બાળકો આગળ કેવા શહેરીઓ અને મહાપુરૂષોની જગ્યા લેશે તેની કોને ખબર છે ? તેમ જ તેમાંથી કેટલા કલિષ્ટજીવી થશે તે પણ કોઇ જાણતું નથી. ગમે તેવા સંજોગો છતાં સંસ્કાર અને હૃદયબળથી માણસ જરૂર સ્તુત્ય પ્રગતિ કરી શકે છે. મથુરાદાસભાઇનું જીવન આ સિદ્ધાન્તને પુષ્ટી આપે છે.

શેઠ **મથુરાદાસભાઇનો** જન્મ સં. ૧૯૩૮ની સાલમાં **મુંબઇમાં** થયો હતો. વડીલો **દ્વારકા** પાસેના એક નાના ગામના વતની હતા. સમય પરત્વે ચરિત્રનાયકના પિતા **દેવરામભાઇ** **મુંબઇ** આવ્યા, શરૂઆતમાં કાપડની ફેરી કરી ગુજરાન ચલાવવા લાગ્યા. પ્રારબ્ધની ગતિ કોઇ કળી શકતું નથી. પુત્રને લાડકોડથી ઉછેરવાનો સમય હતો તે દરમ્યાન ચરિત્રનાયકને ૯ વર્ષના છોડી એઓનાં ગુણમૂર્તિ માતપિતાએ સ્વર્ગગમન કર્યું ! માબાપ જેવી દુર્લભ વસ્તુની ખોટ પડતાં જ સંસાર અંધકારમય અને ભયંકર થઇ પડે છે. આવા સમયમાં હૃદયબળ વગરનું બાળક જરૂર ગાંડું થઈ જાય. પણ પ્રભુએ બાળક **મથુરાદાસમાં** અજબ સહનશક્તિ મૂકી દીધી લાગતી હતી. માબાપવિહોણા થએલા આ બે બાળકો પછી **મામાને** આશ્રયે ગયા. **મામા દામોદર રતનશી સોમાણીએ** બન્ને ભાઇઓને કાળજીથી લાયક કર્યા. અને જરૂરજોગું ગુજરાતી શીખવાડી પોતાના વ્યાપારમાં જોડી દીધા. આમાં થોડો સમય તાલીમ લઇ એ લાઇનની ચાવીઓ ચરિત્રનાયકે જાણી લીધી અને સાથે ઇંગ્લીશ જ્ઞાન પણ વધારવાનું વિસર્યા નહિ. ભાણેજની ચાલાક બુદ્ધિ જોઇ **મામાએ** પછી પોતાનું ચહા, સીગારેટનું ચાલતું બીઝનેસ એઓને સોંપી દીધું. હાલમાં **મુંબઈ** અને **કલકત્તામાં** ચાલતી **કે. એમ. નારાયણજીની કું.** નામની પ્રખ્યાત ફર્મો ધ્યાન ખેંચી રહી છે તે આ ચરિત્રનાયકના પરિશ્રમનું ફળ છે. ૧૦ વર્ષ થયાં ઇલેકટ્રીકનું મોટું બીઝનેસ પણ શરૂ કર્યું છે. જેમાં પોતાની આવડતના બળે સારો લાભ મેળવ્યો છે. ચરિત્રનાયકના સહોદર ભાઇ કરશનદાસ કલકત્તાની ઓફીસમાં કામ કરતા હતા તે સંવત ૧૯૭૮ની સાલમાં ગુજરી જતાં માબાપ અને સહોદરના સ્નેહવિહોણા આ સંસાર વગડામાં એકલા થઇ પડેલા મથુરાદાસભાઇને પારાવાર દુઃખ થયું. આપ્તજન વગરનું પ્રભુ કોઇને ન કરે, કેમકે એ દુઃખ અસહ્ય છે. સુખ દુઃખની વાતો કરી હૃદય ખાલી કરવાનું સ્થાન આપ્તજન છે. સંસારની મીઠાશ આપ્તજનના સહવાસથી જણાય છે. પણ હવે મથુરાદાસભાઇને તો એક પોતાના આત્મબળ



શેઠ મથુરાદાસ દેવરામ.

ઉપર જ આ ભવાટવીમાં જુજવાનું રહ્યું. દુઃખ એ મનુષ્યનો મહાન શિક્ષક છે. શેઠ મથુરાદાસે દુઃખો સહન કરી દુઃખીઓની દાઝ જાણવાનું જ્ઞાન મેળવ્યું. આજે તેઓ અનેક દુઃખી ભાઈઓને લાઇનસર લગાડી બનતી મદદ આપી રાજી થાય છે.

ખંભાલીઆમાં ગરીબ જ્ઞાતિ ભાઇ બ્હેનોને રહેવા માટે સસ્તા ભાડાની ચાલી બંધાવવાની પોતાની બ્હેન હાંસુબાઇને સલાહ આપનાર પણ તેઓ જ છે. તેમજ ત્યાં રામનાથ મહાદેવનો નંદી તથા ચોક બંધાવી આપવાની સુચના પણ પોતે જ પોતાની ભગિનીને કરી હતી. અને આમ માર્ગદર્શક થઇ એમની મિલ્કતનો સદ્વ્યય પોતે કરાવ્યો છે અને કરાવે છે.

મથુરાદાસભાઈ ઘણા જ માયાળુ અને મીઠા સ્વભાવના છે. સૌનું કંઇને કંઈ ભલુ કરવાનું બળ હંમેશાં તેઓ પ્રભુ પાસે માગી રહ્યા છે. ચાલુયુગની પરિવર્ત્તનશીલ પ્રવૃત્તિથી જ્ઞાત રહેવા માટે પ્રગટ થતું સાહિત્ય વાંચે છે. પોતે એક ધૈર્યશીલ અને વિચારક સજ્જન છે. વિદ્વાનો અને સાહિત્યસેવકોને બનતું ઉત્તેજન આપી તેઓના ઉત્સાહમાં અભિવૃદ્ધિ કરે છે. જ્ઞાતિપરિષદનાં ફંડોથી સંસ્થાઓ સ્થાપી એ સિવાય વધુ લાભ જ્ઞાતિને મળ્યો નથી માટે સૌનું મૂળ જે કેળવણી છે તે કેળવણીની સંસ્થાઓની ખાસ સુન્દર વ્યવસ્થા થવી જોઇએ એમ તેઓ માને છે. બાળલગ્ન એ અવનતિનું ખાસ અંગ છે માટે તે નાબુદ થવાં જોઇએ એમ પણ કહે છે. સ્ત્રીકેળવણીની આવશ્યકતા ખાસ કરીને તેઓ સ્વીકારે છે. ગૃહસ્થાશ્રમ સુખરૂપ છે પણ પ્રભુએ પુત્રસુખ આપ્યું નથી; છતાં શેઠ મથુરાદાસભાઇ વ્યગ્ર થતા નથી. ઇશ્વરી ઇચ્છાને આધિન રહી તેઓ દરેક પ્રવૃત્તિ નીતિ નિયમને અનુસરી કર્યા કરે છે. પ્રભુ ! એઓને વધુ ઉચ્ચગામી કરે એવું ઇચ્છીશું.

# શેઠ લવજીભાઈ મેઘજી જે. પી. (મુંબઇ)




નુષ્યજાતની ઉન્નતિ કે અવનતિનાં કારણ તેઓનામાં રહેલા ગુણો જ છે. જેમ જેમ શ્રેષ્ઠ ગુણો વધુ કેળવાય તેમ તેમ ભાગ્ય ખીલે અને જેમ જેમ દુર્ગુણોની ગર્ત્તામાં વધુ પડાય તેમ તેમ પતિત થવામાં કંઇ બાકી રહેતી નથી. સત્યતા, પ્રમાણિકતા અને ઉદારતા આદિ માનવીના ઉમદા ગુણોનું વ્યવહારિક દર્શન કરવા માટે તેવા પુરૂષોના જીવનવ્રતોનો અભ્યાસ જરૂરનો છે, લોહાણા જ્ઞાતિના સહૃદયી શેઠ લવજીભાઇનું નામ પણ એવા ગુણી પુરૂષોની હરોળમાં આવી શકશે.

શેઠ લવજીભાઇ મોટા ગ્રંથકાર કે પંડિત નથી છતાં માત્ર હૃદયબળ અને પોતાના પુરૂષોચિત ગુણોથી જ્ઞાતિમાં પોતાની સુંદર સુવાસ ફેલાવી રહ્યા છે.

આ સહૃદયી ચરિત્રનાયકનો જન્મ સંવત ૧૯૩૦ ની સાલમાં કરાચી શહેરમાં થયો હતો. જાતમહેનત સત્યનિષ્ઠા, ધાર્મિકતા આદિ ગુણો એમને નાની જ વયમાં માતપિતા તરફથી મળેલા છે, બાળવયમાંથી જ ગંભીરાઇ, વિચારશકિત, ડહાપણ અને સાહસિકતા લવજીભાઇમાં દેખાઇ આવતાં હતાં.

વડીલોનું વતન કચ્છ નારાયણસરોવરમાં હતું. આ પરગણામાં શેઠ લવજીભાઇના દાદા વિશ્રામભાઇ 'તલોકાણી' નામે ઓળખાતા. તેઓની સારી પ્રતિષ્ઠા હતી. અને તીર્થસ્થાનના મુખ્ય બ્રહ્મચારી પણ ઘણીવાર વિશ્રામભાઇની સલાહ લેતા. તેમ જ ન્યાતમાં પણ તેઓ અગ્રેસર હતા.

ચરિત્રનાયકની બાળવયમાં વડીલોનું વ્યાપારી બીઝનેસ જમાના પ્રમાણે સારૂં ચાલતું હતું એમ કહી શકાય. જ્યારે વ્યાપારપ્રિય કચ્છી પ્રજાનો પ્રવાહ મુંબઇ તથા કરાચી તરફ વળ્યો ત્યારે લવજીભાઇના પિતા મેઘજીભાઇ પણ કરાચીમાં આવ્યા. અહીંથી માલ ખરીદીને વહાણમાં પોતે નારાયણ સરોવર મોકલાવતા અને ત્યારપછી મુંબઇ સાથે પણ બારદાનનો તેમજ કમીશન એજન્ટનો ધંધો પણ કરતા. પુરૂષાર્થબળે તેમાં ઠીક ચાન્સ પણ મેળવ્યું હતું. પણ સમયની બાજીનો કોન્ટ્રાકટ લેવા કોણ સમર્થ છે? સમયનો પલટો કયાં અને કેવી રીતે થશે તે જોવામાં મોટા ભવિષ્યવેત્તાઓ પણ હાર ખાય છે. છતાં મુશ્કેલીઓ પણ માનવીને ઉપયોગી નવા પાઠ શીખવાડે છે, ઉપરાંત કોઇ અગમ્ય ઈશ્વરી સંકેત તેમાં પરોવાયલો હોઇને મનુષ્યની ભાગ્યરેખા ચમકાવવાને મદદગાર બને છે. શેઠ લવજીભાઇના જીવનમાં આપણે કંઇક એવું જ જોઇએ છીએ.

વખત એવો આવ્યો કે વ્યાપારમાં પિતાજી મેઘજીભાઇને ખોટ આવી એટલે પ્રાણથી પણ આબરૂ ને અધિક ચાહનાર મેઘજીભાઇએ પોતાની મીલ્કત વેચી નાખી લેણદારોને ચુકતે નાણા આપી દીધાં અને કરાચી છોડી પોતાના ૬-૭ વર્ષના પુત્ર લવજીભાઇને

સાથે લઇ પોતે મુંબઇમાં પગ મૂક્યો. વ્યાપાર ખેડવા જેટલી મૂડી ગાંઠે ન રહી હોવાથી સમય વિચારી નોકરીમાં જોડાયા.

લવજીભાઈ ગુજરાતી પહેલું ધોરણ નારાયણસરોવરમાં શીખી પિતા સાથે મુંબઈ આવ્યા. મુંબઇમાં ૫ ગુજરાતી તથા ૨ અંગ્રેજીથી ભણવાનું બંધ કર્યું અને પિતાને કંઇક મદદરૂપ થવા માટે ૧૦ વર્ષની વયે શેઠ જેઠાભાઇ ધનજીને ત્યાં ટાઉનડયુટીનાં ફારમ ભરવા વગેરેનું કામ શીખવા રહ્યા. થોડા જ સમયમાં પોતાની ખંત આવડત અને ગ્રાહકબુદ્ધિ શેઠની પ્રસન્નતા મેળવી શકી. પછીથી શેઠ જેઠાભાઇએ માસિક રૂા. ૮) પગાર પણ આપવાનો ઠરાવ કર્યો.

શેઠ જેઠાભાઇ ધનજીને ત્યાં પરોપકારી શેઠ કરમશીભાઇ દામજીની આવજાવ વધુ રહેતી હતી. લવજીભાઇ અહીં કામ શીખતા હતા. બાળક લવજીભાઇની ચાલાકી અને નમ્રતા જોઈ શેઠ કરમશીભાઈનું લક્ષ ખેંચાયું; એટલે ૧૨ વર્ષના લવજીભાઇસાથે પોતાની પુત્રીનો સંબંધ જોડી પોતાની લાઈનનું કામ શીખવા માટે પોતાના કામમાં રાખ્યા. આમ ૧૦ વર્ષ સુધી અનુભવ લીધા પછી તો સઘળું કામ લવજીભાઇએ પોતાના માથે ઉપાડી લીધું. તે એટલી હદ સુધી કે મોટી મોટી યુરોપિયન ફર્મોના મેનેજરોના સંપૂર્ણ વિશ્વાસપાત્ર બની રહ્યા. ગ્રીવ્સ કોટન કું. ના મોટા સાહેબ સર જ્યોર્જ કોટન અને એચ. આર. ગ્રીવ્સના તો તેઓ જમણા હાથ જેવા થઇ પડયા. આવો વિશ્વાસ સંપાદન કરવો એ અસાધારણ વ્યક્તિત્વ અને ઉચ્ચ પ્રમાણિકતા વગર બનતું નથી. અત્યારે પોતે રૂના વ્યાપારમાં એટલા બધા પ્રવીણ થયા છે કે વ્યાપારી આલમમાં એમની સલાહ એક સત્તાધારી અનુમાન ગણાય છે. સન ૧૯૨૧ માં કોટન કોન્ટ્રાકટ બોર્ડના ડાયરેકટર તરિકે મુંબઇ ગવર્નર ઇન કાઉન્સીલ તરફથી લવજીભાઇની નિમણુક કરવામાં આવી હતી. અને એજ સંસ્થા ઇસ્ટ ઈન્ડિયા કોટન એસોસીએશનમાં ફેરવાઇ જતાં તેમાં પણ ૧૯૨૨ થી ૧૯૨૩ સુધી વ્યાપારીઓએ લવજીભાઈને ચુંટી કાઢી ડાયરેકટર તરીકે મોકલાવ્યા હતા. આટલાથી જ એમના વિશાળ વ્યાપારઅનુભવનો ખ્યાલ આવી શકશે.

હાલમાં પોતાની ચાલુ પ્રવૃત્તિ ઉપરાંત માટુંગામાં સ્પીનીંગ મીલ ખોલાયલી છે; તેમાં તેઓ ભાગીદાર છે અને તેનું કામ પણ ઠીક રીતે ચાલી રહ્યું છે.

પિતાંજી મેઘજીભાઈએ સંવત ૧૯૫૫ માં આ નશ્વર સંસારને છોડી સ્વર્ગગમન કર્યું. હતું. તેમજ પાંચવર્ષ પછી સં. ૧૯૬૦ માં મમતાળુ માતા નાનબાઇ પણ સ્વર્ગે સંચર્યા હતાં.

મુંબઈમાં પ્રથમ જ્યારે પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે રા. બ. શેઠ કરમશીભાઇ દામજી સાથે દરિયાસ્થાનમાં હોસ્પીટલ ઉઘાડી દરેક કોમના દર્દીઓને દવા મફત આપવાનો પ્રબંધ કર્યો હતો. આ કામમાં પોતે ભારે શ્રમ ઉઠાવ્યો હતો જે જોઇ પરોપકારી શેઠ કરમશીભાઇને પણ ભારે સંતોષ થયો હતો. દરેક પરગજુ કાર્યમાં શેઠ કરમશીભાઇ હોય ત્યાં લવજીભાઇ અવશ્ય હોય. આ રીતનાં એમનાં ઉમદા કાર્યોથી આકર્ષાઇ ના. મુંબઇ સરકારે ૧૯૧૮ના ઓક્ટોબર માસમાં ચરિત્રનાયકને Justice of the peace (જે. પી.) નો માનવંતો ખેતાબ એનાયત કર્યો હતો.

પોતે ઉદાર અને નમ્ર હોઇ કોઇ બાઇભાઇને જે. પી ની સહીની જરૂર પડે તો તેઓ જાતે તેમને ઘેર જઇને સહી કરી આવે છે. પોતાના શરીરથી જેટલું પારકાનું ભલું થાય તેટલું કરવા તેઓ નિરંતર ઉત્સુક રહે છે. તેમની ખાનગી સખાવતો ઘણી છે. વિદ્યાર્થીઓને પુસ્તકો સ્કોલરશીપો તેમજ અન્ય ગરીબોને અપ્રગટ સહાય આપવાનો તો એમનો સામાન્ય વ્યવસાય કહેવાય છે. છાનું દાન આપવામાં પોતે ન્યાતજાતનો ભેદ જોતા નથી એમ કહેવાય છે.

તેઓ ઓનરરી મેજીસ્ટ્રેટનો માનવંતો હોદ્દો ધરાવે છે. પોતે શ્રીમંત હોવા છતાં એવા નમ્ર સ્વભાવના છે કે ગમે તેવા અદના માણસ જોડે પણ પ્રેમથી વાત કરે છે. વિદ્વાનો અને સાહિત્યના સેવકોને ઉત્તેજન આપવા તત્પર રહે છે. મુંગું કાર્ય તેઓને પસંદ છે.

એમના જીવનને વધુ શોભાવનાર એમની ધર્મશ્રદ્ધા જ છે. પોતે સ્વામીનારાયણ સંપ્રદાયમાં માને છે; છતાં અન્ય સંપ્રદાયો પ્રતિ માનની નજરથી જુએ છે. બહુ વ્યવસાયમાં પણ હૃદયશુદ્ધિ માટે નિત્યકર્મ પઠનપાઠન, પૂજન અર્ચન કર્યા વગર રહેતા નથી. સ્વામીનારાયણ સંપ્રદાયની મુખ્ય ગાદી વડતાલમાં હોઇને લવજીભાઈ તેઓની મેનેજીંગ કમિટિના મેમ્બર છે. અને રા. બ. કરમશી દામજી સેનિટેરીયમના પણ ટ્રસ્ટી છે.

સંતતિ સુખથી વંચિત હોવા છતાં વિશ્વકુટુંબિક ભાવનાવાળું એમનું હૃદય સંતાપ કરતું નથી; પણ ઇશ્વરી ઇચ્છાને સદાય આધિન રહી ધર્મપ્રાણ જીવન ગાળે છે. એક પુત્રીરત્ન અલ્પ સમય માટે આપી પ્રભુએ પાછું સંભાળી લીધું છે. એ જગન્નિયંતાની કળા અગમ્ય છે. હવે પરમાત્મા આ યશસ્વી પુરૂષને વધુ શકિત આપી જ્ઞાતિ, સમાજ અને દેશની ઉન્નતિ કરવા પ્રેરણા કરે એવું ઇચ્છીશું.





શેઠ ઠાકરશીભાઈ રાયશી.

# શેઠ ઠાકરશીભાઈ રાયસી (કરાચી)



સાંપ્રત સમયમાં જ્ઞાતિ અને સમાજસેવા માટે ઘણાંએ સેવામંડળો સ્થપાય છે, તેની મારફત ભાષણો અપાય છે, પત્રિકાઓ બહાર પડે છે; પણ સેવાની ખરી સુવાસ કોઇ પ્રસરાવી શકતું નથી. માત્ર બોલવાના જ સામર્થ્યમાં શું વળે ? ડહેલ બુદ્ધિ, પ્રમાણિકતા, તેમજ જ્ઞાતિસેવા, સમાજ સેવા આદિ અનેક સેવાઓ માણસ પોતે કેવી રીતે કરી શકે છે તે વાત આપણને શેઠ ઠાકરશીભાઇનું જીવન શીખવે છે.

શેઠ ઠાકરશીભાઇનો જન્મ સન ૧૮૭૦માં કરાચીમાં થયો હતો. તેમના પિતા રાયસીભાઇ, શેઠ દામજીભાઇ હેવજીના મુકાદમીના કામમાં ભાગીદાર તરીકે કામ કરતા હતા. ત્યાર પછી પોતાનું સ્વતંત્ર બીઝનેસ કરતા હતા. ચરિત્રનાયકના પિતાજી સ્વદેશીને બહુ જ ચહાતા. તેઓ કેટલાંય વર્ષ પહેલાંથી સ્વદેશી વસ્ત્રો વાપરતા હતા. બનતા સુધી કદી પણ વિદેશી વસ્ત્ર અંગપર ધારણ કર્યું નહોતું. તેમને જ્ઞાતિગૌરવ અને જનસેવાના કોડ બહુ હતા. તેમના સુપુત્ર ઠાકરશીભાઇને કીશોર વયમાં મૂકી પોતે સ્વર્ગવાસી થયા. તેઓ ઇશ્વરપર દૃઢ શ્રદ્ધાળુ, નમ્ર અને દયાળુ હૃદયના હતા.

પિતાજીની હયાતીમાં ઠાકરશીભાઇએ ગુજરાતી શિક્ષણ લઇ મિશન સ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધું. સદરહુ સ્કૂલમાં સારી ચાલચલગતનો પોતે ચાંદ મેળવ્યો હતો. વિદ્યા પ્રાપ્ત કરવામાં તેમની બુદ્ધિ ભારે ચપળ હતી. સ્કૂલના પ્રિન્સીપાલ સુદ્ધાં ઠાકરશીભાઇપર બહુ માયા રાખતા. અંગ્રેજીમાં મેટ્રિક સુધી અભ્યાસ કરી પિતાની આર્થિક સ્થિતિ નબળી હોવાના કારણે વધુ અભ્યાસ કરી શકયા નહિ: પણ સન ૧૮૯૯માં "બોમ્બે કંપની" નામે એક જાણીતી યુરોપિયન ફર્મમાં માસિક રૂા. ૨૦)ના પગારે નોકરીમાં જોડાયા. પોતાની ખંત અને પ્રમાણિકતાથી ઑફીસરોનો અનહદ પ્રેમ મેળવ્યો અને અદ્યાપિ પર્યંત તે જ ફર્મમાં તેઓશ્રી હેડકલાર્ક તરીકે કામ કરે છે. અત્યારે માસિક પગાર રૂા. ૪૧૫) ઉપરાંત દર વરસે સારી રકમનું બોનસ મળે છે. આ રીતે તેમની કાર્યદક્ષતા દીસી આવે છે.

કુટુંબખર્ચનો ભાર સુખપૂર્વક વહી શકે એવી સ્થિતિ પ્રાપ્ત કરી રહ્યા પછી ઠાકરશીભાઇ લગ્નની ગાંઠથી જોડાયા હતા. "સોનું અને સુગંધ મળે" તેમ, શ્રીયુત ઠાકરશીભાઇ અને તેમની પત્નીના ગુણકર્મ સ્વભાવ યોગ્ય રીતે મળવાથી સંસાર સુખરૂપ નીવડયો. પોતે સારી આવક પ્રાપ્ત કરતા થયા, ત્યારે માત્ર કુટુંબને જ પોષી બેસી ન રહ્યા પણ પોતાની ઉદારતા અને વિશાળ દૃષ્ટિમર્યાદાના યોગે જ્ઞાતિ અને સમાજની પણ ઘણી સેવા બજાવવા લાગ્યા. કરાચીમાં જ્ઞાતિની પરિષદ મળી ત્યારે ઠાકરશીભાઈ સ્વાગત મંડળના પ્રમુખ હતા. અને તેમાં થયેલાં ફંડમાં રૂા. ૨૦૦૦)ની તેમણે સખાવત કરી હતી. પ્રથમ જ્ઞાતિજમણ થતું હતું ત્યારે અવ્યવસ્થા બહુ હતી. તે દૂર કરવા ઠાકરશીભાઈએ કચ્છ સ્વયં સેવક મંડળ ઉભું કર્યું; અને તેમાં એમના પ્રયાસથી ૧૦૦ મેમ્બરો થયા. આ મંડળનું પ્રમુખસ્થાન લઇ ન્યાત જમણ કરનારને અનાજનો બગાડ થવા વગેરેનું જે નુકશાન થતું તે અટકાવ્યું.

વળી એવો ઠરાવ કરાવ્યો કે જ્ઞાતિ જમણ કરનાર ધણીએ " કચ્છી લોહાણા નિરાશ્રીત ફંડમાં રૂા. ૧૦૧) આપવા " અને હજુ તે જ પ્રમાણે થાય છે. આ નિરાશ્રીત ફંડમાંથી સ્વજ્ઞાતિની વિધવાઓ ગરીબ હોય તો તેને માસિક મદદ મળે છે; અને તેની વ્યવસ્થા મહાજન કરે છે.

કચ્છ વીરાણીમાં રૂા ૨૫૦૦)ના ખરચે તેઓશ્રીએ એક ધર્મશાળા બંધાવી છે; તેમાં સાધુ સંતોને સદાવ્રત અપાય છે જે અદ્યાપિ ચાલુ છે. કચ્છીસભાના સેક્રેટરી તરીકે પોતે સરસ સેવા બજાવી હતી; અને એ સેવાની કદરમાં એમને સોનાનો ચાંદ મળ્યો હતો. હાલ શ્રી કરાચી નારાયણસરિયા મહાજનની મેનેજીંગ કમિટીના પોતે પ્રમુખ છે. તેમજ "લેડી લક્ષ્મીબાઇ લોહાણા ઓર્ફનેજ "ના ખરા કાર્યવાહક છે. જ્ઞાતિમાં તેમની ભારી પ્રતિષ્ઠા છે. કંઇ પણ ન્યાત સંબંધી કે અન્ય કામમાં પણ જ્ઞાતિભાઈઓ તેમની સલાહ લેવા જાય છે. લોહાણા જ્ઞાતિ તરફથી મ્યુનિસિપલ કાઉન્સીલર થવા માટે ન્યાતે તેમને આગ્રહ કર્યો હતો પણ ઠાકરશીભાઇએ ઉપકારસહ ના પાડી હતી. જ્ઞાતિસેવાના ક્ષેત્રમાંથી આગળ વધી તેઓ સમાજસેવા કરવાનું પણ ચુકયા નથી. તેમની જ્ઞાતિસેવાનું ઉપર થોડું વર્ણન કર્યું હવે સમાજસેવાનાં કાર્યો જોઇએ.

કરાચીથી ૧૦ માઇલ દૂર ગરમ પાણીના ઝરા આવેલા છે. તેમાં ન્હાવાથી રક્તપિતિયાં અને કોઢીયાંને આરામ થાય છે. આ લોકોને માટે ત્યાં એક આશ્રમ બંધાવેલું છે. તેમાં રોગીઓને ખાવા પીવા વગેરેના કુલ ખર્ચનું મેનેજમેન્ટ હાલ સરકાર કરે છે. આ સંસ્થાના ટ્રેઝરર તથા સેક્રેટરી તરીકે ૨૦ વર્ષ સુધી ઠાકરશીભાઇએ ઉમદા સેવા બજાવી હતી. આ રીતે ગવર્નમેન્ટમાં પણ શ્રીયુત ઠાકરશીભાઈનું ભારે માન છે. સરકારે તેમને ફર્સ્ટકલાસ ઓનરરી મેજીસ્ટ્રેટની પદવી આપી છે. શ્રીયુત ઠાકરશીભાઇના બીજા બે ભાઇઓમાં કાનજીભાઈ સન ૧૯૧૬માં ગુજરી ગયા અને મોટાભાઇ ડોસાભાઈ જુદા છે. બન્ને ભાઇઓનો ભ્રાતૃપ્રેમ અજબ છે.

સ્વજ્ઞાતિની સંસ્થાઓ એક બને તો ખર્ચ ઓછું આવે એમ પોતે માને છે. ઠાકરશીભાઈ કહે છે કે: "જ્ઞાતિ અને સમાજની ઉન્નતિનો મુખ્ય પાયો બાળલગ્નનો પ્રતિબંધ અને સ્વચ્છતાના નિયમો જાળવવા એ છે." પોતે હવે યુરોપિયન ફર્મમાંથી રીટાયર્ડ થઇ વધુ જ્ઞાતિસેવા કરવા ઇચ્છે છે. એમનો સ્વભાવ પ્રેમાળ છે. સ્વજ્ઞાતિના વિદ્વાનોનો ભારે સત્કાર કરે છે. શ્રીયુત ઠાકરશીભાઈ એક એવા સજ્જન પુરૂષ છે કે જેની જોડી આખા કરાચી શહેરમાં મળવી મુસ્કેલ છે; તેમનો હસમુખો, આનંદી, મીલનસાર સ્વભાવ, નિરાભિમાનિતા, તથા જ્ઞાતિપ્રેમની લાગણી આદિ અનેક ગુણો દરેકે લેવા જેવા છે. વર્તનની જેટલી છાપ પડે છે તેટલી કથનની નથી પડતી. ચરિત્ર એ સાખ છે. શ્રીયુત ઠાકરશીભાઇમાં લાંબાં ભાષણો કરવાની કળા ઓછી હશે પણ જીવનમાં ઉતારી કરી બતાવવાની કળા અજબ છે. ઈશ્વર એમને દીર્ઘાયુ આપી હજુ તેમને હાથે વધુ સેવા કરાવે એજ પ્રાર્થના!



શેઠ ભવાનજી નરશીભાઈ સોમૈયા

# શેઠ ભવાનજી નરશીભાઈ સોમૈયા (કરાચી)



આ જગતની ઉત્પત્તિ અને લય, ઉદય અને અસ્ત, જેમ સ્વાભાવિક છે. તેમ માનવ જીવનમાં ચડતી અને પડતી, જન્મ અને મરણ, એ પણ અનિવાર્ય છે. આવા જીવન સંગ્રામમાં જે પુરૂષ અડગ હિમ્મત, ધીરજ, અને પ્રબળ પુરૂષાર્થથી મુશ્કેલીઓની સામે થઇ પોતાના આદર્શને વળગી રહી જીવનનૌકા ધારેલે લક્ષસ્થાને પહોંચાડે છે; તેવાઓનાં જીવન ભાવીપ્રજાને માર્ગદર્શક થઇ પડે છે. આ જ પરિસ્થિતિ શેઠ ભવાનજીભાઇની જીવન ઘટનાઓમાંથી અનુભવાય છે.

શેઠ ભવાનજીભાઇનો જન્મ સં. ૧૯૨૮ ના શ્રાવણ માસમાં થયો હતો. એમના વડીલો મૂળ કચ્છમાં રહેતા અને સર્વ રીતે સાધનસંપન્ન હતા. ત્રીજી પેઢી ઉપરે તેઓના વડીલો જોડીઆ બંદર વ્યાપારનું સારૂં ક્ષેત્ર અને તેની સાથે પોતાનું મોટું બીઝનેસ હોવાના કારણે ત્યાં આવી વસ્યા. શેઠ ભવાનજીભાઇના પિતાશ્રી નરશીભાઇના સમયમાં વ્યાપારમાં નુકસાની જવાથી આ કુટુમ્બની આર્થિક દશા સારી ન રહી. સં. ૧૯૩૩ના વર્ષમાં નરશીભાઇ પિતાની આજ્ઞા લઇ પ્રાપ્ત સ્થિતિને સુધારવાની ઇચ્છાએ કરાચી આવ્યા. પોતાના સસરા હરિ ઓધાણીને ત્યાં ઉતર્યા. મોટા શેઠના જમાઇ એટલે કરાચી આખું તેમને નરશી ઠક્કર કહીને બોલાવતું. એકાદ વર્ષ સસરાની પેઢી ઉપર માત્ર માસિક રૂા. ૧૫) ના પગારથી રહ્યા; પરંતુ સ્વતંત્રતાના ચાહક આત્માને ગમે તેવી સ્વતંત્ર છતાં સસરાની પરાધીનતા રૂચે નહિ. અને તેથી તેના હ્રદયમાં અનેક પ્રકારનું મંથન થવા લાગ્યું. આ અરસામાં સંવત ૧૯૩૪ ના વર્ષમાં અફગાન લડાઇ જાગી. ત્યાં સ્ટોરકીપર તરીકેની નોકરીમાં સારા ચાન્સની આશાએ શેઠ નરશીભાઇ જોડાયા. છ એક માસ સુધી કશા પણ સમાચાર નહિ મળતા ૭ વર્ષનો બાળક પુત્ર લઇ શેઠ નરશીભાઇનાં ધર્મપત્ની મોંઘીબાઇ ચિંતાતુર હૃદયે કરાચી આવ્યાં.

નરશીભાઈ સદરહુ લડાઇમાંથી થોડીક મુદત બાદ મહા મુશ્કેલીએ જોડીઆ પરભારા પહોંચ્યા અને ત્યારપછી થોડી જ મુદતમાં એમના પિતાશ્રી મકનજી શેઠનો દેહાન્ત થયો. પિતા ઉપરનું ઋણ કંઇ હતું તે પોતે ચુકાવ્યું અને પાછા કરાચી આવ્યા. તેઓ ૪ ભાઇઓ હતા તેઓ સર્વને ધંધે લગાડી સૌ કમાતા થયા પછી જુદા થયા અને પોતે નિર્વાહાર્થે નોકરી સ્વીકારી.

બાળક ભવાનજી આ સમયે નિશાળમાં શિક્ષણ લેતા હતા. તેમનું વિદ્યાર્થી જીવન પણ અવલોકવા સરખું હતું. પ્રતિષ્ઠિત કુટુમ્બનાં પુત્ર પુત્રીઓ ઘોડીયામાંથી જ વરતાં. શેઠ ભવાનજીભાઇનું સગપણ પણ ૫ વર્ષની ઉમ્મરે બેલા ગામમાં થયું હતું. વિદ્યાર્થી-જીવન પૂરૂં થતાં ૧૫ વર્ષની વયે તેમનું લગ્ન કરી દેવામાં આવ્યું. ઇશ્વરની અલૌકિક ઘટના માનવપ્રાણીથી ઉકેલી શકાતી નથી. થોડા જ સમયમાં એટલે સંવત ૧૯૪૩ ના

વર્ષમાં કોલેરાની બિમારીમાં ચરિત્રનાયકનાં પ્રથમવારનાં ધર્મપત્ની **કમરબાઇ** સપડાયાં અને ઇશ્વરના અમરધામમાં ચાલ્યા ગયાં. ત્યાર પછી ચરિત્રનાયક બીજીવાર **કરાચીમાં** શેઠ **મોતીભાઈ નરશી**ની સુસંસ્કારી પુત્રી બાઇ **અમીબાઇ**ને પરણ્યા. લગ્ન વખતે **અમીબે**નની ઉમ્મર માત્ર ૧૧ વર્ષની હતી. દયાળુ, ધર્મજીજ્ઞાસુ વૃત્તિ અને નિખાલસ હૃદયનાં આ પત્નીથી ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ ધન્યોગૃહસ્થાશ્રમ બન્યો છે. સાધારણ અક્ષરજ્ઞાન આ બાઇને પિતાને ઘરે મળ્યું હતું અને ત્યારપછી સુસંસ્કારી, સાહિત્યરસિક પતિના સહવાસે તેમનુ જ્ઞાન ઘણું વધ્યું અને અત્યારે તેઓ ઘણી સુંદર રીતે પોતાની દેશબ્હેનોની ઉન્નતિ અર્થે યથાશક્ય પ્રયાસ કરી રહ્યાં છે.

આ સૃષ્ટિનો નાનામાં નાનો બનાવ પણ હેતુ વગરનો હોતો નથી. દરેક પ્રસંગમાં ઇશ્વરનો કોઈ અકલ્પ્ય સંકેત છે જ એ નીચેની ઘટનાથી જોઈ શકાય છે.

૧૨ વર્ષની ઉમ્મરે ચરિત્રનાયકે ગુજરાતી પૂર્ણ કરી પહેલી અંગ્રેજીની પરિક્ષા પસાર કરી હતી. સ્કુલમાં એક વખત માસ્તરે શિક્ષા કરેલી. માતા **મોંઘી**બાઇને આ ખબર પડતાં તેમનો માતૃપ્રેમ ઉછળી આવ્યો અને સ્કુલ છોડાવી દીધી. તે વખતે સ્કુલના શિક્ષણ કરતાં વ્યાપારીશિક્ષણની કિમ્મત વધુ અંકાતી. તેથી ચરિત્રનાયકના પિતાએ તેમને કરાચીમાં એક **ભાટી**આ વ્યાપારીને ત્યાં અનુભવ લેવા રાખ્યા. થોડી જ મુદતમાં તેમના કાકા **જીવણદાસ દયાળજી** મુંબઇમાં રહેતા; તેમણે બાળક **ભવાનજી**ને પોતાની પાસે બોલાવ્યો; અને ત્યાં **ગોકળદાસ તેજપાલ** હાઈસ્કુલમાં અભ્યાસ કરવા બેસાડયા. ફરી વાત્સલ્યપૂર્ણ ભાવવાળી **માતા**ને **ભવાનજી** માર ખાય છે તેવા સમાચાર મળતાં તેમના આગ્રહને પરિણામે સ્કુલ છોડાવી અને **મુંબઇ**માં **અનંત શીવાજી દેશાઈ** ટોપીવાલાની દુકાને ઉમેદવાર તરીકે શીખવા રહ્યા. ત્રણેક માસમાં ચરિત્રનાયકે શેઠનો સંપૂર્ણ પ્રેમ મેળવ્યો અને તે લાઇનના વ્યવસાયમાં પ્રવીણ થયા. પછી માવિત્રોના આગ્રહથી ચરિત્રનાયક કરાચીમાં આવ્યા. મુંબઇમાં લીધેલા અનુભવને કાર્યમાં મૂકવા એમણે કરાચીમાં ટોપીઓની દુકાન ખોલી. આ સમયે કરાચી શહેર આજના જેટલું જાહોજલાલીભર્યું ન હતું; માત્ર સાધારણ વસ્તી હતી. ટોપીઓ પણ કોઇ પહેરતું નહિ. આ ટોપીના ધંધામાં ઉત્તમ પ્રકારની આવડત બાહોશી અને ખંતથી તેઓએ ભારે પ્રગતિ કરી. આજે પણ ટોપીવાળાના નામથી જ તેઓ કરાચીમાં ઓળખાય છે. ત્રણેક વર્ષમાં જ રૂા. ૧૫ થી ૨૦ હજાર આ ધંધામાં મેળવ્યા પછી ઉત્તરોતર બીઝનેસને ખીલવતા ગયા. પોતાની મીઠી વાણી અને મીલનસાર સ્વભાવથી તેઓ સર્વને પ્રિય થઇ પડયા અને પછી તો મોટી મોટી કમ્પનીઓની સાથે પણ હરિફાઈ કરીને યશ મેળવ્યો હતો. ત્યાર પછી ગની બેગ્સ, કરિયાણાની દુકાન વગેરે અનેક વ્યવસાયો ચાલુ કર્યા. બધા દિવસો એક સરખા રહેતા નથી. સંવત ૧૯૬૦ ની સાલમાં બહુવિધ વ્યવસાયોમાં તથા સટાની લાઈનમાં ઉતરવાથી ચોતરફ નુકશાની ગઈ અને ફરી સ્થિતિ ભયંકર થઈ પડી. આવા સમયમાં પણ હિમ્મત નહિ હારતાં મુસ્કેલીઓમાં અડગપણે ઉભા રહી અને આવેલ વાદળાંઓને વિખેરી નાખવાને શકિતમાન થયા. આ કઠણ સમયમાં તેમને ઘણો અનુભવ મળ્યો. વિપત્તિ કે નિષ્ફળતામાં જ માનવનો વિજય છુપાયલો છે આ કથન સત્ય છે. આવા સમયમાં ચરિત્ર-

નાયકની ચાલાકી તથા કાર્યકુશળતા જોઇ કરાચીના એક સિન્ધી નગરશેઠ **શા. આ આલુમલ** ત્રીકમદાસે હાથ પકડયો અને પોતાની ઇસ્ટેટ સંભાળવાનું સોંપ્યું. તેમાં માસિક રૂા. ૧૦૦) મળવા લાગ્યા. વખતને સમજીને આ પ્રમાણે **ભ**વાનજી શેઠે ચલાવ્યું અને તેમાં પછી તો માસિક રૂા. ૫૦૦ સુધી મળવા લાગ્યા. ફરી ઈશ્વરની કૃપા ઉતરી. ફરીને ટોપીઓની દુકાન કરી. ત્યાર પછી ઇસ્ટેટ લઇ વેચી નાખવાનું શરૂ કર્યું તેમાં પણ ઘણું સારૂં ચાન્સ મળ્યું. અત્યારે **મું**બઈમાં ૨–૩ બીલ્ડીંગો તથા કરાચીમાં ઘણો મોટો ભાગ જમીનના તેઓ માલેક–જમીનદાર છે અને સુખપૂર્વક જીવન વીતાવી રહ્યા છે.

એમના પિતાશ્રી **ન**રશીભાઇ સંવત **૧૯૬૭** માં **શ્રી**જીને ધામ પધાર્યા. ત્યાર પછીથી એમણે બીજો વ્યવસાય ઓછો કરી નાખ્યો અને માત્ર જમીનદારીપર જ રહી શાન્તપણે જીવન વ્યતિત કરવાનો સંકલ્પ કર્યો:

તેઓશ્રી ચુસ્ત વૈષ્ણવ છે. દરેક વાતમાં શ્રીનાથજી બાવા કરે તે ખરૂં એ વાકય ઉચ્ચારે છે. તેઓ ચુસ્ત વૈષ્ણવ હોવા છતા ખોટી અંધશ્રદ્ધા એમનામાં નથી. તેઓએ યાત્રાનાં ઘણાખરાં પવિત્ર સ્થળોએ પત્નીસહિત ભ્રમણ કરી પોતાના ધનનો છૂટે હાથે ઉપયોગ કર્યો છે. દરેક સ્થાનોમાં યાત્રાળુઓના ચરણ નીચે પોતાના નામની તખ્તી લગાડી નમનતાઇનું નીચાણ કબુલ કરવે ઉંચાઇના શિખર પર જવાય છે તેવો બોધ અન્યને આપતા રહ્યા છે. યાત્રાનું કોઈ સ્થળ શેઠ ભવાનજીની સહાય વગરનું ભાગ્યે જ રહ્યું હશે. ઘણીયે વાર યાત્રાઓ કુટુમ્બસહિત કરેલી છે અને એ રીતે પોતાની અડગ ધર્મશ્રદ્ધા પુરવાર કરી છે.

ઘણા અનુભવીઓનું એ કહેવું છે કે વ્યાપારના વ્યવસાયમા સાહિત્ય અને કળાનો ઝરો સૂકાઈ જાય છે; પરંતુ આ ચરિત્રનાયકના સંબંધે તે અપવાદ કરે છે. આટલો વ્યવસાય અને બહોળો વ્યાપાર હોવા છતાં પણ તેઓ સાહિત્યમાં ભારે શોખ ધરાવે છે.

'કરાચી સમાચાર, પત્રના તેઓ થોડા વખત સુધી તંત્રી હતા. અને તેમનાં લખાણો કરાચીની પ્રજા પ્રેમપુર્વક વાંચતી. ત્યારપછી સિન્ધ પત્રમા પણ પોતે વારંવાર જ્ઞાતિ અને સમાજોપયોગી લેખો લખતા: અને અદ્યાપિ પણ સ્વજ્ઞાતિના પત્રમાં તેમની મીઠી વાણી અને વિશાળ અનુભવની વાનીઓનો સ્વાદ તેઓ કોઈ કોઈ વાર ચખાડે છે.

કરાચી હાલાઈ લોહાણા મહાજનવાડીના હક્ક માટે ઝઘડો ઉભો થયેલા, તેમાં પણ તેઓ સત્યને પક્ષે ઉભા રહ્યા હતા.

**મું**બઇમાં પણ તેઓનું લાંબો વખત રહેવાનું થાય છે. સુરતી ગૃહસ્થો તથા સુધારક કુટુમ્બો સાથેના સહવાસથી તેમના સામાજિક વિચારો ઘણા સુધારક થયા છે. આખું કુટુમ્બ કેળવાયલું છે. અતિથિસત્કાર માટે તો આ ઘર જાણીતું છે. બન્ને પતિપત્નીના સ્વભાવ માયાળુ, હસમુખા અને લાગણીપૂર્ણ છે.

બેન **અ**મીબેન સમય મળતાં મુંબઈમાં પણ સ્ત્રીઉપયોગી સંસ્થાઓને અવારનવાર આર્થિક મદદ આપતાં રહ્યાં છે. તેઓ દમ્પતી વારંવાર કહે છે: 'જીવનમાં અનેક ચડતી પડતી અનુભવાય પરંતુ તેમાં ધાર્મિક તત્વને જો છોડી દેવામાં ન આવે તો પ્રભુ તેમને

છોડી દેતો નથી. આજે આટલી હદ સુધીની અધમતા તે પાશ્ચાત્ય સમાજના સહવાસે ધર્મનો પાયો ડગી જવાને જ આભારી છે.'

કરાચીમાં ભરાયલી લોહાણા કૉન્ફરન્સ વખતે તેઓ જ્ઞાતિના નેતાઓની સરભરામાં ઉભે પગે રહી પોતાનું કર્તવ્ય બજાવવા ચૂક્યા નહોતા. તેમની સખાવતો ઘણી છુપી છે. કીર્ત્તિદાન કે આડંબરને તેઓ પસંદ કરતા નથી; પરંતુ અનેક ગરીબ ભાઇઓને તથા વિદ્વાનોને ઉત્તેજવા તેઓ પોતાના ઉદાર હાથનો પરિચય કરાવતા રહ્યા છે. અત્યારે તેઓ મોટા જમીનદાર હોવા છતાં અભિમાનનો તેમનામાં અંશ નથી. ખોટા માન કે કીર્તિની તેમને લાલસા નથી. લોકોની ટીકા નિંદાની તેમને પરવા નથી. ગમે તેવા સમયમાં પણ પોતાને સત્ય લાગે તે કરવા તેઓ નિશ્ચયી બને છે.

અત્યારે જોડીઆનિવાસી ભાઇઓ કચ્છી તરીકે ઓળખાવે છે; પરંતુ શેઠ ભવાનજીભાઈ પોતે હાલાઇ કહેવરાવે છે અને હાલાઈ જ રહ્યા છે. તેમના ત્રણ સુપુત્રો જયેષ્ટારામ, ખેલશંકર તથા દામોદરદાસ. એ પણ પ્રેમાળ પિતામાતાની પ્રતિકૃત્તિઓ છે. જમાનાને અનુસાર જયેષ્ટારામ તથા ખેલશંકરને યોગ્ય શિક્ષણ અપાયું છે; અને હાલમાં તે પિતાના ઇસ્ટેટના વ્યવસાયમાં સહાય આપી રહ્યા છે. હમણા જ આ બન્ને પુત્રોનાં ઘણી જ ધામધુમથી લગ્ન કરવામાં આવ્યાં છે. ત્રીજા પુત્ર દામોદરદાસ માત્ર ૯ વર્ષના હોઇ અભ્યાસ કરે છે. આ બધા ભાઇઓમાં વિદ્વાન માતાપિતાના ઉત્તમ સંસ્કારોનાં બીજ રોપાયલાં નજરે પડે છે. પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય આપે અને સંસ્કારી માતાપિતાના ઉત્તમ પુણ્યબળના પ્રભાવે તેઓના હાથે દેશ, જ્ઞાતિ અને સમાજ હિતનાં અનેક સુમંગળ કાર્યો કરાવે એ જ ઇચ્છીએ.

---



શેઠ વિશ્રામભાઇ નરસિંહ.

# શેઠ વિશ્રામભાઇ નરસિંહ (કરાચી)



હાલની કેળવણીથી મનુષ્ય જીવન જેટલું સ્વાર્થપરાયણ બને છે, તેટલું સેવાપરાયણ નથી બનતું. ચાલુ સદીમાં ઘણાંયે સેવાના બ્હાનાં નીચે સ્વાર્થ સાધી રહ્યાં છે. ઓછી કેળવણી લીધા છતાં ઉત્તમ સેવામય જીવન કેવી રીતે બનાવવું તે બાબતનું શિક્ષણ શેઠ વિશ્રામભાઇના જીવનમાંથી મળી આવે છે.

શેઠ વિશ્રામભાઇનો જન્મ સન ૧૮૭૭ શ્રાવણ વદ ૬ ના કરાંચીમાં થયો હતો. તેમના વડીલો મૂળ કચ્છ દુધઇના વતની હતા પણ ધંધાર્થે કરાચી આવેલા હતા. આ સમયે અભ્યાસ માટે જોઇતાં સાધનો હાલની માફક નહોતાં એટલે બાળક વિશ્રામભાઇ સાધારણ ગુજરાતી જ્ઞાન લીધા પછી કરાચીમાં આવ્યા. તેમના પિતા કોન્ટ્રાકટરનું કામ કરતા હતા, તેમાં કુટુંબનું પોષણ સુખપૂર્વક થતું. પાછળથી શેઠ વિશ્રામભાઇએ અંગ્રેજી ૬ ધોરણ સુધી અભ્યાસ કર્યો. અંગ્રેજી આટલું શિક્ષણ ઓછું જ કહેવાય પણ યુરોપિયન ઓફીસરોના સહવાસબળે એમનું પ્રેકટીકલ નોલેજ ઘણું વધી ગયું. સ્કૂલ છોડયા પછી પોતે થોડો સમય નોકરી સ્વીકારેલી પણ પછી ડા. દામજી ઉમરશી સાથે ભાગીદારીમાં વ્યાપાર કરવા માંડયો. તેઓએ દાળનું કારખાનું ચાલુ કર્યું; પણ જોઇતી ફતેહ નહિ મળતાં પોતે પોતાના પિતાશ્રીની લાઇન એટલે કોન્ટ્રાકટરના ધંધામાં જોડાયા.

મ્યુનિસિપાલ અને પોર્ટટ્રસ્ટમાં એમણે કેટલાંક વર્ષ નોકરી કરેલી હતી ત્યાં ઉપરી અધિકારીઓની સારી પ્રીતિ સંપાદન કરી હતી. તેથી પિતાના ધંધામાં જોડાયા પછી આ વગસગને લીધે વિશ્રામભાઇએ સરકારી ખાતાના બાંધકામનો કોન્ટ્રાકટ લીધો. પાછળથી પોલીસ ડીપાર્ટમેન્ટ તથા પબ્લીકવર્ક ડીપાર્ટમેન્ટ તરફથી ચાલતા બાંધકામનો પણ કોન્ટ્રાકટ લીધો: કે જેમાંથી ઘણું સારૂં ચાનસ મળ્યું હતું. પોતાના કામથી સરકારી અધિકારીઓને સંતોષ આપ્યો હતો. આ રીતે આ લાઇનને અધિકાધિક ખીલવવા માંડી. પોતે ઉપરોક્ત લાઇનમાં પાવરધા થઇ કમાતા ધમાતા થયા પછી લગ્નની યોગ્ય વયે લગ્નની ગાંઠથી જોડાયા. મનુ મહારાજના સુચવેલા આદર્શ પ્રમાણેનો શેઠ વિશ્રામભાઇનો ગૃહસ્થાશ્રમ કહી શકાય. પ્રભુએ કૃપા કરી તેમને ત્રણ પુત્રો તથા બે પુત્રીરત્નો આપેલાં છે કે જેને ઉત્તમ શહેરીઓ બનાવવા માટે તેઓનામાં સદ્‌ગુણનું સીંચન કરી રહ્યા છે અને સંસ્કારી કેળવણી આપી—અપાવી રહ્યા છે. તેમની કુટુંબસેવા ઉપરાંત જ્ઞાતિ સેવાઓ પણ નોંધ લેવા યોગ્ય છે.

સાધનોહીન ઘણાયે ગરીબ જ્ઞાતિબંધુઓને આશ્રય આપી પોતે માર્ગે ચડાવ્યા છે. દયાથી તેમનું હૃદય નિરંતર ભરપુર છે. તેમની ગુપ્ત સખાવતો એટલી છે કે તેનો આંકડો મેળવવો અમારે માટે અશક્ય છે. કરાચીમાં મળેલી લોહાણા કોન્ફરન્સ વખતે આ નિરાભિમાની વ્યક્તિએ તનમનધનથી ઉમદા સેવા બજાવી હતી. કોન્ફરન્સ વેળા

થયેલાં ફંડોમાં તેમણે સારી રકમ ભરેલી છે. કરાચીમાં હસ્તિ ધરાવતી સ્વજ્ઞાતિની સંસ્થાઓના ટ્રસ્ટી છે. મજકુર સંસ્થાઓના ઉત્કર્ષ માટે પોતે ભારેમાં ભારે કાળજી રાખવા ઉપરાંત આર્થિક મદદ પણ આપી રહ્યા છે.

કચ્છ માંડવી લોહાણા પરિષદ વખતે ઉચ્ચ શીલ્પ કળાના નમુનારૂપ મંડપ બનાવ્યો હતો. જેનાં સર્વ સાધનો પોતે કરાચીથી લાવ્યા હતા. તે ઉપરાંત પ્રિન્ટીંગ પ્રેસનાં સાધનો પણ કરાચીથી પૂરાં પાડયાં હતાં. તે સિવાય ત્યાં થયેલાં ફંડમાં એમણે ૧૦ થી ૧૨ હજારની સખાવત કરી હતી. અંજાર લોહાણા મહાજનના વિશ્રામભાઇ અગ્રેસર છે. કરાચીમાં ચાલતી લોહાણા હુન્નરઉદ્યોગશાળાની વ્યવસ્થાપક કમિટિના મેમ્બર તરીકે તેમ જ સેક્રેટરી તરીકે એમણે ઘણી જ સરસ સેવા બજાવી છે. એમનાં બ્હેન શ્રીમતી ડાહીગૌરી આ શાળા ઉપર દેખરેખ રાખી પોતાના સમયનો સદુપયોગ કરી રહ્યાં છે. માત્ર જ્ઞાતિસેવાથી જ શેઠ વિશ્રામભાઇએ પોતાનું કર્તવ્ય પૂરૂં કર્યું નથી. પણ તેમની સમાજ તેમ જ રાષ્ટ્રસેવાપ્રતિની લાગણી પણ નોંધ લેવા લાયક છે. કરાચી મ્યુનિસિપાલિટીની હદમાં ગૌવધ નહિ થવા દેવાનો ઠરાવ મૂકી અને તેને વધુમતે પાસ કરાવવા માટે ભારે પ્રયાસ કર્યો હતો.

સન ૧૯૧૩-૧૪ માં કરાચીમાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક વેળાએ મહાસભાનો મંડપ પોતે જાતમહેનતથી ઓછા ખરચે પણ ઘણો આકર્ષક બનાવ્યો હતો. જેને માટે કેટલાંક જાહેર પત્રોમાં શેઠ વિશ્રામભાઈ માટે ભારે પ્રશંસાના શબ્દો આલેખવામાં આવ્યા હતા.

કરાચીમાં જેવું હિન્દુ સ્મશાન છે એવું આખા હિંદુસ્થાનમાં કયાંય પણ નહિ હોય. આ સ્મશાન માટે ૧૦ લાખ વાર જમીન છે. તેને ફરતો કમ્પાઉન્ડ, અંદર શંકરનાં મંદિરો, બગિચાઓ, લાયબ્રેરીઓ લાકડાં આદિની સગવડ કરવા માટે કરાચીમાં વસતા હિંદુભાઇઓએ સભા મેળવી ફંડ કર્યું તેમાં પણ શેઠ વિશ્રામભાઇએ સારી રકમ આપવા ઉપરાંત તેનાં બાંધકામપર જાતિ દેખરેખ રાખી કિફાયતે તે કામ પૂરૂં કરી-કરાવી આપ્યું હતું. સદરહુ સ્મશાનમાંથી વધારાની જમીન ખેતી માટે ખેડવા આપેલી છે. કે જેની ઉપજમાંથી લાયબ્રેરી વગેરેના ખર્ચનો નિભાવ થાય છે. ગરીબોની સેવા એ જ પ્રભુસેવા એમ પોતે નિરંતર માને છે. લડાઇના સમય દરમ્યાન ઘણા વ્યાપારીઓને તેમણે કન્ટ્રોલર પાસેથી માલ મંગાવવાનાં સર્ટિફીકેટો અપાવી મદદ કરી હતી. આ ઉપરાંત દેશાવરથી જથ્થાબંધ માલ મંગાવી બે ચાર જ્ઞાતિબંધુઓની મદદ લઈ તેણે ગરીબો માટે સસ્તા અનાજની દુકાનો ખોલી હતી અને આ રીતે તેમણે અનેક રંક માણસોના ખરા જીગરના આશિર્વાદો મેળવ્યા હતા. મંગાપીરમાં આવેલી એક ઉપયોગી સંસ્થા કે જેમાં અનેક કોઢી, રકતપિતિયાં વગેરે દુઃખી લોકો આશ્રય મેળવે છે તે સંસ્થામાં સારી મદદ કરેલી છે. એ સંસ્થાના તેઓ મેમ્બર છે.

કરાચીમાં વસતા ૩૦૦૦) લોહાણા ગૃહસ્થો તરફથી મ્યુનિસિપલ કોરપોરેશનમાં કાઉન્સીલર તરીકે મોકલવા સર્વાનુમતે શેઠ વિશ્રામભાઇને પસંદ કરવામાં આવ્યા છે. તે બતાવી આપે છે કે કચ્છી હાલાઇ વગેરે સર્વ લોહાણા ભાઇઓના હ્રદયમાં તેમને માટે કેટલો પ્રેમ છે ?

કોઈ સારાકામ માટે ગમે તે માણસ તેમની પાસે જાય તો તેમને ઉત્તમ સલાહ આપી પોતાનાથી બનતી મદદ કરવાને તેઓ સદાય ઉત્સુક રહે છે. તેમનો સ્વભાવ ઘણો જ આનંદી અને પ્રેમાળ છે. તેમનું વાંચન વિશાળ છે. રાષ્ટ્રીય વિષયક દરેક બાબતોથી પોતે જ્ઞાત રહે છે. આખી લોહાણા સૃષ્ટિમાં શેઠ વિશ્રામભાઇ નિરાભિમાની પુરૂપ તરીકે પ્રખ્યાત છે. જ્ઞાતિની કોન્ફરન્સમાં થયેલા ઠરાવોનો અમલ કરવા–કરાવવા માટે પોતે ભારે કાળજીવાન રહે છે. બાળલગ્નની બદી નાબુદ કરવાની તેમની કોશેશ ચાલુ જ છે. પુત્રોની લીલીવાડી મૂકી વિશ્રામભાઇના પિતા નરસિંહ ભાઇ સન ૧૮૯૭ની સાલમાં તથા વિશ્રામભાઈનાં પ્રેમાળ માતા ગોમતીબાઇ સન ૧૮૯૮ની સાલમાં સ્વર્ગવાસી થયાં હતાં. ચરિત્રનાયકના બે નાના ભાઈઓ શ્રીયુત રણછોડદાસ તથા પુરૂષોત્તમભાઇ પણ પિતાની કોન્ટ્રાકટ લાઇનનું બીઝનેસ હાલમાં મુંબઇમાં અચ્છી રીતે ખીલવી રહ્યા છે. પોતે નિરાભિમાની, નિખાલસ હૃદયના તથા મળતાવડા સ્વભાવના છે. કેટલાક શ્રીમંતો માત્ર ઘરસંસારમાં જ રચ્યાપચ્યા રહે છે. તેઓને આ સેવાઓથી ભરપુર દીસતું શેઠ વિશ્રામભાઈનું જીવન ખાસ અનુકરણ કરવા જેવું છે. પ્રભુ તેમને તથા તેમના પરિવારને દીર્ઘાયુષ બક્ષે અને તેઓ ઉત્તરોત્તર અધિક યશસ્વી જીવન જીવી બતાવે એવું ઇચ્છીશુ.



# શેઠ ભીમજીભાઈ પ્રેમજી (મુંબઈ)



આ(મા)ત્ર શ્વાસ ભરીને માણસ સો વર્ષ સુધી જીવે તો તે જીવ્યું કહેવાતું નથી; પરંતુ નાશવંત શરીરથી જેઓ જેટલા પ્રમાણમાં અમ્મર કાર્યો કરી જાય તેટલા જ પ્રમાણમાં ખરૂં જીવ્યું કહી શકાય. ભગવાન ગીતામાં સુણાવે છે કે જેઓનું આ લોકમાં કલ્યાણ થવાનું હોય તેઓની પાસે હું શુદ્ધ કર્મો કરાવું છું. પ્રભુની પ્રેરણા વગર કોઈ પણ પ્રવૃત્તિ નથી થતી, એ ઉંડા વિચારથી વિદીત થાય છે. દાન આપવાની પ્રણાલિ આર્યાવર્ત્તમાં પરાપૂર્વથી ચાલી આવી છે. જેનો પ્રભાવ ઓછું ભણેલી આલમમાં વધુ દીસી રહેલો છે. અમે આજે એવા એક ઓછું ભણેલા દાનવીર સાત્વિક પુરૂષનો અત્ર પરિચય આપવાનું યોગ્ય ધારીએ છીએ.

આ ઉદારચરિત્ શેઠ **ભીમ**જીભાઇનો જન્મ વડીલોનાં વતન કચ્છ **મ**સ્કાથી પાંચ ગાઉ દૂર "**ભાડઈ**" ગામમાં થયો હતો. વડીલોની લાઇન વ્યાપારની હતી. સં. ૧૯૪૨ માં આ ચરિત્રનાયકના જન્મથી જાણે ઘરનું વાતાવરણ કોઈ અનેરા પ્રભાવથી ઓપતું હતું. સહનશીલતા ભલમનસાઈ, દયા, ઉદારતા આદિ દૈવી ગુણો બાળવયમાંથી જ ભીમજીભાઇમાં દીસી આવતા હતા. સમજણા થયા પછી પોતે મામા **ડો**સાભાઈના સહવાસમાં વધુ રહેતા. યોગ્ય કેળવણી લઇ **મું**બઇમાં **મા**માના વ્યાપારી કામકાજમાં પોતે ખંતથી ધ્યાન આપતા. એમની ચપળ બુદ્ધિથી થોડા વખતમાં મામાના મોટા મદદગાર થઇ પડયા. મામા **ડો**સાભાઇને પણ કંઇ સંતાન નહિ હોવાથી ચરિત્રનાયકને પુત્રવત્ લેખતા અને વ્યાપાર નીતિમાં પાવરધા કરવા મથતા. ચરિત્રનાયકનું પરોપકારી જીવન આજે જે જે ઉચ્ચ ગુણોથી ઓપી રહ્યું છે તેનાં બીજ વાવનાર આ દીર્ઘદર્શી મામા ડોસાભાઇ જ હતા. કાળના સ્વભાવ પ્રમાણે મામાની સંસારયાત્રા પૂરી થઇ અને **ભી**મજીભાઇને બધી ભલામણ કરવામાં આવી. જે શુભેચ્છક મામાના પ્રતાપે પોતે ઉન્નતિ પ્રાપ્ત કરી તે મામાનાં સત્ય શ્રાદ્ધ માટે શું શું કરવું તેના વિચારો અને કાર્યોમાં ચરિત્રનાયકનું જીવનસૂત્ર પરોવાયું. મામાશ્રીએ પ્રથમ ભાગ કરી આપેલો તે જ દુકાન અદ્યાપિ તેઓએ મામાના નામથી ચાલુ રાખી છે.

ચરિત્રનાયક ઘણાજ શાંત, ગંભીર અને ઓછા બોલા છે. બહુ બોલવું ને કાર્ય કંઈ કરવું નહિ એ દંભ એમને પસંદ નથી. છેલ્લી **માં**ડવીમાં ભરાયલી જ્ઞાતિ પરિષદના જનરલ સેક્રેટરીના સ્થાનેથી પોતે મુંગે મોઢે અસરકારક સેવા બજાવી પરિષદ ને યશસ્વી બનાવી હતી. તેઓ એક સૌજન્યપૂર્ણ સજ્જન છે. છાનું દાન કરવામાં એમને આનંદ લાગે છે તેથી એમની અપ્રગટ સખાવતોનો સરવાળો જંગી આવે એમ છે. અત્રે માત્ર એમની પ્રગટ સખાવતો અને સેવાનાં કાર્યોની નોંધ થોડીક લઇએ છીએ.

"જન .સેવા એ જ પ્રભુ સેવા" એ સુત્રને જીવનમાં વણી લઇને જનતાનાં સુખ સગવડતા

માટે એક લાખ કોરીના ખરચે ભાડઇમાં પોતે એક ભવ્ય ધર્મશાળા બંધાવી છે. ઉપરાંત મસ્કામાં રૂા. ૨૫૦૦૦) એક સાર્વજનિક લેડી હોસ્પીટલના ફંડમાં આપી તેની વ્યવસ્થા પોતે જાતે કરી રહ્યા છે. હોસ્પીટલનું રોનકદાર મકાન તૈયાર થઇ ગયું છે. જે ધનનો પરોપકારાર્થે ઉપયોગ ન થાય પણ માત્ર સ્વભોગમાં જ ઉડાવાય અગર સંગ્રહી રખાય તે ધન નહિ પણ માટી છે. કેમકે જગત્ સમસ્ત માટીમાં જ મળવાનું છે. "જે હાથે તે જ સાથે" એ વિચારમાં વણાયલું આ વ્યકિતનું જીવનવ્રત છે. ભાડઇમાં ૪૫૦૦૦) કોરી ખરચી એક તળાવ ફરી બંધાવ્યું છે. અને ત્યારથી જ એ તળાવમાં પાણી ટકયું છે. પોતાને એક નાના સહોદર છે. એમના તથા પોતાના નામે ભાડઇમાં મોટી રકમના ખરચે એક સાર્વજનિક પ્રાથમિક શાળા ખોલી છે. તેમજ કચ્છ ભીટારામાં પણ સાર્વજનિક ગુજરાતી સ્કૂલ ખોલી છે. ભીમજીભાઈ બહુ વિદ્વાન નહિ છતાં વિદ્યાપ્રતિનો એમનો અનુરાગ જબરો છે. ન્યાતજાતના ભેદ વગર વિદ્યાથી જનતાનાં હૈયાં ઉઘાડવા પોતે અથાગ શ્રમ લે છે. જ્યાં જ્યાં જરૂર જણાઈ છે ત્યાં ત્યાં આ દાતેશ્વરી વીરના દાનનો પ્રવાહ વહ્યો છે. લખપતમાં કનિષ્ટ બન્ધુ હેમરાજના નામે તથા શેઠ જેઠાભાઇ ભૂલચંદનાં માતુશ્રીના નામે રૂા. ૩૦૦૦૦) આપી એક દવાખાનું ખોલ્યું છે. જેનો લાભ લઈ દર્દીઓ અંતરના આશીર્વાદ વરસાવે છે. મસ્કામાં પોતાના સદગત્ મામાના નામે સ્કૂલ ચલાવવામાં મોટી રકમ આપેલી છે. આ ઉપરાંત કચ્છમાં લાલા, બરદા, સંઘડ વગેરે ચાર પાંચ ગામોમાં ચરિત્રનાયકના તરફથી પ્રાથમિક શાળાઓ ચલાવવામાં આવે છે. દુષ્કાળના વખતે પાંજરાપોળો ખોલી અવાચક પ્રાણીઓની તેઓએ ભુખ તરશ ભાગી પુણ્ય કમાઇ કરી છે. વટેમાર્ગુઓનાં સુખ માટે ભારે રકમના ખરચે માંડવી અને મસ્કા વચ્ચે પોતે સ્વ. નારણજી રામજીનાવતી પાકી સડક બંધાવી છે. મઝગામ સસ્તા ભાડાની ચાલીમાં પણ પોતે સારી રકમ આપી ચૂકયા છે. એમનો સ્વભાવ બાળકના જેવો નમ્ર અને પ્રેમી છે. એમનું જીવન પ્રપંચરહિત છે. ઉપરોકત પરોપકારી ખાતાંઓની વ્યવસ્થા કરવા માટે નાનાભાઇ હેમરાજભાઇને તો દેશમાં જ રાખવામાં આવે છે. એમની નિસ્પૃહ દાનપ્રણાલિ રાજા મહારાજાઓને શોભે એવી છે. હજુ એજ પ્રવૃત્તિમાં એમના જીવનનું વહન છે. સાહિત્યસેવકો અને વિદ્વાન બંધુઓને તેએ. માનપૂર્વક સત્કારે છે; અને યોગ્ય મદદ આપતા રહે છે. પ્રભુ એમનું પરોપજીવી જીવન વધુ લંબાવે અને વધુ ઉમદા કાર્યો કરાવે એ જ અભ્યર્થના !

# શ્રીયુત ગાંગજી પીતામ્બર વર્મા (ઇન્દોર)



એક વખત એક સભામાં મ. ગાંધીજીએ કહેલું કે "તમે જે કંઈ સારૂં જાણો છો તે પ્રથમ તમારા જીવનમાં વણી લો–તમે આચરી બતાવો એટલે એકનું જોઇ અન્ય ને તેવું શીખવાનો વેગ મળશે." પરંતુ આચરવામાં તો મનોબળની જરૂર છે. સહેજ મુશ્કેલીઓનો પ્રહાર થતાં ઘણાં માણસ બેબાકળાં થઈ જાય છે.– મનોબળહીન થઈ જાય છે. ત્યારે ઉપદેશોને તો જીવનમાં કેમ જ ઉતારી શકે ? મહાપુરૂષોના ઉપદેશો પ્રમાણે જીવન જીવી શકે એવી વ્યક્તિઓ તો સેંકડે પાંચ પણ મળી આવવી મુશ્કેલ છે. અજબ મનોબળ, નિડરતા, મુશ્કેલીઓના ભારે પ્રહાર થવા છતાં સત્ય નહિ છોડવાનો આગ્રહ, પ્રમાણિકતા, સ્વદેશભક્તિ, રાષ્ટ્રીય કેળવણીપર અનુરાગ આદિ અનેક ગુણોને જીવનમાં ઉતારી રહેલા શ્રીયુત ગાંગજી પીતામ્બર વર્માનું જીવન અહીં આપવું ઉપયોગી થઇ પડશે,

શ્રીયુત ગાંગજીભાઇનો જન્મ સંવત ૧૯૨૪ ના વર્ષમાં થયો હતો. તે વખતે તેમના વડીલો કચ્છ મુદ્રામાંના દેશલપુર ગામમાં રહેતા હતા. આર્થિક સ્થિતિ સારી ન્હોતી. વળી આ પ્રદેશમાં તે વખતે ભણવાનું સાધન પણ સારૂં નહોતું. છ વર્ષની વયે ગાંગજીભાઇને ગામઠી પંડયાની નિશાળે ભણવા બેસાડયા. ત્યાર પછી એક માસ્તર મુંબઇથી હવાફેર માટે ત્યાં ગયા. દર માસે દર છોકરા દીઠ પાંચ કોરી આપવાનું ઠરાવી ગાંગજીભાઈના દાદાએ આ શિક્ષકને રોકયા. અને કુટુંબના ૧૦ છોકરાને ભણવા બેસાડયા. તેમની પાસેથી ગાંગજીભાઈએ ૬ ગુજરાતી અને બે અંગ્રેજીનું જ્ઞાન મેળવ્યું. આ વખતે કચ્છ પ્રદેશમાંથી ઘણા જ્ઞાતિભાઈઓ મુંબઇ જઈ પૈસા કમાઇ આવતા હતા, આ જોઈ ગાંગજીભાઇના પિતાને પણ એ જ ઇચ્છા થઈ. એક દિવસ દાદાની આજ્ઞાથી ગાંગજીભાઈના પિતા દુકાનને માટે માલ લેવા માંડવી ગયા. ત્યાંથી દાદાની રજા વગર મુંબઇ આવ્યા. અને એક સંબંધીના ભાગમાં નાશિકમાં દુકાન કરી. ત્યાં કંઇ સારૂં ચાનસ મળવાથી કુટુંબને નાશિક તેડાવી લીધું.

સં. ૧૯૪૦ માં સિંહસ્થનું વષ હોવાથી ત્યાં ખાધાખોરાકીની દુકાન કરી. ઘણાં યાત્રાળુઓને ઉધાર–વિશ્વાસે આપ્યું, તેમાં કેટલાક પાસેથી નાણાં નહિ આવવાથી કમાયા તે ગયા જેવું થયું. ત્યારપછી પીતામ્બરભાઈના મામાએ જંગલમાં કેટલીક જમીન લીધેલી તેની દેખરેખ રાખવા તેમને બોલાવ્યા. વાર્ષિક રૂ. ૧૦૦ ) તથા કુટુંબનું ખાવાપીવાનું ખર્ચ ઠરાવી જંગલમાં મોકલ્યા. સંવત ૧૯૪૬ માં ત્યાંથી પોતે દ્દામણગામ આવ્યા. અને એક ભાગીઆ સાથે પાછો વેપાર શરૂ કર્યો. તેમાં લાભ પણ ઠીક થયો. સંવત ૧૯૫૦ માં ગાંગજીભાઈના પિતાશ્રીનો દેહાંત થયો. તે પહેલાં એક વર્ષે દાદાજી પણ સ્વર્ગવાસી થયા હતા. ત્યાર પછી એક શ્રીમંત ભાગીદારની સાથે ગાંગજીભાઈ રૂ ના તથા કમીશન એજ-

ન્ટના ધંધામાં જોડાયા. પણ વળી તે ભાગીદાર ગુજરી જવાથી તેની બે પત્નીઓમાં કંઇ તકરાર થતાં ગાંગજીભાઇએ તે ધંધો છોડી દીધો.

ગાંગજીભાઈ આ વેપારમાંથી છૂટા થયા પછી તુરતજ શેઠ કરીમભાઇ ઇબ્રાહીમે તેમને માસિક પગાર રૂા. ૧૦૦) માં રાખી લીધા. અને સ્વતંત્રપણે રાખવાની ગાંગજી-ભાઇની માગણી કબુલ કરી. જે આજે ૧૬ વર્ષ થયાં હજી તે જ શેઠની સચ્ચાઇથી નોકરી બજાવે છે. અત્યારે પોતે "ઇન્દોર આલવા જીનીંગ ફેકટરી"ના મેનેજર છે. પોતે નોક-રીમાં જોડાયા પછી એક વર્ષે વ્યાપારમાં શેઠને રૂા. સાડા ત્રણ લાખનો નફો કરી આપ્યો હતો. ગાંગજીભાઈની પ્રમાણિકતાપર શેઠ કરીમભાઇનો અડગ વિશ્વાસ છે. અત્યારે તેમનો માસિક પગાર રૂા. ૪૫૦) છે.

પોતાના પગ ઉપર ઉભા રહેવાની શકિતવાળા થયા પછી ગાંગજીભાઇનું લગ્ન કચ્છ—ભૂજતાબે વડવા ગામમાં થયું. તે ઘરસંસાર ૧૦ વર્ષ ચાલ્યા પછી તેમનાં પત્ની દેવકીબાઇનો કોલેરાની બીમારીમાં દેહાન્ત થયો. તેમનાથી એક પુત્ર રત્ન સાંપડેલું તેમનું નામ કુંવરજી છે; જે ફકત સાધારણ ગુજરાતી ભણેલા છે છતાં માસિક રૂા. ૨૦૦) ના પગારે મુંબઈમાં એક સધર પેઢીમાં નોકરી કરે છે. ત્યાર પછી ગાંગજીભાઈએ કચ્છ—મુંદ્રા તાલુકે ઠસરા ગામના ઠા. મોરારજી અપાઇનાં પુત્રી બાઈ મમાદેવી સાથે બીજીવાર લગ્ન કર્યું. આ બાઈ પ્રથમ છેક અભણ હતાં. છતાં ઘરરખ્ખુ પ્રેમાલ તથા આર્યનારીને શોભે તેવા ગુણ ધરાવતાં. પછીથી ગાંગજીભાઇ જેવા સંસ્કારી પતિના સહવાસબળે ગુજરાતી તેમ જ હિન્દીનું સારૂં જ્ઞાન મેળવી શકયાં. આ બીજીવારનાં પત્નીથી પ્રભુકૃપાએ ગાંગજી-ભાઇને પાંચ પુત્ર તથા ત્રણ કન્યા રત્ન પ્રાપ્ત થયાં છે. તેમાંના પ્રથમ પુત્રને ૬ વર્ષની વયે કાંગરી ગુરૂકુળની શાખા ઇંદ્રપ્રસ્થમાં છે ત્યાં અભ્યાસ કરવા મોકલાવેલ છે, બીજો પુત્ર વીરેન્દ્ર પણ ગુરૂકુલમાં ભણે છે. ત્રીજા પુત્રનું નામ હરિશ્ચંદ્ર તથા ચોથાનું નામ ચંદ્રસેન છે. તેઓ નાનપણથી જ ઘણા બળવાન અને નિડર દીસે છે. પાંચમા પુત્ર હરિ-દેવનો જન્મ એક વર્ષ પહેલાં જ થયો છે, ત્રણ પુત્રીઓમાં મોટી પુત્રી દમયંતીને જાલંધર કન્યા મહાવિદ્યાલયમાં અભ્યાસ કરાવી ૧૭ વર્ષની વયે તેમનું લગ્ન કર્યું છે. બીજી પુત્રી ની ઉમ્મર ૧૪ વર્ષની છે તે પણ જાલંધર ગુરૂકુલમાં ભણે છે; અને ત્રીજી પુત્રી સાવિત્રી દેવી તે વડોદરાના સરસ્વતી ગુરૂકુલમાં ભણે છે, ઉપરાંત એક પૌત્ર પોત્રી પણ અંધેરી અને જાલંધર ગુરૂકુળમાં ભણે છે. આ રીતે પોતે ગૃહ તથા ભવિષ્યનાં શહેરીઓ જે પોતાનાં સંતાનો તેમને આદર્શ સંસ્થાઓમાં કેળવી રહ્યા છે. આ બધાં બાળકોને પંજાબમાં મૂકવા માટે તેમનાં પત્ની મમાદેવી એકલાં જ જાય છે. તેઓ ઘણાં નિડર અને કેળવણીનું ખરૂં રહસ્ય સમજનારાં છે.

ઇશ્વરથી ડરી સત્યથી ચાલવું, અને જ્યાં સત્ય છે ત્યાં જ નિર્ભયપણું છે, એમ તેઓ બન્ને માને છે. અને પોતાના જીવનમાં આ સૂત્ર વણી રહ્યાં છે. તેઓ સ્વામી દયા-નંદના સિદ્ધાન્તોને ખરા જીગરથી માનનારાં તેમજ ચુસ્ત આર્યસમાજી છે. પ્રાતઃસાયં સંધ્યા વંદન કરે છે. આ સંસ્કાર તેમને સત્યાર્થ પ્રકાશ વાંચવાથી પડયા છે. એક બાબત સારી ન લાગે તો તેઓ તુરત જ છોડી દે છે. સ્હા તંબાકુનું વ્યસન તેઓએ સપાટાબંધ છોડી દીધું હતું.

સ્વદેશી પર તેમનો અનુરાગ અજબ છે. બંગભંગના વખતથી જ તેઓ શુદ્ધ સ્વદેશી વસ્ત્રો પહેરે છે. એટલુંજ નહિ પણ વ્યવહારોપયોગી કોઇ પણ પરદેશી ચીજ તેઓ વાપરતા નથી. રાષ્ટ્રીય ભાષા હિન્દી જ હોવી જોઇએ એવું પોતે માનતા હોવાથી પોતાનાં બાળકોને હિન્દીમાં પ્રવીણ બનાવ્યાં છે. ઉપરાંત ઘરમાં પણ હિન્દી જ ભાષા બોલાય છે. બાળલગ્નથી આ દેશનાં બળ વીર્યનો નાશ થયો છે એમ સચોટપણે માને છે, અને અને એ રીતે વર્તે છે. પોતાને ઇષ્ટ લાગે તે કરવા સામે રૂઢીપૂજક સમાજની જબરી વિરોધતા હોય તો પણ નિડરતાથી પોતાનું ધાર્યું કરે છે. વિદ્વાનોને પોતે બહુ માનથી સત્કારે છે. ગાયનું દૂધ આયુષ્ય અને મનોબળ વધારે છે, એવું તેઓ માનતા હોવાથી પોતાને ઘેર ત્રણ ચાર ગાયો રાખી છે. રમુજમાં કોઈ વખત કહે છે કે " પાડા ભેંસનું દૂધ પીને બાઝે છે, તેમ આપણે પણ ભેંસનું દૂધ પીધા પછી ભાઇઓ ભાઇઓ બાઝવા લાગ્યા એટલે એ કુસંપનો લાભ લઇ પરદેશીઓએ સત્તા જમાવી. " ખરેખર ગાયના દૂધના સેવનથી તેમનાં બાળકો પણ તેજસ્વી અને બળવાન બન્યાં છે.

ગાંગજીભાઇના એક બન્ધુનું નામ ધનજીભાઈ છે. તે ગ્વાલીયર સ્ટેટમાં એમની જમીનની વ્યવસ્થા કરે છે. તેમાં ગાંગજીભાઇને ભારે પૈસા ખરચવા પડયા છે, છતાં પોતે ઉદાર દીલથી કહે છે કે: ભાઇ અકમાઉ હોય તોય શું ? ગમે તેવા તો પણ પોતાનો ભાઇ છે ને ? આપણા દેશમાં આવી ઉદારતા થોડા જ ભાઇઓમાં જોવામાં આવે છે. ભારતવર્ષમાં દરેક ગૃહસ્થી પુરૂષો પોતાનું કુટુંબ ગાંગજીભાઇની માફક આદર્શ બનાવે તો થોડા જ સમયમાં સત્યયુગ પ્રવર્તે. પ્રભુ તેમના સુશિક્ષિત પરિવારને અવિચલ રાખે, અને દેશની તેમજ જ્ઞાતિની ઉત્તમ સેવા બજાવી અમ્મર થાય એજ યાચના કરીશું.





શ્રીયુત મોરારજીભાઈ રણછોડદાસ.

# શેઠ મોરારજી રણછોડદાસ પ્રમાણંદ (કલકત્તા)



મનુષ્ય જીવન એ પ્રભુએ આપેલી ઉત્તમ બક્ષિસ છે. તેની મહત્તા સમજી ઉત્કૃષ્ટ જીવન જીવવું એમાં જ જીવનની ખરી ખુબી છે. ઉપરોક્ત આદર્શ ભારતવર્ષમાં પરાપૂર્વથી જળવાતો આવ્યો છે અને આ સંક્રાન્તિ યુગમાં પણ જીવનનો એવો જ કંઇક આદર્શ રા. મોરારજીભાઇના જીવન પરિચયથી જોવાય છે. એમનું ધર્મનીતિપૂર્ણ શાન્ત જીવન જનતાને ઉત્તમ કર્તવ્ય શીખવી આત્મસંતોષની મહામાત્રા આપે એવું છે.

શ્રીયુત મોરારજીભાઈના વડીલોનું મૂળ વતન પોરબંદર હતું. એમનો જન્મ સં. ૧૯૨૨ની સાલમાં મુંબઈમાં થયો હતો. એમનાં સદ્‌ગુણી માતાપિતાએ નાનપણથી જ મોરારજીભાઇને ગુણગ્રાહક કર્યા હતા. ચરિત્રનાયકના દાદા પ્રમાણંદ શેઠ પ્રભુભક્ત હતા. લોકો તેમને "પ્રમાણંદ જે હરી" કહી બોલાવતાં. એમના પિતાજી રણછોડ શેઠ કલકત્તામાં મેસર્સ ગઝદર કું. માં કામ કરતા હતા. દરેક વ્યવહારમાં તેઓ નીતિને ચુકતા નહિ. મોરારજીભાઈ માત્ર ગુજરાતી સાથે બે અંગ્રેજી ભણ્યા છે પણ અત્યારે તેઓનું પ્રેકટીકલ જ્ઞાન ઘણું મઝાનું થઇ ગયું છે. ૧૫ વર્ષની વયે પોતે અભ્યાસ છોડી મુંબઇ આવ્યા. અને શરૂઆતમાં મેસર્સ ગઝદર કુ. ની મુંબઈ–માંડવી ઉપરની દુકાનમાં નોકરી લીધી. ચાર વર્ષ મુંબઈમાં આ રીતે વિતાવ્યા પછી કલકત્તા આવ્યા ત્યાં પિતાજીનો સ્વર્ગવાસ થયો. પિતાજીની અંતિમ ઇચ્છાને યથાયોગ્ય ઉજવી, પછી પિતાજી હતા તે જ ફર્મમાં રૂા. ૩૫ ના પગારે નોકરી રહ્યા. બુદ્ધિચાતુર્યતા, પ્રમાણિકતા, અને જાતમહેનતબળે એજ ફર્મમાંથી માસિક રૂા. ૧૨૫) નો પગાર પોતે મેળવતા થયા. જ્યાં નીતિ છે ત્યાં જ બરકત છે. નોકરી ઉપરાંત હાલ કમીશન વગેરેમાં પણ ઠીક મેળવે છે. એમના એક સહોદર બંધુ પ્રાગજીભાઇ પણ કલકત્તામાં જ નોકરી કરતા. તેઓ પણ બહુ ભલા અને સહૃદયી સજ્જન હતા. ૧૯૫૦ માં એમનો પણ દેહાન્ત થતાં મોરારજીભાઇ ઉપર બન્ધુવિયોગનાં દુઃખ ઉપરાંત કુટુંબનો બોજો પણ સામટો આવ્યો. ભાભીનાં પોષણને માટે પોતે જોઇતી રકમ નિયમિત મોકલાવે છે. એમનાં મમતાળુ માતા તો માત્ર ૭ વર્ષના છોડીને જ સ્વર્ગે સંચર્યાં હતાં. દયા, દીનતા અને મમતા આદિ ગુણોનો વારસો તેમનાં માતા તરફથી મળ્યો છે. એમના ગઝદર શેઠ તેમને પુત્રવત્ લેખે છે. શેઠનો આટલી હદ સુધીનો ચાહ મેળવવો એ અપૂર્વ આત્મભોગ વગર બનતું નથી. કલકત્તામાં મોરારજીભાઈની પ્રમાણિકતાની છાપ પડે છે. સ્વભાવ સમભાવશીલ, શાન્ત અને પ્રેમી છે. સ્વજ્ઞાતિહિતનાં દરેક કામમાં પોતે ઉમંગથી ભાગ લે છે. તન મન કે ધનથી પણ થતી મનુષ્યસેવામાં તેઓ આનંદ માને છે. એમનો સહવાસ સુખકર છે. જ્ઞાતિમાં કોઇનું મરણ થતાં શાંતિ અર્પવા અને તુરતની તૈયારી કરવા મોરારજીભાઇ જ પહેલા હાજર થઈ જાય.

મોરારજીભાઇનું લગ્ન એક ખાનદાન કુટુંબના વંશજ **શેઠ વલ્લભદાસ હેમરાજની** સંસ્કારી પુત્રી બાઈ પાર્વતી વેરે થયું છે. ચરિત્રનાયકના જીવનને વધુ ધન્ય બનાવનાર એમનાં પત્ની જ છે. આ બાઇ શાન્ત મમતાળુ અને ઘરરખ્ખુ આર્યા છે. પતિની હરેક ઉત્તમ પ્રવૃત્તિમાં પોતે પ્રોત્સાહન આપે છે. આર્ય રમણીઓનાં ઉજ્જવળ જીવનની એ વિભૂતિ છે, પોતાને બે પુત્રીઓ છે. તેમને ઉત્તમ સંસ્કારી બનાવવાની ઉભયની ઉમેદ છે. ચરિત્ર-નાયકને ધાર્મિક ગ્રંથોનું જ વાંચન પ્રિય છે. પોતે હાલમાં પ્રવૃત્તિથી રીટાયર થઇ શાન્તિમય જીવન ગાળે છે.ત્યાંની જ્ઞાતિનાં નિરાશ્રિત ફંડોના પોતે ટ્રસ્ટી છે. સેક્રેટરી તરીકે પણ ત્રણ વર્ષ સારી સેવા બજાવી હતી.

પૂરીની ગૌશાળા આજે પ્રથમ નંબરે ગણાય છે; તે ચરિત્રનાયકના જ પુરૂષાર્થને આ-ભારી છે. અને આ સંસ્થાને વધુને વધુ પ્રાણવાન બનાવવા માટે તેઓ ભારે મહેનત કરી રહ્યા છે. ગૌશાળામાં હાલ ૧૭૫ થી ૨૦૦ પશુઓ છે. વ્યવસ્થા માટે વર્ષમાં ત્રણ ચાર માસ તો પોતે પુરીમાં જ રહે છે. ગૌશાળાના ઉત્કર્ષ માટે હાલ પોતાની બધી શકિતનો ઉપયોગ કરી રહ્યા છે. પોતે શ્રીમંત નથી છતાં તેમનાં તન મનનું મુંગું કાર્ય અનેકનાં જીવનની ઉન્નતિ કરી રહ્યું છે. પ્રભુ એમનું યશસ્વી જીવન વધુ લંબાવી અધિક આદર્શરૂપ બનાવે એજ વાંછના.





શેઠ દયાળજીભાઇ દેવજી.

# શેઠ દયાળજીભાઈ દેવજી . (કરાચી)



આ વીસમી સદીના જમાનામાં માત્ર કહેવા પુરતી જ કુશળતા ધરાવનારા સુધારકો "સંસાર સુધારો, ગૃહ સુધારો" એવા પોકાર સંભળાવી રહ્યા છે. પણ જો સૌ કહેનારા પોતાના ઘરથી જ શરૂ કરી બતાવી આપતા હોય તો આટલી બધી કહેવાની જરૂર ન રહે. વર્તનથી જે અસર થાય છે તે કથનથી નથી થતી. "સુધારો હંમેશાં ઘરને આંગણેથી જ શરૂ થવો જોઈએ" આ નિયમનું ખરૂં પાલન કરનાર શેઠ દયાળજીભાઈ દેવજીનું જીવન અવલોકવા જેવું છે.

શેઠ દયાળજી ભાઈનો જન્મ કચ્છ તેરામાં સંવત ૧૯૨૦ ની સાલમાં થયો હતો. નિર્ભયતા, સત્યપ્રિયતા, સાદાઈ, કેળવણીનું ખરૂં તત્વ સમજવું આદિ સદ્ગણો ભાઈ દયાળજીનાં જીવનમાં પ્રકાશી રહ્યા છે. તે સર્વ તેમનાં માતાપિતાનાં ધન્યજીવનમાંથી મળેલો દૈવી વારસો છે. પોતે સંવત ૧૯૨૯ ની સાલમાં કરાચી આવ્યા. ત્યાં પંડયાની શાળામાં થોડું ગુજરાતી શિક્ષણ લીધું. અને ત્યાંથી સંવત ૧૯૩૦ ની સાલમાં મુંબઈ ગયા. ત્યાંથી પાછા આવી ૧૯૩૫ ની સાલમાં કરાચીમાં કાપડની ફેરી કરવા લાગ્યા. યુવાવસ્થામાં કેટલાક સુધારકો, પ્રાર્થનાસમાજીઓ વગેરેની સોબતથી તેઓ પ્રાર્થનાસમાજમાં જવા લાગ્યા; પરંતુ ત્યાંથી તેમના હૃદયને જોઈતી શાન્તિ ન મળી એટલે કેટલાક સમય પછી આર્યસમાજ મંદિરમાં જવા માંડયું. ત્યાં થતા ઉપદેશો જીવનમાં ઉતારવા આ જીજ્ઞાસુ હૃદય ઉત્સુક બન્યું. ત્યાર પછી આર્યસમાજનાં પુસ્તકો કાળજીથી વાંચવા લાગ્યા. એમની શારિરિક પ્રકૃતિ નરમ રહેવા છતાં, વહેલું ઉઠવું, સંધ્યા અગ્નિહોત્ર કરવો, કસરત કરવી, આ બધું કરવાનું ચુકતા નહિ. આથી એમનામાં આત્મબળ વધ્યું, અને જીજ્ઞાસુ હૃદયને કંઈક જોઇતું મળી ગયું. લગ્નની યોગ્યવય થતાં ગૃહસ્થાશ્રમની ફરજો બજાવવા માટે લગ્નની ગાંઠથી જોડાયા. તેમનાં પત્ની બહુ કેળવાયલાં નહિ છતાં કહેવું જોઈએ કે તે ખરેખરાં દયાળજીભાઈનાં સહચરી થવા યોગ્ય છે. "પતિની ઇચ્છા તે દેવની ઇચ્છા" એમ જ સમજી ઘરસંસારને ખરે આદર્શ બનાવી શકયાં છે. ઉભય દંપતીએ બહુ વિદ્યાભ્યાસ કરેલો નથી છતાં વિદ્યા તરફ તેમની અભિરૂચી ઓછી નથી. પ્રભુકૃપાએ શેઠ દયાળજીભાઈને ચાર પુત્રો અને એક પુત્રી રત્ન પ્રાપ્ત થયાં છે. પોતાનાં સંતાનોને આદર્શ શિક્ષણ અપાવવા માટે તેમનું હૃદય ઉત્સુક હતું. અને આ ઉત્સુકતા પ્રમાણે કરી બતાવી પોતાનાં ગૃહકુટુંબને આદર્શરૂપ બનાવ્યું છે.

તેમના જ્યેષ્ટ પુત્ર વેલજીભાઈ અંગ્રેજી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કરી શકયા. અને બીજા પુત્ર છબીલચંદ્રભાઈને ગુજરાનવાલા ગુરૂકુળમાં દાખલ કર્યા. ત્યા મેટ્રીક પાસ કરી, "દયાનંદ એંગ્લો વૈદિક કોલેજ" લાહોરમાં ચાલે છે તેમાં અભ્યાસ કરાવ્યો. ત્યાં રહી ભાઈ છબીલચંદ્રે બી. એ. સુધી અભ્યાસ કર્યો છે.

ત્રીજા પુત્ર વલ્લભચંદ્રને ગુજરાનવાલા ગુરૂકુળમાં મેટ્રીક પાસ કરાવી, મુંબઇ દેવલાલી ગુરૂકુળમાં દાખલ કર્યા. ત્યાર પછી ઇલિકટ્રીક ઇન્જીનરીંગ શીખવા માટે હાલ અમેરિકામાં અભ્યાસ કરવા મોકલ્યા છે. ચોથા પુત્ર ગોવિંદને કવિ રવિન્દ્રનાથ ટાગોરના શાન્તિ-

નિકેતનમાં અભ્યાસ કરવા મોકલેલ છે. એક પુત્રીને જાલંધર કન્યા મહાવિદ્યાલયમાં અભ્યાસ કરાવ્યો છે. આ પરથી આપણે જાણી શકીએ છીએ કે શેઠ દયાળજીભાઇ જે પ્રમાણે માનતા તે પ્રમાણે કરી શક્તા હતા. પોતાના પુત્રોને ગુરૂકુળમાં મોકલવા લાગ્યા તેથી તેમના પિતાશ્રી તેમજ કાકા વગેરે વિરૂદ્ધ પડયા હતા; છતાં પોતાના વિચારોમાં મક્કમ રહી વિનયથી વડીલોને સમજાવી પોતાને સત્ય લાગ્યું તેં કરી શકયા. બાળકોને દૂર દેશમાં એકલાં મૂકતાં સ્વાભાવિક રીતે માતાનું હૃદય તો દુખાય જ. તે પ્રમાણે દયાળજીભાઇનાં પત્નીને પણ થયું. પરંતુ તેથી બાળકોનું ભવિષ્ય ઉજ્વળ કરી જવાનો યશ આપણે મેળવી શકીશું, વગેરે અનેક રીતે સમજાવી તેમનું હૃદય પણ સંતોષ્યું હતું અને હવે પુત્રોને શિક્ષિત અને ચારિત્રવાન જોઈ તેમને પુત્રો પ્રતિની ફરજ બજાવવા માટે અપ્રતિમ સંતોષ થાય છે. જો શેઠ દયાળજીભાઈ જનટીકાથી ડરી જઈ સંતાનોને શિક્ષિત બનાવી ન શકયા હોત તો તેઓ તેમનું ઉજ્વળ ભવિષ્ય જોઈ શકત નહિ. મોટા પુત્ર વેલજી હાલ કટપીસની દુકાન ચલાવે છે. છબીલચંદ્રભાઇ પિતાની ૧૯૫૮ માં ખોલેલી રેશમી કાપડની દુકાનમાં રહીએ બીઝનેસ ખીલવી રહ્યા છે. એટલે હવે દયાળજીભાઇ નિવૃત્તિ જીવન ગાળે છે. તેમણે જીવનમાં અનેક લીલીસૂકી જોઇ છે. પરંતુ સર્વ પ્રભુ ઇચ્છાથી જ બની રહ્યું છે એવો સંતોષ રાખી રહ્યા જણાયા છે. બીજા દેશો કરતાં આ દેશમાં બાળકોનું મરણ પ્રમાણ વધુ છે. તેનું કારણ માબાપની ભુલ હોવાનું તેઓ માને છે. અને જે માને છે તે ઘરમાંથી જ શરૂ કરી બતાવે છે.

શેઠ દયાળજીભાઇ બહુ જ સાદાઇથી રહે છે. વળી કહે છે કે કોમળતાએ આ દેશને પરાશ્રયી બનાવ્યો છે. બાળલગ્નને તેઓ ધિઃક્કારે છે. પોતાનાં બાળકોને નાનાથી પરણાવી દઇ પોતાની ઇતિકર્તવ્યતા તેમણે માની નથી. આજકાલની કોલેજોની કેળવણી બાળકોને ગુલામ અને બાયલા બનાવે છે, એવું સમજી પોતાની ભવિષ્યની દોલત–પોતાના પુત્ર પુત્રીઓને નીતિમાન અને ચારિત્રવાન બનાવવા માટે આર્યોને યોગ્ય એવાં આદર્શ ગુરૂકુલોમાં અભ્યાસ કરાવ્યો છે. સ્ત્રી કેળવણી બાબત પણ તેમના વિચારો સરસ છે. તેઓ ઘણી વખત કહે છે કે "માતાઓ કેળવાશે નહિ ત્યાં સુધી દેશના સંજોગો સુધરશે નહિ" દયાળજીભાઇએ મોટી પરિક્ષાઓ પસાર કરી ડીગ્રીઓ મેળવી નથી તો પણ તર્કશક્તિમાં મોટા પંડિતોને પણ કોઇ વખત વિસ્મય પમાડે છે. પોતે ચુસ્ત આર્યસમાજી છે. ચ્હા, બીડી, પાન, વગેરે કેફી વસ્તુઓનો પ્રવેશ શેઠ દયાળજીભાઈના ઘરમાં થયો નથી.

તેમના પુત્ર છબીલચંદ્રભાઇ સારૂં ભણેલા છતાં તેમનામાં દંભ કે અભિમાનનું નામ નથી. પોતે માયાળુ, ગંભીર, નિરાભિમાની અને મળતાવડા સ્વભાવના છે.

અતિથિસત્કાર તો આ આર્યકુટુંબમાં અજબ છે. શ્રીયુત દયાળજીભાઇએ પોતાના જીવનમાં અનેક મુશ્કેલીઓ, ટીકાઓ વચ્ચે પણ હૃદયબળ જાગતું રાખી ગૃહરાજ્યને ઉત્કૃષ્ટ બનાવ્યું છે. તે જ પ્રમાણે દરેક ગૃહસ્થ બનાવે તો સહેલાઇથી સૌ સુખરૂપ જીવન જીવી શકે. શેઠ દયાળજી ભાઇનું જીવન સૌને એ બાબતના બોધપાઠ રૂપ છે. પ્રભુ તેમને તથા તેમના પ્રતિભાસંપન્ન પુત્રોને અવિચળ રાખે અને જ્ઞાતિહિતાર્થે અધિક કર્તવ્ય બજાવવા પ્રેરણા કરે એજ ઇચ્છા !



પૃષ્ઠ ૨૮૪ સામે.



ડૉ. નારાયણદાસ ભવાનભાઇ કોટક L. M & S.





શ્રીયુત્ હરગોવિંદદાસ ભવાનભાઈ કોટક

પૃષ્ઠ ૨૮૫ સામે.



રા. બ. હરજીવનદાસ ભવાનભાઈ કોટક





શેઠ ભવાનભાઈ કોટક

# રા. બ. હરજીવનદાસ ભવાનભાઈ કોટક (રાજકોટ)



આ સ્થૂળ જગતમાં માનવીસૃષ્ટિના ઇતિહાસો અવનવા હોય છે. જે જે મહાન આત્માઓ થઇ ગયા છે તેઓ જીવનસંગ્રામમાં અનેક અગવડતાઓનો સામનો કરી ભયંકર કસોટીમાંથી પસાર થયા છે. પ્રભુની કળા જ એવી છે કે સંસ્કારી આત્માને ભારે સંક્રાન્ત દશામાં મૂકી તેને ઉચ્ચગામી કરવાનો વેગ આપે છે. જગવિખ્યાત લોહાણા જ્ઞાતિમાં સંખ્યાબંધ આદર્શ વ્યક્તિઓ થઇ ગઈ છે ને વિદ્યમાન છે તેમાં આ ચરિત્રનાયકની પણ ગણના થઇ શકે છે. અને તેથી તેમના જીવનની આછી રૂપરેખા અહીં દોરવાનું યોગ્ય ધારીએ છીએ.

શ્રીયુત હરજીવનભાઇનો જન્મ સંવત ૧૯૨૮ માં રાજકોટમાં થયો હતો. એમના વડીલો મૂળ ગોંડલના વતની હતા પરંતુ આર્થીક હાલત નબળી થતાં ધંધાર્થે તેઓ પછીથી ધોલેરા જઇ વસેલા અને ત્યાંથી સંવત ૧૯૩૭ માં એ જ રીતે વ્યાપારાર્થે રાજકોટમાં આવી વસ્યા હતા,

રાજકોટમાં આવી એમના પિતાશ્રી ભવાનભાઈએ નવ વર્ષના બાળક હરજીવનભાઇને ગુજરાતી નિશાળે બીજી ચોપડીના વર્ગમાં ભણવા બેસાડયા. અને પોતે પરચુરણ ધંધો કરવા લાગ્યા. બહોળા કુટુમ્બનો નિર્વાહ ચલાવવો એટલે વધુ બચત તો રહે જ કયાંથી ? તેથી શ્રીયુત હરજીવનભાઇને વધુ ભણાવવાના સંજોગો પણ નહોતા એમ કહેવામાં કંઇ ખોટું નથી. પણ તેઓ બાળવયમાંથી જ બહુ ચપળ અને ચમત્કારિક બુદ્ધિના હોવાથી એમનો ભવ્ય ચહેરો જોઈ કોઈ પણ માનવશાસ્ત્રી કહી શકે કે આ આત્મા ભવિષ્યમાં બહોળા ક્ષેત્રમાં ઘુમશે.

પોતે પોતાના લેસન ઉપરાંત બીજા છોકરાઓને શીખવાડી 'ટયુશન' માં અભ્યાસનું ખર્ચ કાઢતા હતા. આ ઉપરાંત પિતાના ધંધામાં પણ મદદ કરતા હતા. આમ જેમ તેમ કરીને ગુજરાતી પૂર્ણ અભ્યાસ કરી પહેલી અંગ્રેજીમાં બેઠા ત્યારે સ્કૂલફી આપવા જેટલા પણ સંજોગો અનુકુળ ન હોવાથી ઉત્સાહના અવરોધનો પ્રસંગ આવ્યો; પરંતુ ખંત અને ઉત્સાહ આગળ મુસ્કેલીઓ ભાગ્યે જ ટકી શકે છે. ચરિત્રનાયકે પોતાના શિક્ષકને વિનતિ કરી અડધી ફી માફી કરાવી. બીજે મહિને અડધી ફી આપવાની પણ પિતાજીએ અશક્તિ જણાવી એટલે વળી પાછા માસ્તરને વિનવ્યા. હેડમાસ્તરે એ શરતે ફી માફ કરી કે તે પહેલો નંબર રાખે. બીજે જ મહિને આ ખંતીલા વિદ્યાર્થીએ ખૂબ મહેનત કરી પહેલો નંબર મેળવ્યો. આવા વિકટ સંજોગોમાં પણ અભ્યાસ ચાલુ રાખી શકયા. અંગ્રેજી ત્રણ ધોરણ સુધી ભણવામાં જ્યારે અનેક મુસ્કેલીઓનો અનુભવ થયો ત્યારે આગળ અભ્યાસ કરવાને અતિ ઉત્સુક છતાં કેમ સવડતા થઇ શકે એ મુંઝવણ ઉભી થઇ. જેમતેમ કરી અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી તો અભ્યાસ કર્યો પણ પછી પિતા તરફથી અભ્યાસ છોડી નોકરી લેવાની સુચના થઈ. આ અરસામાં ચરિત્ર-

નાયકને હેબર્ટલટ્ટની માસિક રૂપિયા દશની સ્કોલરશીપ મળી જતાં મેટ્રીક સુધી અભ્યાસ કરવાની પિતાએ રજા આપી. આ વર્ગમાં ૬૦ વિદ્યાર્થીઓ હતા. તેઓને મુખ્ય શિક્ષકે "ગરિબાઇ" ઉપર નિબંધ લખવા આપ્યો. આ બધા સહાધ્યાયીયોમાં હરજીવનભાઇનો નિબંધ પ્રથમ નંબરે આવ્યો; અને ત્યારપછી એમને મેટ્રીક કલાસના 'મોનિટર' બનાવવામાં આવ્યા. આ રીતે દક્ષતાપૂર્વક શિક્ષકને મદદ રૂપ થવાના કાર્યમાં તથા પિતાના વ્યવસાયમાં પણ મદદ કરવાનું ચાલુ રાખ્યું. મેટ્રીક કલાસમાં ભણતો વિદ્યાર્થી પિતાના મોદીખાનાં, ઘી વગેરેના ધંધામાં મેલાં કપડાં પહેરી બેસતો. આવી ઘણી વિટંબણાઓમાં સન ૧૮૯૦ માં તેઓ મેટ્રીક પાસ થયા. ત્યાર પછી ભાવનગરમાંથી સ્કોલરશીપ મળતાં પિતાની આજ્ઞા લઇ શામળદાસ કોલેજમાં પ્રિવિયસ કલાસમાં દાખલ થયા. ૬ મહીનાની ટર્મ પછી ભાવનગરના જ વિદ્યાર્થીઓનો સ્કોલરશીપ ઉપર પહેલો હક્ક હોવો જોઇએ એવો ધારો થવાથી સ્કોલરશીપ મલતી બંધ થતાં તેઓ રાજકોટ પાછા આવ્યા. પણ તેથી નિરાશ નહિ થતાં કયાંયથી થોડા પૈસા ઉછીના લઇ અમદાવાદ આવ્યા. એક સ્નેહીની મદદથી સન ૧૮૯૧ માં મુંબઇ આવી પ્રિવિયસની પરિક્ષા આપી. હવે પછી આગળ અભ્યાસ માટે શું કરવું તેના વિચારમાં હતા. પોતે મુંબઇના અજાણ્યા તેથી રાજકોટ આવી પોતાના કાકા ગોરધનદાસ માવજી કે જેઓ કાઠિયાવાડ એજન્સીમાં ડેપ્યુટી એસિસ્ટન્ટ પોલિટીકલ એજન્ટ હતા; તેમની ચીઠી મુંબઇનિવાસી શેઠ ભીમજી જીવણ ઉપર લઇ હરજીવનભાઇ પાછા મુંબઇ આવ્યા. પોતાના કુટુમ્બીનો પુત્ર છે તેમ જાણી ભીમજી શેઠે એક વર્ષ સુધી મદદ આપવી ચાલુ રાખી અને સન ૧૮૯૨માં ઈન્ટરની પરિક્ષામાં ઉર્ત્તીણ થયા. પછી વળી મદદ બંધ થઇ; એટલે વળી નિરાશ થઇ રાજકોટ પ્રયાણ કર્યું. દરમ્યાન એક મિત્ર મગનલાલ કાજીને ખબર પડતાં રૂા. ૭૫) ની મદદ તેમણે આપી હરજીવનભાઇને મુંબઇમાં જ રોકી રાખ્યા. ગોકળદાસ તેજપાલ બોર્ડીંગમાં દાખલ થવા અરજી કરી, તે પાસ થઈ ત્યાં જુનીયર બી. એ. નો અભ્યાસ કરવા લાગ્યા અને રૂા. ૭૫) ની મળેલી મદદથી સાથે સાથે પહેલી એલ. એલ. બી. નો અભ્યાસ પણ આદર્યો અને તેમાં સન ૧૮૯૩ માં પાસ થયા. ૧૮૯૪ માં બી. એ. પાસ કરી મજકુર બોર્ડીંગના નિયમ પ્રમાણે માત્ર રૂ. ૩૦) ના પગારે એક વર્ષ ત્યાં શિક્ષક તરીકે નોકરી કરી. ફાઇનલ એલ. એલ. બી. નો અભ્યાસ પણ શરૂ કર્યો. પાંચમા ધોરણવાળાને ભણાવવું, ટુંકા પગારમાં મુંબઈ જેવા શહેરમાં ગુજરાન ચલાવવું, અને એલ. એલ. બી. નો આકરો અભ્યાસ કરવો એ ત્રણેય કામ એક વર્ષમાં કરવાનાં હોવાથી સન ૧૮૯૬ માં તેઓશ્રી ફાઇનલ એલ. એલ. બી. માં ફેઇલ થયા; પરંતુ તેથી હિમ્મત હારી ન જતાં શેઠ મથુરાદાસ વીસનજી વગેરેનાં ટયુશનો રાખી ખર્ચ નિભાવી ફરીને પરિક્ષા આપી. ૧૮૯૭ માં બી. એ. એલ. એલ. બી. માં પાસ થયા. સહેજ અગવડતામાં મુંઝાઈ જતી, પરિક્ષા વખતે હેબતાઇ જઇ ભયંકરતા વહોરી લેતી આજની વિદ્યાર્થી આલમે અડગ નિશ્ચયી અને સહનશીલતાની મૂર્તિસમા આ વિદ્યાર્થીનાજીવનનું મનન કરવું જોઇએ.

તેમનું વિદ્યાર્થી જીવન ઘણું ખંતભર્યું અને પ્રતિકુળતાઓમાં પણ અનુકુળતાઓને અપનાવી લેવા જેવું હતું. વિદ્યાભ્યાસમાં તેઓ બહુ ચપળ અને ગ્રાહકબુદ્ધિના હતા. મુંબઈ ઇલાકાના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મી. શાર્પે એમના સંબંધમાં એકવાર લખેલું કે:—

The Course in logic and moral philosophy was then so defficult that few ventured to take it up and Mr. Kotak was the only successful candidate in his year. A fact which speaks well for his industry and ability. (1895)

આ રીતે વિદ્યાર્થી જીવન પૂરૂં કરી હરજીવનભાઈ રાજકોટમાં આવ્યા અને 'લો લેકચરર' તરીકે કામ કર્યું. વકીલાતની સનદ મેળવી વકીલાત શરૂ કરી. પ્રેકટીસ સારી ચાલવા લાગી. સન ૧૯૦૦ માં રૂ ૪૫૦) ના માસિક પગારે વાંકાનેર સ્ટેટમાં સ્પેશીયલ પબ્લીક પ્રોસિકયુટર તરિકે નિમાયા. ત્યાંથી આગળ વધી વાંકાનેરમાં ન્યાયાધિશ તથા ડેપ્યુટી કારભારીની પદવી મળી. રાજા અને પ્રજા બન્નેનો અનહદ પ્રેમ સંપાદન કર્યો. ચારિત્ર્યવાન માનવી હરકોઈ પ્રવૃતિમાં ઝળકી ઉઠેછે એ ભવ્ય સત્ય છે.

જ્યારે વાકાનેરમાં સરન્યાયાધિશ હતા ત્યારે રાજકોટ એજન્સી સેશન્સ કોર્ટમાં મેમ્બર તરિકે મી. કીનકેઇડ સાથે કામ કરતાં કાઠિયાવાડના મશહુર અંકેવાળીઆ કેસમાં શ્રીયુત હરજીવનદાસ સેશન્સ જજ્જ મી. કીનકેઈડથી જુદા પડયા; અને પોતાનું જજ્જમેન્ટ જુદું લખ્યું. મી. કિનકેઇડે પૂનાથી એમના ઉપર લખેલો પત્ર જ ચરિત્રનાયકની ન્યાયપરાયણતાની તથા પોતાના મતને સત્યપણે વળગી રહેવાની સાક્ષી આપે છે. આ રહ્યો તે પત્રઃ

I have nothing but the pleasant recollections of our works together in the Kathiawar court of Criminal Justice and I often wish that I had some gentlemen of your stamp on my Juries here in Poona.

**Charles Kinkaid**
Sessions Judge.

ચરિત્રનાયકની ભાગ્યરેખા ઉત્તરોતર વધુ ચમકવા લાગી. ઇ. સ. ૧૯૦૭માં રાજકોટના ના. ઠાકોર સાહેબ લાખાજીરાજ તખ્તનશીન થતાં તેમણે પોતાના રાજ્યના દિવાન તરીકે ચરિત્રનાયકની પસંદગી કરી.

વાંકાનેર સ્ટેટમાંથી ડેપ્યુટી કારભારીનો હોદો છોડતી વખતે ના. વાંકાનેર રાજસાહેબે ૭ાા વર્ષના તેમના સંતોષભર્યા કારભારની કદર બૂજવા વિજ્યાદશમીને દિને દરબાર ભર્યો હતો અને ચરિત્રનાયકની પ્રમાણિકતા, અને એક નિષ્ઠતાપૂર્ણ રાજાપ્રજાની સેવા કરવા માટે ઘણાં વખાણ કર્યાં હતાં.

રાજકોટના દિવાનપદેથી શ્રીયુત હરજીવનભાઇએ રાજા પ્રજા ઉભયની પ્રીતિ સંપાદન કરી હતી. જે સેવાઓના બદલામાં એઓશ્રીને અનેક પોશાકો, ભેટો તથા માનપત્રો મળેલાં છે.

વાંકાનેર નરેશ તરફથી અદ્યાપિ એમને વર્ષાસન મળ્યા કરે છે. દેશી રાજા પ્રજાની સેવા ઉપરાંત અનેક પારમાર્થિક કાર્યોથી આકર્ષાઇ બ્રિટિશ સરકારે એમને રાવ બહાદુરનો ખિતાબ આપી નવાજ્યા છે. (૧૯૨૦)

સન ૧૯૧૭ માં નામદાર બ્રિટિશ સરકાર તરફથી certificate of merit for war-work મળ્યું હતું.

આમ અનેક ફરજો બજાવતાં સ્વજ્ઞાતિ પ્રત્યેની ફરજ પણ તેઓ ભૂલી ગયા નથી. જ્ઞાતિની પરિષદો ફતેહમંદ બનાવવામાં આગળ પડતો શ્રમ એઓશ્રીએ જ લીધો હતો. ઘણા જ્ઞાતિભાઈઓને એઓશ્રીએ લાઈનસર લગાડયા છે. દુષ્કાળ વખતે સ્વજ્ઞાતિના તથા અન્યજ્ઞાતિનાં ગરીબ ભાઈબ્હેનો માટે સસ્તા અનાજની દુકાનો ખોલવામાં તથા મુંગા પશુઓને ઘાસ પૂરૂં પાડવામાં હરજીવનભાઈએ જે જે સ્તુત્ય પ્રવૃત્તિ કરી છે તેની સોનેરી નોંધ લોહાણા જ્ઞાતિના ઇતિહાસમાં અમ્મર રહેશે.

કાઠિયાવાડની પ્રથમ રાજકીય પરિષદ રાજકોટમાં ભરવાની છૂટ મળેલી તેમાં આપણા ચરિત્રનાયકનો હિસ્સો હતો.

**રા. બ.** નો ખિતાબ મળવાની ખબરો મળતાં જ્ઞાતિનાં દરેક ભાઇ બ્હેનોનાં હૈયાંમાં હર્ષની છોળો ઉછળી. ચરિત્રનાયકનો અપૂર્વ સત્કાર કર્યો; એટલું જ નહિ પણ રાજકોટ નરેશના હાથથી રાજકોટ લોહાણા મહાજને તથા લોહાણા બન્ધુ મંડળે બહુમૂલ્ય માન-પત્રો એનાયત કરી કૃતજ્ઞતા દર્શાવી હતી. લોહાણા સ્વયંસેવક મંડળે રૂ. ૧૦૦) એક બોર્ડીંગ હાઉસને એવી રીતે આપ્યા હતા કે રા. બ. કોટક સાહેબનાં નામથી દર વર્ષે એક ચાંદ આ રકમના વ્યાજમાંથી સારી ચાલચલગતવાળા બોર્ડીંગના વિદ્યાર્થીને આ "કોટક મેડલ" આપવો. આ સર્વનો જવાબ હરજીવનભાઈએ એવી તો કાવ્યમય વાણીમાં આપ્યો હતો કે જેમાં નિરાભિમાનિતા અને નમ્રતાનાં પૂર વહે છે. મહાપુરૂષના જીવનની એ ખુબી છે.

**ચરિત્રનાયકની જ્ઞાતિસેવાઓ જાણીતી છે. સન ૧૯૨૧માં રાજકોટના દિવાનપદનું માનવંત સ્થાન છોડી મુંબઇમાં ધીઇસ્ટર્નકોટનએસોસીએશનના સેક્રેટરી તરીકે માસિક રૂ. ૨૨૦૦)ના પગારે નીમાયા છે; હાલ પગાર વધીને નવેમ્બરની ૧ લી તારીખથી રૂ. ૨૬૦૦) થયો છે.**

**લગભગ ૧૪ વર્ષ સુધી એ.ઓશ્રીએ દીવાનપદ શોભાવ્યું. રાજકોટ છોડી મુંબઇ આવવા વખતે રાજકોટના શહેરીઓની એક જાહેરસભા શ્રીયુત કલ્યાણરાયભાઇ જેઠાભાઇ બક્ષી, જેઓ ગોંડલ, માંગરોલ, જૂનાગઢ વગેરે જગ્યાઓએ મોટા હોદ્દાઓ ભોગવી ઇડરસ્ટેટના દિવાન હતા અને ત્યાર પછી કાઠિયાવાડની જાહેર જીંદગીમાં આગેવાન તરીકે ભાગ લેતા હતા અને કાઠિયાવાડ રાજકીય પરિષદ્દના સહાયક હતા, તેઓના પ્રમુખપદે મળી હતી અને પ્રમુખશ્રીએ પોતાના વિદ્વતા ભરેલા ભાષણમાં જણાવ્યું હતું કેઃ "આજ સુધીમાં રાજાપ્રજાના સંતોષ વચ્ચે ૧૪ વર્ષ જેટલી લાંબી મુદત સુધી દીવાનપદને શોભાવવાને શક્તિમાન થયા હોય એવા દીવાનો થોડાજ થયા છે. શ્રી. હરજીવનદાસ તેમાંના એક છે. હું માનું છું તે પ્રમાણે કાઠિયાવાડની અંદર તેમની દીવાનગીરી સહુથી શ્રેષ્ઠ ગણાવી જોઇએ છ." ઈ. થી તેઓશ્રીએ દિવાનપદ ઉપરથી બજાવેલી સેવાઓનાં મુક્ત કંઠે વખાણ કર્યાં હતાં.**

**કાઠિયાવાડનું સુપ્રસિદ્ધ પત્ર 'કાઠીયાવાડ ટાઇમ્સ' તા. ૨૬-૧૦-૨૧ ના અંકમાં શ્રીયુત કોટક સાહેબની વિદાયગીરી સંબધે 'કાર્યકુશળ દીવાનની વીદાયગીરી' શિર્ષક નીચે આ પ્રમાણે લખ્યું હતુંઃ**

"શ્રીયુત કોટકની દીવાનગીરી દરમ્યાન રાજ્યની અને પ્રજાની જે ઉત્તરોત્તર આબાદી થતી ગઇ છે તે ખરેખર મગરૂરી લેવા જેવાં છે. જે વખતે કાઠીઆવાડના ઘણા સ્ટેટોમાં જમાનાની કે પ્રજાને કચરવાની રાજનીતિ ગ્રહણ કરવામાં આવતી હતી, તે વખતે રાજકોટમાં ઉદાર રાજનીતિ અખત્યાર કરવામાં આવી હતી, અને પ્રજાની આબાદી માટે કાળજી રાખવામાં આવી હતી. તેને પરિણામે હાલ રાજકોટ રાજ્ય વસ્તી, વ્યાપાર અને આમદાનીમા જાતજાતામાં બેહદ વૃદ્ધિ પામી ગયુ છે. છેલ્લાં વર્ષમાં અત્રે જે પ્રથમ રાજકીય પરિષદ ભરવાની છૂટ મળેલી અને જેમાં સ્ટેટની કેટલીક સહાયતા હતી તે કાર્યમાં રાજા અને દીવાન બન્નેનો હિસ્સો હતો. વળી લોહાણા જાતિના એક આગેવાન તરીકે તેમણે લોહાણા જ્ઞાતિની કોન્ફરન્સોને ફતેહમંદ બનાવવામા આગળ પડતો ભાગ લીધેલો તેમજ લાંબા પરિશ્રમથી સ્થાનિક લોહાણા જ્ઞાતિના પ્રશંસનીય ધારાધોરણ પણ તૈયાર કરાવેલા છે. તેમજ દીલસોજપણાથી રાજકોટમાં જુદી જુદી કોમની આશરે ૧૫–૧૬ બોર્ડીંગો સ્થપાઇ ગઇ છે, અને અભિવૃદ્ધ થઇ છે."

"રાજકોટના પ્રશંસનીય કારોબારમાં રહેલો તેમનો હિસ્સો તેમજ બીજી પરમાર્થીક પ્રવૃત્તિઓથી ના. સરકાર તરફથી (ગત સાલમાંજ) તેમને રાવ બહાદુરનો માનવંતો ઇલકાબ આપવામા આવ્યા છે."

નામદાર ઠાકોર સાહેબે પણ એમની ઉચ્ચતમ સેવાની જાહેરરીતે કદર બુજવા માટે એક ભવ્ય ગાર્ડનપાર્ટી આપી હતી. અને તેમાં એજન્સીના સર્વ યુરોપિયન અધિકારીઓએ હાજરી આપી હતી. તે સર્વની વચ્ચમાં નામદાર ઠાકોર સાહેબે કહ્યું હતું કે 'There are few men like him in Kathiawar.' 'કાઠિયાવાડમાં એમના જેવા માણસો બહુ ઓછા છે.'

૧૭ જુન ૧૯૧૯ ના, કાઠિયાવાડના હાલના એજન્ટ ટુ ધી ગવર્નર કર્નલ વુડે નીચે મુજબ ચરિત્રનાયકને પત્ર લખ્યો હતો.

"I need not tell you that I have the highest respect for you and all that you have done for Rajkot." 'તમારે માટે અને તમે રાજકોટ માટે જે કર્યું છે તે માટે મને અત્યંત માન છે એ કહેવાની જરૂર નથી.'

સન ૧૯૨૧ મા જ્યારે પોતે વિલાયત ગયા ત્યારે ના. એજન્ટ ટુ ધી ગવર્નર સર ઇવાન મૅકાનકીએ ઇન્ડિયા ઑફીસવાળા સર જેમ્સ ડનલોપ સ્મીથ સાથે શ્રીયુત હરજીવનદાસભાઇની ઓળખાણ કરાવવા એક કાગળ લખી આપ્યો હતો. જેમાંના કેટલાક વાક્યો આ રહ્યા:

"You will find him an exceedingly intelligent person with an intimate knowledge of Kathiawar and its politics............ personally I have great regard for him and owe him much for sound opinions freely communicated to me." એઓ કાઠિયાવાડ અને તેના રજવાડા સાથે ગાઢ સંબંધ ધરાવનાર એક અત્યંત બુદ્ધિમાન ગૃહસ્થ તમને જણાશે . ... મને એમને માટે ઘણું માન છે. અને કેટલાક સંગીન અભિપ્રાયો છૂટથી મારી સમક્ષ રજુ કરવા માટે એમનો હું આભારી છું."

ચરિત્રનાયકને બીજા ૫ ભાઇઓ છે. (૧) નારાયણદાસ (૨) હરગોવિંદદાસ (૩) ગીરધરલાલ (૪) પોપટલાલ (૫) અમૃતલાલ. આ બધા ભાઇઓને આજુ જમાનાની કેળવણી પોતે કરકસરથી રહી, આત્મભોગ આપીને અપાવી છે.

નારાયણદાસભાઇએ મેડીકલ લાઇન લીધી છે. કહેવાય છે કે એક વખત એમનાં

બ્હેન બીમાર પડયાં, તેને માટે દવા લેવા પોતે ડૅાકટર પાસે ગયા. આ ડૅાકટર બહુ ક્રોધી હતો; અને તેની બીનજવાબદારી ભરેલી સારવાર જોઇ તેણે નિશ્ચય કર્યો કેઃ મારે 'મેડીકલ' લાઈન જ લેવી, અને ખરે જ તેમાં પોતે પારાંગત થયા છે. એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કરી **જા**મનગર સ્ટેટમાં **મે**ડીકલ ઓફીસર નિમાયા, બાદ **વાં**કાનેરમાં **ચિ**ફ મેડીકલ ઓફીસર તરીકે કામ કરી રાજાપ્રજાના માનીના થયા પછી **કરાચી**માં સ્વતંત્ર પ્રેકટીસ શરૂ કરી, ત્યા પણ ફતેહ મેળવી. હાલમાં **એમ. ડી.** ના અભ્યાસાર્થે **મુ**ંબઈમાં આવ્યા છે. ભાઇઓની ઇચ્છા એમને મુંબઈમાં રાખવાની હોવાથી નારાયણદાસભાઇએ વડગાદી ઉપર એક દવાખાનું ખોલ્યું છે. **જા**મનગરની પ્રજાએ સેવાના બદલામાં એમને માનપત્ર આપ્યું હતુ. ત્રીજા **હ**રગોવિંદદાસ ફર્સ્ટ એલ. એલ. બી. પાસ થઇને **મુ**ંબઈમાં **ખીમજી વિ**શ્રામની જાણીતી પેઢીમાં ભાગીદારીમાં કામ કરે છે. તેઓશ્રી ઘણા મળતાવડા સ્વભાવના, નમ્ર અને અદ્‌ભુત વ્યાપારીજ્ઞાન ધરાવે છે. સદરહુ જાણીતી ફર્મની લીવરપુલ, મેન્ચેસ્ટરની બ્રાંચોની ઠીક વ્યવસ્થા ગોઠવવા પોતે ઈંગ્લંડ પણ જઈ આવેલા છે. નિરાભિમાની અને પ્રેમાળ સજ્જન છે. અર્થશાસ્ત્રનું જ્ઞાન વિશાળ છે. ચોથા **ગી**રધરલાલભાઈ **બી. એ.** માં પાસ થઇને **રા**મદાસ **ખી**મજીના નામે ચાલતી પ્રખ્યાત પેઢીમાં જોડાયા છે. પાચમા **પો**પટલાલભાઇ સીનીયર બી. એ. મા અભ્યાસ કરે છે. છઠ્ઠા ભાઈ **અ**મૃતલાલ મેટ્રીક ભણે છે. છ એ ભાઇઓની સંયુક્ત કુટુંબવ્યવસ્થા મોંઘા વડીલ આ ચરિત્રનાયક જાળવી રહ્યા છે. એમના જેવુ પાકું નામુ જાણનાર કાઠિયાવાડમાં બહુ ઓછા પુરૂષો હશે.

ચરિત્રનાયકનું વિદ્યાર્થી જીવન, ધંધાર્થીજીવન, જાહેરજીવન અને કુટુંબીક જીવન જેવુ નિર્મળ અને શોભાભર્યું છે તેવુ જ એમનુ ગૃહસ્થજીવન આદર્શરૂપ છે. આપણી જ્ઞાતિમાં એક પત્નીવ્રતધારી ભરથાર ભાગ્યે જ મળશે. રઘુવંશી લોહાણા કોમનાં પ્રાચીન ગૌરવને જીવનમાં વણી લેનાર આ વ્યકિતનું જીવન સૌને અનુકરણ કરવા લાયક છે. એમના ગુણમયી દેવીસ્વરૂપ ભાર્યા રળીઆતબાઇ પતિના વિલાયત પ્રવાસ દરમ્યાન ત્રણ પુત્રોને મૂકી સ્વર્ગવાસી થયાં. રાજકોટની લોહાણા જ્ઞાતિએ હડતાલ પાડી શોક પ્રદર્શિત કર્યો. આ ઘટનાથી ચરિત્રનાયકના દાંપત્ય જીવનનું પ્રકરણ પૂરૂં થયુ. ફરી લગ્ન કરવાનું કહેવામા આવતું પણ આ ભદ્ર પુરૂષે એ વાતનો ઈન્કાર કરી પોતાના પુત્રરત્નોને આદર્શ શહેરીઓ બનાવવાની વૃત્તિને એકાગ્ર કરી છે. મોટા પુત્ર ત્રિભોવનદાસ મેટ્રીક સુધી અભ્યાસ કરી શેઠ ખીમજી વિશ્રામની પેઢીમા ભાગીદાર તરીકે કામ કરે છે.

બીજા ચી. રતીલાલ મેટ્રીક સુધી અભ્યાસ કરી **વો**લેમ કું. વાળા **શે**ઠ **વી**સનજી એન્ડ સન્સની ફર્મમાં કામ કરે છે. ત્રીજા ચી. નટવરલાલ અંગ્રેજી અભ્યાસ કરે છે. વૃદ્ધ પિતા **રા**જકોટમાં પ્રભુપરાયણ રહી નિવૃત્તિ જીવન ગાળે છે. આ કુટુંબના નબીરાઓ મેટ્રીક પાસ કરે ત્યાં સુધી **દાદા**જી પાસે રહેવાનો નિયમ જાળવતા આવ્યા છે

એમની કિમ્મતી સલાહ, સહૃદયતા અને પરોપકારિતા લોહાણા કોમનાં બાળકો, બ્હેનો અને ભાઇઓ કદાપિ ભુલી શકે તેમ નથી. આટલી ભવ્ય પ્રભુતા પ્રાપ્ત કર્યા છતાં ખુબી તો એ છે કે પોતે સ્વભાવે બાળક જેવા નમ્ર અને પ્રેમી રહ્યા છે. સત્તાનું કે ધનનું કદાપિ પણ એમને ઘેન ચડયું નથી. અમે ખરા હૃદયથી પ્રભુ પાસે એટલું જ માગીશુ કે એ જગન્નિયંતા. હરજીવનભાઈના કુટુંબ પરિવારને અવિચલ રાખે અને ઉમદા સેવાઓ કરવા સમર્થ કરે અને અમારી સખાવતેશ્વર લોહાણાજ્ઞાતિ અધિકાઅધિક આવા નરરત્નોથી વિભુષીત થાય એજ ઇચ્છા !

# શેઠ રતનશી રણછોડ (દેવરિયા)



યુગ ફર્યો છે, જનસમાજ બહુબોલો અને ઘણેભાગે બીનઆચરણ યુક્ત જણાયો છે. તેવા સમયમાં પણ વધુ નહિ બોલનારાં પણ બહુ આચરનારાં રત્નો ગામડાનાં ઝુંપડાંઓમાં પડેલાં છે; અને ઉત્કૃષ્ટ ગુણોની સુવાસ ફેલાવી રહ્યાં છે, કે જે રત્નોની શોધ અદ્યાપિ કોઇએ કરી નથી. નિરાભિમાન, શારિર મહેનત, માનવું તે પ્રમાણે જીવી બતાવવું, દયાળુતા, અતિથિને દેવ સમાન માનવું, નિર્દંભતા, સદાચાર આદિ ગુણોની કંઇક ઝાંખી શેઠ રતનશીભાઇના જીવનમાંથી થઇ શકશે.

શેઠ રતનશીભાઇનો જન્મ સં ૧૯૪૦માં થયો હતો. એમના વડીલોનું મૂળ વતન દ્વારકા પાસે વરવાડા ગામ હતું. આ વખતે અહીં વાઘેરોની સત્તા હતી. ચરિત્રનાયકની પાંચમી પેઢીએ મંગળજીભાઈ તે વાઘેર સત્તાધારીના દિવાન હતા. સમયપરત્વે વાઘેરોની સત્તા ચાલી જતાં આ કુટુંબને સોસવું પડયું. બાદ ત્યાંથી નીકળી આજુબાજુનાં ગામડાંમાં વ્યાપાર અને અન્ય મજુરી કરવા લાગ્યા. ચરિત્રનાયકના પિતાના દાદાજી દેવરીઆમાં આવી વસેલા. રણછોડભાઇના પિતા હેમરાજભાઇ અપ્રવૃત્ત આત્મા હતા–પ્રભુ ભક્ત હતા. તેઓ સ્વર્ગવાસી થયા ત્યારે કેટલુંક કરજ મૂકી ગયા હતા. રણછોડભાઇને ભાઇઓથી જુદા થતાં ૨૪૦૦) કોરી બાપના કરજની ભાગમાં આવેલી, જે પોતે મહેનત મજુરી કરીને ૮ વર્ષે ભરી ચુકયા હતા. રણછોડભાઇ ભારે મહેનતુ અને ભોળા હતા. પોતે વાવ કુવા ગાળવા તેમજ વાઢવા લણવા વગેરેની મજુરી કરી ૧ વર્ષનો દાણો મોસમમાં ભેગો કરી લેતા. તેમનામાં આળસ જેવી ચીજ નહોતી. કાલાં વખતે આડમાં નોકરી કરતા અને બીજા નવરાશના વખતમાં ગામડાંઓમાં મણીયારાંની ફેરી કરતા.

રણછોડભાઇનો ગૃહસ્થાશ્રમ સુખી હતો. એમનાં પત્ની સોનબાઈ પણ મહેનતુ અને ઘરરખ્ખુ આર્યા હતાં. નિષ્કપટી અને સત્યપ્રિય હતાં. લગ્ન પછી લગભગ ૪૦ વર્ષે તેઓનાપર પ્રભુની કૃપા ઉતરી આ ચરિત્રનાયકનો જન્મ થયો. આટલે લાંબે સમયે પુત્રમુખ જોવાનું મળતાં તેઓ ધન્યભાગ્ય માનવા લાગ્યાં અને પુત્રને લાડકોડમાં ઉછેરવા લાગ્યાં. માતાપિતાના દરેક શુભ ગુણોની છાપ નાનપણથી જ બાળક રતનશીભાઈમાં જણાઇ આવતી હતી. ગુજરાતી ૬ ચોપડી ભણી સંવત ૧૯૫૮ ની સાલમા માત્ર ૫૦–૭૫ રૂપીયાની મુડીમાં ચરિત્રનાયકે મણીયારાંની દુકાન કરી. વડીલો તરફથી વારસામાં મળેલા જાતમહેનતના સંસ્કારો રતનશીભાઇમાં દ્રઢ હોવાથી ગામનાં લોકોનો ચાહ મેળવ્યો. આ ઉપરાંત મોસમના વખતમાં વાઢવા લણવાની પણ મજુરી કરતા. આ રીતે પુત્રને ગ્રામ્ય-

જીવન પ્રમાણે લાઇનસર કરી શેઠ **રણછોડભાઈએ** મૃત્યુ લોકમાં પ્રયાણ કર્યું. શેઠ **રણછોડભાઇનું** અવસાન એક યોગી મહાત્માના જેવું થયું હતું. આ વખતે **દેવરીઆમાં** પ્લેગ ચાલતો હતો. પોતે તાવમાં સપડાયા એટલે ઉગી ગયું કે હવે આ મુસાફરી પૂરી થઇ છે. તેથી પોતે પોતાના જ્યેષ્ટ પુત્ર **રતનશીભાઇને** તથા નાના પુત્ર **વાલજીભાઇને** પાસે બેસાડી પોતાના પરલોક પ્રયાણની તૈયારી કરાવી અને પુત્રોને છેવટની સોનેરી શીખામણો આપી પૂણ્ય દાનનો ખરડો પોતાને હાથે કરીને વાત કરતાંની સાથે જ આંખ બંધ કરી દીધી! એમનો આત્મા ઇશ્વરના અમ્મર ધામમાં ચાલ્યો ગયો. પિતા વારસામાં જેમ લાખોની મૂડી મકી ગયા નહોતા તેમ એક પાઇનુ પણ કરજ મૂકી ગયા નહોતા. પોતાના પિતાનું કરજ પોતે મહા કષ્ટે ફેડયું હતું તે વાત પિતાના લક્ષમાં જ હતી.

૨૦ વર્ષની વયે શ્રીયુત **રતનશીભાઈ** અને ૧૩ વર્ષની વયે રા. વાલજીભાઇ આ સંસાર અરણ્યમાં પિતાવિહોણા બન્યા. બન્ને ભાઇનાં હૃદય એક છે. **વાલજીભાઇ** વડીલ ભ્રાતાની દરેક સારી સલાહ પ્રમાણે વર્તે છે. બન્ને ભાઇઓ મહેનતુ, મળતાવડા અને નિરાભિમાની હોઇ ગમે તેવું મજુરીનું કામ કરવામાં પણ નાનમ સમજતા નથી. "કામ ત્યાં જ કર્મ" એમ પોતે સમજે છે. આ પ્રમાણે જાતમહેનતે સમય જતાં તેઓ આર્થિક સ્થિતિ પણ સારી રીતે સુધારી શક્યા. બન્ને ભાઇઓ ગરીબીમાંથી સારી સ્થિતિમાં આવ્યા છતાં પોતાની દરેક ફરજોમાં પ્રયત્નશીલ રહે છે. વ્યવહારમાં એવા કુશળ છે કે સંબંધીઓ અને જનસમાજ પ્રત્યેની ફરજો પોતે પ્રતિકુળતા ભોગવીને પણ બજાવી છૂટવામાં આનંદ માનનારા છે. કોઈ પણ જનહિતના કામમાં તેઓ ઉમંગથી ભાગ લેછે. દુષ્કાળના વખતમાં ગાયોના ઘાસ-ચારાનો પ્રબંધ કરી મુંગાં પ્રાણીઓનાં અંતરના ઉંડા ખુણાના આશીર્વાદો લે છે. ઘાસ ચારો એકઠો કરવા માટે તનતોડ મહેનત આવા સમયમાં કરી રહ્યા છે.

**બા**રાડી જેવાં અભણ મુલકમાં પણ વાંચનનો શોખ ધરાવી પોતાને સત્ય લાગે તે આચરી બતાવનાર વ્યક્તિ તરીકે આ ચરિત્રનાયકનું નામ કાયમ રહેશે. બાળલગ્નને બૂરી બદી માનતા હોઇને પોતાનાં પુત્ર પુત્રીઓને યોગ્ય ઉમ્મરે જ પરણાવવાનો પોતે સંકલ્પ કર્યો છે. આ બાબતમાં ગામડાંનાં લોકોની ફાવે તેવી ટીકાઓ આ દઢ હૃદયી નર સાંખી રહે છે. જવાબમાં ઘટીત શીખામણો સુણાવે છે. પોતાનાં સંતાનોને જમાનાને અનુસરતી કેળવણી આપવા માટે ભારે કાળજી રાખે છે. મોટા પુત્ર **મોહનલાલને** ઉચ્ચ શિક્ષણ લેવા કરાચી મોકલ્યો છે. અને બે પુત્રીઓ તથા એક પુત્રને પોતાની નજર આગળ શિક્ષણ આપે છે. શરૂઆતનું શિક્ષણ પૂરૂં કરાવ્યા બાદ કોઈ અન્ય સ્થળે આગળ અભ્યાસાર્થે મોકલવાના એમના મનોરથ છે. ચરિત્રનાયકના વિચાર અનુભ-ભવોની કસોટીમાંથી પાર ઉતરેલા હોઇ તેમનો સહવાસ સુખકર છે. પોતે ઝાઝું બોલતા નથી, પણ જે પોતાને સત્ય જણાય છે તે લાખો પ્રતિકુળતામાં પણ આચરી બતાવે

છે. અતિથિસત્કારમાં આ ઘરની બરોબરી ભાગ્યે જ કોઇ કરી શકે. પોતે સ્વમુખેથી કહે છે કે "જગતમાં નાનું બનીને ચાલવું તેમાં જ મઝા છે" તેઓ જમાનાને ઓળખીને વર્તનારા માણસ છે. કન્યાઓને ભણાવવા બાબતમાં અહીંના લોકો ભારે વિરૂદ્ધ છે, છતાં પોતાની બે કન્યાઓને ભણાવવાની તેઓશ્રીએ હોંસથી સગવડ કરી છે. અને લોકટીકા સામું નહિ જોતાં પોતાના વિચારમાં મક્કમ રહ્યા છે. સંવત ૧૯૬૫માં એમનાં મમતાળુ માતા પણ પુત્રોની લીલીવાડી મૂકી સ્વર્ગે સંચર્યા. ચરિત્રનાયકના નાનાભાઇ **વાલજીભાઈ** પણ ઠરેલ સ્વભાવના અદંભી અને એકમાર્ગી જીવન વહન કરનારા છે. બન્ને ભાઇઓને કીર્તિ કમાવાની કે વાહવાહ કહેવડાવવાની જરાય અપેક્ષા નથી. ગ્રામ્યજીવનના પ્રમાણમાં બન્નેના ગૃહસ્થાશ્રમ સુખી છે. બન્ને ભાઇઓને જાણે બાપ દીકરાના જેવો સંબંધ છે. કદી પણ ખટરાગ થતો નથી. તેઓ બધી જાતના વહેમો અને કુરિવાજોને નહિ માનીને, ઘરમાં પણ વહેમરહિત વાતાવરણ પેદા કરવા મથે છે. અસલના આર્ય ગૃહસ્થોને છાજતો તેઓનો અતિથિસત્કાર છે. કરકસરથી ગરીબીમાં અમીરી માની સમય વર્તી પોતે ચાલનારા છે. હાલમાં ચરિત્રનાયકની તબીયત કંઈક લથડી છે. પ્રભુ તેઓને અને તેઓના પરિવારને અખંડારોગ્ય બક્ષે અને જનસેવાનાં ઉપયોગી કામો તેઓને હાથે કરાવે એવું આપણે ઇચ્છીએ.



# શેઠ ધર્મસિંહ ભવાનભાઈ (મુંબઈ)



"મનુષ્યો ગુણથી જ પૂજાય છે. ઉમ્મર કે જાતિથી નહિ." ભૂપતિ ભર્તૃહરિનાં આ કથનને અનુલક્ષી થોડા જ માનવીઓ સંસારમાં વસતા હશે. સત્ય દયા અને સાદાઇ આદિ દૈવી ગુણોનો આદર્શ શેઠ ધર્મસિંહભાઇના જીવનમાં જોવાય એમ હોવાથી અહીં તેની આછી રૂપરેખા દોરીએ છીએ.

લોહાણા જ્ઞાતિના ગૌરવમાં વધારો કરવા ઉપરાંત પોતાનું જીવન ધન્ય કરનાર સૌજન્યપૂર્ણ શેઠ ધર્મસિંહભાઇનો જન્મ કચ્છ અંજાર પાસે મોડવદર ગામમાં સં. ૧૯૨૫ની સાલમાં થયો હતો. આ વખતે પિતા ભવાનભાઇની આર્થિક સ્થિતિ સાધારણ હતી. તેને સારી કરવાના ઉમંગથી પોતે મુંબઇ આવી એક રૂની પેઢીમાં અનુભવ લેવા નોકરી લીધી. માણસના ઉજળાં ભવિષ્યનો આધાર એમની કર્તવ્યપરાયણુતા ઉપર હોય છે. શેઠ ભવાનભાઇએ પણ આ ધોરણે આગળ વધી નોકરીનો પ્રતિકાર કરી સ્વતંત્ર ઉનનું બીઝનેસ ખોલ્યું. અને તેમાં સારૂં ચાનસ મેળવવા સમર્થ થયા.

શેઠ ધર્મસિંહભાઇએ પ્રાથમિક શિક્ષણ પોતાની જન્મભૂમિમાં લઇ પિતાના વ્યાપારી બીઝનેસમાં જોડાયા. પોતે આઠ વર્ષના થયા ત્યાં તો મમતાપૂર્ણ માતાનો સ્વર્ગવાસ થયો એટલે પૂરતું શિક્ષણ માતા તરફથી પામવા પોતે ભાગ્યશાળી થયા નથી, છતાં વાત્સલ્યપ્રિય પિતા ભવાનભાઇએ પોતાના પુત્રને એમની માતાની ખોટ જણાવા દીધી નહોતી. ચરિત્રનાયકનું જીવન જે જે ગુણોથી અલંકૃત થયેલું દીસે છે તેનો વધુ ફાળો એમને પિતા તરફથી મળ્યો છે. 'મુશ્કેલીઓ એ મનુષ્યને આગળ વધવાનો વેગ આપે છે' ધર્મસિંહભાઇનું જીવન પણ કંઇક આવી જ ઘટનાઓથી ભરપુર છે. પુત્રને વેપારી લાઇનમાં નિષ્ણાત કરીને શેઠ ભવાનભાઇ પણ સં. ૧૯૬૫ ની સાલમાં ઇશ્વિરી નિયમને આધિન થયા. એમને પ્લેગ લાગુ થવાથી માત્ર પાંચ દિવસની બીમારીમાં આ નશ્વર જગતનો ત્યાગ કરી ગયા હતા. મૃત્યુ આડી થોડી ક્ષણો હતી ત્યારે સુપુત્ર શેઠ ધર્મસિંહભાઇએ તેમને કંઇક અંતિમ ઇચ્છાઓ પૂછી. ત્યારે ભવાનશેઠના મુખમાંથી એકાએક આ શબ્દો નીકળ્યા. "પુત્ર! મારા પગલે જ ચાલજે, ગાયો, સાધુઓ, મહાત્માઓ તથા ગરીબો પ્રતિ નિરંતર દયાથી વર્તજે, સત્ય, દયા, અને પ્રમાણિકતાને જીવનના ખરા આદર્શો માનજે." આટલું કહી એ પવિત્ર આત્માએ છેલ્લી રજા લઈ પ્રયાણ કર્યું.

પિતાના ઉપરોક્ત વચનો શેઠ ધર્મસિંહભાઇએ વેદના મંત્રો જેવાં લેખી પાળ્યાં

છે, એટલુંજ નહિ પણ પિતા કરતાંયે પોતે વધુ કરી બતાવ્યું છે. તેઓ ઘણા ઠરેલ વિચારના પ્રજાકલ્યાણમાં આતુર એક ભદ્ર પુરૂષ છે. મોટા પુરૂષોની ગણનામાં આવ્યા છતાં હુંપદના દોષથી રહિત છે. એમના વિચારો અનુભવની કસોટીપરથી તવાઈને શુદ્ધ થયેલા છે. એમના જીવનને વધુ શોભાવનાર એમની સાદાઈ છે, શ્રીમંત પિતાને ઘેરે જન્મીને પોતે સ્વચ્છંદી કે મોજશોખી થવાને બદલે ઘણા જ સાદા અને નમ્ર બન્યા છે. એ ધાર્મિક કેળવણીને જ આભારી છે. તન, મન, ધન અને સ્વાર્થી સુખનો ત્યાગ કરીને અતિ શ્રમ વેઠી મેળવેલું ધન પરશ્રેય માટે છૂટે હાથે વાપરે છે. તેઓ પોલી કીર્તિના ભુખ્યા નથી. માત્ર આત્મસંતોષના જ જીજ્ઞાસુ છે. એમની પારવગરની ગુપ્ત સખાવતોને બાદ કરીને માત્ર બહાર આવેલી થોડીક સખાવતોનો અત્રે ઉલ્લેખ કરીએ.

કાઠિયાવાડના **બા**બરા ગામમાં પોતાના સ્વ. પિતા **ભ**વાનભાઈ **હુ**રભમના નામે એક ગૌશાળા સ્થાપેલ છે. જેમાં અત્યારે ૨૦૦થી ૨૫૦ ગાયો પોષાય છે. જેનું વાર્ષિક ખર્ચ રૂ. ૭-૮ હજાર આવે છે. તે બધું **ધર્મ**સિંહભાઈ એકલા ઉપાડે છે. **માટું**ગામાં પોતાની જગ્યા છે ત્યાં ૨૦-૨૫ ગાયોને નિરતંર નિભાવે છે. અને ગૌરક્ષાનાં દરેક ફંડમાં પોતે **બા**લાજી (પ્રભુ) ના ગુપ્તનામે ભારે સખાવતો કરે છે. કોઈ પણ ગરીબ અભ્યાગત આ દાનપ્રિય વ્યક્તિ પાસેથી પાછું જતું નથી. સ્વજ્ઞાતિના નિરૂદ્યમી ભાઈઓને ધંધે ચડાવવાની પોતાની ફરજ સમજે છે. સ્વજ્ઞાતિની પરિષદ વેળા પણ સારો ભાગ લઈ મોટી મોટી સખાવતો કરતા રહ્યા છે. **કચ્છ માં**ડવી ખાતે ભરાયલી કોન્ફરન્સમાં જતાં સ્ટીમર નેત્રાવતિમાં ગૌશાળા માટે ફંડ કરવાનું શરૂ કર્યું. તેમાં થયેલા રૂ.૧૦૦૦૦) માં રૂ. ૭૦૦૦) જેટલી રકમ તો પોતાની એકની જ હતી. આ રીતે કોઈ પણ મુસાફરીમાં પોતે નીકળે ત્યારે ગાય માતાનાં પોષણ માટે ભિક્ષા માગવાની પોતાની ફરજ સમજે છે.

ચરિત્રનાયક શ્રીમંત હોવા સાથે બહુ ઉદાર છે તેથી અમે એમની ઉત્કૃષ્ઠ વિરલતાને સત્કારીએ છીએ.

સ્વ. **ભ**વાનજી શેઠ 'ભગત' ના નામથી ઓળખાતા હતા તે જ રીતે **ધર્મ**સિંહ શેઠ પણ 'ભગત' ના નામે ઓળખાય છે. પોતે સાદી રહેણીકરણી અને અડગ સત્ય નિષ્ટાને લીધે પિતાનું એ ગૌરવયુકત વિશેષણ જાળવી રહ્યા છે. વ્યાપારમાં ગમે તેટલી ખોટ જાય પણ તેઓ અસત્ય બોલવાનું સાહસ કરતા નથી. પિતાએ શરૂ કરેલો ઉનનો વેપાર પોતે બહુ ખીલાવ્યો છે. પિતા '**ભ**વાનજી હરભમ' ના નામે અત્યારે વેપાર ચાલે છે. આ ધંધા ઉપરાંત ચરિત્રનાયક શેરોનું, ઇસ્ટેટનું અને કમિશન એજન્ટનું પણ કામ કરે છે. બધી બાબતમાં પોતાનાં સત્ય વ્રતને સ્મરણમાં રાખે છે. અહંપણાનો ત્યાગ કરી 'માત્ર

પ્રભુ જ બધું કરે છે' એમ પોતે માને છે. નાસિક ક્ષેત્રમાં રૂા. ૫૦૦૦૦) ના ખર્ચે હમણા ધર્મશાળા બંધાવી છે. અને તેમ કરી યાત્રાળુઓનું દુઃખ ઓછું કર્યું છે. રામાનુજ સંપ્રદાયના અનુયાયી હોઈને એ ધર્મના સાધુ સંતોને બહુ મદદ કરે છે; પણ કોઇ અન્ય ધર્મની અવગણના કરતા નથી. ધાર્મિક કે સામાજિક દરેક ફંડમા છૂટે હાથે પોતે ગુપ્ત નામે સખાવતો કરે છે, વ્યાપારી આલમમાં એમના બોલનું વજન પડે છે, અન્યને દુઃખ આપવા કરતાં પોતે ખમી લેવાની ટેવ બહુ કેળવેલી છે. અન્યનાં દુઃખમાં ભાગ લેવો એ સત્પુરૂષનું લક્ષણ છે. શેઠ ધર્મસિંહભાઇમાં આ ગુણો હોવાથી એમનુ ચરિત્ર બોધક છે. પોતે નિરંતર હિમ્મતવાન, આશાભર્યા અને ટેકી રહે છે! એમનું પ્રભુમયજીવન, સાત્વિકવૃત્તિ, વ્યાપારવિષયક બહોળું જ્ઞાન, શુદ્ધ હૃદય અને સાદાઈ આદિ ગુણો સૌને ધડો લેવા લાયક છે. તેઓ રાજકિય વિષયોમાં બહુ ભાગ લેતા નથી પણ વર્ત્તમાન પરિસ્થિતિથી જ્ઞાત રહેવા માટે પ્રગટ થતું સાહિત્ય વાંચે છે. તેમજ વિદ્વાનો અને સાહિત્યસેવકોનો સારો સત્કાર કરતા રહે છે. પ્રભુ કૃપાએ ચરિત્રનાયકનું ગૃહજીવન પણ આદર્શ છે. લક્ષ્મી, કીર્તિ, અને બુદ્ધિ સાથે સંતતિ સુખ પણ સંતોષપૂર્ણ છે. એમનો કુળદીપક પુત્ર તેમના જેવો જ ભકત બની ભવિષ્યમાં સારી આશા આપે એવો છે. જમાનાને અનુસરતી કેળવણી સાથે ઘરમાંથી ધાર્મિક શિક્ષણ પણ મળે છે! ચરિત્રનાયકનું વ્યકિતગત્ જીવન તેમજ જાહેર જીવન ભવિષ્યની પ્રજાને નીતિનો સુન્દર પાઠ શીખવે એવું છે.

પ્રભુ એઓને સુખશાંતિ, સંપતિ અને દીર્ઘાયુષ્ય બક્ષે અને હજીયે અનેક જનહિતનાં કામો કરાવે એવું ઇચ્છીશું.





શ્રીયુત અંબારામ કાલીદાસ. શેઠ વેલજીભાઇ કાળીદાસ.

# શેઠ અંબારામ કાલિદાસ (ખડબા)



જે પુરૂષાર્થ કરે છે તેને પ્રભુ પણ મદદ કરે છે; પણ તેમ નહિ કરતાં પ્રારબ્ધ ઉપર આધાર રાખી ઈશ્વર ઉપર જ બધો ભાર નાખી દેવાને ટેવાયલા લોકો પોતાની સ્થિતિ પલટી શકતા નથી. પુરૂષાર્થનું–કર્મનું ફળ અવસ્થા કદાપિ પણ જતું નથી. પ્રભુને પણ પુરૂષાર્થ પ્રિય છે, પ્રમાદ પ્રિય નથી. રા. અંબારામભાઈનાં જીવનમાંથી પુરૂષાર્થ, પ્રમાણિકતા, સાહસિકતા, સહનશીલતા આદિ એવા જ બીજા ગુણો જોઈ શકાશે.

શેઠ અંબારામભાઇનો જન્મ સંવત ૧૯૩૮ ની સાલમાં જામનગર તાબે ખડબા નામક ગામડામાં થયો હતો. તેમનાં માતા અભણ છતાં ધાર્મિકવૃત્તિનાં ભોળાં દયાળુ તથા મમતાળુ હતાં. ચરિત્રનાયકના પિતા પણ બહુ ભણેલા નહોતા તેમ આર્થીક સ્થિતિ પણ ભારે કંગાળ હતી. ગરીબ સ્થિતિને લઇને તેઓ એક ભગતના સદાવ્રત માટે ગામડામાં ટેલ નાખતા અને તેમાંથી કુંટુંબનો નિર્વાહ કરતા. અંબારામભાઇને બીજા ત્રણ સહોદર ભાઇઓ છે. આ સર્વને નાના નાના મૂકી પિતાશ્રી સ્વર્ગવાસી થયા એટલે વડીલ–પિતા વગર આ બાળકોપર મોટું દુઃખ–સંકટ આવી પડયું.

અંબારામભાઈ ગુજરાતી પાંચ ચોપડી જેમ તેમ ભણ્યા, તેમજ તેમના ત્રણ ભાઇઓ પણ જરૂરજોગું ગુજરાતી ભણ્યા; પણ ગામડામાં આમ દરિદ્રી જીવન ગાળવા કરતાં દૂર દેશાવરમાં જઈ પોતાના નશીબ અજમાવી જોવાનું સાહસ ચરિત્રનાયકના મોટા ભાઈ વેલજીભાઇએ કર્યું. કાકા સાથે પોતે જંગબાર ગયા અને ત્યાં પ્રથમ વર્ષે માત્ર રૂ. ૨૫૦) ના પગારે નોકરી રહ્યા અને અતિ કરકસરથી રૂ. ૧૦૦) બચાવી માતુશ્રીને તથા નાનાભાઇઓને ખોરાકી માટે મોકલી આપ્યા.

ગરીબીમાં ઉછરેલા છતાં વેલજીભાઇમાં વ્યવહારકુશળતા, પ્રમાણિકતા અને બુદ્ધિબળ અજબ હતું. ઉત્તરોત્તર નોકરીમાં પગાર વધતો ગયો, ત્યારે સંવત ૧૯૫૩ ની સાલમાં પોતાના નાનાભાઇ અંબારામને ત્યાં તેડાવી લીધા અને તેને પણ નોકરીમાં જોડી દીધા. વેલજીભાઇની કાર્યદક્ષતા તથા અજબ હોશિયારીથી છેલ્લે રૂ. ૨૦૦૦) નો વાર્ષિક પગાર થયો; ત્યાર પછી તેણે નાનાભાઇ જીવરાજને પણ ત્યાં બોલાવી લીધો અને નોકરીમાં ગોઠવી દીધો. આ રીતે દરિદ્ર દુઃખમાં ઘેરાયલા ત્રણે ભાઇઓ લાઈનસર લાગી ગયા અને આર્થીક સ્થિતિ પણ સુધરતી ચાલી. મોટાભાઈ વેલજીભાઇએ પિતાપરનું ૪૦ વર્ષનું જૂનું રૂ. ૨૫૦૦) નું કરજ ભરી દીધું. જંગબારમાં શ્રીયુત વેલજીભાઇનો શેઠ ગુજરી જતાં તેઓએ વેલજીભાઇને ફુલ મુખત્યારીનો પાવર આપી રૂ. ૨૫૦)ના માસિક પગારે મુંબઈની પેઢીપર તેમને મોકલવામાં આવ્યા અને શેઠનું મહાભારત બીઝનેસ પોતાની બાહોશીથી વેલજીભાઇએ એવી રીતે સંકેલ્યું કે જેમાં સીંગલ પાઈનું પણ નુકશાન થવા ન પામ્યું. આ અરસામાં શેઠના ભાઇઓના ભાગની પણ વેલજીભાઇએ વહેંચણી કરી અને સંવત ૧૯૬૯ ની સાલમાં ૧૫ લાખની મિલ્કત ટ્રસ્ટીઓને સોંપી. જો વેલજીભાઈ ધારતે તો શેઠના બીઝનેસમાંથી લાખોની આમદાની

મેળવી શકતે; પણ પ્રમાણિકતા એ જ મનુષ્ય જીવનને પ્રગતિમાન કરનાર છે એમ સમજી પોતે સદાય પ્રભુથી ડરીને ચાલે છે.

શુદ્ધ નિષ્ઠાથી શેઠનું બીઝનેસ ખીલવ્યું હતું. પછીથી છૂટા થઈ પોતાની મૂડીએ સ્વતંત્ર બીઝનેસ શરૂ કર્યું અને સંવત ૧૯૭૨ માં શેઠ **અબ્દુલા જુસબ કલકત્તાવાળા સાથે** ભાગમાં જોડાયા. ત્યારપછી ૧૯૭૬ થી શેઠ અબ્દુલાભાઇના ભત્રીજા સાથે ભાગમાં જોડાઇ હાલ 'વેલજી કાલિદાસ એન્ડ કું.' ના નામે બીઝનેસ ચલાવી રહ્યા છે. અને પ્રભુ-કૃપાથી ઉતરોતર સારૂં ચાન્સ મેળવી રહ્યા છે. આ તેમની બાહોશી અને પ્રમાણિકતાના જ રૂડા પ્રતાપને આભારી છે. પોતે કેવળ નિરાભિમાની અને સાદા છે.

ત્યાર પછી રા. અંબારામભાઇએ તથા તેમના નાનાભાઇ જીવરાજે મળી મોમ્બાસામાં રૂા. ૨૫૦૦ ) ની પુજીથી સ્વતંત્ર બીઝનેસ શરૂ કર્યું અને મોટાભાઇ વેલજીભાઈની સહાયથી તેમ જ પોતાની વ્યાપારીકુનેહથી તેને ઘણું આગળ વધારી શકયા છે. આ ઉપરાંત કમ્પાલામાં પણ દુકાન નાખી કાપડ, હાથી દાંત, કોટન તથા કમીશન એજન્ટનો ધંધો કરવા લાગ્યા અને તેમાં સારો લાભ મેળવી શકયા છે.

આ ત્રણે ભાઇઓ પોતે પોતાના બાહુબળથી કમાતા થયા ત્યાર પછી યોગ્ય વયે લગ્ન થયાં. પ્રભુ કૃપાથી સર્વના ગૃહસ્થાશ્રમ સુખી છે અને ઇશ્વરી કૃપા વધુ ઉતરવાથી બે ત્રણ ત્રણ પુત્ર રત્ન પણ સાંપડેલા છે; જેને સંસ્કારી બનાવવા તેઓ સદાય ઉત્સુક રહે છે. ચરિત્રનાયકના રંક માતા **પૂરીબાઇએ** દરિદ્રતાનાં ઘણાં દુઃખ વેઠી દીકરાઓને ઉછેર્યા હતા. પ્રભુકૃપાએ ઉત્તર વયમાં તેમનું જીવન સુખપૂર્વક વીત્યું હતું અને સંવત ૧૯૭૬ ની સાલમાં પુત્રોની લીલીવાડી મૂકી આ ભલી માતા સ્વર્ગે સીધાવ્યાં હતાં. તેમની ઉત્તર-ક્રિયામાં ચરિત્રનાયક રૂા. ૧૩૦૦ ) નું ખર્ચ કરી માતૃભક્તિ પૂરવાર કરી હતી.

**અં**બારામભાઇનો સ્વભાવ ઘણો જ મીલનસાર અને નિરાભિમાની છે. સ્વજ્ઞાતિ માટે તેમને ઘણી જ લાગણી છે. ગરીબ જ્ઞાતિ બધુંઓને ધંધે ચડાવી પોતે ખુશી થાય છે. એકન્દર રીતે આ ત્રણે ભાઇઓ દયાળુ અને માયાળુ છે. પોતે ગરીબી દશામાંથી અમી-રીદશા પુરૂષાર્થથી પ્રાપ્ત કરી શકયા છે—શ્રીમંત થઇ શકયા છે છતાં તેઓને ધનનો મદ—નિશો ચડયો નથી. ધનવાન થતાં તેઓ વધુ નમ્ર હૃદયના બન્યા છે. અતિથિનો તેમ જ સાહિત્યકારોનો તેઓ સત્કાર કરે છે, લક્ષ્મીવાન થયા છતાં તેઓ પ્રભુને ભૂલ્યા નથી. ધર્મોપદેશ સાંભળવા તેમ જ ધર્મનું તત્વ જાણવા તેઓ સદાય ઉત્સુક છે. બીન-કેળવાયેલા માબાપનાં સંતાન તેમ જ ગામડાના રૂઢ જાડીબુદ્ધિયુકત વાતાવરણમાં ઉછરેલા છતાં સ્વાવલંબી આત્માઓ કેટલી હદ સુધી પ્રગતિ કરી શકે છે તે આ જીવનરેખાથી જણાઈ આવે છે.

પરોપકારી અને દયાળુ મૂર્તિ ભાઇ વેલજીભાઇનુ બધું કામ ઉપાડી લે એટલી ઉમ્મરનો એક પુત્ર ભાઈ કેશવજી તરૂણ વયે હાલ મૃત્યુ પામતાં **વેલજીભાઈનાં** હૃદયને અનહદ આઘાત પહોંચ્યો છે, અને આ માયાવી સંસારની અસારતા જણાઈ છે. જેનું અહીં કામ હોય તેનું પ્રભુના રાજ્યમાં પણ કામ હોય છે. ખરેખર આવી ઘટનાઓ જોતાં સંસારની ક્ષણભંગુરતાપર ભારે વિરાગ આવે છે. શેઠ વેલજીભાઇને બે નાના પુત્ર રત્ન છે. તેને પ્રભુ લાંબુ આયુષ આપે એવું ઇચ્છીશું. આ પરિવારને પ્રભુ સુખ શાન્તિ સંપતિ, અને દીર્ઘાયુષ બક્ષે એ જ અભ્યર્થના !



# શેઠ જશરાજ વાલજી ગણાત્રા (કરાચી.)



સાદાઈમાં નીતિ છે, સ્વાશ્રયમાં શાંતિ છે, કેટલાંક નિષેધ કરેલાં કામ સિવાય બીજું કોઇ પણ કામ હલકું નથીઃ ઇત્યાદિ સુત્રો મ. ગાંધીજીએ પોતાના જીવનથી જનસમાજને બતાવી આપ્યાં. પણ જનસ્વભાવ એવો છે કે એક વ્યક્તિને તો તેઓ અપવાદરૂપ ગણે છે. આ સુત્રોનો મર્મ સમજાવવા માટે એવા અનેક પુરૂષોના જીવન દાખલા જનતા સન્મુખ ધરવાની જરૂર છે. ઉપર દર્શાવેલા ગુણો શેઠ જશરાજભાઇની જીવન ઘટનાઓમાં જોવાય છે. તેઓ નથી કોઇ બેરોનેટ કે બેરિસ્ટર પણ જેવા તેઓ છે તેવા યશસ્વી પુરૂષો થોડા નીકળશે.

શેઠ જશરાજભાઇનો જન્મ સં. ૧૯૦૭ ની સાલમાં હુડીયાણા ગામમાં થયો હતો. ધર્મભાવના, ઉદારતા, નિખાલસતા આદિ આદર્શ ગુણો એમણે માતાપિતા પાસેથી મેળવ્યા હતા. મૂળ વતન હુડીયાણા ( જોડીઆ પાસે ) થી જશરાજભાઇના પિતાશ્રી કરાચીમાં વ્યાપારાર્થે આવેલા. તે વખતે ચરિત્રનાયકની વય દોઢ વર્ષની હતી. નાની વયમાંથી જ એમની મહત્વાકાંક્ષાઓ દીસી આવતી હતી. ગુજરાતી ચાર ધોરણ તથા સાધારણ અંગ્રેજી શીખી પોતે ૧૨ વર્ષની વયે નોકરી લીધી. સુતાર નારણદાસના હાથ નીચે કોન્ટ્રાકટરની લાઈનમાં નોકરી આઠ વર્ષ કર્યા પછી ભાગીદારીમાં જોડાયા. તેમાં આઠ વર્ષ પસાર કર્યા પછી ભાગીદાર ગુજરી જતાં સ્વતંત્ર બીઝનેસ શરૂ કર્યું. પણ પછીથી શેખ આદમજી જીવણજીને ભાગીદારીમાં જોડી મોટા પાયાપર કોન્ટ્રાકટરનું બીઝનેસ ખીલવી આ લાઈનમાં તેમણે ભારે સરસ ચાન્સ મેળવી લીધું. અને તેનો સુવ્યય પણ તેઓ કરી શકયા છે.

એમનો ગૃહસ્થાશ્રમ આદર્શ હોવા છતાં માત્ર પુત્ર રત્નની ખોટ હતી. ૪૫ વર્ષની વયે તેઓ યાત્રાએ ગયા. ત્યાં એક મહા પુરૂષે એઓને કહ્યું કે "તું કરાચીમાં દાઉજીનું મંદિર બંધાવી આપજે, તારે ત્યાં સારૂં થશે." જશરાજભાઇએ એ પ્રમાણે મોટા ખરચે મંદિર બંધાવ્યું એટલે ઇશ્વિરે પણ મહેર કરી-એક પુત્રરત્ન અર્પણ કર્યું. આ એકના એક જ પુત્રનું નામ શ્રીયુત રામજીભાઈ છે. તેઓ પોતે અત્યારે તરૂણ અવસ્થામાં છે, મેટ્રીક સુધી ભણી પિતાને માથેથી કામકાજનો બધો ભાર પોતાને માથે લઇ લીધો છે. પોતે ઘણા જ મમતાળુ અને નિરાભિમાની સજ્જન છે. કોઇપણ વ્યસનના ગુલામ નથી. વળી કેળવાયલા ગર્ભશ્રીમંત હોવા છતાં આર્યસંસ્કૃતિપર અનુરાગ, સાદું જીવન, અને ઉચ્ચ વિચારો, સાહિત્ય પ્રત્યે પ્રેમ, લેખકોને ઉત્તેજન આપવું, કાર્યદક્ષતા, નિરાભિમાનિતા, હિંદુ ધર્મપર શ્રદ્ધા, મધુર ભાષણ, આ સર્વ ગુણોથી શોભી રહ્યા છે: પણ વૃથા રંગરાગમાં ડૂબી ગયા નથી. લગભગ ૨૦૦૦) પુસ્તકોનો સંગ્રહ રામજીભાઇએ રાખ્યો છે. અનેક છાપા, માસિકો પોતે મંગાવી ઝીણવટથી વાંચે છે. પુસ્તકો પ્રગટ કરવામાં સાહિત્યસેવકોને મદદ કરતા જ રહે છે. ગુજરાત વર્નાકયુલર સોસાયટીના તેઓ લાઇફ મેમ્બર છે,

તેમજ પ્રોફેસર કર્વેના વિદ્યાલયના પણ લાઈફ મેમ્બર છે. મ. **ગાંધીજી** કરાચીમાં આવેલા ત્યારે ગુજરાતીઓ તરફથી એઓને માનપત્ર આપવામાં મુખ્ય કામ **રામજી**-ભાઇએ કર્યું હતું.

શેઠ **જશરાજભાઈના** સુપુત્ર **રામજીભાઈની** સૌજન્યતાનો આ પરિચય કરવા પછી ચરિત્રનાયકની સખાવતો પ્રતિ દૃષ્ટિ કરીએ. કોઇ અમીર ઉમરાવને શોભે એવાં દાન **જશરાજભાઇને** હાથે થયાં છે. તેનો ઉલ્લેખ અત્રે કરવાનું કંઇક દુરસ્ત ધારીએ છીએ.


શેઠ રામજીભાઇ જશરાજ વાલજી

કરાચીમાં **નાન**-કવાડા પર **દાઉજીનું** મોટું મંદિર ગંજાવર ખર્ચ કરીને બંધાવી આપવાની વાત આગળ આવી ગઈ છે. આ મંદિરના નિભાવ ખર્ચ માટે એક બીલ્ડીંગ બંધાવી છે તેના ભાડામાંથી ખર્ચ ચાલે એવી યોજના કરી છે. **મંદિર** પાસે એક ધર્મશાળા—આશ્રમ પણ બંધાવેલ છે. ત્યાં સારા સાધુ સંતો અને અન્ય મુસાફરો ઉતરે છે. તેઓ દરેકને ત્રણ દિવસ સુધી ખાવાનું એ જ આશ્રમમાંથી મળે છે. કરાચીમાં આ મંદિર બહુ ઉપયોગી થઈ પડયું છે. પોતે બહુ ભણેલા ન હોવા છતાં વિદ્યાપ્રતિ એઓનો અનરાગ જબરો છે. સ્ત્રીકેળવણીના પણ ખાસ હિમાયતી છે. એક સારી રકમ ખર્ચી પોતાના નામે કરાચીમાં એક ગુજરાતી કન્યાશાળા ચાલુ કરી છે. જે હાલ બાળાઓને ભણવાનું સુગમસ્થાન થઈ પડયું છે; આટલેથી નહિ અટકતાં સ્વજ્ઞાતિ બન્ધુઓ માટે મોટા ખરચે એક ખાસ પોતાના નામથી બોર્ડીંગ બંધાવી છે તેમાં દરેક તડના લોહાણા ભાઇઓ અભ્યાસ કરે છે. અને ખર્ચ ખાસ **જશરાજભાઇના** **ફંડમાંથી** અપાય

છે. આ ઉપરાંત પોતાના પુત્ર **રામજી**ભાઇના નામથી જોડીઆમાં એક બોર્ડીંગ ખોલી છે, તેમાં પણ ઘણા લોહાણા ભાઇઓ રહી અભ્યાસ કરી રહ્યા છે. આ બોર્ડીંગને દીર્ઘાયુષી કરવા માટે જ્ઞાતિની પરિષદ વેળા સારૂં ફંડ એકઠું કરવામાં આવેલ છે.

શેઠ **જશરાજ**ભાઇમાં આટલી પરોપકારિતા પ્રગટવાનું કાણુ એજ કે એમનું હૃદય દયા ધર્મથી રંગાયલું છે. રાજકોટમાં પોતે અષ્ટોતર પારાયણ બેસાડેલી તેની યાદગીરીમાં ધર્માદા દવાખાના સામે એક સુન્દર હવાડો, એક સરસ ચોક તથા ખુલ્લું આશ્રમ બંધાવી આપી સગવડભર્યું સ્થાન ઉભું કરી આપ્યું છે. તેની વ્યવસ્થા ત્યાંનું મહાજન ચલાવે છે. **મારવાડ** જંકશનમાં ધર્મશાળા છે; ત્યાં પાણીનો ત્રાસ **જશરાજ**ભાઇએ જોયો એટલે તુરત જ આ દુઃખ પોતે વેચાતું લઈ લીધું–એક સુન્દર કુવો ગળાવી આપી હજારો તૃષાતુર માનવીઓને મીઠું પાણી પીવા આપ્યું. તેઓ જૂના વિચારના છે, પણ બહુ ઉદાર અને દયાળુ છે. ધર્મ શ્રદ્ધાળુ છે. વૈષ્ણવ ધર્મમાં વધુ માને છે. હિન્દુસ્થાનનાં તમામ યાત્રાનાં સ્થળોએ ત્રણ વખત જઇ આવ્યા છે. તેઓ સાદાઇને સેવનારા છે, તેમ**જ** સ્વાશ્રયી પણ તેવા જ છે. હાલ ૭૨ વર્ષની ઉમ્મરના પુરાતન અવસ્થાએ છે છતાં મહેનતનું કામ કરી શકે છે. કોઇપણ કામ પોતાને હાથે કરી લેવામાં નાનમ સમજતા નથી. ધર્માભિમાનને જેટલું સ્થાન છે તેટલું જ એઓના હૃદયમાં જ્ઞાત્યાભિમાનને સ્થાન છે. કરાચીમાં ભરાયલી ત્રીજી લોહાણા પરિષદની સન્માનકારિણી સભાના પ્રમુખસ્થાનેથી **જશરાજ**ભાઇએ જે ભાષણ કર્યું છે તે દરેક જ્ઞાતિભાઇઓએ મનન કરવા જેવું છે. શેઠ **જશરાજ**ભાઇની આંતરવૃતિઓ અને બીજા અનેક અનુભવોની છાયા આ ભાષણમાં જણાઈ આવે છે. સ્વજ્ઞાતિ પ્રતિની ઉમદા લાગણી, અનુભવ જ્ઞાન અને અગમ બુદ્ધિનું ભાન આ ભાષણ વાંચતા થઇ આવે છે. કરાચીની લોહાણાજ્ઞાતિની હુન્નરશાળા, લક્ષ્મીબાઈ બોર્ડીંગ હાઉસ વગેરે સંસ્થાઓના તેઓ પ્રમુખ છે, અને બીજાં ઘણાં ખાતાઓના ટ્રસ્ટી છે. પોતે સ્વદેશીના ચાહક છે. દેશના હુન્નર ઉદ્યોગમાં બનતી મદદ આપે છે. **લો**હાણા જ્ઞાતિમાં શેઠ **જશરાજ**ભાઇનું બહુ માન છે. એમનું કુટુમ્બ પ્રતિષ્ઠિત છે. **રામજી**ભાઇએ પિતાને કામકાજથી નિવૃત્ત કરી ઉત્તર અવસ્થામાં પ્રભુ ભજન કરવા અવકાશ આપ્યો છે. **રામજી**ભાઈનાં માતા **સું**દરબાઇ સં. ૧૯૭૬ ની સાલમાં સ્વર્ગે સંચર્યાં છે. તેઓ એક ભાગ્યવાન સંસ્કારી દેવી હતાં. **રામજી**ભાઇમાં આદર્શ ગુણો ભરનાર આ માતા મુખ્ય હતી. શેઠ **જશરાજ**ભાઇની ધાર્મિક વૃત્તિને વધુ ખીલવનાર એમનાં આ સદ્‌ગુણી પત્ની **સું**દરબાઇ હતાં. સન ૧૯૧૯ માં પોતાના મૂળ વતન **હુ**ડીયાણામાં શિવાલય–ધર્મશાળા વગેરે બંધાવી આપી લોકોને સુખ કરી આપ્યું છે. નાની મોટી અનેક સખાવતો અન્નદાન વસ્ત્રદાન આ તો દરરોજ ચાલુ હોય એમ કહેવાય છે. ઇશ્વર એઓશ્રીને તથા એમના વિદ્યાવિલાસી સુપુત્ર રામજીભાઇને દીર્ઘાયુષ્ય બક્ષી એમના હાથે વધુ યશસ્વી કાર્યો કરાવો એવું ઇચ્છીશું.

# શેઠ ખેરાજ ઓધાભાઈ રૂપારેલ (મુંબઈ)



ધાર્મિક સંસ્કારોથી પ્રકટ થતી આત્મજ્યોતિ મનુષ્યોમાં કેટલું અમૃત રેડી શકે છે, તે રહસ્ય આ ચરિત્રનાયકના જીવન વૃત્તાન્તથી સમજી શકાય એમ છે.

શેઠ ખેરાજભાઈના વડીલો બર્ડા પ્રાન્તમાં આવેલા મોઢવાડા ગામમાં રહેતા હતા. આજકાલના વૈભવી જમાના કરતાં થોડાં એક વર્ષ પહેલાંનો સ્વાશ્રયી જીવનનો જમાનો બહુ જ ઉચ્ચ કોટિનો હતો. ઘણા વ્યાપારીઓ ખેડુતોને ધીરધાર કરવાનો ધંધો કરવામાં પોતાના ગામની તેમ જ ખેડુત–વર્ગની ઉન્નતિ સમજતા અને ખેડુતો પણ સાચી નિષ્ઠાથી વ્યાપારીવર્ગને અન્નલક્ષ્મી પોતાનો વ્યવહાર સાચવવામાં તત્પર રહેતા. શેઠ ઓધાભાઈની સ્થિતિ સાધારણ રીતે સારી હતી. તેઓશ્રી પૈસાવાળા થવા કરતાં કુળવાન્ તરીકે પ્રસિદ્ધ થવામાં પોતાનું સૌભાગ્ય સમજતા. તેઓ બહુ ભોળા સ્વભાવના અને ઇશ્વર ઉપર દૃઢ શ્રદ્ધાવાન્ પુરૂષ હતા. તેઓના શુદ્ધ અંતઃકરણમાં ભાવિ–સમય માટેની સ્ફુરણા થયા કરતી. મૃત્યુ અગાઉ જાણે તેમને સુઝી આવ્યું હોય તેમ તેઓ માંદગીને છેલ્લે બિછાને હતા ત્યારે, ઘઉંની પોઠો વેચાવા આવી. આ ખબર શેઠ ઓધાભાઈને થતાં આપણા ચરિત્રનાયક શ્રીયુત ખેરાજભાઈને બોલાવી કહ્યું કે "દીકરા ! ચાર છ મણ ઘઉં ખરીદી લે, તને જરૂર પડશે." સરલ હૃદયી શ્રદ્ધાળુ જનોને પોતાની સંસારયાત્રા પૂરી થવાનું આવું કાંઇક ભાન અગાઉથી થાય છે. આ કિંવદન્તીનું યથાર્થ જ્ઞાન જેઓએ પરમ શ્રદ્ધાથી સેવા કરી હોય તેને જ થાય છે. શેઠ ઓધાભાઈનો આ છેલ્લો મંદવાડ હતો અને તેઓ તે જ બીમારીમાં સંવત્ ૧૯૪૫ના ફાગણવદી ૬ ને દિવસે આ અસાર સંસારને છોડી ગયા.

શેઠ ખેરાજભાઈનો જન્મ સંવત્ ૧૯૩૦ ના કાર્તિક સુદ ૧૧ એટલે કે દેવ–પ્રબોધિની એકાદશીના દિવસે થયો હતો. પિતાશ્રીના અવસાન સમયે તેમનું વય ૧૫ વર્ષનું હતું. આગળના સમયમાં વિદ્યા પ્રાપ્તિનાં સાધનો બહુ જ ઓછાં હતાં. પોતાની જન્મભૂમિ મોઢવાડા ગામમાં કેળવણી લેવાનાં સાધનો નહોવાથી તેઓ એક ગામઠી મહેતાજીની નિશાળે જુની પદ્ધતિ પ્રમાણે પાટલા ઉપર ધૂળ નાખીને શીખતા; અને ત્યાર પછી નિશાળ સ્થપાતાં ગુજરાતી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કરી ધંધામાં જોડાયા. પણ નાની વયમાં જ પિતાશ્રીનું મૃત્યુ થવાથી કુટુમ્બ–નિર્વાહનો સઘળો બોજો પોતાના શિર ઉપર આવી પડયો હતો.

ન્હાની વયમાં આવી પડેલી આપત્તિએ ચરિત્રનાયકને જુદી જ દિશા દેખાડી. તેમણે કાલાં ખરીદી 'આડ' કર્યો. એમાં ખોટ ગઈ અને તેથી તેઓ મુશ્કેલીમાં આવી પડયા. સુવર્ણની શુદ્ધિ જેમ અગ્નિમાં જ થાય છે તેમ મનુષ્યોને મનુષ્યત્વ આવી કસોટીઓમાંથી પસાર થયા પછી જ પ્રાપ્ત થઇ શકે છે. અન્ધકારનો અનુભવ થયા સિવાય જેમ પ્રકાશની સાચી ઓળખ થતી નથી, તેમ દુઃખનો અનુભવ થયા સિવાય સાચું સુખ શું છે તેનું ભાન થતું નથી. આ ખોટ ગયા પછી ખેરાજભાઈએ ચાલુ [illegible]



શેઠ ખેરાજ ઓધાભાઇ રૂપારેલ.

૧૮ વર્ષની ઉમ્મરે એક વાણિયા મિત્ર પાસેથી રૂ. ૨૦૦) લઈ ગામનું કરજ ચૂકાવ્યું. પોરબંદરમાં એક પથ્થરના વેપારીની દુકાને માસિક રૂા. ૧૦)ના પગારથી નોકરીમાં જોડાયા. આ શેઠની સુરતમાં એજન્સી હતી તેમજ મુંબઇમાં પણ દુકાનો હતી. ખેરાજભાઇને પત્થરનું વહાણ ભરી પોરબંદરથી સુરત મોકલ્યા. ધાર્મિક સંસ્કારોથી મેળવી શકાતું નીતિબળ ખેરાજભાઇને બાલ્યાવસ્થામાંથી જ પ્રાપ્ત થયું હતું; તેમ જ તે બળની સાથે પ્રમાણિકતા અને કાર્યદક્ષતાને પરિણામે તેઓ સુરતની એજન્સીના મુનીમની પ્રીતિ સંપાદન કરી શકયા.

મુનીમના સાચા પ્રેમને પરિણામે એમની ઘણી અગવડો પણ દૂર થઈ. એમના નામે મુનીમે થોડું સટાનું કામકાજ કરી રૂા. ૩૦૦) લાભ કરી આપ્યો. તેમાંથી રૂા. ૨૦૦) વાણિયા મિત્ર પાસેથી લીધેલા તે તથા બાકીના માતુશ્રીને ખર્ચ માટે મોકલી આપ્યા. થોડા સમય બાદ શેઠે એમને મુંબઈ જવા આજ્ઞા કરી. મુંબઈ આવ્યા અને મુંબઈમાં શેઠનું કામકાજ સંભાળવામાં પોતાનું ચિત્ત પરોવ્યું.

મુંબઈમાં જે ઠેકાણે શેઠની પેઢી હતી તેની નીચે એક વયોવૃદ્ધ વૈદ્યરાજ રહેતા હતા. તેઓ સરળ હૃદયના, લાગણીવાળા અને ધાર્મિક વૃત્તિના હતા. તેમની સોબત શેઠ ખેરાજભાઇને થવાથી, રામાયણ, સુન્દરવિલાસ અને યોગવશિષ્ઠ વગેરે ગ્રન્થોનો અભ્યાસ વૈદ્યરાજજી પાસેથી કરવા લાગ્યા. આવી રીતે ધાર્મિક ગ્રન્થોનું અવલોકન થતાં જ ખેરાજભાઇના ધાર્મિક સંસ્કારોમાં પુનઃ જાગૃતિ આવી. ભર યુવાવસ્થામાં શેઠ ખેરાજભાઇએ પોતાના મન ઉપર મેળવેલો કાબુ, તે આ ઉત્તમ પુસ્તકોના અભ્યાસનું જ પરિણામ કહી શકાય. આ પ્રમાણે ૫-૬ વર્ષ નોકરી કરતાં શેઠે તેમનો માસિક પગાર રૂ. ૬૦) સુધી કરી આપ્યો હતો; પરંતુ સ્વતન્ત્ર થવાની ઉત્કટ ઇચ્છાવાળો પુરૂષ પરાધિનતા વધુ વખત સેવી શકતો નથી. શેઠ ખેરાજભાઇએ પણ નોકરી છોડી. પછી સ્વતંત્રપણે થોડું થોડું કામ કરવા લાગ્યા. સાચી નિષ્ઠા, મેળવેલો બહોળો અનુભવ, અને પરમાત્માની પૂર્ણ કૃપાએ સ્વતંત્ર વ્યાપારમાં ઉત્તરોત્તર સારો લાભ મળવા લાગ્યો.

સંવત્ ૧૯૫૩ માં પોતાની ૨૪ વર્ષની ઉમરે શેઠ ખેરાજભાઈનાં લગ્ન પોરબંદર તાબે મોકલ ગામમાં શેઠ ત્રીકમજી અમરસીની પુત્રી જમનાબાઈ સાથે થયાં. આ બાઇ સંસ્કારી અને પતિભક્તિપરાયણા હોવાથી તેમનો ગૃહસ્થાશ્રમ સુખી નિવડયો છે.

શેઠ ખેરાજભાઈ નોકરીમાં હતા ત્યારથી જ પોતાના નાનાભાઇ જીવણદાસને તેમણે મુંબઇ બોલાવી લીધા હતા. જેઓ એક ચતુર, વ્યવહારકુશળ તથા બહોળા અનુભવથી ખરી વ્યાપારીકળા જાણનારા બન્યા છે. શેઠ ખેરાજભાઇનું ભાગ્ય પ્રતિદિન ખીલતું ગયું અને ઉત્તરોત્તર સારો લાભ મળવા લાગ્યો, ત્યાર પછી પાંડુરંગ ઇજનેર નામના એક દક્ષિણી ગૃહસ્થે શાહબાદની ખાણની એજન્સી લીધી પણ તેને વ્યાપારનો ઉંડો અનુભવ ન હોવાથી શેઠ ખેરાજભાઇને ભાગમાં જોડાવા આગ્રહ કર્યો. અકસ્માત્ મળી આવતા આવા લાભોને ખેરાજભાઇએ પ્રભુકૃપા સમજી અને નિષ્કપટ હૃદયથી તેમની સાથે જોડાયા. જેવું પોતાનું હૃદય શુદ્ધ હતું તેવો જ લાભ તેમને આમાં પણ મળ્યો. બચપણમાં કરેલી તપશ્ચર્યા ફલિભૂત થવાનો આ યોગ્ય અવસર હતો. આ એજન્સી છુટી જતાં ભાગીદારીમાંથી છુટા થયા અને બન્ને ભાઇઓ સંવત ૧૯૬૧ ની સાલથી 'ખેરાજ ઓધાભાઇ એન્ડ બ્રધર્સ'ના નામથી વ્યાપાર કરવા લાગ્યા. બેઉ ભાઇઓના એકત્ર મિલનથી

આ ધંધામાં ઠીક ફતેહ મળી. સંવત્ ૧૯૬૬માં નાનાભાઇ જીવણદાસ જુદા થયા, ત્યાર પછી ખેરાજભાઇ રાવ સાહેબ માનાજી રાજુજી જેઓ એક દક્ષિણી શ્રીમંત ગૃહસ્થ છે અને ઇમારતી કામના મોટા માહિતગાર છે તેમની સાથે નિઝામ સ્ટેટમાં આવેલા તાંદુર ગામમાં પત્થરની ખાણોની ભાગીદારીમાં જોડાયા. જે અદ્યાપિ પર્યન્ત ચાલુ છે. ઈશ્વરી કૃપાના પૂર્ણ પ્રભાવે તેમાં પણ તેઓને સારો લાભ મળ્યો. પોરબંદરમાં ભોજેશ્વર પ્લોટમાં જગ્યા લઈ તેમણે રહેવા માટે ઘણા સગવડવાળાં ઘર બનાવ્યાં છે. પ્રમાણિકતા, સત્યનિષ્ઠતા અને ઉત્તમચારિત્ર્ય એ તેમના જીવનપ્રગતિના મુખ્ય પાયા છે.

શેઠ ખેરાજભાઈના ઘરમાં જુઓ તો ગીતા, રામાયણ, વિવેકાનંદ, રામતીર્થ કે એવાં જ ધાર્મિક પુસ્તકો નજરે પડશે. તેમના બિછાનામાં પણ શ્રીમદ્ભગવદ્ગીતાનું જ અવલોકન કરશો. પાઠ પૂજન અને ઇશ્વર સ્મરણ અનન્ય ભાવથી તેઓશ્રી હંમેશાં કરે છે. કુટુમ્બમાં ધાર્મિક સંસ્કારોની અભિવૃદ્ધિ કરવા માટે તેઓશ્રીએ એક સારા શાસ્ત્રીજીની વ્યવસ્થા કરી રાખી છે; કે જેથી હંમેશાં ઘરના સર્વ મનુષ્યો શાસ્ત્રીય કથાઓ સાંભળે અને યોગ્ય આચારવિચારવાળાં થાય.

પ્રભુ કૃપાથી પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો સદ્વ્યય કરતાં પણ તેઓશ્રી જાણે છે. બાલ્યાવસ્થામાં અનુભવેલી ગરીબ સ્થિતિને હજી ભૂલ્યા નથી એટલું જ નહિ, પણ ગાય અને મુંગા પ્રાણીઓમાં પણ પોતાના આત્માની ઝાંખી જુએ છે. કોઇપણ ગરીબ અને દુઃખી માણસને ગુપ્તરીતે સહાય આપવાની પોતાની ફરજ સમજે છે; તેમજ વિદ્વાનોનો સત્કાર કરવામાં પોતાનું ગૌરવ સમજે છે. કોઇને અન્યાય થતો દેખી તેમનું મન ભારે દુઃખાય છે, દરેક સત્ય બાબતને તેઓ વળગી રહે છે, તેમની અડગ નિષ્ઠા અદ્વિતિય છે. સજ્જન સ્નેહીઓના મંડળમાં પોતાના આનંદી માયાળુ અને મિલનસાર સ્વભાવથી સર્વને તેમના સમાગમથી અધિક આનંદ થાય છે. તેમના સાંસારિક વિચારો કાળની પ્રગતિને અનુસરતા છે. તેમજ સ્વદેશીના તેઓ સંપૂર્ણ ચાહનારા છે.

શેઠ ખેરાજભાઇને એક પુત્ર અને બે પુત્રીઓ, એમ ત્રણ સંતાનો છે. પુત્રનું નામ જમનાદાસભાઇ કે જેઓ સ્વભાવે શાન્ત અને આજ્ઞાધારક છે. જમનાદાસભાઇએ અંગ્રેજી છ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે અને હાલ પિતાશ્રીની વ્યાપારપ્રવૃતિમાં જોડાયા છે.

શેઠ ખેરાજભાઈની તબીયત હાલમાં મુંબઈમાં બરાબર રહેતી ન હોવાથી ઘણું ખરૂં તેઓ પોરબંદરમાં જ કુટુમ્બસહિત વસે છે. સ્વજ્ઞાતિ માટે તેઓને ઘણું અભિમાન અને ગૌરવ છે, તેઓશ્રીએ કાંઈ પણ ફળની આશા સિવાય કરેલી સખાવતો ગુપ્ત રહેલી છે. તેઓ એમ જ સમજે છે કે સખાવતોને પ્રસિદ્ધિમાં લાવવાથી કીર્તિરૂપ બોજો વધે છે. પ્રભુ ' આવા સજ્જન આત્માને દીર્ઘાયુષ્ય આપી તેમને હાથે અનેક જનહિતનાં કામો કરાવવા પ્રેરણા કરો એ ઇચ્છીએ.

# શેઠ કાકુભાઇ નરસિંહદાસ (અમદાવાદ)



વ

ર્તમાન યુગમાં પશ્ચિમી કેળવણીના પ્રતાપે માનવજીવનમાં ધર્મનું તત્વ ઓછું થતું જાય છે. ધર્મ નીતિની કેળવણી બાળકોને બાળવયમાંથી જ આપવાને બદલે નકલી દંભ ભરેલી કેળવણી અપાઇ રહી છે. આવા સંક્રાન્તિ યુગમાં આદર્શ પુરૂષોનાં જીવન જનતાને ઉપયોગી થઈ પડે છે. ધર્મના આદર્શો વગરનું જીવન કાષ્ટની પ્રતિમા સમાન કહ્યું છે. તેથી એક ધર્મપ્રાણ કુટુમ્બમાં જન્મેલા શેઠ કાકુભાઇની જીવન ઘટનાઓ અહીં આલેખવી ઉપયોગની થશે.

શેઠ કાકુભાઇનો જન્મ લગભગ સંવત ૧૯૩૧ ની સાલમાં થયો હતો. એમના પિતા નરસિંહદાસ ધર્મજીજ્ઞાસુવૃત્તિવાળા અને સત્યગ્રાહક પુરૂષ હતા. બાળક એ માબાપના સારા માઠા ગુણોની પ્રતિકૃત્તિ છે, આ નિયમાનુસાર શેઠ કાકુભાઇ તથા એમના ભાઇઓમાં જે જે ઉમદા ગુણો આજે દીસી આવે છે તે એમના પ્રભુભક્ત માતાપિતાના જીવનમાંથી મળેલો વારસો છે.

કાકુભાઇનાં મમતાળુ માતા એમને નાની વયના છોડી સ્વર્ગવાસી થયાં હતાં. એટલે માતૃવાતસલ્ય સ્નેહનો લ્હાવો તેઓ લઈ શકયા નહોતા.

એમના વડીલો પ્રથમ ગુજરાતમાં વારાહી સ્ટેટમાં કારભારૂં કરતા હતા. સંવત ૧૮૬૯ ની સાલમાં સિંધી ઇસમાઇલખાને આ સંસ્થાન પર ચડાઈ કરી તે લઇ લીધું ને ત્યાંના કારભારીઓને પણ લૂંટી લઇ જેલમાં નાંખ્યા; પરંતુ પછીથી પરાજયી ઠાકોરે પોતાના સાસરાંનો આશ્રય લઇ વિજેતાઓને રંજાડયા. એટલે આખરે સલાહ થઈ; પણ કારભારીઓની લૂંટેલી મિલ્કત પાછી ન મળી. ત્યારથી ચરિત્રનાયકના વડીલોએ વારાહી છોડયું ને વાસણામાં નિવાસ કર્યો. જાતમહેનત, અને બુદ્ધિચાતુર્યતાથી ચંચળ પુરૂષો ગમે ત્યાં જાય પણ યોગ્ય પ્રવૃત્તિ શોધી પોતાના જીવનને ઉન્નત પથે દોરી શકે છેઃ એ કથન સત્ય છે.

વારાહી છોડયા પછી વાસણામાં આવીને આ કુટુમ્બે પણ વખત જતાં કમીશન એજન્ટ તથા વ્યાજવટાવનો ધંધો કરી સારો લાભ મેળવ્યો.

કાકુભાઇના એક સહોદરભાઈ ત્રિભુવનદાસ પિતાની હયાતીમાં જ જુદા થઈ હાલ વાસણામાં વ્યાપારવ્યવસાય ચલાવી રહ્યા છે.

તેમની માતુશ્રીના દેહાન્ત પછી પિતા નરસિંહભાઇએ બીજીવાર લગ્ન કરેલું હતું. તે બીજીવારનાં પત્નીથી ત્રણ પુત્રો થયા હતા. તેમના નામ લાલભાઈ, રણછોડદાસ અને તુલસીદાસ.

આ ત્રણે નાના ભાઇઓનો હાથ ચરિત્રનાયકને સોંપી કરી પિતાશ્રી નરસિંહભાઈ સંવત ૧૯૫૮ માં સ્વર્ગે સંચર્યા. કુટુમ્બવત્સલ કાકુભાઈ ઉપર કર્ત્તવ્યનો સર્વ બોજો આવી પડતાં ગભરાઈ નહિ જતાં સર્વ ફરજો સરસ રીતે અદા કરી છે. ત્રણે નાના ભાઇઓએ યોગ્ય કેળવણી આપી લગ્ન પણ કરી આપ્યાં. એમાં એમણે પિતાના વાત્સલ્યની ખોટ

જણાવા દીધી ન હતી. ચરિત્રનાયકનાં પત્ની પણ સહનશીલ, પ્રેમાળ અને દિયરોને પુત્ર સમાન ગણનારાં આદર્શ ગૃહિણી છે.

કાકુભાઈએ પિતાના નામે વાસણામાં એક સદાવ્રત દેવાનું ચાલુ રાખ્યું છે. તથા સાધુ સંતને ઉતરવા માટે એક બંગલો બંધાવી આપ્યો છે. આ સદાવ્રતને એક ખેતર અર્પણ કરવામાં આવ્યું છે: જેની ઉપજમાંથી સદાવ્રતનું ખરચ ચાલુ રહે એવી વ્યવસ્થા છે.

એમનાં એક વિધવા બ્હેન ઉજમબાઈ ૧૩ વર્ષ થયા પોતાને ત્યાં છે. તેમની પુત્રીનાં લગ્ન પણ પોતે કરાવી આપી બ્હેનના નિભાવ માટે રૂ. ૭૦૦૦) નો શેર લઈ જેના વ્યાજમાંથી બ્હેનનું પોષણ થતું રહે તેવી દીર્ઘદર્શી વ્યવસ્થા કરેલી છે. કાકુભાઈની કુટુમ્બ વત્સલતાનો આ ઉલ્લેખ કર્યા પછી તેમની ધર્મમય વૃત્તિ પણ અવલોકવા જેવી છે.

મહીકાંઠા પ્રદેશના લોહાણાબંધુઓ શેરખીના મહંતને ગુરૂ માને છે: તેમ દસક્રોસી પ્રદેશના લોહાણા ભાઈઓ વારાહીના મહંતને ગુરૂ માને છે. શેઠ કાકુભાઈ સ્વામીશ્રી પરમહંસ જાનકીદાસજી, ગુજરાતમાં એક પ્રસિદ્ધ સન્યાસી મહાત્મા થઈ ગયા છે એમને ગુરૂ તરિકે માનતા હતા. આ પરમહંસ સ્વામીને રહેવા માટે વાસણામાં એક બંગલો તેઓએ બંધાવી આપ્યો હતો અને એમનું કુટુમ્બ એ સન્યાસી મહાત્મા પાસેથી ધર્મબોધ ગ્રહણ કરતું હતું. આ પરમહંસ સ્વામી જાનકીદાસજી નડીયાદમાં સમાધિસ્થ થયા: તેમની પાછળ તેમની સમાધિના સ્થાને શેઠ કાકુભાઈએ શ્રીમદ્ ભાગવત્ સપ્તાહ તથા મહારૂદ્રયાગ કર્યો. અને તેમાં છૂટે હાથે રૂ. ૬૦૦૦) ના ખરચ કરી ગુરૂપ્રતિની ઉમદા ભક્તિ પૂરવાર કરી આપી છે. અત્યારે પણ હંમેશાં સ્વ. બ્રહ્મનિષ્ઠ ગુરૂ જાનકીદાસજીની છબી રાખી કુટુમ્બના સર્વ માણસો સાથે બેસી ગુરૂજીની પ્રતિમાનું પૂજન અર્ચન કરી આરતી ઉતારી ભજન કીર્તન કરે છે. જોનારને આ ધર્મજીજ્ઞાસુ કુટુમ્બનો આદર્શ આશ્ચર્યચકિત કરે છે. પછી બાળકો વડીલોને વન્દન કરી સૌ સૌના કાર્યમાં લાગે છે. ગુરૂજી માટે બંધાવેલો બંગલો આજે અન્ય વિદ્વાન મહાત્માઓના નિવાસાર્થે ઉપયોગમાં આવે છે. આ કુટુમ્બનો અતિથિ-સત્કાર અજબ છે.

કાકુભાઈએ વાસણા ઉપરાંત અમદાવાદમાં પણ શરાફી અને કમીશન એજન્ટનો વ્યાપાર વ્યવસાય સુંદર રીતે ખીલવ્યો છે. પોતે મુખ્ય કરીને હવે અમદાવાદમાં રહે છે. વ્યાપારમાં ન્યાયવૃત્તિ અને પ્રમાણિકતા માટે એમની છાપ પડે છે.

કુટુબ ઘરોબા વધવાથી પોતાનો ચોથો ભાગ લઇ પોતે ત્રણ નાના ભાઇઓથી કેટલોક સમય થયા જુદા થયા છે. અને જુદા થયા પછી વ્યાપારક્ષેત્રને બહુ વિકસિત કર્યું છે.

ત્રણે ભાઇઓ લાલભાઇ, રણછોડદાસ તથા તુલસીદાસ અત્યારે એકસાથે રહી સંયુકત કુટુમ્બપ્રથા સાચવી રહ્યા છે. શ્રીયુત લાલભાઇ નિરાભિમાની અને પ્રેમાળ સજ્જન છે. એમની કુટુમ્બવત્સલતા પણ ભારે પ્રશંસનિય છે. એમનો સ્વભાવ શાન્ત અને મિલનસાર છે. મોટાભાઈ કાકુભાઇથી જુદા થયા પછી ત્રણે ભાઇઓ સાથે રહી ઉત્તમ પ્રકારે સંયુકત કુટુંબની આદર્શ ભાવનાને જાળવી રહ્યા છે.

કાકા માલજીભાઈના પુત્ર સોમચંદને પોતે પોતાના વ્યવસાયમાં જોડી દઈ વાસણામાં રાખેલા છે. તેઓ ભાઇઓ પણ વાસણા તથા અમદાવાદમાં શરાફી તથા કમીશન એજન્ટનું બીઝનેસ સુંદર રીતે ચલાવી રહ્યા છે વાસણાનિવાસી પ્રજા શેઠ લાલભાઇની ન્યાયપરાયણવૃત્તિ ઉપર મુગ્ધ છે.

સાધુ સંન્યાસીની સેવા એ તો આ કુટુમ્બનો એક જાણે વારસો છે. શ્રીયુત લાલભાઇએ પણ સ્વામીશ્રી નિત્યાનંદજી દેવ થયા તે પાછળ સારા ખરચે ડભૌ ગામમાં યજ્ઞ કરી પોતાની ગુરૂભકિત દર્શાવી છે.

ગુરૂ **જા**નકીદાસજીની સંવત્સરી ઉજવવામાં સપ્તાહ પારાયણ બેસાડી જમણ આપવામાં રૂા. ૩૦૦૦) નું ખરચ **વા**સણામાં કર્યું હતુ. આ રીતનાં શ્રીયુત લાલભાઇનાં અનેક પરોપકારી કાર્યો છે. પરંતુ તેઓમાંના લગભગ ઘણાંખરાં ગુપ્ત રહેલાં છે. તેઓની સખાવતો જમણે હાથે દીધેલી ડાબો હાથ જાણે નહિ એવી જ બધી હોવાથી અમને તેની માહિતી ન મળી શકે એ સ્વાભાવિક છે.

શ્રીયુત લાલભાઇશેઠના ૧૫ વર્ષની વયના પુત્ર નારાયણદાસ હાલ મેટ્રીક કલાસમાં અભ્યાસ કરે છે; જે પણ ભવિષ્યમાં સારી આશા આપનાર જણાય છે. બીજા ભાઇઓ **ર**ણછોડદાસ તથા નાના **તુ**લસીદાસ પણ એવા જ નિરાભિમાની નમ્ર અને મળતાવડા સ્વભાવના છે.

**મ**હીરેવા પ્રદેશમાં **શે**રખી, **દ**હેવાણ, **મુ**જપુર, અને કાનમ એ ચાર વિભાગને જેમ મહીરેવા કહેવાય છે; તેમ દસક્રોસી પ્રદેશમાં પણ **ચ**રોતર, **દ**હેગામ, **હં**ઢાઈ અને દસક્રોસી એ ચાર વિભાગ 'દસક્રોસી પંચ' ને નામે ઓળખાય છે. આ પંચના પ્રતિષ્ઠિત શેઠોમાંના **કા**કુભાઇ પણ એક શેઠ છે. સર્વ જ્ઞાતિભાઇઓમા એમના બોલનું વજન પડે છે. પંચના કેસાનો યોગ્ય ન્યાય મળે એ વિષયમાં તેઓ બહુ સાવધાન રહે છે. એમનો ગૃહસ્થાશ્રમ સંતાષભર્યો છે. પ્રભુએ કૃપા કરી બે પુત્ર રત્નો આપેલાં છે. તેમના નામ, **મ**ણીલાલ તથા નાનાનું નામ **મં**ગલદાસ છે. આ બન્ને પુત્રો પણ પિતાના જેવા જ શાન્ત અને નમ્ર છે. ભાઇ **મ**ણીલાલને પાંચ અંગ્રેજી સુધી અભ્યાસ કરાવી પોતાના વ્યાપાર વ્યવસાયમાં જોડેલા છે. અને નાના મંગળદાસને પણ અગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરાવી ચાલુ બીઝનેસમાં લગાડ્યા છે.

ચરિત્રનાયક અનેક જ્ઞાતિભાઇઓને ધંધે લગાડ્યા છે. નિરાધાર વિધવા બ્હેનોને ગુપ્ત સહાય આપેલી છે. જ્ઞાતિના દરેક કામમાં પોતે તન મન ધનથી મદદ કરે છે. મહીરેવા બોર્ડીંગના તેઓ સભ્ય છે.

અંધ કાકા **માલજી મૂળજી** ભગતની હયાતી દરમ્યાન શેઠ **કા**કુભાઇએ દસક્રોસી પંચને જમણ આપી થાળીઓનું લ્હાણું કરવામાં રૂા. ૩૦૦૦ ) નુ ખરચ કરી કાકા **પ્ર**તિની અનન્ય પ્રેમભક્તિ પૂરવાર કરી આપી હતી. આ કુટુંબસેવાનો પાઠ સૌને અનુકરણીય છે.

ચરિત્રનાયક પોતાના બ્હોળા વ્યાપાર વ્યવસાયમાં ખાસ કરીને જ્ઞાતિભાઇઓને જ નોકરી રાખે છે. **કા**કુભાઈનું નામ ગુજરાત તેમજ મુંબઇમાં એક પ્રતિષ્ઠિત સજ્જન તરિકે જાણીતું છે.

ભાગ્યવશાત્ લક્ષ્મી મળે, સત્તા મળે, પણ તેનો સારો ઉપયોગ થાય ત્યારે જ તેનું સારાપણું નક્કી થાય. સારો ઉપયોગ કરવા માટે સંસ્કારો જોઇએ જે સર્વ સસ્કારો શેઠ કાકુભાઈના આખા કુટુંમ્બમાં છે.

પ્રભુ એમને તથા એમના ગુણમૂર્તિ ભાઇઓ તથા એમના પરિવારને અખંડારોગ્ય બક્ષી એઓના હાથે અધિકાધિક જનહિતનાં કાર્યો કરાવે એજ અભ્યર્થના.



# શ્રીયુત ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી (પોરબંદર)



આરબ્ધ યોગે મનુષ્યને કુબેરભંડારીના જેટલું ધન અને ઇન્દ્રરાજાના જેટલો વૈભવ મળે છતાંયે તેમાં અપૂર્ણતા જણાયા વિના રહેતી નથી. ગમે તે સ્થિતિમાં પણ ધાર્મિકજીવન જ આનંદ ભર્યું લાગે છે. ધર્મ ભૂલેલી પ્રજાને સન્માર્ગે વાળવા માટે સદાચરણી પુરૂષોના જીવન-ચરિત્રો આશીર્વાદ રૂપ થઇ પડે છે. શ્રીયુત ગોવિંદજીભાઇનું જીવન કોઇ એવી જ ધર્મમય ઘટનાઓથી ઓપી રહ્યું હોવાથી અહીં આપવું ઉપયોગી થશે.

ગોવિંદજીભાઇનો જન્મ સં. ૧૯૨૧ માં પોરબંદરમાં થયો હતો. એમનાં સદ્વૃત્તિવાળાં માતાપિતાએ બાળકોમાં પ્રથમથી જ ધર્મના સંસ્કારો ભર્યા હતા. અમારા ધર્મપ્રાણ આર્યાવર્તમાં પ્રાચીન કાળે ઘેર ઘેર ધર્મનાં ગુંજન હતાં, જ્યારે આજે ગણ્યાં ગાંઠયાં ગૃહમંદિરો એવાં રહ્યાં છે. પવિત્ર વાતાવરણમાં પોષાઈ ગોવિંદજીભાઇ નાનપણથી જ બહુ ચમત્કારિક બુદ્ધિવાળા જણાતા હતા અને ભવિષ્યમાં ઉત્તમ શહેરી થશે એવી આશા આપતા હતા. વડીલોનું મૂળ વતન જુનાગઢ તાબે કુતિયાણા ગામમાં હતું. પણ ચાર છ પેઢી પહેલાં તેઓ પોરબંદરમાં આવી રહ્યા હતા. ચરિત્રનાયકના પિતાએ ગાંધિયાણાની દુકાન કરી હતી. જેમાંથી કુટુંબપોષણ જેટલું મેળવી આબરૂસર વ્યવહાર ચલાવતા હતા.

ગોવિંદજીભાઇને બીજા ચાર સહોદર ભાઇઓમાં બે મોટા ભાઇઓ સ્વર્ગવાસી થયા છે. હાલ વિદ્યમાન ત્રણે ભાઇઓ ધર્મમય જીવન જીવી રહ્યા છે.

ભાઇ લાલજીભાઇ પિતાનું બીઝનેસ આગળ ખીલવી રહ્યા છે અને છેક નાનાભાઈ હરિદાસભાઇ સ્ટેટ કોર્ટમાં વકીલાત કરે છે.

ગોવિંદજીભાઇએ જેટલા પ્રમાણમાં જીવન પ્રગતિ કરી છે તેટલા પ્રમાણમાં ભણેલા ઓછું છે; છતાં બહુ ભણેલાને પણ શીખવી શકે તેવા છે! તેઓએ ફક્ત પાંચ ગુજરાતી અને ત્રણ અંગ્રેજી શીખી અભ્યાસ પૂરો કર્યો. પછી આશાઓ અને ઇચ્છાઓમાં ડોલતી અવસ્થા કે જેને વિદ્વાનો આત્મમંથન કાળ કહે છે તેમાં પોતે દિનપ્રતિદિન આગળ વધવાની ઉમેદ રાખી ને કામ કરવા માંડયું. ૧૮ વર્ષની વયે પોતે વકીલાતની સનદ મેળવી અને એ કામ શરૂ કર્યું. સાથે સંસ્કૃત અને અંગ્રેજી અભ્યાસ પણ જારી રાખ્યો. આ વખતે અંગ્રેજી વકીલ સ્ટેટમાં કોઇ હતો નહિ તેથી ચરિત્રનાયકની ભાગ્યરેખા ચમકી. એમ ખંત, જાતમહેનત તેમજ પ્રમાણિકતાથી આર્થીક સ્થિતિ પણ ઠીક સુધારી લીધી. થોડો સમય પોતે માંગરોલ સ્ટેટમાં દિવાન તરીકે અને બીલખામાં કામદાર તરીકે પણ કામ કર્યું હતું. પોરબંદરમાં તો ખાસ પ્રજાના માનવંતા વકીલ ગોવિંદજીભાઈ થઈ રહ્યા હોય એમ જણાય છે.

ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ છે. તેઓ પાંચ પુત્રોના પિતા છે. આ પાંચે પુત્રોને જમાનાને લાયક ઉચ્ચ કેળવણી આપી છે. કોઈ હાઇ કોર્ટ પ્લીડરનો, સોલીસીટરનો, ઇન્જીનીયરીંગનો અને વ્યાપારી લાઇનનો એમ અભ્યાસ કરી રહ્યા છે. પસંદ કરેલી લાઈનમાં સારામાં સારી રીતે પ્રવીણ થવા આ સુપુત્રો મથી રહ્યા છે. તેઓ પાંચે જણુ સંસ્કારી છે અને આદર્શ શહેરી તરિકેની આશા આપી રહ્યા છે.

ચરિત્રનાયકનાં જીવનને જો કાઇ વધુ શોભાવનાર હોય તો તે એમની ધાર્મિક વૃત્તિ જ છે. શ્રી. નથુરામ શર્માને પોતે ગુરૂ માને છે. આર્યકુટુંબને છાજે તેવી રીતે આ આખું કુટુંબ નિત્યકર્મ કર્યા પછી અન્ય પ્રવૃત્તિ કરે છે. ગોવિંદજીભાઇ સંધ્યોપાસના પ્રાતઃસાયં બન્ને વખત કર્યા પછી જ જળ સુદ્ધાં ગ્રહણ કરે છે. મુસાફરીમાં પણ આ નિયમ પોતે સાચવી શકે છે. ધાર્મિક ગ્રંથોનું જ એમનું મુખ્ય વાંચન છે. આવી આત્મકલ્યાણની ભાવના અન્યમાં પણ પ્રસરે એવા હેતુથી ગુરૂશ્રી નથુરામ શર્મા કૃત સંધ્યોપાસનાદિનાં પુસ્તકો છપાવી વિના મૂલ્યે વહેંચ્યાં છે. ઉપરાંત વેદાન્ત દર્શન ‘ભગવદ્‌ગીતા’ સુવિચાર ચંદ્રિકા ‘શ્રી પરમપદ બોધિની’ ઉપનિષદાર્થ પ્રકાશિકા’ વગેરે પુસ્તકો—સદ્‌ગુરૂની કૃત્તિઓ છપાવી જુજ કિમ્મતે તેઓ વહેંચે છે. આત્મકલ્યાણ ઇચ્છિનાર સુસંસ્કારી આત્મા માત્ર પોતાનું જ કલ્યાણ કરવામાં આનંદ માનતા નથી; પણ અન્યને પણ ધર્મપ્રાણ બનાવી આવા પુસ્તકોદ્વારા કલ્યાણ કરવા પ્રેરાય છે. “ધર્મવિહોણા શ્વાસ ભરવા તે રાખમાં ઘી હોમવા બરાબર છે, અને ધર્મવિહોણું માનવી તે માનવ નામને યોગ્ય નથી” એમ પોતે ઘણીવાર કહે છે.

ગુરૂશ્રીને માટે એક ભવ્ય આશ્રમ પોરબંદરમાં પોતે બંધાવી આપ્યું છે. જેનું નામ આનંદાશ્રમ રાખેલું છે. સાધુ સંતો માટે પોતાના ભાણેજ કરશનદાસ વીસનજી સાથે મળી શ્રી કૃષ્ણ ધર્મશાળા પણ પોરબંદરમાં બંધાવી છે. ત્યાંની યજુર્વેદ પાઠશાળામાં કેટલાક વિદ્યાર્થીઓ વેદાભ્યાસ કરે છે, તેઓની દેખરેખ રાખવાનું કામ ગોવિંદજીભાઈનું છે. આવી આવી બીજી અનેક ધાર્મિક વૃત્તિઓની કદર કરી શ્રી સનાતન ધર્મસભાએ “ધર્મ વિનોદ” નામનો માનવંતો ઇલ્કાબ એમને આપ્યો છે. ધર્મના કામમાં પોતાનાં તન મન ધનથી બનતો ફાળો આપવામાં ગોવિંદજીભાઇ પોતાને ધન્ય માને છે. સુદામાજીની વ્યવસ્થાપક કમિટિના પણ તેઓ સભ્ય છે. ધર્માભિમાન જોડે સ્વજ્ઞાત્યાભિમાનનું સ્થાન પણ એમના હૃદયમાં છે. જ્ઞાતિની દરેક પરિષદોમાં ઉમંગથી ભાગ લઇ શકય સુધારાઓ માટે પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ આપવા ઉપરાંત આર્થિક સહાય આપવાનું પણ ભૂલ્યા નથી. અત્યારે લોહાણા સૃષ્ટિમાં ગોવિંદજીભાઈ એક પ્રતિષ્ઠિત સજ્જન તરીકે ઓળખાય છે. પોરબંદર લોહાણા મિત્રમંડળના પ્રમુખ છે. જ્ઞાતિગૌરવનો એમના જીવનમાંથી એકાદો દાખલો અત્રે આપવો ઠીક થશે.

પોરબંદરમાં નાગર બ્રાહ્મણો શુદ્ર લોકોમાં લોહાણાઓની ગણના કરતા હતા; આવું જાણી ગોવિંદજીભાઇએ શાસ્ત્રીઓની સભા મેળવી લોહાણા ક્ષત્રિયો જ છે એવું સિદ્ધ કરાવ્યું. બાદ સં. ૧૯૪૦ ની સાલમાં ક્ષત્રિયોચિત ગાયત્રી પુરશ્ચરણ કરાવી લોહાણાઓ સૂર્યવંશી ક્ષત્રિયો છે એવું બતાવી આપ્યું. પોતાના પુત્રો વાસુદેવ તથા આણંદલાલને યજ્ઞોપવિત આપતી વેળા સં. ૧૯૬૮ ની સાલમાં તેઓએ મહારૂદ્ર યજ્ઞ કરાવ્યો હતો. ગોવિંદજીભાઇ ધર્મલોભી છે

તેટલા ધનલોભી નથી એમ કહેવાય છે. એમની નિસ્પૃહી ભાવનાનો પણ એકાદો દાખલો અહીં આપવો ઠીક થઈ પડશે.

ચરિત્રનાયકના સસરા શેઠ કેશવજી મૂળજી કરાચીમા આબરૂદાર વ્યાપારી હતા. તેઓ અપુત્ર ગુજરી જવાથી રૂા. ૨૦૦૦૦) નો વારસો ગોવિંદજીભાઇને મળ્યો પણ તેમાં નહિ લોભાતાં તેનો ઉપયોગ પોતે ધર્માદામાં કર્યો. આના કરતાં એમનાં ઉચ્ચ હૃદયનો વધુ પુરાવો શું હોઇ શકે ? પોતે સ્વભાવે બહુ જ નમ્ર, પ્રેમાળ અને આનંદી છે. પિતાશ્રી ડાહ્યાભાઇ સં. ૧૯૫૯ માં અને માતુશ્રી અમ્રતબાઈ પુત્રોની પૂર્ણ ઉન્નતિ જોયા પછી સં. ૧૯૭૩ માં દેવલોક પામ્યાં હતાં.

આ ચરિત્રનાયક માનવ આત્માઓના જેવા શુભેચ્છક છે; તેવા જ અવાચક પ્રાણીઓના પણ છે. પોરબંદરમાં ગોકૃપ્યાદિ સભા સ્થાપી, તેમને મોટી રકમનું ફંડ કરી આપી ખરે વખતે હજારો મુંગા પ્રાણીઓને ભુખમરામાંથી બચાવી પોતાની ભલી લાગણી દર્શાવી આપી છે. એમના પ્રગતિમય જીવનનું એક કારણ એમની નિયમિતતા છે. ધાર્મિક અને વ્યાવહારિક દરેક કામ પોતે યંત્રની જેમ નિયમિત રીતે કરે છે. અવ્યવસ્થા અને અનિયમિતતાને અધોગતિ માની સદાય અળગા રહે છે. પોરબંદર સહાયક સભાના મેમ્બર છે. તેઓ ભલા અને સહૃદયી સજ્જન પુરૂષ છે. જમાનાને ઓળખી વર્તનારા છે. સાહિત્યસેવકોનો સારો સત્કાર કરે છે. અતિથિસત્કાર આ કુટુંબમાં ઉત્તમ પ્રકારનો જોવામાં આવે છે. જગન્નિયંતા એમને તથા એઓના પાંચે પુત્રરત્નોને દીર્ઘાયુષી બનાવી અનેક ઉમદા કામો એઓના હાથે કરાવે એવું ઇચ્છીશું.



# શેઠ હંસરાજભાઈ કીરપાળ (કરાચી)



જગતની જે જે માનવ વ્યક્તિઓનાં આદર્શ જીવન ઇતિહાસને અમ્મર પાને નોંધાયાં છે. તેમાંની ઘણી વ્યક્તિઓ ગરીબીમાંથી આગળ વધી ઉચ્ચગામી થયેલી દીસે છે. નહિ તેવો સહવાસ, નહિ સાધન કે નહિ વાતાવરણ છતાં કોઇએ નહિ ધારેલી તેવી શીલ્પકળામાં કેવી રીતે પારાંગત થવાયું એ જાણવા માટે આપણે શેઠ હંસરાજભાઇનું તથા એમના ચમત્કારિક સુપુત્રનું જીવન જોવા જેવું છે.

શેઠ હંસરાજભાઇનો જન્મ સંવત ૧૯૦૯માં થયો હતો. એમનાં સાદાં નિરાભિમાની માતા બહુજ દયાળુ, મમતાળુ અને પ્રેમની પ્રતિમારૂપ હતાં. બાળકોને નીતિમાન, એક વચની અને દૃઢ મનોબળયુક્ત, સ્વાશ્રયી બનાવવાની સદાય કાળજી રાખતાં.

ચરિત્રનાયકના વડીલો કચ્છ–તેરાના વતની હતા. પણ કરાચી બંદર જ્યારે **મીર**ના હાથમાંથી અંગ્રેજના હાથમાં આવ્યું ત્યારે તે વ્યાપારનું વિસ્તૃત ક્ષેત્ર બન્યું. અને આ વખતે વ્યાપારકુશળ કચ્છી પ્રજાનો પ્રવાહ આ બાજુ વળ્યો. આ રીતે હંસરાજભાઇના પિતાશ્રી પણ ૮૦ વર્ષ પહેલાં પ્રથમ કરાચીમાં આવેલા. અને નીતિ ખંત અને ઉદ્યોગ-શીલતાથી પરચુરણ કામગીરી શોધી કાઢી, સાદાઇથી જીવન વ્યતિત કરવા લાગ્યા. બાળક હંસરાજભાઈ અને બીજા બે સુપુત્રોને સંસ્કારી બનાવવાની કાળજી રાખવા લાગ્યા. કેળવણીની આ વખતે જોઇતી સગવડ નહિ હોવાથી રા. હંસરાજભાઇએ ખપજોગું ગુજરાતી શીખી જીવનસંગ્રામમાં ઝુકાવ્યું હતું. પોતે ગાડીવાન તરીકે ઉદ્યમથી, મુકાદમ તરીકે ડહાપણથી અને વ્યાપારી તરીકે સાહસથી કેવી રીતે યશસ્વી થઇ શકયા તે આપણે હવે જોઇએ.

ભણતર છોડી પ્રથમ પોતે ગાડી હાંકવાનું કામ હાથમાં લીધું. કચ્છી પ્રજા ગમે તેવા પણ સ્વતંત્ર કામમાં કદી નાનમ માનનારી નથી. પોતાનું ભવિષ્ય માસિક વેતનથી વેચી ગુલામીમાં રહી પકવાન ખાવા કરતાં કોઇપણ સ્વતંત્ર ધંધામાંથી મીઠું ને રોટલો ખાઇને વધુ ગૌરવશાળી રહે છે. મ. ગાંધીજી પોતાને ખેડુત તરીકે ઓળખાવવામાં ન્હાનમ નથી માનતા, કૃષ્ણ ભગવાને અર્જુનની ગાડી (રથ) હાંકવામાં નાનમ ન માની; તેમ આ ચરિ-ત્રનાયકે શરૂઆતમાં ગાડી હાંકી. ત્યાર પછી પોતાની આવડતના બળે પોતે મુકાદમ થયા અને બુદ્ધિચાતુર્યથી ઘણા આગળ વધ્યા પછી કોન્ટ્રાકટરની લાઇન હાથમાં લીધી. આ પ્રમાણે ઉદ્યોગપરાયણ હંસરાજભાઇ ઉત્તરોત્તર પ્રગતિ કરતા ગયા.

સાદાઇનો સુંદર ગુણ તો તેમને વારસામાં મળ્યો છે. ધાર્મિક ભાવના જન્મભૂમિ

નારાયણસરે તેમની રગેરગમાં રેડી છે. તેમજ શાસ્ત્રશ્રદ્ધા, ગરીબો પ્રત્યે દયા અને સ્વજ્ઞાતિહિતની ભાવના એ પૂણ્યમયી માતા તરફથી મળેલી બક્ષિસ છે.

શેઠ હંસજરાભાઇનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ નીવડયો છે. સને ૧૮૮૪માં પ્રભુની કૃપા ઉતરી, એક પુત્રરત્નની ઉમદા ભેટ મળી. આ બુદ્ધિબળયુક્ત બાહોશ પુત્રનું નામ રામજીભાઈ છે. રામજીભાઈ ચમત્કારી અને કુશળ નર છે. પોતે નાનપણથી જ બુદ્ધિના ચમત્કાર બતાવવા લાગ્યા. જાણે કે માતાના ગર્ભમાંથી ઉમદા શીલ્પકળા શીખીને જ કેમ આવ્યા હોય ! તે પ્રમાણે, એ જાતના કંઇ પણ સંજોગો નહિ છતાં પોતાના હાથમાં હોય ચોપડીઓનું દફતર, અને ધ્યાન હોય રસ્તાપરના ખાંચા, કાટખુણા, બહાર નીકળતા રવેશ ઉપર અને મકાનો વચ્ચે આવતાં વૃક્ષવૃંદ ઉપર. આ દસ્યો કુદરતી રીતે તેમના મગજમાં તર્ક-વિતર્ક કરાવતા, અને કાલ્પનિક પ્લાન દોરાવતા, ‘પુત્રના પગ પારણામાંથી જ જણાય’ એ કહેતી પ્રમાણે રામજીભાઈ ખરેખરા શીલ્પશાસ્ત્રી થશે એવું બાળવયમાંથી જણાઇ આવતું હતું. અને ખરેખર વખત જતાં શીલ્પકળાવિશારદ જેવા થઇ શકયા છે. આ ભાઇએ અંગ્રેજી તથા ગુજરાતી પાંચ ધોરણ સુધી અભ્યાસ કર્યા બાદ પિતાના ધંધામાં એવી ખંત અને પ્રમાણિકતા દર્શાવી કે હજારો રૂપિયા તેમના હાથમાં આવવા લાગ્યા, પણ હિસાબમાં એક પાઇનો પણ ફેર આવવા દેતા નહિ. આ રીતે લોકોના ભારે વિશ્વાસપાત્ર થયા. પઠાણ વ્યાપારીઓનો વિશ્વાસ પાપ્ત કરવો એ સહેલી વાત નથી; પણ પોતાની આવડતના બળે સફળ થયા. ત્યારબાદ સન ૧૯૧૨માં પોતે પિતાએ લીધેલી જમીન પર સગવડયુકત ચિત્તાકર્ષક મકાનો બાંધ્યાં. આવી રીતે વખત જતાં જમીનો લેવી, તેના ઉપર બીલ્ડીંગો બાંધી વેચવાનો અતિ સાહસિક ધંધો શરૂ કર્યો. એકલા સીમેન્ટનાં જ મકાનો બાંધવાં શરૂ કર્યા કે જે આગ લાગે છતાં બળે નહિ. આ કળામાં ઉત્તરોત્તર એમનો એટલી હદ સુધી બુદ્ધિવિકાસ થયો કે ભલભલા ઈજીનીયરો પણ રામજીભાઇની સલાહ પૂછવા આવે. “રામજીભાઇની બાંધેલી બીલ્ડીંગ” નામ પડયું એટલે સરકારી ઇન્સ્પેકટરો પણ વગર જોયે પાસ કરી દે. ધંધાની આ કંઇ જેવી તેવી પ્રતિષ્ઠા છે ! એની ખાત્રીનો એક જ દાખલો બસ થશે. રૂા. ૮૦૦૦૦) માં રામજીભાઇએ બાંધેલું મકાન, રૂા. ૨૪૦૦૦૦)આપી એક ગ્રાહક રાજીખુશીથી ખરીદી ગયો. આથી અધિક શીલ્પકળાનો આદર્શ બીજો કયો હોઇ શકે ? કરાચી શહેરમાં ખાસ કરીને હિન્દીઓમાં સીમેન્ટનાં fire proof મકાનો બાંધનાર કોઈ હોય તો શ્રીયુત રામજીભાઈ પહેલા જ છે. ખુદ સિન્ધની ગવર્નમેન્ટે તેમનાં ઉત્તમ બાંધકામની અનેક વખત પ્રશંસા કરી છે. આ પ્રમાણે ઉપરોક્ત વ્યવસાયનું ક્ષેત્ર વિશાળ થયું. મકાનોના લાખોના સોદા થાય પણ રામજીભાઈનું વચન એક જ. એક મકાનની કિમ્મત પોતે કરે તેમાં એક પાઈ વધુઓછી ન થાય આ તેમની ખાસ ખુબી છે. પોતે

સત્યગ્રાહક છે. આમ્રવૃક્ષની માફક જેમ પોતે આગળ વધ્યા તેમ નમ્ર બન્યા છે. પોતાના એક કનિષ્ટ બન્ધુને પણ ઉપરોક્ત વ્યવસાયમાં જોડી વધુ વેગથી કામ ઉપાડી શક્યા છે. અને પૂજ્ય પિતા હંસરાજભાઈની ઉતર અવસ્થા હોવાથી તેમને નિવૃતિ જીવનમાં પ્રભુ ભક્તિ કરવાનો અવકાશ આપી શક્યા છે. બાંધકામોમાં પોતે અનેક ગરીબોને રોજી આપી રહ્યા છે. મજુરો પર તેઓ સંતાનોના જેવું વ્હાલ રાખે છે. ઘણી વખત સ્વમુખેથી કહે છે કે "એ તો અમારા ખરા કમાઉ દીકરા છે." આજકાલ મૂડીવાળાઓ અને મજુરો વચ્ચે ચાલતી કચવાટભરી લાગણીનું જે દશ્ય ખડું થયું છે; તેમાં મૂડીદારોનું એકલપેટાપણું અને સ્વાર્થી સ્વભાવ દીસી આવે છે. એવાઓએ રામજીભાઇ તથા તેમના પિતાજીના સ્વભાવનો અભ્યાસ કરવો જોઇએ. આ ચરિત્રનાયક અત્યારે ઘણી બીલ્ડીંગોના માલીક છે પણ સખ્ત નાણાંભીડના પરિણામે આજે તે મકાનોની કિમ્મત ઘટી ગઈ છે. બે વચની થવાનો તેમનો સ્વભાવ નથી. એમની બાંધેલી ભવ્ય હવેલીઓમાં એક વખત મ. ગાંધીજીની પધરામણી કરી હતી **રામજીભાઈ**નું કોતરકામ અને ઝીણી ઝીણી કારીગરી જોઇ તેઓશ્રી પ્રસન્ન થયા હતા. તેઓ આટલી સંપત્તિના સ્વામી થઇને જ બેસી નહિ રહેતાં જ્ઞાતિહિતના દરેક કામમાં ઉલટથી ભાગ લે છે. શેઠ **હંસરાજભાઈ કરાચી નારાયણસરીયા** મહાજનની મેનેજીંગ કમિટિના સભ્ય છે, તેમજ તેમના સુપુત્ર **રામજીભાઇ** કરાચી લોહાણા વિદ્યાવર્ધક મંડળના મેમ્બર છે. કરાચીમાં સસ્તા ભાડાની ચાલી-લોહાણા ધર્મશાળા બાંધવામાં તેઓએ રૂા. ૨૫૦૦૦) જેટલી નાદર રકમ આપી છે.ઘટતે ઠેકાણે-પાત્રેદાન કરવામાં તેમણે ઘણીએ ગુપ્ત સખાવતો કરી છે જેની નોંધ અમને મળી શકી નથી. કીર્તિ કમાવાની એમને જરાય ઇચ્છા નથી. શેઠ **ચત્રભૂજ** લાલજીએ પોતાની જગ્યા નિરાશ્રિતોને અર્પણ કરી તે મકાન કિફાયતે રીપેર કરી આપનાર **હંસરાજભાઈ**ના સુપુત્ર **રામજીભાઇ** છે. આ કુટુંબનો અતિથિ-સત્કાર અજબ છે. એક ગરીબ કુટુંબમાં ઉછરીને પણ ઉદ્યમી વ્યક્તિ કેટલી હદ સુધી પુરૂષાર્થ સાધ્ય કરીશકે છે તે આવાં ચરિત્રો સહેલાઇથી શીખવે છે. પ્રભુ એમને દીર્ઘાયુષ આપે અને સમાજહિતનાં અનેક ઉમદા કામો કરાવી યશસ્વી બનાવે એવું આપણે ઇચ્છીશું.



# શ્રીયુત માવજી ગોવિંદજી શેઠ (મુંબઇ)



વિકાસક્રમ એ કુદરતનો નિયમ છે. એ સિદ્ધાંતને ખરો માનીએ તો મનુષ્ય પોતાના માનવી જીવનમાં જેટલો વિકાસ કરી શકે છે; તેટલો અન્ય જીવનમાં નથી કરી શકતો. જાહેરજીવનમાં ચારિત્રની કસોટી થઇ વિકાસ માર્ગમાં આગળ વધાય છે. આજે અહીં જે વ્યક્તિના જીવનની આછી રૂપરેખા આપી છે, એમનુ જાહેરજીવન સૌને અનુકરણિય થઇ પડે તેવું લાગે છે.

શેઠ **માવજીભાઇનો** જન્મ ઇ. સ. ૧૮૮૩ ના જૂન માસમાં કચ્છના પાટનગર ભૂજ-માં દિવાન દેવચંદશેઠના વંશમા થયો હતો. એમના દાદા રામજીભાઇ વિદ્યાનુરાગી હતા. તેઓ અંગ્રેજી પણ સારૂં જાણતા હતા. ૩૩ વર્ષની ટુંક વયે પોતાના એકનાએક પુત્ર **ગોવિં**દજીને મૂકી તેઓ સ્વર્ગવાસી થયા. પિતાના દેહાન્ત પછી ચરિત્રનાયકના પિતા ગોવિંદજી ભાઇએ અભ્યાસ છોડી વાર્ષિક ૧૦૦ કોરીના પગારે શિક્ષકની લાઇન લીધી. આખી જીંદગી એમણે એ જ લાઇનમાં ગાળી હતી. એમને સૌ કોઈ **ગોવિંદજી** માસ્તર કહી બોલાવતા. તેઓ પણ સને ૧૯૨૧ના સપ્ટેમ્બરની ૯ તારીખે સંસ્કારી સુપુત્ર માવજી-ભાઇને એકલા છોડી આ ફાની દુનિયા છોડી ગયા. ચરિત્રનાયકમાં તેજસ્વી બુદ્ધિ, અને સત્ય સમજેલા સિદ્ધાન્તને ગમે તેવી વિરોધતામાં પણ વળગી રહેવાની હિમ્મતભરી વલણ, વગેરે હૃદયબળના સસ્કારો તેમના પ્રતાપી માતાપિતા તરફથી મળેલો વારસો છે.

નાનપણમાં એમની ચપળ બુદ્ધિનો સૌને પરિચય થતો હતો. ઇ. સ. ૧૮૯૯ માં ભૂજની હાઇસ્કુલમાં પોતે મેટ્રીકની પરિક્ષા આપ્યા પછી આગળ અભ્યાસ વધારવાની તીવ્ર ઇચ્છા. પરંતુ સાધનો ન હતાં તેથી એમની ગ્રાહકબુદ્ધિએ કચ્છના રાવ પ્રાગમલજી તથા રા. બ. શેઠ કરમશી દામજીની સ્કોલરશીપ મેળવી અને ભાવનગરની શામળદાસ કોલેજ (સન ૧૯૦૦) તથા અમદાવાદની ગુજરાત કોલેજમાં ઉચ્ચ શિક્ષણ લઈ અંડર ગ્રેજ્યુએટ થયા. (૧૯૦૧ થી ૧૯૦૩).

ત્યાર પછી ભૂજમાં રેજીમેન્ટલ ઓફીસરોના ( ઉર્દુ તથા પરશીયન ભાષાના ) મુન્શી તરીકે તથા અમદાવાદ હાઇસ્કૂલના આસિ. શિક્ષક તરિકે કામ કર્યા બાદ કરશનદાસ મૂલજી યુનિવર્સિટિનું ૧૯૦૫ માં પ્રાઈઝ મેળવ્યું. ત્યાંથી આગળ વધી પાંચ વર્ષ 'કાઠિયાવાડ ટાઇમ્સ' (દૈનિક) ના અધિપતિ તરીકે, (સન ૧૯૦૫થી ૧૯૦૯) અનુભવ લીધા બાદ રાજકોટ હિન્દુ કન્યાશાળાના તથા આલ્કોટ પંચમ ફ્રી નાઈટ સ્કૂલના સેક્રેટરી તરિકે કામ કરી ધરમપુરના રાજકુમારના સાડા ત્રણ માસ સુધી કમ્પેનીયન થયા. શિક્ષણ અને વ્યવસ્થાના વિષયનો આટલો અનુભવ લઇ પછી તેઓ વ્યાપારી લાઇનમાં જોડાયા.

પ્રથમ હિન્દ કોઓપરેટીવ સ્વદેશી સ્ટોર્સના ડાયરેકટર ૧૯૦૯ માં થયા બાદ એક વર્ષ પછી માવજી ગોવિંદજી કું. ના નામે સ્વતત્ર રીતે કમિશન એજન્ટનું કામ હાથ ધર્યું. અને રાઘવજી પુરૂષોતમ કું. ના તથા ધરમશી નાનજી કું. ના ભાગીદાર થયા. (૧૯૧૨ થી ૧૯૧૬) પોતે જે કામ હાથમાં લે છે તેમાં એકાગ્ર થઇ જાય છે; તેથી જ દરેક લાઇનમાં ફતેહ મળવે છે. આ ઉપરાંત કોલસાના વ્યાપારમાં મિલિટરી કોન્ટ્રાકટર અને નેશનલ

ડેમોક્રેટિક પબ્લીસિટી કું.ના તથા ઇન્ડસ્ટ્રીઅલ મીલ્સ, તુલસીદાસ તેજપાલ મીલ્સ વગેરેના ડાયરેક્ટર થયા. વ્યાપારનો વિષય શુષ્ક કહેવાય છે. આ શુષ્ક વિષયમાં પોતે લાગેલા હોવા છતાં જ્ઞાતિસેવા અને અન્ય જાહેરસેવાઓમાં ઉદાસીન થયા નથી. પ્રથમ એમની જ્ઞાતિસેવા જોઇએ

તેઓ લાખોના સખાવતી નથી પણ એમની તનસેવા ભૂલાય નહિ એવી છે. ૧૯૧૦ ની પ્રથમ લોહાણા પરિષદના જનરલ સેક્રેટરી તથા સ્ટેન્ડીંગ કમિટિ લોહાણા પરિષદના સંયુક્ત મંત્રી તરિકે બે વર્ષ પોતે સેવા બજાવી. તેમ જ નારણજી ઇભજી અને ભૂલચંદ મેઘજી લોહાણા બોર્ડીંગના સેક્રેટરી તરીકે કામ કર્યું. (૧૯૧૨ થી ૧૯૨૩)

૧૯૦૬ માં પોતે થીઓસોફીસ્ટ થયા હતા. ૧૯૨૦માં ધાર્મિક બ્લેવટસ્કી લોજના વાર્કસ પ્રેસીડન્ટ તરીકે સેવા બજાવ્યા બાદ જાહેરસેવા માટે મહાસભા સમિતિના મેમ્બર તરીકે ( ૧૯૧૮ થી ૧૯૨૦ ) અને ઓલ ઇન્ડિયા ટ્રેડ યુનિયન કોંગ્રેસના ઉપ-પ્રમુખ તરીકે પણ પોતે કામ કર્યું હતું. ( ૧૯૨૦ ) ૧૯૧૮ માં ખાસ મહાસભાના જોઇન્ટ સેક્રેટરી તરિકે, બોમ્બે પ્રેસિડન્સી એસોસીએશનના મેમ્બર તરિકે, નેશનલ હોમરૂલ લીગના ઉપપ્રમુખ તરીકે, પ્રેસવર્કસ યુનિયનના પ્રેસિડન્ટ તરિકે, ગુજરાત રાજકીય મંડળના મેમ્બર તરિકે, જી. આઇ. પી. રેલ્વે વર્કમેન્સ યુનિયનના મેમ્બર તરિકે, એક-ઝીક્યુટિવ કમિટી–પનિતવર્ગ મીસનના મેમ્બર તરિકે, કાઠિયાવાડ હિતવર્ધક સભાના મેમ્બર તરિકે તેમ જ ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર અને બુંગ કાઉન્સીલના મેમ્બર તરિકે તથા ઇન્ડીયન રેલ્વે પાસિન્જર એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશનના મેમ્બર તરિકે જાહેરસેવાઓનો ઉમદા ફાળો આપ્યો છે.

હોમરૂલ લીગના ડેપ્યુટેશનમાં મુંબઇ પ્રદેશના ઘણા ભાગમાં ફરી પોતે લોકમત કેળવતા હતા. કોંગ્રેસની બેઠકોમાં એમની સન ૧૯૨૦ સુધી ખાસ હાજરી હોય જ. એટલું જ નહિ પણ એમને ફાળે કોંગ્રેસનું કાર્ય પણ હોય જ. થીઓસોફી ઓલકોટ લોજના પ્રમુખ તરિકે પોતે અચ્છી સેવા બજાવી છે. ઉપરાંત ઇન્ફ્લ્યુએન્ઝાના બારિક પ્રસંગે, ખાસ કોંગ્રેસમાં, રોલેટ એક્ટ પસાર થયા ત્યારે, વીલીંગ્ટન મેમોરિયલમાં અને ખેડા સત્યાગ્રહ વખતે પણ તેઓ મોખરે રહી કામ કરતા હતા. ૧૯૨૩ મા ઇન્ડીયન મરચન્ટ્સ એસોસીએશને એમને પોતાના પ્રતિનિધિ તરિકે ચુંટી ધારાસભામાં મોકલ્યા હતા. ૧૯૨૨ ના ગોધરા મુકામના થીઓસોફી ફેડરેશનના તેઓ પ્રમુખ હતા. હવે એમનું સંસારિક જીવન જોઇએ.

એમનાં વૃદ્ધ માતા અદ્યાપિ વિદ્યમાન છે. પ્રથમ પત્નીનો ટુંક સમયમાં દેહાન્ત થતાં ફરી લગ્ન કર્યુ; પણ થોડો વખત જ ધર્મગૃહાશ્રમ ભોગવી રા માસના બાળપુત્રને મકી એ બાઇ પણ ઋણાનુબંધ પૂરો થતાં પરલોકવાસી થઇ. આથી માવજીભાઇનું મન પણ વિરાગી થયું–ફરી લગ્ન કરવાનો વિચાર માંડી વાળ્યો અને બાળપુત્રને સુસંસ્કારી બનાવવામાં તથા જનસેવામાં પોતાનું મન વાળ્યું. પોતે સિદ્ધાન્તવાદી છે. એમનું જ્ઞાત્યાભિમાન અને સ્વદેશાભિમાન અનુકરણીય છે. સ્વભાવ શાન્ત અને આનંદી છે. એમના સહવાસમાં આવનાર કોઇપણ એમની સૌજન્યતાના વખાણ કર્યા વગર રહી શકે નહિ. એમની જાહેર-સેવાઓ અને કાર્યક્ષેત્રો એ જ એમનાં ઉજ્વળ જીવનના સાક્ષીરૂપ છે. પ્રભુ એમના આત્માને વધુ ઉન્નત બનાવે અને વધુ સેવાબળ આપે એવું ઇચ્છીશું.

# રા. છગનભાઈ કરમશી પારેખ (ઝરીઆ)



જગત્ રંગભૂમિમાં આગળ વધારનારી કોઈ પણ ચીજ માણસમાં હોય તો તે માત્ર એક ઉત્સાહ છે. ખંત અને ઉત્સાહથી પૃથ્વીની સપાટી ઉપર માણસ શું કાર્ય નથી કરી શકતું? ખંત, ઉત્સાહ ઉપરાંત પ્રમાણિકતા, જાતમહેનત અને નૈતિકબળથી આગળ વધેલા અમારા એક સ્નેહી ભાઈનો અત્રે પરિચય આપવાનું અમે ઉચિત ધારીએ છીએ.

રા. છગનભાઇનો જન્મ સં. ૧૯૫૧ માં રાજકોટમાં થયો હતો. બાળપણમાંથી જ એમની સ્વતંત્રતાપ્રિય કેટલીક ખાસીયતો જણાઇ આવતી હતી. એમના વડીલો મૂળ ગોંડલના વતની હતા પરંતુ પછીથી તેઓ રાજકોટમાં આવી કાપડનું બીઝનેસ કરવા લાગ્યા. રાજકોટ હોસ્પીટાલનું મોદીખાનું પણ આપવાનું શરૂ કર્યું, જે અદ્યાપિ ચાલુ છે. પિતાજી કરમશીભાઇ હાલ રાજકોટ લાખાજી ફ્લોર મીલમાં કામ કરે છે; અને કાકા જેઠાભાઇ ઝરીઆમાં વ્યાપારને લગતું કામકાજ કરી રહ્યા છે. પિતાની નિર્ભય છાયા તળે છગનભાઇએ મેટ્રીક સુધી ભણી વ્યાપારી કેળવણી લેવા માટે ઝરીઆ આવ્યા. સમય વિચારી પ્રથમ એક ખાણના માલિક પારસીની ફર્મમાં માસિક રૂા. ૨૫)ના પગારે નોકરી લીધી. પોતાના પુરૂષોચિત્ત ગુણોથી છગનભાઇ ઉત્તરોત્તર આગળ વધ્યા. રૂા. ૪૦)ના પગારે શેઠ ગાંગજી ડોસાને ત્યાં નોકરીમાં રહી તેમનો એવો તો ચાહ મેળવ્યો કે આ શેઠે છગનભાઇનું ભાગ્ય ખીલવવામાં બહુ મદદ કરી અને બાર મહિને સારૂં બોનસ આપ્યા ઉપરાંત સ્વતંત્ર વ્યાપાર ખેડવાની પણ તક આપી હતી. થોડા સમય બાદ નોકરી છોડી પોતે એક નવી ફર્મમાં ભાગીદારીમાં જોડાયા થયા. પરંતુ તેમાં ચાન્સ નહિ મળવાથી પછી પોતાની જોખમદારી ઉપર સ્વતંત્ર વ્યાપાર શરૂ કર્યો. ચડતી અવસ્થાના આત્મમંથન કાળમાં ચરિત્રનાયકની મહત્વાકાંક્ષા વધુને વધુ ખીલતી જતી હતી. શરૂઆતમાં મૂડી માત્ર ૮૦૦–૯૦૦ની હતી; પણ શેઠ ગાંગજીભાઈની બહુ સહાય મળતી હતી એટલે રાજકોટ સ્ટેટના જીનમાં કોલ પૂરો પાડવાનો પોતે કોન્ટ્રાકટ લીધો, જેમાં પુરૂષાર્થબળે સરસ ચાન્સ મેળવ્યું. આમ પ્રગતિ અને કાર્યદક્ષતા જોઇ સન ૧૯૨૧માં ગાંગજી શેઠે પોતાની કોલીઆરીમાં ચરિત્રનાયકને ભાગ કરી આપ્યો. અત્યારે પોતે ચાર કોલીઆરીમાં ભાગીદાર છે.

છગનભાઇનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ છે. પ્રભુએ કૃપા કરી એક પુત્ર રત્ન તેમને આપ્યું છે. આ સુપુત્ર પુરૂષોતમ એમના પિતા છગનભાઇના ગુણોની મૂર્તિરૂપ છે.

છગનભાઇ એક વ્યવહારચતુર ઉત્સાહી યુવક છે. આનંદી સ્વભાવ, નિરાભિમાનીપણું

અને ઉત્સાહ એ એમના મુખ્ય ગુણો છે. આ ધસમસતા યુગમાં તે પ્રદેશની લોહાણા જ્ઞાતિને જાગ્રતિમાં લાવવા માટે છગનભાઇએ ઠીક પ્રયાસ કર્યો છે, અને ધનનો પણ સદ્વ્યય કર્યો છે. ઝરીઆમાં ડીસ્ટ્રીકટ કૉન્ફરન્સ બે વખત મળી તેમાં પણ આ ઉત્સાહી ભાઇનો જ મુખ્ય શ્રમ હતો. સ્વજ્ઞાતિના સાધન વગરના ભાઈઓને લાઈનસર લગાડવા માટે પોતે નિરંતર કાર્ય કર્યા કરે છે. ઝરીઆ જ્યુરીના તેઓ એસેસર છે. પોતે ચાર સહોદર છે. તેમાં બે હજુ અભ્યાસ કરે છે. છગનભાઇની સ્વતંત્ર બુદ્ધિને અંગેની એક જીવન ઘટના અત્રે ટાંકવા જેવી છે.

એક વખત રાજકોટ તથા વઢવાણ સ્ટેટ વચ્ચે વાંધો પડતાં સમાધાનીને માટે એક કમિટી નીમાઈ. તેમાં ચરિત્રનાયકના પિતા સભ્ય હતા. છગનભાઇ એક વખત મિટીંગમાં ગયા. ત્યાં બી. એ. એલ. એલ. બી. થયેલા જ્ઞાતિબન્ધુને રૂ. ૪૦)માં નોકરી કરતા જોઈ એમને લાગી આવ્યું. અને એ ગુલામી કેળવણી વધુ લેવાનો વિચાર પોતે માંડી વાળ્યો. વ્યાપારી લાઈનમાં પણ જ્યાં સ્વમાનનો ભંગ થતો હોય ત્યાં લાખોનો લાભ જતો કરનાર છે. સ્વમાન, સ્વાભિમાન અને સત્ય નિષ્ઠા એ આ કુટુંબના મુખ્ય ગુણો છે. છગનભાઇ સંયુક્તકુટુંબ વ્યવસ્થા જાળવી રહ્યા છે, અવકાશે ઘણું વાંચે છે. સાહિત્યરસિક ભાઈઓને સત્કારી યોગ્ય ઉત્તેજન આપવાની પોતાની ફરજ સમજે છે. પ્રભુ એમનું જીવન વધુનેવધુ યશસ્વી બનાવે એવું ઇચ્છીશું.



# રા. દેવચંદભાઈ જાદવજી કક્કડ (વેરાવળ)



જેમ સત્યની હજાર વાતો કરનારા કરતાં સત્યના એક આચરનારની કિમ્મત વધુ અંકાય છે, તેમ વાણી અને વિચાર પ્રમાણે વર્તન કરનાર વીરલા પુરૂષો જ લોકાદરને પાત્ર થાય છે. મનુષ્યજીવનની મહત્તા કૈં વૈભવોની વિપુલતામાં કે અઢળક સંપત્તિના માલિક થવામાં નથી, પણ પોતાની સ્થિતિ સમજી સીધી રીતે ચાલી જીવનનું છુપું રહસ્ય સમજનાર વ્યક્તિઓ જ ઈતિહાસને અમ્મર પાને ચડી છે. નવા જમાનાની કેળવણીએ આજે સર્વને સગવડીઓ ધર્મ શીખવી દીધો છે. સંયુક્તકુટુંબની પ્રથા આ કેળવણીના પ્રતાપે છિન્નભિન્ન થઇ ગઈ છે. ગરીબીમાં પણ અમીરી કેમ માનવી, સંયુક્ત કુટુંબમાં વિશાળ હૃદય રાખી કેમ વર્તવું. એ શિક્ષણ ભૂલાતું જાય છે. રા. દેવચંદભાઈના જીવનમાંથી આ આદર્શ જોઈ શકાશે.

રા. દેવચંદભાઇનો જન્મ કાઠિયાવાડમાં આવેલા વેરાવળ બંદરમાં સંવત ૧૯૫૧ની સાલમાં થયો હતો. તેમનાં માતાજી વાલુબાઈ દયાળુ, મમતાળુ અને ધાર્મિકવૃતિનાં હતાં. બાળકોને ઉચ્ચ સંસ્કારી બનાવવા તેઓ બહુ ઉત્સુક રહેતાં. કુટુંબીજનોની સેવામાં તેમણે કદી પણ પ્રમાદ કર્યો નહોતો. તેમના જીવનની માત્ર એકાદ ઘટનાનો અત્રે ઉલ્લેખ કરીએ.

સંવત ૧૯૫૫ની સાલમાં વેરાવળમાં પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે ગામમાંથી બધાં માણસો બીજે ગામ ચાલ્યાં ગયાં. દેવચંદભાઈના પિતાની સુચનાથી તેમનું કુટુંબ પણ અન્ય ગામડે રહેવા જવાનું હતું; પણ ઘરમાંથી વૃદ્ધ ડોશીમાએ કહ્યું કે "હું તો હવે ખર્યું પાન કહેવાઉં એટલે મને કંઈ થશે તો પણ વાંધો નથી." એમ કહી ઘરબાર રેઢાં મૂકીને ડોશીમા આવ્યાં નહિ. આખરે બહુ આગ્રહના પરિણામે કહ્યું કે: તમે બધાં જાઓ હું થોડા દિવસમાં આવી પહોંચીશ. સૌએ તેમ કર્યું. ડોશીમાની ૬ દિવસ રાહ જોઈ પણ ન આવ્યાં; એટલે ચરિત્રનાયકના માતુશ્રી વાલુબાઇએ પ્રતિજ્ઞા લીધી કે: 'વૃદ્ધ માજી વગર મારે અત્રે રહેવું હરામ છે. હું તો ધીકતા પ્લેગમાં પણ માજીની સેવામાં ત્યાં રહીને જીવીશ અગર મરીશ' એમ કહી પોતે પાછાં વેરાવળ ચાલી નીકળ્યાં ને એ જીવલેણ પ્લેગના ભોગ થઈ પડયાં. બાળક દેવચંદભાઇ તથા તેમના એક નાના ભાઈને મૂકી પોતે સાસુની સેવા કરી સ્વર્ગે સીધાવ્યાં. આજકાલની નવા વિચારની વહુઓ વૃદ્ધ સાસુને આંખના પાટા જેવી જ સમજી તેમની સાથે ઉચ્છૃંખલતાથી વર્તે છે; તેઓએ આવા દાખલાઓમાંથી ધડો લેવાનો છે. ચરિત્રનાયકનાં માતાને તથા દાદીમાને મા દીકરીના જેવું હેત હતું. અને એ જ સાસુજી માટે પોતે પોતાનો જીવ સુદ્ધાં આપવાને પાછાં હઠયાં નથી. આ સેવામૂર્તિ માતાની સુવાસિત ગોદમાં ઉછરેલા આ ચરિત્રનાયક ૬ વર્ષની વયે માતાવિહોણા થઇ પડયા એટલે માતૃસુખનો લ્હાવો પૂરેપૂરો લઈ શકયા નથી. પણ તેમના ગુણો બધા તેમનામાં ઉતરી આવ્યા છે.

દેવચંદભાઈના પિતાશ્રી જાદવજીભાઇ માધવજી વેરાવળમાં દુકાન રાખી જરૂરી વસ્તુ-

ઓનો વેપાર કરે છે, તેમનો સ્વભાવ ઉગ્ર પણ ન્યાયસ્વરૂપ છે. ત્યાંની લોહાણા જ્ઞાતિમાં પોતે અગ્રેસર ગણાય છે. તેઓ ભોળા અને સંસ્કારી હૃદયના છે. ગરીબો પ્રતિ બહુ દયા દાખવી મદદ કરે છે. રા. દેવચંદભાઈએ ૧૧ વર્ષની વયમાં જ ગુજરાતી પાંચ ધોરણ સુધી અભ્યાસ કર્યો ને પછી વેપારી લાઇનનો અનુભવ લેવા લાગ્યા. પોતાની કીશોર વય છતાં આફ્રિકા જેવા દૂર દેશમાં પોતાનાં નશીબ અજમાવવા માટે સાહસ કરીને ગયા; ત્યાં વ્યાપાર વિષયક ખુબ અનુભવ લીધો પણ જોઇએ તેવું ચાનસ હજી નથી મલી શક્યું. છતાં પુરૂષાર્થને આગળ ધપાવવામાંજ પોતાની શક્તિનો વ્યય કરી રહ્યા છે. નિરાશા તેમનાં જીવનમાં નથી. સાહિત્યરસિક હોઇ ખુબ નવું તેમ જ જૂનું સાહિત્ય વાંચે છે. તેઓ અંગ્રેજી ભણેલા નથી, છતાં તેમનું પ્રેકટીકલ નોલેજ એટલું બધું છે કે તે જોઈ આપણે નવાઇ લાગે. બુગોન્ડામાં ઈન્ડીયન એસોસીએશનના સંસ્થાપક તેઓ છે. તેમ જ ત્યાંના મિત્રમંડળમાં પણ કાર્યકર્તા તરીકે તેઓ અગ્ર ભાગ લે છે. પોતે સ્વાશ્રયથી બન્ને ભાઇઓ હાલ પોતાનું સ્વતંત્ર બીઝનેસ ત્યાં ચલાવી રહ્યા છે.

દેવચંદભાઇના માતુશ્રીના દેહાત પછી તેમના પિતાજીએ ફરી લગ્ન કર્યું હતું. તેનાથી તેમને બે પુત્ર તથા એક પુત્રી થયાં છે. સાવકી માતાપ્રતિ પણ દેવચંદભાઇ જન્મદાત્રી માતાના જેવું વહાલ રાખે છે. દેવચંદભાઈના નાના ભાઇ નાનજીભાઇ પણ આફ્રિકામાં મોટાભાઈ સાથે રહી બીઝનેસ કરે છે; તેમનો સ્વભાવ પણ શાંત અને સહનશીલ છે. પોતાની સાવકી માતાના પુત્રો પ્રતિનું વહાલ પણ દેવચંદભાઇના હૃદયમાં અજબ છે. આ સંયુક્તકુટુંબનાં સ્નેહભીનાં જીવનમાંથી ઘણુંએ જાણવાનું મળે. "ખમવું અને માફ કરવું અતિ જરૂરનું છે." એ સૂત્ર દેવચંદભાઇ પૂરેપૂરૂં સમજ્યા હોય એમ લાગે છે. પોતે ઉદાર દીલના, નિખાલસ હૃદયના, નિરાભિમાની અને પ્રેમમૂર્તિ છે. પ્રભુ પ્રતિ પ્રાર્થના છે કે તે મહાન પિતા આ ઉત્સાહી બન્ધુઓને દીર્ઘાયુષ આપે અને ઉત્તરોત્તર તેમનું જીવન અધિક આદર્શ બનાવી જનકલ્યાણનાં અનેક ઉમદા કાર્યો તેમને હાથે કરાવે.



# શેઠ નારાયણજી વાલજી (કરાચી)



સેવા એજ સર્વસ્વ" એમ સમજી તેમાં જ ઓતપ્રોત થઈ જનાર પુરૂષો દુનિયામાં વિરલ હોય છે, આ વિષયમાં શેઠ **નારાયણજી વાલજીનું** જીવન જોવા જેવું છે.

શેઠ **નારાયણજીભાઇ** ઝાઝું ભણેલા નહિ છતાં પણ તેમના હૃદયમાં સ્વજ્ઞાતિ પ્રત્યેનો અતુલ પ્રેમ નવાઇ પમાડે છે. પોતે સહુ સરળ હૃદયના છે. સેવાનો સદુપદેશ તેમણે તેમના સ્વ. પિતા **વાલજીભાઈના** જીવનમાંથી લીધો હતો. તેમના પિતાજી જ્ઞાતિનું કંઇપણ કામ હોય તો ઉઘાડે પગે કરતા. અને કહેતા કે "ન્યાત એતો ગંગાનો પ્રવાહ છે. તેની સેવાથી આત્મસંતોષ થાય છે" આવા પિતાના પુત્રો પણ એવા જ આદર્શ-યુક્ત થાય એ સ્વાભાવિક છે. આર્થીક સ્થિતિ નબળી હોવાથી **નારાયણજીભાઈના** પિતા કચ્છમાંથી કરાચીમાં ધંધાર્થે આવેલા. તે વખતે **નારાયણજીભાઇનું** વય ૭ વર્ષનું હતું. **નારાયણજીભાઈ** સાધારણ ગુજરાતી શીખ્યા પછી પિતાની આજ્ઞાથી એક લોહાણા ગૃહસ્થને ત્યાં નોકરીમાં રહ્યા. પ્રથમ તો માત્ર ખાવુંપીવું ને તેના બદલામાં નોકરી કરવાનું સ્વીકાર્યું; પણ પછીથી માસિક પગાર રૂા. ૧૧ મળવા લાગ્યો અને વખત જતાં તેમની ખંત અને ચપળબુદ્ધિથી વ્યાપારમાં પ્રવીણ થયા એટલે તેમની લાયકાતે શેઠના હૃદયમાં ઉંચું સ્થાન લીધું. ૧૫ વર્ષ સુધી તે શેઠને ત્યાં નોકરી કર્યા પછી તેઓ એક જાણીતી યુરોપીઅન ફર્મમાં જોડાયા તે આજદિન પર્યંત ત્યાંજ નોકરી કરે છે. હાલ ઘેર બેઠાં તેમને રૂા. ૧૫૦) નો માસિક પગાર મળે છે. રૂા. ૧૧ નો પગારદાર માણસ રૂા. ૧૫૦) નો પગાર મેળવે તે ઉપરથી તેમનું ચારિત્ર્ય તેમ જ ખંતીલાપણું જણાઈ આવે છે.

આવી રીતે સારૂં કમાઇ માણસની હારમાં થયા પછી પણ તેઓ બેસી ન રહેતાં જ્ઞાતિની નિષ્કામ ભાવે સેવા કરી રહ્યા છે. મહાજનનાં કે કોઇ પણ વિદ્યાવર્ધક કાર્યમાં શેઠ **નારાયણજીભાઇ** પહેલા. જ્ઞાતિબંધુઓના સુખ દુઃખમાં ભાગ લેવા માટે સારા માઠા પ્રસંગે પણ આ અમાની પ્રતિમા પહેલી જ હાજરી આપે. તેઓ કહે છે કે "મારો ધર્મ તો સેવાનો છે, માનાપમાનની મને ઇચ્છા નથી."

નારાયણજીભાઇ બહુ ભણેલા નથી પણ પોતાના પુત્રોને યોગ્ય કેળવણી આપવાનું કર્ત્તવ્ય યથાયોગ્ય બજાવ્યું છે. બન્ને પુત્રો અભ્યાસ કરી ઉમર લાયક થતાં તેઓને કાપડની એક દુકાન ખોલી આપી છે. તેમાં પ્રથમ વર્ષમાં રૂા. ૧૬૦૦) ની ખોટ આવી અને બીજે વર્ષે રૂા. ૨૭૦૦) ની ચોરી થઈ. આ નુકશાન **નારાયણજીભાઇ** જેવા સાધારણ આસામી માટે ભારે કહેવાય છતાં ઇશ્વરેચ્છા સમજી પુત્રોને આશ્વાસન આપ્યું. પાછું હવે તે કામ સરસ રીતે ચલાવી રહ્યા છે. હાલ પોતે ફક્ત જ્ઞાતિસેવાના કામમાં જ રત્ત રહે છે, કોઇ પણ બન્ધુને પોતાનાથી બનતી સર્વ સહાય આપવાને પોતે સદાય ઉત્સુક છે. કરાચી વિદ્યાવર્ધક મંડળના તેઓ ઉત્સાહી મેમ્બર છે. **નારાયણસરિયા** મહાજનની મેનેજીંગ કમિટીના પણ મેમ્બર છે. સ્વદેશી પર તેમનો અનુરાગ છે. દુકાનમાં પણ તેમના પુત્રો સ્વદેશી કાપડ વેચે છે, ઇશ્વર તેમને તથા તેમના પુત્રોને દીર્ઘાયુષ્ય આપી સેવાના કામની અધિક પ્રેરણા કરે એટલું ઇચ્છીશું.

# રા. જમનાદાસ નારણદાસ ચ્હાવાલા (મુંબઈ)





આ જુ જમાનામાં નામના મેળવવા માટે–કીર્તિ કમાવા માટે ઘણીએ વ્યક્તિઓ કાર્ય કરે છે; જ્યારે ફરજ સમજી નિસ્વાર્થ ભાવે પ્રેમપૂર્વક કાર્ય કરી અંતઃકરણને પ્રસન્ન કરનાર, આર્યજીવન જીવી બતાવનાર વ્યક્તિઓ થોડી હોય છે. તેઓ છાને ખુણે મુંગું કાર્ય કરે છે છતાં તેની સુવાસ છુપી રહી શકતી નથી. આવા એક મુંગું કાર્ય કરી રહેલા સજ્જન પુરૂષનો પરિચય અહીં આપવો આવશ્યક માન્યો છે.

આ સજ્જન તે રા. જમનાદાસભાઇ છે. એમનો જન્મ સં. ૧૯૩૦ ની સાલમાં સુરતમાં થયો હતો. ‘ પુત્રના પગ પારણામાંથી જણાય ’ એ કહેતી પ્રમાણે જમનાદાસભાઇમાં નાનપણથી જ શુભ સંસ્કારો દીસી આવતા હતા. અને આવી ઉમદા છાપ પાડનાર તેમનાં ભાગ્યવાન માતા હતાં. તેઓ ઘણાં મમતાળુ ધાર્મિકવૃત્તિનાં અને ઉદાર દીલનાં સ્ત્રીરત્ન હતાં. જમનાદાસભાઈ કોઈ બેરીસ્ટર કે મોટા ડીગ્રીધર નથી છતાં તેમનું વ્યક્તિગત્ જીવન, અને જાહેરજીવન સૌને અચ્છો પાઠ શીખવે છે. પોતે ગુજરાતી પૂરૂં અને અંગ્રેજી મેટ્રીક સુધી શીખ્યા છે. સમજણી વયમાંથી જ તેઓ સમજ્યા છે કે નિષ્કામ સેવાથી હૃદય શુદ્ધ થાય છે. વિદ્યાવૃદ્ધિના કામમાં બનતું કરવા ચુકતા નથી. સાધનવગરના વિદ્યાર્થીઓને સ્કોલરશીપ–પુસ્તકો વગેરે જોઇતા પ્રમાણમાં આપ્યા કરે છે અને જ્યાં જરૂર જણાય ત્યાં ગુપ્ત મદદ પહોંચાડવાની પોતાની ફરજ સમજે છે. તેમાં ન્યાતજાતનો ભેદ જોતા નથી. જ્ઞાતિઅભિમાન પણ તેમનામાં જબરૂં છે. કોઇ પણ સ્વજ્ઞાતિભાઇ પરાશ્રયી ન રહેવો જોઈએ એમ તેઓશ્રી માને છે. અને તેઓને સારી લાઇનમાં ધંધે લગાડી દેવાની પોતાની ફરજ સમજે છે. એમના વડીલ ભાઇએ મુંબઇમાં ચહાની દુકાન ખોલી અને પ્રમાણિકતાથી ધંધો ચલાવતાં છેવટે ચહાવાલા તરિકે તેઓ ઓળખાવા લાગ્યા.

નાનાભાઈ હરકીસનદાસ પણ જમનાદાસભાઇની સેવાવૃત્તિને ઉત્તેજન આપતા. તેમનું દેહાવસાન થતાં સર્વ વ્યવહારનો બોજો જમનાદાસભાઇ ઉપર આવી પડયો, છતાં બહુ કુશળતાપૂર્વક એ વ્યવસાય આજે સુંદર રીતે ચલાવી રહ્યા છે.

આર્યસમાજના આદ્ય સ્થાપક સ્વામી શ્રી દયાનંદના સિદ્ધાન્તોને તેઓ અડગપણે માનનારા છે. પ્રાતઃસાયં સંધ્યા, અગ્નિહોત્ર આદિ નિત્યકર્મ અચુકપણે કરી વાતાવરણ પવિત્ર કરવા સાથે હૃદયશુદ્ધિ કરવા મથી રહ્યા છે. અતિથિસત્કાર આ આર્ય ગ્રહસ્થના ઘરમાં બહુ સરસ રીતે થાય છે. એમનો સ્વભાવ શાન્ત, સહનશીલ, નિખાલસ અને મમતાળુ છે. પોતે બહુ વિચારક માણસ છે. આર્યસમાજને લગતી બધી સેવાઓમાં

ઉઘાડે પગે તૈયાર રહે છે. એમની સત્યતા અને અડગ નિષ્ઠાપર સૌને શ્રદ્ધા છે. આર્ય પ્રતિનિધિ સભાના કોષાધ્યક્ષ તથા પુસ્તકાધ્યક્ષ તરિકે કેટલાંક વર્ષો સુધી સેવા બજાવી છે, અને અત્યારે પણ સક્રિય ભાગ લઇ રહ્યા છે. વિદ્વાન વર્ગોને તેઓ માનની નજરથી જુએ છે. અત્યારે મહાજન પંચમાં ચરિત્રનાયકનો બોલ કિમ્મતી ગણાય છે. હાલાઈ લોહાણા મહાજનની મેનેજીંગ કમિટીના તેઓ મેમ્બર છે. તેમજ મુંબઈ હાલાઈ લોહાણા બાળાશ્રમના માનાધિકારી મંત્રી છે. તેમાં તેઓ સારી સેવા બજાવી રહ્યા છે. પોતાનાં સગાંવહાલાને પણ સ્વાશ્રયી બનાવવા માટે બનતું કરી રહ્યા છે. ચરિત્રનાયકની ગુપ્ત સખાવતોની માહિતી મેળવવા અમે અસમર્થ છીએ. કોઇ પણ વિદ્યાર્થી કે કોઇ સાધન વગરનાં માણસને તેઓની આવશ્યકતા પ્રમાણે તેઓ આપી છૂટે છે અને તેને જ સાત્વિક દાન માને છે, હાલમાં સુરતની મહાજનવાડીના ફંડમાં રૂા. ૫૦૧) આપી પોતાનો જ્ઞાતિપ્રેમ દર્શાવી આપ્યો છે. પોતાનાં બીઝનેસમાં પણ મુખ્ય કરીને લોહાણા ભાઇઓને જ આશ્રય આપે છે. રા. જમનાદાસ ભાઈ શ્રીમાન નથી પણ ધિમાન અને સદાચારી છે. એમનું ગૃહસ્થ જીવન અસલ આર્યજીવનને અનુસરતું છે. સંયુકતકુટુંબની પ્રથા અહીં જળવાઇ રહી છે, અને તેમાં સૌજન્યતા દીસી આવે છે. પ્રભુ એમને દીર્ઘાયુષ્ય અર્પી હજુ એમને હાથે વધુ ઉમદા કાર્યો કરાવે એવું ઇચ્છીશું.



પૃષ્ઠ ૩૨૨ સામે.



શ્રીયુત ગોરધનદાસ લાધાભાઇ વકીલ

# શ્રીયુત ગોરધનદાસ લાધાભાઈ વકીલ (રાજકોટ)



'પુરૂષાર્થી મનુષ્ય પોતાનું પુરૂષાતન નમ્ર વચનો અને ખંતીલાં કાર્યોથી દાખવે છે' સર ચેસ્ટરફીલ્ડનાં ઉપરોક્ત વચનને અનુસરતું શ્રીયુત ગોરધનદાસભાઈનું જીવન જનતાને પુરૂષાર્થનો પાઠ શીખવે એવું છે.

ભોજાણી નામથી જાણીતા થયેલાં કુટુંબમાં સન ૧૮૫૬માં ચરિત્રનાયકનો જન્મ થયો હતો. પૂર્વના સંસ્કાર અને માબાપ પાસેથી મળેલી બુદ્ધિબળની કેળવણીના યોગે તેઓ જીવનપ્રગતિ સારી રીતે કરી શક્યા છે. પિતાને ખોળે સ્વચ્છંદતાથી રમવાનો લ્હાવો ગોરધનભાઈને મળ્યો નથી. કારણ કે એમને માત્ર ૧।। વર્ષના એકલા છોડી પિતા સ્વર્ગે સંચર્યા હતા.

પૂરતી અનુકુળતા વગર માણસ આગળ વધતું અટકી જાય છે. સ્થિતિ જોઈ ચરિત્રનાયકે માત્ર ગુજરાતી ઉપરાંત અંગ્રેજી ત્રણ ધોરણ સુધી ભણી અભ્યાસ છોડયો. કારણ કે વ્યવહારનો બોજો પોતાને માથે આવ્યો હતો. એટલે સને ૧૮૭૧માં યુરોપિયન વકીલના હાથ નીચે ક્લાર્ક તરિકેની નોકરી સ્વીકારી. બાદ બીજા કેટલાક વકીલો પાસે પણ ક્લાર્કની નોકરી કરીને પોતે સન ૧૮૭૬માં રાજકોટ સ્ટેટની સનદ મેળવી વકીલાત શરૂ કરી. ત્યાંથી આગળ વધી ત્યાંના તે વખતના ઠાકોર સાહેબ બાવાજીરાજના આગ્રહથી તેઓએ એક વર્ષ સરદાર ફોજદાર તરિકે પણ કામ કર્યું હતું. પછી મોરબી રાજ્યમાં વકીલની પરિક્ષા આપી ત્યાંની સનદ મેળવી હતી. મોરબીમાં આશરે ૭ વર્ષ આ ધંધો કરી તેમાં સારી અર્થપ્રાપ્તિ કરી હતી. ઉદ્યમપ્રાણ પુરૂષો અમુક હદેથી જ અટકી જતા નથી. ગોરધનદાસભાઈ એટલેથી અટક્યા નહિ પણ આગળ વધી સન ૧૮૮૩માં એજન્સીમાં વકીલાતની પરિક્ષા આપી, તેની સનદ મેળવી પાછા રાજકોટ આવ્યા. અંગ્રેજી અભ્યાસ ઓછો હોવાથી એમને બીજા ક્લાસની સનદ મળી હતી. પણ તે વખતના કાઠિયાવાડના જ્યુડીશીઅલ આસિસ્ટંટે ચરિત્રનાયકને એવું જણાવ્યું કે "અંગ્રેજીમાં રજુઆત કરવા જેટલું તમે જ્ઞાન મેળવશો એટલે તમને ફર્સ્ટ-ક્લાસની સનદ મળશે." આ સાંભળી ચરિત્રનાયકે એક શિક્ષક રોકયો અને દરરોજના અઢાર કલાક અભ્યાસમાં ગાળી ૬ માસમાં અંગ્રેજીનો અચ્છો અભ્યાસ કરી લીધો. અને અંગ્રેજીમાં રજુઆત કરી શકયા એટલે કાઠિયાવાડની કોર્ટોમાં એમને ફર્સ્ટક્લાસની સનદ મળી. ત્યારબાદ અન્ય વકીલોની હરિફાઈમાં ચડીને પોતે સારામાં સારા વકીલની ગણનામાં આવ્યા છે. આ વકીલાતના ધંધા દરમ્યાન સંવત ૧૯૬૧થી ૨ વર્ષ સુધી સ્ટેટનો કારભાર પણ સ્વીકાર્યો હતો.

પુરૂષાર્થબળે સ્થિતિ સુધારી સને ૧૮૮૯માં પોતાના નિવાસ માટે સીવીલ સ્ટેશનમાં મકાન બંધાવી પછી રાજકોટપરામાં પણ કેટલાંક મકાન બંધાવ્યાં. એટલે હાલ પોતાને ધંધા ઉપરાંત મકાનોનું ભાડું પણ સારૂં આવે છે. ચરિત્રનાયકનું વ્યક્તિગત

જીવન જેવું ઉત્સાહભર્યું છે તેવું જ તેમનું જાહેરજીવન પણ ઉજ્વળ છે.. હિતવર્ધક સભા અને કાઠિઆવાડ રાજકીય પરિષદની મેનેજીંગ કમિટિના તેઓ એક સભ્ય છે. લોકમત કેળવવા પોતે ભાષણો આપે છે અને લેખો પણ લખે છે. રાજકોટ લોહાણા જ્ઞાતિના, રાજકોટ પ્રજા મંડળના, તથા રાજકોટ મ્યુનિસિપાલિટિના તેઓ પ્રમુખ છે. તેમ જ લોહાણા બોર્ડીંગના પણ પ્રમુખ છે. સન ૧૯૧૨માં રાજકોટમાં ભરાયલી લોહાણા કોન્ફરસ વેળા સન્માનકારિણી સભાના પ્રમુખ પણ તેઓશ્રી હતા. લોહાણા બોર્ડીંગની સ્થાપના કરવામાં સૌથી આગળ પડતો ભાગ લઇ સારી રકમ બેનાયત કરી હતી. હાલ ૬૭ વર્ષની ઉમરના છે છતાં બહુ મહેનતનું કામ કરી શકે છે. સ્વજ્ઞાતિની દરેક પરિષદમાં પોતે ઉમંગથી ભાગ લે છે. અને જ્ઞાતિભાઇઓને ધંધે ચડાવીને તેમજ નિરાધાર ભાઈ બ્હેનોને યોગ્ય મદદ આપીને રાજી થાય છે. જ્ઞાતિ પ્રેમથી આકર્ષાઇ પોતાના પુત્રના લગ્ન પ્રસંગે કોઇએ નહિ કરેલી એવી હિમ્મત કરીને, સમસ્ત લોહાણા જ્ઞાતિને પાકું જમણ આપ્યું હતું તેમજ તેમનાં માતુશ્રીની ક્રિયા વખતે છપન્નિયા દુષ્કાળને છેડે ચાર જાતના ઘૃત પકવાનનું જમણ આપી દરેક બ્રાહ્મણોને એક એક રૂપિયો તથા સમસ્ત જાતભાઇઓને લ્હાણું આપ્યું હતું. ત્યાર પછીના કોઇ કારજ પ્રસંગે પણ આ પ્રમાણે જ લ્હાણું કર્યું હતું. ચરિત્રનાયકનો ઘરસંસાર સુખી છે. એમને એક પુત્ર, બે પુત્રી, અને ત્રણ પૌત્રો છે. પોતાની સંતતિની ચાર પેઢી જોવા તેઓ ભાગ્યવાન થયા છે. પુરૂષાર્થની કળા અજબ છે. કયાં એક વખતના કલાર્ક અને કયાં આજના પ્રતિષ્ઠિત વકીલ! ચરિત્રનાયકે પોતાના જીવનથી ભવિષ્યની લોહાણાસૃષ્ટિને ઉદ્યમનો અત્યુત્તમ પાઠ શીખવ્યો છે. પ્રભુ હજુ એમને વધુ સારાં કામો કરવાનું બળ આપે એવું ઇચ્છીશું.



# એક ઝાંખી નજર.



**આ** સંક્રન્તિ યુગમાં પણ જે જાતિ અસંખ્ય સખાવતી વીરલાઓ, બાહોશ વ્યાપારીઓ, વકીલો, બેરીસ્ટરો, ડૉકટરો, ઉત્તમ રાજ્યદ્વારીઓ અને દેશસેવકોથી શોભી રહી છે; તે જ જાતિમાં ત્યાગની જ્વલંત મૂર્તિસમા સાધુ સંન્યાસીઓ અને કલ્યાણબાઇ જેવી સાધ્વીઓએ જન્મ લઈ, તેની સનાતન કીર્ત્તિને નિષ્કલંક જાળવી રાખી છે

ઈશ્વરપર અડગ શ્રદ્ધા અને **सर्वे आत्मवत् भूतेषु** ભાવનાઓથી ભરપુર હૃદયવાળા ભગવદ્‌-ભકતોનાં સંભારણાં તો હજુય જેવાં ને તેવાં કાયમ રહ્યાં છે.

'જલ્લા સો અલ્લા'ના ઉપનામથી પ્રસિદ્ધિ પામેલ વીરપુરના જલારામ ભગત, રાજકોટમાં ગાંગો ભગત, લાંબા બંદરમાં હરિભગત, બખરલામાં વિશ્રામ ભગત, વીસાવાડામાં લાખો ભગત; બીજમાં ઘેલો ભગત, દ્રોણમાં હરજી ભગત, સલાયામા ધર્મસિંહ ભગત, ખંભાલીઆમાં મોરાર ભગત, બામણબોરમાં શામજી ભગત, કોટડાચયણાકામાં રવો ભગત, કચ્છના જાદવજી ભગત, તથા ભેંસાણમાં માતાજી જીવીબાઈ, ચલાળામા માતાજી મૂળીબાઇ, કોટડાપીઠામાં માતુશ્રી જસુમા વગેરે અનેક ધર્મપરાયણ આત્મા-ઓએ જન્મ લઈ લોહાણા જ્ઞાતિના પ્રાચીન ગૌરવને દીપાવ્યુ છે.

મહીરેવા પ્રદેશમાં શેરખી મુકામે રવિભાણ સંપ્રદાયનો મોટો ગુરૂદ્વાર છે. આ સંપ્રદાયના મૂળ સ્થાપક ભાણજીભાઈ પણ લોહાણા હતા; જેમની ગાદીએ આજે પણ લોહાણા દેહધારી પુરૂષ વિરાજે છે. ખંભાળીઆમાં તથા કચ્છ શાપરમાં આ ગુરૂદ્વારની શાખાઓ છે. મહીરેવાનિવાસી લોહાણા ભાઈઓ વિશેષ કરીને આ રવિભાણ સંપ્રદાયના અનુયાયીઓ છે, એમ શેરખી ગુરૂદ્વારના કેટલાક લાગાઓ એમનાપર હોવાથી જાણી શકાય છે.

રવિભાણ સંપ્રદાય તથા વીરપુરના જલ્લારામ ભગત સિવાય અન્ય ભગતોએ અનેક શિષ્યો બનાવવાનું ગુરૂડમ્ ચલાવ્યું નથી; પણ પોતાની જગ્યામાં સદાવ્રત, રોટલો અને ઉતારા પાણીની સવ-ડતા રાખી પોતાના પગારદાર ટેલીઆઓ બહાર ફરતા રાખી જગ્યાના માટે મદદ મેળવે છે. આ વ્યવસાય ઉત્તરોત્તર તે ભગતોના વારસોએ અદ્યાપિ પર્યંત ચાલુ રાખ્યો છે.

કાઠિયાવાડના અમારા પર્યટનમાં આ ભગતોના સંબંધમાં એક વિદ્વાન મિત્ર સાથે લાંબી વાત-ચીત થઇ હતી. એમના અભિપ્રાયનો સારાંશ પણ અહીં આપીએ છીએ. તેઓ કહે છે કે:

૧ લોહાણાજ્ઞાતિ જે પ્રવૃત્તિઓમાં પોતાની શક્તિઓને કામે લગાડે તેમાં તે પારંગત થઈ જાય છે; તેમ આ ભગતો થવાનો પણ એક વખત કાઠિયાવાડમાં વ્યવસાય થઇ પડયો હતો. અને તે ભગતોની પેઢીઓ હજી ચાલુ છે.

૨ શાસ્ત્રોમાં પ્રભુપદ પ્રાપ્તિ માટે લક્ષ્મી અને સ્ત્રી ત્યાગવા કહેલ છે; ત્યારે આ ભગતો તથા તેમના હાલના વરસો કામિની અને કાંચનમાં લચ્ચાપચ્ચા રહ્યા છે.

૩ લગભગ બધાય ભગતો અભણ અથવા સાધારણ ભણેલા થયા છે; તેમાં કોઇએ તત્વજ્ઞાનનો ઉંડો અભ્યાસ કર્યો નહિ હતો.

૪ ઘણાખરા ભગતોની જગ્યામાં આ ધંધાને વધુ વિકસીત કરવા મંદિરો બંધાવેલાં છે અને તે મંદિરોની ઉપજ કે જે દેવદ્રવ્ય ગણાય તેનો પણ ઉપભોગ તેના હાલના ગાદીવારસો કરે છે.

૫ મૂળ ભગતોના સંબંધમાં પાછળથી તેમના ગાદીવારસો તથા બહાર મદદ માટે ફરતા ટેલીઆઓ એકની એક ચમત્કારિક વાત જુદા જુદા રૂપમાં જનસમૂહમાં ફરતા રહ્યા છે: કે જાણે ભગતના પાસે અક્ષયપાત્ર કે એવી જ જાતની અખૂટ સિદ્ધિ હતી. ભગત પોતે કોઈ ગામમાં ગયા. કોઇ ગૃહસ્થે ભગતને જમવા નિમંત્ર્યા. જમવા જતી વખતે રસ્તામાં જેટલા સાધુ સંત કે ગરીબો મળ્યાં તે સર્વેને ભગત પોતાની સાથે જમવા લેતા ગયા. આમંત્રણ કરનાર ધણીધણિયાણી આશ

માણસની રસોઇ ૨૫ માણસ કે તેથી વધુને કેમ પૂરી થશે એ વિચારમાં મુંઝાય છે. ભગતની સિદ્ધિના પ્રભાવે આટલા બધા માણસો તે રસોઇમાં જમી રહેવા ઉપરાંત રસોઈ તેટલી જ વધી પડે છે. આ અને આવી જ જાતની વાતો ભગતોની ચમત્કારિક સિદ્ધિઓ સંબંધે હજીય ચાલુ છે.

૬ આ ભગતોનો ગેઢી દર પેઢી આવો વ્યવસાય ક્ષત્રિય જાતિનું ઉત્તરોત્તર અધઃપતન કરનારો નીવડશે.

અમારા વિદ્વાન મિત્રનો ઉપરોક્ત અભિપ્રાય અમે અહીં એટલા માટે ટાંકી બતાવ્યો છે કે જે દલીલો પર કંઇક વિચાર કરતાં આ વિષયપર કછક વધુ પ્રકાશ પડી શકે.

તેમની પહેલી દલીલ અન્ય પ્રવૃત્તિઓ માટે બરાબર હોઇ શકે; પરંતુ ભગત થવાનો પણ ઈરાદાપૂર્વક વ્યવસાય ચલાવ્યો હોય એ માન્યતા ભ્રમમૂલક છે. કારણકે આજથી ૨૫-૫૦ વર્ષ પહેલાં મનુષ્યોમાં આટલી પ્રપંચ બુદ્ધિ કે હૃદબહારની સ્વાર્થની માત્રા ન હતી. ઉપરોક્ત અમે જે ભગતોની નામાવળી આપી છે તે બધાએ પોતાની આખી જીંદગી દરિદ્રતામા ગાળી શૂદ્ર, ગરીબો, પતિતોની જ સેવા કરેલી છે. તેઓ સદા નિર્લોભી અને નિસ્પૃહી હતા. એ મૂળ મહાપુરૂષોના જેવા જ તેમના વ શજો ન થાય એ સ્વાભાવિક છે. સદ્ગુણ ગમે તેવો હોય પણ તેની અતિશયતા થવાથી તે સદ્ગુણ જેમ સદ્ગુણ રહેતો નથી. તેમ આ મૂળ ભગતોના જેવા એમના વ શજો ઉત્તરોત્તર નહિ રહેવાથી અને તેમાં વખત જતાં સ્વાર્થનો અંશ વધુ પ્રવેશ્યાથી, એ ખરૂં છે કે પૂર્વ પુરૂષો જેવી આજે તેમના વારસોમાં પ્રતિભા નથી રહી. પરંતુ તેથી મૂળ પુરૂષોની પ્રતિષ્ઠાને જરાય ઝાંખપ લાગતી નથી.

ભગતોના ગાદીવારસો પોતાના પુત્ર પુત્રીઓને પરણાવવા વરાવવાનો બધોય સંસાર વ્યવહાર ચલાવે છે એ ખરૂં છે. પણ શાસ્ત્રોનો ઉંડો અભ્યાસ કરેલ હોય; તેવાઓમા જ સર્વ પ્રકારની યોગ્યતા હોય છે એ માનવું ભૂલ ભરેલું છે. અક્ષરજ્ઞાન કરતાં હૃદયજ્ઞાન અતિ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરાવે છે એ નિર્વિવાદ સત્ય છે.

ભગતોની ઘણીખરી જગ્યાઓમાં આજે મંદિરો જેવાય છે, પણ તે મંદિરોની ઉપજનો ઉપભોગ તેઓ કરે છે કે કેમ તે અમે ચોકસ કહી શકતા નથી. જો અમારા વિદ્વાન મિત્રના માનવા પ્રમાણે જો તે દેવદ્રવ્યનો ઉપભોગ ભગતોના હાલના વારસો કરતા હોય તો તે અલબત પસંદ કરવા લાયક નથી.

અમારા એ વિદ્વાન મિત્રની પાંચમી દલીલ અવશ્ય વિચારણીય છે. સર્વ ભગતો પાસે અેવું અક્ષયપાત્ર કે અખૂટ સિદ્ધિ હોય તો પછી જનસમૂહની મદદ માટે યાચનાની તેને કશીય ગરજ રહેતી નથી.

આ ભગતોનો પેઢીઓના જેવો વ્યવસાય ચાલવાથી જીવન પરાવલંબી થઈ જતાં અને યાચકવૃત્તિ પ્રાધાન્ય થતાં ક્ષત્રિયોચિત ગુણો વખત જતાં તેમાંથી જતા રહે છે અને તેમ થતાં જાતિનું પતન થતું આવે છે. એ વિચાર કરવા જેવી વાત છે.

ભગતોના હાલના ગાદી વારસો અને આ વ્યવસાય આજે ગમે તે પરિસ્થિતિમાં હોય તો પણ મૂળ પુરૂષોએ તો ગરીબોના બેલી બની, તેના દુઃખોમાં આશ્વાસન આપી, કોળી, વાઘરી, સગર, સતવારા વગેરે પતિત જાતિઓમાં ભજનીયાં ગાઇને પણ ભક્તિમાર્ગનો પ્રચાર કર્યો છે. અને એમ કરીને પણ તેઓને ઈશ્વરપરાયણ રાખવાનો મહાન ઉપકાર કર્યો છે, એમાં કંઇ સંશય જ નથી.

અહીં અમે એકાદ બે ભગતોનો પરિચય આપ્યો છે. શક્ય પ્રયાસોથી મળી શકયા તે ફોટાઓ અહીં પણ આપ્યા છે.

આ સિવાય અન્ય વિભૂતીઓ પણ અવશ્ય હશે જ પણ તેઓ સર્વને માટે તપાસ કરવાનું આ સમયે બની શકયું નથી. એટલે જેટલું બન્યું છે તેનાથી જ અત્યારે વાંચનારને સંતોષ માનવા નમ્ર વિનતિ છે.

# સાધ્વી કલ્યાણબાઇ (કચ્છ—નરેડા)



ભારતવર્ષની પ્રખ્યાત **લોહાણા** જ્ઞાતિમાં સાધુ–તપસ્વી પુરૂષો ઉત્પન્ન થયા છે તેમ સાધ્વી સ્રીઓ પણ થઈ ગઇ છે. તેમાંના ૪૦–૪૫ વર્ષ ઉપર થઈ ગયેલાં સાધ્વી કલ્યાણબાઈનું સાધુ ચરિત્ર જ્ઞાતિને ગૌરવયુકત કરે છે. એમની આછી જીવનરેખા અત્રે દોરી અમે ધન્ય થઇએ છીએ.

કચ્છમાં **નારાયણસરોવર** પાસે **નરેડા** કરી સાધારણ ગામ છે. તેમાં આ ચમત્કારિક ભકિતમતિ બાઇ થઇ ગયાં છે. સાંભળવા પ્રમાણે **ન**રેડામાં સાધુસંતોનો એક સામાન્ય મઠ છે. **નારાયણસર** તીર્થમાં દર કાર્તિક માસમાં એક મોટો મેળો ભરાય છે; ત્યાં હજારો **યાત્રાળુઓ** શ્રી **વિક્રમ**રાય ભગવાનનાં દર્શન તથા અસ્થિસંચની ક્રિયા માટે જાય છે. રસ્તામાં **ન**રેડા ગામમાં ઉકત મઠમાં બાઈ કલ્યાણબાઈ, **મીરાં**બાઈની પેઠે સંતસાધુનાં દર્શન કરી સત્સંગમાં મગ્ન રહેતાં હતા. પ્રથમ માતાપિતાએ એમનાં લગ્ન કર્યાં હતાં. પણ એમના યોગી આત્માને સંસારમાં સાર નહિ જણાવાથી પોતે માત્ર ભકિતમાં લીન રહેતાં હતાં. એક વખત એક યોગેશ્વરે આ બાઇનું શાસ્ત્રજ્ઞાન, જીતેન્દ્રિયપણું અને પ્રભુનિષ્ઠા જોઇ વરદાન આપ્યું હતું. જેવી રીતે **સૂર્ય**નારાયણે **દ્રૌ**પદીને અક્ષયપાત્ર આપેલું, અને તેમાંથી **દ્રૌ**પદી વનમાં સૌને ભોજન કરાવતાં હતાં; તે પ્રમાણે આ **યોગે**શ્વરે **કલ્યાણ**બાઇને અક્ષયપાત્ર આપ્યાનું કહેવાય છે. અક્ષયપાત્ર આપતાં કહ્યું હતું કે: 'મૈયા! તમે આ પાત્રમાં રસોઈ કરી બ્રહ્માર્પણ કરજો અને સાધુ સંતોને જમાડજો. મારૂં વરદાન છે કે તેમાંથી કદી પણ રાંધેલું ખુટશે નહિ, તમે સૌથી છેલ્લાં જમજો. નિસ્પૃહી રહેજો, નિર્માની રહેજો અને લોભી થશો નહિ' આટલું બોલી એ **સાધુ** મહાત્મા ચાલ્યા ગયા હતા.

કલ્યાણબાઈ તે પ્રમાણે જ કરતાં હતાં. સાધુસંતો તથા વટેમાર્ગુઓને પોતે નિરંતર જમાડતાં હતાં. કહેવાય છે કે એક વખતે મધ્યાન્હ કાળે ૨૦૦ વૈરાગીઓનું ટોળું **બા**ઈની પ્રશંસા સાંભળી દર્શન કરવા આવ્યું. ત્યારે **બા**ઇએ માટીના એક વાસણમાં બે શેર ખીચડી રાંધી હતી અને તેમાંથી આ સર્વને જમાડી તૃપ્ત કર્યા હતા; પણ તે હાંલ્લીમાંથી ખીચડી ખૂટી નહોતી.

લોકો એમની પ્રશંસા કરતાં ત્યારે પોતે કહેતાં કે "પ્રભુ પોતે પૂરૂં પાડે છે, મારામાં કંઈ સિદ્ધિ નથી. ગુરૂની આજ્ઞાથી હું તો સાધુ બ્રાહ્મણની સેવા કરૂં છું અને ધ્યાનસ્થ રહું છું."

હજુ પણ કચ્છ પ્રદેશમાં બ્રહ્મભોજન વખતે તથા જ્ઞાતિભોજન વખતે સાધ્વી કલ્યાણબાઈની આશીશ માગી જમવાનું શરૂ કરવામાં આવે છે, અને તે **ન**રેડા ગામ પણ કલ્યાણબાઇને લીધે જ પ્રસિદ્ધ છે.

કહેવાય છે કે ૭૫ વર્ષની વયમાં ક્યારેય પોતે બીમારી ભોગવી નહોતી. પ્રારબ્ધ કર્મ હોય ત્યાં સુધી જ દેહ ટકે છે. એ ભાથું ખૂટી ગયું છે અને દેહ ખરી પડવાનો છે એવી અગાઉથી ખબર પડતાં પોતે આઠ દિવસ આગળથી સાધુ પુરૂષોનો ભંડારો કરી સૌની રજા લઈ સમાધિસ્થ થઈ ગયાં હતાં. કલ્યાણબાઈ વિષે ઘણી ચમત્કારિક વાતો સંભળાય છે તેમાં પણ આ અક્ષયપાત્રની વાત તો સુપ્રસિદ્ધ છે. એમના જેવી કલ્યાણકારી યોગિનીઓની અત્યારે ભારતને ખરી જરૂર છે.

# સ્વામી ભિક્ષુ અખંડાનંદ (અમદાવાદ)



ભારતભૂષણ ભર્તૃહરિ કહે છે કે "સંસારના ભોગો નદીના ઉંચા મોજા જેવા ચંચળ છે. માટે જ સર્વ સંસારને અસાર માની લોકોના અનુગ્રહ કરવામાં મનને પરોવી પરોપકાર માટે તત્પર રહેવું." ઘણીયે ઠોકરો ખાવાં છતાં મૂઢ જીવાત્માઓને આ ઉપદેશ અસર કરતો નથી; પણ જાગ્રત અધિકારી–અભ્યાસી આત્માઓ સહજ ઘટનામાં મહાજ્ઞાનને પંથે પડી જાય છે. બીજી જ્ઞાતિઓની માફક લોહાણા જ્ઞાતિ પણ આવા પવિત્ર આત્માઓથી પાવન થઈ છે. લોહાણા જ્ઞાતિના ગૌરવરૂપ એવા એક સાધુસ્વરૂપ–જ્ઞાનમૂર્તિ સ્વામીશ્રી અખંડાનંદજીનો અહીં પરિચય આપી અમે કૃતાર્થ થઈએ છીએ.

સ્વામીજીના જીવનને અંગે અમને પૂરતી હકીકત મળી શકી નથી. માત્ર એક સ્નેહી તરફથી જે કંઈ હકીકત મળી છે તેને આધારે અમે અહીં સંક્ષેપ જીવનરેખા દોરીએ છીએ.

આજના સંન્યાસી ભિક્ષુનું સંસારી નામ લલ્લુભાઈ જગજીવનદાસ હતું. એઓશ્રીનો જન્મ બોરસદમાં સં. ૧૯૩૧ ની સાલમાં થયો હતો. નાનપણથી જ એમની વિચાર કરવાની ટેવ, શોધકબુદ્ધિ અને કરૂણામય વૃત્તિ સૌને નવાઈ પમાડતી હતી. અભ્યાસ માત્ર ગુજરાતી ૭ ધોરણ અને થોડું વૈદક જ્ઞાન લઈ પોતે પોતાને યોગ્ય પુરૂષાર્થ ઉપાડયો હતો. સં. ૧૯૪૮ માં ઇન્સ્યુરન્સ કંપની કાઢી ૧૯૫૧ માં બંધ કરી, અનાજનો અને લોખંડ તથા મણીયારાનો વેપાર કરવા લાગ્યા. આ વખતે પોતે શારદમાં સંયુકતકુટુંબ સાથે રહેતા હતા. ઉપરોક્ત ધંધામાં નશીબ અજમાવી પછી બોરસદમાં વ્યાપારી કંપની કાઢી. ત્યાર પછી એમ અનુક્રમે ત્રણ કંપનીઓમાં પોતે અનુભવ લીધો. કામકાજ કરતાં કરતાં પણ તેઓ નિરંતર જ્ઞાનપિપાસુ રહેતા. કયાંય પણ એમને જોઈએ તે આનંદ મળતો ન હતો. મહાપુરૂષોનાં જીવનની ખુબી એ છે કે તેઓ અસારમાંથી પણ સાર ખેંચી લેછે. પોતે કમાતા થયા પછી લગ્નની ગાંઠથી પણ જોડાયા હતા; પણ સંસારી છતાં સંન્યાસી વૃત્તિના રહેતા. ગૃહસ્થ જીવનમાં પણ યોગ સાધના–ધારણા, ધ્યાન, સમાધિ આદિ યોગનાં અંગો આચરતા; અને કાશી, હરદ્વાર, ઋષિકેશ વગેરે સ્થાને તિર્થાટન પણ કરી આવ્યા હતા. આ દશામાં એમનું મન સંસાર ઉપરથી તદન ઉપરામ પામી ગયું હતું; એટલે સં ૧૯૬૦ ના મહા વદી ૧૪ ના પોતાની સ્ત્રી અને ૬–૭ વર્ષના પુત્ર મોતીલાલને મૂકી તેઓએ સંન્યાસ લીધો. અને ધાર્મિક ગ્રંથોનો ઉંડો અભ્યાસ કરી એ જ્ઞાન સર્વત્ર ફેલાવવા માટે સસ્તું સાહિત્ય પ્રગટ કરવા લાગ્યા. સંન્યાસ લીધા પછી ત્રણેક વર્ષે આ

કાર્યમાં જોડાયા હતા. સંન્યાસી થયા પછી પોતાનું નામ અખંડાનંદ રાખ્યું છે. સસ્તા સાહિત્યની ગ્રંથમાળામાં ધાર્મિક પુસ્તકો પ્રગટ કરી જુજ કિમ્મતે પ્રચાર કરવા લાગ્યા છે. આ કાર્યમાં–શુભ પ્રયત્નમાં મદદ પણ ઠીક મળતી રહે છે તેથી અખંડાનંદજી ઉપદેશ કરતા ફરવાને બદલે પુસ્તકોદ્વારા સમાજમાં જ્ઞાનનો ફેલાવો કરી રહ્યા છે. જેલમાં કેદીઓને પણ જ્ઞાન આપવાના ઇરાદે તેઓ કેટલીકવાર મફત ધાર્મિક ગ્રંથો વાંચવા મોકલતા રહે છે. નદીઓ પોતાનું જળ માત્ર પોતે જ પીતી નથી પણ અન્યની તૃષા છીપાવે છે અને સૌને પવિત્ર કરે છે, વૃક્ષો પણ પોતાના ફળોનો પોતે જ ઉપભોગ નહિ કરતાં અન્યને તૃપ્ત કરે છે, વાદળાંઓ પોતે જ જળપાન નહિ કરી જતાં સૌના પોષણને માટે જળ વર્ષાવે છે. એવી જ રીતે સંત પુરૂષોની વિભૂતિ પરોપકારને માટે જ હોય છે. તેઓ પોતાનું સાધન કરીને જ બેસી નહિ રહેતાં અન્યને પણ સાધક કરવા અને શ્રેષ્ટ પદે પહોંચાડવા પ્રયત્ન કરે છે સ્વામીજી દિવસના જ્યારે જ્યારે નવરા પડે છે ત્યારે બસ ગીતા જ વાંચે છે. ઝાઝું બોલતા નથી. ગીતા એ જ એમના પ્રાણ છે. પ્રભુ આવી પવિત્ર વિભૂતિઓને અધિક સંખ્યામાં મોકલી જનસમાજને પવિત્ર કરો એજ યાચીએ !



# શેઠ વિસનજી ચતુર્ભુજ (કચ્છ—નખત્રાણા)



સારની મહત્તામાં વધારો કરનાર જો કોઇ પણ હોય, તો તે સાધુ પુરુષો જ છે. અસાર જગતમાં મનુષ્ય જાતિને માટે સારભૂત વસ્તુ કઈ છે તેનું તેઓ દર્શન કરાવે છે: એટલુંજ નહિ, કિન્તુ તેમને તે માર્ગે દોરે છે. સર માર્ટીન લ્યુથરના શબ્દોમાં કહીએ તો "કોઇ પણ દેશની ઉન્નતિ ત્યાંની ભાતિક પેદાશ ઉપર, વિશાળ કોટ કિલ્લા અને મહાલયો તથા હવેલીઓ ઉપર આધાર રાખતી નથી; કિન્તુ દેશના સદાચારી આત્માઓ ઉપર જ આધાર રાખે છે." અન્ય જ્ઞાતિઓની માફક લોહાણા જ્ઞાતિમાં પણ દાનવીરો ઉપરાંત સાધુ સંન્યાસીઓ પણ ઉત્પન્ન થયા છે કે જેઓએ પોતાનાં પવિત્ર જીવનથી આખી જ્ઞાતિને પાવન કરી છે. આવા એક સાધુ—સંત પુરૂષનો અહીં વાચકોને પરિચય કરાવી અમો કૃતાર્થ થઇએ છીએ.



શ્રીયુત વિસનજી ચતુર્ભુજ ઠક્કુર.

શેઠ વિસનજીભાઇનો જન્મ કચ્છ—નખત્રાણાના શેઠ ચતુર્ભુજ હંસરાજના ઘેરે વિક્રમ સંવત ૧૯૦૧ માં થયો હતો. ચરિત્રનાયકના પિતાશ્રી ઘણા પરોપકારી અને

ઉદારાત્મા પુરુષ હતા. લખત્રાણાની આસપાસ બંધાવેલાં વાવકૂવા અને ધર્મશાળાઓ હજી પણ ચતુર્ભુજ શેઠના નામથી ઓળખાય છે. ચતુર્ભુજ શેઠ પોતાના બે પુત્ર અને એક પુત્રીને પોતાની વિધવા પત્નીના આશ્રયે છોડી પરલોકવાસી થયા હતા. તેમના અવસાન પછી સંબંધીજનો ઘરમાં જે કાંઇ હતું તે બધું લઇ ગયાં એટલે પોતાનાં નાની વયનાં ત્રણે બાળકોને લઈ માતુશ્રી મુંબઈ ગયાં. માતાનું તેમ જ ભાઇ બહેનનું પોષણ કરવા સારૂ આપણા ચરિત્રનાયકે નોકરી સ્વીકારી. રાત્રિના વખતમાં એક બે સાધુ પો પાસેથી હિન્દી અને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા માંડયો. ભાગ્યચક્ર બદલાતાં પોતે કાર્યદક્ષતા દેખાડીને પોતાના શેઠની પ્રીતિ મેળવી; તેથી સ્વાભાવિક જ સ્થિતિ સુધરતી ચાલી. જૂની રૂઢિ અનુસાર આપણા ચરિત્રનાયકનું સગપણ નાની વયમાંથી જ કરી નાખવામાં આવ્યું હતું. આગળ જતાં પોતાની જાતમહેનતથી તેઓશ્રી રૂના એક સારા વેપારી થયા અને લાખોનો વ્યાપાર ખેડવા લાગ્યા. એમાં રૂપિયા ત્રણેક લાખ મેળવ્યા પરંતુ કરાચીથી મંગાવેલાં રૂનાં વહાણ ત્રણે સામટાં ડૂબી જવાથી હતું તે ચાલ્યું ગયું. છતાં હનાશ નહિ થતાં મુંબઇમાં ભાંગ તથા ગાંજાનો ઇજારો લીધો. તેમાં સારો લાભ થવાથી અમદાવાદ તથા ધોળા જીલ્લાનો અફીણનો ઇજારો રાખ્યો. ત્રણ વર્ષના ઇજારા દરમ્યાન સારી અર્થ પ્રાપ્તિ કરી અમદાવાદમાં ગાડીઘોડા, અને વાડી બંગલાના માલિક પણ થયા. પણ પાછું નશીબયોગે દુઃખનું વાદળ ચઢી આવ્યું. બીજી વારના ત્રણ વર્ષના ઇજારાની મુદ્દત પૂરી થતાં એકંદર છ વર્ષની મુદ્દત પૂરી થતાં સુધીમાં ચરિત્રનાયકે જેઓને લાખોનો લાભ કરી આપ્યો હતો, તે બે ભાગીદારો દગલબાજ નીકળ્યા. તેથી તેમનાપર કોર્ટમાં દાવો માંડવો પડયો. તેમાં કેટલાય હજાર ખર્ચાઇ ગયા અને એક કૃતઘ્ન કિંવા લૂણહરામ પ્રતિવાદી પણ જબાની આપતાં આપતાં અમદાવાદની કોર્ટમાં જ રામશરણ થયો કહેવાય છે. ચરિત્રનાયકના માતુશ્રી, નાની બહેન, ભાઇ તેમજ ભાઇનો પુત્ર અને પોતાની પૂર્વ પત્નીનો પણ સ્વર્ગવાસ થયેલો હોવાથી તે જ વખતથી પોતે વૈરાગ્ય-વૃત્તિવાળા થઈ ગયા હતા. તેવામાં વળી કોર્ટમાં બનેલા ઉપલા બનાવે એ વૃત્તિને વધુ પોષણ આપ્યું. તેથી પ્રતિવાદી પર થયેલી રૂ. ૪૦૦૦૦)ની ડિક્રી—કે જે ડિક્રી બજાવીને નાણાં વસુલ કરી શકાય તેમ હતું, તે કોર્ટમાં જ ફાડીને કોર્ટમાંથી બહાર નીકળી ગયા.

બીજે દિવસે અમદાવાદમાંની સ્થાવર મિલ્કતની વ્યવસ્થા કરી પોતે પોતાનાં બીજી-વારનાં પત્ની તથા પુત્ર સાથે મુંબઇ ગયા. ત્યાં જે કાંઇ રોકડ નાણું હતું તે પત્નીને સોંપી પોતે વાનપ્રસ્થ આશ્રમના ધર્મોનું પરિપાલન કરવા સારૂ સિન્ધમાં ચાલ્યા ગયા. આ બનાવ ઈ. સ. ૧૮૮૮ માં બન્યો હતો અને તે વખતે એમના એકના એક પુત્રરત્ન શ્રીયુત નારાયણભાઈ કે જેઓ એક વિદ્વાન અને લોહાણા જ્ઞાતિમાં એક ટેકીલા પુરૂષ તરિકે કેવળ સાહિત્યસેવા પર જ પોતાનું યશસ્વી જીવન વ્યતીત કરી રહ્યા છે, તેમની ઉમ્મર માત્ર આઠ વર્ષની હતી. વિદ્વાન્ અને સાધુ પિતાની ગેરહાજરીમાં ફક્ત માતાની મીઠી છાયામાં મોટા થઇ રા. નારાયણ ફક્ત ત્રણ ચોપડી ભણી વ્યાપારી લાઈનમાં જોડાયા. ઇ. સ. ૧૮૯૬ માં આપણા ચરિત્રનાયકે પોતાના એકાકી પુત્રને પોતાની પાસે સિન્ધમાં બોલાવી લીધો અને અંગ્રેજી, સંસ્કૃત, મરાઠી, હિન્દી વગેરે ભાષાઓનો અભ્યાસ કરાવ્યો; કારણકે ચરિત્રનાયક પોતે એ ભાષાઓમાં અસાધારણ પ્રવીણતા ધરાવે છે. ઈ. સ. ૧૯૦૨માં પુત્ર સહિત પોતે હરિદ્વાર ગયા અને ત્યાં જઈ સંન્યસ્ત દીક્ષા લીધી. હાલ પોતે જગન્નાથ પુરીમાં કોઈ એકાન્ત આશ્રમમાં વિરક્ત અને આદર્શ સંન્યાસીજીવન ગાળી

રહ્યા હોવાનું જણાય છે. યોગસાધના, ગ્રંથલેખન અને વાચન તથા ઇશ્વર સ્મરણ એ તેમનો હાલનો મુખ્ય વ્યવસાય છે. તેમની ઉમ્મર ૮૦ વર્ષની થયા છતાં આરોગ્ય મન્દ પડયું નથી; દૃષ્ટિ વધુ તેજસ્વી બની છે અને શરીરમાં નવીન પ્રકારનું ઓજસ દૃષ્ટિગોચર થાય છે.

જે વખતે શ્રીયુત **વિસનજીભાઇ** સંસારી અવસ્થામાં એટલે કે ગૃહસ્થાશ્રમમાં હતા, તે વખતે પણ અવકાશના સમયમાં તેઓશ્રી ગ્રન્થલેખનનું કાર્ય કરતા હતા. પોતે 'અમર લાલ ચરિત્ર' 'શ્રી અષ્ટાવક્ર ગીતા' 'શ્રી ગુરુસ્તુતિ' અને 'કચ્છનો કાર્તિકેય' વગેરે પુસ્તકો લખ્યાં છે. ઉપરાંત પોતાના જૈનધર્મી મિત્ર શાહ ભીમસિંહ માણેકને 'રામચરિત્ર' 'પાંડવ ચરિત્ર' 'નવતત્ત્વ પ્રકરણ' 'ઢૂંઢકમત ખંડન' વગેરે પુસ્તકો તથા નાટકો લખી આપ્યાં હતાં. પરંતુ પોતે તે ધર્મના અનુયાયી ન હોવાથી તે ગ્રન્થોપર પોતાનું નામ આપ્યું નથી. પોતાની સારી સ્થિતિમાં આ ઉદારાત્મા પુરુષે અનેક સખાવતો કરેલી છે પણ કયાંય પોતાનું નામ પ્રગટ થવા દીધું નથી. નામના સારૂ દાન આપવાનું તેઓશ્રી પસંદ કરતા નહોતા; અને આત્મશ્લાઘાના પોતે પરમ વિરોધી છે. મુંબઇમાં દરિયાસ્થાન બંધાવતી વખતે તેઓએ સારી સહાયતા આપેલી હતી, છતાં સખાવતી ગણાવાની જરાયે પરવા કરી નહોતી. જગતને રીઝવવા કરતાં પોતે પોતાના આત્માને રીઝવવાનું પ્રથમથી જ પસંદ કરતા હતા.



શ્રીયુત નારાયણજી વિસનજી ઠક્કુર

ચરિત્રનાયક મુંબાઇ, અમદાવાદ આદિ શહેરોમાં ઠક્કુર **વિસનજી** ચતુર્ભુજના નામથી જાણીતા છે. પરંતુ સિન્ધ પ્રદેશમાં ઠક્કુર વિષ્ણુદાસ અથવા વિશનદાસના નામથી

ઓળખાય છે; માત્ર એટલું જ નહિ, પણ ત્યાંના મોટામોટા મહંતો પણ તેઓશ્રીના શિષ્ય છે. અહીં પોતે એક સાધુ પુરુષ તરીકે વંદનીય તથા પૂજનીય થયા છે. ચરિત્રનાયકના સ્વજ્ઞાતિ પ્રેમ, શોધક બુદ્ધિ, વિદ્વત્તા અને વ્યવસ્થાશક્તિ આદિ સદ્ગુણો સૌને આશ્ચર્ય ઉત્પન્ન કરાવે તેવા છે. આ સદ્ગુણો અને ઘટનાઓ વિષે પુષ્કળ વિવેચન થઇ શકે તેમ છે; પરંતુ અહીં માત્ર ' ફૂલ નહિ તો ફૂલની પાંખડી ' રૂપે એઓશ્રીનો લોહાણા જગતને પરિચય કરાવી અમો કૃતકૃત્ય થઇએ છીએ. સંસારના રંગરાગમાં ચકચૂર થયેલી આલમને સત્ય જ્ઞાનનો સન્દેશ આપવા સારૂ પરમેશ્વર જગતમાં સંત પુરુષોને સંસારમાં મોકલાવે છે. તેઓ અસારમાંથી પણ સારનું દોહન કરી લે છે. મહા પુરુષોની વિભૂતિનો પાર કોણ પામી શકે છે? આ જ ઉત્તમ પિતાના પુત્ર શ્રી. નારાયણ વિસનજી ઠક્કુર પણ વિચારક તથા સાક્ષર વર્ગમાંના એક છે. આ સરસ્વતી સેવકે આશરે પચ્ચાસ કરતાં વિશેષ પુસ્તકો અનુવાદ કરીને તથા સ્વતંત્ર રચના કરીને લખ્યાં છે અને તે જેવી રીતે લોકાદરને પાત્ર થઇ ચૂક્યાં છે તેવી જ રીતે ભવિષ્યનો ઇતિહાસકાર જરૂર એમની સાહિત્યસેવાપ્રતિ કૃતજ્ઞતા દર્શાવશે એ નિર્વિવાદ છે. તેઓ એકરંગી જીવન સ્વીકારી કેવળ પોતાની કલમ ઉપર જ પોતાનો સર્વ વ્યવહાર ચલાવી રહ્યા છે. અંતમાં અમો એવું ઇચ્છીએ છીએ કે ચરિત્રનાયક શેઠ વિસનજીભાઇ—હાલના પૂજ્ય સંન્યાસી મહારાજને પ્રભુ દિવ્યાંજન આંજી આદર્શ સાધુ—ભારતના ઉત્તમ સંત પુરુષ બનાવે અને એમનાં સુપુત્ર શ્રી. નારાયણ ઠક્કુરની લેખિનીથી પણ જનતાને ઉત્તમોત્તમ ગ્રન્થરત્નોની પ્રાપ્તિ થતી રહે. ॐ શાંતિ.



# ભક્ત શ્યામજીભાઈ ઉમરશી (અંજાર)





પ્રેસિડન્ટ વીલ્સન કહે છે કે " એકવાર ફરીથી સૌ જીંદગી અને સંપતિનું સાર્થક કરી જન્મથી વારસામાં મળેલું આકીન પાળશે તો નવું સંપાદન કરેલું ઓજસ સમસ્ત જનમહાજનના મુખપર પ્રકાશી ઉઠશે " તેમ જ લોર્ડ રસ્કીનના શબ્દોમાં કહીએ તો "મમત્વ અને બેવકુફીભર્યા વિચારો જ આપણો નાશ કરે છે ન્યાય, આત્મપ્રભાવ તથા સત્ય વિચારણા આપણું રક્ષણ કરે છે " અધમતાને આંગણે ઉભેલી જનતા આ મર્મ વિસરેલી છે. તેને ઉજ્વળ માર્ગે દોરનાર કોઈ પણ હોય તો તે મહાપુરૂષોનાં જીવનવ્રતો છે, આ હેતુને ફલિતાર્થ કરવા આજે અમે જે વ્યકિતની જીવનરેખા દોરીએ છીએ, તે નથી કોઇ મીલમાલેક કે નથી મૃત્યુલોકનો મહાન દલાલ; છે માત્ર અસાર-માંથી સાર શોધતો એક ત્યાગી અને ટેકી આત્મા. એમના ઉચ્ચ ગુણોથી આકર્ષાઇને એમનો ટુંક પરિચય અત્રે આપવાનો અમે પ્રયાસ કર્યો છે. હનુમાનના જેવી સેવાવૃત્તિ અને રંતીદેવના જેવી ત્યાગ અને સાધુ વૃત્તિ, એ એમના જીવનનો આદર્શ છે.

શ્યામજીભાઇનો જન્મ કચ્છ અંજારમાં ગણાત્રા કુટુંબમાં સં. ૧૯૧૮ ના મહા વદી અમાવાસ્યાના દીને થયો હતો. પિતા ઉમરશીભાઇ સાધારણ નોકરી કરી કુટુંબપોષણ જેટલું મેળવતા હતા. દાદીમાની દયાવતી ગોદમાં ચરિત્રનાયકનું સંસ્કારી જીવન શરૂ થયું હતું. દાદીમા ગંગાબાઈ જોડે પોતે કથા સાંભળવા જતા અને ઘેર આવી સાંભળેલું દાદી-માને સંભળાવી જતા. આવી રીતથીજ એમના કુંણાં હૈયામાં ધર્મનાં બીજ રોપાયાં હતાં.

તેઓ ચાર ભાઈઓ હતા તેમાં અત્યારે બે જ વિદ્યમાન છે. લાલજીભાઇ તથા દેવજીભાઇનો દેહાન્ત થયો છે; અને ધર્મસિંહભાઇ દેશમાં ડોકટરની લાઈનપર છે.

સાધારણ ભણી આપણા ચરિત્રનાયકે મુંબઇમાં આવી શેઠ કુંવરજી મોરારજીને ત્યાં નોકરી લીધી. ત્યાંથી કાનાનોર ગયેલા પણ ઠીક નહિ લાગવાથી પાછા મુંબઇ આવી શેઠ નારણજી જેઠાને ત્યા વાર્ષિક રૂા. ૧૫૦) ના પગારે નોકરી રહ્યા. ઉમદા ગુણોના આધારે પગાર વધીને વાર્ષિક રૂા. ૭૫૦) થયો. એટલું જ નહિ પણ શેઠના કુટુંબીજન જેવો સ્નેહ સંપાદન કરી ત્યાં જ સ્થાયી થયા. એમની પ્રમાણિકતા અને નિસ્પૃહિતાને સૌ પૂજ્યભાવથી જોવા લાગ્યા. સં. ૧૯૬૨ માં શેઠ જેઠાભાઇએ ભાગીદારી છોડી ત્યારથી પોતે પણ નોકરી છોડી એમની સાથે જ ફરતા હતા.

સં. ૧૯૩૪માં ચરિત્રનાયકનું લગ્ન થયેલું. પણ ચાર વર્ષમાં જ સંસારની અસાર-તાનો ખ્યાલ આપી એ આદર્શઆર્યા ૧ વર્ષનો પુત્ર મૂકી અદર્શ થઈ. ભકતનું હૃદય આ ઘટનાથી વૈરાગ્યે રંગાયું. અને ત્યારથી સૌ કોઈ એમને " ભગત "ના ઉપનામે સંબો-ધવા લાગ્યા. બાર માસનો બાળક પુત્ર વીરજી, પિતામહ અને પિતામહીને ખોળે ઉછરી

મોટો થયો. અને હાલ અંજારમાં દુકાન ખોલી વ્યાપાર ખેડી રહ્યો છે. આ પુત્રને ત્યાં પુત્રમુખ જોવાને પણ ભગત ભાગ્યવંત થયા છે. પત્નીના અવસાન બાદ ભગતે તો નચિંતે કીરતારનું ભજન કરવાનો સંકલ્પ કરી સંત સાધુજનનો સહવાસ વધાર્યો. કુટુંબીઓએ ફરી લગ્ન કરવાનો આગ્રહ કરવામાં મણા મૂકી નહિ; પણ ચરિત્રનાયકની ટેક અડગ હતી. એમણે અંતરની ઉડી ગુફાનો આનંદ અવલોકયો હતો એટલે સંસારી સુખમાં રાચવાને ઇચ્છયું નહિ. છતાંય હિંદુસમાજમાં બને છે તેમ એમની અનિચ્છા છતાં માતા-પિતા જોડી બેસે નહિ તે માટે કચ્છની પ્રજાને જાહેર પત્રથી જણાવ્યું કે: " મારી નામરજી છે માટે મારા વડિલોના કહેવાથી મારે માટે કોઇએ પણ કન્યા આપવી નહિ. " મરણના મુખમાં જવાની તૈયારી પામેલા બુઢ્ઢાઓ, ઘોડે ચડવાના રસિયા અને બાર વર્ષની બાળાને પરણી ઘોર કૃત્ય કરતા સમાજના ઘાતકી શ્રીમંતો આ અડગ ટેકી આત્માના જીવનમાંથી કંઇ શીખશે કે ?

ચરિત્રનાયકના પિતાજી સં. ૧૯૬૬ મા અને મમતાળુ માતા ૧૯૭૭ માં સ્વર્ગવાસી થયાં છે. પોતે ખરા વેદાન્તી છે. આંતરશુદ્ધિ માટે પ્રાતઃસાંય સંધ્યોપાસન તથા ગ્રથાધ્યયન કરવાનું કદી ચુકતા નથી. એમને ધાર્મિક વાંચન પ્રિય છે, તેમ જ અમાની, અદંભી અને અહિંસક છે. હૃદય સંસ્કારી અને અનુભવની ભઠ્ઠીમાં શેકાઇ શુદ્ધ થયેલું છે. નોકરી છોડયા પછી પોતાની પાસેના રૂા. ૫૦૦૦) માંથી રૂા. ૩૦૦૦) પુત્રને આપી બાકીના પોતે ધર્મકાર્યમાં વાપરી નાખ્યા અને હાલ માત્ર માસિક રૂા. ૧૫ ) નો પોતાને માટે ખર્ચ રાખી પોતાના આશ્રયદાતા શેઠ જેઠાભાઇ ધનજીના વીલમાં લખ્યા મુજબ તેમ જ બીજી સુચના મુજબ ધર્મશાળાઓની અને બીજી બહારની સુંદર વ્યવસ્થા એક ટ્રસ્ટી તરિકે કરી રહ્યા છે. એમનો સહવાસ સુખકર છે. સ્વભાવ બાળકના જેવા નમ્ર અને પ્રેમી છે. તેઓ કહે છે કે: " ધર્મધ્યાન વગરનું જીવન નકામું છે " તેમ જ જ્ઞાતિની બોર્ડીંગોના બારામાં કહે છે કે: લોહાણા ક્ષત્રિયનાં બાળકોને પ્રેતભોજન જમાડવાં નહિ જોઇએ. વળી બોર્ડીંગો કરતાંય સ્કોલરશીપની પદ્ધતિ જ્ઞાતિને વધુ ફાયદાકારક નીવડશે. બોર્ડીંગોમાં પણ ધાર્મિક શિક્ષણને અગ્રસ્થાન ન હોય તો તે કેળવણી નકામી નીવડશે. તેમ જ કોન્ફરન્સના ઠરાવોને અમલમાં લાવવા માટે ઉપદેશકો રોકી જ્ઞાતિજનોના મત કેળવવાની જરૂર છે, એમ તેઓ માને છે. હવે પછીની કોન્ફરન્સમાં ફંડોનો ભંડોળ ભેગો નહિ કરતાં થયેલાં ફંડોની વ્યવસ્થા કરવાની જરૂર સ્વીકારે છે. એમનું ત્યાગી જીવન અનેકને મુંગો ઉપદેશ સુણાવે છે. ત્યાગ કર્યા વગર હૃદયકમળ ખીલવાતું નથી. સંસારી મૃત્યુ-ત્યાગ એજ ઇશ્વરી આનંદ લેવાની કળા છે. મહા પુરૂષો સિવાય સાધારણ માનવી આવા માર્ગે વળી શકતા નથી. અને તેથી જ ત્યાગી-સંતો પૂજાય છે. કૃપાળુ પ્રભુ, આ ત્યાગી આત્માને અખંડ આનંદ બક્ષે અને એમની વિભૂતિ અન્યને કૃતાર્થ કરે એજ અભ્યર્થના.



# ભક્તરાજ જલારામ (વીરપુર)



પૃથ્વીના વિશાળ પટપર પથરાયલી **લોહાણા** જ્ઞાતિએ ભક્ત–સાધુ પુરૂષોને ઉત્પન્ન કર્યા છે. તેમાંના ભક્તરાજ **જલારામ**ની પ્રભુતા પણ અવર્ણનિય કહેવાય છે."જલ્લાકા અલ્લા !" યાને જલારામ તો અલ્લા–પ્રભુ જેવા છે એમ એમના મુસલમાન શિષ્યો પણ કહેતા હતા.

એમનો નિવાસ કાઠિયાવાડના **વીર**પુરગામમાં હતો અને તેમના ગાદી-વારસો અત્યારે પણ એ જ ગામમાં છે. પોતે રામ ભક્ત હતા. રામરસમાં સમસ્ત સંસાર એમને મન નિરસ હતો. બાળપણથી જ આ પ્રકારની એમની લગની હતી. જપ, ધ્યાન, અને યોગ સાધનાથી હૃદય નિર્મળ બનાવી પોતે બાળકના જેવા આનંદી સ્વભાવના થઇ ગયા હતા. સંતસમાગમથી જ્ઞાનમાં પણ ઉંડા ઉતર્યા હતા. યોગ સાધનાથી અનેક ચમત્કારો કરી રંકનું કલ્યાણ કરતા એમ પણ કહેવાય છે. હિન્દુ મુસ્લીમ રાય કે રંક કોઇ પણ એમની જગ્યામાંથી જમ્યા વગર જતું નહિ. કહેવાય છે કે એમના સ્વાર્થત્યાગની કસોટી કરવા પ્રભુ પધારેલા અને એમના સાધ્વી પત્ની **વીર**બાઇની માગણી કરેલી. ભક્તરાજે ખુશીથી એ સાધુની સેવામાં **પ**ત્નીને સમર્પિત કરી. સાધુ, **વીર**બાઈ માતાને થોડે સુધી લઇ જઇ અદ્રશ્ય થઇ ગયા. માત્ર એક ધોકો અને ઝોળી મૂકી ગયા. થોડી વારે **મા**તુશ્રીએ પાછાં આવી જણાવ્યું કે એ તો સાક્ષાત પ્રભુ પોતે હતા. પછી ઉપાસના કરી પ્રભુનાં દર્શન કર્યાં. અદ્યાપિ એમની **વીર**પુરની જગ્યામાં મેળો ભરાય છે. તેમાં હિન્દુ મુસલમાન સાથે ભાગ લે છે. હજુ આ જગ્યામાં ધોકો અને ઝોળી સાચવી રાખેલાં છે. હાલ આ ગાદી ઉપર હરિરામભાઇના બે યુવાન પુત્રો છે. અને તેઓ કંઇક ઠાઠમાઠથી રહે છે. મહાપુરૂષોને પાર્થીવ વસ્તુઓ તૃણ સમાન હોય છે. એમને મળેલા ઉમદા આનંદ આગળ સંસારી વસ્તુ ગૌણ હોય છે. બાપા જલારામનું જીવન ભક્તિરસથી ભરપુર છે.

# ભક્તરાજ દવારામ ત્રીકમજી (ભાણવડ)



મનુષ્યમાં સદ્વૃત્તિ, ન્યાય અને ઉદારતાનો વિકાસ થાય છે ત્યારે સ્વાભાવિક રીતે જ સ્વાર્પણનો ગુણ આવી જાય છે. આ દશામાં માણસ પોતાની સુખ સગવડને ન જોતાં અન્યને સુખી કરવા પોતાના બધા સ્વાર્થનો ભોગ આપે છે. અને અન્યને માટે જ પોતે પોતાનું ખોળીયું ભાડે લીધું હોય એમ સમજે છે. આવા એક ઉચ્ચ અધિકારી લોહાણાજ્ઞાતિના નરસિંહ મહેતા– ભક્તરાજ દવારામજીનો ઉજ્વળ પરિચય અમે અહીં આપીએ છીએ.

ભક્તરાજનો જન્મ જામનગર તાબેના ભાણવડ ગામમાં થયો છે. નિશાળે બેસાડયા પણ ભક્તરાજ બે જ ચોપડી ગુજરાતી ભણીને ઉઠી ગયા. માત્ર સાધુ સંતોનો સમાગમ અને ભૂખ્યાં અપંગને કંઇ કંઇ ઘરમાંથી આપી દેવું એ જ પોતાને ગમતું હતું. આ રીત એમના બીજા ચાર ભાઇઓને ગમી નહિ તેથી દવારામને ૧૬ વર્ષની વયે જુદા કર્યા. બાપાની મિલ્કત થોડી જ હતી. વળી ભાઇઓના પાંચ ભાગ પડતાં ભક્તરાજને જુજ ચીજો ભાગમાં મળી. પણ આથી તેમને બહુ સરળતા થઇ. પોતે હવે છુટથી સાધુસંતોમાં ભળવા લાગ્યા. ઘરની જે કંઈ ચીજો હતી તે વેચી નાખી ને પણ સાધુઓનું સ્વાગત કરવા લાગ્યા. સં. ૧૯૩૪ની સાલમાં ગુજરાત કાઠિયાવાડમાં દુષ્કાળ પડયો ત્યારે ભૂખે મરતાં કંગાળ લોકો ભટકવા લાગ્યાં. આ જોઇ ભક્તરાજને દુઃખ થયું એટલે રામભરોસે પોતે સદાવ્રત ખોલ્યું; અને તેના નિભાવ માટે કાવડ ફેરવી ભિક્ષા માગવા લાગ્યા.

"પરમારથ કે કારણે" ભીખ માગી ભગતરાજે અહંકારરૂપી અજિત શત્રુને જીતી લીધો અને 'આત્મવત્ સર્વ ભૂતેષુ' ની દશાએ પહોંચી ગયા. આમ કાવડ ફેરવી તેણે ૧૨ વર્ષ સુધી સદાવ્રત ચલાવ્યું. દરમ્યાન એમનાં પત્નીનો પણ દેહાન્ત થતાં "ભલુ થયું ભાંગી જંજાળ" માની પોતે ખરા વાનપ્રસ્થી થયા. ભાણવડ ગામમાં આ આશ્રમ "દવારામની જગ્યા" ના નામથી પ્રસિદ્ધ છે, અહીં સાધુ સતો, અનાથ, રોગી અપંગોને આશ્રય મળે છે. રોગીઓને સાફ કરી ભક્તરાજ પોતે તેઓને પાટા બાંધે છે અને સંભાળભરી માવજત કરે છે. ખર્ચ વધતું ગયું તેમ મદદ પણ મળવા લાગી; કેમકે "સત્ય કાર્યની પેઢી કદી દેવાળું કાઢતી નથી" એ કથન પ્રમાણે રાજ્યની મદદ નહિ છતાં ભક્તરાજનાં આ કામની સ્થિતિ સુધરતી ગઇ. એમના તરફથી ત્રણ ચાર ટેલીઆઓ ફરે છે. તેઓ ગામડે ગામડે ખરડો કરાવી નિભાવ પૂરતું લઇ આવે છે. ભક્તરાજની ઉમ્મર ૬૮ વર્ષની છે. નરસિંહ મહેતાને નાગર ન્યાતે જેમ ન્યાતબહાર મૂકયા હતા તેમ લોહાણા ન્યાતે ભક્તરાજને ન્યાત બહાર કર્યા હતા. પોતે ખરૂં સત્ય શોધવાને મથે છે. ભક્તરાજને બે પુત્રો છે. તેઓ પણ ભક્તરાજના જેવા જ નિરાભિમાની છે. તેઓ હાલ જગ્યાની વ્યવસ્થા કરે છે. પરકલ્યાણમાં જ પોતાનું કલ્યાણ સમજે છે. પ્રભુ આવી દીવ્ય વિભૂતિઓને વધુ પ્રમાણમાં મોકલો એ જ અભ્યર્થના !

# જૂનું ઘર ને તેને અંગે કંઈક.

**જ્યાં** સ્થળે સ્થળે સૂર્યનાં સંતાનોની સ્મૃત્તિઓ તેના પ્રાચીન ગૌરવનો કીર્તિધ્વજ ફરકાવતી આજેય ખડી છે તે આપણું મૂળ વતન—જૂનું ઘર સિન્ધઃ જ્યાં આજે બાહોશ વકીલો, બેરીસ્ટરો, સાહસિક વ્યાપારીઓ. સત્યનિષ્ઠ સાધુચરિત મહાપુરૂષો, સખ્યાબંધ સંસારસુધારકો અને ઉત્તમ રાજ્યદ્વારી પુરૂષોથી આપણી જાતિ શોભી રહી છે, જેઓનાં જનસેવાનાં કામો આપણાથી કોઇ રીતે ઉતરતાં નથી; તેના તરફ આપણે આંખીનેય જોયું નથી: એ ઉદાસીનતા આજના રાજકીય સ્વતંત્રતાના યુગમાં હવે વધુવાર આપણને પાલવી શકે તેમ નથી.

હૈદ્રાબાદની પ્રસિદ્ધ એકેડેમીના સંસ્થાપક સાધુ હિરાનંદ, સિન્ધમાં બ્રહ્મોસમાજનો પાયો નાખનાર દિવાન નવલરામ, કરાચી કોલેજના સ્થાપક શ્રી. દયારામ જેઠમલ, યુરોપની સર્વ ધર્મ પરિષદમાં જઈ પોતાની અનુપમ જ્ઞાનશક્તિથી પશ્ચિમવાસીઓને મુગ્ધ કરી દેનાર પ્રોફેસર વાસવાણી, શ્રી. મોતીરામ આડવાણી, રાજુમલ ઈસરદાસ, દિવાન દયારામ ગીદુમલ આદિ પ્રસિદ્ધ વિદ્વાનો; ધર્માત્મા ચેલારામ ધન્નુમલ, ગરીબોના બેલી ભક્ત મૂળચંદ, ભાઇ કોડુમલ, અથંગ સાહસવૃત્તિથી આખીય પૃથ્વીના પ્રદેશમાં પેઢીઓ સ્થાપી વ્યાપારક્ષેત્રને વિકસીત કરનાર પ્રબલ પુરૂષાર્થી શેઠ વસીઆમલ આસુમલ વગેરે વગેરે આપણી જ્ઞાતિનાં જ અણમોલ રત્નો છે અને એવાં અનેક નરરત્નો અહીં પડેલા છે. ગ્રેજ્યુએટો, વકીલો, કાઉન્સીલરો, તો અહી ઘરઘર વિદ્યમાન છે. અમારા ભાઇઓ પોતાના જૂના વતનને ભૂલી ન જાય એ હેતુને જ માત્ર નજરમાં રાખી અહી ફક્ત સાત આઠ મહાપુરૂષોનો પરિચય આપીને અમે સતોષ માનીયેં છીએ. એ પ્રયત્ન માત્ર સમુદ્રમાંના એક બિન્દુ સમાન સમજવાનો છે. આજના રાજકીય સ્વતંત્રતાના મથન કાળમાં જાતિયબળને એકત્રિત રાખવામાં જ આપણી સલામતી છે. એટલું જ જ્ઞાતિના દીર્ઘદર્શી પુરૂષોને આથી સમજાય તો અમારો શ્રમ સફળ થયેલો સમજાશે.

અહીં જેમ કચ્છી, ઘોઘારી, હાલાઈ અને ગુજરાતી; એમ વિભાગો છે. તેમ આપણા જૂના વતન સિન્ધમાં પણ ધંધા અને સ્થાનપરત્વે આમિલ, ભાઇબંધ, નસરપુરી, શિકારપુરી એવા વિભાગ છે.

જૂના વખતથી રાજ્યની નોકરીમાં રહી પેઢી દર પેઢીથી તે વ્યવસાય કરતા આવેલા તે આમિલ કહેવાય છે. આ આમિલ ભાઇઓના ગુણકર્મ સ્વભાવ અહીંની રાજકારભારાં કરનારી નાગર જાતિને થોડે ઘણે અંશે મળતાં આવે છે. આમિલનો અર્થ Learned man ભણેલો ગણેલો માણસ: એવો થાય છે.

ભાઈબંધ, શિકારપુરી, નસરપુરી ભાઇઓમાં મુખ્યત્વે કરીને મોટો ભાગ વ્યાપારીઓ છે. સિન્ધનો લગભગ સર્વ વ્યાપાર વ્યવસાય તેઓના જ હાથમાં છે એમ કહેવામાં અત્યુક્તિ નથી. તેઓ ભારે ધર્મજીજ્ઞાસુ વૃત્તિવાળા છે; તેમનાં પ્રજાસેવાના પરોપકારી કામો જનતાને હેરત પમાડે એવાં છે. તેમની સખાવતો પણ જબરી છે. વ્યાપારી વર્ગ મહા સમૃદ્ધિવાન છે.

'ચંચળ બુદ્ધિના મનુષ્યો ગમે તે સ્થિતિમાં પણ પોતાને માટે ઉદ્યોગ શોધી કાઢે છે,' એ કથન ખરૂં છે. એક વખતની રાજકીય પતિતાવસ્થામાં પણ પોતાના બુદ્ધિચાતુર્યથી અનેક સંકટોને સહન કરીને પણ તેઓ વિદ્યામાં, વ્યાપારમાં, સાહસમાં, જ્ઞાનમાં ઘણા આગળ વધ્યા છે.

આરબોના વખતથી તે સમા, કલોરા અને ટાલપુર મીરોના સમયમાં પણ રાજ્ય કારભારમાં ઉંચામાં ઉંચા અધિકારો લોહાણા ભાઇઓએ ભોગવ્યા હતા. આજે પણ રાજ્યમાં દેશી કારભારી વર્ગ મુખ્યત્વે

નરીને આપણા આમિલ ભાઇઓનો જ છે. એક સમયે અહીં રાજ્યમાં નોકરી કરનારનું સામાજિક સ્થાન ઉચ્ચ મનાતું હશે. તેમના પોશાકમાં પણ તફાવત જણાતો; જે અદ્યાપિ પર્યંત આમિલ ભાઈઓના પોશાકમાં તફાવત જળવાઇ રહ્યો છે. તેમનાં શરીર સૌન્દર્ય અને નાજુક બાંધાના દેખાવ ઉપરથી તે આમિલ જણાઇ આવે છે; અને આમિલ ભાઇઓ હજીયે કંઈક વધુ કુલિન ગણાતા હોય એમ જણાય છે. તેઓમાં વરવિક્રયનો ચાલ છે. જે અનિષ્ઠ રૂઢી સામે પ્રબલ વિરોધતા દર્શાવતો એક યુવાન વર્ગ અત્યારે ઉભો થયો છે. બાળલગ્નનો ચાલ નથી.

લાંબા વખતથી વિધર્મીઓની સત્તા તળે પરાધીન સ્થિતિમાં રહેવાથી તથા એવા જ બીજા પ્રતિકુળ સંજોગોમાં તેમના ને આપણા બાહ્ય આચારવિચારમાં તફાવત જણાય છે. તેઓમાંનો મોટો ભાગ શીખ ધર્મનો અનુયાયી છે. ગુરૂ નાનક, અને ગુરૂ ગોવિંદસિંહ એ પણ આપણી જ જ્ઞાતિના સાધુચરિત રત્નો હોવાની ઇતિહાસ સાક્ષી આપે છે. અરોરા, ખત્રી, બ્રહ્મક્ષત્રિય આદિ લોહાણાક્ષત્રિય જાતિ વૃક્ષની શાખાઓ હોવા છતાં રાજકીય દુઃખદ્ સંજોગોમા વિભક્ત થયા પછી સંસર્ગ અરસ્પરસનો ન રહેવાથી કાળના વહન સાથે કેમ જુદા ભાગલા પડી જાય છે એના દાખલા દૂર શોધવા જવું પડે એમ નથી.

કચ્છમાં આવીને પણ જેમ દિવાન જેવા ઉચ્ચ અધિકાર આપણા ભાઇઓએ પ્રાપ્ત કર્યા હતા તેમ સિન્ધમાં મુસલમાની કાળમાં પણ હોન્તસિંહ, ખટણસિંહ, રામદાસ, જેઠમલ, નૌતમદાસ, ગીદુ-મલ, વગેરે આપણા ભાઈઓએ દિવાનપદ ભોગવ્યા છે. પણ તેની વીરતાના ઉલ્લેખો ઇતિહાસમાં ક્યાય મળી શકતા નથી. આજના ધસમસતા યુગમાં જાતિયબળને સંગઠિત કરવા માટે આ આપણી જૂની જન્મભૂમિ--સિન્ધનિવાસી ભાઈઓને પોતાના સમજી ઇતિહાસપ્રસિદ્ધ લોહાણાજ્ઞાતિ પોતાના પ્રાચીન ગૌરવને ફરી પ્રાપ્ત કરી દુનિયામાં પોતાનો કીર્ત્તિધ્વજ પુનઃ ફરકાવતી થાય એજ મહદેચ્છા!



# શેઠ ચેલારામ ઘલુમલ (કરાચી)



દુનિયાના અમ્મર ઈતિહાસમાં અનેક પુરૂષોના નામ અમ્મર થયેલાં જગતે જાણ્યાં છે. તેમાં પણ દાનેશ્વરીઓનાં નામ અગ્રસ્થાન ભોગવે છે. કરોડોની સંપત્તિના માલિક થવા છતાં જેણે તેનો જનહિતમાં, ગરીઓનાં દુઃખ દૂર કરવામાં, જાતભાઇઓને સુધારવામાં અને અન્ય પરોપકારનાં કામોમાં ઉપયોગ કર્યો નથી; તેઓ શ્રીમંત કહેવાયા છતાં કૃપણ અને ગરીબ છે, તેનું ધન માટીના ખાતર સમાન છે, તેઓનું જીવન દયાપાત્ર તથા વૃથા છે; પરંતુ તેથી ઉલટું મળેલી સંપત્તિનો પોતે ટ્રસ્ટી છે, અને તેનો ઉપયોગ દેશબંધુઓના અને અવાચક પ્રાણીઓના ઉદ્ધાર અર્થે કર્યો છે; એવી વ્યકિતઓનું કદાચ રૂપાન્તર થાય છતાં તેઓ સદાય બોધપ્રદ હોઇ જીવંત જ છે. સરિતા પોતાના જળને પોતાના જ ઉપયોગમાં લેતી નથી પણ અનેક જળાર્થીઓનાં દુઃખ દૂર કરે છે. વૃક્ષો પોતાનાં ફળોનો પોતાને માટે ઉપયોગ કરતા નથી પણ અન્યની ક્ષુધાની શાંતિ કરે છે. વાદળાંઓ પોતાને માટે જ વારિસંચય કરતાં નથી પણ વૃષ્ટિ કરી સંસારવાડીને લીલીછમ બનાવી જનતાનાં પોષણ માટે અન્ન ઉત્પન્ન કરે છે. આવી જ રીતે સાધુચરિત. વ્યકિતઓનાં તન મન, અને ધન સુદ્ધાં સઘળું પારકાના ભલા માટે જ હોય છે, આવાં અનુકરણીય અને પ્રતાપી જીવનોમાં સાધુચરિત્ શેઠ ચેલારામ ઘલુમલનું જીવન પણ જનતાને પરોપકારના પાઠ શીખવે એવું છે.

શેઠ ચેલારામભાઇનો જન્મ સંવત ૧૯૦૯ ના કરાચી શહેરમાં થયો હતો. તેમનાં માતાજી સાક્ષાત દયા અને ઉદારતાની મૂર્તિરૂપ હતાં. બાળકો માબાપના ગુણોની રૂપરેખા હોય એ પણ દેખીતું જ છે. એ રીતે જે જે દૈવી ગુણોથી ચેલારામભાઇ ઉચ્ચગામી થયા છે તે સર્વ ગુણો તેમને તેમના સંસ્કારી માબાપનાં જીવનમાંથી મળેલા છે.

એમના પિતાશ્રી એ વખતે શેઠ લેખરાજ ભુજવાણીની કોઠીમાં ભાગીદાર હતા. ચરિત્રનાયકની બાળપણની વિગતો મળી શકી નથી. પોતે જરૂરજોગું પંડયાની નિશાળે હિન્દુ–સિંધી શીખ્યા હતા અને ત્યારપછી વ્યાપારી શિક્ષણ લેવા શેઠ લેખરાજ ભુજવાણીની કોઠીમાં પિતા સાથે કામ કરવા લાગ્યા. પહેલાનાં વખતમાં ધર્મ અને નીતિનું શિક્ષણ બાળકો ઘરમાંથી મેળવતાં હતાં. એ રીતે ચરિત્રનાયક પણ દાદીમા પાસેથી તેવી વાર્તાઓ સાંભળતા અને તેમની સાથે કથાવાર્તા સાંભળવા પણ જતા. જે સાંભળતા તેના ઉપર બહુ વિચાર કરી તે પ્રમાણે કરવા મથતા. એટલે ધર્મના પ્રબળ સંસ્કારો તેનામાં આ રીતે પડયા હતા.

૧૫–૧૬ વર્ષની ઉમ્મરે પોતે શેઠ રામમુલ ઠાકોરદાસની કોઠીમાં કામ કરવા લાગ્યા. ત્યાં પગાર કે ભાગ કંઇ હતો નહિ પણ તેમને ધંધો સ્વતંત્ર રીતે કરવા કંઇ નાણાંની મદદ મળતી. પછી જાતજાતનું કાપડ વગેરે માલ મુંબઇથી મંગાવી કરાચીમાં



શેઠ ચેલારામ ધરુમલ.

વેચતા. આ રીતે પોતે સ્વતંત્ર બીઝનેસ શરૂ કર્યું. તેમ પઠાણ વેપારીઓના એજન્ટ તરીકે પણ કામ કરતા હતા. અને તેમાં પોતાની સત્યશીલતાથી તેઓનો ભારે વિશ્વાસ મેળવ્યો હતો. આથી કુદરતી રીતે તેમની ઉતરોત્તર ઉન્નતિ થવા લાગી.

સન ૧૮૯૪ માં અફ્ગાનિસ્તાનના અમીરે કરાચીમાં ફર્મ ખોલી તેમાં આપણા ચરિત્રનાયકને મેનેજર નિમ્યા. ત્યારપછી જાણીતી યુરોપિયન ફર્મમાં મુખ્ય દલાલ થયા. ચેલારામભાઇએ વિશ્વવિદ્યાલયોમાંથી ડીગ્રીઓ નહિ મેળવેલી છતાં માત્ર પોતાના ગુણોથી જ કેટલી લાયકાત મેળવી શકયા તે આપણે જોયું. લુખી ભણતર કરતાં ગણતર, અનુભવ અને ગુણો જ માનવજીવનની વધુ પ્રગતિ કરે છે. હવે તેની સાત્વિક કમાણીનો તેઓ કેવો સદુપયોગ કરી શકયા છે તે જોઇએ.

માત્ર કરાચીમાં જ નહિ પણ આખા સિંધ તેમ જ આખા હિન્દમાં સખાવતી નર તરિકે અત્યારે શેઠ ચેલારામભાઇ પ્રસિદ્ધ છે.

લક્ષ્મીવાન તેમ જ સત્તાવાન થયા પછી માત્ર ક્ષુદ્ર સ્વાર્થના કીડા નહિ બની રહેતાં પોતાની માનુષી ફરજો અચ્છી રીતે તેઓ બજાવી શકયા છે. દુઃખીઓનાં દુઃખ જોઇ તેમનું હૃદય રોઇ પડે છે. દુઃખીને દુઃખ રહિત કરવાની પોતાની મુખ્ય ફરજ સમજે છે અને તેમનું દયાળુ મન એજ ચિંતનમાં હોય છે. તેમના પતિપરાયણ પત્ની સન ૧૯૦૦ માં સ્વર્ગવાસી થયાં એમના સ્મરણાર્થે એક 'નારીશાળા' સ્થાપી છે. આ "મોટીબાઈ નારીશાળા"માં હિન્દુ જાતિની ગરીબસ્ત્રીઓને શિક્ષીકાઓ બનાવવા ઉપરાંત ધર્મમય, સ્વતંત્ર રીતે જીવન જીવી શકે તેવા હુન્નરઉદ્યોગો શીખવવામાં આવે છે. આમાં પ્રથમ ચરિત્રનાયકે રૂા. ૧૦૦૦૦) ની રકમ આપી મકાન બંધાવ્યું; અને પાછળથી રૂા. ૫૦૦૦) નિભાવાર્થે આપી શાળા ચાલુ કરી. આજે એ શાળા સુંદર કામ કરી રહી છે; અને સાધનહીન ગરીબ બાઇઓના આશીર્વાદ તેઓપર વરસી રહ્યા છે.

માનવ પ્રાણી કરતાં દુઃખી મુંગા પ્રાણી પ્રતિની દયાનો ધોધ તેમના હૃદયમાં વધુ વેગથી વહી રહ્યો દીસે છે. મુંગાં પ્રાણીના આશીર્વાદને તેઓ દેવનો આશીર્વાદ માને છે. તેને માટે પણ આ દયાળુ—અહિંસક આત્માએ ઓછું કર્યું નથી. કરાચી પાસે મલીર ગામમાં "ધી લોર્ડ વીલીંગ્ટન કેટલ ફાર્મ" ની સંસ્થામાં તેમણે રૂા. ૧૫૦૦૦) આપી પોતાની સાચી દયા પુરવાર કરી આપી છે. આ 'કેટલ ફાર્મ'માં પશુઓની ઓલાદને સુધારી તેને સરસ રીતે ઉછેરવાના પ્રયાસો થઇ રહ્યા છે. આ ઉપરાંત કરાચીની પાંજરાપોળની પ્રગતિ પણ આ પ્રતાપી આત્માના પ્રયાસને આભારી છે.

શેઠ સેવારામ શમરખિયામલ નામના એક એમના સ્વર્ગસ્થ મિત્રની મિલ્કતના પોતે ટ્રસ્ટી હોઇ તેમની યાદગીરી માટે તેમણે શું શું કર્યું છેઃ તે હવે જોઇએ.

કરાચીથી ૭ માઇલ દુર મંગાપીરમાં સેવારામ ધર્મશાળા ગરીબો માટે બંધાવી ત્યાં પબ્લીકને ન્હાવાનો ઘાટ પણ બંધાવી આપ્યો છે. અહીં રકતપીતિયાં રોગી માણસોને ગરમ પાણીના ઝરામાં ન્હાવાની સુંદર સગવડ શેઠ ચેલારામભાઇએ કરી

આપી છે. ત્યારપછી કરાચીમાં " ધી સર્વહિતૈષી આયુર્વેદ ઔષધાલય " ખોલ્યું છે; ઉપરાંત એક કન્યાશાળા સ્થાપી છે. અને રૂા. ૫૦૦૦૦) ખરચીને શેઠ સેવારામ રામરખીયામલના નામે ક્ષય રોગની હોસ્પીટાલ ચાલુ કરી છે. આ રીતે તેમની સખાવતોનો પ્રવાહ બધી દિશામાં વહી રહ્યો છે.

કરાચીમાં હિન્દુ સ્મશાનને આજે સ્વર્ગીય બગિચામાં ફેરવી નાખવામાં આવ્યું છે તે પણ આ ઉદાર આત્માને જ આભારી છે. તેમાં પાણીની સગવડો, લાયબ્રેરી, શાંતિગૃહો. મંદિરો ઈત્યાદિ અત્યારે ભારે જોવા લાયક થઇ પડયાં છે. આ કામ માટે પ્રથમ રૂા. ૧૩૦૦૦) જેવી નાદર રકમ આપી તેઓએ ફરતી દીવાલ બંધાવી આપી છે. સિંધમાં એવું એક પણ ધાર્મિક ખાતું નહિ હોય કે જ્યાં આ દાનવીરના દાનનો પ્રવાહ નહિ પહોંચ્યો હોય. **उदारस्य तृणं वित्तं** એ સુત્રાનુસાર આ ધર્માત્માને વિત્ત એ તો તૃણ સમાન છે. પોતે માત્ર પોતાની જરૂરીઆતોની તૃપ્તિ માટે વિત્તનો જ સંગ્રહ રાખતા નથી. કોઈ પણ મદદા-કાંક્ષીને શેઠ **ચે**લારામભાઇ પાસેથી નિરાશા મળતી નથી. કેટલાંયે ગરીબ, અસહાય, દુઃખી સ્ત્રી પુરૂષો અને બાળકો હંમેશાં તેમના આશ્રયે પોષાય છે. ક્ષુધા તૃપ્તિને માટે તેઓ આ અનાથોના નાથનાં ઘરને વીંટી વળે છે. આ દેખાવ તો તેમના ઘરની મુલા-કાત લઇ જેણે નજરે જોયો છે તે જ બરાબર જાણી શકે છે.

સન ૧૮૯૬માં જ્યારે કરાચીમાં પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે એવો ભયંકર કટોકટીનો સમય હતો કે પતિ પત્નીને છોડી દે; માબાપ બાળકોને પ્લેગ ચોંટવાની બીકે છોડી જાય; તેવા સમયમાં આ પરોપકારી પુરૂષ અને તેમના ગોઠીઆઓએ ઉત્તમ પ્રકારે પોતાના જીવના જોખમે પ્લેગનાં દરદીઓની સારવાર કરી હતી. 'જનસેવા એ જ દેવસેવા'નું ઉંડું રહસ્ય આથી વિશેષ શું હોઇ શકે? ત્યારપછી જ્યારે જ્યારે પ્લેગ દેખાવ દેતો ત્યારે કરાચીની પ્રજા જુદા જુદા કેમ્પ બાંધી કરાચીથી દૂર રહેતી અને તેમાં ગરીબોને દુઃખ ભોગવવાં પડતાં હોવાથી **શેઠ ચે**લારામભાઈનું હૃદય બહુ દુઃખી થતું હતું. તેથી તેઓશ્રીએ "**સાતા** હેલ્થ કેમ્પ" બંધાવી આપી પોતાના ગરીબ જ્ઞાતિભાઇઓને એવા ત્રાસદાયક સમયમાં રહેવાની ઉમદા સગવડ કરી આપવા ઉપરાંત સસ્તા ભાવે અનાજ પૂરૂં પાડવા માટે દુકાન પણ ખોલી હતી. તે માત્ર જ્ઞાતિભાઈઓ માટે જ નહિ પણ બ્રાહ્મણ ક્ષત્રિય, પંજાબી વગેરે સર્વને સસ્તું અનાજ આપવાનો પ્રબંધ કર્યો હતો. અને તેમાંય તદ્દન ગરીબોને મફત અનાજ આપવાની પણ વ્યવસ્થા કરી હતી. આમ તેમની અનેક-વિધ સખાવતોમાં માત્ર જાહેર સખાવતોનો જ આ ઉલ્લેખ છે. પણ તેમની ખાનગી સખાવતો પાર વગરની છે. જેની સંપૂર્ણ નોંધ મેળવવી અમારે માટે અશક્ય છે.

સન ૧૮૯૯માં પોતે મ્યુનિસિપલ કાઉન્સીલના મેમ્બર થયા. તેમની અનેકવિધ સખા-વતો અને પ્રજાસેવાના બદલામાં **રા. સા.** નો માનવંતો ખિતાબ આપી ગવર્નમેન્ટે તેમની કદર બુઝી છે. સન ૧૯૧૨માં તેઓ ઓનરરી મેજીસ્ટ્રેટ નિમાયા હતા. પણ ગરીબોને દંડ કરવો પડે તે પોતાનાં દયાપૂર્ણ હૃદયને અસહ્ય થઇ પડવાથી ઘણા આભાર સાથે તે માનવંતો હોદ્દો છોડી દીધો હતો. દયાળુ આત્માની આ કેટલી નિસ્પૃહતા! આદર્શને તેઓ સેવનારા છે.



ઉભેલા: ૧ ભાઈ ખુશાલદાસ, ૨ ભાઇ ખેમચંદ.
બેઠેલા: ૧ લાલચંદ પ્રહેલાજદાસ, ૨ સતુમલ, ૩ લેખરાજ, ૪ ચેલારામ શેઠ, ૫ ચાન્દુમલ, ૬ લોકુમલ, ૭ ચાન્દુમલના પુત્ર.
ચાર બાળકો નીચે બેઠેલા છે.

**એમને સાત પુત્રરત્નો પ્રાપ્ત** થયાં છે. તેમના નામો **૧ પ્રહલાજદાસ, ૨ લે**ખરાજ, ૩ **ચાંદુમલ, ૪ લોકુમલ, ૫ સતરામદાસ,** ૬ **ખુશાલદાસ, ૭ પ્રેમચંદ.** તેમાં સૌથી મોટા **પ્રહલાજદાસનો સન ૧૯૦૦માં** દેહાન્ત થયો. આ સર્વ ભાઇઓ સાધુ પિતાના ગુણોની પ્રતિમા-સમા છે. તે દરેકને જમાનાને અનુસાર યોગ્ય કેળવણી આપી છે. અને હવે તેઓ દરેકે દરેક પિતાની પ્રવૃત્તિમાં પારાંગત બની સુંદર રીતે વ્યાપાર ખેડી રહ્યા છે. તેઓ મમતાળુ સ્વભાવના, અહંતા રહિત અને સંસ્કારી હોઈ પિતાને પગલે ચાલનારા દીસે છે. ચરિત્ર-નાયકને વૈષ્ણવ ધર્મમાં વધુ આસ્થા છે. ધર્મનું શુદ્ધ સ્વરૂપ–પવિત્ર તત્વ જાણવા તેમનું હૃદય નિરંતર તલસે છે. સિંધી ભાઇઓ ઘણાખરા માંસાહારી છે; તેઓ સર્વની વચ્ચે આ પવિત્રાત્માએ વજીટેરીયન રહી સુંદર દાખલો બેસાડી સર્વને અનુ-કરણીય થયા છે.

આ અમારી સખાવતી જ્ઞાતિના ભૂષણરૂપ આ વિભૂતિને તથા તેમના સદાચારી છયે પુત્રોને પ્રભુ અખંડારોગ્ય બક્ષે અને તેમના પવિત્ર હાથે હજીય વધુ પરાર્થી કાર્યો કરાવી વધુ યશસ્વી બનાવે એવું આપણે ઇચ્છીશું.



# શેઠ વસીઆમલ આસુમલ (હૈદરાબાદ)



હિતોપદેશમાં એક વચન છે કે " મનુષ્યને ઉદ્યમ જેવો મિત્ર નથી ને આળસ જેવો શત્રુ નથી " અનુભવી જોતાં આમાં ભવ્ય સત્ય છે. વળી એક શિષ્ટજને કહ્યું છે કે " આજે જ મ્હોતે આવીને ગળું ઝાલ્યું હોય છતાં પણ વિદ્યા અને અર્થ પાછળ તો પોતાને મરવું જ નથી એમ જાણી સતત્ પ્રયત્ન—ઉદ્યમ કરવો." પણ આવાં હૃદયબળવાળી. **उद्यम खलु कर्तव्य:** એમ સમજી જીવને જોખમે કરી બતાવનારી વ્યક્તિઓ દુનિયામાં દુર્લભ હોય છે. આવા એક સાહસિક, અને સતત્ પુરૂષાર્થી આપણા સિન્ધી જ્ઞાતિબન્ધુ શેઠ **વસી**આમલ **આ**સુમલનું જીવન ખાસ કરીને અવલોકવા જેવું હોવાથી અહીં આપીએ છીએ.

શેઠ **વસી**આમલનો જન્મ **સિન્ધ**—હૈદરાબાદમાં સન ૧૮૨૮ની સાલમાં થયેલો. એમનાં માતાજી સાક્ષાત્ દેવીસમાં દયાળુ અને નિખાલસ હૃદયનાં હતા. બાળકોને સુસંસ્કારી બનાવવાના એમને કોડ હતા. માતાના આવા નમ્ર ગુણો પચાવી ચરિત્રનાયક પિતાના સાહસ, સતત્ પુરૂષાર્થ આદિ ગુણો પણ લઇ લીધા. **મીર**ના વખતમાં તેમના પિતાશ્રી કરાચીમાં સોના ચાંદીનો વ્યાપાર કરતા હતા. તેમાં ઠીક ચાન્સ મલતાં લૂટારાઓએ લુટ ચલાવી અને તેથી સર્વ ગૂમાઈ ગયું; પણ તેથી નાહિમ્મત નહિ થતાં ફરી વ્યાપાર શરૂ કર્યો. કરાચીથી મહીને બે મહીને હૈદરાબાદ આવી જતા. પિતાની લાઇનમાં પલોટાવા માટે આપણા ચરિત્ર-નાયક પણ તેમની સાથે કરાચીમાં રહી જરૂરજોગું હિન્દુ સિન્ધી ભણી વ્યાપારી તાલીમ લેવા બાપના ધંધામાં લાગી જઇ થોડા જ સમયમાં પ્રવીણ તેમાં થઇ ગયા.

**મિલીટરીના માણસોમાં નાણાના એકસ્ચેન્જ**ના વ્યવસાયમાં સારૂં ચાન્સ મેળવ્યા બાદ વ્યાપારના આ અથંગ અભ્યાસીને વધુ વ્યાપક બનવાની ઇચ્છા થઈ; એટલે ૨૩ વર્ષની વયે પોતે **મુંબઇ** આવ્યા. ત્યાં વ્યાપાર કરી જોયો પણ દમ જેવું નહિ લાગવાથી **મદ્રાસ** ગયા. ત્યાં પોતે બુદ્ધિચાતુર્યથી સિન્ધનું બનાત ઉપરનું ઝરીકામ સોદાગરોને આપી, ત્યાંથી **નીલમ, ઝવે**રાત આદિ લઈ **હૈ**દરાબાદ મોકલવા લાગ્યા. સાહસના આ કોયડામાં તેઓ ફાવ્યા. પણ આટલેથી જ બુદ્ધિમત્તાને સંકેલી નહિ લેતાં યુરોપીયનો **સિન્ધવર્ક**નો માલ લઇને કયાં મોકલે છે? તેની બારીક તપાસ કરી. પ્રયાસ કરતા જણાયું કે તેઓ **આસ્ટ્રેલિઆ** મોકલે છે. આ ખબર પડતાં પોતે નાનાભાઈ નાનુમલને આસ્ટ્રેલિઆ મોકલી ત્યાં દુકાન નાખી. ભાઇ **નાનુ**મલે પણ ત્યાં જઈ ટુંક અરસામાં વ્યાપારવ્યવસાય ઉપાડી લીધો. સોના ચાંદી ઉપરાંત **સિન્ધવર્ક**નું જબરૂં બીઝનેસ ચલાવવા લાગ્યા. સફળતા અને નિષ્ફળતા એ બન્ને વ્યાપારીજીવનની ચાવી છે. નિષ્ફળતા મળતાં જેઓ હતાશ થઇ જાય છે, તે કદી પણ વ્યાપારી કુનેહમાં ફાવી શકતો નથી. આપણા ચરિત્રનાયક એક અજબ સાહસિક નર હતા, **મદ્રા**સથી એક વખત પોતે રૂા. ૧૨૦૦૦) નો માલ ભરી વહાણ **મેલબોર્ન** મોકલ્યું. તે રસ્તામાં **ડૂબી ગયું.** ભારે નુકસાની લાગી; પણ તેથી

## શેઠ વસીઆમલ આસુમલનું કુટુમ્બ.



શેઠ હીરાનંદ



શેઠ શામદાસ.



શેઠ નાનુમલ.



શેઠ તલુકચંદ.



શેઠ વસીઆમલ.



શેઠ ઢોલણદાસ.



ભાઈ ગંગારામ.



ભાઈ ટોપણદાસ.



ભાઈ વાટુમલ.

નાહિમ્મત ન થયા પણ પછી ઉલટું પોતે વધુ નશીબ અજમાવવાનું ઈછ્યું. ચીનમાં હોંગકોંગ અને કેન્ટોન શહેરમાં જબરી દુકાનો નાખી ત્યાંનો માલ હિન્દ મોકલી ભારે નફો મેળવી શક્યા. સિન્ધી હિન્દુની આ દુકાન ચીનમાં પહેલવહેલી જ હતી. જેમ ચાન્સ મળતું ગયું તેમ તેમ તેમની વ્યાપારી કુનેહનો વધુ વિકાસ થતો ગયો અને વધુ વ્યાપક થયા. ત્યાંથી આગળ વધી પોતે મનીલામાં દુકાન ખોલી. તે વખતે આ શહેર સ્પેનના તાબામાં હતું. આ લોકો ભારે માલ ઉઠાવતા. માલની તાણ પડતાં જાપાનમાં માણસ મોકલી ભાગીદારીનો પ્રબંધ કરી જાપાનીસ માલ હોંગકોંગ અને મનીલા મંગાવવા લાગ્યા. એટલેથી જ નહિ રહેતાં સીંગાપોરમાં દુકાન નાખી. મનીલામાં માલ ઉપર સો એ સો ટકા જગાત હતી; પણ સીંગાપોરમાં નહિ હોવાથી ત્યાં વ્યાપાર જામ્યો. જનતા જાણીને હેરત પામશે કે આટલેથી તેના પુરૂષાર્થનો પ્રવાહ થંભ્યો નથી. મનુષ્યમાં એવી મહાન શક્તિઓ રહેલી છે કે તેને દેવ બનાવે, પણ તેને ખીલવવાને કોઈક જ પ્રયાસ સેવે છે. અને તેટલા માટે આવા જીવનો અનુકરણીય છે.

આ સાહસિક પુરૂષે ત્યાંથી આગળ વધી, જાવા, સુમાત્રા, સુરમાયા, મક્કાસર, પાડામ, ભંગુર, શેમાની, પમ્લંગ, વગેરે પૃથ્વીના દૂરના દેશોમાં દુકાનો ખોલી. દુકાનો ખોલીને જ બેસી નહિ રહેતા તેની વ્યવસ્થા ઘણી સુંદર ગોઠવી. એમની ખુબી એ હતી કે પ્રથમ પગાર આપીને માણસને રાખે ને પાવરધો બનાવ્યા પછી ભાગીદાર બનાવી દે. એટલે તેઓ ખરાજીગરથી કાળજી રાખે એ દેખીતું જ છે.

આ નરરત્ન મહા ભાગ્યવાન હતા. પુરૂષનું ભાગ્ય તે ઉદ્યોગશીલતા જ છે. એ પોતાના જીવનપ્રયોગથી પોતે ખરૂં પાડયું છે. આ રીતે ૨૫) વર્ષ દેશ દેશાન્તરમાં ફરી, ઠીક જણાયું ત્યાં દુકાનો ખોલી, આખી દુનિયામાં પથરાઇ પછી વસીઆમલ શેઠ હૈદરાબાદ આવ્યા. થોડા સમય પછી વળી મુંબઇ જઇ એક માળો લીધો. તે સારા નફે રેલ્વેવાળાને આપી દીધો. પછી બીજી જમીન લીધી. અત્યારે ૪૦૦૦૦) વાર જમીન એમની માલિકીની મુંબઈમાં છે. નિરૂત્સાહી આલમમાં ઉત્સાહ રેડી અનેકને માર્ગે ચડાવી આ સતત પુરૂષાર્થી પુરૂષનો બળવાન આત્મા સન ૧૯૧૬માં આ લોકનું કર્ત્તવ્ય પૂરૂં કરી પ્રભુના અમ્મરધામમાં પ્રયાણ કરી ગયો. પાંડવો સમાન તેઓ પાંચ ભાઈઓ હતા. સૌથી પોતે જ્યેષ્ટ હતા. પોતાના આ ચાર નાના ભાઈઓઃ હીરાનંદ, નાનુમલ, તલુકચંદ, અને પ્રહલાજરાય સર્વને વ્યાપારપરાયણ બનાવી વિદેશ મોકલ્યા હતા. એમનાં બહોળાં સંયુક્ત કુટુંબનું વર્ત્તન પણ જોવા જેવું છે.

પ્રભુકૃપાએ ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ આર્ય જીવનને છાજે તેવો નીવડયો છે. પવિત્ર પ્રેમની બક્ષિસમાં પ્રભુએ તેમને બે પુત્ર રત્ન આપેલાં છે. આ બન્ને સુપુત્રો વાટુમલ અને ટોપણદાસ ખરે જ ઉમદા ગુણોની પ્રતિમાસમા છે. આ બન્ને સુપુત્રો શાન્ત, નિરાભિમાની, ઉદાર અને મળતાવડા હોઇ પિતાના પવિત્ર પગલે ચાલી, સદ્દગુણોની સુવાસ ફેલાવી રહ્યા છે. એમનું હૃદય ઘણું નિર્મળ અને પ્રેમાળ છે. રા. ટોપણદાસમાં પિતાના બધા જ ગુણો ખીલી નીકળ્યા છે. કોઈ પણ વસ્તુનો અર્થી માણસ રા. ટોપણદાસ પાસેથી નિરાશ થઇને જતો નથી. સાહિત્યકારોને સારો આશ્રય આપી

પોતે વિદ્યાના અનુરાગી બન્યા છે. તેઓ સંસ્કારી અને સૌજન્યતાની મૂર્તિ છે. ચરિત્રનાયકના એક કનિષ્ટ બન્ધુ **હી**રાનંદને એક જ સુપુત્ર **શામ**દાસ છે. રા. **નાનુ**મલને પણ એક પુત્ર રત્ન **ઢોલણ**દાસ છે. તેમજ ચોથા ભાઈ **તલુ**કચંદને **ગં**ગારામ નામના એક સુપુત્ર છે. આપણા ચરિત્રનાયક આખા કુટુંબને ઐકયથી રહેવાનો ઉપદેશ આપતા. એમનું જીવન યંત્રસમું નિયમિત હતું.

એમની દિનચર્યા શીખવા જેવી છે. પોતે દરરોજ પાંચ વાગે ઉઠી એક કલાક ઇશ્વરનું ધ્યાન કરે, ૧૧ વાગે ગુરૂદ્વારમાં જઇ ૩ વાગ્યા સુધી પ્રભુ ભજનમાં ગરકાવ રહે. બાદ ૩ાા વાગે જમીને પાંચ વાગે પંડિત **અં**ગીરામ પાસે એકાગ્રતાથી ભાગવતનું શ્રવણ કરે. ૬ વાગે ફરવા જાય ત્યાં સાધુ સંતોને પ્રણામ કરી ૧૦ વાગે ઘેર આવી જમે. ને ૧૨ વાગે નિદ્રાધિન થાય. ૧૨ વર્ષની વયથી નિયમિત આવો ક્રમ પોતે જાળવ્યો હતો. શીખ ધર્મના ઉદાસી સાધુઓમાં એમને બહુ ભક્તિભાવ હતો. ધર્મનું તત્વ જાણવાના જીજ્ઞાસુ હતા. આખાં કુટુંબમાં વડીલ હોઈ, કુટુંબનો પૂજ્ય ભાવ મેળવી શકયા હતા. જીવનમાં અનેક લીલી સૂકી જોઇ ઉત્તરાવસ્થામાં સુખી અવસ્થા જોઇ. એવા મહાભાગ્યવાન પુરૂષ હતા

પુરૂષાર્થબળે અર્થપ્રાપ્તિ કરી તેનો સદુપયોગ કરવાનું તેઓ ભુલ્યા નહોતા. નામની કીર્તિ કમાવાની તેમને લાલસા નહોતી. તેની ગુપ્ત સખાવતોની નોંધ મેળવવી તે અમારે માટે દુર્લભ છે. જે પ્રાસદ્ધ સખાવતો છે તેની જ અહીં કંઇક નોંધ કરીશું.

**હૈ**દરાબાદનાં સ્ટેશન પાસે માનવી મુસાફરોના વિશ્રામસ્થાન માટે ભારે ખર્ચ કરી નાનભાઇ **હી**રાનંદના નામે મોટી ધર્મશાળા બંધાવી છે. તેમ જ પોતાના નામે **હૈ**દરાબાદમાં સાર્વજનિક પુસ્તકાલય ખોલ્યું. જેમાં ગરીબ તવંગરો બધા મફત વાંચનનો લાભ ઉઠાવી રહ્યા છે.

ચરિત્રનાયકનાં ધર્મપત્ની **સી**તાદેવી ખરેજ **સી**તાસમાં શાણાં હતાં. આર્ય–નારીને શોભે એવા ગુણોથી વિભૂષિત હતાં. તેમના સ્મરણાર્થે ચરિત્રનાયકે ધારાતીર્થ–લકી કે જ્યાં ગરમ પાણીના ઝરાઓ છે ત્યાં જબરાં ખરચે વિશાળ ધર્મશાળા બંધાવી છે. અહીં એક ગુરૂદ્વાર પણ છે. આ સિન્ધનું યાત્રાનું સ્થળ હોઈ દર શિવરાત્રીએ મોટો મેળો ભરાય છે. આ સિવાય **હૈ**દરાબાદથી ત્રણ માઈલ દૂર ગિદુ બંદર ઉપર નદી કિનારે મોટી રકમના ખરચે પોતાના નામે એક ભવ્ય સેનીટેરીયમ બંધાવ્યું છે. જેને લોકો 'વિશ્રામ પુરી' કહે છે, ન્યાતજાતના ભેદ વગર સર્વજનોને તેનો લાભ આપવામાં આવે છે. આ ઉપરાંત ભાઇ **હી**રાનંદના નામે અમૃતસરમાં એક ધર્મશાળા બંધાવી છે. ત્રીજા ભાઈ **તલ**કચંદના નામે **હૈ**દરાબાદની ફુલેલી નદીના કાંઠે એક **હૉ**સ્પીટાલ તથા દરદીઓનાં સગાંઓને રહેવા માટે વિશાળ ધર્મશાળા બંધાવી છે. આ રીતે પોતાના પુરૂષાર્થના યોગે વરેલી સંપત્તિનો ઉપયોગ પોતે માનવ પ્રાણીના સુખને માટે કરી, જીવન ધન્ય અને યશસ્વી કરી ગયા છે. વધુ આનંદજનક તો એ છે કે પિતાના પનોતા પગલે ચાલી પુત્રોએ પણ આજથી દાનનાં પૂર વહાવવા માંડયાં છે. આ બધા પુત્રો વડીલે સ્થાપેલી વિદેશી દુકાનોમાં અનુભવ લઇ આવ્યા છે. સૌને દેશ કાળને અનુસાર શિક્ષણ પણ મળ્યું

છે. લગભગ દુનિયાની ઘણી ખરી ભાષાઓથી તેઓ જ્ઞાત છે. શેઠ **ગંગારામ** દરમાસે મોટી રકમનું અનાજ ગરીબોને આપ્યે જાય છે. શેઠ **શામ**દાસે રૂ. એક લાખની રકમ હૈદરાબાદ-સિન્ધની કન્યા કૉલેજમાં આપવાનું જાહેર કર્યુ છે. આ રીતે કુટુંબનો-વડીલોનો ઉત્તમ ગુણ વારસો તેઓ દીપાવી રહ્યા છે. સૌને ત્યાં પ્રભુએ લીલીવાડી આપી છે. આ કુટુંબની કેટલીક ખાસીયતો જાણવા જેવી છે.

ચરિત્રનાયક આટલા દેશો ફર્યા પણ પોતાના દેશની પાઘડી પોતે બદલી નહિ. મર્કટી અનુકરણ કરી રહેલી આલમ આમાંથી કંઇ શીખશે કે? તેમ જ બધા ભાઇઓ પરદેશ જાય, બે વર્ષ સફર કરીને આવે પણ સ્ત્રીઓને ત્યાં લઇ જાય નહિ. સ્વદેશીના તેમજ અસલી સંસ્કૃતિના તેઓ ચાહક છે. ચરિત્રનાયકે પુષ્કળ મુસાફરીઓ પરદેશમાં કરી પણ કોઇ દિવસ પણ પોતે વિદેશી લોકોના હાથનું ભોજન પણ લેતા નહિ. એક વખત એમને **મ**નીલાથી **હોં**ગકોંગ જવાનું હતું. ભુલથી તેઓ **જા**પાનની સ્ટીમરમાં બેસી ગયા. ભાથું થોડુંક અને ૧૦ દહાડા રસ્તો કાપવો રહ્યો; એટલે આઠ દિવસ તેઓ માત્ર કોરા ચણા મમરા ખાઇને રહ્યા પણ સ્ટીમરનું અનાજ લીધું નહિ. આ તેમની અચલ ટેકનો એક નમુનો! **મું**બઇમાં એમની ઘણી બીલ્ડીંગો છે. એમણે ખોલેલી બધી દુકાનો હાલ પણ વિદ્યમાન હોઈ સુંદર વ્યાપાર ચાલે છે. આ સાહસિક પુરૂષનાં સાહસની એકવાર ફરીથી ઝાંખી કરી તેમણે સ્થાપેલી દુકાનો ફરીથી ગણી જઇએ.

**હિન્દુસ્થાનમાં**:—મુંબઇ, હૈદરાબાદ, કરાંચી, દીલ્હી, રંગુન.
**આસ્ટ્રેલિયામાં**:—મેલબોર્ન, સીડની.
**સ્ટેટ સેટલમેન્ટમાં**:—સીંગાપોર, પીનાંગ, ઇપુ.
**સીયામમાં**:—બેન્ગકોક.
**જાવામાં**:—અનાઇમ, સુરબાયા, મકાસા, પાડાંગ, પ્રોબ્લીંગો, લામાજાન, બાદમ.
**ઇન્ડો ચાયનામાં**:—સેગાન.
**ચીનમાં**:—હોંગકોંગ, કેન્ટોન, સંઘાઈ
**જાપાનમાં**:—યોકોહામા, કોબે.
**ફીલીપાઈનમાં**:—મનીલા.

આ જોતાં જનતાને થઇ જશે કે આ તે કેવો બાહોશી પુરૂષ કે જે આખી સૃષ્ટિમાં પથરાઇ ગયો! આપણે તો તેમનાં આ મહાભાગ્ય જીવનમાંથી તેના ગુણો લઇને પ્રભુને પ્રાર્થિએ કે એમના આત્માને શાશ્વત શાન્તિ સમર્પે અને તેના વંશજો પણ અધિકાધિક પરમાર્થી કાર્યો કરી માનવજીવન સફળ કરે.

# પ્રોફે. થાવરદાસ લીલારામ વાસવાણી (કરાચી)



ગીતાના ગાનાર યોગેશ્વર શ્રી કૃષ્ણે છઠ્ઠા વ્યાખ્યાનમાં સાંગ યોગ બતાવ્યા પછી કહ્યું કે 'આ યોગ થોડો પણ જેણે સિદ્ધ કર્યો હોય તે મનુષ્ય સદાચારયુક્ત શ્રીમંત કુટુંબમાં અવતરે છે. અને મોક્ષને માટે અધિક પ્રયત્ન કરે છે. આવો જન્મ મોક્ષનો હેતુ હોવાથી દુર્લભ મનાય છે." આ શ્રીમુખનાં વાક્યોની સત્યતારૂપ પૂર્વના યોગાભ્યાસી અને હાલના યોગી-સંત **થાવરદાસની** જીવનવાટિકાની મધુર રેખા અત્રે દોરી અમે કૃતાર્થ થઇએ છીએ.

લોહાણા જ્ઞાતિને ઉચ્ચ કક્ષાની અધિકારી બનાવનાર આ મહા પુરૂષ છે. સામ્પ્રત યુગમાં માત્ર હિન્દમાં જ નહિ પણ યુરોપ, અમેરિકા આદિ દેશોમાં પણ પ્રો. **ટી. એલ.** વાસવાણીનું નામ જાણીતું છે. યોગી પુરૂષનાં દરેક લક્ષણ એમનામાં જોવાય છે, મૌનવ્રત અને એકાન્તવાસથી એમણે પ્રબળ શક્તિ સંપાદન કરી છે. લેખક, વિચારક અને તત્વજ્ઞની કોટીમાં એમનું સ્થાન ઉચ્ચું છે. તત્વજ્ઞાનનાં ઉંડાં રહસ્યભર્યાં એમનાં રચેલાં પુસ્તકો વાંચી મોટા મોટા ફીલાસોફરો પણ નવાઇ પામે છે. ઇ. સ. ૧૮૮૦ની સાલમાં **સિન્ધ-હૈદરાબાદ**માં એમનો જન્મ થયો હતો. એમનું બાળજીવન પણ જ્ઞાન અને વૈરાગ્યપૂર્ણ હતું. મિત ભાષણ, મૌન, એકાંત અને મિત ભોજન એમને રૂચતું. પોતે ફરવા જાય તે પણ એકલા જ; કોઇની સાથે જવું પસંદ કરે નહિ. ભણવામાં પ્રથમ મન પરોવાયું નહિ પણ પછી રૂચી થઇ. ૧૦ વર્ષની વયે અંગ્રેજી શરૂ કર્યું. એમની તેજસ્વી બુદ્ધિ, પ્રતિભાસંપન્ન ચહેરો અને સોજન્યતા જોઇ શિક્ષકો મુગ્ધ થતા. આ સમયે ક્રિશ્ચિયાનિટીનું બહુ જોર હતું. તેઓ લોકોને વટલાવતા અને કૃષ્ણની નિંદા કરતા. વર્ગના એક છોકરાએ કહ્યું: કૃષ્ણ માખણ ચોર છે કેમ? જવાબમાં **વાસવાણીએ** કહ્યું: "માખણ એટલે **પ્રેમ.**" બાળક અજબ તો થયો પણ સંતોષ પામ્યો.

એમને બીજા ભાઈઓ હતા. માતા જાતજાતની વસ્તુઓ ખાવા આપતી પણ તે બધુ બીજા ભાઇઓને આપી દેતા. વડીલ બન્ધુની દેવતૂલ્ય સેવા કરી આજ્ઞા માનતા. પ્રથમથી જ તેઓ સ્વાશ્રયી હતા. અન્યને તકલીફ આપવાનું પસંદ કરતા નહિ. અંગ્રેજી ચોથા ધોરણમાં હતા ત્યારે પિતાજીનો દેહાન્ત થયો. વળી જમીનદારીમાં પણ ખોટ જવાથી આર્થિક સ્થિતિ નબળી પડી ગઈ હતી. અંગ્રેજી ઉંચા ધોરણમાં સિન્ધી વિદ્યાર્થીઓ બધા "સેકન્ડ લેંગ્વેજ" માં પરશીયન ભાષા શીખતા, તેઓમાં પ્રથમ પહેલ કરી સંસ્કૃત ભાષા શીખનાર આ દઢાત્મા એક જ નીકળ્યા. એમનું મનોરાજ્ય જ એ હતું કે હું તત્વજ્ઞ થાઉં. મેટ્રીક અને બી. એ. માં **પ્રથમ** નંબરે પાસ થઈ એમ. એ. માં તત્વજ્ઞાનનો વિષય લીધો. બી. એ. માં **પ્રથમ** નંબરે આવી રૂા. ૫૦) ફેલોશીપ મેળવી હતી. એમ. એ. ની પરીક્ષાના સવાલોના જવાબ એવા તો સૂક્ષ્મ જ્ઞાનથી લખ્યા કે તેના પરિક્ષકોનાં જ્ઞાનની પણ કસોટી થઇ ગઇ. પશ્ચિમી તત્વજ્ઞાન શીખી સંસ્કૃત ભાષાના પ્રબળ શિક્ષણથી ઉપનિષદોનો અભ્યાસ કરી જ્ઞાનમાં ઉંડા ઉતર્યા.

ઉપનિષદો અને ગીતાનું મનન કર્યા પછી એમ. એ. પાસ થઇ વડીલ બન્ધુની આજ્ઞા લઇ પોતે કલકત્તા જઇ એક વ્યાખ્યાન આપ્યું. શ્રોતાઓ એમની જ્ઞાન વાણીથી અજબ થયા. પછીથી વડીલોની આજ્ઞા લઇ કલકત્તાની સીટી કોલેજમાં પ્રોફેસર તરીકે કામ કરવા લાગ્યા.

નોકરી કરતાં જ્ઞાનપ્રચાર કરવાની એમની મહદ્ ઇચ્છા હતી. પણ માતા અને વડીલ ભાઇની આજ્ઞા હતી કે નોકરી કરવી. એટલે પોતે તેનું ઉલ્લંઘન કરતા નહિ. પછીથી સિન્ધ કોલેજમાં પ્રોફેસરની જગ્યા ખાલી થતાં રૂા. ૩૫૦ ના પગારે કરાચીમાં નિમાયા. વિદ્યાર્થી વયમાંથી જ "ફીનીક્સ" પત્રમાં તેઓ આર્ટીકલ્સ લખતા. એમના રહસ્યપૂર્ણ લેખો વાંચી દિવાન દયારામ ગીડુમલ જેવા પણ મુગ્ધ થતા. સાધારણ રીતે કોલેજીયનો તોફાની હોયછે. તેઓનું તોફાન શિક્ષકોને ત્રાસરૂપ લાગે છે. પણ પ્રો. વાસવાણીનાં જ્ઞાનતેજથી વિદ્યાર્થીઓ નમ્ર બની ગયા હતા- એમનાં " લેકચરો " સાંભળવા મોટામોટા યુરોપિયન સભ્યો પણ આવતા અને ચકિત થતા. પ્રોફેસર થયા પછી વિદ્યાર્થીઓનાં વર્તન સુધારવા માટે પોતે એક આશ્રમ ખોલ્યો, અને પ્રથમ ૨૦—૨૫ વિદ્યાર્થીઓને પોતાના સહવાસમાં રાખ્યા અને તેઓને સાદા અને સરળ બનાવ્યા. સક્કર, લારકાના, શીકારપુર વગેરે પ્રદેશના વિદ્યાર્થીઓ પ્રેમશૂન્ય હતા. તેથી તેઓ દરેક વિભાગના વિદ્યાર્થીઓને રાખવા લાગ્યા. સ્વદેશીવ્રત, હિન્દુ મુસ્લીમ ઐક્ય, મિતાહાર, મિતભાષા, ભૂમિશયન, વગેરે નિયમો આશ્રમ માટે ઘડયા હતા; અને વિદ્યાર્થીઓ તે પાળતા હતા.

પોતે પ્રાર્થના સમાજી છે. પ્રાણાન્તે પણ સાયંપ્રાતઃ કરવાનું નિત્યકર્મ ચુકે નહિ એટલે આશ્રમવાસી વિદ્યાર્થીઓ પણ તે જ પ્રમાણે કરતા. બાદ ગરીબોને માટે તેણે એક રાત્રિશાળા ખોલી જેમાં આશ્રમના વિદ્યાર્થીઓ શિક્ષણ આપતા. " ન્યુ ટાઇમ્સ "ના એડીટર પ્રો. વાસવાણી સાથે પ્રાર્થનામાં જોડાતા. અદ્યાપિ તેઓ એમની સાથે જ રહે છે. નોકરીનું જીવન તેઓને પસંદ ન્હોતું. પણ માતાની આજ્ઞા ઉલ્લંઘી શકતા નહિ. પગાર બધો માતાને સોંપતા અને કંઇ ગરીબોને આપી પોતે અપરિગ્રહી રહેતા. ઇ સ. ૧૯૧૮માં માતાના દેહાન્ત પછી સદાને માટે નોકરી છોડી હવે પ્રોફેસર ઋષિજીવન ગાળે છે, અને વ્યાખ્યાનો આપે છે તેમ જ પુસ્તકો લખે છે. તેઓ આજન્મ બ્રહ્મચારી છે. એમની પ્રખ્યાતિ અને જ્ઞાનમાં કંઇ ઉણપ ન હોવાથી લગ્ન માટે ઘણા શ્રીમંતો કન્યા આપવા ઉત્સુક બન્યા હતા. અને વરવિક્રયનો રિવાજ હોવાથી મોટી થેલીઓ પણ આપવા તૈયાર થયા હતા; પણ પ્રબળ આત્માના એક જ અવાજ સામે કોઇનું કશું ચાલ્યું નહિ. જવાબ માત્ર " તમે મને ફસાવો નહિ." માતાને આ જવાબ. " તમને હજારો રૂપિયા કમાઇને આપીશ. પણ મને ફસાવો નહિ." ભિષ્મપિતામહના જેવા આ પ્રબળ આત્માને કોણ ધન્યધન્ય નહિ કહે ? વાસનાઓ જીતીને એમણે જગત્ જીત્યુ —આત્મસુખ ચાખ્યું છે, તે જગતનાં અલ્પ સુખમાં શી રીતે રાચે ? ઇ. સ. ૧૯૧૦ માં સર્વ ધર્મ પરિષદમાં ભાગ લેવા પોતે વિલાયત ગયેલા ત્યાં એમની સંસ્કારી વક્તૃત્વતાએ સૌને આકર્ષ્યા. જર્મન કયઝરે પણ એમની માનભરી મુલાકાત લીધી હતી. હાલમાં તેઓ એક ઋષિવર રૂપે શાન્ત નિવૃત્તિ જીવન ગાળી તત્વજ્ઞાનનાં પુસ્તકો લખી સદ્બોધ આપી રહ્યા છે. પ્રભુ એવા અનેક સંતોને મોકલાવી જગતને દેવભૂમિ બનાવે એજ મહેચ્છા.

# શ્રીયુત દુર્ગાદાસ ભોજરાજ આડવાણી (કરાચી)





મ. ગાંધીજીના નેતૃત્વ નીચે ૧૯૧૯ ની સાલથી હિન્દમાં રાજ્યદ્વારી ચર્ચા જોશભેર ચર્ચાવી શરૂ થઇ અને સ્વદેશની મુક્તિ માટે હિન્દના ઘણાયે ચારિત્ર્યવાન ખાનદાન પુરૂષોએ સ્વાર્થ અને અયશઆરામનો ત્યાગ કરી સ્વતંત્રતાનો ઝુંડા ઉઠાવ્યો. તેમાંના લોહાણાજ્ઞાતિનું ગૌરવ વધારનાર પ્રજાસેવક ભાઇ દુર્ગાદાસ પણ એક છે. એમનું ઉજ્વળ જીવન ટુંકામાં અત્રે આલેખતાં અમને આનંદ થાય છે.

આ વ્યક્તિ એક સંસારસુધારક તરિકે અને રાજદ્વારી વીર તરીકે ખાસ કરીને સિન્ધમાં અને વિશેષ કરીને હિન્દ આખામાં પખ્યાત છે. એમનું વ્યક્તિગત અને જાહેર-જીવન અનુકરણીય છે. પોતે આમિલ લોહાણા ગૃહસ્થ છે. સિન્ધ–હૈદરાબાદમાં ઇ. સ. ૧૮૮૨ માં લગભગ એમનો જન્મ થયો હતો. કેળવાયલાં માતાપિતાના સહવાસે ભાઈ આડવાણી અત્યારે આદર્શજીવન જીવી રહ્યા છે, એમના પિતાની એન્જીનેરની લાઇન હોવાથી આર્થિક સ્થિતિ સારી હતી.



શ્રીયુત દુર્ગાદાસ ભોજરાજ આડવાણી

દુર્ગાદાસ પણ સિન્ધ કોલેજમાં ઇન્જીનીયરીંગ લાઇનમાં પ્રથમ નંબરે પાસ થયા. અને ૮ વર્ષ ગવર્નમેન્ટ પબ્લીકવર્ક ખાતામાં ઓવરસીયર તરિકે કામ કર્યુ. બાદ તે નોકરી છોડી પ્લીડરની પરિક્ષા પસાર કરી; પણ વકીલાતના ધંધામાં જાણેઅજાણે પણ અસત્યનો આશ્રય લેવાનો આવતાં વકીલાત છોડી દીધી.

ભાઇ દુર્ગાદાસ અંતરના અવાજને જેટલું માન આપે છે; તેટલું યેનકેન પ્રકરેણ પૈસા પેદા કરવાની વૃત્તિને માન આપતા નથી. અને એ લાઇનના સૌ કોઈ એ રીતે કરે તો હિન્દનો ઉદય દૂર ન હોય. વકીલાત છોડી પોતે પોતાના શુભેચ્છક મામાની સલાહથી આરકીટેકની પરિક્ષા આપી. એ દિશામાં કામ શરૂ કર્યું અને ખંત ઉત્સાહ તથા ચરિત્ર્યબળથી તેમાં ઠીક પામ કરી લીધું. પછી એમનાં ઉન્નત હૃદયે એમને મોજશોખમાં ન ડુબાડયા

પણ પ્રજાસેવક બનાવ્યા. એમની જાહેરસેવાઓનું ક્ષેત્ર વિશાળ છે; માત્ર તેની આછી ઝાંખી અત્રે કરાવીશું.

**સિન્ધ**માં રાજ્યદ્વારી ચેતન પૂરનાર ભાઈ **આ**ડવાણી છે. પ્રથમ **સિન્ધ**-સભા સ્થાપાયલી પણ તે મૃત:પ્રાય જેવી હતી. તેમાં પ્રાણ ભરી રા. **દુ**ર્ગાદાસે 'સીટીઝન એસોસીએશન' સ્થાપી સિન્ધમાં ગામડે ગામડે ફરી તેની શાખાઓ સ્થાપી. પત્રકારોએ એમના આ કાર્યની ભારે પ્રશંસા કરી હતી. આવી જનસેવાઓથી પ્રસન્ન થઇ **સિ**ન્ધી પ્રજાએ એમને મ્યુ. **કા**ઉન્સીલર તરીકે ચુંટી કાઢયા. પોતે જે કામ મન ઉપર લેવા ધારે તેની પાછળ બધી શકિતઓ ખર્ચી નાંખવાનો એમનો સ્વભાવ છે. ઉપરોકત એસોસીએશન સામે કેટલીક વિરૂદ્ધતા હતી તે નહિ ગણકારતાં તેની નિયમાવલી પાસ કરાવી. આ સભા રાજદ્વારી વિષયમાં લોકમત કેળવવાનું કામ કરતી હતી. દરમ્યાન મિસીસ એસન્ટે હોમરૂલની ચળવળ ચલાવી. કરાચીમાં આ ચળવળને જોર પર લાવવાનું કામ તેમણે ભાઇ **દુ**ર્ગાદાસને સોંપ્યું. આ કામ માટે ચરિત્રનાયક ઠામઠામ ફરી શાખાઓ સ્થાપી અને સિન્ધમાં ભારે જાગ્રતી આણી. તેઓ હોમરૂલલીગના સેક્રેટરી હતા. ઇ. સ. ૧૯૧૮ માં લોકમત કેળવવા પોતાના તંત્રીપદ નીચે 'હોમરૂલર' નામક પત્ર પ્રગટ કરવા લાગ્યા. એમની આ રીતની ચળવળથી સત્તાવાળાઓની ખફા દષ્ટિ એમના પ્રતિ રહેવા લાગી. આ પત્રમાં માસિક રૂા. ૩૦૦–૪૦૦ ની ખોટ આવતી તે પણ પોતે પદરથી પૂરી કરી દેતા. ખરેખર સેવામાં માણસ અનાયાસે સ્વાર્થ ભૂલી જાય છે. પછી તેઓએ ભારત ઇલેકટ્રીક પ્રેસ કાઢયો. તેની કમાઈમાં આ પત્રનું ખર્ચ નીકળતું. સમયનો પ્રવાહ કેમ જાણે અનુક્રમે ઉછાળા મારતો હોય તેમ હોમરૂલની ચળવળ પછી સત્યાગ્રહની ચળવળ જોરપર આવી. મ. **ગાં**ધીજીના સિદ્ધાન્તના પોતે ખરા ભક્ત છે. સિન્ધની સત્યાગ્રહ સભાના પ્રમુખ તરીકે તેઓએ પુષ્કળ જહેમત ઉઠાવી હતી. બાદ જ્યારે સવિનય ભંગનો શંખ ફુંકાયો ત્યારે અન–રજીસ્ટર્ડ પત્ર કાઢવાનો તેઓએ વિચાર કર્યો. અને તેના તંત્રીસ્થાનેથી જેલમાં જઇ દાખલો બેસાડવાનો મનોરથ કર્યો. પણ મિત્રોએ સવિનય ભંગ મુલતવી રહ્યાના ખબર આપ્યા; તેથી તેણે મ. **ગાં**ધીજીપર તાર કર્યો. સત્તાવાળાઓએ તાર અટકાવ્યો એટલે જવાબ કયાંથી આવે? મહાસભા સમિતિના તેઓ મેમ્બર હતા, તેથી તુરત મુંબઈ જઇ મ. **ગાં**ધીજીને મળ્યા. દરમ્યાન સત્યાગ્રહમાં જોડાવા માટે મી. માલીવાલાએ "ન્યુકોલ" નામે પેમ્ફલેટ તેમના પ્રેસમાં છપાવ્યું. "હોમરૂલર પ્રેસના" પ્રિન્ટર તરીકે રા. **દુ**ર્ગાદાસનું નામ રજીસ્ટર્ડ હતું એટલે આ પેમ્ફલેટ છાપવા માટે સત્તાવાળાઓએ એમને પકડયા. અને ૧૮ માસની સખ્ત કેદની સજા કરી. **સા**બરમતી જેલમાં ખસેડી એમને ખુબ કષ્ટ આપવાનું શરૂ થયું. દર અઠવાડીએ મુંડન કરી નાખતા અને અનેક યાતનાઓથી એમની કસોટી કરતા. મૂળે તો પોતે એકવડા

બાંધાના રહ્યા; છતાં બધું સહી વધુ આત્મબળ જેલમાંથી મેળવી લીધું. સગાંઓ મળવા આવે તમને 'હું બહુ સુખી છું" એટલું જ માત્ર કહેતા. બાદ હિન્દને "મોન્ટફર્ડ" સુધારા મળ્યા ત્યારે એમને છોડી મૂકવામાં આવ્યા. જેલમાંથી છૂટયા પછી ગુજરાત અને સિન્ધે એમનો ભારે સત્કાર કર્યો હતો. ત્યાર પછી પણ પોતે આરામ લીધો નહિ પણ હોમરૂલ લીગના પ્રમુખસ્થાનેથી, સિન્ધ પ્રોવીન્સીયલ કોંગ્રેસ કમિટિના પ્રમુખસ્થાનેથી, અને ડીસ્ટ્રીકટ કોંગ્રેસ કમિટિના પ્રમુખસ્થાનેથી એમણે ભારે કાર્ય કર્યું હતું. પોતે સાધુ જેવા સાદા અને મિટ્ટા સ્વભાવના છે. રા. દુર્ગાદાસ ખરા સંસારસુધારક પણ છે. એમણે યંગ આમિલ્સ એસોસીએશન સ્થાપી છે. જેનો ઉદ્દેશ સંસારસુધારાનો છે. સોશીયલ સર્વિસ લીગના પ્રમુખ તરીકે પણ તેઓ એ દિશામાં સુન્દર કામ કરી રહ્યા છે. **શી**ખ ગુરૂદ્વાર કમિટિના પણ પ્રમુખ છે. **સું**દરદાસ અને **હિ**રાનંદ નામે એમને બીજા બે સહોદર છે. બન્ને ગ્રેજ્યુએટ થયેલા છે. તેઓ ચોકખા વેજીટેરીયન છે. ત્યાંના સમૂહમાં વરવિક્રય થાય છે, તે દૂર કરવા માટે ઉપરોકત એસોસીએશનના મેમ્બરો પાસે પ્રતિજ્ઞાપત્રપર સહી કરાવે છે કે તેઓ પરણે ત્યારે કન્યાના બાપ પાસેથી પૈસા લેવા નહિ. આ અને બીજા ઘણા કુરિવાજો દૂર કરવાનું આ સભા કામ કરે છે. ભાઇ દુર્ગાદાસે ઓછા સમયમાં અવિશ્રાન્ત શ્રમ લઇ બહોળું કાર્મ કર્યું છે. એમના જેવું હૃદયબળ કેળવવાની સૌને જરૂર છે. પ્રભુ એવા સાચા સેવકોને અધિક સેવાબળ આપે અને યશસ્વી બનાવે એવું ઇચ્છીશું.



# શ્રીયુત હરચંદરાય વિશનદાસ (કરાચી)

બી, એ, એલ, એલ, બી. સી, આઈ, ઇ. એમ, એલ, એ.



વ્યક્તિગત્ જીવનમાં માણુસને આત્મપરિક્ષાની જેટલી જરૂર છે તેનાથી વધુ જાહેરજીવનમાં જરૂર છે. જે શક્તિ પોતાનામાં છે તે બાહ્ય જગતમાં નથી. સંક્રાન્ત દશામાં આવી પડેલી હિન્દજનતાની સેવામાં સાધુ સંન્યાસીઓ સાથે ખાનદાન કુટુંબના કેટલાય નબીરાઓએ પોતાનાં કર્તવ્યનો ફાળો આપ્યો છે અને આપે છે. તેમાં જેઓનાં હૃદયમાં દેશદાઝની ખરી ધગશ છે તેઓની જ સેવા ઉતરોત્તર આગળ ખીલે છે. આજે એવા એક પ્રજાસેવક આપણા સિન્ધી બન્ધુનો પરિચય અત્રે આપવાનું અમે યોગ્ય ધારીએ છીએ.

આ જાહેરજીવી ભાઈ હરચંદરાયનો જન્મ સિન્ધ કોટરી તાલુકાના "માંજુ" ગામમાં સન. ૧૮૬૧ ના એપ્રીલ માસમાં થયો હતો. એમનાં પરોપકારી માતાપિતાએ સેવાની સુંદર છાપ પોતાની કૃતિઓથી એમનામાં પાડેલી છે.

ચરિત્રનાયકની વિદ્યાર્થી અવસ્થા ભારે ચમત્કારિક છે. અભ્યાસમાં એમની યાદશક્તિ અને અનુરાગ જબરો હતો. મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં પોતે બી. એ. એલ. એલ. બી. સુધી અભ્યાસ કરી ૧૮૯૭માં વકીલની પ્રેકટીસ કરાચીમાં શરૂ કરી.



શ્રીયુત હરચંદરાય વિશનદાસ વકીલ.

દરેક પ્રવૃત્તિઓમાં માણુસનું વર્તન જણાઈ આવે છે. વકીલ થઇ પોતે કુટુંબના જ રંગરાગમાં પડયા નહિ રહેતાં જનસેવાની મંત્રણા લીધી. અને એ માટેનો રસ્તો શોધવા કરાચી મ્યુનિસિ-

પાલીટીના મેમ્બર થયા. લોકોના પ્રતિનિધિ તરીકે પોતે આઠ વર્ષ અહીં સેવા બજાવી; તેમાં એમનું બુદ્ધિચાતુર્ય અને લાગણીયુકત હૃદય જોઈ એમને એ મ્યુ. ના લીગલ એડવાઇઝર નિમવામાં આવ્યા. (૧૮૯૯થી ૧૯૧૦) ૧૧ વર્ષ એમાં કર્તવ્યનો મુખ્ય ફાળો આપી જનસ્થિતિ નિહાળવા પોતે ઈંગ્લાંડ ગયા હતા. ત્યાંથી આવ્યા પછી તેઓ કરાચી મ્યુ. ના પ્રમુખ નિમાયા. લોકલાગણીનો પડઘો આ સ્થળેથી બહાર પાડવા ઉપરાંત વધુ માગણીઓ સત્તાવાળાઓ પાસે કરવા માટે સને ૧૯૧૨માં મુંબઇ ધારાસભાના મેમ્બર તરીકે ચુંટણી થઇ હતી. ત્યાંથી આગળ વધી આ પ્રજાસેવક ૧૯૨૧માં વડી ધારાસભાના પણ મેમ્બર થઇ શકયા હતા. રાજકીય ક્ષેત્રમાં પોતે જેવા બાહેશ છે તેવા જ સામાજિક ક્ષેત્રમાં પણ કાર્યકર છે. સન ૧૯૧૩ માં હિન્દી મહાસભાના સન્માનકારિણી સભાના પ્રમુખસ્થાનેથી પોતાના અમૂલ્ય વિચારોની ભેટ જનતાને આપી હતી. આ સિવાય હૈદરાબાદ ખાતે મળેલી ખાસ સુધારા પરિષદના પણ તેઓ પ્રમુખ નિમાયા હતા. અને ૧૯૦૮માં સક્કરમાં મળેલી સિંધ પ્રાંતિક પરિષદમાં પણ ચરિત્રનાયકને પ્રમુખ તરિકે પસંદ કરવામાં આવ્યા હતા. જનસેવાની અમોઘ સુવાસથી આકર્ષાઇ બ્રિટિશ સત્તાએ ૧૯૧૭માં એમને સી. આઇ. ઇ. નો માનવંતો ખિતાબ એનાયત કર્યો હતો. નવા સુધારા મળ્યા પછી વડી ધારાસભામાં લોક પ્રતિનિધિ તરિકે ચરિત્રનાયક ગયેલા અને મીઠાનો કર નહિ એવડાવવા માટે ભારે લડત ચલાવી છતાં વાઇસરોયે સર્ટીફીકેશનથી તે કર એવડાવવાનો ઠરાવ પાસ કર્યો ત્યારે આ એક ખરા હિન્દીને સ્વમાનભંગ લાગવાથી તુરત જ તેઓએ મેમ્બર તરીકેનું રાજીનામું આપી દીધું. હિન્દની મુકિત માટે મથતા અને સાથે સત્તાવાળાઓનાં અપમાનો સાંખતા લીબરલોએ આ ચરિત્રનાયકનો દાખલો લેવો જોઇએ.

તેઓ ત્રણ ભાઇઓ છે. સૌમાં વડીલ પોતે છે. એમની સખાવતો સર્વદેશીય છે. આજે સિન્ધ પ્રદેશમાં નામાંકિત વકીલ તરિકે આ ચરિત્રનાયક વિખ્યાત છે. સ્વભાવ ઘણો નમ્ર શાંત અને આનંદી છે. સ્વજ્ઞાતિની ઉન્નતિના દરેક પ્રશ્નોમાં તેઓ ઉલટથી ભાગ લે છે. એમનું વ્યક્તિ તરીકેનું અને જાહેરજીવન ઉજવળ છે. કુંટુંબીક જીવન પણ સુખભર્યું છે. પ્રભુ એમને દીર્ઘાયુષ્ય બક્ષી વધુ ને વધુ યશસ્વી બનાવે.



# ભાઇ કોટુમલ ખુબચંદ (હૈદરાબાદ)



દુનિયામાં પરોપકારી થવું ને કહેવડાવવું એ બન્ને જુદી વાતો છે. પૂર્વનું સંચિત હોય તો જ માનવીહૃદયની સ્વાર્થતા છૂટી શકે છે. જગત્ બધું સ્વાર્થમય છે; ત્યારે પરાર્થે જીવન જીવનારી વિભૂતિઓ પણ પોતાનું તે કામ મુંગે મોઢે કરી રહેલી જણાય છે. સંસારમાં સ્વાર્થનો અગ્નિ સળગે છે. અનિત્ય સુખભોગો માટે માનવીઓ પટકાય છે, ને ન કરવાનાં કરતાં અચકાતાં નથી. આવા પ્રલોભનશાળી લાલચોને વરેલા યુગમાં માત્ર પરોપકારી પુરૂષોનાં જીવનચરિત્રો જ કંઇ અજવાળું કરી શકે છે; અને દુનિયાના ક્ષણિક સ્વાર્થી સુખો માટે ભટકતાં માનવી પ્રાણીઓના હૃદયને પલટાવી ઠેકાણે લાવી શકે છે. આવા આત્મબળયુક્ત દૈવીસંપત્તિનાં ઓજસ સ્વરૂપ એક આત્માના પરિચયમાં આજે આપણે આવીએ.

આ પરાર્થી પુરૂષ ભાઇ કોટુમલનો જન્મ સન ૧૮૭૧ની સાલમાં હૈદરાબાદમાં થયો હતો. તેમનાં માતાપિતા બન્ને દૈવી ગુણોથી વિભૂષિત હોઈ બાળક કોટુમલને તે માર્ગમાં વધુ વેગ આપી શકયાં છે, બાળક એ માબાપના ગુણોની પ્રતિમા છે. બાળકનાં જીવનનો ફોટો માતાના ગર્ભમાંથી જ પડે છે. પછી જગતમાં આવતાં ઉત્તમ અધમ સહવાસના યોગે મનનું ધોરણ ઘડાય છે.

ચરિત્રનાયકના પિતાશ્રીને સોના ચાંદીની દુકાન હતી. કોણ જાણે શું પણ ધનપતિ કહેવડાવી તેઓ રાજી થતા નહિ; પણ એ જ ધનને પારકાંનાં દુઃખો ફેડવામાં વાપરતાં પાર વગરના ખુશી થતા. "લક્ષ્મી એ એવી ચીજ છે કે તે માણસને સ્વાર્થી બનાવે છે." આ જનકહેતીનો જરા જેટલો અંશ પણ ચરિત્રનાયકના પિતામાં નહોતો. તે જેટલો પરોપકાર કરે તેટલુ જ પોતે જીવ્યા એવું માનતા અને મનાવતા.

આવાં માતાપિતાનાં સંતાન પણ એવાં જ થાય એ તો દેખીતું છે. માતાપિતાના ગુણો પચાવી બાળક કોટુમલ ગુણોમાં વૃદ્ધ અને તેજસ્વી થઇ શકયો. પ્રભુભક્તિ વગર દશે દિશામાં કયાંય શાન્તિ નથી એવું તેમને ઉગી ગયું. એટલે ભણવાની ઝાઝી માથાકૂટ નહિ કરતાં થોડું હિન્દુ–સિન્ધી–નાગરી ભણી પોતે ગરીબોના બેલી બનવાનો કર્તવ્ય–યજ્ઞ આરંભ્યો. ઇશ્વિરી ઘટનાનુસાર પિતાશ્રીના સ્વર્ગવાસ પછી ભાઈ કોટુમલે શહેરમાં એક સાધુઆશ્રમ સ્થાપ્યું; પછીથી ગામ બહાર કુલેલી નદીને કાંઠે બગીચો લઈ ત્યાં આશ્રમ બનાવ્યું. બહારથી આવતા સાધુસંતો ત્યાં વિશ્રામ લે છે. તેઓ સર્વનો ખોરાકી ખર્ચ બધું આ ભક્તપુરૂષ પૂરૂં પાડે છે. સંત મહાત્માઓને વધુ વખત આશ્રમમાં રહેવા માટે પણ કંઇ પ્રત્યવાય રાખેલો નથી. ગરીબોની સેવાથી જ પ્રભુ ખુશી થઇ હસે છે એવું આ પરોપકારી સજ્જન માને છે. અને તે પ્રમાણે કરવું એ તેમનું મનોરાજ્ય છે.

સિંધમાં પ્રસિદ્ધ ભકત મૂલચંદના પોતે ગ્રાહક છે. એટલુંજ નહિ પણ આ પરોપકારી પુરૂષના સહવાસમાં રહી કામ કરવાની એમને લગની લાગી છે. તે એવી રીતે કે ભકત મૂલચંદ આશ્રમની અંદરની વ્યવસ્થા કરે અને પોતે બહાર ફરી કોઈપણ અર્થી ક્ષુધાતુર માનવીને જે જે વાતની જરૂર હોય તે તેને પહોંચતી કરે. આવા પરાર્થી વ્યવસાયમાં હવે પોતે પોતાના ધંધામાં ધ્યાન આપી શકતા નથી; છતાં અંતરનો મહદાનંદ મેળવી રહ્યા છે. સવારના બે કલાક ઉપર જણાવ્યા પ્રમાણે ગામમાં ફરી ૧૧થી ૭ વાગ્યા સુધી સાધુઆશ્રમમાં જ રહે છે; ત્યાં જ્ઞાનચર્ચા કરી અમૂલ્ય આત્માનંદ મેળવી ભકિતરસ પીએ છે ને પાય છે. તેમની પરોપકારિતા કંઇ સ્વજ્ઞાતિને માટે જ નથી પણ સમસ્ત હિન્દુ, મુસલમાન, ઢેડ, ચમાર, બ્રાહ્મણ સૌને માટે સરખી જ છે. તેઓ એક જ વખત જમવા વાસ્તે ઘેર જાય છે. પોતાનાં આખા કુટુંબને પણ સત્સંગી બનાવ્યું છે.

"સાદું જીવન અને ઉચ્ચ વિચારો" એ સુત્ર એઓશ્રીએ જીવનમાં વણી લીધું છે. એમનો સ્વભાવ મીઠો, મિલનસાર છે. દુઃખી રોગી, નિરાધાર જનોપર તેમની સાત્વિક દયા સદાય વરસે છે. અભિમાન, મિથ્યા મમત્વ, દંભ આદિ આસુરી ગુણો એનાથી અળગા છે.

ચરિત્રનાયકની પિતાના વખતથી જ સ્થિતિ સારી છે, સરસ પ્રતિષ્ઠા છે; પણ તેનો ખરો અનુરાગ તો અંતર્યામીને ભેટવામાં જ છે. એમનું ધાર્મિક વાંચન અલૌકિક આનંદ સરિતામાં સ્નાન કરાવે છે. આ રીતે પ્રભુને મળવા આતુર આ સાધક પુરૂષ બહુ જ નમ્ર અને સંયમી છે. જ્યાં જાય ત્યાં તે વાતાવરણને પવિત્ર કરી મૂકે એવા છે. "જનસેવા તે દેશસેવા" એ સુત્ર એમની રગેરગમાં રમી રહ્યું છે. એક ક્ષણ પણ એવી નહિ જતી હોય કે જ્યારે એમના હૃદયમાંથી પ્રભુસ્મરણ ઓછું થયું હોય! પ્રભુ એમને વધુ ઉચ્ચગામી કરે એવું ઇચ્છીએ.



# ભાઈ મૂલચંદ મેઘરાજ (હૈદરાબાદ)



મનુષ્ય જીવન એ પ્રભુની અમોલી બક્ષીસ છેઃ એમ ઘણા કહે છે. ઘણા ધર્મના ઉપદેશ સુણાવે છે, પણ જ્યાં સુધી તે જીવનમાં ન ઉતરે ત્યાં સુધી વાતોમાં ધર્મ સમાતો નથી ને દંભનો પણ પાર આવતો નથી. પ્રભુની સંસ્કારી વિભૂતિઓ તો કહેવાને બદલે કરી દેખાડે છે. તેઓ જગતને રીઝવવાને મથતા નથી પણ આત્માને જ સંતોષવા પ્રેરાય છે. આવી એક લોહાણા જ્ઞાતિનાં ભૂષણસમી પરોપકારી મૂર્તિની જીવનઘટના અહીં આલેખવી યોગ્ય છે.

આ ભાઈ મૂલચંદનો જન્મ સન ૧૮૫૨માં હૈદરાબાદ–સિન્ધમાં થયો હતો. એમનાં દેવી સ્વરૂપિણી ભગવતી માતા, સાક્ષાત દયાનો અવતાર હતાં. એમનું નમ્ર, નિર્મળ હૃદય આસુરી સંપત્તિની વ્યક્તિને પણ દૈવી ગુણધારક બનાવી દેતું હતું. તેમના પિતા પણ ખરેખર સાધુ સ્વરૂપ હતા. એમની સત્સંગપ્રિયતા, ધર્મજીજ્ઞાસુ હૃદય, દયાળુતા આદિ ઉમદા ગુણો નવાઈ પમાડે તેવા હતા. હંમેશાં સાધુચરિત વિભૂતિઓનો જન્મ એવાં જ સંસ્કારી કુટુંબોમાં થાય છે. આવા નિર્મળ હૃદયનાં માતાપિતાને ત્યાં જન્મ એટલે સોનું ને સુગંધ સાથે મળ્યા જેવું થતાં પ્રભુને પામવાના બધા ગુણો આ આત્મામાં ખીલી નીકળ્યા. ચરિત્રનાયકના સાધુ પિતા મેઘરાજભાઇ હાથીદાંતનો ધંધો કરતા. ગુજરાન ઠીક રીતે ચાલતું. ઉપરાંત જે કંઇ બચે તે સાધુસંતોને, નિરાધાર-ગરીબોને અર્પણ કરી દેતા. આવું જોઇ બાળપણથી જ મૂલચંદભાઇ પોતાને હાથે ગરીબોને દૂધ ચોખા આપી ખુશી ખુશી થઇ જતા.

આત્મવિદ્યા એજ ખરી વિદ્યા છે. એવું જેનો અંતરાત્મા જાણે છે એવા મૂલચંદભાઇએ લુખી વિદ્યાનું ઝાઝું ભુસું મગજમાં ભર્યું નથી. પ્રભુને ગમતાં પરોપકારનાં કામમાંજ જન્મ સફળ થવાનો એમણે માન્યો છે. જરૂરી સિન્ધી–હિન્દુ શીખ્યા છે. કાળના સ્વભાવ પ્રમાણે ચરિત્રનાયકના પિતાજીની નિર્મળ મૂર્તિ પ્રભુમાં મળી જતાં આ ભક્ત પુત્રે બાકીનું જે કંઇ ઘરમાં હતું તે પરોપકારમાં વાપરી નાખી બધી આસક્તિ દૂર કરી નાખી. આખા હિન્દમાં આ સાધુ આત્માથી લોકો જ્ઞાત છે. ખાસ કરીને સિન્ધમાં તો તેમને નરસિંહ મહેતો કહેવામાં આવે છે. પોતે ગૃહસ્થાશ્રમ માંડેલો પણ સ્ત્રી સ્વર્ગવાસી થતાં " ભલું થયું ભાંગી જંજાળ સુખે ભજીશું શ્રી ગોપાળ " એ નરસિંહ ભક્તનાં વાકય પ્રમાણે ચરિત્રનાયકે કરી દેખાડયું છે. એમને કંઈ સંતતિ નથી. ન્યાતજાતનો ભેદ રાખ્યા વગર દર-

દીઓની માવજત કરવામાં તેઓ આનંદ માને છે. પ્લેગનાં દર્દીઓ સાથે પોતે સુધ્ધ જાય, જેનું કોઇ ન હોય તેનો અગ્નિસંસ્કાર પોતે કરી આવે, વળી જે દાન કરે તે જ પોતે ખાય. સૂર્યોદય થયા બાદ ૧૦ વાગ્યા સુધી જે જે ગરીબ ભાઇ બાઈ આવે તેઓને અનાજ આપે. આ તેમનો નિત્યનો વ્યવસાય છે, તેઓ નિરાભિમાની અને સદાય પ્રસન્નવદની પવિત્ર પુરૂષ છે. તેમનો સહવાસ આનંદજનક છે. આ ગરીબોનો બેલી આત્મસુખમાં રત્ત રહે છે.

દિવાન દયારામ ગીડુમલ જેવા પુરૂષો પણ આ ચરિત્રનાયકને પૂજ્ય માને છે. એમનું સદ્દગુણી હૃદય સદાય ધર્મભુખ્યું રહે છે. ધર્મનું તત્વ તેમ જ આત્માનો વાર્તાલાપ સુણવાને પોતે તલસે છે. રંતીદેવ રાજાની માફક પરદુઃખ તે પોતાનું દુઃખ માને છે. ધર્મ રહિત થયેલા–આત્મભાન ભૂલેલા આ યુગમાં આવા મહાપુરૂષોનાં જીવન સર્વને આશીર્વાદરૂપ થઇ જીવનનાવને ખરાબે ચડતું અટકાવે છે. એમનું ખરૂં સ્વાગત્ આપણે એમને પગલે ચાલીને કરીએ.

એવી ભક્તિ સ્વરૂપી વિભૂતિઓને બહાર આવવાનાં વલખાં ઓછાં હોય છે. પ્રભુ-કૃપાએ જગત્ સ્વયં તેમની કદર કરે છે. અમારી જ્ઞાતિના આ પવિત્ર નરરત્નને પ્રભુ દીર્ધાયુષ્ય આપે અને એમના જીવનની સૌરભતા વધુને વધુ પ્રસરાવી માર્ગદર્શક થાય એવું ઇચ્છીએ.



# સિન્ધુમાંનું એક બિન્દુ.



હાલના કહેવાતા પ્રગતિમાન યુગમાં આપણી જ્ઞાતિમાંથી પણ દર વર્ષે અનેક ગ્રેજ્યુએટો, વકીલો ઈત્યાદિ થાય છે; એ સર્વમાં જેઓએ પ્રાપ્ત કરેલી વિદ્યાથી વાદળની વર્ષા માફક જ્ઞાતિનું, સમાજનું કે દેશનું કંઇક પણ ભલું કર્યું હોય તેવાઓનો આ ગ્રંથમાં સાધારણ પરિચય કરાવવાની સ્વાભાવિકપણે અમારી અભિલાષાઓ હોય જ; પરંતુ બધું જ આપણી ઈચ્છાનુસાર થવું જોઈએ અને તે થાય જ, એવાં કાંઇ વિધિનાં વિધાન નથી હોતાં. અગાઉ જણાવ્યા મુજબ મુખ્ય મુખ્ય પ્રદેશોના મુખ્ય મુખ્ય સ્થળો સિવાય બીજા આંતર ભાગોમાં અમારાથી જઈ શકાયુ નથી અને ઉડતી માહિતિઓપર આવી બાબતોમાં આધાર રાખી ન શકાય એ પણ દેખીતું છે.

જ્ઞાતિના હરકોઇ કામ માટે કાળી રાતે ઉઘાડે પગે તૈયાર રહી, તનસેવા, મનસેવા અર્પનારા મર્દો તો અમારા 'પ્રભુ મંદિરિયાં'–ગામડિયાંઓમાં જ્યાં જુઓ ત્યાં નજરે પડે છે.

હાલ કલકત્તામાં નિવાસ કરતા, ખંભાળીઆ પ્રજાબંધુ લાયબ્રેરીના આત્મારૂપ ભાઈ કેશવજી વેલજી જેવા તથા સેવામાં જ જીવનનું સાર્થક સમજનાર, પરાઈ છઠ્ઠીના જાગનાર કરાચીનિવાસી ભાઈ વીરજી તુલસીદાસ પૂજારા જેવાય ઘણા પુરૂષો પડેલા છે. તે ઉપરાંત દૂર સુદૂર છાને ખૂણે કામ કરનારા કે જેની માહિતીઓ પણ ન મળી શકે એવાય અનેક વીરલાઓ વિદ્યમાન છે: તેથી જ આ વિભાગના ગણ્યાગાંઠયા પરિચયો એ સિન્ધુમાંના એક બિન્દુ સમાન અમારો નિર્જીવ પ્રયાસ હોવા છતાં વાંચનાર બાઇબ્હેનોનાં સ્નેહભીના હૃદય અમારા સંજોગોને સમજી હાલ તો આટલાથી જ સંતોષાશે એવી અમને શ્રદ્ધા છે.

એ સર્વેશ્વરની કૃપા અને ઇચ્છા હશે તો હવે પછીના ઉત્તરાર્દ્ધ ભાગમાં આ ઉણપને દૂર કરવાના અમારા મનોરથ છે.

અહીં પણ ફોટાઓ મળ્યા તે આપવામાં આવ્યા છે.



# શ્રીયુત દેવજીભાઇ ત્રિકમદાસ ઠક્કર (મુંબઇ)

બી. એ એલ. એલ. બી.



જીંદગી એ એક યુદ્ધ છે. તેની સામે બહાદુરીથી ટક્કર ઝીલી શકે એવાં થોડાં હોય છે, ખરી રીતે તો દુઃખ–મુશ્કેલીઓ એ માણસ જાતનો મહાન શિક્ષક છે. દુઃખમાંજ શ્રેષ્ઠ ગુણો કેળવાય છે. દુનિયાના ઇતિહાસમાં જે જે મહાન પુરૂષો થઈ ગયા છે તે બધાય દુઃખરૂપી અગ્નિમાં તવાઈ શુદ્ધ થયેલા અને એ દશામાં ઉત્તમ ગુણો જીવનમાં વણી આદર્શરૂપ થઇ ગયા છે. આવા પુરૂષોનાં જીવનચરિત્રો નબળાં મનની પ્રજામાં નવજીવન પ્રેરે છે. અમારા સન્મિત્ર રા. દેવજીભાઇનું જીવન પણ કંઇક નિરાશ થયેલાઓને આશા આપી ઉત્તજે એવું હોવાથી અહીં તેનો ટુંક પરિચય આપવાનુ ઉચિત ધારીએ છીએ.

શ્રીયુત દેવજીભાઇનો જન્મ કચ્છ **માંડવી** તાલુકાના ગામ **બિં**દડામાં સં. ૧૯૩૦ શ્રાવણ વદ ૩ ના દિને થયો હતો. એમના વડીલોનું મૂળ વતન કચ્છ–**અંજાર**માં હતું. પિતામહ **લધા રામજી બિં**દડામાં પરચુરણ માલની દુકાન રાખી સુખ–પૂર્વક વ્યવહાર ચલાવતા હતા. વખત જતાં પ્રતિકુળ સંજોગો આવવાથી ચરિત્રનાયકના પિતાશ્રીને કચ્છ છોડી મુંબઇમાં ધંધાર્થે આવવું પડ્યું: અને શરૂઆતમાં નોકરી લીધી. દેવજીભાઇના પિતાશ્રી

શ્રીયુત દેવજીભાઇ ત્રિકમદાસ ઠક્કર.

સાધારણ નામુંઠામું અને વાંચવા જેટલું ગુજરાતી શીખ્યા હતા; પણ બહુ દીર્ઘદર્શી અને અનુભવી પુરૂષ હતા. એમને ચાર સંતાન પ્રભુએ આપેલાં તેમાં માત્ર એક દેવજીભાઇ જ વિદ્યમાન અત્યારે છે. દેવજીભાઈની ત્રણ વર્ષની ઉમ્મર થઈ ત્યારે પિતામહ લધા રામજીનો સ્વર્ગવાસ થયો.

ચરિત્રનાયકને નાની વયમાં માતાની માયાળુ ગોદમાં રમવાનો લ્હાવો બરાબર મળ્યો નથી: કેમકે નાનપણમાં તેઓ માતૃવિહોણા થયા હતા. માતુશ્રી લક્ષ્મીબાઈ ભોળાં મમતાળુ અને ધૈર્યશીલ હતાં. તે પોતાના ગુણો પોતાના બાળકોમાં મૂકી સ્વર્ગે સંચર્યાં હતા. બિંદડામાં એમની માંદગી વધી પડતાં છેલ્લી ઘડીએ પ્રાણ છોડયા ત્યારે દેવજીભાઇના પિતાશ્રી મુંબઇ હતા. માતુશ્રીના સ્વર્ગવાસ પછી એક નાની બેનને એમની માશીએ સંભાળી અને દેવજીભાઇને એમના પિતાશ્રી મુંબઈ લઇ આવ્યા, સાથે ૯૨ વર્ષનાં કાકીને પણ તેડી લાવ્યા. ડોશી વૃદ્ધ અને અંધ હોવાથી દેવજીભાઈના પિતાશ્રીને કમાવા ઉપરાંત રસોઇપાણી પણ હાથે કરવાં પડતાં. પિતાની આવક જુજ એટલે દેવભાઈએ પ્રાથમિક શિક્ષણ તો જેમ તેમ લીધું. દરમ્યાન સંજોગોને વશ થઇ એમના પિતાશ્રીએ પૂનર્લગ્ન કર્યું. સાવકીમાતા રૂદ્રનો અવતાર હતી; તેથી દેવજીભાઇને અને નાનીબેન જેઠીબાઇને બહુ દુઃખ વેઠવું પડયું અને અભ્યાસમાં પણ મુશ્કેલી ભોગવવી પડતી. આ વખતે ઉંચી કેળવણીનો અભાવ હતો એટલુંજ નહિ પણ અંગ્રેજી કેળવણી બાબત લોકો અવળો ખ્યાલ કરતા હતા. પણ દેવજીભાઈની ઇચ્છા પ્રબળ હતી. તેથી મહા સંકટો વેઠી પોતે ગોકલદાસ તેજપાલ વિદ્યાલયમાં ફી માફી કરાવી દાખલ થયા અને અંગ્રેજી ત્રણ ધોરણ ત્યાં શીખ્યા. એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં એન્ટ્રન્સની પરિક્ષામાં બેઠા. અંગ્રેજી ચોથા ધોરણમાં ફી રૂ. ૩ અને ચોપડીઓ રૂ. ૭–૮ ની જોઇએ. એટલો ખર્ચ કરવાની પિતાશ્રીની ગુંજાશ ન હોવાથી અંગ્રેજી ભણતર બંધ કરવાનું કહેવામાં આવ્યું. પ્રભુકૃપાએ પાછી રૂ. રા માસિક મદદ મળવા લાગી અને પુસ્તકોનો આશ્રય પણ મળ્યો એટલે અંગ્રેજી પાંચ ધોરણ સુધી પહોંચ્યા. લેસન કાળજીથી કરવાનું હોય, પણ ઘરમાં નવી માતાના કંકાસથી તેમને બહુ અગવડ પડતી તેથી રસ્તાના દીવે અથવા તો પાડોશીના દીવે વાંચી લેતા.

દેવજીભાઈના પિતાશ્રી જૂના વિચારના હોઇ પુત્રને જલદી પરણાવી દેવામાં લ્હાવો માનતા હતા. પરંતુ ઘરમાં ગરીબી એટલે એમની એ ઇચ્છા પાર પાડવામાં મુશ્કેલી નડતી. આખરે દેવજીભાઇના પિતાના મામાએ દેવજીભાઇને પરણાવી આપવાનું માથે લીધું. અને તેમના પિતાશ્રીએ આ ભાઇ બેનને પોતાના મામાને ખોળે સોંપ્યાં. બેનનાં સગપણ માટે એમના પિતા અને મામા વચ્ચે કલેશ થયો હતો. આખરે બેનને મહાદુઃખના ખાડામાં નાખવામાં આવી અને કુટુંબમાં પણ પ્રબળ કલહ થયો. આને પરિણામે એમના પિતાશ્રીને નોકરીમાંથી બરતરફ થવું પડયું. આ સંજોગોમાં અભ્યાસ છોડી ફરજ્યાત દેવજીભાઇને નોકરી લેવાનો વખત આવ્યો. આ વખતે પોતે ટયુશનો આપી અંગ્રેજી ૬ ધોરણ સુધી આવ્યા હતા. તે દરમ્યાન સારા ભાગ્યે રા. સા. દેવજી ઓધવજી એથાણી જે. પી તરફથી આશ્રય મળ્યો. આ સંજોગોમાં એમના પિતાશ્રીની તબીયત લથડતાં તેઓ દેશમાં ગયા અને દેવજીભાઇ એકલા રા. સા ઠોથાણી ને ત્યાં રહી અભ્યાસ કરવા લાગ્યા. દૈવની કસોટી હજી અધુરી હોય, તેમ દેશમાં પિતાની તબીયત એકદમ લથડી એટલે સાવકી

માતાનાં તીખાં વાગ્બાણ ભરેલા પત્રો ચરિત્રનાયકને આવવા લાગ્યા. તેમાં અભ્યાસ છોડી દેવાનાં ફરમાન છૂટતાં. પણ પિતા પોતે લખતા કે "મારૂં ગમે તે થાય પણ દીકરા! તું તારૂં ભવિષ્ય સુધારજે" આવાં સંકટોમાં ધૈર્ય ધરીને પણ ચરિત્રનાયકે અભ્યાસ જારી રાખ્યો. મેટ્રીકમાં પાસ થયા ત્યારે પિતાશ્રી પણ કચ્છથી મુંબઈ આવ્યા: અને પુત્રનો અભ્યાસ હજુ આગળ વધારવા પસંદગી બતાવી. માંદગીમાં પોતાનું શરીર કૃશ થઇ ગયેલું, કંઈ મહેનત થઇ શકે નહિ એટલે પુત્રની કમાણીની જરૂર હતી છતાં તેઓ એમ જ કહતા કે "તું સુધરતો હોય તો મારૂં તો હું નિભાવીશ"

સન ૧૮૯૩ માં દેવજીભાઈએ પ્રિવિયસની પરિક્ષા પસાર કરી. ગણિતના વિષયમાં પોતે એક્કા હતા એટલે સિવિલ એન્જીનીયર થવા વિચાર રાખ્યો પણ રા. સા ચોથાણીનો તેમને સોલીસીટર બનાવવાનો આગ્રહ હતો એટલે દેવજીભાઇએ બી. એ. થયા બાદ ૧૮૯૫ માં પહેલી એલ. એલ. બી. ની પરિક્ષા પસાર કરી. બી. એ. ની છેલ્લી પરિક્ષા આપવાની હતી ત્યાં તો વળી કસોટી કાળ આવ્યો. ૧૮૯૬ માં મરકીની શરૂઆત થઇ. કુટુંબમાં એવો કેસ બનતાં દેવજીભાઇને એમના પિતાશ્રીએ કચ્છ મોકલાવી દીધા. એટલે ૧૮૯૬ માં બી. એ. ની પરિક્ષા ન અપાઈ. ઉતાવળમાં બધાં પુસ્તકો પણ મુંબઈ રહી ગયાં એટલે ૧૮૯૭ ની બી. એ. ની પરિક્ષા માટે પણ વાંચી શકાયું નહિ. આ મરકીના દરદમાં એમનાં એકનાં એક બ્હેન પણ ગુજરી ગયાં. આવી વિટંબણાઓ અનુભવતા દેવજીભાઇ દેશમાંથી ૧૮૯૭ માં મુંબઇ આવ્યા; પણ ભાગ્યની અજમાયશ જુદી હતી. બરાબર પરિક્ષા વખતે જ તેમનાં માતાપિતા આઠ આઠ દિવસને અંતરે ગુજરી ગયાં. એટલે વળી બી. એ. ની પરિક્ષામાં બેસી શકાયું નહિ. પિતાના મરણથી દેવજીભાઇને ભારે આઘાત થયો. ગમે તેમ તોય પિતા બેઠાં તેમના પગમાં જોર હતું. હવે માબાપવિહોણા બની સંસાર અરણ્યમાં એકલાં અટુલા થઇ ગયા. તે માટે કાળજી રાખનાર કુટુંબમાં કોઇ નહોતું, વળી પિતા કંઇ વારસો પણ મૂકી ગયા નહોતા. ત્યારપછી પણ તેમને વિચિત્ર વિટંબણાઓમાંથી પસાર થવું પડયું. જેઓ તરફથી આશ્રય મળતો તે એકાએક બંધ થયો એટલે નોકરી કરી વળી ટ્યુશનોમાં ચલાવ્યું અને આખરે પોતાનું ધ્યેય હતું ત્યાં પહોંચ્યા. બી. એ. એલ. એલ. બી, ની પરિક્ષામાં ઉર્ત્તિણ થઇ વકીલાતની પણ સનદ મેળવી. સ્વજ્ઞાતિ તરફથી માનપત્રો મળ્યાં. એમનો જ્ઞાતિપ્રેમ. અજબ છે. એમના જીવનમાં ઘણા પ્રસંગો બન્યા છે તેમાં નમુના દાખલ એક જ અત્રે આપીએ.

કચ્છી લોહાણા જ્ઞાતિના શ્રીમાન શેઠ પારપ્યા પ્રધાન લાખોની મિલ્કત મૂકી ગુજરી ગયા; અને પોતાનાં નાણાંની ધર્માદા ખાતે અને યોગ્ય રસ્તે ખર્ચવાની વ્યવસ્થા કરી વસીયતનામું ટ્રસ્ટીઓને સોંપી ગયા. પણ પાછળથી ટ્રસ્ટીઓએ કશું કર્યું નહિ. એવી ખબર દેવજીભાઈને પડતાં પોતે કંઇ પણ સ્વાર્થ વગર જબરી જહેમત ઉઠાવી આખરે તેતાળીશ વર્ષ દટાયલી સ્વજ્ઞાતિની મિલ્કત જાહેરમાં લાવીને મૂકી. આથી પોતાને ભારે સોસવું પડયું છતાં સત્યચાહક માણસને અંતરની પ્રસન્નતા એ જ ખરી શાબાશી છે. અત્યારે તેઓ હાઈકોર્ટ પ્લીડરની લાઈનમાં લાગેલા છે. સત્યચાહક હોઇને આ લાઈનમાં કંઈ જૂઠનો આશ્રય લેવો પડે છે તેથી આ લાઇન છોડી અધ્યાપક કે આચાર્યની લાઇન લેવા ઈચ્છે છે.

દેવજીભાઇનો ગૃહસંસાર અનુકુળ છે. એમને કંઈ સંતાન નથી. પોતે ભલાહૃદયના અને માયાળુ છે. જ્ઞાતિહિતનાં કામોમાં ઉમંગથી ભાગ લે છે. પ્રભુ એમને યશસ્વી બનાવી અને વધુ ઈષ્ટ કામો એમને હાથે કરાવે એવું ઇચ્છીશું.

# રા. મગનલાલ નાથાભાઈ ઠક્કર (વડોદરા)



ખંત અને ઉત્સાહથી માણસ દુનિયાની સપાટીપર શું નથી કરી શકતો ? અનેક મુશ્કેલીઓ પણ ઉત્સાહને દેખી નાશી જાય છે. રા. મગનલાલભાઈનાં જીવનમાંથી આવો જ કંઈક બોધપાઠ મળી શકે એવું લાગે છે.

રા. મગનલાલભાઈનો જન્મ સંવત ૧૯૪૩ ના ધોળકા તાલુકાના જલાલપર ગામમાં તેમના મોસાળને ત્યાં થયો હતો. બાલ્યકાળમાં તેમનો ચહેરો પ્રભાવશાળી, દઢાગ્રહી દીસતો હતો. શરીરની તંદુરસ્તી પણ સારી હતી. ફક્ત પાંચ વર્ષની વયમાં એમને નિશાળે બેસાડવામાં આવ્યા. પેટલાદની શાળામાં ગુજરાતી ૬ ધોરણ શીખ્યા. ગણિતના વિષયમાં પ્રથમથી જ ભારે કુશળતા ધરાવતા હતા. આટલા અભ્યાસ પછી પિતાની આર્થીક સ્થિતિ નબળી હોવાના કારણે ટયુશન આપતા, અને દુકાનપરના કામમાં પણ પિતાને મદદ કરતા. અંગ્રેજી ભણાવવાની પિતાની નામરજી હોવાથી નાની વયમાં તેઓ એક ગાંધીને ત્યાં ગુમાસ્તા તરીકે રહ્યા. પણ ત્યાંથી અંતરના અવાજે તેમને અંગ્રેજી ભણવાને પ્રેર્યા. અને પિતાની અનુમતીથી અંગ્રેજી સ્કૂલમાં દાખલ થયા. ત્યાં પહેલો નંબર રાખતા હોવાથી ફી પણ માફી થઇ. દરેક પરિક્ષામાં ખંત રાખી પહેલે નંબરે પાસ થતા. અંગ્રેજી ૬ ધોરણ શીખી પછી મેટ્રીકના અભ્યાસ માટે વડોદરે ગયા. મેટ્રીકમાં પાસ થયા પછી પિતાની આજ્ઞાથી સરકારી કારકુનની નોકરી સ્વીકારી. પણ



રા. મગનલાલ નાથાભાઇ ઠક્કર.

હજુ અભ્યાસ કરવાનો ઉત્સાહ મંદ પડયો નહોતો. એટલે વળી પિતાની સંમતી લઇ પોતે કોલેજમાં દાખલ થયા અને ત્યાં પ્રિવિયસ તથા ઇન્ટરની પરિક્ષા પસાર કરી, ખાનગી

ટ્યુશન આપી પોતાનું ખર્ચ સ્વાશ્રયથી નિભાવતા; છતાં અભ્યાસથી કંટાળતા નહિ. યુનિવર્સિટીમાં એલ. એલ. બી. ની પરિક્ષામાં ઉંચે નંબરે પાસ થવાથી. દી. બ. અંબાલાલ સાકરલાલ તરફથી રૂા. ૧૦૫) નું ઇનામ મળ્યું. જે પિતાને અર્પણ કર્યું. ત્યાર બાદ સિનીયર બી. એ. માં તેઓએ કાયદાનો અભ્યાસ કર્યો અને તેમાં પણ ઉંચે નંબરે આવ્યા.

હાલના યુવકો અભ્યાસ તેમ જ ગૃહસ્થાશ્રમ બન્ને સાથે ચલાવે છે: તેમ મગનલાલભાઈ પણ મેટ્રીકમાં હતા ત્યારે તેમનું લગ્ન વડીલોએ કરી નાંખ્યું હતું. આ વખતે તેમની વય ૧૭ વર્ષની હતી તથા તેમનાં પત્નીની ઉમ્મર ૯ વર્ષની હતી. તેમના પિતાની સ્થિતિ ગરીબ તેમ જ સગીમાતા સ્વર્ગવાસી થયલાં એટલે સૌ. રૂક્મણીબાઇને નાની વયમાંથી જ પેટલાદમાં રહેવાનું થયું. સસરાને ત્યાં તેમને વિદ્યાભ્યાસ તેમ જ ગૃહશિક્ષણ વગેરે અપાવવા માટે ગોઠવણ થઇ. એટલે થોડા સમયમાં ઘરનાં સર્વ કામમાં પ્રવીણ થયાં. સન ૧૯૦૮ ની સાલમાં રા. મગનલાલભાઇ વડોદરાની કૉલેજમાં ફેલો નિમાયા. એટલે સૌ. રૂક્મણી પણ પતિ સાથે વડોદરે રહેવા લાગ્યાં. ત્યાર પછી વડોદરા સરકારે મુલકી ખાતાના પ્રોબેશનર તરીકે મગનલાલભાઇને પસંદ કર્યા. માસિક રૂા. ૫૦)ના પગારે એમને પાટણ મુકામે રહેવાનું થયું. પણ હજુ કાયદાના ઉંચા અભ્યાસની ઇચ્છા છોડી દીધી નહતી તેથી એલ. એલ. બી. ની બીજી પરિક્ષા માટે મગનલાલભાઈ મુંબઈ આવ્યા. પરિક્ષા આપે તે પહેલાં નવસારી સુબા કચેરીના હેડ કલાર્ક તરીકે તેમની બદલી થઈ. તે વખતે ત્યાં રા. ગોવિંદભાઈ હાથીભાઇ સુબા સાહેબના હોદા પર હતા. તેમને ચરિત્રનાયકના કાર્યથી બહુ સંતોષ થયો. અને રા. ગોવિંદભાઈ વડોદરામાં સેશન્સ સુપ્રિન્ટેંડેન્ટ નિમાયા પછી રૂા. ૬૦) ના માસિક પગારે મગનલાલભાઇને પણ પોતા પાસે બોલાવી લીધા. સેશન્સ કચેરીનું કામ નવુંસવું કરવાનું એટલે તેમના પર કામનો ભારે બોજો આવી પડયો હતો; છતાં નાહિમ્મત નહિ થતાં આઠ દિવસની રજા લઈ પરિક્ષા માટે મુંબઇ ગયા. એલ. એલ. બી. ની બીજીવાર પરિક્ષા આપી. તેમાં પણ ઉંચે નંબરે આવ્યા. એટલે માસિક રૂા. ૮૦) નો પગાર થયો. તે ઓછો પડતાં રાજીનામું આપી સોલીસિટરના અભ્યાસ માટે મુંબઈ ગયા. પણ મે. ગોવિંદજીભાઇના અતિ આગ્રહથી રૂા. ૧૨૦) ના પગારથી પાછા પોતે ન્યાયખાતામાં પ્રોબેશનર તરીકે નિમાયા. ત્યાં પણ શેસન્સનાં સારાં કામ બદલ હજુર તરફથી રૂા. ૪૦૦ ) રોકડાનું ઇનામ મગનલાલભાઇને મળ્યું. બાદ મદદનીશ ન્યાયાધિશ તરીકે તેમને નવસારી મોકલવામાં આવ્યા. ત્યાંથી સાવલીમાં મુન્સફ નિમાયા. અને પાછા કાયમના ન્યાયાધિશ થયા. પછી રૂા. ૨૬૦) ના પગારથી આસી. સુપ્રિન્ટેન્ડેટ તરીકે સેશન્સમાં નિમાયા. આ રીતે ઉતરોત્તર ન્યાય અને પ્રમાણિકતાના પ્રભાવે તેઓ પોતાના જીવનને પ્રગતિમાન કરી શકયા. તેમને અન્યાયના આશ્રિત કરવા માટે દશદશ હજારની લાલચો આપવામાં આવી હતી: પણ કોઈ દિવસ તે તેવી લાલચોથી લોભાયા નથી. આ કંઈ થોડી ઘણી બાહોશી ન કહેવાય. અર્થ કામનાથી નહિ લોભાતા હોય એવા મુન્સફો આજે બહુ થોડા હશે. ડભોઇનાં લોકોએ ઘણા ઉંચા પ્રકારનું માનપત્ર રા. મગનલાલભાઇને આપી પોતાની લાગણી દર્શાવી હતી.

ચરિત્રનાયકનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ હતો. આ દંપતીપ્રેમના નમુનારૂપ પ્રભુએ

બે પુત્ર તથા એક કન્યારત્ન આપ્યાં છે. ત્યાર પછી બીજી એક પુત્રીને જન્મ આપી મગનલાલભાઈનાં સુશીલ પત્ની નાનાં બાળકો પોતાના પતિને સુપરત કરી સ્વર્ગે સંચર્યાં. બાળકો માતાવિહોણાં થયાં અને મગનલાલભાઇને પોતાની પ્રેમાળ પત્નીના વિયોગે ભારે દુઃખ થયું; તેમ જ માતાના વિયોગે નાની પુત્રીનો પણ દેહાંત થયો; ત્યાર પછી મગનલાલભાઈની ઇચ્છા નહિ છતાં વડીલોના આગ્રહને વશ થઈ તેમણે બીજીવાર લગ્ન કર્યું આ અરસામાં પત્નીનો શોક તથા સેશન્સનુ કામ: આ બધી હાડમારીઓમાં તેમનું શરીર પણ નાદુરસ્ત બન્યું.

આ રીતે સ્વાશ્રયથી ઉંચી કેળવણી પામ્યા અને ઉચ્ચ હોદ્દેદાર થયા છતાં કુટુંબસેવામાં હંમેશાં કાળજીવાન રહ્યા છે. મળેલું ઇનામ રૂા. ૧૦૫) તથા ૪૦૦) પિતાને આપી દીધા તેમજ સ્વોપાર્જીત દ્રવ્યમાંથી પેટલાદમાં પિતાના નામથી ઘર લઇ બીજા ત્રણ ભાઇઓને પણ તેમાં હક્ક આપ્યો. એટલું જ નહિ પણ પોતાની તમામ કમાણીની વહેંચણી કરી તેમાંથી ભાઇઓને ભાગ આપી માતાપિતાના નિભાવનું ખર્ચ પોતાને શિરે રાખ્યું.

કુટુંબિક સેવા ઉપરાંત જ્ઞાતિના કામમાં પણ પાછળ રહ્યા નથી. વડોદરામાં બોર્ડીંગની સ્થાપના થઈ તે પહેલાં પોતે વિદ્યાર્થીઓને પોતાને ઘેર મફત શિક્ષણ આપતા. બોર્ડીંગ સ્થપાયા પછી વડોદરાથી બીજે ગામ બદલી થવા છતાં પણ આ સંસ્થાની સભામાં પોતે નિયમિત હાજરી આપતા. નવસારીમાં ન્યાયાધિશ હતા ત્યારે પ્રથમ લોહાણા કોન્ફરન્સના પ્રમુખ તથા સ્વયંસેવકોની ટુકડીઓ માટે દૂધ ચહા, તથા હારતોરાની તેઓએ સગવડ કરી હતી. જ્ઞાતિ ઉન્નતિ તથા કેળવણી માટે બનતો ફાળો અદ્યાપિ પર્યંત આપી રહ્યા છે. ગરીબ જ્ઞાતિબંધુને કામપર ચડાવી પોતે રાજી થાય છે. તેમનામાં અભિમાનનો અંશ નથી. તેમજ લક્ષ્મીવાન થયા છતાં તેને તેનું ઘેન ચડયું નથી. પ્રભુ પ્રત્યે પ્રાર્થના કે શ્રીયુત મગનલાલભાઇને આરોગ્ય બક્ષી હજુ વધુને વધુ યશસ્વી કાર્યો એમના હાથે કરાવે!

# રા. રા. ત્રિભુવનદાસ જગજીવનદાસ રાજા (જૂનાગઢ)

એમ. એ. એલ. એલ. બી.



સતત્ પુરૂષાર્થ, અડગ આત્મશ્રદ્ધા અને સ્વાવલંબનથી સાધારણ માનવી કેવી રીતે ઉંચે ચડી શકે છે. તેનો સુંદર પાઠ શ્રીયુત **ત્રિભુવનદાસ જે. રાજાના** જીવનમાંથી શીખી શકાશે.

**સોરઠ** પ્રદેશમાં જૂનાગઢ સ્ટેટના શરાફ તરીકે **લવા વેલાનું** કુટુંબ પ્રસિદ્ધ છે. આ કુટુંબમાં શ્રીયુત **રાજાનો** જન્મ સંવત ૧૯૪૯ ના આસો વદી અમાવાસ્યા એટલે દીવાળીના દિને થયો હતો. તેમના વડીલોની શરાફી પેઢી ચાલતી હતી. પણ ૧૯૩૫ માં તે ધંધામાં નુકસાની આવતાં તે છોડી દઇ ચરિત્રનાયકના દાદાને પોતાનો જૂનો ધંધો બંધ કરવો પડયો. તેમના પિતાએ જૂનાગઢ સ્ટેટમાં વકીલાત કરવાની **સનદ** મેળવી. તેમાં સત્યનિષ્ઠા અને ન્યાયવૃત્તિથી સુખપૂર્વક ઘરખર્ચ નિભાવતા હતા.

ચરિત્રનાયકના માતુશ્રી બાઇ **દેવકુંવરબાઈ** બહુ દયાળુ અને નિર્મળ હૃદયનાં હતાં. બાળક ત્રિભુવનમાં તેમણે શુભ સંસ્કારોનાં બીજ વાવ્યાં હતાં. અને તેથી જ આજે તેમાં આપણે અચળ ધાર્મિક વૃત્તિ જોઈ શકીએ છીએ. આ ભલી માતા બાળક ત્રિભુવનને ૧૩ વર્ષનો મૂકી સ્વર્ગવાસી થયાં, એટલે આટલી વયે માતૃવિહોણું આ બાળક બહુ દુઃખી થાય એ સ્વાભાવિક છે પરંતુ દરેક સમયમાં દુઃખ ખમવાની શક્તિ પ્રભુ આપી રહે છે. તે નિયમ પ્રમાણે આ બાળકનું મન પણ પ્રભુએ અભ્યાસમાં લગાડી દીધું. પાંચ વર્ષની વયમાં જ તેમનું વિદ્યાર્થી જીવન શરૂ થયું. ભણવામાં તેમની ચપળ બુદ્ધિ કયાંય છુપી રહેતી નહોતી. દરેક પરિક્ષામાં પોતે પહેલે નંબર



રા. રા. ત્રિભુવનદાસ જગજીવનદાસ રાજા.

આવતા. નાનપણથી જ તેમની મહત્વાકાંક્ષાઓ જોનારને જણાઈ આવતી,

૧૯૦૯ માં પોતે જૂનાગઢમાં બહાદુરખાનજી હાઇસ્કૂલમાં મેટ્રીકની પરિક્ષા પસાર કરી. પછી ત્યાં પ્રિવીયસની પહેલી ટર્મ ભરીને મુંબઇ આવ્યા અને વિલ્સન કૉલેજમાં દાખલ થયા. અભ્યાસ આગળ વધારવાની ખંત છતાં ખર્ચ પોતે સ્વાશ્રયથી જ ચલાવતા. અભ્યાસ ઉપરાંત વખત બચતો તેમાં ટ્યુશન વગેરે આપતા, પણ ભણવાથી કંટાળતા નહિ. મનુષ્યનો દૃઢ નિશ્ચય શું ન કરી શકે? ૧૯૧૧ માં ઇન્ટર પસાર કરી ૧૯૧૨ માં ના. ઈ. તથા ભૂ. મે. હાયર એજ્યુકેશન લોહાણા બોર્ડીંગમાં દાખલ થયા. સને ૧૯૧૩ ના નવેમ્બર માસમાં માત્ર ૨૦ વર્ષની ઉમ્મરે અંગ્રેજી તથા સંસ્કૃત વિષયો લઇને બીજા વર્ગમાં ઉંચે નંબરે બી. એ. ની પરિક્ષામાં પસાર થયા તથા સને ૧૯૧૪ ની સાલમાં વિલ્સન કૉલેજમાં ફેલો યા તો સંસ્કૃતના અધ્યાપક નીમાયા. તે જ વર્ષના નવેમ્બર માસમાં ઇતિહાસ તથા અર્થશાસ્ત્રના ગહન વિષયોમાં માત્ર એક જ વર્ષના અભ્યાસને અંતે બીજા વર્ગમાં પસાર થયા. આ પ્રમાણે એમ. એ. ની પરીક્ષામાં બહુ માનથી તેઓ પસાર થતાં વિલ્સન કૉલેજમાં ઇતિહાસના લેકચરર યા તો આસિસ્ટન્ટ પ્રોફેસર નીમાયા. આપણી જ્ઞાતિમાં ૨૧ વર્ષ જેટલી નાની ઉમ્મરમાં એમ. એ. જેવી મોટી ડીગ્રી મેળવનાર તેઓ પ્રથમ જ હતા; એટલે આપણી જ્ઞાતિની અંદર સને ૧૯૧૪ માં રા. રાજાની પૂર્વે કોઇ પણ ભાઇ એમ. એ. ની ડીગ્રી મેળવવાને ભાગ્યશાળી થયા ન હતા. સને ૧૯૧૫ના જુનમાં ફર્સ્ટ એલ. એલ. બી. તથા સને ૧૯૧૬ ના માર્ચમાં સેકન્ડ એલ. એલ. બી. ની પરીક્ષાઓ પણ તેઓએ તેટલી જ ઝડપથી પસાર કરી. વિલ્સન કૉલેજના પ્રીન્સીપાલ રેવ. ડૉ. મેકીકન તથા અધ્યાપકોની સાથે રા. ત્રિભુવનદાસને અસાધારણ સ્નેહ હતો અને તે સ્નેહને પરિણામે શેઠ નારણજી ઇશ્રજી હાયર એજ્યુકેશન બોર્ડીંગના તમામ વિદ્યાર્થીઓની કૉલેજમાં લેવાતી ફીનો ½ ભાગ કાયમને માટે તેઓએ માફ કરાવ્યો હતો. લેકચરર તરિકે તેઓ કૉલેજના વિદ્યાર્થીઓમાં પોતાના જ્ઞાન તથા શીખવવાની ઉંચ શક્તિથી તથા સહૃદય પ્રતિભાશાળી જીવનથી બહુ જ આદરને પાત્ર થઇ પડયા હતા. છેવટ સને ૧૯૧૬ ના ઑગસ્ટ માસમાં શરીર સંપત્તિ સારી નહિ રહેવાથી વિલ્સન કૉલેજના પોતાના હોદ્દાનું રાજીનામું આપી રાજકોટ આવ્યા અને રાજકોટ એજન્સીમાં વકીલાત શરૂ કરી. પોતાની ખંત અને ઉત્સાહથી ૬ થી ૭ માસમાં જ તેમણે અહીં પણ સારી પ્રતિષ્ઠા મેળવી. ૧૯૧૭ના એપ્રીલમાં રૂા. ૧૫૦)ના પગારે વાંકાનેર સ્ટેટના નાયબ દિવાન અને સરન્યાયાધીશની જગ્યાએ નિમાયા. આ જોખમભર્યું કામ પણ પોતે સુંદરી રીતે કર્યું અને સર્વના પ્રીતિપાત્ર બન્યા હતા. સ્ટેટની નોકરીમાં રાજા પ્રજા ઉભયના પ્રેમપાત્ર તેઓ થઇ શકયા; આ તેમની અજબ કાર્ય કુશળતાનો પુરાવો છે. ૧૯૨૦ના ઓકટોબર માસમાં તેઓ રૂા. ૩૦૦)ના પગારે જૂનાગઢ સ્ટેટમાં ડેપ્યુટી રેવન્યુ કમીશનરની જગ્યાએ નિમાયા. ૧૯૨૧માં લીંબડીના નામદાર ઠાકોર સાહેબના ખાસ આગ્રહથી હજુર પર્સનલ એસિસ્ટન્ટ તરીકે રૂા. ૩૫૦)ના પગારે લીંબડીમાં આવ્યા, આજે તે માનવંત હોદ્દા ઉપરાંત રેવન્યુ કારભારી તરીકે પણ કામ કરે છે અને રૂા. ૪૦૦)નો માસિક પગાર મેળવે છે. પાંચ વર્ષની ટુંક કારકિર્દીમાં કાઠિયાવાડનાં દેશી રાજ્યોમાં આટલી નામના મેળવનાર લોહાણા કોમમાં આ ચરિત્રનાયક પહેલા છે.

૧૯૧૩માં તેમના પિતાશ્રી સ્વર્ગવાસી થયા હતા. અને તે જ વર્ષમાં પોતાના નાનાભાઇ હરગોવિંદનો પણ ૧૬ વર્ષની વયે દેહાન્ત થયો. તેથી શ્રીયુત રાજાને બહુ આઘાત

થયો. નવી કેળવણી પોતે પામેલા છતાં સ્વચ્છંદતા કે નાસ્તિકતાની તેમને અસર થઇ નથી. એમની ધાર્મિકવૃત્તિ તેમની લાયકાતમાં વધારો કરે છે. ગમે તેટલી પ્રવૃત્તિમાં પણ પોતે નિત્યકર્મ–ગીતા અધ્યયન આદિ મનની શુદ્ધિ માટે સત્સંગ કર્યા વગર રહેતા નથી.

પોતે કહે છે કે " પ્રાણ જાય પણ સત્ય ધર્મ છોડવો નહિ, પ્રાણ ફરીથી મળે પણ સત્ય ધર્મ તો દુર્લભ વસ્તુ છે."

તરૂણવય, આટલો ઉચ્ચ અધિકાર છતાંયે મિ. રાજામાં અભિમાનનો અંશ નથી. તેમનું પ્રેમાળ હૃદય, મીઠીવાણી અને હસતું વદન સર્વને આકર્ષે છે, સ્વજ્ઞાતિના દરેક કામમાં પોતે ઉલટથી ભાગ લે છે. મુંબઈ ભાવનગર અને કચ્છ માંડવી લોહાણા પરિષદમાં પોતાના જ્ઞાન અને બુદ્ધિનો સરસ લાભ તેઓએ આપ્યો હતો.

લોહાણા કોન્ફરન્સની કાઠિયાવાડની પ્રાન્તિક કમિટિના તેઓશ્રી ઓન. સેક્રેટરી છે, તથા કોન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટિના મેમ્બર છે.

સન ૧૯૨૧માં તેમનાં પ્રથમ પત્નીનો દેહાન્ત થતાં તેઓએ બીજીવાર લગ્ન કર્યું છે. તેમનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ છે. ત્રિભુવનભાઇના જીવનમાંથી ઉત્સાહ અને સ્વાશ્રય, ખંત, પ્રમાણિકતા અદિ ગુણો દરેકને ગ્રહણ કરવા જેવા છે. પ્રભુ હવે તેમને હાથે ભવિષ્યમાં વધારે સારાં કામો કરાવે તથા તેમનું જીવન જે હજી માત્ર ઉગતી અવસ્થામાં છે તે વધારે ઉજ્જવળ નીવડે તથા તેઓના હાથથી જ્ઞાતિ તથા દેશ હિતનાં અનેક કાર્યો થાય એ જ અમારી અભ્યર્થના છે. ચરિત્રનાયકની ઉમ્મર હાલ માત્ર ૩૦ વર્ષની જ છે, જેથી જ્ઞાતિ તેઓ પાસેથી ભવિષ્યમાં ઘણી સારી આશા રાખે તે સ્વાભાવિક છે. અમે ઇચ્છીશું કે રા. રાજા પોતાનું શ્રેય કરવાની સાથે તથા પોતે આગળ વધવાની સાથે તેઓ પોતાની જ્ઞાતિ પ્રત્યેની ફરજો ભૂલશે નહિ.



# ડૉ. રતનજી પોપટ રત્નાકર (જૂનાગઢ)

ડી. ઓ. (એક્ષફર્ડ) ડી. સી. એચ. ઓ. (લીવરપુલ) ટી. એ. એમ. એસ. (લંડન) એફ. સી. પી. એસ. (મુંબઇ)



છેલ્લાં કેટલાંક વર્ષો થયાં યુરોપી જનતાએ વિદ્યાકળામાં ભારે ઉન્નતિ કરી છે, પણ તેનો લાભ હિન્દી યુવકો બહુ થોડો લઈ શકયા છે. કારણ કે આપણા લોકો આગળ શીખવામાં બહુ વૈરાગ્ય વૃત્તિવાળા છે. તેઓ એમ જ કહેશે. ' વધુ શીખીને શું કરવું છે ? ' આ શબ્દોમાં વૈરાગ્ય નથી પણ અશક્તિ છે, મનની નિર્બળતા છે. નરવીર નેપોલીયન બોનાપાર્ટના શબ્દોમાં કહીએ તો નિરાશા-નિષ્ફળતા શબ્દ બહુધા મૂર્ખા અને બાયલાઓના જ શબ્દકોષમાં ભરેલો છે. સાધનસંપન્ન વ્યક્તિઓ આગળ વધે છે તેમાં વધુ નવાઈ જેવું નથી, પણ જેઓ ગરીબીમાં ઉછરી આપબળથી ઉંચે ચડે છે તેઓ જ ખરા માનને પાત્ર થાય છે. લોહાણા જ્ઞાતિના વિદ્યાવિલાસી, સ્વાવલંબી ભાઈ રતનજીભાઇનું પ્રગતિમય જીવન નિરૂત્સાહીમાં ઉત્સાહ પ્રેરનારૂં તેમજ નિરાશ થયેલાઓને આગળ વધવા ઉત્તેજીત કરે એવું કંઈક હોવાથી અહીં આપવું આવશ્યક છે.



ડૉ. રતનજી પોપટ રત્નાકર

આ ચરિત્રનાયક નથી પોતે ગર્ભશ્રીમંત કે નથી કોઇ રાવસાહેબનું સંતાન. છે માત્ર આબરૂસર નિર્વાહ ચલાવતા ગરીબ

કુટુંબના નબીરા. આ દશામાંથી કોઇક જ પહોંચી શકે એવી દુર્લભ સ્થિતિએ આજે પહોંચ્યા છે; એ જ માત્ર એમનું સચ્ચારિત્ર્ય અને હૃદયબળ બતાવી આપે છે ડૅા. રતનજીભાઇનો જન્મ સં. ૧૯૩૭ની સાલમાં જૂનાગઢમાં થયો હતો. વડીલો સાધારણ ધંધો કરી ગુજરાન ચલાવતા હતા. બાળપણથી જ તેઓ બહુ મહત્વાકાંક્ષી અને ચમત્કારિક–તેજસ્વી બુદ્ધિના લાગતા હતા. ૧૯ વર્ષની વયે તો પોતે મેટ્રીકની પરિક્ષા જૂનાગઢમાં આપી અને સ્ટેટની સ્કોલરશીપ મેળવી આગળ અભ્યાસ કરવા માટે મુંબઈ આવ્યા. ગુજરાતના યુવકો પરણ્યા પછી જેમ આગળ અભ્યાસ કરે છે તેમ રતનજીભાઇને પણ વિદ્યાર્થીવયમાં પરણાવી દેવામાં આવેલા હતા. હરકોઇ કામ માણસ દૃઢતાથી ઉપાડે છે તેમાં ઘણા કસોટીના પ્રસંગો વટાવવાના આવે છે. એવો એક અસહ્ય ફટકો પણ આ વિદ્યાર્થી ઉપર કુદરતે પાડયો હતો.

સન ૧૯૦૫માં પરિક્ષા આડો થોડો સમય હતો. દરમ્યાન ચરિત્રનાયકના માતપિતાએ પરલોકગમન કર્યું. આથી ઉગતી આશાવાળા આ યુવકના હૃદયને જબરો આઘાત થયો. પણ દૃઢ મનોબળથી સહન કરી આગળ વધવા કુચ કરી અને એ જ સાલમાં એલ. એમ. એન્ડ. એસ. ની પરિક્ષા પસાર કરી. પણ એટલેથી જ નહિ વિરમતાં વધુ આગળ શીખવાની હિમ્મત બીડી. સંજોગો દુઃખકર હતા. સન ૧૯૦૬માં એમનાં પત્નીનો સ્વર્ગવાસ થયો. એટલું જ નહિ પણ અભ્યાસ આગળ વધારવા માટે સ્કોલરશીપ મળતી હતી તે પણ બંધ થઈ. દૃઢતાપૂર્ણ માનવીઓની આવી કસોટીની વેળાએ જ પરિક્ષા થાય છે. આવા સંજોગોમાં સપડાઈ પોતે મુંબઇમાં દવાખાનું ખોલ્યું. એકાદ વર્ષ પ્રેકટીસ કર્યાપછી રૂા. ૧૫૦) ના પગારે મ્યુનિસિપલ હેલ્થ ડીપાર્ટમેન્ટમાં દાખલ થયા. અહીં ચાર વર્ષ દરમ્યાન એમની ચતુરાઇ જોઇ ખર્ચ આપી એમને વિલાયત મોકલવામાં આવ્યા. સને ૧૯૧૩માં વિલાયત ગયા અને ૧૯૧૪માં તેઓ પાછા આવ્યા. બાદ મ્યુનિસિપલ નોકરી છોડીને ફરી વિલાયત ગયા. અને તે જ વર્ષમાં લીવરપુલમાં આંખની સરજરીનો ડી. સી. એચ. ઓ. નો ડીપ્લોમા મેળવ્યો. આ વેળા યુરોપમાં દારૂણ યુદ્ધ ચાલતું હતું. તે સમયમાં મેન્ચેસ્ટરની આંખની હૅાસ્પીટલ કે જે આખા ઇંગ્લંડમાં સારામાં સારી હૉસ્પીટલ ગણાય છે. અને જેમાં વર્ષે સવાલાખ દર્દીઓનો સરવાળો આવે છે તેમાં હાઉસ સરજન તરીકે સન ૧૯૧૬માં ચરિત્રનાયક દાખલ થયા. ૬ માસ આ રીતે કામ કર્યા પછી બધા કાર્યકર્તાઓ યુદ્ધમાં ગયા અને આખી હૉસ્પીટલ ચરિત્રનાયકને સોંપી ગયા. રેસીડન્ટ સરજીકલ ઓફીસર તરિકે ચાર વર્ષ સરસ કામ કરી વિશાળ અનુભવ મેળવ્યો. એટલું જ નહિ પણ એમને ઘણાં સર્ટીફીકેટો પણ ત્યાંથી મળ્યાં. મેન્ચેસ્ટરની આંખની હૉસ્પીટલમાં આટલી ઉંચી પદવી મેળવનાર લોહાણા કોમમાં તો શું પણ હિન્દીઓમાં પણ ઘણું કરીને ડો. રત્નાકર પહેલા જ છે. સન ૧૯૨૦માં આ સર્વીસ અતિ માન સાથે છોડી તુરત જ ઑક્સફર્ડ યુનિવર્સિટીની પરિક્ષામાં બેઠા. અને ડી- ઓ. ની ડિગ્રી સંપાદન કરી. બાદ તે જ અરસામાં લંડનમાં પરિક્ષા આપી ડી. ઓ. એમ. એસ. ની અઘરી ડિગ્રી પણ મેળવી. ચરિત્રનાયકની આ હિમ્મત નવાઇ પમાડે એવી છે. એમનું હૃદયબળ અને મનોબળ જનતામાં નવચેતન રેડે એવું છે. સને ૧૯૨૧માં તેઓ ફરી મુંબઇમાં આવી ફ્રેન્ચપુલ ઉપર "ચરક કિલનીક" હૉસ્પીટલ ઉઘાડી. તેમાં બધા વર્ગોને માટે સગવડ કરી છે. બચતા

સવારના ટાઇમમાં જનતાને મફત લાભ આપવા માટે ભટવાડી તથા માંડવી ઉપર એમ બે દવાખાનાં ખોલ્યાં અને સર્વ કોમના ભાઇબ્હેનોને મફત આંખો તપાસી ઈલાજો કરવા લાગ્યા.

પછીથી બહુ વ્યવસાય વધતાં માંડવીનું દવાખાનું બંધ કરવામાં આવ્યું છે. પણ પોતાની ભટવાડી ઉપરની ઇસ્પીતાલમાં ગરીબોની મફત સારવાર કરવામાં આવે છે. આંખના ડૉકટર તરીકે મુંબઈમાં ડો. રત્નાકર પ્રખ્યાત છે.

સને ૧૯૨૩ના જુલાઈ મહિનામાં મુંબઇની પ્રખ્યાત કોલેજ ઓફ્ ફીઝીશ્યન્સ એન્ડ સર્જન્સે (College of Physicians & Surgeons) ડોકટર રત્નાકરને તેમની પોતાના ધંધામાં લાયકાત અને હુશિયારી જોઇને પોતાની કોલેજની મોટામાં મોટી ડિગ્રી F. C. P. S. (Fellow of the College of Physicians & surgeons) એનાયત કરી છે. વળી તે જ મહિનામાં ડા. રત્નાકરને Police ophthalmic Surgeon (પોલીસના આંખના ડાકટર) નો મોટો હોદ્દો આપવામાં આવ્યો. જે હોદ્દાની રૂએ ડાકટર રત્નાકર પાસે મુંબઇના બધા ટેકસી ડ્રાઇવરોએ દર સાલ પોતાની આંખ તપાસાવી સર્ટીફીકેટ મેળવવું જોઇએ.

બાબરાના પ્રતિષ્ઠિત ગૃહસ્થ શેઠ ધારશી કરમશીની પુત્રી વેરે ફરી તેમનું લગ્ન થયું છે. આ બાઇ ઘણાં દયાળુ માયાળુ અને ઉદાર મનનાં છે. સાથે ગૃહકળામાં પ્રવીણ એવાં સદ્‌ગુણી આર્ય રમણીના ગુણ ધરાવે છે. આ પત્નીથી ચરિત્રનાયકને એક પુત્રરત્ન સાંપડયું છે. જેની હાલ ઉમ્મર ૧૪ વર્ષની છે. અને અંગ્રેજી અભ્યાસ કરે છે. ચરિત્રનાયકના બીજા બે ભાઇઓ પ્રથમથી જ વ્યાપારી લાઇનમાં લાગી ગયાછે. પોતે ઘણી મહાન ડિગ્રીઓ મેળવી યુરોપી પ્રજાના પણ માનીતા થયા છતાં ખુબી તો એ છે કે પોતે નિરાભિમાની, થોડાબોલા અને બાળકના જેવા આનંદી સ્વભાવના છે. મુંગું કાર્ય કરવાનું એમને પસંદ છે. જ્ઞાતિ ઉન્નતિનાં ઘણાં કાર્યોમાં ઉમંગથી ભાગ લે છે. જ્ઞાતિનાં ફંડોની યોગ્ય વ્યવસ્થા થવી જોઇએ તેમ જ પ્રેતભોજનો બંધ થવાં જોઇએ. વળી ન્યાતની પટેલાઈ વારસા હક્ક તરીકે નહિ પણ લાયકાત પ્રમાણે મળે તો વ્યાજબી કહેવાય એવા વિચારો ધરાવનારા છે. સ્વજ્ઞાતિ ભાઇઓમાંથી વિચારશીલ યુવકોની એક કલબ સ્થાપી ગમ્મત સાથે જ્ઞાન આપવાની અને વિચારોની આપલે કરવાની તેઓ જરૂર વિચારે છે. એઓશ્રીનું વ્યક્તિગત્ અને જાહેરજીવન ઘણું શોભાભર્યુ છે. યુનિવર્સિટીની સાધારણ પરિક્ષામાં બેસતા નબળા મનના હિન્દી વિદ્યાર્થીઓને હીસ્ટીરિયા અથવા તો હૃદય બંધ પડી જવાના આઘાતો થાય છે; તેવાઓએ ડો. રત્નાકરના જીવનમાંથી આત્મબળનો ગુણ શીખવો જોઇએ. પ્રભુ એમને હવે પછી પણ વધુ યશસ્વી બનાવે એવું ઇચ્છીશું.

# શ્રીયુત રામજીભાઈ જેરામ ખાંટ (મુંબઈ)



જગતમાં એક એકથી જુદી કોટીનાં અસંખ્યાત મનુજ પ્રાણીઓ વિદ્યમાન છે. જેટલા પ્રમાણમાં આત્મા વિકસીત થયો હોય તેટલા ક્ષેત્રમાં સૌ પોતાનું કાર્ય કરી રહ્યાં છે. આ સ્વાર્થી સંસારમાં આપમતલબી આલમ વધે છે, પણ પ્રભુની કૃત્તિમાં કંઈ ખામી ન રહે એ નિયમ પ્રમાણે સ્વાર્થરહિત આત્માઓને–સેવાપ્રિય માનવીઓને પણ તેમણે પેદા કરેલ છે; કે જે વ્યક્તિઓ આંતરિક સુચનાઓ પ્રમાણે જીવન વહન કરી સેવાની સુવાસ જનસમાજમાં ફેલાવે છે. આવા એક સેવાપ્રિય વૃત્તિવાલા અમારા સન્મિત્ર શ્રીયુત રામજીભાઈનો પરિચય અહીં આપવો ઉપયોગી થશે.



શ્રીયુત રામજીભાઈ જેરામ ખાંટ.

શ્રીયુત રામજીભાઇનો જન્મ કચ્છ નાગ્રેચામાં સંવત૧૯૩૧ની સાલમાં થયો હતો. ચરિત્ર-નાયકનાં માતુશ્રી પ્રેમાબાઇ બહુ ધાર્મિક વૃત્તિનાં હતાં. નાનપણથી જ પુત્રમાં સેવા-વૃત્તિના સંસ્કાર તેમણે પાડયા હતા. ૭૦૦ થી ૮૦૦ ભજન કીર્તન માતુશ્રીને કંઠાગ્રે હતાં અને દરરોજ તે-માંના ઘણાંય પોતે ગાતાં હતાં. ગીતા તો તેમને મોઢે હતી. આ ભક્તિમતિ માતા પ્રભુસ્મરણ કરતાં કરતાં ૭૭ વર્ષની વયે દેવલોક પામ્યાં હતાં.

રામજીભાઇને બીજા ત્ર-ણ વડીલ ભાઇઓ હતા કરમશી, વીસનજી તથા પ્રા-ગજી. તેઓ પણ અનુક્રમે તરૂણ વયે સ્વર્ગસ્થ થયા હતા. એ વિધવા ભાભીઓ વગેરેનું પોષણ રામજીભાઇ કરે છે. અને રૂ. ૧૦૦૦૦)નું ભાઇઓનું કરજ પણ તેમણે ભર્યું હતું.

રામજીભાઇ ગુજરાતી અને અંગ્રેજી જરૂરજોગું શીખ્યા છે. તેમના વડીલો કોન્ટ્રા-કટરનાં તથા ઇજારાનાં કામ કરવા ઉપરાંત, પરચુરણ વેપાર પણ કરતા હતા. કચ્છ

**નાગ્રેચાનો** તાલુકદાર રાજા **ચાંદાજી** ચરિત્રનાયકના પિતા **જેરામભાઇને** બહુ માનભરી રીતે ચહાતો હતો.

જરૂરજોગો અભ્યાસ કર્યો બાદ **રામજીભાઇ** મુકાદમીનું કામ શીખ્યા. ત્યારપછી ૧૯૫૨ ની સાલમાં કોલસાના વેપારી ભેગા નોકરી રહ્યા. કાર્યદક્ષતા એ એવી ચીજ છે કે એના પ્રતાપે માણસ ગમે તે કામમાં પણ ઝળકી ઉઠે છે. થોડા સમયમાં પગાર વધીને રૂા. ૭૦) થયો. પરંતુ ત્યાંથી વધુ નશીબ અજમાવવા માટે પોતે ગોદી અને રેલ્વેની મુકાદમીનું સ્વતંત્ર કામ હાથમાં લીધું. વધુ આગળ વધી સીડવીડ અને ચોખાની દલાલી શરૂ કરી; જે અદ્યાપિ ચાલુ છે. આજે પોતે એક પ્રતિષ્ઠિત દલાલ તરીકે એસોસીએશનમાં માન ધરાવે છે.

પોતાના બાહુબળથી કમાતા થયા પછી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો. એ વિષે વધુ નોંધ લેવા જેવું ખાસ નથી. એમનાં હાલનાં પત્ની **ગંગાબાઈ** બહુ મમતાળુ અને ઘરરખ્ખુ આર્યા, સંસ્કારી હૃદયનાં છે. એટલે **રામજીભાઇનો** સંસાર સંતોષભર્યો ચાલે છે. **રામજીભાઈના** પિતાશ્રીનું શાન્તિમય અવસાન ૧૯૪૩ ની સાલમાં થયું હતું. ચરિત્રનાયક ખરેખર માતૃભક્ત છે. પોતે અદ્યાપિ માતાની પ્રતિમાનું પૂજન કરે છે. ત્રણે વિધવા ભાભીઓનું પણ પોષણ કરી કુટુંબસેવા બજાવી રહ્યા છે. કુટુંબ ઉપરાંત જ્ઞાતિ સેવામાં પણ તેઓ ઉમંગથી ભાગ લે છે. તેઓ ઘણી વખત કહે છે કે "ગરીબોની સેવા કરવાથી હું ઉચ્ચ થયો છું." હાલ કચ્છી લોહાણા સ્વયંસેવક મંડળના "કમાન્ડર ઇન ચિફ" છે. પાંચમી જ્ઞાતિપરિષદ વેળા તેઓએ ભારે શ્રમ વેઠી સરંજામની બધી વ્યવસ્થા કરી પોતાની ઉત્તમ પ્રકારની કાર્યદક્ષતા બતાવી આપી હતી. કેળવણીની બાબતમાં પણ રસ લેછે. **રણછોડદાસ** ચત્રભુજ કચ્છી લોહાણા બોર્ડીંગની વ્યવસ્થાપક કમિટિના મેમ્બર છે. **કચ્છી** મહાજનની મેનેજીંગ કમિટિના પણ સભ્ય છે. વ્યવસ્થા અને કામ કરવાની ચતુરાઈ તેમનામાં અજબ છે. સર્વ કંઇ કામ નિઃસ્વાર્થ ભાવે કરવામાં આનંદ માનનારા છે.

**મુંબઇમાં** ૧૯૫૨ ની સાલમાં પ્લેગની શરૂઆતમાં સવારથી સાંજ સુધી હરરોજ પોતે મુડદાંઓને ખાંધે ઉપાડી સોનાપુર લઈ જતા હતા. આ કામમાં મંડ્યા રહેવામાં પોતે પોતાને ભુલી ગયા હતા—પોતાના શરીરની જરા જેટલી પણ દરકાર કરી નહોતી. આવી સેવાવૃત્તિથી લોકોનો તેમના ઉપર પૂજ્યભાવ વધ્યો. જ્ઞાતિહિતનાં કોઇ પણ કાર્યમાં સેવા અર્પવા સદા ખડે પગે **રામજીભાઈ** તૈયાર જ હોય. કોઇને કંઇ પણ અગવડતામાં સગવડતા કરી આપી મુશ્કેલીઓમાં મદદગાર થવાનું એમનું જાણે કામ હોય એમ લાગે છે. જન્મભૂમી **કચ્છ નાગ્રેચામાં** પશુઓને પાણી પીવાનું દુઃખ જોયું એટલે પોતાના મોટાભાઈ સ્વ. **કરમશીભાઈના** નામે મોટો હવાડો બંધાવી આપ્યો, તેમના પિતાશ્રીએ અહીં એક **શિવાલય** પણ બંધાવી આપેલ છે. જ્ઞાતિસેવામાં જ સંતોષ નહિ માનતાં દેશસેવામાં પણ તેણે યોગ્ય હિસ્સો આપ્યો છે અને આપે છે. અસહકારની ચળવળને અંગે તિલક સ્વરાજ્ય ફાળામાં રૂપિયા ભરવા માટે લોહાણા જ્ઞાતિમાં તનતોડ મહેનત કરી રૂા. સવાલાખ જેવડી રકમ એકઠી કરી આપી હતી. આવા સ્વયંસેવકો

બહુ ઓછા હોય છે. જલીયાંવાલા બાગમાં રૂ. ૧૧૦૦૦)ની ઉઘરાણી પોતે રખડી રખડીને વસુલ કરી હતી. તેઓ જેવું માને છે તેવું કરી દેખાડે છે.

"સાદું જીવન અને ઉચ્ચ વિચારો" આ સુત્રનો મર્મ તેઓ બરાબર સમજ્યા છે. સ્વદેશીના પૂરેપૂરા ગ્રાહક હોઇ ખાદી સિવાય બીજું કાપડ લેતા નથી. પોતાની જન્મભૂમિ નાગ્રેચામાં જઇ ખાદીનો મંત્ર શીખવાડવામાં અને લોકોને ખાદીમય બનાવવામાં તેઓએ બહુ પ્રયાસ કર્યો છે. પોતાનું હૃદય જ્ઞાત્યાભિમાનથી ભરપુર છે તેવું જ દેશાભિમાનથી પણ ભરપુર છે. સ્વ. તિલક મહારાજને સત્તાવાળાઓએ ૬ વર્ષની જેલ આપી હતી તે દિવસથી રામજીભાઇએ છેડાવાળી બંધાવેલી પાઘડી પહેરવાનું છોડી દઈ સાદો ફેંટો બાંધવા માંડયો છે. દેશની સ્થિતિ વિચારી પ્રથમ સ્વજ્ઞાતિમાં ખાદીની રૂચી કરાવવા અત્યારે મથી રહ્યા છે. પોતાને ત્યાં તુલસીવિવાહ પ્રસંગે બાલકૃષ્ણ ભગવાનને માટે તેમ જ મંડપ વગેરે બાંધવા માટે શુદ્ધ ખાદીનો જ ઉપયોગ કર્યો હતો. તેમનો સ્વભાવ બહુ પ્રેમાળ અને સત્યપ્રિય છે. જ્યારે જ્યારે તેમની મુલાકાત થાય ત્યારે એમ જ કહે "મારે લાયક કંઇ કામ સેવા?" બસ સેવામાં જ તેઓ સદૈવ આનંદ માને છે. સેવા કરવાના પરવાના રૂપ ઉંચી ડીગ્રીઓ તેણે મેળવી નથી, ભાષણ કરી જાણતા નથી, માત્ર અંતર પ્રદેશમાં વિહરતા ઇષ્ટદેવની ગેબી સુચનાઓ પ્રમાણે જીવન વહન કરે છે. એ સત્ય સુચનાનો અમલ પોતાના જીવનથી જ કરી બતાવે છે. અને હાલ આવા જ આત્માઓની દેશને અને સમાજને જરૂર છે. પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય બક્ષી તેમનું જીવન હજુ વધુને વધુ સેવામય બનાવે એવું ઇચ્છીશું.



# રા. પીતામ્બર લવજી એડવોકેટ (મુંબઈ)



પ્રભુએ માનવ પ્રાણીઓમાં અનેક શકિતઓ મૂકી છે; પણ તેને જે ખીલવી જાણે છે તે જ તેનો લાભ લઇ શકે છે. આજકાલ કેળવણીના યુગમાં નાગર, બ્રહ્મક્ષત્રિ વગેરે કોમ વિદ્યામાં આગળ વધી કહેવાય છે; પણ વ્યાપારપરાયણ લોહાણા જ્ઞાતિમાં પણ ઉંચી કેળવણી પામેલો અમુક વર્ગ છે. તેમાંના એક રા. પીતામ્બરભાઇની ટુંક જીવનરેખા દોરવા અમે પ્રેરાઇએ છીએ.

શ્રીયુત પીતામ્બરભાઈનો જન્મ સન ૧૮૮૫ ની સાલમાં કાઠિયાવાડના આબરા ગામે વડીલોનાં મૂળ વતનમાં થયો હતો. વડીલોની આર્થિક સ્થિતિ પ્રભુકૃપાએ સારી હતી. તેઓ શરાફીનો ધંધો કરતા હતા. ઉચ્ચ વિચારવાળાં એમનાં માતા મોતીબાઈએ બાળકોમાં નાનપણથી જ નિરાભિમાન, નમ્રતા, દયાળુતા, ઉદારતા વગેરે માનવજીવનના પ્રગતિકારક ગુણો ભર્યા હતા. જન્મભૂમિમાં પ્રાથમિક શિક્ષણ લઈ ચરિત્રનાયક વધુ ભણવા માટે ભાવનગર ગયા. અહીં બી. એ. પાસ થઇ આગળ અભ્યાસ વધારવા પોતે મુંબઇ ગયા. ત્યાં સન ૧૯૦૫માં તેઓ બી. એ. એલ. એલ. બી. થયા. એમની મહેનત ખંત તેમ જ ઉત્સાહ આ વખતે એમના ચારિત્ર્યની શુદ્ધતા દર્શાવી આપતાં હતાં. ઉપરોકત પરિક્ષા પસાર કરી પોતે વકીલ થયા. પુત્રની આટલી પ્રગતિ જોવા એમના પિતાશ્રી રોકાયા નહિ. એઓ તો પોતાના પાંચ પુત્રોને કીશોરવયના છોડી સ્વર્ગે સંચર્યા હતા. માત્ર માતાની મીઠી છાંયા નીચે પુત્રો આગળ વધ્યા. એમના ભાગ્યવાન માતા તો પુત્રોની પૂર્ણ ઉન્નતિ જોઇને પછી જ સન ૧૯૨૧માં દેવ થયાં હતાં. સન ૧૯૦૯ માં એડવોકેટ થયા પછી ચરિત્રનાયકે સ્વતંત્ર પ્રેકટીસ શરૂ કરી. આ કામ સન ૧૯૧૩ સુધી કર્યા પછી ભાગ્યરેખા વધુ ઝળકતાં પાલનપુર સ્ટેટમાં સરન્યાયાધિશ તરીકે સારા પગારે ગોઠવાયા.

૧૯૧૯ સુધી સ્ટેટની આ નોકરી બજાવ્યા પછી આગળ વધી ૧૯૨૦માં ગવર્નમેન્ટ લૉ કોલેજમાં પ્રોફેસર નિમાયા જે અદ્યાપિ ચાલુ છે. ૧૯૨૧માં એકટિંગ પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટ તરીકે પણ પોતે કામ બજાવ્યું હતું. એડવોકેટ થયા પછી જ્ઞાતિ તરફથી એઓને માનપત્ર મળ્યું હતું. તેના બદલામાં પોતાના વિદ્યાબળથી સ્વજ્ઞાતિની સુન્દર સેવા બજાવવાનો એમણે સંકલ્પ કર્યો હતો. જ્ઞાતિની હાયર એજ્યુકેશન બોર્ડીંગના સેક્રેટરી તરીકે તેઓએ ૧ વર્ષ કામ કર્યું હતું. હાલ આ સંસ્થાની વ્યવસ્થાપક કમિટીના મેમ્બર છે. ગૃહસ્થાશ્રમ સંતોષભર્યો છે. એઓને ત્રણ પુત્રરત્ન પ્રભુએ આપેલ છે. કોન્ફરન્સના ઠરાવો વ્યવહારમાં મૂકાય તો જ તેનું સારાપણું સંભવે એમ તેઓ માને છે. તેઓ ઘણા મીઠા સ્વભાવના અને ધાર્મિક વિચારના એક લાયક પુરૂષ છે. પોતાની શકિત અને વિદ્યાથી બનતી સેવા બજાવવા ચુકતા નથી. વિદ્વાન થઇ પોતે અભિમાની નથી થયા પણ નમ્ર બન્યા છે. હાલમાં એઓશ્રીની વધારાના પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટ તરિકેની નિમણુક થઇ છે; પ્રભુ હજુ એઓનું જીવન વધુ ને વધુ ઉચ્ચ બનાવે એવું ઇચ્છીશું.

# રા. વિઠ્ઠલદાસ મનજી નથુ ઘેલાણી (ભાણવડ)





સૌજન્યતા અને સદાચારની સુવાસ ઘણીવાર શ્રીમંતોના આવાસમાંથી નથી આવતી પણ ગરીબોની ઝુંપડીમાંથી આવે છે; કે જે પોતાના વ્યક્તિગત જીવનથી જનતાને અચ્છો બોધપાઠ આપવાને સમર્થ થાય છે. હિંમત, સાહસ, ધૈર્ય આદિ એવા જ બીજા માનવજીવનના આદર્શ ગુણો-ની કંઇક ઝાંખી આ ચરિત્રનાયકના જીવનમાંથી થઈ શકે તેમ જણાય છે.

રા. વિઠ્ઠલદાસભાઇનો જન્મ વડીલોના મૂળવતન **ભાણવડ** શહેરમાં સં. ૧૯૪૫ માં થયો હતો. એમનાં માતા સરળ સ્વભાવનાં અને મમતાળુ છે. ચરિત્રનાયકમાં જે જે ઉમદા ગુણો દીસી આવે છે તે તેમને માતાપિતા તરફથી મળેલો વારસો છે તેઓ પાંચ ગુજરાતી અને ત્રણ અંગ્રેજી ભણ્યા છે.



રા. વિઠ્ઠલદાસ મનજી નથુ ઘેલાણી.

એમના પિતાશ્રી **મનજીભાઇ** પોરબંદરમાં પ્રથમ કારકુનની નોકરીમાં હતા પણ પછી તેઓ સાહસ કરી **મા**ડાગાસ્કાર ગયા. ૯-૧૦ વર્ષ ત્યાં રહી બીઝનેસ ખીલવ્યું દરમ્યાન પ્લેગ આવવાથી ફ્રેન્ચોએ દુકાનો બાળી નાખી તો પણ નિરાશ ન થતાં તેઓ કેપટાઉન ગયા અને ત્યાં ધંધો શરૂ કર્યો.

સન ૧૯૦૪ માં **વિઠ્ઠલદાસ**-ભાઈ પણ એમના પિતા પાસે પહોંચી ગયા. ત્યાં એ લાઈનનો અનુભવ લઇ **પ્રિ**ટોરીયામાં ફર-ચ્યુરણ માલની દુકાન ખોલી. આ વખતે તેમની ઉમ્મર માત્ર ૧૬ વર્ષની હતી. છતાં બુદ્ધિબળ પ્રશં-સનિય હતું. આટલી ઉમ્મરમાં પણ તેમના શૌર્ય માટેની એક ઘટના નોંધવા જેવી છે.

મ. ગાંધીજીની સરદારી હેઠળ ચાલેલી ટ્રાન્સવાલની યાદગાર સત્યાગ્રહી લડતમાં પોતાના પિતા અને ભાઇની સાથે ૧૬ વર્ષની ઉમ્મરે જેલમાં જવાનું માન મેળવનાર આપણી જ્ઞાતિના આ યુવક પહેલા જ હતા, આ સત્યની

અને સ્વમાનની લડાઇમાં તેઓ સામેલ થઇને ત્રણુવર્ષ હદપાર રહ્યા. લડાઇનું સમાધાન થતાં ૧૯૧૧ માં પાછા ટ્રાન્સવાલમાં ગયા અને ફરી દુકાન કરી. મ. ગાંધીજીસાથે ટોલસ્ટોય આશ્રમમાં પણ તેઓ થોડો સમય રહ્યા હતા. મ. ગાંધીજી તરફ તેમનો અનન્ય પૂજ્યભાવ છે; અને તેમને પોતાના ગુરૂ માને છે. હિમ્મત રાખીને પાછો ધંધો જમાવી આર્થિક સ્થિતિ સુધારી લીધા પછી ૧૯૨૦ માં પોતે પોરબંદર આવ્યા. અને ત્યાં મકાન લઈ કમીશન એજન્ટનું બીઝનેસ હાલ કરી રહ્યા છે. કાઠિયાવાડ રાજકિય પરિષદ તરફથી સોરઠ સમિતિના તેઓ સેક્રેટરી છે. મ. ગાંધીજીનો ઉદ્દેશ પ્રમાણે ખાદીપ્રચાર માટે સુંદર શ્રમ લઇ રહ્યા છે. મોમ્બાસાની લોહાણા જ્ઞાતિની ધર્મશાળામાં રૂા. ૫૦૧) લાયબ્રેરીનો એક હોલ બંધાવવા માટે આપી પોતે જ્ઞાતિપ્રતિની સહૃદયતા દર્શાવી આપી છે. પોરબંદર લોહાણા મિત્ર મંડળને પણ લાયબ્રેરી માટે રૂા. ૧૫૦) ની મદદ આપી ઉત્સાહમાં વૃદ્ધિ કરી છે, હાલ તેઓ આ સંસ્થાના સેક્રેટરી તરીકે સેવા બજાવી રહ્યા છે. ચરિત્રનાયકનો સ્વભાવ મિલનસાર આનંદી અને મમતાળુ છે. જ્ઞાતિહિતનાં દરેક કામમાં ઉમંગથી ભાગ લે છે. પોતે નવું અને જૂનું સાહિત્ય બહુ વાંચે છે. તેઓ એક વિચારક વ્યકિત છે. એમનો ગૃહસ્થાશ્રમ સુખી છે. એમનાં સદ્‌ગુણી ધર્મપત્ની કંકુબાઈ મમતાળુ અને ઘરરખ્ખુ આર્યા છે. સંતતિમાં એક પુત્રી રત્ન છે. જેને સુસંસ્કારી બનાવવાના ઉભયના મનોરથ છે. અતિથિ સત્કારમાં આ ઘર આગળ પડતું છે, તેનું કારણ તેઓની સૌજન્યતા છે. પ્રભુ હજુ તેઓને હાથે વધુ ને વધુ દેશ સમાજ અને જ્ઞાતિહિતના કામો કરાવે એવું ઇચ્છીશું.



# રા. હરજીવનદાસ જગજીવન વર્મા (ભરૂચ)



ભારતભૂષણ સ્વામિશ્રી વિવેકાનંદજીએ કહ્યું છે કે: જીવન અનિત્ય છે. આ જીવનમાં રીબાતાં રીબાતાં મરી જવું તેના કરતાં જાતભાઇઓની અને જનસમાજની સેવા કરતાં કરતાં મરવું એ વધુ આનંદદાયક છે. પણ એવી વ્યક્તિઓ સમાજમાં ઠામઠામ નથી મળતી. આજે જે મહાનુભાવનો પરિચય આપવામાં આવે છે તેઓ પોતે નથી કોઇ લાખોના દાનદાત્તા કે નથી કોઇ બેરોનેટ, માત્ર સેવા અને સૌજન્યતા આદિ એવા જ એમના ગુણો યશોગાનને પાત્ર છે.

રા. હરજીવનભાઇનો જન્મ. સં. ૧૯૩૬ ની સાલમાં કપિલ મુનિના ધામમાં–ભરૂચ શહેરમાં થયો હતો. બાળવયમાં જ એમનું શાણપણ અને ગંભીર વિચાર કરવાની ટેવ જણાઇ આવતી હતી. વડીલોની મીઠી છાંયડી તળે રહી મેટ્રીકની પરિક્ષા પાસ કરી સ્કૂલ ફાઇનલ તેમજ સેકન્ડ ગ્રેડ પબ્લીક સરવીસની પરિક્ષા પણ પસાર કરી ડીસ્ટ્રીકટ પ્લીડર (વકીલાત) નો અભ્યાસ કરવા પોતે મુંબઈ ગયા. ત્યાં બે વર્ષ રહી વકીલ કે. કે. સંતોકઃ બી. એ. એલ. એલ. બી. ની 'લૉ સ્કૂલ'માં કાયદાનો અભ્યાસ કરી મામલતદારની કોર્ટમાં નોકરી લીધી. એ અરસામાં એમના પિતાશ્રીનો દેહાન્ત થવાથી પછી ઘરના ચાલતા દૂધના ધંધામાં મોટા ભાઇ દયાળજી સાથે સામેલ થયા. ઉપરાંત વ્યાજવટાવનો ધંધો પણ કરવા લાગ્યા. અને તેમાં આબરૂસર જીવનવ્યવહાર ચલાવી શકાય તેટલું મેળવવા લાગ્યા. આ સાથે સ્વજ્ઞાતિનાં તેમજ સાર્વજનીક સંસ્થાઓનાં કામ પણ પોતે ઉમંગથી હાથ ધરતા રહ્યા. મહીરેવા લોહાણા હિતવર્ધક મંડળના આસી. સેક્રેટરી તરીકે અને પછીથી ખાસ સેક્રેટરી તરીકે આજે ઘણાં વર્ષ થયાં કામ કરે છે. આ મંડળ તરફથી લોહાણા ક્ષત્રિયની ઉત્પત્તિ સંબંધી શોધખોળ કરનાર કમિટી નિમાઇ હતી તેમાં પણ રા. વર્માની મેમ્બર તરિકે નિમણૂક થઈ હતી. તેમની શોધખોળને પરિણામે તથા કેટલીક સંગ્રહ કરેલી હકીકત ઉપરથી લોહાણા ક્ષત્રિયોનો ઈતિહાસ બહાર પડયો હતો. આ ઉપરાંત સં. ૧૯૬૫–૬૬ ની સાલથી મહીરેવા લોહાણા બોર્ડીંગના સેક્રેટરી તરિકે નિમણૂક થઈ છે. અને તે કામ કાળજીપૂર્વક આજે ૧૪ વર્ષ થયાં કરી રહ્યા છે. આ સંસ્થાની સેવા બદલ મંડળ તરફથી સોનાનો ચાંદ વડોદરાના દિવાન સાહેબ સર મનુભાઈના હાથે એનાયત કરવામાં આવ્યો હતો. આ ચરિત્રનાયકે જ્યાં જરૂર પડે ત્યાં પોતાની જાતથી સેવા સમર્પી છે. ભાવનગર મુકામે ભરાયલી ચતુર્થ લોહાણા પરિષદ વેળા પોતે પ્રાન્તિક સેક્રેટરી તરિકે ચૂંટાયા હતા, અને હજુ પણ કાયમ છે. આ

સિવાય આર્યસમાજના સભાસદ છેલ્લાં ૨૨-૨૪ વર્ષ થયાં હોઇ ત્યાં નાના મોટા હોદ્દાઓ સાચવી હાલ ઉપપ્રધાન તરિકે સેવા બજાવે છે. મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધીસભાના સભાસદ છે તથા સભા તરફથી જુદા જુદા જીલ્લામાં આર્યધર્મ પરિષદ ભરાઈ હતી તે વેળા સ્વયંસેવકના કેપ્ટન તરીકે તેઓએ સુંદર સેવા બજાવી હતી અને દરેક પરિષદ વેળા તેઓ એ રીતે તનમનની સેવા સમર્પે છે. આ ચરિત્રનાયક હાલના ધાંધલીયા પ્રવૃત્તિ-પરાયણ અને ખાસ કરીને અર્થપ્રાપ્તિના આતુર યુગમાં પણ ક્ષુદ્ર સ્વાર્થની મઢુલીમાં નહિ ભરાઈ રહેતાં પોતાની બુદ્ધિનો અને વિદ્યાનો સમાજને અને જ્ઞાતિને લાભ આપ્યો છે. મહીરેવા લોહાણા બોર્ડીંગના તો તેઓ આત્મા છે. આ બોર્ડીંગને જાણે જીવન અર્પણ કર્યું હોય તેમ લાગે છે અને નિરંતર તેની ઉન્નતિના વિચારો કર્યા કરે છે. ગૃહસ્થાશ્રમ સંતોષભર્યો છે. પોતાને પ્રભુ તરફથી સંતતિમાં માત્ર બે કન્યારત્નો છે. પુત્ર નથી છતાં વ્યગ્ર નહિ થતાં બોર્ડીંગનાં બાળકોને પોતે પોતાના પુત્ર સમાન માને છે. એમના પિતાશ્રી શેઠ જગજીવનદાસ ભૈલાભાઈ બહુ વિદ્વાન નહોતા પણ સહૃદયી હતા. સત્યશીલતા દયા ઉદારતા આદિ એમના મુખ્ય ગુણો હતા. ચરિત્રનાયક પણ ઘણા સરળ અને મીઠા સ્વભાવના છે. પ્રભુ એમનું જીવન વધુ યશસ્વી બનાવે એવું ઇચ્છીશું.



# ડૉ. ગોપાળજી પ્રયાગજી કોઠારી (કચ્છ-કોટડા)



આ નવીની મહત્તા તેના ગુણોથી અંકાય છે. જે કેળવણી નાસ્તિકતા અને અભિમાનમાં ફેરવાઇ જાય તે કેળવણી નથી પણ એક જાતનો વ્યાધિ છે. આ પ્રગતિમાન જમાનામાં જણાતી વિવિધ વિદ્યામાં ઘણાએ પુરૂષાર્થીઓ પારંગત થાય છે. લોહાણા જ્ઞાતિ પણ તેમાં આગળ વધી છે. આ જ્ઞાતિને દીપાવતા એક ઉત્સાહી અને સેવાપરાયણ યુવકનો ટુંક પરિચય આપવો અહીં આવશ્યક લાગે છે.

આ સહૃદયી ભાઇ ગોપાલજીનો જન્મ સં. ૧૯૪૬ની સાલમાં કોટડામાં થયો હતો. વડીલો જમીનદાર અને આબરૂદાર હતા.

ચરિત્રનાયકે શિક્ષણ માત્ર ગુજરાતી સાથે અંગ્રેજી પાંચ ધોરણ સુધી જ લીધેલું છે; પરંતુ વૈદ્યવિદ્યાના ઉત્સુક એમના મામા રાઘવજીભાઈના સહવાસે એમને એ વિદ્યામાં અનુરાગ થયો. માત્ર ઇચ્છા કરી બેસી નહિ રહેતાં સતત્ મહેનત લીધી. અમદાવાદ, અલ્હાબાદ વગેરે સ્થળોએ એ લાઇનનો આકરો અભ્યાસ કરી



ડૉ. ગોપાળજી પ્રયાગજી કોઠારી

સને ૧૯૧૭માં નાશિકમાં પરિક્ષા આપી પોતે આયુર્વેદ વિશારદ થયા. અને પછી મેળવેલી વિદ્યાનો લાભ પોતાના દેશવાસીઓને આપવા માટે કોટડા આવી સાર્વજનિક દવાખાનું ખોલ્યું. વગર નાણે દરદીઓનાં દુઃખો દૂર થાય માટે તેઓએ મહેનત ઉઠાવી ફંડ એકઠું કર્યું. પવિત્ર કાર્યોમાં મદદની ઉણપ રહેતી નથી. અત્યારે આ દવાખાનું કચ્છની ગરીબ પ્રજાને આશિર્વાદ સમાન થઇ પડયું છે. અને તેના ઉત્પાદક આપણા ચરિત્રનાયકને સૌ કોઇ ધન્યવાદ આપી રહ્યાં છે. ઇન્ફ્લ્યુએન્ઝાનો જીવલેણ તાવ ફેલાયો તે વખતે ભાઇ ગોપાલજીએ જે જનસેવા કરી છે તે ભુલાય નહિ એવી છે. દરવર્ષે કચ્છમાં યાત્રાળુઓનો મેળો ભરાય છે ત્યાં પણ કચ્છના ઠાકોર સાહેબની સહાયથી એઓશ્રી એક દવાખાનું ખોલે છે. પોતાના મીઠાં વાકયોથી જ દરદીને આરામ કરી નાખવાનો ગુણ આ ડૉકટરમાં જણાઇ આવે છે. આ વિદ્યાએ એમને નાસ્તિક કે અભિમાની બનાવ્યા નથી પણ નમ્ર અને દયાળુ બનાવ્યા છે. સ્વભાવ મીલનસાર અને મીઠો છે. એમને સંતતિમાં એક પુત્ર છે. સ્વજ્ઞાતિની ઉન્નતિના પ્રશ્નોમાં પણ ઉલટથી ભાગ લઇ યથાશકય સેવા બજાવી રહ્યા છે. એમનું વ્યક્તિગત અને જાહેરજીવન સુંદર છે. પ્રભુ એમને વધુ યશસ્વી બનાવ એવું ઇચ્છીશું.

# સ્વ. શેઠ પુરૂષોત્તમ ભીમજી (રાજકોટ)



સતત પુરૂષાર્થ એ માનવજીવનની અનુપમ ફતેહનો કિમિયો છે. કવિ ગ્રેના શબ્દોમાં કહીએ તો 'ઘણાં પાણીદાર કિમ્મતી મોતી તો દરિયાને તળીએ અંધારી ગુફામાં ઉત્પન્ન થાય છે.' સાધારણ સંજોગો વડે પ્રતિકુળતાઓમાં પણ પ્રબળ પુરૂષાર્થ કરી ઉન્નત દશાને વરનાર વ્યક્તિઓના જીવનમાં કંઇક જોયા જેવું હોય છે. શેઠ પુરૂષોત્તમભાઈનું જીવન કંઈક આ ને અનુરૂપ હોઇ અહીં તેનો ટુંક પરિચય આપવો ઉચિત લાગે છે.

પુરૂષોત્તમભાઇનો જન્મ સન ૧૮૭૫ માં રાજકોટમાં થયો હતો. એમનું કુટુમ્બ વંશપરંપરાથી મહાજનના શેઠ તરિકે ગણાતું આવ્યું છે. એમના માતાપિતા ધાર્મિક વૃત્તિનાં અને સંસ્કારી હૃદયનાં હોવાથી બાળક પુરૂષોત્તમમાં તે ગુણવારસો ઉતરી આવ્યો હતો. પિતા ભીમજીભાઇનો સ્વર્ગવાસ થયો અને મમતાળુ માતા વિદ્યમાન છે.

ભીમજીભાઇની આર્થિક સ્થિતિ સાધારણ હતી. ચરિત્રનાયક અંગ્રેજી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કરી ૧૬–૧૭ વર્ષની વયે વકીલ નાગજી નથુ ગણાત્રાને ત્યાં કામ કરવા જોડાયા. પાંચેક વર્ષ ત્યાં કામ કર્યા પછી સન ૧૮૯૬ માં ઝરીઆ જઈ શેઠ ભોજા ધનજી ને ત્યાં નોકરી રહ્યા. આ એમની ઉગતી વયમાં અનેક આકાંક્ષાઓની ઉથલપાથલ થઈ રહી હતી. હૃદય સ્વતંત્રતાની શોધમાં હતું. ચાર વર્ષ ત્યાં કોલ લાઈનનો અનુભવ લઈ શેઠ માધવજી જીવણની સાથે ભાગમાં પાંડેબેડા કોલિયરી ખરીદી. તેમાં સારો લાભ મળતાં પોતાનો ભાગ અન્યને વેચી નાખી પોતે કાટાપહાડી કોલિયરી ખરીદી. સન ૧૯૦૪ માં ન્યુ બીરભમ કોલ કું. ની ધાધકા કોલિયરી શેઠ ત્રીકમજી જીવણદાસની સહાયથી લીધી. અને સન ૧૯૦૫ માં અંગારપથરા કોલિયરી લીધી. પછી જૂની કોલિયરી લીધી. એમ ઉત્તરોત્તર પ્રગતિમાન થતા ગયા.

એમનામાં ખાસ ગુણ એ હતો કે જે કામ ઉપાડવું તેમાં તન્મય થઈ જવું. અને એ કાર્યદક્ષતાને પરિણામે તેઓ પોતાના ભાગ્યને ખીલવી શકયા.

'માઇનીંગ એક્ટ' જ્યારે અમલમાં આવ્યો ત્યારે 'માઈનીંગ મેનેજર' નું ફર્સ્ટ-ક્લાસ સર્ટિફીકેટ મેળવનાર પણ તેઓજ પહેલા હતા. તેમજ લોહાણા બંધુઓમાં પહેલ વહેલા આ પ્રદેશમાં જનાર પણ તેઓ હતા, માઇનીંગ (જીઓલોજીકલ) ડીપાર્ટમેન્ટની એડવાઇઝરી બોર્ડના તેઓ મેમ્બર હતા.

રાજકોટમાં મળેલી લોહાણા પરિષદના ખર્ચમાં આશરે ⅓ ભાગ એમણે આપેલો હતો. રાજકોટના કેટલાક ઉંચી કેળવણી લેવાને ઉત્સુક વિદ્યાર્થીઓને એમણે સારી મદદ કરેલી છે. એમની ગુપ્ત સખાવતો ઘણી હોવાનું કહેવાય છે. કીર્તિની તેને સ્પૃહા નહોતી.

સન ૧૮૯૩ માં એમનાં લગ્ન થયેલાં. એમનો ગૃહસ્થાશ્રમ સંતોષભર્યો હતો. કુદરતના અટલ નિયમાનુસાર સન ૧૯૧૫ માં ૪૦ વર્ષની વયે આ ભલા સજ્જનનો સ્થૂળદેહ પંચત્વને પામી જતાં એક લાગણીવાળા સભ્યની જ્ઞાતિને અને સમાજને ખોટ જણાઈ હતી. પોતાની પાછળ એક પત્ની તથા ત્રણ પુત્રો સાથે બહોળું કુટુમ્બ મૂકી ગયા છે. પ્રભુ એમના આત્માને શાશ્વત શાન્તિ સમર્પે એજ અભ્યર્થના.

# શ્રીયુત અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર (ભાવનગર)



"નીચાંને ઉંચે ચડાવો, અને તે માટે તમારી જીંદગીને રોકો. તમારા કામને તમે લાયકછો એ બતાવવા સતત્ પ્રયાસ કરો" સર હેનરી કોટનના આ કથનને અનુસરનારા થોડા છે. એ થોડામાંનો એક, પતિતોનો ઉદ્ધારક, અનાથોનો બેલી, અસંસ્કૃત પ્રજાનો તારક અને અનોખી ઢબનો કાર્યકર લોહાણા જ્ઞાતિનો ઉજ્વળ કોહિનૂર અમૃતલાલ એક છે.

એમનો જન્મ સંસ્કારી કુટુંબમાં ભાવનગરમાં થયો હતો. બાળવય અને મધ્ય વયની જોઇતી વિગતો અમને મળી નથી. પણ એમની સેવાની સૌરભ જગપ્રસિદ્ધ છે. અને એજ આકર્ષણથી અમે કિંચિત પરિચય આપી કૃતકૃત્ય થઇએ છીએ.

યોગ્ય કેળવણી લીધા પછી એમણે મુંબઇ મ્યુનિસિપાલિટિમાં નોકરી લીધેલી. બાદ વિલાયત જઇ એલ. સી. ની પરિક્ષા આપી સ્વદેશ આવ્યા. માસિક રૂા. ૩૦૦) ની નોકરી મળેલી પણ આ ઉન્નત આત્માને તેમાં આનંદ નહિ આવવાથી તે છોડી સેવાનાં વ્રત લીધા. મહાત્મા ગોખલે સ્થાપિત હિન્દ સેવક સમાજમા તેઓ જોડાયા. અર્થની આકાંક્ષાઓ અને સંસારી લાલચોનો સેવાના યજ્ઞમાં હોમ કરી હૃદયના ઉમદા અવાજને અનુસરી આ મુંગો કાર્યકર્ત્તા અત્યારે દેશની પતિત પ્રજાની અમોલી સેવા બજાવી રહ્યો છે. સમસ્ત જનતાને વિદીત છે કે એઓ શું કામ કરે છે. એમની અનેક સેવાઓનો સરવાળો જંગી આવે એમ છે. તન મનથી સેવા એમના જેવી અત્યારે ભાગ્યે જ કોઇ કરી શકે છે. હાલ ખેડા જીલ્લાના દાહોદ અને જાલોદ તાલુકાઓમાં પાંચ નિશાળો ખોલાવી સાડાત્રણસો ભીલ બાળકોને ભણવાનાં સાધનો મફત પૂરાં પાડી તેઓ કેળવી રહ્યા છે. ઉપરાંત બે આશ્રમો ખોલી નિરાધાર બાળકોને મફત પાળેપોષે છે. તેઓને ખેતીવાડી અને કારીગરોનું કામ પણ શીખવે છે તેમજ ઉત્સાહી ભીલ બાળકોને—વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપી દેશાવરમાં હુન્નર શીખવા મોકલાવે છે. ભીલ બાલિકાઓને પણ ભણવા આવવા બદલ દરમાસે સ્કોલરશીપ આપે છે. બે દવાખાનાં ખોલી ભીલોનાં આરોગ્યને પણ સંભાળી તેઓને અનાચાર તથા વ્યસનથી મુક્ત કરે છે. આવી રીતે ભીલ જેવી વીર જાતિને કેળવવામાં પોતાની જીંદગીની દરેક ક્ષણોને તેઓ હાલ રોકી રહ્યા છે. તેઓ બહુ બોલતા નથી. કાર્ય કરીને જ આત્માની પ્રસન્નતા મેળવે છે. સ્વભાવે બહુ નમ્ર અને બાળકના જેવા પ્રેમી છે તેથી જ ભીલ જેવી જાતિના ઉન્નતિકર આચાર્ય અને સમસ્ત જનતાના આત્મારૂપ થઇ પડયા છે. તેઓએ જીવનને શોભાવ્યું છે સાથે જ્ઞાતિને પણ શોભાવી છે.

અમૃતલાલભાઇના જેવા જ કાર્યકર્ત્તાઓની અધિક હસ્તિ હોય તો જરૂર હિન્દ એક અજીત કિલ્લા સમાન બની જાય. "મુંગી સેવામાં મહા આનંદ માનનારા આત્માઓ પ્રભુ સ્વરૂપ બની જાય છે." એ એક શિષ્ઠજનનું કથન યથાર્થ છે. અમૃતલાલભાઇનાં યશસ્વી—સાત્વિક જીવન વિષે કંઇ પણ વિવેચન કર્યું છે તે માત્ર સાગરનાં બિન્દુનાં પણ બિન્દુ સમાન છે. અમોઘ સેવાઓથી જ તેઓ અમરત્વને વરી રહ્યા છે. પરમાત્મા એ એકની વિભૂતિમાંથી એવા અનેકાનેક અમૃતલાલ ભારતની સેવા અર્થે આપે એવી અંતરની પ્રાર્થના!

# રા. વિઠ્ઠલદાસ પુરૂષોત્તમ અભલાણી (પોરબંદર)



આ નવ પ્રાણીનાં પારણાં ઉપર પ્રભુએ પોતાના વિચારોની રેખા દોરેલી છે. એમનો એ ખાસ સંદેશો ભુંસી શકાતો નથી. ભર્તૃહરિ કહે છે તેમ માણસ ગુણોથી જ પૂજાય છે, ઉમ્મર કે જાતિથી નહિ. ઉત્કૃષ્ટ કે નિકૃષ્ટ થવું એ માણસની કૃત્તિપર અવલંબે છે. આ ધસમસતા યુગમાં ખુલ્લાં પડેલાં સેવાનાં ક્ષેત્રોમાં અનેક સંભવિત વ્યકિતઓ લાગેલી છે; તેમ પ્રસિદ્ધ લોહાણા જ્ઞાતિના એક ઉચ્ચાશયી ભાઇ વિઠ્ઠલદાસ પણ એ દિશામાં પ્રયાસ કરી રહ્યા છે. એમના કેટલાક ઉમદા ગુણોથી આકર્ષાઇ એમનો ટુંક પરિચય આપવો ઉચિત ધારીએ છીએ.

વિઠ્ઠલદાસભાઈએ કોલેજોની ડીગ્રીઓ મેળવી નથી. ગુજરાતી અભ્યાસ સાથે અંગ્રેજી એ ચોપડી જેટલું જ્ઞાન લીધું છે. પિતાજી નાની વયના મૂકી દેવ થઈ ગયેલા એટલે ગુણમૂર્ત્તિ માતા શામકુંવરબાની છાંયામાં એમણે કેટલીક હૃદયની ઉચ્ચ કેળવણી લીધી છે. એ મમતાળુ માતા પણ સં. ૧૯૭૮ માં આ ફાની દુનિયા છોડી ગયાં છે.

એમના પિતાજી વહાણના દલાલ હતા તેથી વિઠ્ઠલદાસભાઇ પણ એ લાઇનમાં પરોવાઇ ગયા હતા અને ધંધાને વિકસીત કર્યો હતો. "કોઇનું પણ ભલું કરવું, સેવા એજ સર્વસ્વ" વગેરે સદ્દવૃત્તિનાં મૂળ માતા પિતાએ રોપેલાં તે વિઠ્ઠલદાસભાઈમાં નવપલ્લવિત થયાં છે. પોરબંદરમાં લોહાણા મિત્રમંડળ અને બોર્ડીંગની હસ્તિ એ વિઠ્ઠલદાસભાઇની સેવાનું ફળ છે. મિત્રમંડળના તથા બોર્ડીંગના સેક્રેટરી તરીકે હાલ સુંદર સેવા પોતે બજાવી રહ્યા છે. બોર્ડીંગના તો તેઓ આત્મા છે. તેઓ વ્યવહારચતુર તેમજ સ્વભાવે નમ્ર, નિરાભિમાની અને મળતાવડા છે. પોરબંદરના સ્વજ્ઞાતિભાઇઓમાં પોતે અદ્દભુત ચાહ મેળવ્યો છે. આટલી પ્રતિષ્ઠા અને વિશ્વાસ એ એમના સુંદર વ્યક્તિત્વનો પુરાવો છે.

જ્ઞાતિહિતના દરેક કામમાં તેઓ ખડે પગે તૈયાર રહે છે. પોરબંદરમાં લોહાણા જ્ઞાતિનું એ છૂપું રત્ન છે. અને આવા સેવાપ્રિય સજ્જનની અત્યારે જ્ઞાતિને ખરી જરૂર છે. કેટલાક પુરૂષોચિત્ત ઉત્તમ ગુણોને વિઠ્ઠલદાસ ભાઇએ પોતાના કરી લીધા છે; તેથી જ એમની સેવામાર્ગે પ્રગતિ થઈ રહી છે. એમનું સાંસારિક જીવન સુખી છે. પ્રભુ એમને અધિક સેવાબળ અર્પે એજ શુભેચ્છા !



શ્રીયુત ઉદ્ધવજી તુળશીદાસ ઠક્કુર



શ્રીયુત જદુરાય ડી. ખંધડીઆ



રા. પુરૂષોતમ વૃજલાલ ગોવીંદજી



રા. નિર્ભયરામ વિજયરામ કાનાબાર



શ્રીયુત પુરૂષોત્તમ લખમસી વકીલ



શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા



માસ્તર ખીમજી મનજી નથુઆણી જંગબાર



શ્રીયુત મંગળદાસ પ્રેમજી લોહાણા

# યુવક રત્નોની ઓળખાણ

**રા. ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર:** 'લોહાણા જ્ઞાતિની ઉત્પત્તિ અને ઇતિહાસ' ના કર્ત્તા, ગરવી ગુજરાતના અધિપતિ, પાપ અને પશ્ચાતાપના લેખક: એક શાન્ત, વિચારક અને ઠરેલ સ્વભાવના કચ્છી યુવક.

**રા. જદુરાય ડી. ખંધડીઆ:** 'બાંવઢા' નિબંધનો જવાબ આપનાર એક લેખક, વિચારક, અને આનંદી સ્વભાવના આદર્શવાદી ઘોઘારી લો. જ્ઞાતિના યુવક:

**રા. નિર્ભયરામ વિજયરામ કાનાબાર. સમી:** એક સત્યાગ્રહી વીર. અન્યાયોની સામે થઇ આત્મબળિદાન આપવાનો એમના જીવનનો મંત્ર જાહેર કર્યો છે.

**રા. પુરૂષોત્તમ ગોવિંદજી. મુંબઈ:** નાગપુર સત્યાગ્રહ; જંગમાં જેલજાત્રા કરી આવનાર ઘોઘારી લોહાણા જ્ઞાતિના યુવક.

**રા. ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરા:** એક સારા લેખક, નવલકથાકાર, કવિ, સત્યાગ્રહી યુવક:

**વકીલ પુરૂષોત્તમ લખમશી:** પોરબંદર લોહાણા બોર્ડીંગ અને મિત્રમંડળના સેક્રેટરી, ઠરેલ સ્વભાવના, વકીલ, જ્ઞાતિ હિતના કાર્યમાં આગળ પડતો ભાગ લેનાર સજ્જન.

**રા. મંગળદાસ પ્રેમજી લોહાણા:** બી. કોમ. ની પરિક્ષામાં ફતેહમંદ રીતે ઉત્તિર્ણ થનાર, અને હાલમાં પ્લીડરનો અભ્યાસ કરતા એક અર્થશાસ્ત્રી કચ્છી યુવક: લેખનશક્તિ પણ ધરાવે છે.

**રા. ખીમજી મનજી નથુઆણી:** સાહિત્યરસિક અને આફ્રિકામાં જંગબાર જેવા દૂર પ્રદેશમાં જઇને પણ જ્ઞાતિ સેવાના મોંઘા મંત્રને અપનાવી લેનાર એક રાજકોટ-નિવાસી ભાઈ.

**કર્ત્તા:**

# અગાઉથી ગ્રાહક થનાર સદ્દગૃહસ્થોની મુબારક નામાવળી.

૨૫૦ એક ગ્રાત્યાભિમાની સજ્જન. સિન્ધ.
૨૦૦ એક સજ્જન સદ્દગૃહસ્થ. આફ્રિકા.
૧૨૫ એક બ્હેન. મુંબઇ.
૨૦૦ એક સાહિત્યવિલાસી સજ્જન. ,,
૧૦૦ શેઠ પુરૂષોત્તમ ઘેલાભાઈ. કોચીન.
૫૧ એક શ્રીમાન ગૃહસ્થ મુંબઇ.
૫૦ શેઠ મોરારજી અમરશી. કરાચી.
૫૦ એક સજ્જન પુરૂષ. મુંબઇ.
૪૦ એક સદ્દગૃહસ્થ મુંબઈ.
૫૦ એક સજ્જન ગૃહસ્થ માનભૂમ.
૨૫ એક વિદ્યાવિલાસી ગૃહસ્થ. કલકત્તા.
૨૫ રા.બ. શેઠ કરમશી દામજી જે. પી. મુંબઈ.
૨૫ શેઠ વીરજીભાઇ પેરાજ મુંબઈ.
૨૫ રા. દેવજીભાઇ દયાલજી ઠક્કર. ઝરીઆ.
૧૫ શેઠ નારણદાસ જીવરાજ દત્તાણી. મુંબઇ.
૧૫ શેઠ મથુરાદાસ દેવરામ. ,,
૨૦ શેઠ શીવજી ધર્મસિંહ શેઠીઆ. કલકત્તા.
૨૦ એક ગૃહસ્થ. મુંબઇ.
૧૦ શેઠ લખમશી મનજી ઠક્કર. કલકત્તા
૧૦ શ્રીયુત ગાંગજી પીતામ્બર વર્મા. ઇન્દોર.
૧૦ શેઠ લાલભાઇ નરસિંહદાસ. અમદાવાદ.
૧૦ શેઠ જેઠાભાઈ ધનજી. મુંબઇ.
૧૦ શેઠ ગોપાલજીભાઇ રામજી. ,,
૧૦ શેઠ નથુભાઇ ગોવંદજી ,,
૧૦ શેઠ ખેરાજભાઈ ઓધાભાઇ. ,,
૧૦ શેઠ છગનલાલ કરમશી પારેખ. ઝરીઆ.
૧૦ શ્રીયુત વિઠ્ઠલદાસ મનજી ઘેલાણી. પોરબંદર.
૫ એક ભરૂચનિવાસી ભાઇ. ભરૂચ.
૫ ડૉકટર આર. પી. રત્નાકર મુંબઈ.
૫ શ્રીયુત પીતામ્બર લવજી એડવોકેટ ,,
૫ શ્રીયુત જમનાદાસ નારણદાસ ચાહવાળા,,
૧૦ બ્હેન કાશીબાઈ દામોદરદાસ. ભાવનગર.
૫ શેઠ ત્રીકમદાસ રવજી. મુંબઈ
૫ શેઠ લવજીભાઈ મેઘજી જે. પી. ,,
૧૦ શેઠ અંબારામ કાલીદાસ. કમ્પાલા
૧૦ શેઠ હંસરાજ ટલુ. કચ્છ—લખપત.
૧૦૦ કરાચીનિવાસી સજ્જનો. કરાચી.
૧૦ શેઠ દેવચંદ જાદવજી ઠક્કર વેરાવલ.
૧૦ શેઠ આણંદજી વલ્લભદાસ દાસાણી. મુંબઇ

૫ શેઠ નારણદાસ કાનજી એલચીવાળા મુંબઇ.
૩ શેઠ જેઠાભાઇ મૂલચંદ મેઘજી. કલકત્તા.
૫ શેઠ વેલજીભાઇ કાલીદાસ મુંબઇ.
૨ રા. રા. ત્રિભોવનદાસ જે. રાજા. લીંબડી.
૨ શેઠ લક્ષ્મીદાસ ભીમજી. અમદાવાદ.
૫ શેઠ તુલસીદાસ ભાણજી. ઝરીઆ.
૨ શેઠ પ્રાગજીભાઇ જયરામ તન્ના. કોચીન.
૨ શેઠ લાલજી તેજપાળ. ,,
૧ રા. મોહનલાલ માધવજી નાસિક.
૧ શેઠ રવજી મોનજી મેવાવાલા મુંબઇ.
૧ શેઠ રણછોડદાસ દયાળ હરખાણી. કરાચી
૧ શ્રીયુત એમ. વિઠ્ઠલદાસ મદ્રાસ
૧ શેઠ ગોપાલજી પુરૂષોતમ કલકત્તા
૧ શ્રીયુત મોહનલાલ દેવકરણ કરાચી
૧ ,, ગોરધનદાસ જે. માંડવીઆ. નવીબંદર
૧ મોહનજી એમ. વર્મન. કરાચી.
૧ શેઠ હરિદાસ પીતામ્બર ભાણવડ
૧ રા. મોહનલાલ નાનજી ભોજાણી. સાપર.
૧ શેઠ કારાભાઈ ગોવિંદ. ભાડથર
૧ શેઠ નારણદાસ પ્રાગજી. રંગુન.
૧ શેઠ માનજી વીરજી થાણદાર. જૂનાગઢ.
૧ વકીલ હરગોવિંદ ગોકળદાસ મહુવા
૧ શેઠ નાથુલાલ ડાહ્યાભાઇ ઓમ્બો.
૧ ડા. મુંદરજી નાનજી. ધ્રોળ
૧ શેઠ ગોપાળજી રામજી ચાંદ્રાણી. સરવણ
૧ ,, પ્રેમજી ધરમશી નથુઆણી. આંકોલા.
૧ રા. પોપટલાલ મોરારજી. કલકત્તા.
૧ વ્યવસ્થાપક શ્રી વિદ્યાર્થી યુવક મિત્રમંડળ. ભરૂચ.
૧ શેઠ પુરૂષોતમ ગોકલદાસ. કાનાનોર
૧ વકીલ પુરૂષોતમ કાનજી. બાબરા.
૧ ડા. દામજી વલજી રાયકુંડલિયા. મુંબઇ.
૧ ડા. ભીમજી રતનશી રૂપારેલ. મુંબઇ.
૧ રા. આણંદજી મૂલજી નથુ પાંધી. ,,
૧ ,, રામજી જયરામ ખાંટ ,,
૧ ,, રવજી પુરૂષોત્તમ વિંઝાણવાળા ,,
૧ ,, ગોપાલજી ખેંગાર. ,,
૧ ,, છોટાલાલ નારણદાસ ખંધડીઆ ધરમપોર

૧ રા. ગોવિંદજી જાદવજી ચોથાણી. કોચીન.
૧ શેઠ રવજીભાઇ અરજણ. મુંબઇ.
૧ રા. રવજી જાદવજી માણેક. કચ્છ–વાગડ
૧ રા. ગોપાલજી પુરૂષોતમ આયા. કલકત્તા.
૧ શેઠ મૂલજીભાઇ અરજણ. મુંબઈ.
૧ શેઠ પ્રેમજી નૃસિંહદાસ. ભીમડી.
૧ શેઠ માધવજી પદમશી થોભરાણી. મદ્રાસ.
૧ રા. વિઠલજી નારણજી ગણાત્રા. વડોદરા.
૧ શેઠ વેલજી પુરૂષોતમ. ખંડવા.
૧ રા. ઉમિયાશંકર તુલજારામ પુરોહિત મદ્રાસ.
૧ ભાઇ દામોદરદાસ ભીમજી. મુંબઈ.
૧ ઠા. મથુરાદાસ વીસનજી. મુંબઇ.
૧ ગં. સ્વ. શાન્તાબ્હેન ચી. દાવડા. દહાણું.
૧ ઠા. ખટાઉ લીલાધર. ગુઆ.
૧ શ્રી લોહાણા બોર્ડીંગ રાજકોટ.
૧ શેઠ અમરચંદ વાલજી. ઈન્દોર.
૧ અમીન નરશીભાઇ ચતુરભાઇ. વસો.
૧ ઠા. ભવાનજી વલ્લમજી ગણાત્રા. કરાચી.
૧ રા. દેવચંદ ભવાન સોમાણી. રાણાવાવ.
૧ શેઠ અર્જુન લક્ષ્મીદાસ લાલાઇ. ઘાટકોપર.
૧ ઠા. જેરામ કરશન સોમૈયા. શાહુપુરી.
૧ શ્રી ભાટીઆ સાર્વજનીક લાયબ્રેરી. મુંબઇ.
૧ ઠા. વંદ્રાવન પ્રેમજી. ભાણવડ.
૧ ઠા. વિઠ્ઠલદાસ રૂડા. કંડુગરૂ.
૧ ઠા. કાકુલાલ હીરજી. બુગોન્ડો
૧ ,, વલભદાસ ગોરધન. સરોડી.
૧ ,, લાધારામ જેરામ. બુગોન્ડો.
૧ ઠા. રામજી દેવરામ. બુગોન્ડો.
૧ ,, વલ્લભરાસ જીવરાજ. સરોડી.
૧ ,, મનજી હીરજી. બુગોન્ડો.
૧ ,, રામજી નાનજી મોરબીવાળા. સરોડી.
૧ ,, સુંદરજી મોનજી બુગોન્ડો.
૧ ,, ગોરધનદાસ નારણ બુગોન્ડો.
૧ ,, હરિદાસ ડી. સાયાણી. ,,
૧ ,, ગોકળદાસ સુંદરજી જંગબાર
૧ બાબુ કરશન ભવાન ચોટલીઆ. કુસુન્ડા.
૧ શ્રીયુત રામજી વાલજી દાવડા. નખત્રાણા.
૧ ઠા. વીસનજી શીવજી કલકત્તા.
૧ ઠા. સુંદરજી ગોકળ ગણાત્રા. કરાચી
૧ ઠા. ચુનીલાલ નથુભાઈ. ગોઝારીઆ.
૧ શેઠ નારણજી પુરૂષોતમ સુથરી

૧ ઠા. મૂલજી ગોવિંદજી શેઠ મુંદ્રા.
૧ શ્રી કચ્છી લોહાણામિત્ર મંડળ. કરાચી.
૧ શ્રીયુત્ મેઘજી માવજી જેરામ. મુંબઈ.
૧ ,, તુલસીદાસ ખેતશી. મલાડ.
૧ ,, ગીરધરલાલ એચ. લોહાણા. મુંબઇ
૧ ,, તુલસીદાસ વસનજી ખોન્જેની.
૧ ,, દયાળજી ઉકાભાઇ. ભાયાવદર.
૧ ઠા શામજી ખીમજી કોટક. મુંબઇ.
૧ ,, ગંગારામ ધારશી. મુંબઇ
૧ ,, પુરૂષોતમ ઘેલાભાઇ પોરબંદર
૧ શ્રી લોહાણામિત્રમંડળ લાયબ્રેરી ,,
૧ શ્રી. નિર્ભયરામ વિજયરામ કાનાબાર. સમી.
૧ શેઠ ખીમજી માવજી કુઆ. મુંબઇ.
૧ રા. વેલજી દેવચંદ. મોટી સરલ–કચ્છ
૧ પુરૂષોતમ મૂલજી શેઠ. મુંદ્રા
૧ વકીલ લાલજી હીરજી.
૧ ધી શીઆ ઇમામી ઇસમાઇલી લાયબ્રેરી. મોમ્બાસા.
૧ રા. હરિદાસ રૂગનાથ લાખાણી. મોમ્બાસ
૧ રા. પ્રાગજી ધર્મસિંહ કક્કડ. કાનપુર.
૧ રા. પીતામ્બર વલજી ઠક્કર. હૈદ્રાબાદ–સિન્ધ
૧ રા. ભગવાનલાલ સોઢા. કલકત્તા
૧ શ્રી પ્રજાબંધુ ફ્રી લાયબ્રેરી. ખંભાલીઆ
૧ રા. માનસંગ કેશવજી. મુંબઇ.
૧ રા. વ્રજલાલ પરમાનંદ વર્મા. ખંભાલીઆ.
૧ ,, કેશવજી વેલજી કલકત્તા
૧ શેઠ ગોકળદાસ વીરજી મુંબઈ.
૧ ,, જાદવજી એમ. ઠક્કર. મુંબઇ.
૧ ઠા. જાદવજી વાઘજી મથલવારા કરાચી.
૨૦ શેઠ નાનજી કાલીદાસ તરફથી
૧ શેઠ નાનજી કાલીદાસ મહેતા
૧ લીન્ડી ઇન્ડિયન લાયબ્રેરી.
૧ ધારસલામ તિલક લાયબ્રેરી.
૧ મોમ્બાસા લાયબ્રેરી.
૧ નાઇરોબી લાયબ્રેરી.
૧ ના. કા. લાયબ્રેરી–જીન્જા.
૧ કમ્પાલા ઈન્ડિયન લાયબ્રેરી.
૧ ભાવનગર દક્ષિણા મૂર્ત્તિ વિદ્યાભવન.
૧ શેઠ ગોરધનદાસ કાલીદાસ. રાણાવાવ
૧ ના. કા. કન્યાશાળા પોરબંદર.
૧ ના. કા. કન્યાશાળા. રાવલ.
૧ શેઠ લાલજી વિશ્રામ. ગોરાણા.
૧ જામ સલાયા લો. બોર્ડીંગ.
૭ ગ્રંથકર્ત્તાની ઇચ્છાનુકુલ મહાજનો તથા સંસ્થાને.

સુજ્ઞ વાંચનાર મહાશય !

આ પૂર્વાર્દ્ધ ભાગ અહીં પૂરો થાય છે. હવે ઉત્તરાર્દ્ધની આશા આપી હાલ તો અમે રજા લઈએ છીએ. પ્રભુ, તમારા ને અમારા અભિલાષો સફળ કરે એ જ પ્રાર્થના.

કર્ત્તા:

